Reg. No B 2297



# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૩ જું
૧૯૨૯

અંક ૧ લો
જાન્યુઆરી

:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

---

નિયમમાત્ર જીવનની સુવ્યવસ્થા માટે છે, જીવનનો હ્રાસ કરવા માટે નથી. જે નિયમો સુવ્યવસ્થા કરવાને બહાને જીવનનો હ્રાસ કરી રહ્યા હોય છે, તેવા નિયમોને વશ વર્તવું એ નિયમપાલન નથી પણ કેવળ જડતા અને ગુલામી છે આવે પ્રસંગે નિયમોનું પાલન કરવાને બદલે તેનો ભંગ કરવો એ ધર્મ છે

નિયમપાલન અને નિયમભંગ એ બન્નેનો વિવેકવાળો સમન્વય જે છાત્રાલય ઉભો કરી શકે છે તે છાત્રાલય જીવતું રહે છે જ્યાં માત્ર કડક નિયમપાલન છે ત્યાં જડતા આવે છે, જ્યાં માત્ર નિયમભંગ છે ત્યાં અરાજકતા આવે છે

વાસ્તવિક રીતે બોલીએ તો જ્યાં નિયમભંગ એ નિયમના શબ્દાર્થનો જ માત્ર ભંગ છે પણ એ નિયમના હાર્દનો ભંગ નથી, જ્યાં નિયમપાલન અને નિયમભંગ બન્ને ખુદ નિયમના જ પોષક છે, જ્યાં નિયમભંગ એ નિયમના નકામા થઈ ગએલા અંગનો ભંગ છે, ત્યાં નથી આવતી જડતા કે નથી આવતી અરાજકતા

નિયમપાલન અને નિયમભંગની આ ચાવીને આપણે વિવેક કહી શકીએ જે છાત્રાલય પૂરો વિવેક કેળવી શકે તે છાત્રાલય જીવતું રહી શકે છે

**ધર્મશ્રી સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે**

શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# નવું વર્ષ

ખ્રિસ્તી લોકોમાં નવા વર્ષનો વિધિ સુંદર છે. જૂના વર્ષના છેલ્લા દિવસની રાત્રિના બાર વાગ્યા પહેલાં પાંચ મિનિટે ખ્રિસ્તી દેવળોમાં એક ઘંટ વાગે છે. આ ઘંટ તે જૂના વર્ષનો મૃત્યુઘંટ. આસ્તિક ખ્રિસ્તીઓ આ વખતે પ્રભુની ઊંડા અંતઃકરણથી પ્રાર્થના કરે છેઃ "હે દીનદયાળ, જૂના વર્ષનો આ મૃત્યુઘંટ અમારાં તેમજ સમગ્ર માનવજાતનાં મલિનતા, અજ્ઞાન, અશ્રદ્ધા, પશુતા વગેરેનો મૃત્યુઘંટ થાઓ."

ત્યાર પછી તરત જ બાર ઉપર પાંચ મિનિટે એક બીજો ઘંટ થાય છે તે નવા વર્ષના જન્મનો, એ જન્મના હર્ષનો. તરત જ શ્રદ્ધાળુ ખ્રિસ્તીઓ વિચારે છેઃ "હે પ્રભુના પેગંબર, આ નવું વર્ષ અમારા અને સમગ્ર જગતના હૃદયમાં નવો પ્રકાશ, દયા, શ્રદ્ધા, બંધુભાવ, માનવતા વગેરે લાવો."

કાઠિયાવાડમાં નવા વર્ષને પ્રભાતે અળશ કાઢવાનો રિવાજ છે. અમાસની કાળી અંધારી રાત પૂરી થયા પછી પરોઢિયે કાઠિયાવાડી સ્ત્રી એક ઠીબકાને લઈને વગાડતી વગાડતી ઉકરડે મૂકી આવે છે. આ ઠીબકું એટલે જૂના વર્ષની આંતર બાહ્ય મલિનતાની મૂર્તિ. ઠીબકામાં જુઓ તો એકાદ સાવરણીનું ઠૂંઠું હોય, ફૂટેલ તાવડીનો કટકો હોય ને બે ચાર ચીંથરાં હોય. આખાયે વર્ષની મલિનતા, કલેશકંકાસ, પામરતા, અંધારું વગેરે લઈને પોતે મૂંગી મૂંગી ઉકરડે ફેંકી આવે છે અને આનંદથી એકાદ વાસણ વગાડતી પાછી આવે છે. કાઠિયાવાડની આ ભોળી બાઈ વિચારે છેઃ "જૂનું તો બધું ગયું; હવે સમણાં, શુકનનાં મીઠું કંકુ આવશે એટલે ઉંબરો લીંપી ગુંપી તૈયાર રાખું." શુકનનાં આ મીઠું કંકુ એટલે નવા વર્ષનાં મંગળ ને આરોગ્ય.

આપણે ત્યાં બ્રાહ્મણો બળેવના દિવસે જનોઈ બદલાવે છે ત્યારે પણ जीर्णत्वात् त्वत् परित्यागः । એમ બોલીને હૃદય તથા બુદ્ધિ ઉપર ચઢી ગયેલા તમામ જૂના થરોને ખંખેરી નાખે છે અને ભગવાન્ સૂર્યનારાયણ પાસેથી નવજીવન મેળવે છે.

આપણું પણ જૂનું વર્ષ આજે ખતમ થાય છે અને નવું વર્ષ શરૂ થાય છે. જૂના કોહી ગયેલા વિચારોનો ત્યાગ અને નવા જીવન્ત વિચારોનો આદરસત્કાર એ આપણો ધર્મ.

આપણે સૌ છાત્રાલય જીવનના આપણા વિચારોમાં જેટલું જેટલું અયોગ્ય હોય, ખૂંચે તેવું હોય, અશાસ્ત્રીય હોય, આપણા ધ્યેયથી વિપરીત

હોય અને જીવન સાથે અસંગત હોય તે તમામનો આજે ત્યાગ કરીએ અને જે કરતાં આપણું પોતાનું મન ડંખતું ન હોય તેવું, ધ્યેયને અનુકૂળ, શાસ્ત્ર અને વ્યવહાર બન્ને રીતે શુદ્ધ અને ઉચ્ચ માનવતા તરફ લઈ જનારૂં હોય તેનો આદરસત્કાર કરીએ.

આજે નવા વર્ષના આરંભે આપણે પરમ કૃપાળુ પરમાત્મા પાસે એટલું જ માગીએ કે "હે પ્રભો, જૂનું સડી ગએલું છે એમ જાણતા છતાં જેને ફેંકી દેવાની અમારામાં તાકાત નથી તેને ફેંકી દેવાની તાકાત આપ. હે પ્રભો, નવું સુંદર અને પથ્ય છે એવી ખાત્રી હોવા છતાં જેનો સ્વીકાર કરવાની અમારી હિંમત નથી તેનો સ્વીકાર કરવાની અમને હિંમત આપ."

## વિભાગીય છાત્રાલય સંમેલનનો અહેવાલ

ભાવનગર

### તારીખ ૨૯–૩૦ ડીસેમ્બર ૧૯૨૮

તા૦ ૨૯–૩૦ ડીસેમ્બર ૧૯૨૮ શનિ, રવિના રોજ કાઠિયાવાડનું વિભાગીય સંમેલન ભરાઇ ગયું. બન્ને દિવસોનો કાર્યક્રમ ખૂબ ઘીચોઘીચ હતો.

#### મહેમાનો

મહેમાનોની એકંદર સંખ્યા બહુ ન હતી પરંતુ જે જૂદે જૂદે સ્થળેથી ગૃહપતિઓ આવ્યા હતા તે જોતાં વિભાગીય દૃષ્ટિબિંદુથી આ સંમેલનમાં સારા પ્રમાણમાં પ્રતિનિધિત્વ સચવાએલું કહી શકાય. અમરેલી, લીંબડી, જાફરાબાદ, મોરબી, પાલીતાણા, અને જામનગર એટલાં સ્થળોએથી ગૃહપતિ ભાઇઓ આવ્યા હતા. ભાવનગરના સ્થાનિક ગૃહપતિ ભાઇઓએ તથા અન્ય શિક્ષણરસિક સજ્જનોએ પણ સારો ભાગ લીધો હતો એમ કહી શકાય. પાલીતાણા જૈન બાલાશ્રમના મંત્રી શ્રી. વીરચંદભાઇ શાહ આ પ્રસંગ ઉપર પોતાના મોટા વ્યવસાયમાંથી પણ વખત બચાવીને આવી પહોંચ્યા હતા અને બન્ને દિવસની કાર્યવાહીમાં અસંત રસપૂર્વક ભાગ લીધો હતો તે બીના નોંધવા જેવી છે. અન્ય છાત્રાલયોના મંત્રી સાહેબો ભાઇશ્રી વીરચંદભાઇના પગલે ચાલવાનો પ્રયત્ન કરે અને પોતાનાં છાત્રાલયોના પ્રશ્નોની કાર્યવાહીમાં એવો જીવંત રસ લેતા થાય તો આવતી કાલે જ આપણાં છાત્રાલયો આજે છે તેથી વધારે સુંદર સ્વરૂપ પકડે. ગુજરાત વિદ્યા-

પીઠમાંથી કાકાસાહેબ કાલેલકર પણ આવી પહોંચ્યા હતા અને બન્ને દિવસોના કામકાજમાં પ્રમુખપદે બેસી સંમેલનના કાર્યને સંગીન રીતે દોર્યું હતું.

બન્ને દિવસોનો કાર્યક્રમ નીચે પ્રમાણે હતોઃ—

તા. ૨૯-૧૨-૨૮ શનિવાર

| | |
|---|---|
| ૭-૩૦ થી ૧૦ | ભાવનગરનાં બે છાત્રાલયોની મુલાકાત |
| ૧૨-૩૦ થી ૧-૧૫ | પ્રમુખ શ્રી. કાકાસાહેબનું પ્રાસંગિક વ્યાખ્યાન |
| ૧-૧૫ થી ૩ | નક્કી કરેલા પ્રશ્નો ઉપર ચર્ચા |
| ૩ થી ૩-૩૦ | અલ્પાહાર |
| ૩-૩૦ થી ૪-૩૦ | શ્રીમતી તારાબેન મોડકનું વ્યાખ્યાન<br>વિષયઃ 'કન્યા છાત્રાલય' |
| ૪-૩૦ થી ૬ | એક છાત્રાલયની મુલાકાત |
| ૭-૩૦ થી ૯ | પ્રશ્નોત્તર |

તા. ૩૦-૧૨-૨૮ રવિવાર

| | |
|---|---|
| ૭-૩૦ થી ૧૦ | બે છાત્રાલયોની મુલાકાત |
| ૧૨-૩૦ થી ૧-૧૫ | શ્રી. નાનાભાઇનું વ્યાખ્યાન<br>વિષયઃ 'ગૃહપતિની તાલીમનાં આવશ્યક અંગો' |
| ૧-૧૫ થી ૩ | બાકી રહેલા પ્રશ્નો ઉપર ચર્ચા |
| ૩ થી ૩-૩૦ | અલ્પાહાર |
| ૩-૩૦ થી ૪-૩૦ | શ્રી. હરભાઇનું વ્યાખ્યાન<br>વિષયઃ 'વિદ્યાર્થી તરફની આપણી દૃષ્ટિ' |
| ૪-૩૦ થી ૬ | છાત્રાલયની મુલાકાત |
| ૭-૩૦ થી ૯ | પ્રશ્નોત્તર |
| ૯ થી ૯-૩૦ | નિર્ણયો |
| ૯-૩૦ થી ૧૦ | પ્રમુખશ્રીનો ઉપસંહાર. |

શ્રી. કાકાસાહેબ કાલેલકરને રવિવારે રાત્રે જ અમદાવાદ ઉપડી જવાનું હોવાથી રાત્રિનો કાર્યક્રમ ટૂંકાવી નાખવામાં આવ્યો હતો. ઉપસંહારનું કામ સાંજે જ પતાવી દેવામાં આવ્યું હતું અને રાત્રિની પ્રશ્નોત્તરીને બદલે તમામ ગૃહપતિ ભાઇઓએ હૃદયોહૃદય મીલાવીને થોડીએક ઉપયોગી ચર્ચા કરી હતી.

આમ એકંદર રીતે ચાર પ્રકારનાં કામો આ સંમેલને કર્યાં. હવે તે ચારે ઉપર ટૂંકા દૃષ્ટિપાત કરીએ.

## છાત્રાલયોની મુલાકાત

એકંદર ભાવનગરનાં પાંચ છાત્રાલયોની મુલાકાત લઇ શકાઇ.

૧. શ્રી કાઠિયાવાડ મોઢ વણિક બોર્ડિંગ.
૨. શ્રી ગોકળદાસ જીવણદાસ કપોળ બોર્ડિંગ.
૩. શ્રી લોહાણા બોર્ડિંગ.
૪. શ્રીદક્ષિણામૂર્તિ ગૃહ.
૫. શ્રી ઔદિચ્ય વિદ્યાર્થિભવન.

આ છાત્રાલયોની મુલાકાત વેળાએ નીચેના મુદ્દાઓ ઉપર તે તે છાત્રાલયોના ગૃહપતિ ભાઇઓ તથા મંત્રી સાહેબો સાથે છૂટથી વાતો થઇ હતી.

ખોરાકની બાબતમાં લગભગ બધે જ ઠેકાણે એક સરખો ક્રમ જણાયો હતો. નોંધવા જેવી વિશિષ્ટતા એ હતી કે ઘણાં ખરાં છાત્રાલયો જ્ઞાતિનાં હોઇ તેમાં 'તિથિઓ'ના ભોજનો ઘણા મોટા પ્રમાણમાં નજરે આવતાં હતાં. ડાહ્યા ગૃહપતિઓએ અને વ્યવહારૂ મંત્રીઓએ

**ખોરાક**

હલકા ભારે ભોજનોનો સુયોગ્ય ક્રમ ઠરાવીને આવાં ભોજનોના વિધિમાં વિવેક આણ્યો હતો. કોઇ પણ છાત્રાલયે ખોરાકની બાબતમાં શાસ્ત્રીય પ્રયોગો કરીને કશો જ નિર્ણય હજી સુધી કરેલો નથી એ વાત છાત્રાલય સંમેલનના તમામ સંચાલકોએ ધ્યાનમાં રાખવા જેવી છે. અમરેલી છાત્રાલય સંમેલનમાં એવો એક વિચાર થયો હતો કે કોઇ પણ એક છાત્રાલયે ખોરાકનો શાસ્ત્રીય નિર્ણય કરવાના પ્રયોગો કરવા. અમદાવાદના સમેલન વખતે આ દિશામાં કોઇ પણ એક છાત્રાલય આપણી પાસે ખોરાકની શાસ્ત્રીય મીમાંસા જરૂર રજુ કરશે તેવી આશા રાખવી એ વધારે પડતી નહિ લેખાય.

શારીરિક શ્રમની બાબતમાં એવું જાણવા મળ્યું છે કે વિદ્યાર્થીઓ પોતાનું અંગત કામ-બની શકે તેવું-હાથે કરી લે તેને શરીરશ્રમ ગણવામાં આવે. જ્યાં જ્યાં અનુકૂળતા છે ત્યાં ત્યાં વિદ્યાર્થીઓએ પોતપોતાનાં છાત્રાલયોનું બાગકામ પણ હાથ ધર્યું છે તે જાણીને

**શરીરશ્રમ**

હરકોઇને જરૂર આનંદ થાય. આવા પોતાના અંગત કામ ઉપરાંત શરીરને શ્રમ પાડે તેવું સંસ્થાગત કામ અથવા તો કેળવણીમાં શરીરશ્રમને ચોકક્સ સ્થાન હોવું જોઇએ તેવી માન્યતાથી પ્રેરાઇને ઉદ્યોગો દ્વારા તે પૂરૂં પાડવાના પ્રયોગો

અમને શ્રીદક્ષિણામૂર્તિ ગૃહમાં જોવા મળ્યા. ત્યાં પોતાના વ્યક્તિગત કામ ઉપરાંત શરીરને શ્રમ મળે તેવાં સંસ્થાગત કામો પણ વિદ્યાર્થીઓ કરે છે; અને એ ઉપરાંત સુતારી, બાગ તેમજ વણાટમાંથી કોઇ પણ એક ઉદ્યોગમાં ઓછામાં ઓછો એક કલાક આપે છે. શરીરશ્રમનું આ મહત્ત્વ દરેક છાત્રાલયે સ્વીકારવા જેવું છે. બની શકે તેટલો એ દિશામાં પ્રયત્ન કરવો એમ એકઠા થએલા તમામ ભાઇઓ વધતે ઓછે અંશે સ્વીકારતા જણાયા.

અમે મુલાકાત લીધેલાં પાંચ છાત્રાલયો પૈકી એક શ્રીદક્ષિણામૂર્તિ ગૃહને જ પોતાની શાળા છે. બાકીનાં છાત્રાલયો પોતાના વિદ્યાર્થીઓને શહેરની હાઇસ્કૂલોમાં ભણવા મોકલે છે. આ બધાં છાત્રાલયોના ગૃહપતિઓને પરીક્ષાના વખતમાં વિદ્યાર્થીઓના અભ્યાસ ઉપર વધારે પડતું અંગત ધ્યાન આપવું પડે છે. બાકીના દિવસોમાં વિદ્યાર્થીઓ અંદર અંદરના સહકાર ઉપર કામ ચલાવે છે. મોટા નાના વિદ્યાર્થીઓનો આ સંબંધ એક રીતે ઇચ્છવા જેવો ગણાય. પરંતુ આવું કામ ચાલતું હોય ત્યારે ગૃહપતિ વિદ્યાર્થીઓની વચ્ચે રહે તો તે વધારે સારાં પરિણામો જોઇ શકશે. છાત્રાલયનો ગૃહપાત વિદ્યાર્થીઓનો coach ન બની રહે તે પણ ધ્યાન રાખવા જેવું છે.

**અભ્યાસમાં મદદ**

અમે મુલાકાત લીધેલાં છાત્રાલયો પૈકી શ્રીદક્ષિણામૂર્તિ બાદ કરતાં બાકીનાં છાત્રાલયો જ્ઞાતિનાં હતાં. આથી આ દરેક છાત્રાલયમાં પોતપોતાના ધર્મના તેમજ જ્ઞાતિના આચારધર્મોને પળાવવાનો આગ્રહ જણાતો હતો. આવા આગ્રહની પાછળ વધારે ઉદાર દૃષ્ટિ રહે અને પંથોનો દુરાગ્રહ ન રહે તો જ વિદ્યાર્થીઓને તેમાંથી લાભ થવાનો સંભવ છે. આ બાબતમાં ગૃહપતિભાઇઓ ઉદાર વિચારના હોય તેમ તો અમને અમારી તપાસ ઉપરથી જણાયું છે; પરંતુ મંત્રી સાહેબો અને સંચાલકોનો એ વિષયમાં વધારે પડતો દુરાગ્રહ હોય છે તે તરફ અમે તમામ સંચાલકોનું અને મંત્રીઓનું લક્ષ ખેંચીએ છીએ.

**આચાર**

લગભગ બધાં જ છાત્રાલયોમાં સ્વચ્છતાનું ધોરણ ઠીક ઠીક સચવાતું અનુભવ્યું. દરેક ગૃહપતિભાઇ સ્વચ્છતાના વિષય ઉપર જાગૃત જણાયા છે. ગત બે વર્ષોમાં જે બે છાત્રાલય સંમેલનો આપણે ભરી શક્યા તેની અસર જાણે અજાણે પણ આવા નાનકડા છતાં મહત્ત્વના વિષય ઉપર

જરૂર થઈ છે તેમ કહેવામાં વાંધો નથી લાગતો. રસોડું, ભોજનશાળા, વાસણો માંજવાની જગ્યા, મુતરડી, પાયખાનાં, નળની ચોકડી અથવા કૂવાનો કાંઠો એ બધી જગ્યા ઉપર સ્વચ્છતાની દૃષ્ટિથી હજી ઘણું કરવાનું બાકી રહે છે તેમ માનીએ તો પણ એ બધા તરફ છાત્રાલયોના સંચાલકોનું ધ્યાન ખેંચાયું છે અને પ્રયત્નો શરૂ થઈ ચૂક્યા છે એ આવકારદાયક અને શુભ ચિહ્ન લેખી શકાય.

**સ્વચ્છતા**

શ્રી. કાકાસાહેબ ગમ્મતમાં કહેતા હતા તેમ આ બધાં વિદ્યાર્થિભવનો ખરી રીતે 'કન્યાર્થિભવનો બની ગયાં છે અને વધારે ને વધારે બનતાં જાય છે, તે કથનનું સત્ય ઓછેવત્તે અંશે આ બધાં છાત્રાલયોની સ્થિતિમાંથી ફલિત થતું અમોને જણાયું. શ્રીદક્ષિણામૂર્તિ ગૃહ જેવું સાર્વજનિક છાત્રાલય પણ સમાજની આ દૃષ્ટિથી વંચિત નથી એમ અમે જાણ્યું ત્યારે તો અમને ખરેખર આશ્ચર્ય થયું. એક ગૃહપતિ ભાઈએ તો અમને એમ પણ કહ્યું કે કેટલાંએક માબાપો પોતાના છોકરાને વહેલી તકે ખરડાઈ જવાની ( ખરડાઈ જવું એટલે વેવિશાળ થઈ જવું ) મુરાદથી જ છાત્રાલયમાં મોકલે છે. છાત્રાલયમાં વસતા ક્ષુદ્ર વિદ્યાર્થીઓ પણ આ હકીકત જાણતા હોય છે. આપણો સમાજની મનોદશા પણ અજબ રીતે મલિન હોય છે; નહિતર આવાં કન્યાર્થિભવનો (!) નભત પણ નહિ અને વધારે ને વધારે વધત પણ નહિ. આવા સંયોગોમાં ગૃહપતિની કેવી કફોડી સ્થિતિ હશે એની તો માત્ર કલ્પના જ કરવાની. સંચાલકો અને સંસ્થાપકો ચેતશે?

**વેવિશાળ-લગ્ન**

સ્વાવલંબનની બાબતમાં પણ દરેક છાત્રાલયમાં ઠીક ઠીક પ્રયત્નો થતા જણાયા છે. ગૃહપતિ ભાઈઓ પણ તેનું મહત્ત્વ હવે તો સમજી ગયા છે તેમ જણાયું. પરંતુ સ્વાવલંબનની બાબતનો પ્રશ્ન વિદ્યાર્થીઓ પોતાનો કળશો પ્યાલો માંજે અથવા તો નાનાં નાનાં કપડાં ધુએ તેથી આગ્રો ગએલો મોટે ભાગે જણાયો નથી. પોતાનાં બધાં જ કપડાં ઓછાડ વિદ્યાર્થીઓ જ હાથે ધુએ, પોતાનો કળશો પ્યાલો જ માત્ર નહિ પરંતુ થાળી વાટકા પણ હાથે માંજે, પોતાનાં નિવાસગૃહો હાથે જ વાળે એ બધી બાબતોનો પણ સ્વાવલંબનમાં સમાવેશ કરવાનો સમય હવે આવી લાગેલો

**સ્વાવલંબન**

ગણાય. આપણી આજની શાળાઓ આ કામો માટે અવકાશ રહેવા દેતી જ નથી એવી ફરિયાદ ગૃહપતિ ભાઈઓએ કરી છે, અને તે સાચી પણ છે. પરંતુ પોતાનાં આવાં નાનકડાં અંગત કામો માટે કોઈ પણ રીતે વખત કાઢવો જ જોઈએ એમ કહ્યા વિના નહી શકાતું નથી. સમયપત્રકમાં તેનો ક્રમ સમાવેશ કરવો એ દરેક કુશળ ગૃહપતિનું કામ છે. છાત્રાલયોની સ્વાવલંબનની વિચારણામાં આવતી કાલે હાથે રસોઈ કરવાનો વિચાર પણ આવી જાય તો ના નહિ. દરેક છાત્રાલયે આને માટે પણ ભૂમિકા તૈયાર કરવાની રહેશે.

બધાં જ છાત્રાલયોમાં રમતગમતને સ્થાન છે એ આનંદની વાત ગણાય. રમતગમત એ વિદ્યાર્થિજીવનમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે એ તત્ત્વનો સાર્વત્રિક સ્વીકાર થએલો તો હવે દેખાય છે. પરંતુ રમતગમત માટે જરૂરી એટલું બધું સાહિત્ય ગમે તે ભોગે પણ વસાવવું જોઈએ, તેનો વ્યવહાર વધારે નિયમિત અને ચોક્કસ સ્વરૂપવાળો થવો જોઈએ અને છાત્રાલયના ગૃહપતિઓએ તેમાં હમેશાં અને ઉત્સાહભેર ભાગ લેવો જોઈએ એ હકીકત તરફ પણ લક્ષ ખેંચવાની રજા લઉં છું.

**રમતગમત**

દરેક છાત્રાલયને પોતાનું નાનકડું પુસ્તકાલય છે અને નાનકડું વાચનાલય પણ છે, તે હકીકત નોંધવી જોઈએ. અલબત્ત પુસ્તકાલયો વધારે સમૃદ્ધ બને અને વાચનાલયો વધારે વિશાળ બને તે માટે ઘણા મોટા પ્રયત્નો કરવાની આવશ્યકતા તો ઉભી જ છે. કોઈ પણ છાત્રાલય પુસ્તકાલય વિહોણું અને વાચનાલય વિહોણું નહિ જ હોવું જ જોઈએ એ સિદ્ધાંત તો હવે સર્વ સંમત થઈ ગએલો ગણાય.

### ચર્ચાઓ

સંમેલનનો બીજો મહત્ત્વનો કાર્યક્રમ તે નક્કી કરેલા મુદ્દાઓ ઉપર ચર્ચા કરવાનો હતો. અગાઉથી જાહેર કર્યા પ્રમાણે ૭ મુદ્દાઓ ચર્ચા માટે રજુ કરવામાં આવ્યા હતા. તેમ 'જીવનનાં છાત્રાલયો' વાળો મુદ્દો પડતો મૂકવામાં આવ્યો હતો અને બાકીના પાંચ નીચે જણાવ્યા પ્રમાણેના મુદ્દાઓને ચર્ચા ઉપર મૂકવામાં આવ્યા હતા.

(૧) ધર્મશિક્ષણ: કયા પ્રકારનું
(૨) શરીરશ્રમ: કયા પ્રકારનો
(૩) દેશી રમતો: શાસ્ત્રીય બનાવી શકાય?

(૪) કરકસર ( ખર્ચની ): કયા કયા અંગોમાં

(૫) જ્ઞાતિનાં છાત્રાલયોઃ કંઇ ફેરફાર ?

આ મુદ્દાઓ પૈકી પહેલે દિવસે બે અને બીજે દિવસે ત્રણની ચર્ચા થઇ શકી હતી. આ દરેક મુદ્દા ઉપર ચર્ચા કરતી વખતે એકઠા થએલા તમામ ગૃહપતિ ભાઇઓ એક બીજાની વધારે નજીક આવી શક્યા હતા. દરેક ભાઇએ દરેક મુદ્દા ઉપરનો પોતાનો કંઇ ને કંઇ અનુભવ રજુ કર્યો હતો અને એ રીતે તેનો ઉકેલ લાવવા માટે હાર્દિક મંત્રણા સાધી શકાઇ હતી. આ વિભાગીય સંમેલનની ખરી ફતેહ આ ચર્ચાના કાર્યક્રમમાં જણાઇ હતી, અને સંમેલનના બધા કાર્યક્રમોમાં આ કાર્યક્રમે સૌથી વધારે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું તેમ કહેવામાં અતિશયોક્તિ નથી જ. દરેક મુદ્દા ઉપર જુદા જુદા ગૃહપતિ ભાઇઓએ પોતાના જે વિચારો રજુ કર્યા હતા તે ઘણા જ મહત્ત્વના અને અર્થપૂર્ણ હતા. સ્થળસંકોચને લીધે તે બધા અહીં ઉતારી શકાય તેમ નથી. પરંતુ છાત્રાલય સંમેલનમા આવુ અનુભવોનું નવનીત ચાખવા જો મળ્યા કરે તો છાત્રાલયોનો સહકાર ખૂબ વધે અને છાત્રાલય-જીવનની મુંઝવણોનો ઉકેલ વધારે સરળતાથી આવી શકે.

સારા એવા ઉહાપોહના પરિણામે એકઠા થએલા તમામ ભાઇઓ દરેક મુદ્દા ઉપર જે નિર્ણયો ઉપર આવ્યા હતા તે આ નીચે ઉતારવામાં આવે છે. સંમેલનની સામાન્ય સમજ એવી થઇ હતી કે આ નિર્ણયો ઉપર તમામ છાત્રાલયના સંચાલકો વિચાર કરે અને બની શકે તેટલો છાત્રાલય જીવનમાં તેનો અમલ કરવાનો પ્રયત્ન કરે.

એ દરેક મુદ્દા ઉપરની ચર્ચાને અંતે પ્રમુખ શ્રી. કાકાસાહેબે જે ઉદ્‌ગારો કાઢયા હતા તેમાંથી અગત્યના ઉતારા તે તે મુદ્દાની નીચે રજુ કરવામાં આવ્યા છે.

(૧) વ્યક્તિગત સ્વચ્છતા અને વ્યક્તિગત આરોગ્ય ધર્મના પાયા રૂપ છે તેથી તેનો આગ્રહ રાખવો.

ધર્મ શિક્ષણ

(૨) વિદ્યાર્થીઓ ધર્મને સાચા અને ઉદાર અર્થમાં ઝીલે એટલા માટે તેમની પાસે સ્વધર્મના તેમજ વિશ્વધર્મોના મહાપુરુષોનાં જીવનચરિત્રો રજુ કરવાં.

(૩) કર્મકાંડના આગ્રહને રાખવો કે ન રાખવો તે વિચારને છોડી દઇને દરેક છાત્રાલયમાં એક સમૂહપ્રાર્થનાનો ક્રમ હોવો એ તો આવશ્યક લેખાવું જોઇએ.

(૪) દરેક છાત્રાલયમાં પોતપોતાના ધર્મના ઉત્સવો ધાર્મિક ભાવનાથી ઉજવાવા જોઇએ.

"વિદ્યાર્થીને જે કરવાનું કહેવામાં આવે તે તે ન કરે તો ગુન્હો કરે છે એમ શા માટે માનવું ? ગુન્હો કરે છે એવી કલ્પના કાઢી નાખીએ તો ફરજીઆત વસ્તુમાંથી ફરજીઆતપણું નીકળી જાય છે."

પ્રમુખશ્રીનાં વચનો

"ધર્મને કાઢી નાખે તે નીતિના મૂળ પાયાને જ કાઢી નાખે છે. યુરપમાં માને છે કે નીતિ તો એક જાતનો વિવેક છે. ધર્મ છોડી દઇએ એટલે નીતિ નથી ટકી શકતી."

"વિદ્યાર્થીને ઇચ્છા ન હોય છતાં પ્રાર્થના કરે અને આપણને શ્રદ્ધા ન હોય છતાં કરાવીએ એનું નામ તો ગુલામી. એ ગુલામી કાઢવી જોઇએ."

"જેનામાં ધાર્મિકતા છે તેમણે જૂની વસ્તુઓને તાજી રાખવી જોઇએ. આગ્રહ હોય તો તેને લીધે શક્તિ કેળવાય છે. માણસ સમજીને કે શ્રદ્ધાથી કરે તો તે કર્મકાંડ નિરર્થક નથી જતું."

"ધર્મ એ શરીરની માફક નિત્ય નવીનતા માગે છે; એથી કેટલાએક ધાર્મિક વિધિઓ ખંખેરી નાખવા જોઇએ, કેટલાએક નવા ઉભા કરવા જોઇએ."

"ધર્મ એવી જલદ વસ્તુ છે કે એને મદદની જરૂર નથી. જે સાચી વસ્તુ છે તેનો પ્રભાવ હમેશાં પડવાનો જ."

શરીરશ્રમ

(૧) શરીરશ્રમને જીવન સિદ્ધાંત તરીકે સ્વીકારવો.

(૨) વિદ્યાર્થી પોતાનું વ્યક્તિગત કામ—જેવું કે ધોવું, માંજવું વગેરે પોતે જ કરે તેવો આગ્રહ રાખવો.

(૩) શ્રમમાં થોડુંએક સંસ્થાગત શ્રમકામ પણ—જેવું કે વાળવું, પાણી ભરવું, શાક સુધારવું વગેરે કરવા વિદ્યાર્થી પ્રેરાય તેવાં પગલાં યોજવાં.

(૪) કંઇક ઉત્પન્ન આપે તેવું કેળવણી વિષયક કામ કરવા તરફ વિદ્યાર્થી વળે તેવા પ્રયત્નો કરવા. આવાં કામો નીચે પ્રમાણેનાં હોઇ શકે. રેંટીયો, સુથાર, બાગ, વણાટ, શીવણ વગેરે.

સૂચના:—આવાં કામો રાષ્ટ્રીય જીવનને ઉપકારક હોવાં જોઇએ.

પ્રમુખશ્રીનાં વચનો

"શરીરશ્રમની કિંમત અનેક દષ્ટિએ આંકી શકાય. પણ બધાં ત્રાજવાં સમયપત્રકના ખડક ઉપર અથડાય છે."

"શારીરિક મહેનત નથી કરતા એ કારણે

સંસ્કૃતિ ઘટી ગઇ છે અને વીર્ય ઘટયું છે. જર્મન લોકો ૧૮ કલાક કામ કરે છે જ્યારે આપણે થોડાક કામથી થાકી જઇએ છીએ."

"શરીરશ્રમને સેવામાં ઉતારવા માટે ત્રણ પ્રકારનાં કામો જરૂરી છે. સ્વસેવા, સંસ્થાગત સેવા અને સમાજસેવા."

"શરીરશ્રમનો અણગમો એ રાષ્ટ્ર કે કોમ મરી જવાની છે તેનું એક લક્ષણ છે."

**દેશી રમતો**

(૧) દેશી રમતો આજે જે રમાય છે તેને વધારે શુદ્ધ અને શાસ્ત્રીય બનાવવાની અત્યંત આવશ્યકતા છે; આથી તેનું શાસ્ત્ર ઉભું કરવા માટે નીચેના મુદ્દાઓ દરેક રમાડનારે લક્ષમાં રાખવાઃ—વ્યવસ્થા, ચોક્કસ નિયમો, સહચાર, નિર્ણયાત્મકતા અને સાધન સંપન્નતા.

(૨) દરેક છાત્રાલય નીચે પ્રમાણેની દેશી રમતોમાંથી કોઇ ને કોઇ પોતાને ત્યાં રમાડવાનો પ્રબંધ કરવાનો પ્રયત્ન કરેઃ—હુતુતુ, ખોખો, ખારોપાટ, મોઈ દાંડીયો, સાત તાપલીયો દાવ, ચોર બહારવટીયા અને ગેડી દડો.

(૩) પ્રચલિત દેશી રમતો પૈકી કોઇ પણ એકનું શાસ્ત્ર ઉભું કરી આપવાની અને તેને આગામી છાત્રાલય સમેલન પાસે રજુ કરવાની હાજર રહેલા ભાઇઓને વિનતિ કરતાં નીચે પ્રમાણેના ભાઇઓએ પોતાના નામની સામે લખેલી રમતોને શાસ્ત્રબદ્ધ બનાવવાનું સ્વીકાર્યું છે.

શ્રી. ગજાનન ઉ. ભટ; શ્રી. ગોકળદાસ જીવણદાસ ... આમચી કુંડું અને ખોખો
કપોળ બોર્ડિંગ, ભાવનગર

શ્રી. નૃસિંહપ્રસાદ કા. ભટ; ... મોઈ દાંડીયો અને ખારોપાટ
શ્રીદક્ષિણામૂર્તિ ગૃહ; ભાવનગર

શ્રી. રામનારાયણ ના. પાઠક; પોરબંદર ... હુતુતુ

**કરકસર**

દરેક છાત્રાલયે કરકસરની બાબતમાં કાળજી તો ખૂબ રાખવાની હોય જ છે. તેથી આપણી કરકસર શું ન કરે અને શું કરે, તેનો નિર્ણય નીચે પ્રમાણે થયો. દરેક છાત્રાલયે તેમાંથી શક્ય એટલો અમલ કરવા પ્રયત્ન કરવો.

(૧) કરકસર શું ન કરે ?

ક બંધુભાવનો રોધ ન કરે.

ख અપમાનાસ્પદ ભેદ ઉભો ન કરે.

ग આરોગ્યને ન બગાડે.

(૨) કરકસર શું કરે ?

क ધૂળમાંથી ધાન્ય કરે.

ख જીવનમાં સાદાઇ અને સંયમ ઉભાં કરે.

ग સંસ્થાની આર્થિક મર્યાદાને ધ્યાનમાં રાખે.

घ નોકરો ઓછામાં ઓછા રોકે.

"આપણે ત્યાં ખર્ચાળ કંજુસાઇ છે; એમાં કરકસર નથી થતી. આવડત કે અનુભવને અભાવે આપણે ખર્ચાળ થઇ જઇએ છીએ. ઝીણી ઝીણી વસ્તુઓમાંથી ખૂબ કરકસર કરીએ કે જેથી કોઇને વેડવાપણુ ન હોય."

પ્રમુખશ્રીનાં વચનો

"કરકસરને નામે માણસ માણસ વચ્ચેની મીઠાશ ન મટી જવી જોઇએ. માણસ ગરીબ હોય પણ એ દરિદ્ર તો ન હોવો જોઇએ. એંઠો ખોરાક માણસને ન આપીએ. એથી માણસ અપમાનિત થાય છે; એથી આપણે આપણું અપમાન પણ વહોરી લઇએ છીએ."

જ્ઞાતિનાં છાત્રાલયો

(૧) દરેક જ્ઞાતિના છાત્રાલયે બળતી ઇતર જ્ઞાતિના અમુક વિદ્યાર્થીઓને રાખવાનો પ્રબંધ કરવો ઇષ્ટ છે.

(૨) બીજી જ્ઞાતિનાં છાત્રાલયો સાથે ચોક્કસ વખતે પોતાના વિદ્યાર્થીઓ સંબંધમાં આવે તેવી યોજના કરવી.

(૩) બની શકે ત્યાં સુધી વિદ્યાર્થીઓને પ્રેતભોજનમાં ન મોકલવા.

"આ ભલામણની છેલ્લી કલમ એ બીકણ બળવો છે. વિદ્યાર્થીઓને બળવાની ભલામણ ન હોય. પ્રેતભોજન એ અસંસ્કારી અને જંગલી લાગે છે. મૃત્યુનું દુઃખ થાય એ મટાડવા માટે લાડુ ખાવા એ કેટલું ખરાબ છે! હું તો આ રિવાજ સમજી જ શકતો નથી."

પ્રમુખશ્રીનાં વચનો

### વ્યાખ્યાનો

સંમેલનનો ત્રીજો કાર્યક્રમ એ વ્યાખ્યાનોનો હતો. પહેલું વ્યાખ્યાન પ્રમુખ શ્રી. કાકાસાહેબનું પ્રાસંગિક હતું, અને તેમાં ગૃહપતિના કાર્યની સુયોગ્ય દિશા આંકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. દરેક ગૃહપતિ માટે સમાજશાસ્ત્રનો અને માનસશાસ્ત્રનો અભ્યાસ અત્યંત આવશ્યક તેમ છે

તેમાં ભાર દઈને કહેવામાં આવ્યું હતું. ઉપરાંત ગૃહપતિ એ માબાપ અને વિદ્યાર્થી વચ્ચેનો એલચી છે; અને તેથી તેનું કામ ઘણું જ મુલાયમ તથા મુશ્કેલી ભરેલું છે. આ આખા વિષયની મીમાંસા પ્રમુખશ્રીના વ્યાખ્યાનમાં સુંદર રીતે કરવામાં આવી હતી.

પહેલા દિવસનું બીજું વ્યાખ્યાન શ્રીમતી તારાબેન મોડકનું હતું. તેમના વ્યાખ્યાનનો વિષય હતો "કન્યા છાત્રાલય." કન્યા છાત્રાલયની વિચારણા માટે પણ આપણું સંમેલન જાગ્યું નથી તે બેદરકારી તરફ મર્માળો કટાક્ષ કરી, તેની ઉપયોગિતા વિષે વ્યાખ્યાતા વિદુષી બહેને પોતાનો આગ્રહ સૌમ્ય ભાષામાં એ નિબંધમાં પ્રગટ કર્યો હતો. ત્યાર પછી કન્યા છાત્રાલયના લાભાલાભને તેમણે જૂદાં જૂદાં દષ્ટિબિન્દુથી ઢપ્યા હતા, અને છાત્રાલય કેળવણી માટે જે અનેક પ્રકારનાં મંતવ્યો અને પક્ષો કલ્પી શકાય તે કલ્પી તેનું હૂબહૂ ભાન આપવાનો પ્રયત્ન કર્યો હતો. અલબત્ત તેમના વ્યાખ્યાનમાં કશું જ નિર્ણયાત્મક તેઓ નહોતાં બોલ્યાં. પરંતુ સ્ત્રી કેળવણીના પ્રશ્નમાં કન્યા છાત્રાલય પણ મહત્ત્વનો ભાગ ભજવશે તેવી આગાહી તેમના વ્યાખ્યાનમાંથી સ્પષ્ટ સ્વરૂપે તરી આવતી હતી.

શ્રીમતી તારાબેનના વ્યાખ્યાનનો ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ થોડીએક લાક્ષણિકતાઓ બતાવી હતી. તેઓ પોતે તારાબેનના વિચાર સાથે અસંમત નહોતા પરંતુ કન્યા છાત્રાલયો ઉભાં કરવામાં ગૃહજીવન મરી ન જાય તેની કાળજી જરૂર રાખવી પડશે તેમ ભાર દઈને બોલ્યા હતા.

ત્રીજું વ્યાખ્યાન એટલે કે બીજા દિવસનું પહેલું વ્યાખ્યાન શ્રી. નાનાભાઈનું હતું. તેમના વ્યાખ્યાનનો વિષય હતો "ગૃહપતિની તાલીમનાં આવશ્યક અંગો." શ્રી. નાનાભાઈએ પોતાના વ્યાખ્યાનને નીચે જણાવ્યા પ્રમાણેના મુદ્દાઓ ઉપર ગોઠવી દીધું હતું અને તે દરેક મુદ્દાને પોતાના અનુભવના બળે અસરકારક ભાષામાં શ્રોતાજનો પાસે રજુ કર્યો હતો.

૧ શરીરસ્વાસ્થ્ય, માનસ સ્વાસ્થ્ય તથા આત્મસ્વાસ્થ્યના નિયમોનો અભ્યાસ.
૨ મારૂં ઘર એવી મમતા.
૩ વ્યવસ્થાશક્તિ અને નિશ્ચયાત્મક બુદ્ધિ.
૪ સામાન્ય સમજણ.
૫ માણસાઇ.
૬ ગૃહપતિના પોતાના જીવનની ઉચ્ચતા.

૭ મહેનતની પ્રતિષ્ઠા.

૮ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ.

૯ સમાજઆદર અને વ્યક્તિઆદર.

૧૦ સ્વાતંત્ર્ય અને શિસ્તનો ચોક્ખો ખ્યાલ.

"અને આ ઉપરાંત જ્ઞાનીયના, ધંધો, સમાજધર્મ તેમજ રમતો વગેરેનો પણ સારો એવો ખ્યાલ ગૃહપતિમાં હોવો જોઇએ અને તેટલા માટે ગૃહપતિની તાલીમમાં તે પણ ન વિસરાવાં જોઇએ. આ સર્વની ઉપર ગૃહપતિ એક અચ્છો આદર્શવાદી પણ હોવાની જરૂર છે. વ્યવહારમાં સંભાળીને ચાલનાર, ચારે તરફ આંખ ઉઘાડી રાખીને વર્તનાર ગૃહપતિમાં કલ્પનાના ઘોડા ઉપર ચડીને ગગનવિહાર કરવાની તાકાત પણ જરૂર હોવી જોઇએ. ગૃહપતિ આવો ગગનવિહારી ન હોય તો તરુણોની સાથે કામ કરવા માટે તેની લાયકાત ઘણી ઓછી થઈ જવાનો ભય છે."

શ્રી. નાનાભાઇના વ્યાખ્યાનનો ઉપસંહાર કરતાં પ્રમુખ સાહેબે નાનાભાઈના વિચારો સાથે પોતાની એકરૂપતા વર્ણવી હતી અને તેમના વ્યાખ્યાનને ગૃહપતિઓ માટેની યોગ્ય તાલીમનો સાચો ઉકેલ કહ્યો હતો.

બીજા દિવસનું બપોરનું બીજું એટલે કે સંમેલનનું ચોથું વ્યાખ્યાન શ્રી. હરભાઈનું હતું. તેમનો વિષય હતો "વિદ્યાર્થી તરફની આપણી દૃષ્ટિ." વ્યાખ્યાતાએ પોતાના વ્યાખ્યાનમાં નીચેની બાબતોનો કડક ભાષામાં ઉલ્લેખ કર્યો હતો:

"વિદ્યાર્થી તરફના વર્તનમાં આજે આપણી મોટેરાંની દૃષ્ટિનું પ્રાધાન્ય છે તે બદલી જવું જોઇએ અને તેને સ્થાને વિદ્યાર્થિદૃષ્ટિ પ્રધાન બનવી જોઈએ. આનો જ ખરો અર્થ વિધેયયુગ. આવી દૃષ્ટિ બદલવા માટે પોતાની વિદ્યાર્થીઅવસ્થાનું સ્મરણ એ એક સબળ સાધન છે.

"વિદ્યાર્થીની સાથેના આપણા વર્તનમાં મતાગ્રહને હમેશાં વધારે પડતું સ્થાન આપવામાં આવે છે. આ મતાગ્રહનો અર્થ આમ છે:—

'મારા માટે પ્રેયસ્ છે તે તારા માટે પ્રેયસ્ હોવું જોઇએ.
મારા માટે શ્રેયસ્ છે તે તારા માટે પણ શ્રેયસ્ હોવું જોઇએ.'

"મતાગ્રહના આ ઝેરને આપણે કાઢી નાખવું જોઇએ અને વિદ્યાર્થીના સ્વાનુભવને સ્થાન મળવું જોઇએ. આ સ્વાનુભવની સિદ્ધિ અર્થે સ્વાતંત્ર્યની અત્યંત આવશ્યકતા છે."

"વિદ્યાર્થીની શારીરિક, નૈતિક વગેરે વર્તણૂક સામે આજે આપણે એક ચોકીદારની દૃષ્ટિથી જોઈએ છીએ તે પણ કાઢી નાખવી જોઈશે. વિદ્યાર્થી કોઇ ભયંકર ગુન્હેગાર નથી જ. તે ખરેખર નિર્દોષ છે, ઉન્નતિ માટે તલસતો પ્રાણ છે, તેની ત્રુટીઓ પાછળ કોઇ છૂપાં કારણો પડેલાં હોય છે. આ કારણોને શોધીને જ તેની સાથે કામ લઇ શકાય."

શ્રી. હરભાઇના વ્યાખ્યાનનો ઉપસંહાર કરતાં પ્રમુખ સાહેબ મતાગ્રહની બાબતમાં તેમનાથી થોડાએક જુદા પડ્યા હતા. તેઓ માનતા હતા કે મતાગ્રહ ઝેરી નથી પણ ઘણી વખત જરૂરી પણ છે. માણસે પોતાના અનુભવો બીજા પાસે રજુ કરવા અને તેને સારા લાગે તો સામો માણસ જરૂર લે. મતાગ્રહથી ડરીને કેળવણી શાસ્ત્રે નબળા પોચા થવાની કશી જ જરૂર નથી. વિદ્યાર્થીઓ ઘડીએ ઘડીએ ઘવાઇ જશે તેમ ન માનવું. તેમને તો ખુબ ખડતલ બનવાનું છે. એવા ખડતલપણાના ઘડતરમાં મતાગ્રહ જરૂર મદદ કરે. વિદ્યાર્થી ગુન્હેગાર છે એમ આપણે માનીએ છીએ એમ જે હરભાઇએ કહ્યું તે વાત સાવ સાચી છે. તેના ઉપર કોઇ પણ પ્રકારનો ચોકી પહેરો ન જ રહેવો ઘટે.

આ રીતે વ્યાખ્યાનોનો કાર્યક્રમ પણ અત્યંત રસિક અને ઉપકારક બન્યો હતો.

ઉપરોક્ત ચારે વ્યાખ્યાનો સ્થળ સંકોચને લીધે અહીં ઉતારી શકાય તેમ નથી. આ વ્યાખ્યાનો "શ્રીદક્ષિણામૂર્તિ" ત્રૈમાસિકના ફેબ્રુઆરી માસના અંકમાં પ્રગટ કરવામાં આવશે, અને દરેક વ્યાખ્યાનની છૂટી નકલો પોસ્ટ સાથે દોઢ આનાની કિંમતે મળી શકશે.

### પ્રશ્નોત્તરી

સંમેલનનો ચોથો અને ઓછો મહત્ત્વનો નહિ એવો કાર્યક્રમ તે પ્રમુખશ્રી સાથેની પ્રશ્નોત્તરીનો હતો. આ પ્રશ્નોત્તરીમાંથી જગ્યા જેટલી છૂટ આપે છે તેટલા ચૂંટી કાઢેલા પ્રશ્નો અને તેના ટૂંકા ઉત્તરો આ નીચે આપું છું.

પ્રઃ વિદ્યાર્થીના ઘરના વર્તનમાં અને છાત્રાલયના વર્તનમાં ફેર હોય છે તેનો કંઇ ઉપાય?

ઉત્તરઃ રજાઓના દિવસોમાં છાત્રાલયમાં પણ નિયમનું પાલન થાય છે ખરૂં? વિદ્યાર્થી ૭ દિવસ રહે છે તે હમે રવિવારે રહે છે ખરો? રવિવારનું વર્તન એક આપણી કેળવણીની કસોટી છે. દબાણથી આપેલું કેટલું લીધું તે રવિ-

વાર બતાવે છે. વિદ્યાર્થીને પક્ષે બોલીએ તો તે ઘેર ગયા પછી જરા લહેર કરે છે. આવી જાતની છૂટ તે ચાર પાંચ દિવસ લે છે, પણ લાંબો વખત રહ્યા પછી તે તેમ નથી કરતો. આપણે જે આપીએ છીએ તે ઘેર જઇને ભૂલી જાય માટે નકામું એમ નથી માનવાનું. કેટલુંએક તો મોડું ઉગે છે. પયગમ્બર, માતા અને શિક્ષક એ ત્રણેનું શિક્ષણ તેમના મરણ પછી ઉગે છે. માટે આ ત્રણેએ ધૈર્ય કેળવવું પડે છે. તેમનું શિક્ષણ યથાકાળે ઉગશે જ.

પ્રશ્નઃ વિદ્યાર્થી વર્ષમાં એકાદ માસ ઘેર રહી આવે તે ઇષ્ટ કે આખો વખત છાત્રાલયમાં રહે તે?

ઉત્તરઃ ગુરુને ઘેર આવે ત્યારથી સ્નાતક થયા પછી જ વિદ્યાર્થી ઘેર જાય એ પ્રથા પસંદ કરવા લાયક નથી. જેમણે એ અખતરો શરૂ કર્યો તેમનો અનુભવ છે કે માબાપનો સંબંધ પવિત્ર છે. માટે દર વરસે એક વાર નહિ પણ અવારનવાર વિદ્યાર્થી ઘેર જાય એ ઇષ્ટ છે. માબાપનો સહવાસ જરૂરનો છે અને તેમાંયે માનો સહવાસ તો અસંત આવશ્યક છે.

પ્રઃ વિદ્યાર્થી દર અઠવાડિયે મુસાફરીએ જાય એ ઇષ્ટ છે કે કેમ? એનાથી અભ્યાસમાં રમતિયાળ થઇ જાય છે કે કેમ?

ઉઃ દુર્ભાગ્યે જેટલી કેળવણી છે તે બધી સાક્ષરો અને સાહિત્યસેવીના હાથમાં ગઇ છે. એ લોકો એમ માને છે કે ચોપડીઓ વાંચે એટલે કેળવણી મળી ગઇ. વિદ્યાર્થી ભલે ચાર ચોપડી ઓછી વાંચે. તેથી કશું જ બગડી જવાનું નથી. સાક્ષરી કેળવણીનું મહત્ત્વ ઘટાડવાની જરૂર છે. તેથી દર અઠવાડિયે વિદ્યાર્થી મુસાફરીએ જાય કે નહિ તે જૂદું છે, પણ જાય તો રમતિયાળ થાય કે ઓછું વાંચે તેમાં કશી જ હરકત નથી.

પ્રઃ વિદ્યાર્થીઓ બીડી પીવાની કે એવી કુટેવો લઇને આવે છે તેને દૂર કરવા કેવા પ્રયત્નો કરવા?

ઉઃ શિક્ષક કે છાત્રાલયના ગૃહપતિ પાસે એક સર્વોત્તમ દવા હોય છે; અને તે વિદ્યાર્થીના હૃદયને સ્પર્શવાની. ધારો કે વિદ્યાર્થીને ઓરડીમાં પૂરીને તેની ટેવ છોડાવું તો તેમાં જેલરનો વિજય જરૂર થયો પણ શિક્ષકનો નહિ જ. જે સ્વધર્મ છોડે તેનો વિજય ન જ હોય. શિક્ષક ખૂબ ધીરજ રાખે અને વિદ્યાર્થીના હૃદય સુધી પહોંચવાને પ્રયત્ન કરે.

પ્રઃ શિસ્તને નામે વિદ્યાર્થીનો દંડ થાય કે નહિ?

ઉઃ દંડ ન જ કરાય. આપણે આકરા થઇએ પણ ક્રૂર ન થઇએ.

પ્રઃ ગરીબ વિદ્યાર્થીને મફત દાખલ કરવામાં તેના પ્રાણનો હ્રાસ થાય ખરો ?

ઉઃ મફતનું ખાવાનું મળે તેથી સત્ત્વહાનિ થવાનો ભય ખરો. પણ જો સેવાભાવ જાગ્રત થયો હોય તો ન થાય. વિદ્યાર્થીમાં સમાજની સેવાનો ભાવ જાગ્રત કરવાની જરૂર રહે.

પ્રઃ વિદ્યાર્થી કમાતો થાય ત્યાર પછી માસિક અમુક રકમ આપે તેવું લખાણુ કરાવાય કે કેમ ?

ઉઃ એમાં વાંધો નથી. પણ દાન આપનારે જાણવું જોઇએ કે જે વૃત્તિથી તે દાન આપે છે તે જ વૃત્તિથી વિદ્યાર્થી પાછું પણ આપશે. જેવું દાન તેવું ફળ. લખત હોય તો તેનો ઉપયોગ કોરટ પાસે ન કરીએ પણ સમાજ સમક્ષ કરીએ તો કંઇ ખોટું નથી.

પ્રઃ ગૃહપતિ શિક્ષક હોય તે સારૂં છે ?

ઉઃ હા સારૂં છે. પરંતુ જો શક્તિનો અને વખતની વહેંચણીનો પ્રશ્ન ઉકેલી શકતો હોય તો. જેણે ભણાવવાનું કામ ૧૦ વર્ષ કર્યું હોય છે તે થોડા વખતમાં જ તૈયારી કરી શકે છે. જેણે શિક્ષક તરીકે કામ કર્યું હોય તે જ ગૃહપતિ થઇ શકે તે વધારે સ્પષ્ટ છે.

પ્રઃ ગૃહપતિ સેવાભાવથી કામ કરતો હોય તો ઘણી વાર રસોયા કરતાં પણ તેનો પગાર ઓછો હોય છે. આની ખરાબ અસર થાય ખરી ?

ઉઃ જરૂર નહિ. પગાર ઉપરથી યોગ્યતા ન મપાય. પગાર લેનાર અને ન લેનાર બન્ને સરખા છે. જરૂરીઆત કરતાં કે લાયકાત કરતાં વધારે લે તો ઉલ્ટું ખૂંચે.

પ્રઃ રસોયાને બદલે જ્ઞાતિની વિધવાઓ રાખીએ તો કેમ ?

ઉઃ બનવા જેવું છે પણ ઇષ્ટ નથી. વિધવા સ્ત્રી છે અને પુરુષ નથી એટલી જ લાયકાત છે ને ? જો સ્વેચ્છાપૂર્વક અને વૈધવ્યને ત્રાસ ન સમજીને સમાજસેવાનું કામ કરે તો વિધવા માટે તે વધારે ઇષ્ટ છે. રસોયાને બદલે વિધવા બેનને રાખીએ એ કંઇ એની કદર નથી. એનામાં સેવાભાવ છે, માતૃહૃદય છે. વૈધવ્ય ત્રાસરૂપ ન હોય તો તે જરૂર આવકારદાયક છે. પણ આ કંઇ રસોયાનો ઉકેલ નથી.

રવિવાર સાંજના કામ ખલાસ થવા અગાઉ પ્રમુખ શ્રી. કાકાસાહેબ કાલેલકરે સભાજનોની માગણીને માન આપીને વિદ્યાપીઠની દિનચર્યા

વિગતથી કહી સંભળાવી હતી. પછી સંમેલનના કામકાજથી સંતોષ જાહેર કરી પૂર્ણાહુતિ કરી હતી.

તે જ દિવસે રાત્રે તમામ ગૃહપતિ ભાઈઓ પોતાના ઉતારામાં એકઠા થયા હતા; અને હૃદયે હૃદય મીલાવીને વાતો કરી હતી. સંમેલનના બન્ને દિવસોમાં રવિવારની રાતનો આ પ્રસંગ પણ ઘણો મહત્ત્વનો અને યાદગાર હતો. તે રાત્રે થયેલી હૃદ્‌ગત વિચારણામાં બે વિચારો અત્યંત મહત્ત્વના હતા તેથી અહીં નોંધું છું.

એક વિચાર આ હતો.

કેટલાંએક છાત્રાલયોમાં ભોજન વખતે પૈસાદારના છોકરાઓને પોતાના ખર્ચે વધારે ઘી દૂધ વાપરવા દેવામાં આવે છે. આ પરિસ્થિતિ કેળવણીની દૃષ્ટિથી ઈષ્ટ ગણાય?

આ પ્રશ્ન ઉપર સરસ વિચારવિનિમય થયો હતો કેળવણીની દૃષ્ટિથી તેમાં ખાનારને તેમજ તેના બીજા સાથીઓને જરૂર નુકશાન થાય છે. હલકા શ્રેષ્ઠના ખોટા ખ્યાલો પેદા થાય છે. નકામી ઈર્ષા પેદા થાય છે માટે તે રિવાજને કોઈ પણ છાત્રાલયમાં સ્થાન ન જ હોવું જોઈએ. છાત્રાલયના રસોડે એટલું જ નહિ પણ છાત્રાલય જીવનના તમામ વ્યવહારમાં વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચે ઉચ્ચ નીચનો ખ્યાલ પેદા થાય તેવું કોઈ પણ પગલું અનિષ્ટ છે અને તેથી ત્યાજ્ય છે. તમામ ગૃહપતિ ભાઈઓએ આ નિર્ણય કબુલ રાખ્યો હતો. બીજા છાત્રાલયોના સંચાલકોનું આ તરફ લક્ષ ખેંચવા માટે તથા તે દિશામાં યોગ્ય પ્રયત્નો ઉભા કરવા માટે તે વિચારને અહીં સાદર નોંધું છું.

બીજો વિચાર આમ હતો.

દરેક છાત્રાલયમાં એક યા બીજી રીતે મુંઝવણમાં નાખે તેવા વિદ્યાર્થીઓની સંખ્યા ઠીક ઠીક હોય છે. આવા અસામાન્ય વિદ્યાર્થીઓને યોગ્ય રીતે કેળવવા માટે જરૂરી એટલી જ્ઞાનસંપત્તિ વા તો તાકાત દરેક ગૃહપતિમાં હોય જ તેમ નથી બનતું હોતું. આથી આવા બધા વિદ્યાર્થીઓ માટે ખાસ સંસ્થા ખોલી શકાય કે કેમ?

આ પ્રશ્ન ઉપર પણ બહુ જ રસિક અને જાણવા જેવો ઉહાપોહ થયો હતો. હાજર રહેલામાંથી એકાદ બે ભાઈઓએ તો આવી સંસ્થાને પોતાની સેવા આપવાના મનોરથો પણ પ્રગટ કર્યા હતા. આ પ્રશ્નને તેની

તાત્ત્વિક તેમજ વ્યવહારૂ બન્ને બાજુએથી તપાસવામાં આવ્યો હતો. આ પ્રશ્ન ઉપર કંઇ પણ વધારે વિચારણા શક્ય છે કે કેમ તેનો નિર્ણય હવે તો આગામી તૃતીય છાત્રાલય સંમેલન જ કરી શકશે.

એકંદર રીતે આ વિભાગીય સંમેલન ફત્તેહમંદ થયું ગણી શકાય. તેને ફત્તેહમંદીથી પાર પાડવામાં સૌથી મોટો હિસ્સો પ્રમુખશ્રીનો. બધાય મહેમાનોને સુયોગ્ય રીતે જાળવી લઇ, સમેલનની કાર્યવાહીને બરાબર દોરી આબાદ પાર પાડવામાં બીજો મહત્ત્વનો હિસ્સો શ્રી. નાનાભાઇનો. શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનની સ્વાગતની પરંપરાને અનુરૂપ અને શ્રી. નાનાભાઇના પોતાના ખવાસને યોગ્ય તેમણે આવેલા મહેમાનો પાસેથી કશી જ ફી લીધી ન હતી. મહેમાનોએ ફી લેવા બાબત ખૂબ આગ્રહ કર્યો તે આગ્રહને તેમણે પોતાના પ્રેમથી છીની લીધો હતો અને આખરે ફી આપવાની બાબતમાં મહેમાનોની હાર થઇ હતી ! સંમેલનને પાર પાડવામાં ત્રીજો મહત્ત્વનો હિસ્સો તે શ્રીદક્ષિણામૂર્તિ છાત્રાલયના સંચાલકો તેમજ વિદ્યાર્થીઓનો. તેમણે ખૂબ જહેમત ઉઠાવીને જરૂરી તેટલી બધી સગવડ અમારા માટે ઉભી કરી આપી હતી. અને સમેલનની ફતેહનો ખરો આધાર આવેલા મહેમાનો ગૃહપતિ ભાઇઓનો. આ ટાટમાં તેમણે જે તકલીફ લીધી છે અને સવારથી ઉઠ્યા તે રાત્રે જંપ્યા ત્યાં સુધી માર માર કામ કર્યું છે તે તેમનો આ વિષયનો ખરો રસ અને ઉત્સાહની સાક્ષી પૂરે છે.

આ તમામ ભાઇ બહેનોનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવાની હું આ તક લઉં છું; અને ખુદ ભાવનગરના પણ જે સજ્જનો તથા સન્નારીઓએ રસ લઇને આ કાર્યક્રમમાં ભાગ લીધો હતો તેમનો પણ આભાર માનવાની આ તક સાધું છું. **હરભાઇ ત્રિવેદી.**

## છાત્ર સમાચાર

છાત્રોની મૈત્રીભાવનાના ઉજમાળા દિવસો હમણાં હમણાં દેખાતા જાય છે અને તે આનંદે પુલકિત થવાય છે.

વડોદરાના મિત્રોએ ભેગા મળી કાર્યની શરૂઆત કરી દીધી છે અને તેમાં પાંચ સંસ્થાઓનું હાલ તુરત મંડળ નીમાઇ ગયું છે. છાત્રોની જાગૃતિના આ દિવસો બીજા છાત્રોને પણ જગાવશે જ ને !

પણ પેલા મુંબઇએ તો કમાલ કરી. જાગ્યું તે દિવસે મુંબઇ હાથમાં રહે તેવું નથી એ તો સૌ કોઇ જાણે છે. બબ્બે માસની જાગતી ઊંઘ પછી

મુંબઈના છાત્રો ગયા માસની ૧૬મીએ ચીનાબાગમાં મળ્યા. પાંચ દસ જણ નહિ પણ પચાસ-પંચાવન. મને એમ હતું કે છાત્રો એટલે બધા જ સોગીઆ; પણ તે દિવસે તો ભવ્ય આનંદની કો અનેરી છાયા બધાના મુખે દેખાતી હતી. શ્રી. દાણીએ કાંઇક કહ્યું. ભાઇશ્રી છોટાલાલને પ્રમુખપદે બેસાર્યા. બધા જ ભાઇઓ અત્યંત આનંદ અને મીઠી મશ્કરીઓ વચ્ચે જરૂરી ચર્ચાઓ કરતા હતા. રચનાત્મક કાર્યક્રમની વિચારણા ચાલી. બે ચાર ભાઇઓએ આ માટે ખાસ આગ્રહ બતાવ્યો. બીજી છાત્ર સંસ્થાઓને માહિતગાર કરવા પ્રચારસમિતિ પણ નીમાઇ; કાર્યમંડળ ચૂંટાયું; બંધારણસમિતિ પસંદ કરી: મુંબઇએ દાખલો બેસે તેવું કામ કર્યું.

ઉજળા હાસ્ય વચ્ચે બધાની આંગળીઓ નહિ પણ હાથ ઉંચા, અને સર્વાનુમતિથી મુંબઇ છાત્રમંડળની મંગળ સ્થાપના થઇ.

મુંબઇ છાત્રમંડળના પ્રમુખ તરીકે મહાવીર જૈનવિદ્યાલયવાળા ભાઇશ્રી લાલભાઇ શાહ અને મંત્રી તરીકે ભાઇ ત્રિવેદી નીમાયા છે.

નીચેની સંસ્થાઓ 'મુંબઈ મંડળ' દ્વારા બૃહત્ છાત્રમંડળ સાથે જોડાઇ છે:—

(૧) ગોકળદાસ તેજપાળ બોર્ડીંગ હાઉસ.
(૨) શ્રી મહાવીર જૈન વિદ્યાલય.
(૩) ઔદિચ્ય વિદ્યાર્થિભુવન.
(૪) મોઢ બોર્ડિંગ, દાદર.
(૫) હ. આ. દેસાઈ બોર્ડિંગ.
(૬) હીરાચંદ ગુમાનજી જૈન બોર્ડીંગ.
(૭) કચ્છી ઓશવાળ જૈન બોર્ડીંગ
(૮) હાલાઇ લોહાણા બાલાશ્રમ.
(૯) કનાતવાળા અને સુખડવાળા ઓર્ફનેજ.

પ્રેક્ષક.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.**
લખો: વ્યવસ્થાપક, છાત્રાલય: શ્રીદક્ષિણામૂર્તિ ભવન: ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૩ જું ૧૯૨૯

અંક ૨ જો ફેબ્રુઆરી

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

છાત્રાલય એ જીવનની સંસ્થા હોય તો જાત મહેનતને તેમાં અવશ્ય સ્થાન મળવું જોઈએ. આપણી શાળાઓ આજે મોટે ભાગે એકાંગુ જીવનને પોષી રહી છે; આપણે છાત્રાલયોમાં પણ વિદ્યાર્થીઓને લેસન તૈયાર કરવાના સંચાઓ જ રાખીએ તો તો વિદ્યાર્થી કોઈ દિવસ પણ માણસાઈમાં આવવાનો જ નથી.

આપણે ગૃહપતિઓ છાત્રાલયોમાં શાળાની ઉણપો પૂરી કરવા મથીએ એટલું જ નહિ પણ આવડા મોટા સમૂહના પિતા તરીકે ખુદ શાળાઓનો અભ્યાસક્રમ આજે એકલો બૌદ્ધિક બની ગયો છે તેમાં ફેરફાર કરવાની ઝુંબેશ પણ ઉઠાવીએ.

દુનિયાના સમર્થ ચિંતકો આજે જોઈ શક્યા છે કે મનુષ્ય જીવનમાં જાતમહેનતને યોગ્ય સ્થાન નહિ મળે ત્યાં સુધી જગતમાં શાંતિ સંભવતી નથી.

# ગૃહપતિની પ્રમાણિકતા

જ્યારે જ્યારે છાત્રાલયનો વિચાર કરવા બેસીએ છીએ ત્યારે ત્યારે ઇચ્છાએ કે અનિચ્છાએ પણ ગૃહપતિ તરફ આપણી નજર જાય છે; અને ગૃહપતિનો વિચાર કરવા બેસીએ છીએ એટલે ગૃહપતિની લાયકાતનો વિચાર આવ્યા વિના રહેતો જ નથી.

. આ લાયકાતને આપણે અનેક દૃષ્ટિબિન્દુથી જોઇ શકીએ. ગૃહપતિને માનસશાસ્ત્રનું જ્ઞાન જોઇએ, તેને જુવાનો તરફ આદર જોઇએ, તેનામાં વ્યવસ્થાશક્તિ જોઇએ, તેને કેળવણીનાં શાસ્ત્રોનો પરિચય જોઇએ, તેનામાં સામાન્ય અક્કલ જોઇએ વગેરે ઘણુંયે આપણે ગણાવી શકીએ.

પરંતુ આ બધાં શાસ્ત્રો ગણાવવા બેસીએ છીએ ત્યારે કોઇ આવીને કાનમાં કહેતું હોય છે: " ભલા માણસ, તારાં શાસ્ત્રોબાસ્ત્રો તો આવવાં હશે ત્યારે આવશે. આજે તો પ્રમાણિકતા જેવી સાવ સાદી વાત ગૃહપતિઓમાં દેખાતી નથી ત્યાં આ બધાં શાસ્ત્રોના જ્ઞાનથી તો માણસ બીજાને વધારે ભમાવવાનો છે, અને જે વસ્તુ લાયકાત આપનારી છે તે જ હાંકીછોડો કરનારી બનવાની છે."

છાત્રાલયોમાં ગૃહપતિઓની અપ્રમાણિકતા સંબંધી અનેક વાતો આપણા કાન પર અથડાયા કરે છે. એક બાજુથી જ્યારે આપણે છાત્રાલયના કારભારમાં ગૃહપતિને વધારે સ્વતંત્રતા આપવાની હિમાયત કરીએ છીએ ત્યારે તો આવી અપ્રમાણિકતા વધારે સાલે છે.

આવી અપ્રમાણિકતાના કયા કયા માર્ગો છાત્રાલયમાં હોઇ શકે તેનાં વર્ણનમાં ઉતરતાં આપણને ચીતરી ચડે એવું છે. ગૃહપતિ અને રસોયાના સંબંધો, ગૃહપતિ અને કોઠારીના સંબંધો વગેરેમાં ઉંડા ઉતરવું એ કાજળની કોટડી ધોવા સમાન છે. અલબત્ત, આવી અપ્રમાણિકતામાં ગૃહપતિ પોતે અજાણ હોય તોયે તેની મા કે સ્ત્રી કે બીજું કોઇ સગું ગોટાળા ચલાવ્યે જ રાખે છે, અને ભોળો બિચારો ગૃહપતિ જાતે નિર્દોષ જેવું મોઢું રાખવીને આવા ગોટાળા માટે દયાપાત્ર બને છે.

પણ અમને તો આ તમામ બાબતોમાં ગૃહપતિનો જ દોષ લાગે છે. પ્રમાણિક નોકરીના નિયમ પ્રમાણે પોતાને જે પગાર વગેરે મળતું હોય તે ઉપરાંત એક રાતી પાઇની આશા કોઇ ગૃહપતિ ન રાખે. છાત્રાલયના કોઠાર રસોડાની બાબતમાં પોતે ખાંડાની ધાર પર ચાલે. પોતાનાં ઘરનાં બૈરાં

નાની નાની બાબતોમાં લોભને વશ થવા જાય ત્યાં તો ગૃહપતિએ તેમનો સખ્ત વિરોધ જ કરવો જોઇએ અને પોતાનો વિરોધ ન જ ચાલે એમ જણાય ત્યારે પોતાની નાલાયકી ગણીને છાત્રાલયમાંથી છૂટા થવું જોઇએ.

ગૃહપતિઓની આવી પકડા પાછળની અપ્રમાણિકતા વિદ્યાર્થીઓના માનસ પર કેવાં કેવાં પરિણામો નીપજાવે છે એ તો અનુભવીઓ જ જાણે તેવું છે. જીવનના સાદા વ્યવહારમાં પણ પ્રમાણિકતા ન હોય તો ઘડીભર ચાલવું ન જોઇએ ત્યાં ઉગતા વિદ્યાર્થીઓના વિકાસની ખાસ સંસ્થાઓમાં તો તે સાંખી જ કેમ શકાય ?

અમારી તમામ ગૃહપતિભાઇઓને ખાસ વિનતિ છે કે તેઓ છાત્રાલય સાથેના પોતાના તમામ પ્રકારના વ્યવહારને એક વાર અંતરથી તપાસી જાય અને જાણ્યે અજાણ્યે પણ કયાંઇ ગોટાળો રહી જતો હોય તો તેને દૂર કરી છાત્રાલયના વાતાવરણને વિશુદ્ધ બનાવે.

નાનાભાઇ.

## જોઇએ છીએ એક સુપરવાઇઝર

તારીખ ૩૦-૧૨-૨૮

પ્રિય હરભાઈ,

સાથે "જોઇએ છીએ-એક સુપરવાઇઝર" ની જાહેરાત છે. મારા ગૃહપતિ-પણાના ટૂંકા ઇતિહાસનો એમાં સમાવેશ છે. આ જાતની મુશ્કેલીઓ સામાન્ય રીતે કોમી છાત્રાલયમાં કામ કરતા સર્વે ગૃહપતિઓને ઓછી વધારે હોય છે. મારી બધી વાત સર્વાંગે સત્ય છે અને એમાં રજ માત્ર પણ અતિશયોક્તિ નથી. કંઇક રહી જતું હશે એ બનવા જોગ છે. આ જાતનું નિવેદન હાલના ગૃહપતિઓ એક અથવા બીજા કારણે ન કરી શકે, પણ સર્વેને આ જાતની વાતો કહેવાની રહે છે.

હોય તો ભલે કહે. જો વાંચન માટે ઉપયોગ ન થાય તો પણ "છાત્રાલય" માં એક લેખ તરીકે તેનો ઉપયોગ કરી શકો છો.

લી. તમારા

.......................... ......ના

વન્દે માતરમ્.

## જોઇએ છીએ એક સુપરવાઇઝર.

એક કોમી વિદ્યાર્થિભવન માટે એક ગ્રેજ્યુએટ સુપરવાઇઝર જોઇએ છીએ. શાળામાં કામ કરતા શિક્ષકને પસંદગી આપવામાં આવશે. ભવનમાં તેણે રહેવાનું છે. નીચે પ્રમાણે વિભાગો વાર કામ કરવા તેણે તૈયાર રહેવાનું છે,

વિદ્યાર્થીઓને લગતું:—

(ક) સવારે ઘંટ વગાડીને વિદ્યાર્થીઓને જગાડવા તથા તેઓ વખતસર નાહીને પરવારે તે ધ્યાન રાખવું.

(ખ) સવારે વિદ્યાર્થીઓ સાથે સમૂહપ્રાર્થનામાં જોડાવું અને તેઓ પ્રાર્થનામાં હાજર રહે તે ધ્યાન રાખવું.

(ગ) પ્રાર્થના બાદ વિદ્યાર્થીઓ વાંચવા બેસે ત્યારે તેમની સામે ખુરશી નાખીને ૧૦ વાગ્યા સુધી ચોકી કરતા બેસવું.

(ઘ) વિદ્યાર્થીઓ સવારનું ભોજન લે ત્યારે હાજર રહેવું.

(ઙ) સાંજે વિદ્યાર્થીઓ શાળામાંથી છૂટે પછી તેમની ભવનમાં હાજરી લેવી, તથા તેઓ ફરવા અથવા રમવા બરાબર વખતસર જાય અને નિયમસર પાછા ફરે તેનો બંદોબસ્ત રાખવો.

(ચ) રાતના વાળુ વખતે હાજર રહેવું.

(છ) રાતના પ્રાર્થના વખતે હાજર રહેવું અને તે સમયે વિદ્યાર્થીઓ પાસે કંઇ વાચન, ચર્ચા વગેરે કરવાં.

(જ) વિદ્યાર્થીઓ સૂઇ જાય પછી તેમની પાસે ફરી આવવું.

(ઝ) ફરવા જવાને બહાને કોઇ વિદ્યાર્થી ગામમાં રખડવા ઉપડી ન જાય તેની દેખરેખ રાખવી. તથા ભવનની બહાર કંઇ ખાય નહિ તેની ચોકી કરવી.

(ઞ) ભવનમાં વિદ્યાર્થીઓ પાનાં, ભમરડા વગેરે કોઇ જાતની અનિષ્ટ રમતો ન રમે તે ધ્યાન રાખવું.

(ટ) વિદ્યાર્થીઓનાં કામો વહેંચી આપવાં અને તે દરેક બરાબર કરે છે કે નહિ તે તપાસવું.

(ઠ) વિદ્યાર્થીઓને કપડાં, પુસ્તકો, શાળાની ફી, નોટ, કાગળ, પેન્સિલ વગેરે સઘળું ભવન તરફથી આપવામાં આવે છે, માટે તે વસ્તુઓ તેમને બરાબર વહેંચી આપવી, વખતો વખત તપાસતા રહેવી અને તેને લગતી સઘળી વ્યવસ્થા કરવી.

(ડ) વિદ્યાર્થીઓના ચારિત્ર્ય ઘડવા પર, અભ્યાસ પર, શરીર બાંધવા પર અને વર્તન પર ખાસ ધ્યાન આપવું. જરૂર લાગતાં શિક્ષા કરવાની છૂટ છે.

(ઢ) ભવનની અંદર વિદ્યાર્થીઓ હમેશાં ડાયા ડમરા થઇને રહે અને હમેશાં વાંચ્યા જ કરે તેની ખાસ સખ્તાઇથી દેખરેખ રાખવી.

(ણ) તેમની અંદર નવી નવી પ્રવૃત્તિઓ માટે ઇચ્છા જગાડવી, પણ તેના વ્યાવહારિક પ્રયોગોને અવકાશ ન આપવો.

હિસાબને લગતું:—

(ક) ભવનનાં નાણાં સંબંધે સર્વે વહિવટ કરવો, વ્યાજ ઉઘરાવવું, રોજમેળ, ખાતાવહી, ડાયરી, સરવૈયું વગેરે બધું સંભાળવું.

(ખ) બધાં બીલો ચુકવવાં, બધી ઉઘરાણીઓ કરવી અને પહોંચો તૈયાર કરવી.

(ગ) માસિક પગાર ચુકવવા.

(ઘ) ભવનના પૈસા સંબંધી સંપૂર્ણ વહિવટ કરવો.

કોઠારને લગતું:—

(ક) ભવનના કોઠારને લગતો સર્વે દાણો, મશાલો, ફોરા વગેરે સર્વે વસ્તુઓ ખરીદવી, સંભાળવી અને તૈયાર કરાવવી.

(ખ) હમેશના સિધાની બુક રાખવી, અને માસિક સિલિક મેળવવી.

(ગ) ભવનમાં જે જે જમણો અપાય તેનાં બીલો તૈયાર કરવાં, અને જમણ અપાયાના ખબર તે આપનારને એક પોસ્ટ કાર્ડથી આપવા. ( દર વરસે લગભગ ૧૦૮ જમણો નોંધાએલાં છે. )

(ઘ) રસોડામાં જમણની વધઘટ પર નજર રાખવી અને તેની વ્યવસ્થા કરવી.

(ઙ) ફીરાની વપરાશ ઉપર ધ્યાન રાખવું.

સેક્રેટરીને લગતું:—

(૧) સેક્રેટરીની સલામે અઠવાડિયે બે ત્રણ વખત જવું અને તેમની બધી સુચનાઓનો અમલ કરવો.

(૨) સેક્રેટરી અઠવાડિયામાં એક બે વખત સાંજે ભવનમાં આવશે, તેમની રાહ જોઇને હમેશાં સાંજે બેસી રહેવું.

(૩) તેમની સાથે સ્વતંત્ર વિચાર જેવી વસ્તુ વર્તનમાં ન રાખવી.

પરચુરણ:—

(૧) ભવનના નોકરો પર બરાબર દેખરેખ રાખવી અને ડેડસ્ટોકનો બરાબર હિસાબ રાખવો અને વારંવાર મેળવવો.

(૨) ભવનની લાયબ્રેરીનાં પુસ્તકો, છાપાંઓ વગેરે સંભાળવાં અને તેને લગતો સર્વે પત્રવ્યવહાર કરવો.

(૩) વિદ્યાર્થીઓ નાતમાં જમવા જાય ત્યારે સાથે જમાડવા જવું અને તેઓ જમી રહે ત્યારે તેમને લઈને પાછા ફરવું.

(૪) જ્ઞાતિમાં લગ્ન વગેરે પ્રસંગે ભવનના ચોપડા લઈને પૈસા ભરાવવા જવું અને તે પૈસા બરાબર ઉઘરાવવા.

(૫) નવા વરસની સવારે બોણી ઉઘરાવવા વિદ્યાર્થીઓની સાથે જવું.

(૬) આ ઉપરાંત સેક્રેટરી જે ફરમાવે તે કરવા તૈયાર રહેવું.

**ખાસ સુચનાઃ—**

આ ભવનની સર્વે વ્યવસ્થા વ્યાવહારિક રીતે સેક્રેટરી જ કરે છે, જે કાયમી છે. કમીટી વરસે એકબે વખત મળે છે, કારણકે કોરમ કરવું મુશ્કેલ પડે છે; અને કમીટીના કેટલાક મેમ્બરો ભાડે ગાડી કરીને આવે છે જેનું ભાડું ભવનને ચુકવવું પડે છે. માટે કમીટી વારંવાર મળી શકતી નથી.

ઉમેદવારે નીચેની શરતો ખાસ ધ્યાનમાં રાખવી પડશે. નિશાળમાં જવા સિવાય તેનાથી ભવનના કામ ઉપરાંત બહાર નહિ જઈ શકાય. ફરવા જવાનું, કોઈ પણ જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેવાનું, એ સર્વે છોડી દેવું પડશે. ભવનમાં સતત હાજરી જોઇશે. ભવન બારે માસ ખુલ્લું રહે છે, એટલે વેકેશનો નથી.

રહેવાને માટે એક ઓરડો મળશે, જેમાં કુટુંબ સહિત રહી શકાશે; અને તેમાં રાંધવાનું, ન્હાવા ધોવાનું, કોઠાર, સામાન વગેરે રાખવાનું, સુવાનું બધું કરી શકાશે.

પગાર રૂ. ૩૦ થી ૩૫—

"છાત્રાલય"ના તંત્રીને સરનામે અરજી કરો.

## મારો અનુભવ

શિક્ષકનો ધંધો સ્વીકાર્યાને પાંચ વરસ થઇ ગયાં હતાં. જે શાળામાં હું શિક્ષક હતો તે શાળાને પોતાનું છાત્રાલય પણ હતું. શિક્ષકનો ધંધો કરતો ત્યારે વિદ્યાર્થીઓને લગતી નાની મોટી અનેક બાબતોમાં છાત્રાલયનાં બાંકાં શોધતો અને ગૃહપતિઓની અણઆવડત ઉપર ખીજાતો. ક્યારેક ક્યારેક તો મને એમ પણ થતું કે આ સ્વાતંત્ર્ય અને સ્વશાસનના જમાનામાં છાત્રાલયમાં ગૃહપતિ ન રાખવામાં આવે તો પણ શું? શિક્ષણનો

કાર્યમાં તો વિદ્યાર્થીને પોતાનાથી વધારે જ્ઞાનવાન સહાયકની જરૂર પડવાની જ છે તેથી શાળામાં શિક્ષક ન હોય તો ચાલે જ નહિ. પરંતુ છાત્રાલય એ તો બુદ્ધિના શિક્ષણથી પર એવી એક તરુણોને માટે જીવન જીવવાની સંસ્થા છે. અને જ્યાં તરુણો સ્વાતંત્ર્ય પામેલા અને જવાબદારીના ભાનવાળા હોય છે ત્યાં છાત્રાલયજીવનના કાયદાઓ પોતે જરૂર પોતાની મેળાએ ઉકેલી શકે છે. વિદ્યાર્થિજીવનને જ્યાં વધારે પ્રતિભાની મદદની અપેક્ષા ઉભી થાય ત્યાં શાળાના શિક્ષક મારફત તે જે જોઈએ તે મેળવી શકે છે.

મનમાં આવી વિચારસરણી ઘોળાયા જ કરતી હતી તે જ સમયે ગગબર એવા સંજોગો ઉભા થયા કે મારે શાળાના શિક્ષકની સાથે સાથે જ છાત્રાલયના ગૃહપતિનું કામ પણ કરવાનું માથે આવ્યું. મારા મનથી એ કામ જેટલું રસિક હતું તેટલું જ મહત્વનું પણ હતું. ખાવાપીવાને લગતી તેમજ હમેશના અન્ય વ્યવહારને લગતી બાબતોમાં હાથ નીચેના કારકુન કોઠારી તેમજ રસોયા મારફત ચલાવી લેવાશે તેવી કલ્પના હતી. શાળામાં નહિ જવાનો જે વખત હશે તેમાં વિદ્યાર્થીઓ માટે કેળવણી વિષયક અનેકવિધ પ્રવૃત્તિઓ શોધી કાઢીશ, અને સાંજના સમયમાં રમતોના અવનવીન કાર્યક્રમો યોજી અથવા તો વિદ્યાર્થીઓનાં ટોળાંઓ લઈ દૂર દૂર ફરવાની લહેજત માણી બધાય વિદ્યાર્થીઓનાં મન આકર્ષી લઈશ, તેવાં સ્વપ્નાં સેવતો હતો. વિદ્યાર્થીઓના નવરાશના વખતનો તેમની પાસે ઉપયોગ કરાવવો અને શાળાના બુદ્ધિના કાર્યમાં તેમને મદદગાર થઈ પડવું એટલું જ છાત્રાલયજીવનનું ક્ષેત્ર મારે મન હતું. અને આવી કલ્પનાથી પ્રેરાઈને મારા શિક્ષકના ધંધાની સાથે છાત્રાલયના ગૃહપતિ બનવાનું કામ મેં સ્વીકાર્યું. વિદ્યાર્થીઓની સાથે વસવાનો મને શોખ હતો અને મારા પોતાના ઘરની જંજાળ નહિ જેવી હતી. તેથી શાળામાંથી સીધો છાત્રાલયમાં રહીશ અને વિદ્યાર્થિજીવનમાં વધારે ઓતપ્રોત થઈ જઈશ તેવી મહેચ્છાઓ રાખી હતી. આમ કરવાથી મારા શિક્ષકના જીવન ઉપર પણ સુંદર અસર થશે અને માનસશાસ્ત્રની દૃષ્ટિથી શિક્ષણનું કાર્ય વધારે સફળ થશે તેમ પણ લાગ્યા કરતું હતું. આવા તરંગોથી મોટાઈ ગૃહપતિ પદ સ્વીકાર્યું.

પહેલે જ દિવસે સવારમાં વહેલો ઉઠી વિદ્યાર્થીઓની પ્રાર્થનામાં હાજરી આપવા માટે પ્રાર્થનામંદિરમાં ગયો. છાત્રાલયમાં એકંદરે નો સો વિદ્યાર્થીઓ હતા પરંતુ સવારની પાંચ વાગ્યાની પ્રાર્થનામાં આંખ ફેરવું તો માત્ર પંદર જણની જ હાજરી જણાઈ. પ્રાર્થનામંદિરના દ્વારમાં પ્રવેશ કરતાં જ મનમાં

ડૂંગરાયો ! બધા વિદ્યાર્થીઓએ પ્રાર્થનામાં હાજર રહેવું જ જોઇએ એવો વિચાર એક ક્ષણ માટે પસાર થઇ ગયો. તે જ ક્ષણે ગૃહપતિમાં ક્રોધ ન જોઇએ, ગૃહપતિ પરાણે ફરજ ન લાદે તેવા કેળવણીના મહાન સિદ્ધાન્તો પણ મનમાંથી પસાર થઇ ગયા. બન્ને વિચારોનું દ્વંદ્વયુદ્ધ શમ્યું ન શમ્યું અને હું સાક્ષાત્ પ્રાર્થનામંદિરમાં જઇ ઉભો રહ્યો પ્રાર્થના શરૂ થવાને પાંચેક મિનિટની વાર હતી. મેં અનેક મોટી મોટી મેદનીઓમાં હાજરી આપી હતી; અનેક સભાઓમાં ભાષણો પણ કર્યાં હતાં અને ખુદ મારી શાળામાં તો બધા વિદ્યાર્થીઓ પાસે ધીર ગંભીર બની રોજ રોજ પંડિતાઇ ડોળતો હતો. પ્રાર્થનામંદીરમાં તે જ વિદ્યાર્થીઓ હતા; હું પણ એનો એ જ હતો. પરંતુ કોણ જાણે શું થયું કે મારૂં શરીર ધ્રૂજવા લાગ્યું, મન શૂન્ય થઇ ગયું, હૃદયના ધબકારા વધ્યા અને ક્યાં બેસવું અને શું કરવું તેની સૂઝ ન પડી. એક ક્ષણ આમ પસાર થઇ હશે. તુરત જ મેં મારૂં સ્વાસ્થ્ય પાછું મેળવી લીધું. મને મારી જાત માટે શરમ આવી. પ્રભાતના અંધારામાં કોઇ ન દેખે તેમ મેં મારી જાતને ફિટકાર કર્યો અને વિદ્યાર્થીઓની નાની નાની હારોની સામે તેમની સમક્ષ મોટો ભા થઇને બેસી ગયો.

પ્રાર્થના શરૂ થઇ. પ્રભાતના પહોરમાં મગજકાજ શરૂ કરતા પહેલાં ઇશ્વરસ્મરણ અત્યંત આવશ્યક વસ્તુ હોઈ છાત્રાલયજીવનમાં સમૂહપ્રાર્થના દ્વારા વ્યક્ત થવી જ જોઇએ એવી માન્યતા હું ધરાવતો હતો. આજ દિવસ સુધી મારી માન્યતા કેવળ માન્યતા જ રહી હતી. વ્યવહારમાં ઉતારવાનો મને પ્રસંગ મળ્યો નહોતો. આજે તે પ્રસંગ સાંપડ્યો. પ્રાર્થના દસથી બાર મિનિટ ચાલેલી એ દસ બાર મિનિટ દરમ્યાન જીવનમાં કદિ નહિ વિચારેલા અનેક વિચારો મગજમાંથી પસાર થઇ ગયા. છેલ્લી બે ત્રણ મિનિટ વખતે તો આંખમાં નાનાં એવાં ઝોકાં પણ આવી ગયાં. ઇશ્વર ઇશ્વરને ઠેકાણે રહ્યો અને મારાં મન તથા શરીર કોઇ જૂદા જ વ્યવસાયમાં રોકાયાં. હું દિઙ્મૂઢ બની ગયો. શું થાય છે તે સમજાયું નહિ. ત્યાં તો પ્રાર્થના પૂરી થઇ અને મારા મનમાં મેં અગાઉથી નક્કી કર્યા પ્રમાણે અને વિદ્યાર્થીઓને જાહેર કર્યા પ્રમાણેનું પ્રવચન કરવાનો સમય થઇ ગયો. પ્રાર્થના ચાલ્યા પછી હૃદયના ધબકારા કંઇક શમ્યા હતા તે ફરીથી એક ક્ષણમાં દ્વિગુણિત થઇ ગયા. છતાં હિંમત રાખી મારે કહેવાનું હતું તે મેં વિદ્યાર્થીઓ સમક્ષ કહ્યું. આજે તો મારા મનમાં પ્રાર્થનાની ગંભીરતા અને વિદ્યાર્થીઓએ તેમાં આપવી જોઇતી ફરજીઆત હાજરી એ બેજ વસ્તુઓ ઘોળાયા કરતી હતી.

મારા પોતાના સાક્ષાત્ જીવનમાં આજે મેં એ બન્ને વસ્તુઓમાં નિષ્ફળતા મેળવી હતી. છતાંય મારી પાસે જેટલો શબ્દભંડાર હતો, જેટલી વાક્ચાતુરી હતી તે વાપરીને એક ભારેખમ પ્રવચન કરી નાખ્યું. [ ચાલુ ]

હરભાઈ.

## ત્રીજું છાત્રાલય સંમેલન

આપણા ત્રીજા સંમેલનની તારીખો નજીક આવતી જાય છે. માર્ચ માસના આખરના દિવસો લગભગ ત્રીજું છાત્રાલય સમેલન અમદાવાદમાં કાકાસાહેબ કાલેલકરને આંગણે ભરવામા આવશે.

આ ત્રીજું સંમેલન પહેલાં બે સંમેલનો કરતાં વધારે આકર્ષક છે એ કહેવાની જરૂર નથી. ભાવનગરનું પહેલું સંમેલન છાત્રાલયની દિશામાં નવું પગલું હતું. છાત્રાલયનો પ્રશ્ન એ માત્ર શેઠીઆ લોકોનો કે નાતના પટેલોનો પ્રશ્ન નથી પણ કેળવણીનો પ્રશ્ન છે એટલો પડકાર માત્ર એ સંમેલનમાં થયો. એ સમેલને ગૃહપતિઓને, માબાપોને, દાનવીરોને, સેક્રેટરીઓને, શિક્ષકોને, કેળવણીખાતાના ઉપરીઓને છાત્રાલયની સંસ્થા તરફ એક નજર નાખતા કર્યા. બીજું સંમેલન અમરેલીમાં થયું. ભાઇ જગજીવનદાસે પોતાના જીવનનો મોટો ભાગ છાત્રાલયસેવામાં ગાળ્યો છે એટલે તેમણે કાકા કાલેલકર જેવા પ્રમુખને પોતાને આંગણે બોલાવી છાત્રાલય જીવનની ફિલ્સુફી કાઠિયાવાડ ગુજરાતના મ્હેમાનોને સુલભ કરી આપી અને પોતાની સેવાને કૃતાર્થ કરી.

આ ત્રીજું સંમેલન ગૂજરાત વિદ્યાપીઠમાં ભરાય છે. પૂજ્ય ગાંધીજીએ અને તેમના સત્યાગ્રહાશ્રમે આખાયે અમદાવાદને આજે તીર્થ બનાવી મૂક્યું છે. પૂજ્ય ગાંધીજીના જીવનના એક અડગ ઉપાસક કાકા કાલેલકર. ગૂજરાત વિદ્યાપીઠ એટલે એ જીવન સિદ્ધાંતોને આજના કેળવણીના રૂપમાં સિદ્ધ કરનારી સંસ્થા.

આપણાં છાત્રાલયોને આપણે ઘણી વાર સારી માઠી વીશીઓ કહી સંબોધ્યાં છે. જ્યારે જ્યારે આપણે છાત્રાલયજીવનનો વિચાર કરવા બેઠા છીએ ત્યારે ત્યારે પહેલાંના વખતના આશ્રમોની કલ્પના આપણા મનમાં આવ્યા વિના રહેતી જ નથી. વસ્તુસ્થિતિ અને આદર્શ વચ્ચેનો આ તફાવત આપણને રોજ મુંઝવે છે અને આપણો અસંતોષ ટળતો જ નથી. આવે વખતે એ કલ્પનાના આશ્રમજીવનને વ્યવહારમાં ઉતારી દેનાર સંસ્થાને

આંગણે આપણે ઉભા રહીએ એ જ સંમેલનનો અપૂર્વ લ્હાવો છે. કેટલાંયે છટાદાર ભાષણો, કેટલીયે બુદ્ધિના ચમકારા ભરેલી ચર્ચાઓ અને કેટલાંયે પ્રશ્નોતરો જે ન આપી શકે તે આપણને સૌને આ બે આદર્શો જેવાથી મળશે એમ મને લાગે છે. બેશક, જેઓ આવાં સંમેલનોમાં આંખો મીચીને જ આવે છે અને રંગભૂમિથી થતાં ભાષણો એક કાને સાંભળીને બીજે કાને કાઢી નાખવા સિવાય બીજું કશું જેમને કરવું નથી તેમને માટે તો આ સંમેલન કેવળ નિરાશારૂપ થવાનું છે એમાં શક નથી.

ઉપરાંત એક બાબત તરફ આપણું સ્હેજે ધ્યાન જાય તેમ છે. પહેલાં બે સંમેલનો અમુક રીતે પ્રચાર જેવાં હતાં એટલે તેમાં પ્રેક્ષકોની સંખ્યા મોટી હતી. પણ આવાં સંમેલનોમાં જ્યારે પચરંગી પ્રેક્ષકોની સંખ્યા વધી જાય છે ત્યારે ગૃહપતિઓ જેવા ખુદ કામ કરનારાઓને પોતાની મુંઝવણો ઉકેલવાનો અવકાશ ઓછો મળે છે. પહેલાં બે સંમેલનોમાં આ પ્રમાણે થયું તે યોગ્ય હતું. હવે પછીના આ ત્રીજા સમેલનમાં છાત્રાલયમાં રીતસર કામ કરનારા ગૃહપતિઓ અને સેક્રેટરીઓને જ ધ્યાનમાં રાખી કાર્યક્રમ ગોઠવાય એવી અમારી નમ્ર માગણી છે. આમ થવાથી કદાચ બહારના પ્રેક્ષકોને રસ ઓછો પડશે પણ સંમેલન જે છાત્રાલયો માટે ભરાય છે, તે છાત્રાલયોના કામને તો તેથી લાભ જ છે. મારી તો ખાત્રી છે જ કે કાકા કાલેલકર પોતે પણ આવા સંમેલનને પસંદ કરે છે એટલે તેઓ પોતે આપણા સંમેલનની દિશામાં આટલો ફેર તો અવશ્ય કરશે.

નાનાભાઇ.

## મારી ડાયરીમાંથી

તા. ૧૨–૯–૧૯ : રાત્રિના ૧૦

આજ સવારે કેશુભાઇ મળવા આવ્યા. મારા કામમાં તેમને ઠીક રસ પડતો હોય એમ લાગ્યું. છાત્રાલયના ગૃહપતિનું કામ કેટલું વિકટ છે તેનો ખ્યાલ ખાસા અડધા કલાકના ભાષણથી મેં તેમને આપ્યો ! મારા પોતાના કાર્યમાં સેક્રેટરી સાહેબ વગર સમજ્યે દખલગિરી કરવા આવે તો કેવી રીતે હું તેમને ચૂપ કરી દઉં, અને વખત આવ્યે જોહુકમી સામે કેવી દૃઢતાથી લડું તે સંબંધે મેં તેમને ખૂબ કડક ભાષામાં કહ્યું. મારી કાર્યનિષ્ઠાથી અને અડગ હિંમતથી તેઓ ખૂબ ખુશ થએલા દેખાયા. મારી સાથેના પરિચયથી પોતાને ધન્ય માની તે ગયા.

ઇશ્વરને પણ મારી કસોટી આજને આજ કરવી હશે. સાંજના ભાગમાં સેક્રેટરી સાહેબ છાત્રાલયમાં આવ્યા. રમતની ઓરડીમાંથી વિદ્યાર્થીઓને હું ક્રિકેટનો સામાન કાઢી આપતો હતો. પરીક્ષાનો સમય નજીક આવે છે, અને રાત્રે વાંચવાનું રહેશે તેથી રમતને વખતસર જ પૂરી કરવા બાબત નેતાને સૂચના આપતો હતો તે જ વખતે બરાબર સેક્રેટરી સાહેબે ઓશરીના પગથિયા ઉપર પગ મૂક્યો. વિદ્યાર્થીઓ રમતના મેદાન તરફ ચાલ્યા ગયા પછી સેક્રેટરી સાહેબે જે મારી સાથે વાતચીત કરી તે આવી હતી:—

" પરીક્ષાનો સમય નજીક હોવા છતાં આ છોકરાઓને રમતમાં વખત બગાડવા કેમ છૂટ આપો છો ? "

" સાહેબ, રમત એ જુવાનીનો પ્રાણ છે. તરુણોએ રોજ એકાદ કલાક તો રમવું જ જોઇએ ને ? "

" એ તમારું ' રમવું જ જોઇએ ' હમણાં તમારા ખીસામાં જ રાખો. માસ્તર, પરીક્ષાના વખતમાં તો બધા છોકરાઓને પરાણે પણ અભ્યાસમાં જ લગાડવા જોઇએ. "

" પણ સાહેબ, રમત એ પણ કેળવણી જ છે ને ? અને રમતમાંથી નવો પ્રાણ લઇને આવેલા વિદ્યાર્થીઓ પછી બેવડા જોરથી વિદ્યાભ્યાસમાં લાગી શકશે. "

" માસ્તર, એ તમારી પંડિતાઇ પરીક્ષાના સમયે નહિ ચાલે, સમજ્યા ? અહીં તો પરીક્ષામાં પરિણામ નબળું આવે તો આપણી હરીફ બોર્ડિંગને લાધું થવી જાય. તમારા કેળવણીના વિચારોને હમણા એક બાજુ રાખી વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવ્યે જાઓ. "

" પણ સાહેબ...... "

" એ પણબણ મારે નથી સાંભળવું. ધનજીભાઇએ મને આજે સવારે વાત કરી ત્યારથી જ મારા મનમાં ચટપટી થઇ હતી. મને બીક જ હતી કે તમે કંઇક આવું જરૂર વેતરશો. તમે ભલા અને વિદ્વાન જરૂર છો, પણ સાથે જ વ્યવહારજ્ઞાન વિનાના વેદીઆ છો. આ વિષયમાં તો તમારે હું કહું તેમ કરવાનું છે. આજે હવે ભલે છોકરાઓ ગયા. પરંતુ આવતી કાલથી વહેલા જમાડવાનો પ્રબંધ કરજો અને જમાડીને વાંચવા બેસાડી દેજો. કાલે અત્યારે હું પાછો એક આંટો આવી જઇશ. "

આટલું કહી સેક્રેટરી સાહેબ તો ગયા. હું દિઙ્મૂઢ ઉભો જ રહ્યો. જતી

વખતે તેમને નમસ્કાર કરવા પણ ભૂલી ગયો. મારા મનમાં વિચારો ઘોળાવા લાગ્યા. વગર સમજ્યે દખલગિરી કરનાર સેક્રેટરી સાહેબની પણ સામે થવાની મારી બહાદુરી ક્યાં ચાલી ગઈ? સત્યનિષ્ઠા અને કર્તવ્યપરાયણતાને આગ્રહથી વળગી રહેવાની મારી તાકાત ક્યાં છુપાઇ ગઇ? આવી પરિસ્થિતિમાં ગૃહપતિ તરીકે જ નહિ રહેવાના અને આવતી કાલે જ રાજીનામું આપી ચાલ્યા જવાના ઉન્માદી તરંગો પણ મગજમાંથી પસાર થઇ ગયા. તે વખતે તો કશો જ નિર્ણય ન કરી શક્યો.

વખત વહેવા લાગ્યો. સાંજ પડી અને મારી વિચારસરણીએ ડહાપણની સ્થિરતા પ્રાપ્ત કરી. આ બધી ગાંડાઇ હતી. છાત્રોમાનો કામ કર્યે જાતે! એમ કંઇ તડ ને ફડ તે થતું હશે? એ તો ધીમે ધીમે સુધરતું જશે. ટાઢા પેટની રૂપિયા ત્રીશની નોકરી નકામી શા માટે ફેંકી દેવી?

છાત્રાલયોના સેક્રેટરી સાહેબો, મારા જેવા નિર્માલ્ય માણસો સાથે તમારે કામ લેવાનું હોય ત્યાં પછી પ્રગતિની શાની આશા રાખો છો? અમારી જ નબળાઇ તમારા જેવા બીજાઓ ઉપર ઓઢાડી દઇ જાતને છુપાવતાં અમને આલ્હાદ આવડે તેમ છે!

છાત્રાલયોનું ભાવી તે અરેરે કોના હાથમાં આવી પડ્યું છે?

દરમાઇ.

## પ્રેમની ફરજ?

રામશંકર સંસ્કૃતનો વર્ગ લેતા હતા. વિનાયક હાંફતો હાંફતો આવીને કહે: "રામભાઇ, ચાલો જલદી; હરિલાલ ખૂબ મુંઝાય છે. તમને બોલાવે છે."

હરિલાલ રામભાઇનો માનીતો શિષ્ય. આઠ દિવસથી તેને તાવ આવતો હતો. રામભાઇ પાસે હોય ત્યારે હરિલાલ પોતાની માંદગી ભૂલી જાય. રામભાઇ ઉપર તેનો અકૃતિમ પ્રેમ હતો.

સંસ્કૃતનો વર્ગ પૂરો કરી રામભાઇ હરિલાલ પાસે ગયા.

* * *

હરિલાલનો તાવ ઉતરી ગયો હતો. છાત્રાલયને ઓટલે બેસીને દાતણ કરતો હતો. બીજા વિદ્યાર્થીઓ શાળામાં જવાની તૈયારી કરતા હતા. એક પછી એક વિદ્યાર્થીઓ છાત્રાલયમાંથી નીકળી રસ્તાની પેલી પાર નિશાળ હતી તે તરફ જવા લાગ્યા. કિશોરીલાલ છાત્રાલયના ફાટક આગળ ઉભા

ઉભા શાળામાં જતા વિદ્યાર્થીઓને રવાના કરતા હતા. કિશોરીલાલ જુવાન હતા. ૨૮ વર્ષની ઉંમર હશે. સંસ્થામાં આજીવનપક્ષ્ય તરીકે જોડાયા અને માત્ર ત્રણ વર્ષમાં જ મુખ્ય ગૃહપતિને પદે ચઢયા હતા.

થોડા જ વખતમાં બધા વિદ્યાર્થીઓ શાળામાં ચાલ્યા ગયા.

હરિલાલનું દાતણ ચાલુ જ હતું. કિશોરીલાલ ઉભા હતા ત્યાંથી ધીરે ધીરે તેની પાસે ગયા. સ્નેહભરી નજરથી હરિલાલ તરફ જોઇ તેમણે પૂછ્યું: "કેમ હરિલાલ, આજે કેમ છે ?"

"જી, આજે સારૂં છે." હરિલાલે જવાબ આપ્યો.

"હરિલાલ, હું તમને એક વાત કહેવા આવ્યો છું."

હરિલાલ કશું પણ બોલ્યા વિના ગૃહપતિના મ્હોડા સામું જોઈ રહ્યો.

"હરિલાલ, એક વાત કહેશો ? તે દિવસે તમે શાળામાંથી રામભાઇને કેમ બોલાવી લીધા ?"

"જી, જીવ બહુ મુંઝાતો હતો તેથી બોલાવી લીધા."

"પણ અમે આટલા આટલા ગૃહપતિઓ અહીં હોવા છતાં શિક્ષકને બોલાવવાની શી જરૂર પડી ?"

હરિલાલનું મ્હોડુ ઉતરી ગયું. તે નિઃશબ્દ રહ્યો. હાથમાંનું દાતણ એટલા ઉપર મૂકી તે શૂન્ય નજરે પોતાના અંગુઠા તરફ જોઇ રહ્યો.

કિશોરીલાલ શિસ્તના બહુ શોખીન હતા. સંસ્થામાં વ્યવસ્થાશક્તિ તો કિશોરીલાલની જ. સંસ્થામાં શિસ્ત જાળવવામાં તે બહુ જ કડક રહેતા. સ્વભાવ બહુ જ કોમળ છતાં કર્તવ્યની પરિપૂર્તિમાં કોમળતા આડે ન આવે તેની સંભાળ કિશોરીલાલ હમેશાં રાખતા. પોતાના દરેક કામ તરફ કર્તવ્યની નજરે જોવાની તેમની દૃષ્ટિ હતી. હૃદયની કોમળતાને એ નબળાઇ ગણતા અને તેથી પ્રતિક્ષણ પોતાના અંતરની કોમળતા પોતાના કર્તવ્યપાલનની આડે ન આવે તેની ચોકી તે રાખતા.

હરિલાલને પહેલો સવાલ પૂછ્યો ત્યારે કિશોરીલાલનો અવાજ મૃદુ હતો; તેમાં તેના અંતરની કોમળતાનું સ્પષ્ટ પ્રતિબિંબ હતું. પણ એક જ ક્ષણમાં હરિલાલે એક શિક્ષકને બોલાવી લેવામાં શિસ્તનો જે ભંગ કર્યો હતો તેમનું સ્મરણ તેમને થયું. અને હંમેશ મુજબ તેમની કઠોરતાએ પ્રેમળતાને ઢાંકી દીધી.

થોડા કડક અવાજે તેમણે ફરી હરિલાલને પૂછ્યું: " અમે ત્રણ ત્રણ ગૃહપતિઓ હોવા છતાં તમે રામભાઈને તેના કામમાંથી બોલાવી લીધા તે તમને બરાબર લાગે છે ? "

હરિલાલથી હવે રહેવાયું નહિ. તે શરમાયો, મુંઝાયો, બ્હીધો. કિશોરીલાલને તે બરાબર ઓળખતો. તેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. તે નિઃશબ્દ રોવા લાગ્યો.

કિશોરીલાલ હવે થોડાક નરમ પડ્યા. તેમણે પોતાનો અવાજ થોડો સામ્ય કર્યો અને કહ્યુ: " હરિલાલ, તમારે મુંઝાવું નહિ. હું કંઈ બીજાઈને તમને પૂછતો નથી. મને સાચે જ કહી દો. મને મૂકીને તમે રામભાઈને કેમ બોલાવ્યા ? "

આ વખતે કિશોરીલાલના મ્હોડા ઉપર ઔદાસીન્યની છટા હતી. વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપવું એટલી જ શિક્ષકોની ફરજ છે; વિદ્યાર્થીના શરીરની તેમ જ આત્માની સંભાળ સર્વથા ગૃહપતિને માથે છે એમ તે માનતા હતા. પોતાનું કામ પોતાને કરવાની તક ન મળતાં બીજા તે કામ કરી ગયા તે વસ્તુની વિષણ્ણતા તેમના મ્હોડા ઉપર દેખાતી હતી. તેમણે ફરી હરિલાલને કહ્યું: " હરિલાલ, સાચું કહેજો. જરા પણ બીક રાખ્યા વગર કહેજો. હું ઓશીકામાં બેઠો હતો છતાં તમે મને કેમ ન બોલાવ્યો ? "

હરિલાલે એક વાર ઉંચું જોયું. કિશોરીલાલની મુદ્રા ઉપર દુઃખમિશ્ર કોમળતા જોઈ તેને થોડુંક ધૈર્ય આવ્યું. તે એક એક શબ્દ ધીમે ધીમે બોલી ગયો: " જી, મને તમારી બીક લાગે છે. "

આજે કિશોરીલાલની ખાસ વિનતિથી રામભાઈ તેમની સાથે ફરવા ઉપડ્યા હતા. સધ્યાનો સમય હતો. પક્ષીઓ આસપાસનાં ઝાડવાંમાંથી નીકળી પશ્ચિમ તરફ ઉડતાં હતાં. ચરવા ગએલી ગાયો પોતાના નિવાસ તરફ પાછી ફરતી હતી. કિશોરીલાલ અને રામશંકર બન્ને મૂંગા મૂંગા ચાલતા હતા. બન્નેના અંતરમાં જુદી જ જાતના વિચાર ચાલતા હતા. રામભાઈ વિચારતા હતા કે કોઈ દિવસ નહિ અને આજે જ કેમ મને કિશોરીભાઈએ ફરવા બોલાવ્યો ? કિશોરીલાલ વધારે ગંભીર દેખાતા હતા. તેમના અંતરમાં કોઈ તોફાન ચાલતું હતું તેની સ્પષ્ટ નિશાની તેમના મ્હોડા ઉપર દેખાતી હતી.

કેટલીએ વખત બન્ને જણા નિઃશબ્દ હતા અંતે કિશોરીલાલે મૌન્ય તોડ્યું. તેમણે કહ્યું: " રામભાઈ, જરા પણ સંકોચ રાખ્યા વગર મને આજે

તમારા વિચારો જણાવો. હું એક પ્રશ્નથી મુંઝાઉં છું. મને તેનો ઉકેલ મળતો નથી. તમને સંસ્થામાં આવ્યાને છ જ માસ થયા છે. પણ તમારી ઉપર મારી નજર છે. તમે થોડા જ વખતમાં ઘણો યશ મેળવ્યો છે તેથી મને આનંદ થાય છે અને સાથે સાથે અદેખાઈ પણ આવે છે. હું આટલો આટલો પ્રયત્ન કરું છું, છતાં મને તમારા જેટલો યશ નથી મળતો. હું વિદ્યાર્થીઓની સેવાની તક નથી જવા દેતો છતાંયે વિદ્યાર્થીઓ મારાથી બ્હીએ છે છે અને નાસતા ફરે છે. આ વસ્તુથી હું મુંઝાયો છું. તમે વિદ્યાર્થીઓના માનીતા છો. વિચારી છો, અભ્યાસી છો. તમારા યશની ચાવી મને બતાવશો?"

રામભાઈ થોડીવાર સ્તબ્ધ રહ્યા. અને તેમણે કહ્યું: "કિશોરીભાઈ, તમે મારાથી વડીલ છો. તમે વધારે કાર્યક્ષમ છો. તમારી તરફ હું હમેશાં માનની નજરે જોઉં છું. તમારો સમાગમ કરતાં મને હમેશાં નવીન નવીન સ્ફુરણા મળે છે. મદદ દેવા માટે તમારી પાસેથી કંઈક શીખવાનું હોય. તેમાં તમે જ મને પૂછો તો હું શું કહી શકીશ?"

કિશોરીલાલ વધારે ગંભીર થઈને બોલ્યા: "રામભાઈ, આ વિવેકનો સવાલ નથી. તમે ઉમરમાં નાના છો છતાં જ્ઞાનમાં મારાથી વડીલ છો એમ મને લાગ્યું છે. આ મુઝવણને અંગે તમે મને કંઈક મદદ કરો એવી આશાથી મેં તમને પૂછ્યું. પછી તમારી ઇચ્છા."

આટલું બોલી કિશોરીલાલ શાંત થયા. એમની ગંભીરતાથી રામભાઈ હસી ગયા. કિશોરીલાલની ઉદારતાની કલ્પના તેમને આવી. તે હવે બોલવા લાગ્યા.

"કિશોરભાઈ, છ માસ સુધી મેં તમને બરાબર જોયા છે. તમારા વિષે મને સંપૂર્ણ માન છે. છતાં તમારા સિદ્ધાંતમાં મને એક ભૂલ જણાયા જ કરે છે. તમે એમ માનો છો કે જીવનની દરેક વસ્તુ માણસે કર્તવ્ય તરીકે જ સ્વીકારવાની છે યા અકર્તવ્ય તરીકે છોડી દેવાની છે. પણ કલ્પના પ્રદેશમાં આ વિચારસરણી હમેશાં કામ નથી આવતી. હું ગૃહપતિ, વિદ્યાર્થી ઉપર પ્રેમ કરવો એ મારી ફરજ, વિદ્યાર્થીની સેવા કરવી એ મારી ફરજ, માંદા વિદ્યાર્થીની માવજત કરવી એ મારી ફરજ—એવી દૃષ્ટિથી તમે જુઓ છો ને વિદ્યાર્થી તરફ વર્તો છો. પણ તમે ભૂલી જાઓ છો કે પ્રેમ યા સેવા તે અંતરનો ધર્મ છે. તે ફરજ છે ને તો ચોક્કસ, પણ

ફરજ ઉપરાંત કંઇક તેમાં છે તે પણ તેટલું જ ચોક્કસ. અંતઃકરણની ભાવનાઓ માણસના હોદ્દાની નિયમાવલિમાં ગોઠવી ન શકાય. તમે ગૃહપતિધર્મ તરીકે વિદ્યાર્થી વિષેનો પ્રેમ સ્વીકાર્યો તેથી જ તમે ફાવતા નથી. તેથી જ તમારી બધી સેવા છતાં વિદ્યાર્થીઓ તમારાથી બ્હીએ છે. ગૃહપતિધર્મ તરીકે નહી પણ હૃદયધર્મ તરીકે તમે વાત્સલ્યને સ્વીકારશો તો તમને અસાધારણ યશ મળશે. પ્રેમના રાજ્યમાં વેપારી કાનૂન નહિ કામ આવે. તમે વ્યાપાર અને વ્યવસ્થાની દૃષ્ટિથી પ્રેમના ક્ષેત્રમાં કામ કરો છો. તેથી જ તમને અપયશ મળે છે. તમે આ મારી વિચારસરણી ઉપર ખૂબ વિચાર કરજો. આ કંઇ મેં તમને ઉપદેશ તરીકે નથી કહ્યું. પણ તમારા આગ્રહને વશ થઇને માત્ર સ્પષ્ટ વિચારો તમને જણાવ્યા છે. અવિનય લાગે તો માફ કરજો."

હવે સૂર્યનો અસ્ત થઈ ગયો હતો. પૃથ્વી ઉપર ધીરે ધીરે અંધારાનું સામ્રાજ્ય ફેલાવા લાગ્યું હતું. સંધ્યાના ધૂસર પ્રકાશમાં પણ કિશોરીલાલની મુદ્રા ઉપરનો વિચારમગ્ન ઉદ્વેગ રામશંકરને દેખાતો હતો.

* * *

બીજે દિવસ સવારે પ્રાર્થનામંદિર આગળ ઉભા ઉભા કિશોરીલાલ ગણગણતા હતાઃ "હું કેવો મૂર્ખ ! પ્રેમને વળી ફરજ તરીકે સ્વીકારતો હતો."

ગો. શ. કુલકર્ણી.

## જાતીય વિકૃતિઓ કેમ અટકે ?

જાતીય વિકૃતિઓનાં અનેક નાનાં મોટાં સ્વરૂપો આપણે જોયાં. એ વિકૃતિઓ થવા ન પામે અથવા તો થઇ ગએલી ઓછી થતી જાય તેવા ઉપાયોનો વિચાર હવે આવશ્યક છે. જાતીય વિકૃતિનાં જૂદા જૂદા સ્વરૂપોનાં મૂળ તપાસતાં તેના કેટકેટલા ઉપાયો શક્ય છે તે આપણે હવે જોઇએ.

જાતીય વિકૃતિનું ઘણામાંનું એક મોટું કારણ તે શારીરિક વિક્રિયા છે. આવી વિક્રિયા જન્મગત નબળાઇને લીધે અથવા તો અનારોગ્ય પરિસ્થિતિને લીધે અથવા તો શરીરસ્વાસ્થ્યના નિયમો તરફની બેદરકારીને લીધે ઉભી થએલી હોય છે. છેક નાનપણથી આ બાબતમાં જો યોગ્ય દરકાર રાખવામાં આવે તો શારીરિક કારણોને લીધે ઉભી થતી જાતીય વિકૃતિઓ જરૂર અટકે.

આવું પહેલું શારીરિક કારણ તે જન્મગત નબળાઇ છે. અલબત્ત

આનો આપણી પાસે દેખીતી રીતે કશો જ ઉપાય નથી. પરંતુ બાળકોના સર્જનમાં માબાપો શારીરિક દૃષ્ટિથી અત્યંત બેદરકાર હોય છે તે તરફ પણ આજના સમાજનું ધ્યાન જવાની આવશ્યકતા તો છે જ. નિર્બળ કે રોગી માબાપોનાં બાળકો ઘણા મોટા પ્રમાણમાં નિર્બળ કે રોગી થાય તેમાં શી નવાઇ ? જ્યાં શારીરિક નિર્બળતા કે રોગ હોય ત્યાં જાતીય વિકૃતિઓ બહુ જ સહેલાઇથી પ્રવેશી શકે છે. હવેનો સમાજ આ હકીકત તરફ નજર રાખે તે ભાવી પ્રજાના ઉત્કર્ષ માટે અત્યંત જરૂરનું છે.

બીજું કારણ તે આરોગ્યને વિઘાતક તેવી પરિસ્થિતિ છે. આજનાં આપણાં ઘરો જુઓ, આજની આપણી રહેવા કરવાની ઢબછબ જુઓ, આજનાં આપણાં વિનોદસ્થાનો જુઓ, આજની આપણી શાળાઓ જુઓ કે આજનાં આપણાં છાત્રાલયો જુઓ. એ બધેય ઠેકાણે આરોગ્યને પોષક તેવી પરિસ્થિતિનો મોટે ભાગે અભાવ જ દેખાશે.

બીજા કશાનો વિચાર છોડી દઇએ તો આપણે છાત્રાલય ચલાવનારાઓએ પણ આ દિશામાં કેટલું કરવાપણું બાકી છે તે વિચારી લેવું જોઇશે. આજનાં આપણાં છાત્રાલયો વિદ્યાર્થીના આરોગ્યને પોષક તેવા વાતાવરણથી ભરચક દેખાય છે ? છાત્રાલયનું મકાન કાં તો એવા સ્થળમાં હોય છે કે જ્યાં આરોગ્યને પોષણ મળવું જ મુશ્કેલ. કાં તો તેની આસપાસની જગ્યા અને કાં તો ખુદ તેના મકાનની જ બાંધણી એવા પ્રકારની હોય છે કે જેથી વિદ્યાર્થીનું આરોગ્ય સહેજે બગડે. છાત્રાલયની આસપાસની પરિસ્થિતિ અને ખુદ છાત્રાલયની આંતર સ્થિતિ વિદ્યાર્થીના આરોગ્યને પોષક ન હોય ત્યારે તેની સીધી અસર ચામડી ઉપર અને હોજરી ઉપર થાય છે. પરિણામે નાના નાના ચામડીના રોગો વિદ્યાર્થીનાં શરીરો ઉપર દેખા દીધા જ કરે છે. ખસ, ખુજલી, ધાધર કે ગડગુમડથી મુક્ત રહી જતા કેટલા ટકા વિદ્યાર્થીઓ આપણે આજે આપણા છાત્રાલયમાં ગણાવી શકશું ? જે જે વિદ્યાર્થી આવા ચામડીના રોગનો સહેજ પણ ભોગ થઇ પડે છે તે બહુ જ સરળતાથી જાતીય વિકૃતિમાં ફસાઇ જઇ શકે છે. તેવા વિદ્યાર્થીને પછી ખરાબ સોબતની કે ખોટા જ્ઞાનની મદદની અપેક્ષા પણ નથી રહેતી. તેને તો ઘણી વખત ખબર પણ નથી હોતી કે પોતે જે કંઇ આચરે છે તે વિકૃતિનો કોઇ એક પ્રકાર છે. ઉંમર સહેજ મોટી થતાં જ્યારે તેને ભાન આવે છે ત્યારે પછી તે બિચારો મુંઝાય છે અને તેમાંથી નીકળવાનાં વાવલાં મારે છે.

છાત્રાલયોમાં શારીરિક કારણોસર ઉભી થતી જાતીય વિકૃતિઓ અટકાવવી હોય તો પછી આપણી પહેલી ફરજ તે છાત્રાલયની અનારોગ્ય પરિસ્થિતિને મીટાવવી તે હોઇ શકે. છાત્રાલયની આસપાસની વ્યવસ્થા, છાત્રાલયની આંતર વ્યવસ્થા એવા પ્રકારની હોવી જોઇએ, કે જે વિદ્યાર્થીના આરોગ્યને પોષક હોય. છાત્રાલયનું મકાન બની શકે તેટલું વસતીથી દૂર હોય; છાત્રાલયની આસપાસનું વાતાવરણ આરોગ્યની દૃષ્ટિએ શુદ્ધ અને સ્વચ્છ હોય; છાત્રાલયના મકાનની બાંધણી પૂરતા હવા પ્રકાશને અવકાશ આપે તેવી હોય; છાત્રાલયની અંદરની સ્વચ્છતા બની શકે તેટલી આદર્શ હોય; છાત્રાલયનાં મુતરડી પાયખાનાં સુંદર બાંધણીનાં સ્વચ્છ અને શુદ્ધ રહી શકે તેવાં અને નિત્ય સાફ રહ્યાં કરતાં હોય; છાત્રાલયનું રસોડું વિશાળ અને હવા પ્રકાશવાળું હોય; છાત્રાલયની ભોજનશાળા ખુલ્લી અને સુઘડ હોય: છાત્રાલયના કચરાનો તેમજ પાણીનો નિકાસ થઇ શકે તેવી સગવડ હોય.

આ બધું છાત્રાલયના આરોગ્યને પોષક ગણાય. જ્યાં જ્યાં આવું ન હોય ત્યાં ત્યાં તે છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓ ઉપર કહ્યું તેમ ચામડીના નાના મોટા રોગોના ભોગ થઈ પડે છે; અને પરિણામે જાતીય વિકૃતિ તરફ અજાણપણે પણ વળી જાય છે. માટે જ આપણી પહેલી ફરજ તે આરોગ્યને પોષક તથા વર્ધક તેવી આંતર બાહ્ય પરિસ્થિતિ છાત્રાલય માટે નિર્માણ કરવી.

હરભાઈ

## છાત્રસંમેલનનાં ચોઘડીયાં

વરસ વરસની અવધ પૂરી થઇ ગઇ છે અને દ્વિતીય છાત્રસંમેલનની નોબતો આજે આઠે સુરે વાગી રહી છે. અમદાવાદને આંગણે કાકાશ્રીએ છાત્રાલય સંમેલનને નોતર્યું છે; આપણા છાત્રસંમેલનને કોણ નોતરશે? પણ ભૂલ્યો ભાઇ! મિત્રોને ત્યાં આવવાનાં નોતરાં હોય ખરાં! એપ્રિલને પ્રથમ સપ્તાહે ગામે ગામનાં છાત્રાલયનો ઓછામાં ઓછો એક પ્રતિનિધિ બંધુ રાજનગરે પધારશે: ગાંધીજીને તીર્થનગરે ત્યારે છાત્રોનો આનંદઉદધિ ઉછળશે. સહુ જાણતા થયા છે અને જાણશે કે છાત્રો જીવનવંતા છે, યૌવનવંતા છે, ભાવિખેલાડીઓ છે.

છાત્રભાઇઓ! આપણા મુરબ્બી ગૃહપતિઓ પાસે આપણે લાડ નહિ

કરીએ તો ક્યાં કરીશું ? છાત્રસંમેલનમાં આવવા માટે તમે ગૃહપતિઓને કનડજો, ગળે આણજો, દાઝ આણજો, લંત લેજો, વેન કરજો પણ સંમેલનની હાજરી ન ભૂલતા. જોરથી માગજો અને તેઓ આપશે જ. માગવામાં પ્રાણ હશે તો ના પાડનાર કોણ જન્મેલ છે ?

એક વરસમાં આપણે 'છાત્રમંડળ'ની સંસ્થાથી ઘણા પરિચયમાં આવ્યા છીએ. આપણું સંસ્થાબળ, અને તેનાથી જન્મતું કાર્યબળ વધ્યું છે. આ સંમેલનમાં આપણે ઘણું કરશું. આપ સૌને અંતરનાં આમંત્રણ છે ત્યાં.

અમદાવાદી મિત્રો આપણને આમંત્રશે; આપણે જઇશું. ગૃહપતિઓને બંગલા મળશે, આપણે કદાચ ઝુંપડામાં જમાવીશું; ગૃહપતિઓ તંબુમાં બેસશે, આપણે આકાશના ચંદરવા નીચે અખાડો લગાવીશું. ગૃહપતિઓ નળે બેસી ન્હાશે તો આપણે સાબરમતીમાં ઝુકાવીશું; આ બધામાં કેટલી મઝા આવશે ? પણ આપણે માત્ર હવામાં ઉડીએ તે કાંઇ ચાલે ? છાત્રસંમેલનને અંગેના ખર્ચ માટે આપણે તૈયાર રહેવાનું છે. મ્હારી તમોને એક જ વિનતિ છે.

**ગામે ગામના છાત્રાલયમાંથી એક યા બે ભાઇઓ અમદાવાદ આવજો અને છાત્રસંમેલનને માટેના ખર્ચ માટે આપની સંસ્થા તરફથી ઓછામાં ઓછો ૧ રૂપીઓ અમને મોકલી આપજો. તમે માગશો તો હજારો ખર્ચવાવાળા સુરુચી ગૃહપતિઓ, એ રકમ આપશે જ; અને ન આપે તો દરેક છાત્ર દીઠ પૈસો યા બે પૈસા એકઠા કરી, તમારા છાત્રમંડળને ઉત્સાહજો. આટલી ભિક્ષા નહિ આપો તો છાત્રધર્મ ભૂલશો.**

આ તો છાત્રમંડળનાં તમને આમંત્રણ થયાં. અમદાવાદ મંડળ તો હવે નોતરાં પાઠવશે. ચર્ચાઓના વિષયો મોકલવા માંડો, ન્હાના તથા સ્પષ્ટ લેખો તૈયાર રાખો, ન્હાનું એવું નાટક ભજવવા કમ્મર કસો. છાત્રસંમેલનનો વિજય તમારા દરેકના હાથમાં છે.

ઓછામાં ઓછાં સવાસો છાત્રાલયોના પ્રતિનિધિ બંધુઓ અમદાવાદને આંગણે ઉતરે એવો મારો અભિલાષ છે; અભિલાષ પૂરવા તમે આવશો ?

c/o ફેલોશીપ સ્કુલ, ચીના બાગ, મુંબઇ નં. ૪

જમનાદાસ વ. દાણી
પ્રમુખ : છાત્રમંડળ

## ત્રીજું છાત્રાલય સંમેલન

**સ્થળઃ**—ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.
**તારીખઃ**—૨૭-૨૮ માર્ચ ૧૯૨૯

**સ્વાગત પ્રમુખ —**

શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર.

**વ્યવસ્થાપક સમિતિઃ—**

શ્રી. દ. બા. કાલેલકર-પ્રમુખ
શ્રીમતી ઇન્દુબેન ચીમનલાલ
શ્રી. મણિલાલ મગનલાલ દલાલ
,, ભોગીલાલ ત્રિભુવનદાસ ઠાકર
,, હીરાલાલ વસંતદાસ
,, છોટેલાલ પંડિત
,, ત્ર્યંબકલાલ ત્રિવેદી
,, જગજીવનદાસ ના. મહેતા } મંત્રીઓ
,, જેઠાલાલ ગાંધી

**સંમેલનના પ્રમુખ**

શ્રી. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ.



'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખોઃ વ્યવસ્થાપક, છાત્રાલયઃ શ્રીદક્ષિણામૂર્તિ ભવનઃ ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

( 'છાત્રાલય મંડળ' તરફથી )

વર્ષ ૩ જું | અંક ૩ જો
૧૯૨૯ | માર્ચ

:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ

---

આપણી આસપાસ જ્યાં જ્યાં નજર કરીએ ત્યાં ત્યાં અસત્ય જ પથરાએલું આપણને દેખાય છે, છતાંએ વિજય તો સત્યનો જ છે. ચારે કોર નાનાં મોટાં અધર્માચરણો સેવાતાં જોઈએ છીએ છતાંએ અંતે તો 'ધર્મે જય' છે. વ્યક્તિ અને સમષ્ટિ સર્વ હિંસામાં જ રાચે છે છતાં જંપવારો તો અહિંસામાં જ દેખાય છે. પાપભીરૂ સમાજ પાપ કરતાં પાછું વાળી નથી જોતો છતાંએ આશરો તો પુણ્ય ભાવનાનો જ શોધે છે. દુષ્ટ મનોવૃત્તિઓ આપણા ઉપર અસ્વાર થઈ જશે તેવું આપણને ઘડીભર લાગે છે પરંતુ આખરે જીતે છે તો સદ્વૃત્તિઓ જ.

આ દ્વન્દ્વોના યુદ્ધને પારખનાર જ ખરો કેળવણીકાર છે.

# બેવડો આદર્શ

જુવાનીના ઉંબરામાં પગલાં માંડતા તરુણ પાસે મોટે ભાગે બે આદર્શો હોય છે; એક સત્તાનો અને બીજો જ્ઞાનનો. એક આદર્શ મુખ્યતઃ તેને પિતામાંથી સાંપડે છે અને બીજો મુખ્યતઃ શિક્ષકમાંથી ફૂટે છે.

જુવાન વિદ્યાર્થી પિતાને તિરસ્કારે છે અને ચાહે છે. જુવાન વિદ્યાર્થી શિક્ષકને ચાહે છે અને તિરસ્કારે છે. પિતા તરફનો તિરસ્કાર એ તેનો સત્તા તરફનો તિરસ્કાર છે, અને પિતા તરફનો ચાહ એ તેના નૈસર્ગિક પ્રેમ તરફનો ચાહ છે. શિક્ષક તરફનો ચાહ એ તેના જ્ઞાન તરફનો ચાહ છે, અને શિક્ષક તરફનો તિરસ્કાર એ તેના અધિકાર તરફનો તિરસ્કાર છે.

જુવાન વિદ્યાર્થી બન્ને વસ્તુને પોતાના જીવનના આદર્શ તરીકે રાખવા પ્રયત્ન કરતો હોય છે. સત્તાનો તેનો આદર્શ પિતા બનીને પાર પાડવાના મનોરથો સેવે છે અને જ્ઞાનનો તેનો આદર્શ સુંદર શિક્ષક બનીને પાર પાડવાના તરંગો સેવે છે. આમ જુવાનને મન બે મહાન વિભૂતિઓ આદર્શ સ્થાને બેઠી હોય છેઃ એક પિતા અને બીજો શિક્ષક. બીજા નાના નાના આદર્શો તો તેના તે વખતના ઘડતરમાં મોટે ભાગે ગૌણ સ્થાન ભોગવતા હોય છે.

છાત્રાલયના ગૃહપતિને શીર બેવડી જવાબદારી રહે છે. ગૃહપતિ એટલે પિતા પણ ખરો અને શિક્ષક પણ ખરો. ગૃહપતિ પાસે સત્તા પણ ખરી અને જ્ઞાન પણ ખરું. માટે જ છાત્રાલયનો વિદ્યાર્થી ગૃહપતિને ચાહે પણ ખરો અને ધિક્કારે પણ ખરો. ગૃહપતિ એટલે જુવાન વિદ્યાર્થીનો બેવડો આદર્શ. જો ગૃહપતિને એકલો પિતા થતાં જ આવડે તો પણ જુવાનના ઘડતર માટે તે નાલાયક, અને જો એકલો શિક્ષક બનતાં આવડે તો પણ ઘડતરના કામ માટે નાલાયક. જો ગૃહપતિ એકલી સત્તાના જ જોર ઉપર જીવવા માગે તો પણ ન ચાલે, અને જો એકલા જ્ઞાનના જોર ઉપર જીવવા ઇચ્છે તો પણ ન ચાલે.

પિતા થવું સહેલું હશે, શિક્ષક બનવું સહેલું હશે પણ ગૃહપતિ બનવું એ તો ખરેખર મુશ્કેલ. પરસ્પર વિરોધી આદર્શનો પણ યોગ્ય સમન્વય જે માણસ જીવનમાં સાધી શક્યો હોય તે જ ગૃહપતિપદને માટે લાયક.

# ગુંડાગીરી ન ચલાવાય

મોહનભાઇ હવે તો રીટાયર થયેલા છે. આ ગયા વર્ષ સુધી તેમણે કેળવણીખાતાની સેવા બજાવેલી અને અમારી જ્ઞાતિનું છાત્રાલય શરૂ કરવામાં તેમનો મોટો હિસ્સો. મોહનભાઇ ન હોય તો અમારૂં છાત્રાલય ન હોય તેમ કહીએ તો ચાલે. તે વયોવૃદ્ધ હતા એટલું જ નહિ પણ જ્ઞાનવૃદ્ધ અને અનુભવવૃદ્ધ પણ હતા. અમારી જ્ઞાતિના તે પહેલા ગ્રેજ્યુએટ. હું જ્યારે છાત્રાલયમાં રહીને અભ્યાસ કરતો ત્યારે તેઓ અમારા ગૃહપતિનું કામ કરતા. મારા સદ્‌ભાગ્યે આજે હવે તે જ છાત્રાલયનો હું ગૃહપતિ બન્યો છું. વિદ્યાર્થી હતો ત્યારે જે મુંઝવણો મોહનભાઈ માટે ઉભી કરતાં તે જ મુંઝવણોનો નીકાલ હવે મારે લાવવાનો હતો. શિક્ષકના ધંધા તરફ પહેલેથી જ મને આકર્ષણ હતું તેથી શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ ઠીક ઠીક કર્યો હતો, અને કેળવણીની દુનિયામાં ચાલી રહેલા છેલ્લામાં છેલ્લા વિચારો સાથે હમેશાં પરિચયમાં રહ્યા કરતો. સ્વાતંત્ર્યમાં હું ખુબ માનતો અને તેના પ્રયોગો કરવાની શાળામાં તો અનુકૂળતા ન મળતી તેથી છાત્રાલયમાં બેવડા ઉત્સાહથી સ્વાતંત્ર્યના નાનાવિધ અખતરાઓ કરતો.

મોહનભાઇ તરફ મારો નાનપણમાં જે સદ્‌ભાવ હતો તે જ હજી પણ ટકી રહ્યો હતો. વૃદ્ધ મોહનભાઇ પણ કેળવણીના ખુબ રસીયા. હવે તો તેઓ વાનપ્રસ્થ થયેલા અને શરીર સુંદર તેથી કેળવણીના નવીન વિચારો વાંચ્યા જ કરે, અને એ વિચારોને પોતાના અનુભવની એરણ ઉપર ચડાવી પાસ નાપાસ કરાવ્યા જ કરે. ગામના પાદરમાં આવેલી નદીની રેતમાં હમેશાં સાંજે બેસી રાતના સાડાઆઠ નવ વાગ્યા સુધી શિક્ષણની વાતો કરવી તે મારો અને તેમનો હમેશનો વ્યવસાય. કેળવણીની બાબતમાં હું ઉદ્દામ વિચારો ધરાવતો હોવા છતાં અને તેટલા જ ઉદ્દામ વ્યવહાર માટે આગ્રહી હોવા છતાં કેટલીયે બાબતમાં હું મોહનભાઇનું માર્ગદર્શન સ્વીકારતો.

આજે તેવા જ એક કોયડાથી મુંઝાઇને હું તેમની પાસે ગયો હતો. મોહનભાઇ જમી પરવારી આડે પડખે પડયા હતા. મારે રવિવારની રજા હતી.

"કેમ નવીન, ખરે બપોરે ?"

"બીજું શું હોય મારે વળી ? એની એ.જ પીંજણ." મોહનભાઇની સામે બેસતાં મેં કહ્યું.

"સાંજે તો આપણે માથું ફોડવાના જ હતા ને! તેમાં વળી અત્યારે આ શા માટે દોડયો ?" મોહનભાઇ મંદ મંદ હસતા હતા.

"હું એક પ્રશ્ન ઉપર ગોટાળે ચડયો છું, અને મારે આજે જ તેનો નિર્ણય આણવો જોઇએ." હું ગંભીર થયો.

"ઠીક ત્યારે બોલ. હું તો નવરોજ છું ને!"

મોહનભાઇ બેઠા થયા અને તકીયાને અઢેલ્યા.

"પેલા સુનીને તો તમે ઓળખો જ છો ને ?"

"હા. પેલો છઠ્ઠીમાં છે તે જ કે ?"

"હા, તે જ. હવે એનું તોફાન તો દિવસે દિવસે ખૂબ વધતું જ જાય છે. નાના છોકરાઓને ઝીણી મોટી બાબતોમાં રોજ પજવ્યા જ કરે છે અને સમજાવવાના ઘણાએ પ્રયત્નો કરું છું પણ ઠેકાણેજ આવતો નથી."

"તે, ધરી દે ને ચાર તમાચા!" મોહનભાઇએ તો તુરત જ ફેંસલો આપ્યો.

"શિક્ષામાં હું માનતો નથી તે તમે ક્યાં નથી જાણતા? અને તમે પણ ક્યાં માનો છો વળી? શરીરને શિક્ષા કરવાથી મન કે હૃદય તે વળી સુધરે?"

"તો પછી તેના વાલીને પાછો સોંપી દે." મોહનભાઇએ બીજો ફેંસલો સંભળાવ્યો.

"પણ એ કંઇ એનો ઉકેલ છે? કોઇ પણ એક વિદ્યાર્થીને સુધારી ન શકાય તો કંઇ ઘેર મોકલી દેવાય?" મારી મુંઝવણ મેં રજુ કરી.

"તારી વાત સીધી છે. પણ તારા રસ્તા સાચા નથી."

"તો મને બતાવોને? એટલા માટે જ હું તમારી પાસે આવ્યો છું. સ્વાતંત્ર્યનો હું પ્રખર પૂજારી છું તે વાત ધ્યાનમાં રાખીને રસ્તો બતાવજો."

"હા હા, સ્વાતંત્ર્યને ધ્યાનમાં રાખીને જ બતાવું છું. એ સુનીને હું બરાબર ઓળખું છું. શીંગમાંથી સડેલો છે. તારું સ્વાતંત્ર્ય જીરવી શકે એવું હાડ નહિ. તેં આપેલા સ્વાતંત્ર્યનો એણે દુરુપયોગ કર્યો છે અને સ્વચ્છંદે ચડી ગુંડાગીરી આદરી છે. સુની જેવા વિદ્યાર્થી માટે તો તારે વચલો માર્ગ લેવો જોઇએ."

"તેજ બતાવોને ત્યારે." અધીરા થઇને મેં પૂછ્યું.

"હા, તેજ કહું છું; શાંતિથી સાંભળ. તને પસંદ પડે તો ગ્રહણ કરજે નહિતર મારો માર્ગ માના ખીસામાં પાછો. એ ચુનીને બીજા વિદ્યાર્થીઓ સાથે રહેવા માટેના કેટલાક ખાસ ખાસ નિયમો આપી દે. એ નિયમોનો ભંગ નહિ ચલાવી લેવાય તેમ તેને સ્પષ્ટ સંભળાવી દે. નિયમભંગ માટેની શિક્ષા તેની પાસેથી જ માગી લે. એ શિક્ષા શારીરિક રાખવી કે નહિ તે તારી મુન્સફી ઉપર છોડું છું. પણ ભલે ન રાખ. પછી નિયમભંગ થાય તો તેનાં પરિણામોમાંથી તેને ન ચસકવા દે. તેને એ પણ સંભળાવી દે કે નિયમભંગ માટે પણ અમુક મર્યાદા રહેશે. એ મર્યાદા વટાવી એટલે એણે છાત્રાલય છોડવું જ. યાદ રાખજે કે આ વસ્તુને ખૂબ આગ્રહ પૂર્વક વળગી રહીશ તો જ ચુની ઠેકાણે આવશે. અને ક્યારે કે તે ઠેકાણે આવ્યો તો પણ તેના જેવા બીજા ઉપર તેની સરસ અસર થશે."

"પણ આ તો પ્રશ્નની એક બાજુ થઇ." મેં શંકા કાઢી. "આમ કરવાથી તેનામાં હૃદય પલટો થોડો કરી શકાશે?"

મોહનભાઇ જરા હસ્યા.

"એનો રસ્તો મારે બતાવવાનો ન હોય. તેનું મન અને શરીર બરાબર રોકાઇ રહે તેવી અનુકુળ પ્રવૃત્તિઓ શોધી કાઢી તેમાં તેને પરોવી રાખવાનું તો તું જાણે જ છે. ઉપરાંત પ્રેમના તત્ત્વમાં તો તારી અખૂટ શ્રદ્ધા છે જ. તેનાં શરીર મનને યોગ્ય પ્રવૃત્તિઓમાં રોકી રાખવાં, તેની સાથેનો બધો વર્તાવ પ્રેમાળ રાખવો એ તો તારા લોહીમાં છે માટે તને નથી બતાવતો. અને તે વિના તો બતાવેલો રસ્તો પણ નિષ્ફળ જવાનો છે બલ્કે નુકશાનકારક નીવડવાનો છે. આ વાત તારા જેવા કેળવણીના અભ્યાસીને કહેવાની ન જ હોય. એ તો તું કરશે જ. મેં કહ્યું એ તો તારા સિદ્ધાંત અને તેના અમલની પૂર્તિરૂપે કહ્યું છે. સ્વાતંત્ર્ય અને પ્રેમના નામે બધું ચલાવી લેવાય પણ ગુંડાગીરી ન જ ચલાવાય. ગુંડાગીરી દેખાય ત્યાં મેં કહ્યો તે માર્ગ પણ ગ્રહણ કરવો જોઇએ. તેમાં નથી સ્વાતંત્ર્યનો વિરોધ થતો, નથી પ્રેમ હણાઇ જતો. ગુંડાગીરી શીખવે તે સ્વાતંત્ર્ય પણ નથી અને પ્રેમ પણ નથી."

મેં મોહનભાઇને પ્રણામ કર્યા અને ઉઠ્યો. મોડું થયું હતું તેથી સાંજે મળવાનું કહી મારે ઘેર ગયો. તેમણે બતાવેલો માર્ગ મારે ગળે ઉતરી ગયો હતો તે કહેવાની જરૂર નથી.

હરભાઇ.

# મારો અનુભવ

[ અનુસંધાન ગતાંક પાના ૨૯ ઉપરથી ]

પ્રવચન પુરૂં કરી હું પ્રાર્થનામંદિરની બહાર નીકળ્યો. પ્રાર્થના અને પ્રવચન બન્નેની ગંભીરતા હજી પણ મેં ધારણ કરેલી હતી. મંદિરના ઓટાનાં પગથિયાં ધીમે ધીમે હું ઉતરતો હતો. મારા મનમાં એમ જ થતું હતું કે મારા પ્રવચનની બહુ ભારે અસર હાજર રહેલા વિદ્યાર્થીઓના મન ઉપર થઇ હતી. અને જ્યારે તેઓ આજના પ્રવચનની વાત ગેરહાજર રહેલા વિદ્યાર્થીઓને કહેશે ત્યારે તેઓ પણ પ્રવચનનો મર્મ અને પ્રાર્થનાની ગંભીરતા જરૂર સમજશે.

પણ ત્યાં તો ? હજી એક પગથિયું પુરૂં નથી ઉતરી રહ્યો ત્યાં તો નટુએ પાછળથી મને ધક્કો માર્યો. ઓટાના થાંભલાને પકડીને મેં માંડમાંડ સમતોલતા જાળવી. અને પાછળ જોઉં તો નટુ ઝાંખા દીવાના પ્રકાશમાં ખડખડ હસતો દેખાયો ! નટુને શું કહેવું તેનો નિર્ણય કરવામાં હજી તો મન રોકાયેલું હતું ત્યાં તો વિનુ પાછળથી કૂદ્યો અને મારી કોટે બાઝી પડ્યો. મારી મુખમુદ્રા વધારે ગંભીર બની. પણ મળસકાના અંધારામાં એ દેખે કોણ કે તેની અસર થાય ? કશું જ બોલ્યા વિના વિનુના હાથ મેં છોડાવી નાખ્યા, નટુ તરફ તીરછી નજર નાખી અને ઉતાવળે પગલે મારી ઑફિસમાં ચાલ્યો ગયો.

વિદ્યાર્થી સ્વતંત્ર હોવો જોઇએ એ મારો જીવનમંત્ર, વિદ્યાર્થીની સાથેના આપણા સંબંધો પ્રેમાળ હોવા જોઇએ એ મારો મુદ્રાલેખ. શાળામાં આ તત્ત્વોનો અમલ મને આજ દિન સુધી અઘરો નહિ લાગેલો. નટુ અને વિનુ એના એજ વિદ્યાર્થી. શાળામાં મારી સાથે હમેશાં સ્નેહભરી મસ્તી કર્યા જ કરે. મારી સાથેના કોઇ પણ પ્રકારના વર્તાવ માટે તેઓ કદિ પણ સંકોચાય નહિ. છાત્રાલયમાં પણ એ જ નટુ અને એ જ વિનુ હતા. છતાં તેમના આજના વર્તનથી મારા મનમાં ખીજ કાં ચડે ? મારા અંતરમાં રહેલો પ્રેમ ક્યાં ગુમ થઇ જાય ? અને વળી તેમના આજ સવારના વર્તનમાં એવું પણ કશું અસાધારણ ન હતું કે જે મારી નિર્બળ વૃત્તિઓને ઉત્તેજે. છતાં આજે આમ કેમ થાય છે ? હું કશું જ ન સમજી શક્યો. છાત્રાલય એ શાળા નથી જ એવો ઝાંખો ઝાંખો વિચાર મારા મનમાંથી પસાર થઇ ગયો; જો કે એ સત્યનું યથાર્થ દર્શન થવાને તો હજી વાર હતી.

ઓફિસમાં જઈ ટેબલ ઉપર માથું નાખી પંદરેક મિનિટ સુધી પડ્યો રહ્યો. ઉપર કહી ગયો તેવા અનેક પ્રકારના વિચારો ઝપાટાબંધ મગજમાંથી પસાર થયે જતા હતા.

પછી જાગ્યો. બહાર વિદ્યાર્થીઓનો ઘોંઘાટ અને થૂંકવાના અવાજો મારા કાન ઉપર પડવા લાગ્યા. હું તુરત જ સમજી ગયો કે વિદ્યાર્થીઓ દાતણ કરવા બેઠા છે. દાતણ પહેલું કે કસરત પહેલી ? વિદ્યાર્થીના આખા દિવસનો ક્રમ કેવો હોવો જોઈએ તે બાબતમાં તત્ત્વપૂર્ણ ચર્ચાઓ આજ દિન સુધીમાં અનેક વખત કરી હતી. આજે એ તત્ત્વોના અમલની શરૂઆત હતી. આ વિદ્યાર્થીઓ દાતણ કરવા કેમ બેઠા હશે ? છાત્રાલયમાં એવો નિયમ રાખ્યો હશે કે દાતણ પછી કસરત ? કોણ જાણે શું પહેલું રાખવું જોઈએ તેની કલ્પનાએ મને મુંઝવ્યો. શરીરશાસ્ત્રના જ્ઞાનનો મારો બધો ફાંકો ઓગળી ગયો. પણ આ બાબત ઉપર શાસ્ત્રનો આધાર તપાસી તથા અનુભવીઓની સલાહ લઈ પછી જ નિર્ણય કરવો એવો વિચાર કરી ઓફિસમાંથી બહાર નીકળ્યો. વિદ્યાર્થીઓ દાતણ કરવા બેઠા છે તો ચાલ દાંત અને આરોગ્યનો સંબંધ તેમને સમજાવી દાતણ કરવાનું રહસ્ય બતાવું. છાત્રાલયમાં આરોગ્ય ઊભું કરવાના પણ માન તો મેં માગ્યા હતા. આથી આવેલા આ પ્રસંગનો ઉપયોગ કરી લેવા માટે મારા મનમાં ઉત્સુકતા વધી. આ ઉત્સુકતામાં આગળના બધા વિચારો લુપ્ત થઈ ગયા. હું હોંશભેર વિદ્યાર્થીઓ તરફ ચાલ્યો.

પણ ત્યાં તો ?

વિદ્યાર્થીઓ કોઈ જ હારબંધ બેઠેલા ન હતા. જેને જ્યાં ફાવ્યું ત્યાં બેઠા હતા અને ફરતા હતા. કોઈ એકલો હતો તો કોઈ ઠેકાણે બે ચારની મંડળી પણ જામી હતી; કેટલાક દાતણ પૂરું કરી ઉતાવળે મોઢું ધોવા લાગ્યા હતા; કેટલાક વળી દાતણ ઘસવાને બદલે ચાવ્યા જ કરતા હતા અને દાતણની ચીરો ફેંકી દેતા હતા. અમારા કસરત શિક્ષક ઘડીયાળ તરફ નજર રાખી, મોઢામાં સીટી રાખી કસરતના સમયની રાહ જોતા આમ તેમ આંટા મારતા હતા.

મારા કોયડાઓ તો અનેકગણા વધ્યા જ કરતા હતા. દાંત અને આરોગ્યના વિચારો મગજમાંથી ગુમ થઈ ગયા અને અવ્યવસ્થા અને ગંદકી મને પીડવા લાગી ! આ શું ? વિદ્યાર્થીઓ તો દાતણ કરતાં કરતાં ગમે ત્યાં થૂંકે

છે, બડખા ફેંકે છે, દાતણની ચીરો પણ ગમે ત્યાં ફગાવી દે છે. વ્યવસ્થા અને સ્વચ્છતા માટે યોગ્ય પ્રબંધ અહીં નહિ હોય તેમ માનવાની મારૂં મન ના પાડતું હતું. જો કે આ બાબત તરફ તાત્કાલિક જ લક્ષ આપવાની મેં મારા મનમાં ગાંઠ વાળી લીધી. અને છતાં ધારો કે કંઇ વ્યવસ્થા નથી, તો પણ જેને હું મોટા મોટા જવાબદાર વિદ્યાર્થીઓ ગણું છું તે બધા આ શું કરે છે? છાત્રાલયમાં અવ્યવસ્થા અને ગંદકી વધે છે તેનું તેમને કેમ ભાન ન રહે? શાળામાં જવાબદારીનુ ભાન હું જગાવી શક્યો છું તેથી જે મારી માન્યતા હતી તે શું કેવળ ભ્રમણા છે?

બે ચાર મોટા વિદ્યાર્થીઓ આસપાસ આંટા મારતા હતા તેમને મેં બોલાવ્યા, અને તેમની સાથે આ વાત કરવાની શરૂઆત કરવાનો વિચાર કર્યો. પણ ત્યાં તો કસરત શિક્ષકની સીસોટી વાગી અને બધા કસરતના સ્થળ તરફ ઉપડ્યા. [ ચાલુ ]

હરભાઇ.

## જાતીય વિકૃતિઓ કેમ અટકે

જાતીય વિકૃતિનાં શારીરિક કારણોમાંનું ત્રીજું કારણ તે શરીરશાસ્ત્રના નિયમો તરફની બેદરકારી છે. વ્યક્તિગત આરોગ્યની બાબતમાં આપણે ત્યાં એટલું બધું અજ્ઞાન પ્રવર્તે છે, અને શરીરશાસ્ત્રના સાચા જ્ઞાનનો આપણે ત્યાં એટલો બધો અભાવ છે કે આપણે જીવીએ છીએ એ જ ઇશ્વરની કૃપા છે તેમ કહીએ તો ખોટું નથી. વ્યક્તિગત આરોગ્યની દૃષ્ટિથી વિચારીએ તો આપણને જીવાડવામાં ખોરાકનો કેટલો ફાળો છે તેની આપણને કશી જ ખબર નથી. શરીરશાસ્ત્રની દૃષ્ટિથી વિચારીએ તો આપણા શરીરના તમામ અવયવોને ચેતનવંત અને નિરોગી રાખવા ઉપર જ આપણા આયુષ્યનો આધાર છે તેનું આપણને કશું જ ભાન નથી. વ્યક્તિગત આરોગ્યના સાચા ખ્યાલ વિના અને શરીરશાસ્ત્રના જરૂરી તેટલા જ્ઞાન વિના શરીરસ્વાસ્થ્ય જળવાવાનું જ નથી. અને શરીરસ્વાસ્થ્ય ન જળવાય તો શરીરમાં નાના મોટા અનેક રોગો પેદા થાય, શરીર ઘસાતું જાય અને જાતીય વિકૃતિના હુમલા વારંવાર થવા લાગે માટે જ જો છાત્રાલયે વિદ્યાર્થીને જાતીય વિકૃતિના હુમલાઓમાંથી બચાવવો હોય તેણે વિદ્યાર્થીના શરીરસ્વાસ્થ્યની સંપૂર્ણ દરકાર રાખવી જોઇશે.

વ્યક્તિઆરોગ્યનો ઘણો મોટો આધાર ખોરાક, પાણી અને હવા ઉપર રહે છે. આપણાં સામાન્ય ઘરોમાં તેમ જ આપણાં આજનાં છાત્રાલયોમાં જીવનના આ મુખ્ય આધારભૂત તત્ત્વો ઉપર જોઇએ તેટલું ધ્યાન રાખવામાં આવતું જોવાતું નથી. એ બેદરકારીને કારણે બીજાં તો ઘણાંયે નુકશાનો થતાં હશે પરંતુ જાતીય વિક્રિયા જન્મે છે એવું તો આપણને ભાન પણ નથી તેમ કહીએ તો ચાલે.

ખોરાક કેવો હોવો જોઇએ, કયા પ્રકારનો હોવો જોઇએ, કેટલો હોવો જોઇએ તેમજ ખોરાકને ચાવવા માટે કેટલી કાળજી રાખવી જોઇએ વગેરે પ્રશ્નો આપણને વારંવાર આવીને કનડતા નથી, તેજ દેખાડે છે કે આપણું એ તરફ હજી બહુ જ ઓછું લક્ષ ગયું છે. ખોરાકની જાતની, ખોરાકને ચાવવાની અને ખોરાકના જથ્થાની આપણી હોજરી ઉપર કેવી કેવી અસર થાય છે તે તરફ આપણે હજી શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરતા નથી થયા. આપણાં છાત્રાલયોમાં લાવવામાં આવતા ઘઉં, બાજરી, ચોખા, દાળ કે કઠોળની ખરીદી વખતે જેટલું ધ્યાન તેના સસ્તાપણા ઉપર રાખવામાં આવે છે તેટલું તેની જાત તરફ રાખવામાં નથી આવતું. પછી રસોઇ તૈયાર કરાવતી વખતે જેટલું ધ્યાન રસોયાને સીધું કાઢી આપવામાં યા તો મરીમસાલા પૂરા પાડવામાં આપવામાં આવે છે, તેટલું અનાજ પકવવાની ક્રિયા કે રીત ઉપર નથી આપવામાં આવતું. પછી જેટલું ધ્યાન વિદ્યાર્થી કેટલું ખાય છે તેના ઉપર રાખવામાં આવે છે તેટલું ધ્યાન તે ખાવાની રીત ઉપર નથી આપવામાં આવતું. આ બધાને પરિણામે તેની હોજરી ઉપર, તેનાં આંતરડાં ઉપર ભારે ખરાબ અસર થાય છે અને નાના મોટા રોગો ઉત્પન્ન થાય છે. આ બધા રોગોનો રાજા તે બંધકોષ. આ રાજરોગ આજના છાત્રાલયના વિદ્યાર્થીને સૌથી વધારે હેરાન કરતો માલુમ પડે છે.

પાણીની બાબતમાં પણ આપણે ત્યાં એટલી જ અંધાધુંધી ચાલે છે. પાણી ગળેલું છે કે અણગળ, પાણીનાં વાસણો સાફ છે કે ગંદાં, પાણી પીવાંના પ્યાલા ઉટકેલા છે કે નહિ, વિદ્યાર્થી એક બીજાના એંઠા પ્યાલામાં પાણી પીએ છે કે કેમ, ગોળામાંથી પાણી ભરવા માટે ખાસ જૂદું પાત્ર રાખવામાં આવે છે કે નહિ, આ બધા પ્રશ્નો છાત્રાલયના ગૃહપતિને કદિ પણ મુંઝવે છે ખરા? આપણું એ તરફ થોડું ઘણું લક્ષ ગયું હશે ખરૂં પરંતુ એક સામાન્ય ઘરધણી કરતાં વધારે કાળજી લેતા હજી આપણે થયા નથી.

પાણીનો અને તેને પીવાનો આ પ્રશ્ન આપણા જીવનનો એક મહાપ્રશ્ન ગણાયો જ નથી. આમ છે તો પછી 'પાણીને ખાઓ' એવું જે આરોગ્ય-શાસ્ત્રનું સૂત્ર છે તે 'અનાજને પીઓ' તે સૂત્રના જેટલું જ અવગણાયું છે.

પાણી તરફની આપણી આ બેદરકારી પણ વિદ્યાર્થીના વ્યક્તિઆરોગ્ય ઉપર ભારે ખરાબ અસર કરે છે. તેનાથી પણ નાનાં મોટા ચામડીના રોગો તો ઉત્પન્ન થાય જ છે. પરંતુ જુવાનીના પેલા રાજરોગ-બંધકોષની ઉત્પત્તિ પણ થાય છે. અને પછી પાણી તરફની આપણી બેદરકારી પણ જાતીય વિકૃતિઓની જનની બને તેમાં શી નવાઇ?

હવાની બાબતમાં પણ આપણું તેટલું જ અંધેર છે. જે હવા આપણે શ્વાસોચ્છ્વાસ વાટે આપણા શરીરમાં ભરીએ છીએ તેની આપણા વ્યક્તિગત આરોગ્ય ઉપર કેટલી જબ્બર અસર થાય છે તેનું આપણને શાસ્ત્રીય દૃષ્ટિએ કશું જ જ્ઞાન નથી. આપણા વિદ્યાર્થીઓને જો શુદ્ધ હવા લેવા દેવાની સગવડ ન આપવામાં આવે તો તેથી પણ તેના આરોગ્ય ઉપર ખરાબ અસર જરૂર થવાની છે. વ્યક્તિગત આરોગ્ય જેટલું ખરાબ તેટલી વધારે ખરાબ અસર વિદ્યાર્થીની હોજરી અને આંતરડાં ઉપર જરૂર થાય જ છે. અને એ રીતે જાતીય વિકૃતિ ઉભી કરવામાં પોતાનો ફાળો આપે છે.

વ્યક્તિઆરોગ્ય સાચવવા માટે દાંતની યોગ્ય કાળજી, ચામડીની સંપૂર્ણ સ્વચ્છતા, આંખ કાનની બરાબર સંભાળ, એ બધાંય તત્ત્વોની પણ તેટલી જ જરૂર છે. જે છાત્રાલય વિદ્યાર્થીના શરીરની દરકાર રાખવા ઈચ્છે તેણે આ બધી બાબતોનો યોગ્ય વિચાર કર્યા વિના છૂટકો જ નથી. જાતીય વિકૃતિનાં શારીરિક કારણોમાં આ બધાંનું સ્થાન ભલે ગૌણ હોય પરંતુ જરાય અવગણવા જેવું તો નથી જ.

શરીરસ્વાસ્થ્ય માટે શરીરશાસ્ત્રના જ્ઞાનની પણ ખૂબ આવશ્યક્તા રહે છે. નાની મોટી ઉંમરના વિદ્યાર્થીઓ શું, પણ ખુદ આપણે મોટેરાંઓ પણ શરીરશાસ્ત્રના જરૂરી તેટલા જ્ઞાનથી પણ એટલાં બધાં વચિત છીએ કે કેટલીએ વખત આપણામાં ઉભી થતી જાતીય વિક્રિયા શરીરશાસ્ત્રના કયા આધારે થવા પામે છે, તેનું આપણને જ ભાન નથી હોતું. આવે વખતે આપણે મોટેરાં તો જલદી ડાક્ટરની મદદ માટે દોડીએ છીએ. પરંતુ જુવાન તેમ કરતાં સંકોચાય છે અને દુઃખી થયા કરે છે. શરીરશાસ્ત્રના અજ્ઞાનના પરિણામે જે જે જાતીય વિકૃતિઓ ઉભી થવા પામે છે તેમાંથી

બચવા માટે પછી જુવાન ખાનગી ઉંટવૈદ પાસે દોડે અથવા તો છાપાંઓમાં આવતી બેહુદી અને નુકશાનકારક જાહેરખબરોથી લોભાઇ તેવી દવાઓનું સેવન ખાનગી રીતે શરૂ કરે તેમાં શી નવાઇ? પરિણામે જુવાન વધારે ને વધારે ઘસાતો જાય છે, અને વિકૃતિનો વધારે ને વધારે ભોગ પણ બનતો જાય છે.

આપણા શરીરની અંદર રહેલા જૂદા જૂદા અવયવો શું શું કામ કરતા હોય છે અને તેની આપણા સમગ્ર શરીર ઉપર શી અસર થાય છે તે જાણી લેવાની અત્યંત આવશ્યકતા છે. આપણા શરીરમાં ફેફસાં શું કામ કરે છે, હોજરીનું શું કામ છે, આંતરડાંની રચના અને કર્તવ્ય શાં છે, જનનેન્દ્રિય અને તેની આસપાસની રચના કેવા પ્રકારની છે, મૂત્રાશય અને મળાશય ક્યાં વસે છે અને શરીરના આરોગ્ય ઉપર કેવી અસર કરે છેઃ આ બધું જાણવા માટે શરીરશાસ્ત્રનો સામાન્ય પરિચય અત્યંત આવશ્યક છે. અને તેવો પરિચય દરેક જુવાન વિદ્યાર્થીને યોગ્ય ઉંમરે મળીજ મળે તેવો પ્રબંધ કરવો એ દરેક સંસ્કારી છાત્રાલયનું કર્તવ્ય ગણાવું જોઇએ. મુત્રાશય, મળાશય અને તેની આસપાસની રચના વચ્ચે માણસની વીર્યનલિકા ક્યાં રહેલી છે તથા કેવી મુલાયમ છે તેના સાચા જ્ઞાનના અભાવે વિકારોથી પીડાતા અને વીર્યપાતોથી નીચોવાતા કેટલાયે જુવાનો આપણને હાથ લાગે તેમ છે. આવી જાતીય વિકૃતિઓમાંથી જુવાનને બચાવવા માટે બીજા ઉપાયો હાથ ધરતા પહેલાં તેને જો શરીરરચનાનું સાચું જ્ઞાન મળી ગયું હોય તો પોતેજ પોતાનો ઉત્તમ વૈદ્ય બની શકે છે.

જાતીય વિકૃતિઓની બાબતમાં શારીરિક કારણો કેટલાં છે તે આપણે ટૂંકમાં જોઇ લીધું. તેને અટકાવવા માટે તે કારણોને જ દૂર કરવાના અને તેને સ્થાને યોગ્ય આરોગ્યજનક અને શાસ્ત્રીય પરિસ્થિતિ ઉભી કરવાના વિચારો પણ આપણે કર્યા. પોતાને કેળવણીની સંસ્થા ગણવાનો દાવો કરતા દરેક છાત્રાલયે આ દિશામાં જાગ્રત થવું ઘટે છે.

જાતીય વિકૃતિનાં સામાજીક કારણો અને તેને કેમ અટકાવાય તેની વિચારણા હવે પછી કરશું.

# સરખામણી !

મુરબ્બીશ્રી,

આજે તો આ પત્ર એક ખાસ હેતુથી લખું છું. તમે બધાંએ અમારાં દિલ એટલાં બધાં આળાં કરી મૂક્યાં છે કે ક્યાંઇ પણ જુલ્મી પરિસ્થિતિ સહન કરી શકતા જ નથી. જ્યાં જ્યાં જૂલમ હોય ત્યાં ત્યાં હું અને મારા જેવા બીજા અસહિષ્ણુ બનીએ તો એ અસહિષ્ણુતાનું પાપ તમારા માથે !

અહીંનાં બે છાત્રાલયોના વ્યવસ્થાપક મંડળ ઉપર બેસવાનો મને મોકો સાંપડ્યો છે. એક છાત્રાલય અમારી જ્ઞાતિના બાળકોનું છે અને બીજું સાર્વજનિક છે. હું ત્યાં હતો ત્યારે બીજાં છાત્રાલયો સાથે આપણા છાત્રાલયને સરખાવવાની તમે ધસીને ના કહેતા. તમે અમને સમજાવેલું છે કે તેવી સરખામણી એ અળખામણી છે. તેમ કરવાથી બીજાનું કે આપણું કશું જ ભલું થવાનું નહિ. આ વસ્તુ ઠોકી ઠોકીને તમે સમજાવ્યા છતાં આજે હવે તમારા ઉપદેશને અવગણીને પણ સરખામણીમાં ઉતરૂં છું. આ ગુન્હા માટે હું ત્યાં આવું ત્યારે જે શિક્ષા ફરમાવશો તે ઘણી જ ખુશીથી હું સ્વીકારીશ !

અહીંનાં બન્ને છાત્રાલયોમાં હું ઠીક ઠીક પરિચિત થઇ ગયો છું. વ્યવસ્થાપક મંડળના અન્ય સભ્યોની માફક વરસમાં એકાદ બેઠકમાં હાજરી આપી પોતાની જાતને કૃતકૃત્ય માનવી તેવા અભિપ્રાયનો હું ન જ હોઉં ! હું તો મારી નવરાશનો તમામ વખત એક યા બીજા છાત્રાલયમાં ગાળું છું. મારૂં વિનોદસ્થાન કહો કે ફરવાનું સ્થળ કહો કે આરામની જગ્યા કહો, જે કહો તે આ બેમાંથી એક છાત્રાલય છે. પરિણામે ગૃહપતિઓના કામકાજથી હું ખૂબ વાકેફ છું, સેક્રેટરીઓ અને ટ્રસ્ટીઓના સત્તા સંબંધેના બેહુદા ખ્યાલોથી હું જાણીતો છું અને વિદ્યાર્થીની દયાજનક સ્થિતિથી ખૂબ પરિચિત છું.

આ છાત્રાલયોની ગંદકી, તેનો ખોરાક, તેની વ્યવસ્થા વગેરે બાબતો ઉપર મારો અભિપ્રાય આપવા જેટલી ધૃષ્ટતા હમણાં હું નહિ કરૂં. પણ અહીં જે સત્તાનું અને ભયનું સામ્રાજ્ય પ્રવર્તી રહેલું છે તે જેઇને તો મને કમકમાટી જ છૂટે છે. જુઓ હવે સરખામણી કરૂં.

આપણે ત્યાં ગૃહપતિ એટલે માબાપ વા મોટા ભાઇ; અહીં ગૃહપતિ

એટલે પોલિસ જમાદાર. આપણે ત્યાંનો મોટો વિદ્યાર્થી તે નાના વિદ્યાર્થીના મોટાભાઇ જેવો; અહીં મોટો વિદ્યાર્થી એટલે નાના વિદ્યાર્થીનો દુશ્મન. આપણે ત્યાં રમતગમત ફરવા જવું વગેરે આનંદ; અહીં તે જ વસ્તુ એટલે ચોરી. આપણે ત્યાં તહેવારો એટલે ત્રાસ અને કંટાળો; આપણે ત્યાં છાત્રાલયનું કામ એ વિદ્યાર્થીનો જીવનવ્યવસાય; અહીં છાત્રાલયનું કામ એટલે વેઠ. આપણે ત્યાં ગૃહપતિ સાથેની વાતચીત એટલે ગોળનું ગાડું; અહીં તેની વાતચીત એટલે કેદીની જુબાની. આપણે ત્યાં વિદ્યાર્થીઓના અભિપ્રાયો એટલે વજનદાર કથનો અને તેવા અભિપ્રાયોને સંપૂર્ણ માન; અહીં વિદ્યાર્થીઓના અભિપ્રાયો એટલે છોકરવાદ કે ઉચ્છૃંખલતા અને તેવા અભિપ્રાયોનું પૂરેપૂરૂં અપમાન. આપણે ત્યાં મહેમાનો આવે એટલે નવું નવું જાણવાની ખાણ; અહીં મહેમાનો આવે એટલે વિદ્યાર્થીઓની કાચી જેલ.

કહો, કેટકેટલી સરખામણી કરૂં ? મારો કહેવાનો ઉદ્દેશ તો એ છે કે વિદ્યાર્થીઓને આ ત્રાસમાંથી કોઇ છોડાવે? સુવાસિત બગીચાઓમાં ફરતો હતો ત્યારે ગંદકીના ત્રાસની મને ખબર ન હતી; સ્વાતંત્ર્યના સ્વર્ગમાં વિહરતો હતો ત્યારે પારતંત્ર્ય અને ગુલામીના ત્રાસનું ભાન ન હતું. આજે હવે આ બધું અવલોકું છું અને આત્મા કકળી ઉઠે છે. હું શું કરી શકું? મારો વ્યવસાય જૂદો અને મારી તાકાત પણ નહિ. હું તો તમને બાલભાવે નમ્ર વિનતિ કરૂં છું કે તમે કંઇક કરો. તમે છાત્રાલય સંમેલનો ભરો છો, છાત્રાલયોની મુલાકાતો લ્યો છો, ગૃહપતિઓ સાથે વાતચીત કરો છો, વિદ્યાર્થીઓમાં પ્રાણસંચાર કરવા મથો છો. તો કૃપા કરી પહેલું કામ આ કરો.

વિદ્યાર્થીઓ અને ગૃહપતિઓ જેનો સ્વાતંત્ર્યનું અમૃત પાઓ, પ્રેમરસનું આસ્વાદન કરાવો, શિક્ષણશાસ્ત્ર અને માનસશાસ્ત્રની વાતો કે પ્રયોગો કરતા પહેલાં આ માનવતા જગવો.

હું આથી વિશેષ શું લખું? તમારો

.........

## રતના જેવા બધા હોય તો ?

ગૃહપતિપદ સ્વીકાર્યાને મને ૭ માસ થયા છે. છાત્રાલયના કંપાઉન્ડમાં જ ગૃહપતિ માટે એક નાનકડું ઘર બાંધવામાં આવેલું છે. પહેલેથી જ કુટુંબ સહિત હું તેમાં રહેવા આવી ગયેલો છું.

મુખ્યતઃ મારો ધંધો શિક્ષણનો હોવા છતાં અસ્પૃશ્યતાનિવારણ માટે આત્મા તલસતો હોવાથી જ્યાં જ્યાં અને ત્યાં ત્યાં તે દિશામાં કેમ કામ લેવું તેના વિચારો કર્યા કરવાની મને ટેવ પડેલી છે. એક દિવસ મારા વિદ્યાર્થીઓ સાથે અસ્પૃશ્યતા સંબંધે વાતો કરતાં મને જણાયેલું કે અંત્યજોને નહિ અડવામાં તેઓ તો જરાય માનતા ન હતા; પરંતુ છાત્રાલયના સંચાલકોને તે ગમતું ન હતું તેથી તેઓ અંત્યજસ્પર્શથી દૂર રહેતા. મારા છાત્રાલયના સેક્રેટરી સાહેબો અને ટ્રસ્ટી સાહેબો સાથે આ સંબંધે વાત કરતાં મને જણાયું હતું કે તેમાંના કેટલાક સમાજના ભયથી અંત્યજ સ્પર્શ નહોતા કરતા, જ્યારે કેટલાક અંત્યજોને અડવામાં ખરેખર પાપ લાગે છે તેમ પ્રમાણિકપણે માનતા. એક બાજુ જુવાન વિદ્યાર્થીઓનો મોટેરાંઓની લાગણીઓની તરફનો ખોટો સદ્‌ભાવ અને પરિણામે ઉભી થતી ગુલામી મનોદશા; બીજી બાજુ મોટેરાઓને પીડતો સમાજનો ભય અને ત્રીજી બાજુ પાપપુણ્ય સંબંધેની અજ્ઞાતજન્ય બેહુદી કલ્પના! આ બધા વચ્ચેથી કાપવાનો મારો માર્ગ ઘણો વિકટ હતો. હું પણ એમ હારૂં તેવો ન હતો.

છાત્રાલયનો જૂનો ભંગી ખૂબ ગંદો હતો. પોતાની ગંદી ટેવોનું પ્રતિબિંબ છાત્રાલયનાં કામોમાં પણ પાડીને છાત્રાલયની ગંદકીમાં ઘણું તે વધારો કર્યે જ જતો! ઘણા લાંબા વખતથી આ ટેવ પડેલી હોઇ અને તેની ઉંમર પણ ઘણી મોટી થઇ ગયેલી હોઇ તે દિશામાં મારા બધા પ્રયત્નો નિષ્ફળ જતા. એક દિવસ આ બાબત ઉપર ખૂબ વિચાર કરી ભંગી બદલવાનો મેં નિર્ણય કર્યો. જૂના ભંગીને સ્થાને અઢાર વર્ષના એક જુવાન ભંગી છોકરાને મેં નોકરી ઉપર રાખ્યો.

આ છોકરાનું નામ રતનો. ગમ્મતમાં હું તેને રતનજી કહીને બોલાવતો. જે ગામનો મૂળ વતની રતનો હતો તે ગામમાં અંત્યજ કેળવણીમંડળ તરફથી એક અંત્યજશાળા ચાલતી અને રતનો ત્યાં બે ચોપડી ભણેલો હતો.

રતનાને નોકરી ઉપર રાખતી વખતે જ મુતરડી પાયખાનાં કેવી રીતે સાફ રાખવાં એ મેં તેને બતાવ્યું હતું. ભંગીનો ધંધો કરવા છતાં પોતે જાતે પણ કેટલા સ્વચ્છ રહેવું જોઇએ તે સંબધે પણ મેં તેને સમજણ આપી હતી. રતનાને આ બધું ગમતું. પોતાની શાળાના માસ્તરને મારી સાથેની આવી વાતોમાં તે ખૂબ યાદ કરતો. તેના શિક્ષક અંત્યજસુધારણા માટે કેટકેટલી જહેમતો ઉઠાવી રહ્યા છે અને કેવી કેવી મુશ્કેલીઓ વચ્ચેથી:

પસાર થયા કરે છે તેનું રસિક વર્ણન તે આપતો. રતનાને નોકરી ઉપર રહ્યાં હજી બે અઠવાડિયાં પણ નહોતાં થયાં. છતાં મારા બધા વિદ્યાર્થીઓ તેની સાથે હળી ગયા હતા. રતનાની સ્વચ્છ ટેવો ઉપર તેઓ આફરીન હતા અને રતનો પણ વિદ્યાર્થીના હેતાળ સ્વભાવ ઉપર રીઝ્યો હતો.

મારા ઓફિસ કામમાંથી પરવારી હું ઘેર જતો હતો. રતનો તે જ વખતે મારા ઘર અને છાત્રાલયના નિવાસગૃહની વચ્ચેનો ચોક વાળી રહ્યો હતો. તેણે એકઠો કરેલો પૂંજો કચરો એક ખૂણાની ટોપલીમાં ભરવા જતાં તેમાંથી છાપેલા કાગળનો એક ટુકડો તેને હાથ લાગેલો. બગલમાં સાવરણો ભરાવી એ છાપેલા કાગળના ટુકડામાંના અક્ષરો વાંચવામાં રતનો તલ્લીન બન્યો હતો.

ઘેર જતાં રસ્તામાં રતનાને કંઇક વાંચતા મેં જોયો. હું તેના તરફ વળ્યો. રતનાના વાંસામાં એક ધીમોશો ધબ્બો મારી મેં પૂછ્યું: "અહીં શું કરે છે?"

"સાહેબ, આ વાંચવાનું જરા મન થયું એટલે વાંચવા ઉભો રહ્યો હતો. લ્યો હવે જાઉં." ફરી તેણે કાગળનો ડૂચો કરી પોતાના ખીસામાં મૂક્યો અને ચાલવા લાગ્યો. મેં તેને રોક્યો.

"એમાં કંઇ વાંધો નથી. લાવ તો, એ કાગળ આપણે બન્ને વાંચીએ."

રતનો મને બરાબર ઓળખતો થઇ ગયો હતો. સહેજ મોઢું મલકાવી તેણે ખીસામાંથી કાગળ કાઢ્યો. હું તેની પડખે ગયો અને તેને વંચાવવા લાગ્યો.

પાંચેક મિનિટ થઇ હશે ત્યાં મારી પત્નીએ મને સાદ કર્યો. હું રતનાને 'શાબાશ' કહી ઘરમાં ગયો.

"ત્યાં ખૂણામાં ઉભા ઉભા પરભુની સાથે શું વાંચતા હતા?" મારી સ્ત્રીએ જીજ્ઞાસાથી મને પૂછ્યું.

હું હસ્યો. મેં કહ્યું: "એ પરભુ ન હતો."

"ત્યારે કોણ હતું?"

"એ તો રતનો હતો."

"હેં!" મારી સ્ત્રી આશ્ચર્યચકિત થઇ ગઇ. "ઓય માળા! ઓળખાતો પણ નથી!"

"શાનો ઓળખાય ? કેવો સુઘડ રહે છે, નહિ ?"

"અરે પણ મને તો એ પરભુ જ લાગ્યો. પરભુ જેટલો ઉંચો, એના જેટલો જ મજબૂત અને એનું પેરણ ટોપી પણ પરભુ જેવાં જ."

"એ વાત બરાબર છે. પરભુને રતનો એટલો બધો ગમી ગયો છે કે ગઇ કાલે જ તેણે પોતાનું એક નવું પેરણ અને એક ટોપી રતનાને ભેટ કર્યાં."

"અરે, પણ બધા જ ભંગીઓ આ રતના જેવા હોય તો તો અડવામાં તો શું, પણ તેને ઘરમાં રાખવામાં પણ કાંઇ વાંધો નહિ."

"સાવ સાચી વાત." હું ગણગણ્યો અને મારા ઓરડામાં પેઠો.

મારી સ્ત્રી મૂળે તો જૂના વિચારની. તેનામાં વિચાર પલટો કરવાના પ્રયત્નો હું ધીમે ધીમે કરી રહ્યો હતો. અંત્યજને અડવાથી પાપ થાય છે એ વિચારને ભૂલ ભરેલો છે એમ તો હવે તે કહેતી, પણ હજી તેને અડીને ન્હાવું તો જોઇએ જ એમ માનતી અને પોતાનો એ વિચાર આગ્રહપૂર્વક મારા પાસે મૂકતી.

આજે તેના મોઢામાંથી એકાએક સત્ય નીકળી પડ્યું, રતના જેવા બધા હોય તો ? મને પણ મારા અત્યંત વિકટ સાધ્ય માટે સુંદર સાધન હાથ લાગ્યું હોય તેવી લાગણી થઇ. ખરેખર બધા અંત્યજો રતના જેટલા સુઘડ અને સ્વચ્છ હોય તો અસ્પૃશ્યતાનિવારણ માર્ગમાંની એક મોટી મુશ્કેલી દૂર થાય.

હરભાઈ.

## રોટલીની પણ ગણતરી !

હરિપ્રસાદ ડૉક્ટરનો ધંધો કરે છે. તેમનાં પત્ની ડાહીબ્હેન જૂના જમાનાનાં હેતાળ અને બટકબોલાં છે. રમાનાથ તેમનો દીકરો. માબાપનાં અતિ લાડથી રમાનાથ બગડે નહિ અને દુનિયામાં એકલો રહેતાં પણ શીખે એવા હેતુથી તેને સારા ગણાતા એક છાત્રાલયમાં મૂકવામાં આવેલો. ઉનાળાની લાંબી રજા પડી અને રમાનાથ ઘેર આવ્યો હતો.

આજે રમાનાથનો જન્મદિવસ છે. ડાહીબ્હેને પોતાના પહેલા ખોળાના દીકરાની તેરમી વર્ષગાંઠ ઉજવવા નાના પાયા ઉપર ધામધૂમ કરી છે. ઘરમાં મોટો શણગાર કર્યો છે. બપોરના બાર વાગ્યે ડાહીબેન, ડૉક્ટર અને રમાનાથ સાથે જમવા બેઠાં. ભોજન પૂરણપોળીનું બનાવેલું.

હરિપ્રસાદ: "કેમ રમુભાઇ, હવે તો છાત્રાલય ગમી ગયું છે ને?"

રમુ: "હા બાપુજી; પહેલાં તો બહુ જ મુંઝાતો. હવે મુંઝવણ ઓછી થઇ ગઇ છે અને ગમે પણ છે."

હરિપ્રસાદ: "ત્યાં જમવાનું તો ફાવે છે કે?"

રમુ: "હા."

ડાહીબ્હેન: "રમુ ખોટું બોલે છે. ત્યાં જમવાનું તેને ફાવતું જ નથી."

હરિપ્રસાદ: "કોણ કહે છે?"

ડાહીબ્હેન રમુના ભાણામાં ઉની ઉની પૂરણપોળી પીરસે છે. જાણે કે હવે ન જોઇતી હોય તેમ રમુ સહેજ આનાકાની કરે છે.

ડાહીબ્હેન: "રમુએ જ તો વળી!"

હરિપ્રસાદ: "હેં રમુ, વાત સાચી? છાત્રાલયનો ખોરાક તને હજી માફક નથી આવતો?"

રમુ: "એમ તો ઠીક નહિ બાપુજી. પણ એ તો કંઇ નહિ; ધીમે ધીમે ફાવી જશે."

ડાહીબ્હેન: "તે ચોકખું કહી દે ને તારા બાપુને? એમ ઢાંકપીછોડો શા માટે કરે છે? (ડૉક્ટર તરફ ફરીને) લ્યોને હું જ કહી દઉં. ત્યાં તો રોટલી ગણીગણીને આપે છે, રોટલી! બીજું તો ઠીક પણ છોકરાનું પૂરું પેટ પણ ભરાવા ન દેવું?"

હરિપ્રસાદ: "તું ઉંધું સમજે છે. છોકરાઓ નાદાન બાળકો કહેવાય. ટોળામાં એક સાથે જમવા બેસે ત્યારે જમવાનું ભાન ન રહે; અને અકરાંતીયું પણ ખાઈ જાય. છોકરાઓને તો સંભાળવા જોઇએ જ ને? રોટલી ગણીને આપે છે તેનું કારણ પરિમિત આહાર રાખવા તે છે."

ડાહીબ્હેન: "એવું બધું હશું સમજવા હું તૈયાર નથી. મારા વિચાર તો રમુને હવે ત્યાં મોકલવાનો જ નથી. કાં તો કોઇ બીજી બોર્ડિંગ બદલાવો નહિ તો ભલે ઘેર રહીને ભણે."

હરિપ્રસાદ: "એમ ગાંડી ન થા. આમાં મને આપણી જ કાંઇક સમજફેર લાગે છે. આ વખતે રજા પૂરી થયે હું જ જાતે મૂકવા જઇશ અને ખરી સ્થિતિ જાણતો આવીશ."

ડાહીબ્હેન: "એમાં કંઇ જ સારુ દેખાતો નથી."

ડાહીબ્હેન રમુના ભાણામાં બીજી એક પુરણપોળી નાખે છે અને ઉપર ખુબ ઘી રેડે છે. રમુ ના કહે છે.

હરિપ્રસાદ: "એને વધારે જોઇતી નથી અને શા માટે પીરસ્યા કરે છે? કાં તો બગાડ થશે અને નહિતર પરાણે ખાશે તો શરીર બગડશે. જુઓ આનું નામ જ અણસમજણ! પરાણે ખવરાવવામાં કયાં હેત આવી ગયું? અને બિચારા બોર્ડિંગવાળાઓની ભૂલ કાઢે!"

ડાહીબ્હેન: "હા, હા, બોર્ડિંગવાળાઓની ભૂલ છે અને સત્તર વખત ભૂલ છે. છોકરાઓને પૂરું ખવરાવે પણ નહિ તે શું ડહાપણ કહેવાય? તું તારે ખા રમુ. એમ કોઇ માંદુંઆંદુ પડતુ નથી છોકરાને ભૂખ્યો જ મારી નાખ્યો. જુઓને એનું શરીર! હાડકાંનો માળો જ બની ગયું છે ને?"

હરિપ્રસાદ: "પણ એમ પરાણે વધારે ખવરાવવાથી શો ફાયદો? રમુ, તેં કેટલી પોળી ખાધી, ભાઇ?"

ડાહીબ્હેન: "ગમે તેટલી ખાધી તેનુ શુ કામ છે? બોર્ડિંગવાળા તો ગણતરી કરે પણ તમે પણ કરશો? પેટના છોકરાને ખવરાવવામાં પણ ગણતરી? આ જોને હવે બધાનો દિ' ઉઠયો છે તે રોટલીની પણ ગણતરી કરવા માંડયા છે?"

હરિપ્રસાદ કશું બોલતા નથી. આખુ ભોજન મુગા મુંગા પૂરૂં થાય છે.

આપણે ત્યાં કેટલાંક છાત્રાલયોમાં રોટલીઓ ગણતરી ઉપર અપાય છે. માબાપો અને વિદ્યાર્થીઓ આનો વિરોધ કરતાં જણાયાં છે અને ગૃહપતિઓ તે પ્રથાને ન્યાય્ય ગણતા સાંભળ્યા છે. રોટલીની ગણતરીના આ પ્રશ્નને બે બાજુ છે. એક બાજુ તે ગૃહપતિની. નાના નાના અણુસમજુ વિદ્યાર્થીઓ નકામા નકામા રોટલીઓ માગે અને પછી પાજીાથી પડની મૂકે અને બગાડ કરે તે ઇચ્છવા જેવું નથી. વળી કેટલાક નાના વિદ્યાર્થીઓને તો ખોરાકના પ્રમાણનું ભાન પણ ઓછું રહે છે; આથી વધારે પડતું ખાઇ તબીયત બગાડે છે. આ બન્ને બાબતોના ઉકેલ માટે શુભ ઇરાદાથી ગૃહપતિ રોટલીની સંખ્યા ઉપર નિયમન મૂકે છે. તેમ કરવાથી યોગ્ય કરકસર થાય છે અને વિદ્યાર્થીની તબીયત ઉપર પણ સંભાળ રહે છે.

બીજી બાજુ નાના અને અણસમજુ વિદ્યાર્થીઓને આ નિયમન આકરૂં લાગે છે અને તેથી છૂપા તેમજ જાહેર વિરોધો કરે છે. રજાઓમાં પોતાને ઘેર જાય છે ત્યારે તેમનાં માબાપો પાસે હકીકતને રંગ લગાવીને ખૂબ અતિશયોક્તિ કરે છે. માબાપો તો પ્રેમાંધ મોટા પ્રમાણમાં હોય છે; તેમાંયે માતાઓ ખાસ કરીને. આથી પોતાના છોકરાઓના અહેવાલો ઉપર અનેક પ્રકારના તર્કવિતર્કો કરે છે અને ઘણીયે ગેરસમજૂતીઓ પણ થાય છે. પરિણામે માબાપ અને ગૃહપતિઓનો સહકાર વધતો જ નથી.

આપણે ગૃહપતિઓએ એ વિચારવું ઘટે કે વિદ્યાર્થીઓ પાસે મૂકાતી કરકસર અને આરોગ્યની દૃષ્ટિ તેઓ વિચારપૂર્વક ઝીલે છે કે નહિ; તેમજ આપણા વિચારોની અને વ્યવહારોની અસર માબાપો ઉપર પણ નિરોગી થાય છે કે નહિ. જીવતો જાગતો વિદ્યાર્થી અને વિદ્યાર્થીનાં માબાપ કોઇ પણ પ્રકારની કરકસર કરતાં અનેકગણાં વધારે કિંમતી છે.

વિદ્યાર્થીઓનાં માબાપોએ પણ ગૃહપતિઓની શુભ દૃષ્ટિને વધાવી લેવી ઘટે. અને જ્યાં જ્યાં ગેરસમજુત ઉભી થવાનો સંભવ હોય ત્યાં ત્યાં અનુમાનો કરવાને બદલે ગૃહપતિઓને રૂબરૂ મળીને ખુલાસા મેળવી લેવા ઘટે.

આ બધો ભાર માબાપો કરતાં આપણે ગૃહપતિઓને શીર વધારે હોવો ઘટે.



## ત્રીજું છાત્રાલય સંમેલન
### હાલ મુલતવી રહ્યું છે.

ત્રીજા છાત્રાલય સંમેલનની તારીખો માર્ચના છેલ્લા અઠવાડિયાની નક્કી થઇ ચૂકી હતી અને એ પ્રમાણે જાહેર પણ કર્યું હતું. સંમેલનને અંગેની પત્રિકા પણ કાઢવાનું નક્કી થયું હતું. પણ એટલામાં એક વિઘ્ન આવ્યું છે. સંમેલનના નિર્વાચિત પ્રમુખ કૌટુંબિક આપત્તિ તેમજ મંદવાડને લીધે તે વખતે હાજર રહેવા જેટલા સ્વસ્થ નથી. સામાન્ય રિવાજ પ્રમાણે મુકરર કરેલો સમય સાચવવો એ જ બરાબર છે. એટલે બીજા કોઇ પ્રમુખ શોધી સંમેલન યથાસંભવ ભરવું જોઇએ. પણ તેમ નહિ કરતાં જુન મહિના સુધી સંમેલન મુલતવી રાખવાનું જ આખરે નક્કી કર્યું છે. છાત્રાલય સંમેલનની પ્રવૃત્તિનો ઉગમ ભાઇશ્રી જગજીવનદાસ મહેતાના સંકલ્પ અને એમના પુરુષાર્થમાંથી થયો છે, અને શ્રી. નાનાભાઇની

संस्थाए एने सिंचन आप्युं छे. छात्रालय मासिक पण दक्षिणामूर्तिए ज शोभाव्युं छे. एटले आ वर्षे ए प्रवृत्तिने आगळ दोरवानुं काम श्री. नानाभाइ ज करे ए आवश्यक छे. दक्षिणामूर्तिना भाइओए अने श्री. जगजीवनदासभाइए सलाह आपी के संमेलन मुलतवी रहे तो ठीक. ए सलाह योग्य लागवाथी सभ्योए **जुन महिना सुधी संमेलन मुलतवी राखवानुं नक्की कर्युं** छे. छात्रालयोना उत्कर्षमां रस धरावनार सज्जनो आ लंबाएली मुदतनो लाभ लइ छात्रालय चर्चाने उद्दीपित करनार विस्तृत निबंधो लखशे अने जुननी पहेली तारीख पहेलां संमेलन स्वागत कार्यालय, विद्यापीठ, अमदावाद, ए सरनामे मोकलशे एवी आशा छे. श्री. नानाभाइने स्वास्थ्यलाभ जलदी थाओ एम आपणे इच्छीए.

श्रीजुं छात्रालय संमेलन, गुजरात विद्यापीठ, अमदावाद. फागण शुद १/८५ ने मंगळवार ता. १२-३-२९.

दत्तात्रेय बालकृष्ण कालेलकर : प्रमुख : व्यवस्थापक समिति.

# आवतो अंक वी.पी. थशे

जूनां ग्राहकोने आवता नव महिनानुं वर्ष गणी ०-१४-० नु वी.पी. थशे, जेनो तेमनी पासेथी पोस्ट ओफिस एक रुपीओ लेशे. तेने बदले ता. १० मी एप्रील पहेलां बाकी रहेला ग्राहको ०-१२-६ मोकली आपे तो उपकार थशे. बंध थनार ग्राहको तेवा खबर आपे. परंतु बनतां सुधी वी.पी. पाछुं न ठेले एवी विनति छे.

व्यवस्थापक

---

'छात्रालय' दर अंग्रेजी मासनी १५मीए प्रगट थाय छे.
**वार्षिक लवाजम पोस्टेज साथे एक रुपीओ : परदेशना बे शिलिंग.**
लखोः व्यवस्थापक, छात्रालयः श्रीदक्षिणामूर्ति भवनः भावनगर

आ मासिक भावनगरमां स्टेशन रोड–'श्रीसरस्वती' छापखानामां बारी. बीखाभाइ गोपाळजीए छाप्युं अने तंत्री नृसिंहप्रसाद कालिदास भट्ट भावनगरथी प्रगट कर्युं.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૩ જું
૧૯૨૯

અંક ૪ થો
એપ્રીલ

:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

આ કરૂં કે તે કરૂં તેના વિચાર ઉપર જ પોતાની બધી શક્તિઓ ખર્ચે અને કશું કરે નહિ તે અનિશ્ચિત મનવાળો છે; કોઈ પણ કાર્યને પૂરૂં કરવા માટે જેટલો કાળ જોઇએ તેના કરતાં અનેકગણો વધારે તે કાર્ય કરવું કે નહિ તેના વિચાર પાછળ જોઇએ તે અનિશ્ચિત મનોવૃત્તિ છે; એક વખત એક કામ કરવાનું નક્કી કર્યા પછી તે નહિ કરવાના વિચારો કરે છે તે અનિશ્ચિન મનનો છે.

આવી અનિશ્ચિત મનોવૃત્તિ આજે આપણને ઠેર ઠેર દેખાય છે. આવી અનિશ્ચિત મનોવૃત્તિ લાભ કરવાને બદલે હાનિ જ કરે છે. આવી અનિશ્ચિત મનોવૃત્તિવાળો મનુષ્ય જીવનમાં વિજય મેળવી શક્તો જ નથી.

શિક્ષક કે ગૃહપતિમાં અનિશ્ચિત મનોવૃત્તિ હોવી એ પોતા માટે તેમ જ ભાવિ પ્રજા માટે અનિષ્ટ છે.

# ગૃહપતિ કોણ ?

આજ કાલ છાત્રાલયજીવન અટપટું બનતું જાય છે. છાત્રાલયજીવનની આંતર્ બાહ્ય વ્યવસ્થા તેમ જ છાત્રાલય ચલાવવા પાછળ રાખવી જોઈતી કેળવણીની દષ્ટિ તેના ગૃહપતિ પાસેથી અનેક પ્રકારની નાની મોટી અપેક્ષાઓ રાખે છે. આવી પરિસ્થિતિમાં ગૃહપતિનું કામ વધારે ને વધારે જટિલ તેમ જ શાસ્ત્રીય બનતું જાય છે. આજ દિવસ સુધી ગૃહપતિપદની જે કલ્પના હતી તેમાં ઘણા મોટા ફેરફારો થઇ ગયા છે અને તે પદ ઘણું વધારે જોખમ ભરેલું તથા જવાબદારી ભર્યું છે તેનું ભાન તે કામમાં પડેલાઓને થવા લાગ્યું છે. પરિણામે ગૃહપતિ કોણ થઇ શકે તે વિચાર હવે મહત્ત્વનો ગણાવા લાગ્યો છે.

ગૃહપતિ કોણ થઇ શકે તે પ્રશ્નનો વિચાર કરતાં આપણી સામે આજની સ્થિતિ ખડી થાય છે. આજે ગૃહપતિ કોણ છે? આજનો ગૃહપતિ કાં તો કેવળ કોઠારીનું કામ કરતો કારકુન છે, અને કાં તો વિદ્યાર્થીઓની શારીરિક હાજતોની સંભાળ રાખતો શુભેચ્છક ચોકીદાર છે. જે ઠેકાણે ગૃહપતિપદની શાસ્ત્રીયતા પ્રવેશી હશે ત્યાં વળી નજર નાખશું તો ત્યાંનો ગૃહપતિ કેવળ શિક્ષણનું કાર્ય સંભાળતો પોકળ વિચારક વા તો પંતૂજી હશે! આ આજની પરિસ્થિતિ છે. આપણને સૌને તે આપણી આસપાસ હરહમેશ દેખાયા જ કરે છે.

કોઠારી ગૃહપતિ બિચારો કોઠાર, ચોપડા તેમજ છાત્રાલયની બહારની તમામ વ્યવસ્થા સાચવી પોતાની જાતને ધન્ય માને છે; અને છાત્રાલયની બાબતમાં બીજું કશું જ કરવાનું નથી તેવી માન્યતા રાખી આ પ્રકારના કામને જ છાત્રાલયનું ખરું કામ સમજી સંતોષ માને છે. શુભેચ્છુ ચોકીદાર ગૃહપતિ છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓની શારીરિક હાજતોને પૂરી પાડવી અને તેમનાં શરીરો મુખ્યતઃ સુંદર રહે તેની કાળજી રાખવી એને જ છાત્રાલયનું મુખ્ય કામ ગણે છે; અને તેટલા માટે વિદ્યાર્થીઓનો હિતકર ચોકીદાર બનવામાં ધર્મ સમજે છે. તેને મન તે સિવાયનું બાકીનું વ્યવસ્થા વગેરેનું કામ ગૌણ દેખાય છે અને તેનાથી ઉંચી જાતનું કામ કરવાનું હોય છે તેની કલ્પના પણ નથી હોતી તેથી પોતાના કાર્યમાં તે તનમનથી પરોવાઇ જાય છે. આવા શુભેચ્છુ ચોકીદાર ગૃહપતિઓ પોતાના કાર્યથી સંતુષ્ટ રહેતાં શીખી ગયા હોય છે તથી તેઓ પણ પોતાની જાતને ધન્ય જ માને છે.

કેવળ શિક્ષણનો વિચારક ગૃહપતિ અથવા તો પંતૂજી ગૃહપતિ પોતાના છાત્રાલયના વિદ્યાર્થીઓને તેમનાં બુદ્ધિનાં કાર્યમાં મદદ કરવામાં અને તેમની શાળાના શિક્ષણની પૂર્તિ રૂપ બની રહેવામાં જ પોતાની જાતને કૃતકૃત્ય માને છે. વિદ્યાર્થીના બુદ્ધિના વ્યવસાયો અને તેવા વ્યવસાયોમાં તેને કરવાની મદદ એ આવા ગૃહપતિને મન છાત્રાલયજીવનનું સૌથી મહત્ત્વનું અંગ હોય છે. વ્યવસ્થા કે શરીરઆરોગ્ય કે એવી કોઈ પણ બાબત આ બુદ્ધિના કામ પાસે છેક જ નકામી છે, તેમ તે માને છે. આવો ગૃહપતિ વિદ્યાર્થીને બુદ્ધિનો કીડો બનાવવા માટે પોતાની બધી શક્તિઓ ખર્ચતાં સહેજ પણ અચકાતો નથી. રાક્ષસી બુદ્ધિ એ એને મન વિદ્યાર્થિજીવનનું એક માત્ર લક્ષ્ય છે અને તેનું પોષણ એ ગૃહપતિનું પરમ કર્તવ્ય છે એમ માને છે.

છાત્રાલયજીવનની મીમાંસા થવા લાગી છે તેવે વખતે આજે સહેજ વિચાર કરતાં જ આપણને એટલું તો સમજાય છે કે ઉપર ગણાવેલા ત્રણે પ્રકારના ગૃહપતિઓ પૈકી કોઈ પણ એક પ્રકાર સંપૂર્ણતઃ સાચો નથી. અને છતાં ત્રણે પ્રકારનાં કામો છાત્રાલયજીવન માટે અગત્યનાં અને અનિવાર્ય તો છે જ. ત્યારે ગૃહપતિપદને માટે કોને પસંદ કરવો ?

આજ કાલ એક એવી કલ્પના પ્રચલિત છે ખરી કે કોઈ કોઈ મોટા છાત્રાલયમાં એક જ માણસને નહિ રોકતાં બે ત્રણ માણસો રોકવા. તેમાં એક કોઠારીનું કામ કરે, બીજો શુભેચ્છુ ચોકીદારનું કામ કરે અને ત્રીજો કેવળ-શિક્ષણનું કામ કરે. આમ કરીએ તો બધાં કામો સચવાઈ રહે અને વિદ્યાર્થિજીવનને પોષક તેવું સુયોગ્ય તંત્ર રચ્યું કહેવાય.

પણ ના. આ રસ્તો પણ સાચો નથી. મનુષ્યજીવન એ જો સળંગસૂત્ર વસ્તુ છે તો તેની કેળવણીની રચના પણ સળંગસૂત્ર જ રહેવી જોઈએ. કોઈ પણ એક છાત્રાલયમાં એક માણસ કામ કરે કે એકથી વધારે માણસો કામ કરે તે મહત્ત્વનું નથી, પરંતુ તેવાં કામ કરનારાઓ પૈકી એક માણસ પાસે જીવનનો સળંગસૂત્ર વિચાર હોવો જોઈએ. એક માણસ તો એવો જ હોય કે જેને મન કોઠાર, રસોઈ, સ્વચ્છતા, પથારી પાગરણ, વિદ્યાર્થીઓનાં લુગડાં, તેમનાં શરીરો, વિદ્યાર્થીઓની બુદ્ધિ વિષયક પ્રવૃત્તિઓ તેમ જ હૃદય વિષયક પ્રવૃત્તિઓ: એ બધાંય એક જ માળાના અનેક મણકા હોય. મનુષ્ય જીવનમાં જેટલું મહત્ત્વ બુદ્ધિને છે તેટલું જ મહત્ત્વ તેના ખાનપાનને, આરામ વિનોદને અને શરીરની વિધવિધ ક્રિયાઓને પણ છે. જીવન કોઈ ભાગલાના સ્વરૂપમાં વહેંચાઈ ગયેલું નથી કે જેને લીધે વિદ્યાર્થીના ખોરાકની વ્યવસ્થા

કરનાર તેની બુદ્ધિની વ્યવસ્થા કરનારથી તદ્દન વિયુક્ત હોય! વિદ્યાર્થીના જીવનની દિનચર્યામાં આવા ભાગલા જો પાડવામાં આવે તો પરિણામ ઘણું જ વિપરીત આવે છે. આજે જ આપણે જોઇએ છીએ કે જૂદા જૂદા ભાગલામાં વહેંચાઇ ગયેલું મનુષ્યજીવન કશા પણ લક્ષ વિના આડધડે તણાયે જ જાય છે. આ દશામાંથી ભાવી મનુષ્યને ઉગારી લેવા ઇચ્છનાર તેમના ભાવી નિર્માતાએ તેના જીવનને એક સળંગસૂત્ર જીવન તરીકે સમજવું અને સ્વીકારવું પડશે. આવો માણસ જ વિદ્યાર્થિજીવનનો ઘડનાર થઇ શકે.

છાત્રાલયજીવનમાં ગૃહપતિપદની યોગ્યતાનો વિચાર કરતી વખતે જીવનની સળંગસૂત્રતાનો આ વિચાર મોખરે રાખવો અત્યંત આવશ્યક છે.

હરભાઇ.

## આ પણ શીખામણનો એક પ્રકાર!

કેળવણીના કામમાં મને ઠીકઠીક રસ પડે છે. આથી મારો ફુરસદનો વખત કોઇ શાળા જોવામાં અથવા તો કોઈ એકાદ છાત્રાલયનું કામકાજ જોવામાં ગાળવાનો મને શોખ છે. મારા એક મિત્રનો મિત્ર અમારા શહેરના એક છાત્રાલયનો ગૃહપતિ થઇને આવેલ છે. આ છાત્રાલયમાં અવારનવાર હું જાઉં છું. એક દિવસ તો બરાબર કામના વખતે જ જઇ ચડ્યો. ગૃહપતિ રામજીભાઇ વિદ્યાર્થીઓના કજીયા પતાવવામાં પડ્યા હતા, અને એક પછી એક વિદ્યાર્થીને પોતાની પાસે બોલાવી કામ પતાવતા હતા.

આવી વાનોમાંની થોડીએક વાનગી આ નીચે આપું છું. અને તેવી વાતો માટેનાં કારણોનો તેમનો ખુલાસો પણ આપું છું.

(૧)

રામજીભાઇ: "બોલો હીરાલાલ, ભોજન સમયે છોટાલાલ સાથે તમે મસ્તી તોફાન કરતા હતા તે વાત સાચી?"

છોટાલાલ: "ના જી; એ મારી સાથે તોફાન કરતો હતો."

રામજીભાઈ: "એમ? તોફાન પોતાને કરવું અને ઢોળવું બીજાને માથે, કેમ?"

છોટાલાલ: "ના જી, એમ નથી જ. હું સાચું કહું છું કે તોફાન હીરાલાલ કરતો હતો."

રામજીભાઇ: "હવે બેશ બેશ, નફ્ટ! એક તો તોફાન કરે છે અને પછી જૂઠું બોલતાં શરમાતો પણ નથી?"

છોટાલાલ: "પણ સાહેબ..."

રામજીભાઈ: "હવે રાખ, તારું પણ ને બણ. આવડો મોટો થયો તો પણ અક્કલ ન આવી? આવાં વર્તન રાખશે તો ઉભો કોણ રાખશે, ઉભો? જા અહીંથી બેવકુફ. વાંસો બનાવ."

રામજીભાઈ: "(મારા તરફ જોઇને) જોયું ભાઇ, છોકરાઓ કેટલા નફટ હોય છે? જૂઠું બોલતાંયે શરમ આવે છે? આ કામ તો તોબા!"

(૨)

રામજીભાઇ: "બોલો કપિલભાઇ, નેતાએ ના કહ્યા છતાં અગાશી ઉપર ચડીને ભૂસકા મારતા હતા કે?"

કપિલ: "જી, ભૂસકા ક્યાં મારતો હતો? એક જ ઠેકડો માર્યો હતો."

રામજીભાઇ: "ઓપ તારી ઝપટ! એક જ ઠેકડો માર્યો હતો, કેમ?"

કપિલ: "હા જી; જુઓ મને કશું થયું પણ નથી."

રામજીભાઇ: "પણ એ ગધેડા, હાથ પગ ક્યાંક ભાંગશે તો કોણ આડો આવશે? તારો..."

કપિલ: "સાહેબ, તેમાં ગાળો શા માટે દો છો? હવેથી ઠેકડા નહિ મારૂં, પછી કંઈ?"

રામજીભાઇ: "ભાઇનો મીજાજ તો જો મીજાજ! સારા માટે કહીએ છીએ તે પણ નથી ગમતું; મારે ક્યાં પડી છે? અને તો તારા ભલા માટે કહીએ છીએ. ઘેર ગયા પછી એક નહિ પણ લાખ ઠેકડા મારજે. પણ અહીં તો એક પણ નહિ મારવા દઉં, સમજ્યો?"

કપિલ: "હા જી, બરાબર સમજ્યો."

રામજીભાઇ; "ત્યારે કરો પાછાં પગલાં હવે! સામું બોલતાં જરા શરમાજો." (મારા તરફ ફરીને) "જોયું ભાઇ, આ એક પછી એક નંગ આવ્યા જ કરે છે. આવતર જણી જણીને બધા અહીં જ કાઢી મૂકે છે ને! આ કામ કરતાં તો મજુરી સારી ભાઇશા'બ!"

(૩)

રામજીભાઈ: એ, "(બારણાની પાછળ લપાતા કનુને) આમ પધારો આમ! ગુન્હો કરતાં શરમાતા નથી ને પછી આવતાં શાના શરમાઓ છો?"

કનુ: (નજીક આવતાં) "પણ મેં કશો જ ગુન્હો કર્યો નથી."

રામજીભાઈ: "એમ કે? કોઇને કીધા કારવ્યા વિના ગામમાં ભાગી ગયા અને મોડા મોડા આલ્યા આવો છો તે ગુન્હો નહિ કે?"

કનુ: "પણ સાહેબ, મારા મામા ગામમાં આવ્યા છે તેમને મળવા

ગયો હતો."

રામજીભાઇ: "તે રજા કેમ ન લીધી ?"

કનુ: "ઉતાવળમાં ભૂલી ગયો."

રામજીભાઇ: "બેવકૂફ, આવો જવાબ દેતાં શરમાતો નથી ? રજા તો ન લીધી પણ પાછો મોડો કેમ આવ્યો ?"

કનુ: "ધાર્યું હતું કે વખતસર પહોંચી જઇશ પણ મામાએ આગ્રહ કરી જરા વધારે રોકી રાખ્યો."

રામજીભાઇ: "મામા ભાણેજ બન્નેમાં સરખી જ અક્કલ લાગે છે ! અહીં વખતસર હાજર થવું જોઇએ એ કેમ ધ્યાનમાં ન રહ્યું ?"

કનુ: "આ એક ભૂલ માફ કરો, સાહેબ."

રામજીભાઇ: "માફ શું કરૂં, તારૂં કપાળ ? આવડો મોટો થયો છતાં વિચાર કરવાની તાકાત તો જરા પણ નથી. તમારા જેવા છોકરાઓને જે ભેગા કરૂં તો તો મારૂં અને સરયા બન્નેનું આવી જ બને ને ? ખબરદાર, હવેથી રજા વિના ગેરહાજર રહ્યો છે તો ! જા અહીંથી. તારૂં ભાણું રાખ્યું હશે તે ઝોંસી લે." (મારા તરફ ફરીને) "જુઓ ભાઈ આ ત્રીજું નંગ ! છે ને એકથી એક ચડીયાતુ ? કયા નશીબના જોરે આ બધા મારા માટે રાખી મૂક્યા હશે ? હવે તો ખરેખર કંટાળી ગયો છું !"

હું આ બધું જોયા કરતો હતો અને સાંભળ્યા કરતો હતો. રામજીભાઇ મને જે કહેતા તેનો કશો જ જવાબ નહોતો વાળતો.

રામજીભાઇએ વિદ્યાર્થીઓની ફરિયાદો તે દિવસને માટે પતાવી હોય તેમ લાગવાથી હું તેમની સાથે વાતે વળગ્યો.

"રામજીભાઇ, આ ઉપાધિ તો જાણે કે ભારે છે. પણ વિદ્યાર્થીઓ સાથે તમે જે રીતે વાતો કરતા હતા તે મને ગમ્યું નહિ. ચોકખે ચોકખું કહી દઉં છું માટે માફ કરજો."

"ના, એ તમારી દૃષ્ટિમાં ફેર છે. આવા છોકરાઓને તો આવી જ રીતે સીધા કરાય."

"પણ મને એ ગળે નથી ઉતરતું. તેમને સારી ભાષામાં શાંતિથી શીખામણ આપો તો ન ચાલે ?"

"અરે મારા સાહેબ, આ પણ શીખામણનો જ એક પ્રકાર છે. જૂદાં જૂદાં પાત્રો પ્રમાણે શીખામણના પણ પ્રકારો બદલાય છે, સમજ્યા ?"

હું રામજીભાઈને નમસ્કાર કરીને ચાલી નીકળ્યો. મારા મનમાં એક જ ધ્વનિ ઉઠતો હતો: "આ પણ શીખામણનો એક પ્રકાર!"

હરભાઈ.

## છાત્રાલયમાં અભેદભાવ

દ્રોણ એક ગરીબ બ્રાહ્મણનો દીકરો અને દ્રુપદ એક રાજાનો કુંવર, પણ બન્ને જણા ગુરુગૃહે છાત્રજીવન ગાળતા ત્યારે પાકા મિત્રો હતા. શ્રીકૃષ્ણ અને સુદામા પણ સાંદીપનિ ગુરુને ઘેર રહેતા ત્યારે એવા જ મૈત્રીના સંબંધો ધરાવતા. આપણે ત્યાં પહેલાં છાત્રાલયજીવન આખું સામ્યવાદ ઉપર રચાયેલું હતું. ત્યાં રાજા અને રંકનો ભેદ ન હતો. સમાજના ગમે તે વર્ગનો બાળક હોય, ગુરુને ઘેર તે ગયો એટલે તે બીજા બધામાં ભળી જાય. રાજા પોતાનું રાજાપણું ભૂલી જાય; રંક પોતાનું રંકપણું ભૂલી જાય. શ્રીકૃષ્ણ અને સુદામા બન્ને એક સાથે જ ગુરુની સેવા કરે; રસોઈ માટે લાકડાં તોડવા વરસતે વરસાદે જંગલમાં જાય. ગુરુગૃહે રહેતો વિદ્યાર્થી બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય હોય, વૈશ્ય હોય કે શૂદ્ર હોય: બધા સાથે જ રહે. ગુરુગૃહમાં વળી પંક્તિભેદ શાનો? એક જ વિદ્યા ભણે; એક જ અન્ન ખાય; એક જ સાથે રહે; એક જ જીવન ગાળે. છાત્રજીવનમાં ભેદભાવ ક્યાંથી હોય?

આજનાં આપણાં છાત્રાલયોમાં આપણો આ જૂનો આદર્શ બરાબર સચવાતો નથી. ગરીબ અને તવંગરનો ભેદ ડગલે ને પગલે દેખાય છે. જ્ઞાતિનો ભેદ પણ જ્યાં ત્યાં નડે છે. એક જ છાત્રાલયમાં મફત રહેવાવાળા અને પૈસા આપીને રહેવાવાળા એવા બે જાતના વિદ્યાર્થીઓ જોવામાં આવે છે. કેટલાંએક છાત્રાલયોમાં તો પૈસાદારો માટે જુદી જાતની કલબ, જેમાં ઉંચી રસોઇ થાય; ગરીબો માટે જુદી કલબ, જેમાં હલકી રસોઇ થાય; એવા ભેદ પણ જોવામાં આવે છે.

આ જાતના ભેદની ભાવના છાત્રાલયોમાંથી નિર્મૂલ થવી જોઇએ. એક છાત્રાલયમાં રહેતા બધા જ વિદ્યાર્થી સરખા. તેમાં ન હોય જાતિભેદ કે ન હોય સંપત્તિભેદ. સમાજમાં ગમે તે કારણસર જાતિભેદ અને સંપત્તિભેદ ભલે ઉત્પન્ન થયા હોય, પણ તેને છાત્રજીવનના પવિત્ર વાતાવરણમાં લઇ જવાની જરૂર નથી. છાત્રજીવન એટલે બ્રહ્મચર્ય જીવન; છાત્રજીવન એટલે કુટુંબજીવન, છાત્રજીવન એટલે સમતામય જીવન. સરસ્વતીને બારણે કોઇ ભેદ શોભે નહિ. માનવતાના આદર્શો છાત્રજીવનમાં પોષાય; ત્યાં સમાજનો કૃત્રિમ ભેદભાવ છાત્રજીવનમાં આવે તે કેમ સહી શકાય?

મટાડવી શી રીતે ? શાળાની અંદર હું કામ કરું છું ત્યાં તો રસના તત્ત્વને મારી મદદે લાવું છું. મારો શીખવવાનો વિષય એટલો બધો રસિક કરી મૂકું કે વિદ્યાર્થીઓ આપો આપ જ શાંત થઈ જાય. શાળાના મારા વર્ગમાં મારે આમ ' શાંતિ ' ' શાંતિ ' બોલવાનું હોતું જ નથી. મારી શિક્ષણ-પદ્ધતિના પ્રતાપે ત્યાં તો બધું શાંત જ રહે છે. પણ અહીં ? આ અશાંતિ અટકાવવા માટે કઈ પદ્ધતિનો પ્રયોગ કરવો તે સૂઝતું નથી. અને અહીં ક્યાં કોઈ એક શ્રેણીના વિદ્યાર્થીઓને કોઈ એક વિષય શીખવવાનો પણ પ્રશ્ન છે ? અહીં તો બધીયે શ્રેણીઓનો ખીચડો ! અને બધાયે વિષયોનાં લેસન ! અહીં આ અશાંતિ મટાડવા માટે કામ લેવું શી રીતે ?

આ મુઝવણમાં હજી તો હું ગોથાં ખાતો હતો ત્યાં તો મારી આંખ આગળ બીજું દૃશ્ય દેખાવા લાગ્યું. કેટલાક વિદ્યાર્થીઓ પોતાની જગ્યા ઉપરથી ઉઠી ઉઠીને પોતાના દોસ્તોની જગ્યા ઉપર દોડી જવા લાગ્યા. રસ્તામાં બીજા વિદ્યાર્થીઓનાં પુસ્તકોને ઠેબે ચડાવતા જાય, કોઈને ઠેશ મારતા જાય, કોઈની પથારી ખુંદતા જાય અને કોઈની મશ્કરી પણ કરતા જાય. આટલી બધી અશાંતિમાં આ અવ્યવસ્થા ભળશે તો તો નિવાસગૃહમાં રહેવું આકરું થઈ પડશે માટે બધાને પોતપોતાના આસન ઉપર બેસીને જે કામ કરવાનો હુકમ કરવાનો વિચાર મારા મનમાંથી તુરત જ પસાર થઈ ગયો. પણ ત્યાં તો શિક્ષણશાસ્ત્રનું જ્ઞાન મારી આડે આવ્યું ! એક જ શ્રેણીના વિદ્યાર્થીઓને એક જ વિષયનાં લેસન સાથે કરવા દેવાની મનાઈ કરવામાં શો અર્થ છે ? મનાઈ હુકમ મારાથી ન જ થયો. પણ ત્યારે આ અવ્યવસ્થા ટાળવી શી રીતે ? શાળામાં તો રચના જ એવા પ્રકારની હોય છે કે ત્યાં ઓછામાં ઓછી અવ્યવસ્થા ઉભી થાય. પણ અહીં શું કરવું ? અહીં થોડાક જ શ્રેણીઓ વાર ઓરડાઓ છે ? અહીં તો એક લાંબું લાંબું નિવાસગૃહ અને તેમાં જૂદીજૂદી ઉંમરના અને કક્ષાના ચાળીશ જેટલા વિદ્યાર્થીઓ ! અવ્યવસ્થા મટાડવા માટે અત્યારની ચાલુ ગોઠવણમાં ફેરફાર કરવાની આવશ્યકતા છે તેમ મને લાગ્યું. પણ તે કંઈ આમ જલદી થોડું જ થઈ જવાનું ?

આ અશાંતિ અને આ અવ્યવસ્થાના વિચારે તો મારું મગજ ઘેરી લીધું. હું મુંઝાવા લાગ્યો. આમાંથી કંઈક તો તાત્કાલિક રસ્તો કાઢવો જ જોઈએ તેવા નિશ્ચય ઉપર હું આવ્યો. શું ઉપાય લેવો તેના વિચારમાં તલ્લીન બન્યો. આસપાસ શું બની રહ્યું હતું તેનું હવે મને ઓછું ભાન હતું. [ચાલુ

હરભાઈ.

## આપણે ચેતીએ !

જુવાન વિદ્યાર્થીના જીવનમાં નાની મોટી ભૂલો થવાનો પૂરો સંભવ છે. ઓછું જ્ઞાન, અપૂર્ણ અનુભવ અને ઝાંખી વિવેકશક્તિ વિદ્યાર્થીના વિચાર વહાણને ઘણી વખત ખરાબે ચડાવી દે છે. આને લીધે વિદ્યાર્થીના આચારો ઘણી વખત ઉતાવળીયા, જાતને તેમ જ બીજાને નુકશાન કરનારા અને અળખામણા પણ બને ખરા !

જુવાન વિદ્યાર્થીના આવા કટોકટીના પ્રસંગોમાં તેને યોગ્ય સલાહકાર હોવાની અત્યંત જરૂર રહે છે.

પરંતુ મોટેરાંઓ આવે પ્રસંગે તુલા ખોઇ બેસે અને પોતાના મતોના આગ્રહોને વિદ્યાર્થી પાસે કડકાઇથી રજુ કરે, તેમ જ તેને વળગી રહેવાની હઠ પકડી બેસે તો વિદ્યાર્થીના મનમાં તેવા આગ્રહોની સામે એક પ્રકારનો પૂર્વગ્રહ બંધાઇ જાય છે. આવા આગ્રહો સ્વતઃ સાચા હોય છે; પરંતુ જુવાન વિદ્યાર્થીની ઉશ્કેરાઇ ગયેલી પળોમાં તેના અભિપ્રાયોની ગણના પણ કર્યા સિવાય અયોગ્ય પળે તેની પાસે જો ધરવામાં આવે છે તો જુવાન મન તેની સામે તે આગ્રહો જ છે તેટલા ખાતર બળવો ઉઠાવે છે.

છાત્રાલયજીવનમાં વિદ્યાર્થિજીવન સાથે આવા અથડામણના પ્રસંગો ગૃહપતિને અનેકગણા આવ્યા જ કરે છે. તેવે વખતે ગૃહપતિ જો ખામોશ ખુએ, એક માનસશાસ્ત્રીની મિસાલે વર્તવાને બદલે જુના મતાગ્રહીની માફક વર્તે તો ગૃહપતિની શુભ સૂચનાઓ અને હિતશિક્ષાઓ તરફ વિદ્યાર્થીના પૂર્વગ્રહો વધ્યા જ કરે છે, ગૃહપતિના વિચારો અને આગ્રહો સાથેની વિદ્યાર્થીની અથડામણો જતે દિવસે ખુદ ગૃહપતિ સાથેની અથડામણોમાં ફેરવાઇ જાય છે અને વસ્તુ કે વિચાર તરફનો પૂર્વગ્રહ વસ્તુ કે વિચાર રજુ કરનાર ગૃહપતિ તરફનો પૂર્વગ્રહ બની રહે છે.

આવી પરિસ્થિતિ જ્યાં જ્યાં બનવા પામે છે ત્યાં ત્યાં ગૃહપતિ અને વિદ્યાર્થીની અથડામણોનો પાર રહેતો નથી. પછી તો ગૃહપતિનો વિચાર ગમે તેટલો હિતકર અને સાચો હોય તો પણ તે ગૃહપતિનો વિચાર છે એટલા જ ખાતર વિદ્યાર્થીઓ સ્વીકારવાની ના કહે છે. જે વિચાર ગમે તે માણસ પાસેથી લેવા અને જીવનમાં ઉતારવા તેઓ ઉત્સુકતા બતાવી શકે તે જ વિચાર ગૃહપતિની પાસેથી આવે તો હરગીજ સ્વીકારે નહિ. આમ મતાગ્રહો સામેના પૂર્વગ્રહો મતાગ્રહી સામેના પૂર્વગ્રહો બની જાય છે. પરિ-

સામે ગૃહપતિ-વિદ્યાર્થીનો સંબંધ અતડો, ઉપરચોટીયો અને વેરઝેરવાળો બની રહે તો તેમાં પણ નવાઇ નહિ.

આપણા વિચારો રજુ કરવા જતાં તેની સામે વિદ્યાર્થીઓને પૂર્વગ્રહ ન બંધાઇ જાય અને આગળ જતાં વિચારો સામેના પૂર્વગ્રહો ખુદ આપણી સામેના પૂર્વગ્રહોમાં ન ફેરવાઇ જાય તે વસ્તુ તરફ આપણું ખૂબ લક્ષ રહેવું ઘટે છે.

આ લક્ષ્યને સિદ્ધ કરવા માટે દરેક ગૃહપતિ પાસે તરુણમાનસનો સારો એવો અભ્યાસ હોવાની અત્યંત જરૂર રહે છે. આવા તરુણમાનસના અભ્યાસ વિના જુવાન વિદ્યાર્થીની માનસિક રચના આપણે પારખી શકીએ નહિ અને તેની પારખ વિના આપણું ગાડું જરૂર ભેખડે ભરાઇ જવાનું.

## જાતીય વિકૃતિઓ કેમ અટકે

[ અનુસંધાન ગતાંક પાને ૫૬ થી ]

સમાજની અંદર ચારે કોર ફેલાએલી દેખાતી જાતીય વિકૃતિઓના મૂળમાં કેટલાંક ગંભીર સામાજીક કારણો પણ છે. સમાજને તે પૂરેપૂરાં જ્ઞાત નથી એ અત્યંત દિલગીરીની વાત કહેવાય. આ લેખમાં આપણે તેવાં મુખ્ય કારણો તપાસીશું.

આવું એક સામાજીક કારણ તે સમાજનો વાણીસ્વચ્છંદ છે. નાનાં નાનાં બાળકોની હાજરીમાં માતપિતા તેમ જ બીજા વડીલો ગમે તેવી વાણીનો પ્રયોગ કરે છે. આવા વાણીના પ્રયોગોની તાત્કાલિક અસર કશી જ થતી નથી હોતી તેથી આપણે ભ્રમમાં પડીએ છીએ અને તેવા વાણી-વિલાસ તરફ બેદરકાર રહીએ છીએ. બાળક બોલતું થયું હોય તેમ જ ઠીક ઠીક સમજણું થયું હોય ત્યાં સુધી પણ માબાપ ગમે તેવા શબ્દપ્રયોગો તેમના સાંભળતાં કરતાં જરા પણ અચકાતાં નથી. અલબત્ત બાળકને તેવા શબ્દપ્રયોગોના અર્થની કશી જ ગમ હોતી નથી; પરંતુ નવા નવા બધા જ શબ્દપ્રયોગો પોતાના મનમાં સંઘરી રાખી બાળક પોતાનો 'શબ્દકોશ વધારતું' હોય છે અને ભાષાનો અભ્યાસ કરવા મથતું હોય છે. તે ત્યારે માબાપ કે અન્ય વડીલોના જાતીયતાને લગતા સ્વચ્છંદી શબ્દપ્રયોગો પણ તે પોતાના મનમાં સંઘરતું જાય છે. કેટલેક સ્થળે તો રાત્રિના ભાગમાં શેરીની કે કુટુંબની પાંચ દશ સ્ત્રીઓ એકઠી થાય છે અને પછી અશ્લિલ વાર્તાલાપમાં પોતાની જીભને છૂટી મૂકી દે છે. આવા વાર્તાલાપો વખતે પાંચ સાત વર્ષનાં બાળક બાળિકાઓ ત્યાં હાજર જ હોય છે. વાતોએ ચડેલી અજ્ઞાન અને બેદરકાર માતાઓને આનું કશું જ ભાન રહેતું નથી; અને જાણે કે કોઇ

બાળક હાજર જ નથી તેવી મિસાલે પોતાનો વાણીવિલાસ ચલાવ્યા કરે છે. આ બધાની અસર પેલાં બાળકો ઉપર તો થાય જ છે.

પાંચ સાત વર્ષનાં બાળક કે બાળિકાને પોતાનાં માતપિતા સામે અથવા તો ગોઠીયા સામે અશ્લિલ શબ્દપ્રયોગો ફેંકતાં આપણે સૌએ કયાં નથી જોયાં ? આવે વખતે પછી આપણે મોટેરાંઓ વિસ્મય પામીએ છીએ કે આ બાળકને આ શબ્દપ્રયોગો શીખવ્યા કોણે ? પરંતુ ખરી વાત તો આપણે પોતે જ તેના શિક્ષક છીએ તે ભૂલી જઇએ છીએ. પછી આપણે પડોશના સારા નરસા છોકરાઓનો અથવા તો આપણા પોતાના દુર્દૈવનો દોષ કાઢીએ છીએ. આપણા સંતોષની ખાતર મનમાં વેદના ભોગવી પછી આપણે શાંત બેસી રહીએ છીએ અને કાં તો આપણો બધો રોષ પેલા નિર્દોષ બાળક ઉપર ઠાલવવા તેને લપટાવીએ છીએ. નિર્દોષ બાળકે નિર્દોષ રીતે કરેલું અનુકરણ કંઇક ગુન્હાને પાત્ર થાય છે તેવો કંઇક ખ્યાલ આથી બાળકના મનમાં ભરાવા લાગે છે. બાળકને ખબર નથી હોતી તેવી રીતે તેના મનમાં વિચારસરણી ચાલે છે કે કાં તો જેનું અનુકરણ કરાયું છે તે મૂળ વસ્તુ કંઇક ખરાબ છે, અને કાં તો પોતાનું અનુકરણ ખોટી રીતે કરાયેલું હોવાથી તે ખરાબ છે. આવી પરિસ્થિતિમાં બાળક શું કરે ? તેનામાં નથી હોતું જ્ઞાન કે નથી હોતી વિવેકાવિવેકશક્તિ. બાળક તો પોતાનું આ દુઃખ પોતાના કોઇ સમોવડીઆને અથવા તો પોતાથી કોઇ મોટા છોકરાને કહે છે. અને પછી ? પછી નિર્દોષ વસ્તુ સદોષ બનવા લાગે છે. બાળક કોઇ અજ્ઞાની અને આડે માર્ગે વહેલા છોકરાના પંજામાં સપડાય છે. આજ દિન સુધી માબાપ કે વડીલો જે કંઇ બોલતાં તે તેને મન સાવ નિર્દોષ લાગતું. હવે તેને તેમાં કંઇક અર્થ દેખાય છે. મોટેરાંઓના વાણીવિલાસમાંથી તે કંઇક છૂપું છૂપું શોધવા લાગે છે. મોટેરાંઓ ભલે તેટલાં જ બેદરકાર હોય પરંતુ આ નાનકડું બાળક તેમની તેવી વાતોથી સહેજ સંકોચ પામવા પણ લાગે છે. આવા સંકોચ છતાં તેવી વાતો તેને સાંભળવી તો ગમે જ છે. માટે જ જ્યાં જ્યાં આવી વાતોના અખાડાઓ હોય છે ત્યાં ત્યાં બાળક લપાઇ છૂપાઇને પણ હાજર રહેવા ચૂકતું નથી. રખેને કોઇ તેના અંતરના ભાવને સમજી શકે તેવી બીકથી પોતે અત્યંત નિર્દોષ છે તેમ જ ચાલતી વાત સાથે પોતાને કશી જ લેવાદેવા નથી તેવા ઢોંગ કરવા પણ તે ચૂકતું નથી. આવી મંડળીઓમાંથી તે અનેક પ્રકારના શબ્દો અને ભાષાપ્રયોગો ઝીલી લે છે; તેને પ્રયત્નપૂર્વક યાદ રાખે છે અને પછી પોતાના

પેલા સાથી પાસે ઉકેલ માટે ધરે છે. પેલો મરેલો સાથી પોતાનો ઉકેલ આપતી વખતે જ તેમાં મરચું મીઠું ભેળવે છે અને અશ્લિલતાને પોતાની બેહૂદી કલ્પના વડે વધારે અશ્લિલ બનાવે છે. આવી ક્રિયા દિન પ્રતિદિન ચાલ્યા જ કરે છે. પછી તો યોગ્ય ઉંમર થયે બાળક વાણીમાંથી વ્યવહારમાં પડે છે અને એમ જાતીય બદીઓમાં ફસાય છે.

જાતીય બદીઓમાંથી બાળકને બચાવવું હોય તો સમાજે પોતાની વાણી ઉપર સંયમ મૂકયા વગર છૂટકો નથી. ઘરમાં બાળકનાં પહેલવહેલાં પગલાં થાય ત્યારથી જ માતપિતાનો વાણીવિલાસ બંધ થાય છે. બાળકના આગમન પહેલાં જે સ્વચ્છંદથી માબાપ પોતાના જગતનો વ્યવહાર ચલાવતાં હતાં તે સ્વચ્છંદ ઉપર બાળકના આગમન સાથે જ તાળું મરાય છે. માબાપ વધારે જવાબદાર બને છે. પોતાનું બાળક તે કેવળ પોતાનું જ નથી; આખા સમાજનું તે એક અંગ છે અને તેથી ભાવી સમાજ તરફની પોતાની ફરજના કારણે માબાપે બાળકની હાજરીમાં સંયમિત વાણીનો પ્રયોગ કરવો જ જોઇશે. પોતે જે જે કંઇ બોલે છે તે તે બધું જ બાળકના મન ઉપર સારી માઠી અસર કરે જ છે. પોતે જે કંઈ બોલે છે તે બધું અનુકરણશીલ બાળક પણ બોલવાનું જ છે. પોતે જે જે બોલે છે તે તે બોલવાનો તેમ જ તેનો અર્થ સમજવાનો બાળકને અધિકાર છે જ. આ બધી વસ્તુઓ ધ્યાનમાં રાખીને માબાપે પોતાનો વ્યવહાર ચલાવવો ઘટે છે. માટે જ તો પોતાના બાળકને જાતિય વિકૃતિઓમાંથી ઉગારી લેવાની દરેક માબાપ પોતાની ફરજ સમજે અને પોતાની વાણી ઉપર સંયમ રાખે તે અત્યંત જરૂરનું છે.

હરભાઇ.

## પૅરેડ

આપણાં છાત્રાલયોમાં વ્યવસ્થા અને શિસ્તને નામે ઘણું ઘણું ચલાવવામાં આવે છે. પણ તેમાં વિદ્યાર્થીઓની દરેક દરેક ક્રિયામાં લશ્કરી પૅરેડ જ્યારે જોવામાં આવે છે ત્યારે તો કમકમાં જ આવે છે ! જે છાત્રાલયો સ્વાતંત્ર્યની શક્તિમાં માનતાં હોય છે તેઓ પણ ઘણી-બાબતોમાં શિસ્તના કારણે આવી પૅરેડનો પ્રયોગ કરતાં માલુમ પડે છે.

જ્યાં વિદ્યાર્થીઓનો મોટો સમૂહ રહેતો હોય ત્યાં અલબત્ત વ્યવસ્થા અને શિસ્ત જોઇએ; અને તેટલા માટે કેટલીક સમૂહગત પ્રવૃત્તિઓ નિયમબદ્ધ ચાલવી જોઇએ. પરંતુ આ પ્રવૃત્તિઓ નિયમબદ્ધ ચલાવવા જતાં જડ અને પ્રાણહીન ન બની જાય તેની જેટલી કાળજી લેવાવી જોઇએ તેટલી લેવાતી

જોવામાં આવતી નથી.

વિદ્યાર્થીઓ સવારમાં ઉઠીને કસરત કરે ત્યાં પૅરેડ; પછી શૌચ માટે મોકલાય ત્યાં પૅરેડ; પછી દાતણ વગેરે માટે બેસે તો ત્યાંયે પૅરેડ; જમવા બેસતી વખતે તેમ જ જમીને ઉઠતી વખતે પણ પૅરેડ; ભણવા બેસતી વખતે પણ પૅરેડ અને રમતી વખતે પણ પૅરેડ; વાતચીત વખતે પણ પૅરેડ અને સૂતી વખતે પણ પૅરેડ. આમ જ્યાં ત્યાં નજર નાખીએ ત્યાં ત્યાં પૅરેડ પૅરેડ જ જોવામાં આવે છે.

જીવનમાં વ્યવસ્થા અને શિસ્તને જરૂર સ્થાન છે. પણ પૅરેડને કેટલું સ્થાન હશે એ તો વિચારવા જેવો પ્રશ્ન છે. આવી પૅરેડથી વિદ્યાર્થીનાં જીવન એકાંગી, શુષ્ક અને જડ બની જાય છે. પૅરેડને આપણે દાખલ કરીએ છીએ સાધન તરીકે; વિદ્યાર્થી પાસે પૅરેડની તાલીમ લેવરાવીને તેનામાં વ્યવસ્થાશક્તિ અને શિસ્તપ્રિયતા જન્મે તેમ આપણે ઇચ્છતા હોઇએ છીએ. પરંતુ બને છે કંઇક ઉલટું જ. પૅરેડ સાધન મટી સાધ્ય બની છે; અને પૅરેડથી જે પરિણામ લાવવાનું હોય તે તો દૂર રહે છે. પૅરેડ પોતે જ વિદ્યાર્થીના જીવનનું લક્ષ્ય બની જાય છે. પછી તો આવો વિદ્યાર્થી ગમે તે સ્થળે, ગમે તે સમયે અને ગમે તે પ્રસંગોમાં પૅરેડ જ ચલાવતો માલૂમ પડે છે. આવી પૅરેડ પ્રિયતા પોતાથી જ નથી અટકતી. એ તો એવી જ પૅરેડ બીજાઓમાં પણ આવે તેમ પણ ઇચ્છે છે; અને મોટા થયા પછી તે ગમે તે ક્ષેત્રમાં પડ્યો હોય તો પણ ત્યાં પોતાનો જેના ઉપર અધિકાર ચાલી શકે છે તેવા ઉપર આ પૅરેડનો જ પ્રયોગ કરે છે. આજની શિક્ષણસંસ્થાઓ મોટે ભાગે આવી પૅરેડનાં તાલીમખાનાંઓ બની રહી છે તેમ કહેવામાં અતિશયોક્તિ નથી જ.

આજની શાળાઓમાં તો આવી પૅરેડ શાળાના પાંચે કલાક દરમ્યાન ક્ષણે ક્ષણે ચાલતી જ હોય છે. શિક્ષક પોતાના શિક્ષણકાર્યમાં બીજી બધી ભૂલો ચલાવી લે પણ પૅરેડની ખામી ન ચલાવી લે! અમુક જ રીતે બેસાય, અમુક જ રીતે ઉઠાય, અમુક જ રીતે સલામ કરાય અને અમુક જ રીતે બોલાય. શાળામાં પ્રવેશ પણ અમુક જ રીતે થાય અને શાળામાંથી બહાર પણ અમુક જ રીતે જવાય. આમ વિદ્યાર્થીની દરેક ક્રિયામાં પૅરેડનું સામ્રાજ્ય જ આપણને શાળામાં તો જોવા મળે છે. પરંતુ આ પૅરેડ છાત્રાલયોમાં દાખલ થઇ જાય તો પછી વિદ્યાર્થિજીવનનો વિનાશ જ સમજવો. અને આજે આવી સ્થિતિ આપણને દેખાય છે ત્યારે આ નાનકડી સાવચેતી આપવાનું મન થઇ જાય છે.

આપણાં છાત્રાલયોમાં પૅરેડનું મોટામાં મોટું રાજ્ય જો કોઇ પણ પ્રસંગોએ દેખવામાં આવતું હોય તો તે મહેમાનો આવે તે પ્રસંગે અને નાનામોટા પ્રદર્શનોના પ્રસંગે. આપણા છાત્રાલયમાં કોઇ મહેમાન જોવા આવે તો શરીરની સ્થૂળમાં સ્થૂળ ક્રિયાથી માંડીને પ્રાર્થના કરવા જેવી ધાર્મિક ક્રિયા સુધીની તમામ ક્રિયાઓમાં પૅરેડ ચલાવવામાં આવે છે. આવી પૅરેડની સફળતા ઉપર આપણે આપણી કૃતેહનો આંક મૂકીએ છીએ અને મહેમાન પણ પૅરેડની સફળતા ઉપર જ સંસ્થાની સફળતાનો આંક ચડાવે છે.

જ્યાં જ્યાં કોમી છાત્રાલયો ચાલે છે ત્યાં ત્યાં જ્ઞાતિના સારા માઠા પ્રસંગોએ તે જ્ઞાતિના વિદ્યાર્થીઓને પ્રસંગવાળાને ત્યાં લઈ જવામાં આવે છે, અને વિદ્યાર્થીઓના પ્રદર્શન નિમિત્તે અનેક પ્રકારની પૅરેડ તેમની પાસે કરાવવામાં આવે છે. છાત્રાલયના ગૃહપતિઓ આવી પૅરેડ કરાવીને પોતાની જાતને કૃતકૃત્ય માને છે અને શેઠીઆઓ પણ આવી પૅરેડ જોઇને ખુશી થઇ જાય છે. પોતાના દાનનો આધાર પણ તેઓ છાત્રાલયના વિદ્યાર્થીઓની આવી પૅરેડની સફળતા ઉપર જ રાખે છે. આમ છાત્રાલયની કેળવણીમાં પૅરેડ જાણે કે અત્યંત મહત્ત્વનું અંગ હોય તેમ પોતાનો પગપેસારો કરી રહી છે.

છાત્રાલયમાં સમૂહવ્યવસ્થા જરૂર જોઇએ; છાત્રાલયમાં શિસ્ત જરૂર જોઇએ; છાત્રાલયના વિદ્યાર્થીઓને નિયમબદ્ધ ક્રિયાઓ કરતાં જરૂર આવડવું જોઇએ. પરંતુ એ બધું પૅરેડમાંથી આવી શકે છે એ કેવળ ભ્રમણા છે. વ્યવસ્થા, શિસ્ત અને નિયમોનું પાલન દરેક આત્માની જરૂરીઆત છે અને તેથી તેને માટે દરેક આત્મા ઝંખતો પણ હોય છે. પરંતુ વિદ્યાર્થી આત્માને પૅરેડની જડ ચરેડમાં જ્યારે નાખવામાં આવે છે ત્યારે તો તેની વ્યવસ્થાશક્તિ મારી જાય છે, તેની શિસ્તપ્રિયતા સૂકાઇ જાય છે અને નિયમોના પાલનને બદલે તેના ખંડનનો ઉલટો ભાવ તેનામાં જન્મે છે.

છાત્રાલયજીવનમાંથી આવી પૅરેડોને જેટલી જલદી તિલાંજલિ આપવામાં આવશે તેટલી વધારે ઉજ્વળ કેળવણીની સંસ્થા તે બનશે.

હરભાઇ.

## અઠવાડિક રજાનો દિવસ

દરેક છાત્રાલયને અઠવાડિયામાં એક દિવસ તો એવો આવે જ છે કે જ્યારે વિદ્યાર્થીઓને શાળામાંથી છૂટી મળતી હોય છે. આવો દિવસ મોટે ભાગે રવિવારનો હોય છે. ક્યાંઇક તે કોઇ બીજો વાર હોય છે.

શાળાનાં અભ્યાસ કરવા જવાનું હોય તે દિવસોમાં તો વિદ્યાર્થીઓ મોટે ભાગે ભદ્દચક્ર કાર્યક્રમમાં પડયા હોય છે. સવારમાં ઉઠે ત્યાંથી તે શાળાએ જાય ત્યાં સુધીમાં તેમને પોતપોતાના કાર્યક્રમને પહોંચી વળવાનું હોય છે. સાંજે છાત્રાલયમાં આવ્યા પછી સુએ ત્યાં સુધીનો પણ કાર્યક્રમ ગોઠવાએલો હોય છે. પરંતુ રજાના દિવસે નિયત કરેલો કાર્યક્રમ હોતો નથી.

રજાના દિવસે વિદ્યાર્થીઓને મોટે ભાગે કપડાંલત્તાં ધોવાનું, વસ્તુ વગેરે ખરીદ કરવાનું તેમ જ સગાંસ્નેહીઓને ત્યાં મળવા જવાનું હોય છે. રજાનો દિવસ એ વિદ્યાર્થીઓને માટે એક દિવસ માટેની મુક્તિનો દિવસ હોય છે. રજાના દિવસે વિદ્યાર્થીઓ પણ નિયમથી બંધાએલા બોજા અને ગૃહપતિ પણ ઓછી ફિકરવાળા રહે છે તેવો શિરસ્તો આપણે ત્યાં દેખાય છે.

પરંતુ ખરી રીતે કહીએ તો રજાનો દિવસ એ જ વિદ્યાર્થીઓ માટેનો જોખમદારીવાળો દિવસ અને ગૃહપતિ માટેનો જવાબદારીવાળો દિવસ હોય છે. અઠવાડિક રજાના દિવસે ગામમાં ખરીદ કરવા જવાના બ્હાના હેઠળ અથવા તો સગાંવ્હાલાંને ત્યાં મળવા જવાના બ્હાના હેઠળ કેટલાયે અણસમજુ અને વિવેકશૂન્ય વિદ્યાર્થીઓ પોતાનો વખત આડે માર્ગે કાઢે છે. સામાન્ય રીતે આજે નજર કરતાં અઠવાડિક રજાના દિવસે વિદ્યાર્થીઓ નીચે પ્રમાણેના વ્યવસાયમાં પોતાનો દિવસ ગાળવો વધારે પસંદ કરતા હોય છે. શહેરમાં રખડવું; નાટક સિનેમા જોવા જવું; બજારૂ માલ ખાવો અને બજારૂ પીણાં પીવાં.

આ બધી પ્રવૃત્તિઓ વિદ્યાર્થીઓની રજાના દિવસની ઇષ્ટ પ્રવૃત્તિઓ હોય છે. ગૃહપતિ ગમે તેટલી સમજાવટ વાપરે અથવા તો ગમે તેટલી કડકાઇ અજમાવે તો પણ વિદ્યાર્થીઓ એક યા બીજે બ્હાને પોતાને મનગમતી તેવી એકાદ પ્રવૃત્તિમાં પોતાની રજાનો દિવસ ગાળે જ ગાળે છે, અને મનગમતો સંતોષ મેળવે છે.

આપણે ગૃહપતિઓ ઇચ્છીએ છીએ કે વિદ્યાર્થીઓ આવી પ્રવૃત્તિમાં ન પડે તો ઠીક, અને તેટલા માટે નાના મોટા અનેક પ્રયત્નો કરીએ પણ છીએ. આપણાં તેવા પ્રયત્નોને જો ઉગવા દેવા આપણે ઇચ્છતા હોઇએ તો વિદ્યાર્થીઓ પોતાની રજાનો દિવસ ઉપર ગણાવેલી પ્રવૃત્તિઓમાં નહિ ગાળતાં વધારે સુંદર રીતે ગાળે તેવા પ્રબંધો કરવા જોઇએ. આવા પ્રબંધો કરતી વખતે વિદ્યાર્થીના જુવાન મનને અને તેની ઇચ્છાઓને પણ આપણે લક્ષમાં રાખવી ઘટે છે. ઉપર ગણાવેલી ચારે પ્રવૃત્તિઓનો વિદ્યાર્થી આનંદ

લૂંટી શકે અને છતાં તે પ્રવૃત્તિઓ તન્દુરસ્ત હોય તેનો વિચાર આપણે કરીએ.

રખડવાનો શોખ એ જુવાન વિદ્યાર્થીની પ્રકૃતિ હોય છે. તેને મુક્ત રીતે રખડવું ખૂબ ગમતું હોય છે. રખડવાના આ શોખને જો યોગ્ય દિશાએ વાળવામાં ન આવે તો વિદ્યાર્થી જરૂર આડે માર્ગે દોરવાઇ જવાનો અને તેને નુકશાન પણ થવાનું. આ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને રજાના દિવસોમાં ગૃહપતિએ ખૂબ કાળજીપૂર્વક નાની નાની ટોળીઓ માટે ફરવાના પ્રબંધો રચવા જોઇએ. કોઇ ટોળીઓ શહેરના કોઇ સુંદર સ્થળોએ ફરવા જાય તો કોઇ ટોળીઓ શહેરની નજીકનાં ગામડાંઓમાં મુસાફરીએ જાય. આવી ફરવા જવાની જગ્યાઓએ અથવા નાની મુસાફરીનાં સ્થળોએ જવામાં ઐતિહાસિક કે ભૌગોલિક કે રાષ્ટ્રીય દૃષ્ટિ રાખવામાં આવે તે ખાસ જરૂરનું છે. તેવી કોઇ ટોળીમાં વારા ફરતી ગૃહપતિએ સાથે પણ જવાનું. આમ કરવાથી વિદ્યાર્થીનો રખડવાનો શોખ પણ પોષાય છે અને તેને કંઇ ને કંઇ સુંદર માનસિક ખોરાક પણ મળી શકે છે. આવા નાના નાના પ્રવાસો અથવા તો ફરવાની મંડળીઓ દ્વારા સુંદર કેળવણી વિષયક લાભ ઉઠાવી શકાય.

નાટક સિનેમા જોવાં એ પણ વિદ્યાર્થીઓને એક શોખનો વિષય હોય છે. આ જમાનામાં તેમને એ માર્ગમાંથી સદંતર બંધ કરી શકાય તે શક્ય નથી અને ઇષ્ટ પણ નથી. પરંતુ આ પ્રવૃત્તિને આપણે વધારે વ્યવસ્થિત અને નિયંત્રિત તો જરૂર કરી શકીએ. અમુક એક દિવસે તમામ વિદ્યાર્થીઓ એકી સાથે જ જે કંઇ જોવા જવું હોય તે જોવા જાય. જોવાની વસ્તુને ગૃહપતિ પોતે જ જીવનની દૃષ્ટિથી પસંદ કરે અને ગૃહપતિ પણ સાથે જ હોય. આવાં નાટક સિનેમા જોતી વખતે સારી નરસી દૃષ્ટિ ગૃહપતિ પોતાના વિદ્યાર્થીઓને આપતાં પણ ન ચૂકે. નાટકો જોયા પછી બીજે દિવસે નાટક કે સિનેમા ઉપર સમજુ વિદ્યાર્થીઓની ચર્ચા નોતરે અને તેવી ચર્ચાઓ માટે યોગ્ય માર્ગદર્શન કરાવે તે પણ અત્યંત મહત્ત્વનું છે.

આવાં નાટક સિનેમા જોવાના શોખને એક સુંદર રસ્તા ઉપર વાળી પણ શકાય છે. આ રસ્તો તે ખુદ વિદ્યાર્થીઓ પાસે જ નાટ્યપ્રયોગો ભજવાવવાનો. વિદ્યાર્થીઓને જેટલો શોખ નાટકો જોવાનો હોય છે તેટલો જ બલ્કે તેથી વિશેષ ભજવવાનો પણ હોય છે. માટે તેમની પાસે નાનાં નાનાં નાટકો તૈયાર કરાવી અથવા તો બીનતૈયારીએ પણ તેમને નિરાડંબરી નાટ્યપ્રયોગો કરવા તરફ વાળી લેવા જોઇએ. નાટકો જોવાનો વિદ્યાર્થીઓનો શોખ અને નાટ્યપ્રયોગો દ્વારા તે શોખને આપી શકાતું યોગ્ય પોષણ એ વિષય

ઉપર એક સ્વતંત્ર લેખ લખી શકાય તેવું હોવાથી અહીં તે વિષે વધારે નથી લખતો.

બજારૂ માલ ખાવા તરફ પણ વિદ્યાર્થીઓનું વલણ ઘણા મોટા પ્રમાણમાં હોય છે તે આપણે જાણીએ છીએ. તપાસ કરતાં માલમ પડ્યું છે કે આવી બજારૂ ચીજમાં મોટે ભાગે ફરસાણ–જેવાં કે ગાંઠીયા, ભજીયાં, ચેવડો વગેરે હોય છે. થોડા પ્રમાણમાં મીઠાઇ પણ હોય છે ખરી. આપણને ફરસાણ સ્હેજે જ વધારે ભાવે છે તે વસ્તુ આપણે સમજીએ છીએ. જુવાન વિદ્યાર્થીની રુચિ તે તરફ વધારે વળે તે તદ્દન સ્વાભાવિક છે. ગામમાં રખડતાં રખડતાં ગમે તેવી દુકાનોમાંથી શરીરને નુકશાન કરે તેવો માલ ખાવામાંથી વિદ્યાર્થીઓને ઉગારી લેવા જોઇએ એ તો હરકોઇ કબુલ રાખશે જ. આ ઉગાર માટે કોઇ પણ નિયમથી બંધન એ સાચો માર્ગ નથી. આપણે સૌ કોઈ જાણીએ છીએ કે આપણા બધા જ નિયમોને ખીસામાં મૂકી દઇ આપણુંને ખબર પણ ન પડે તેવી રીતે વિદ્યાર્થીઓ આ બાબતમાં પોતાનું ધાર્યું કરે જ કરે છે. તો પછી આપણે પોતે તેનો યોગ્ય માર્ગ શોધીએ તે વધારે ઇષ્ટ નથી ?

આ માર્ગ તે વિદ્યાર્થીઓને તેવો ખોરાક યોગ્ય મર્યાદામાં પૂરો પાડવો તે છે. અઠવાડિક રજાના દિવસોએ આપણે એવો પ્રબંધ કરવો જોઇએ કે વારા ફરતી છાત્રાલયને રસોડે કંઇ ને કંઇ ફરસાણ અથવા તો મીઠાઇ બનતી જ રહે. અઠવાડિક રજાના દિવસે આવો પ્રબંધ કરવાથી વિદ્યાર્થીઓ ગામમાંથી ખાવાનો વિચાર ખાળી શકશે. આમ કરવાથી તેમને આપણે બજારૂ ચીજો ખાવામાંથી તેમ જ શરીરના બગાડમાંથી બચાવી શકશું.

બજારૂ પીણાં વગેરે પીવાં એ પણ વિદ્યાર્થીઓને ખૂબ ગમતું હોય છે. આવાં પ્રલોભનોમાંથી તેમને બચાવી લેવા માટે પણ આપણે જૂદા જૂદા પ્રબંધો રચી શકીએ છીએ. ઋતુ પ્રમાણે આપણે રજાના દિવસોમાં સુંદર પીણાંઓનો પ્રબંધ કરીએ: કોઇ વખતે ઉનાળામાં દુધીયું કે લીંબુનું પાણી આપીએ તો કોઇ વખત શીયાળા વા ચોમાસામાં કોઇ ગરમ પીણું તૈયાર કરાવીએ. ખુદ છાત્રાલયમાં જ નિરોગી અને તાજાં પીણાં વિદ્યાર્થીઓને પીવા મળે તો બજારમાંથી ચા કોફી અથવા સોડા લેમન કે કોલ્ડડ્રીંક પીવામાંથી તે જરૂર બચી જાય. વિદ્યાર્થીઓના આરોગ્યને હિતકર અને સાથે જ તેમને લ્હેજત પણ મળી શકે તેવાં પીણાંઓ છાત્રાલયમાં તૈયાર કરવાં તે જ વધારે સલામતીભર્યો અને યોગ્ય માર્ગ છે.

આ ઉપરાંત અઠવાડિક રજાના દિવસને આપણે અનેક બીજી રીતે આકર્ષક અને ઉપકારક બનાવી શકીએ. તે દિવસોમાં છાત્રાલયના નાના મોટાં કામમાં વિદ્યાર્થીઓને યોજવાની યુક્તિઓ કરીએ, વિદ્યાર્થીઓને મજા આવે તેવી નવી નવી રમતો રમાડવાનો પ્રબંધ કરીએ, આપણી સાથે અગત્યની વાતો ગોઠવીએ, વિદ્યાર્થીઓના ચર્ચાસંઘો ચલાવીએ, સાફસૂફનું કામ કાઢીએ તેમ જ રાષ્ટ્રને પોષક પ્રવૃત્તિઓ યોજીએ. આ બધી પ્રવૃત્તિઓ વાટે ગૃહપતિએ ખૂબ જાગૃત અને જવાબદાર રહેવાની જરૂર છે.

અઠવાડિક રજાનો દિવસ એ ગૃહપતિને માટેનો સૌથી વધારે મહત્ત્વનો દિવસ ગણવો જોઇએ. તે દિવસમાં, તો શાળા જે કામ આખા સપ્તાહ દરમ્યાન ન કરી શકી હોય તેવું કેળવણીનું કામ ગૃહપતિ કરી શકે છે.

હરભાઈ.

## છાત્રમંડળની ટપાલ

અમદાવાદને આંગણે આપણે ગયે મહિને મળવા માટે તલપાપડ થઇ રહ્યા હતા; કેટલાંક અણધારેલ સંકટોને લીધે મુ. નાનાભાઇ આવી શકે તેમ નહોતું; આથી છાત્રાલય સંમેલન બંધ રહ્યું. આપણે પણ એમનાં જ અંગો છીએ ને? એટલે આપણું સંમેલન પણ બંધ રહ્યું છે. હવે એ જુનમાં ભરાશે એમ લાગે છે.

મ્હારી વિનતિને માન આપી, માત્ર વડોદરાની એક બોર્ડિંગે એક રૂપીઓ મોકલ્યો છે. સાડાચારસો છાત્રાલયના ભાઇઓ એક એક રૂપીઆની ખેરાત નહિ કરે?

**થોડા જ વખતમાં હું પરદેશની મુસાફરીએ જતો હોવાથી હવેથી છાત્રમંડળને માટેનો બધો જ પત્રવ્યવહાર, રૂપીઆની ભેરો, "ભાઈશ્રી અમૃતલાલ પંડયા, ગુજરાત મહાવિદ્યાલય, અમદાવાદ" એ સીરનામે રવાના કરવા ધ્યાનમાં લેશો.**

**જમનાદાસ દાણી.**

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.

**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.**

લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. લીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ-ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

( 'છાત્રાલય મંડળ' તરફથી )

વર્ષ ૩ જું
૧૯૨૯

અંક ૫ મો
મે

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

---

ધીરજનો અર્થ આજે નિષ્ક્રિયતા લેવાતો જણાય છે. ધીરજની વાતો કરનારમાં આજે સક્રિયતા બહુ ઓછી દેખાય છે. 'ધીરજના ફળ મીઠાં' કહેનાર માણસ જાણે કે પોતાને કશો પ્રયત્ન કરવાનો નથી એમ માનતો દેખાય છે. પરંતુ આપણે સમજી લેવું જોઇએ કે ધીરજ એટલે પ્રયત્નોનો અભાવ નહિ પરંતુ પ્રયત્નોનું સાતત્ય—અખંડ પ્રયત્નશીલતા.

# ગૃહપતિનું કામ

ગૃહપતિનું કામ આંકવું બહુ મુશ્કેલ છે. નવાસવા ગૃહપતિને તે સૂઝે તેવું નથી; અને છાત્રાલયના કામકાજથી અપરિચિત તેવા જોનારને તે દેખાય તેવું નથી. કોઇ નિશાળની અંદર જઇને ઉભા રહો તો વર્ગની અંદર વિદ્યાર્થીઓની સાથે માથું ફોડતો શિક્ષક જોવાને મળશે; કોઇ ઘરની અંદર પ્રવેશ કરો તો પોતાનાં બાળકોને માટે ખાન, પાન, આરોગ્ય ઇત્યાદિની ચિંતા કરતાં માબાપો નજરે આવશે. પરંતુ છાત્રાલયમાં પ્રવેશ કરો અને ગૃહપતિ શું કામ કરે છે તે જાણી લેવું હોય તો આકરૂં પડશે. સવારના પહોરમાં છાત્રાલયની મુલાકાત લ્યો તો ભંગીનું કામ નિહાળતો, વિદ્યાર્થીઓની સ્વચ્છતા તપાસતો, સંસ્થાની વ્યવસ્થા માટે દોડાદોડ કરતો ગૃહપતિ નજરે આવશે. આઠ નવ વાગ્યાના સુમારે છાત્રાલયમાં પગ મૂકો તો ઘડીક વિદ્યાર્થીને તેના પાઠ સમજાવતો અને બીજી ઘડીએ રસોડામાં જઇ ડોકિયું કરી આવતો, ત્રીજી ઘડીએ અભરાઇ ઉપરનાં વાસણોની અંદર ભરાઇ રહેલો કચરો તપાસી જોતો, ચોથી ઘડીએ ભોજનશાળામાં નજર નાખતો તો પાંચમી ઘડીએ પાણીના ગોળામાં હાથ નાખી પાણી તપાસી જોતો અને પાછો લેસન કરતા વિદ્યાર્થીઓને મદદ કરવા દોડતો આપણને તે દેખાશે. દસેક વાગ્યાને સુમારે છાત્રાલયમાં જઇ ચડો તો જમતી વખતે કેમ બેસવું તે કોઇને બતાવતો, ચાવીને ખાવાના ફાયદા કોઇને સમજાવતો, ભોજનમાં શાંતિ રાખવાની અગત્ય સૌને બતાવતો એવો ગૃહપતિ આપણને જોવા મળશે. અગિયારેક વાગ્યાને સુમારે, છાત્રાલયમાં આવી ચડીએ તો કોઇનાં લુગડાં શોધી દેતો, કોઇનાં બટન ટાંકી દેતો, કોઇની ચોપડીઓ શોધી આપતો, કોઇના વાળ સમારી દેતો તો કોઇને કાગળ પેનસિલ પૂરાં પાડતો ગૃહપતિ આપણે જોઇશું. બપોરના બે ત્રણના સુમારે છાત્રાલય જોવા નીકળો તો નિશાળના એક કલાકના આરામના સમયમાં વિદ્યાર્થીઓ ઘેર આવે ત્યારે તેમને નાસ્તો આપવાની તૈયારી કરતો અને સાથે સાથે જ છાત્રાલયના ચોપડાઓને એક કુશળ હિસાબીની માફક લખ્યા કરતો ગૃહપતિ આપણને નજરે આવશે. સાંજના સાડા પાંચ પછી છાત્રાલયમાં મુલાકાત દઇએ તો વિદ્યાર્થીની એક મંડળીને રમતમાં પ્રેરતો, બીજીને ફરવા મોકલતો અને ત્રીજીને છાત્રાલયના કોઇ એક કામમાં પ્રવૃત્ત રાખવા પ્રબંધ કરતો ગૃહપતિ આપણને જોવા મળશે. રાતના સમયે આપણે છાત્રાલયમાં જઇએ તો વિદ્યાર્થીઓની સાથે સમાનભાવથી

હળીમળી ગએલો, છૂટથી વાતો કરતો, કોઇને હસાવતો, કોઇને લાડ કરતો, કોઇની સાથે લાંબી ગુફતગો કરી અંતરનાં ઉંડાણ ઉકેલતો ને આપણને દેખાશે. લગભગ નવના સુમારે છાત્રાલયમાં જઇ ચડો અને માની પ્રેમાળ હુંફથી વિદ્યાર્થીઓને સૂવાડતો, કોઇને પાણી પાતો, કોઇને પેસાબ માટે લઇ જતો, કોઇને ઓઢણ સમારી દેતો અને કોઇ સાજા માંદા વિદ્યાર્થીની શુશ્રૂષા કરતો ગૃહપતિ જોવાને મળશે.

આ તો થઇ ગૃહપતિના નિત્યના સામાન્ય કામની આછી રૂપરેખા. ગૃહપતિનો કાર્યપ્રદેશ આથી ઘણો વિશાળ હોય છે. એકાદ દિવસ છાત્રાલયમાં રહેવાથી કોઇને તે હાથ લાગી શકે તેમ નથી.

ગૃહપતિના કામમાં વિદ્યાર્થીઓનાં શરીર, મન અને આત્માની ઉન્નતિના પ્રયત્નોનો સમાવેશ થાય છે તેથી એકાદ દિવસના છૂટા છવાયા દર્શનથી આપણે તેનું માપ કાઢી શકીએ નહિ.

પ્રાર્થના પછી કોઇ સુભગ પળે પોતાના અંતરનાં દ્વાર ખોલી વિદ્યાર્થીઓને તે આત્માનું ભાન કરાવે છે: નાની નાની ટોળીઓમાં આસપાસના ભવ્ય પ્રદેશોમાં મુસાફરીએ લઇ જઇ કુદરતી દુનિયાના અને મનુષ્યે સર્જેલી દુનિયાના પરિચયમાં તેમને તે છોડી દે છે. આવા પરિચયથી વિદ્યાર્થીઓનાં હૃદય અને બુદ્ધિની કેળવણીના માર્ગો તેમને માટે તે ખુલ્લા કરે છે. સંસ્થામાં સુંદર વ્યાયામમંદિરો સ્થાપી, રમત ગમતના વિધવિધ પ્રબંધો રચી વિદ્યાર્થીઓની સાથે આનંદવિનોદ કરતો ગૃહપતિ તેમનાં શરીરનો વિકાસ સાધે છે. આમ નાના મોટા પ્રસંગો અવાર નવાર શોધતો રહીને પોતાના કાર્યપ્રદેશને પહોંચી વળવા ગૃહપતિ સતત પ્રયત્નશીલ રહ્યા જ કરે છે.

આ ઉપરાંત પોતાના વિદ્યાર્થી સાથેના, વિદ્યાર્થીઓના વાલીઓ સાથેના અને સમાજ સાથેના મીઠા સંબંધોને વધારે વિસ્તૃત બનાવે છે અને પોતાની પ્રેમદોરીથી બધાયને બાંધી લેવા સાચો ગૃહપતિ મથે છે. સમાજના પ્રતિબિંબ રૂપે પોતાની પાસે આવી પડેલા વિદ્યાર્થીઓ દ્વારા તે સમાજને ઓળખવા મથે છે, અને એવી ઓળખાણ વાટે સમાજના અંતરમાં પ્રવેશ કરી સમાજસેવાના અભિલાષ સેવે છે.

છાત્રાલયનો ગૃહપતિ છાત્રાલયનો ભંગી છે, છાત્રાલયનો હમાલ છે, છાત્રાલયનો કોઠારી છે, છાત્રાલયનો રસોયો છે, છાત્રાલયનો કારકુન છે, છાત્રાલયનો ચોકીદાર છે, છાત્રાલયનો ગુરુ છે, છાત્રાલયનો પિતા છે અને છાત્રાલયની માતા છે.

છાત્રાલયના ગૃહપતિનો કાર્યપ્રદેશ છાત્રાલયની અંદર રહીને નિહાળતાં આટલો બધો વિસ્તૃત છે. એ કાર્યપ્રદેશ દ્વારા છાત્રાલયનો ગૃહપતિ સમાજશિક્ષક થવા મથે છે, સમાજસેવક બનવા પ્રયત્ન કરે છે અને સમાજનો ક્રાન્તિકાર નેતા બનવાના મનોરથો કરી શકે છે.

છાત્રાલયના ગૃહપતિનો કાર્યપ્રદેશ આંકવા મથનારે ઉપર કહેલી દૃષ્ટિ ધ્યાનમાં રાખવી જોઇશે. છાત્રાલયના ગૃહપતિનો કાર્યપ્રદેશ નિહાળવા જનાર પ્રેક્ષકે ઉપર કહેલી આંખો લઇને જોવા જવું પડશે. ગમે ત્યારે ગમે તેટલા વખતમાં ડોકિયું મારવાથી સાચો ગૃહપતિ હાથ નહિ લાગે.

ઉપર કહેલી દૃષ્ટિ આપણી પાસે હશે તો ગમે તે સમયે અને ગમે તે સ્થિતિમાં જઇને ગૃહપતિને જોઇ લેવાના આપણે અધિકારી ગણાશું.

પોતાના કામનો પ્રદેશ આંકવા મથનાર ગૃહપતિએ પણ ઉપરની વિચારસરણીને ધ્યાનમાં લઇને જ આંકણી કરવી જોઇશે.

હરભાઇ.

## છાત્રો સાથે વાતો

### વહેલા ઉઠવું

વ્હાલા છાત્રો !

વહેલા ઉઠવાનો પ્રશ્ન તમને ખૂબ કનડે છે તે હું જાણું છું. જે જે છાત્રાલયમાં હું જાઉં છું તે તે છાત્રાલયમાં તમારે વહેલા ઉઠવાનો અને ગૃહપતિએ તમને વહેલા ઉઠાડવાનો પ્રશ્ન બહુ આકરૂં સ્વરૂપ પકડતો મને દેખાયો છે. અમે ગૃહપતિઓ એમ માનીએ છીએ કે સંસ્કારી જીવન માટે જે એક પ્રકારની ટેવો પાડવાની માણસને આવશ્યકતા છે, તેમાં વહેલા ઉઠવાની ટેવ અત્યંત મહત્વની છે. અમે માનીએ છીએ કે વહેલા ઉઠવાથી આરોગ્ય ટકી રહે છે, આયુષ્ય લાંબું થાય છે, અને જીવન સંસ્કારી બને છે. એટલા માટે જ તમને વહેલા ઉઠવાનો હંમેશ આગ્રહ ધરાવીએ છીએ. તમે એમ માનો છો કે સ્વાતંત્ર્યના આ જમાનામાં કોઈ પણ માણસ પાસે ઇચ્છા વિરુદ્ધ કશું કરાવાય નહિ, તો પછી તમને પરાણે ઉઠાડાય તો શી રીતે? તમે માનો છો કે સવારમાં વહેલા ઉઠવું તમને ગમતું નથી; જેમ જેમ સવાર પડતું જાય છે તેમ તેમ નીંદર વધારે ને વધારે મીઠી બનતી જાય છે. અને એવી મીઠી નીંદરના સ્વર્ગ સુખમાંથી તમને પરાણે ઉઠાડવાનો કોઇનો પણ શો અધિકાર હોઇ શકે? આટલા માટે જ તમને વહેલા ઉઠાડવાની સામે તમે સખત વિરોધ કરો છો. એ વિરોધ

:ર્શાવવાં કાં તો તમે મિજાજ કરીને ઉઠતા નથી, કાં તો ઉઠયા પછી ગૃહ-પ્રતિની નજર ચૂકવી બીજે સ્થળે સૂઇ જાવ છો અને કાં તો પ્રવૃત્તિઓ ગોઠવી હોય તે પ્રવૃત્તિઓનો જ વિરોધ કરો છો. તમારામાં કસરતની સામે અથવા તો પ્રાર્થનાની સામે જે વિરોધો થતા જોવામાં આવે છે, ત વિરોધો કસરત કે પ્રાર્થનાની સામે નથી જ એમ મારૂં માનવું છે. એ વિરોધો વહેલા ઉઠવામાંથી પેદા થએલા હોય છે. સવારે પાંચ વાગે ભોજનનો સમય રાખવામાં આવે, અથવા તો કહોને કે નાટક જોવાનો સમય રાખવામાં આવે તો તેની સામે પણ તમે અચૂક વિરોધ કરવાના છો.

વહેલા ઉઠવાની બાબતમાં ગૃહપતિની સાથે તમારો સનાતન ઝગડો ચાલ્યા જ કરે છે. અને ગૃહપતિઓ ધર્મબુદ્ધિથી અને તમારા કલ્યાણની દૃષ્ટિથી વહેલા ઉઠાડવાનો આગ્રહ છોડતા જ નથી; તમે વિદ્યાર્થીઓ જુવા-નીમાં સહજ તેવી ઉતાવળીઆ વૃત્તિથી અને સ્વાતંત્ર્યના નામે વહેલા નહિ ઉઠવાનો તમારો આગ્રહ છોડતા નથી. પરિણામ આપણા બન્ને પક્ષોનું ઘર્ષણ વધ્યા જ કરે છે.

વ્હાલા મિત્રો! આપણે બન્ને સાચા છીએ. તમને વહેલા ઉઠાડવા એ અમારો ધર્મ છે અને તમારે નીંદર સુખ ન ગુમાવવું એ તમારો ધર્મ છે. બન્નેએ પોતપોતાના ધર્મમાર્ગે રહેવું હોય તો આ વહેલા ઉઠવાના પ્રશ્નને આપણે જરા ઉંડે જઇને તપાસવો જોઇએ. આજે તમારી સાથેની વાતચીતમાં હું તમને એમ બતાવા માગું છું કે એ પ્રશ્નના ઉકેલમાં જ્યાં તેનો સાચો નિકાલ લાવવાનો તમે જ પ્રયત્ન કરો તો અમારે તમને ઉઠા-ડવાનો અને તમારે તેનો સામનો કરવાનો કોયડો આપણને જે રોજ મુંઝવી રહ્યો છે તેનો સહેલાઇથી નિકાલ આવી જાય. વહેલા ઉઠવાના તમારા ધર્મ માટે આજે અમારે ચિંતાતુર રહેવું પડે છે તે બેહૂદી અને કૃત્રિમ સ્થિતિનો અંત આવે. તમારા ધર્મપાલનમાં તમે વધારે અનુકૂળતા મેળવો અને એમ કરતાં વિદ્યાર્થીજીવનને આદર્શ તરફ ધપાવો.

ત્યારે ચાલો આપણે તેનો વિચાર કરીએ.

શરૂઆતમાં જ હું તમને કહી દઉં કે વહેલા ઉઠવાનો પ્રશ્ન એ ખરી રીતે તો વહેલા સુવાનો પ્રશ્ન છે. સાધારણ રીતે જુવાન વિદ્યાર્થીને માટે સાતથી આઠ કલાકની ઊંઘ બસ ગણાય. અમારા જેવા મોટી ઉંમરનાં માણસો તો ચાર પાંચ કલાકની ઊંઘથી પણ બરાબર ચલાવી શકે છે એવો મારો

અનુભવ છે. જુવાન વિદ્યાર્થી પોતાનું શરીર બાંધતો હોય છે તેથી તેને ઓછામાં ઓછા સાત કલાકની ઊંઘ જોઇએ જ તે વાત સાચી છે. અને તમારો બધાનો પણ એવો જ અનુભવ હશે કે તમને સાત કલાકની સુંદર અવિરત નિદ્રા મળે તો આખો દિવસ બહુ જ સ્ફૂર્તિથી તમે તમારૂં કામ ચલાવી શકો છો. આજે તમે વહેલા ઉઠી શકતા નથી તેનું કારણ તમને જોઇતી ઊંઘ તમે લઇ શકયા હોતા નથી. ચાર કે પાંચ વાગ્યે ઉઠવાની ના પાડનાર વિદ્યાર્થી ખરેખર દસ કે અગિયાર વાગે ઊંઘેલો હોય છે. ઓછામાં ઓછા સાત કલાકની ઊંઘ મળ્યા સિવાય શરીર ઉઠવાની ના પાડે તે સહેજે સમજી શકાય તેવી વાત છે. એટલે જો તમે નવ અગર દસ વાગે સુંદર રીતે ઊંઘી શકતા હો તો ચાર અગર પાંચ વાગે વગર આળસે ઉઠી શકવાના છો. કેટલાંક છાત્રાલયોમાં તો નવ વાગે ઊંઘવાનો અને પાંચ વાગે ઉઠવાનો સમય રાખવામાં આવેલો હોય છે. એ રીતે તો છાત્રોને ઊંઘવા માટે પાકા આઠ કલાક મળે. આમ છતાં ગૃહપતિઓને તમને ઢંઢોળવા પડે છે અને તમારે કટાણે મ્હોંએ ઉઠવું પડે છે. આનું કારણ તમે વખતસર ઊંઘી શકયા હોતા નથી તે છે. એટલે વહેલા ઉઠવાનો પ્રશ્ન તે વહેલા સૂવાનો પ્રશ્ન બન્યો એ આપણે જોયું.

વિદ્યાર્થીઓ વહેલા ઊંઘી શકતા નથી એ વાત સાચી છે તો તેનાં કારણ પણ આપણે તપાસવાં જોઇએ. થોડોએક વિચાર કરો તો તમને તુરત જ સમજાઇ જશે કે શરીર રાત્રે વહેલામાં વહેલી તકે ઊંઘ માગી લે, તેટલું થાકયું હોતું નથી. આખા દિવસના ક્રમ ઉપર નજર નાખો તો તમને જણાશે કે તમે ભાગ્યે જ અર્ધો કલાક શારીરિક કામ કર્યું હોય. અને આ અર્ધા કલાકની ગણત્રી પણ ફરવા, રમવા વગેરેમાં પણ આવી જતી હોય છે. દોસ્તો ! તમારા ઉપર હું સહેજ આકરો થાઉં તો મને માફ કરજો, પણ મારે કહેવું જોઇએ કે આજકાલના તમે બધા હાડકાના હરામ થઇ ગએલા છો. આખા દિવસ દરમિયાન ગપ્પા મારવામાં, આળસ વધારવામાં અને શાળાનો અભ્યાસ કરવામાં તમારો જેટલો સમય જાય છે તેના દસમા ભાગ જેટલો વખત પણ તમે શરીરશ્રમ પાછળ ગાળતા નથી. કોઇ સુંદર ચિત્રકાર તમારૂં હાસ્યચિત્ર ( કાર્ટૂન ) દોરે તો તમે પોને જ તમારી જાત ઉપર હસો. શરીર માયકાંગલું, બુદ્ધિ રાક્ષસી અને આળસનો પાર નહિ એવા કલ્પનાના મનુષ્ય માટે પણ આપણે જરૂર દયા ખાઇએ. આજની તમારી સ્થિતિ આવી જ છે. દિવસના પુષ્કળ મજુરી કરી પોતાના શરીરને થકવી નાખતા મજુરને પથારીમાં પડતાંવેંત ઊંઘ આવી જાય છે. તમારી માફક ઊંઘ માટે

ફાંફાં મારવાની તેને જરૂર રહેતી નથી. આજે આપણા સમાજની સ્થિતિ અત્યંત વિશમ થઇ ગઇ છે તે તમારે સમજવું જોઇશે. બુદ્ધિજીવી વર્ગ કેવળ બુદ્ધિ ઉપર જીવે છે અને શ્રમજીવી પક્ષ કેવળ શ્રમ ઉપર જીવે છે. બન્ને પક્ષે અતિશયતા હોવાથી બન્નેને સરખું જ નુકશાન થાય છે. જોઇએ તે કરતાં વધારે બુદ્ધિ વાપરનાર અને શરીરને અવગણનાર આપણે લોકો પણ વહેલા મરી જઇએ છીએ, અને જોઇએ તે કરતાં શરીરને વધારે વાપરનાર અને બુદ્ધિનો જરા પણ ઉપયોગ નહિ કરનાર મજૂરો પણ વહેલા જ મરી જાય છે. આ બન્ને પરિસ્થિતિ માટે આજનો કહેવાતો સુશિક્ષિત સમાજ જવાબદાર છે.

માટે જ તમારે વહેલા ઉઠવાના ફાયદા મેળવવા હોય તો વહેલાં ઊંઘ આવી જાય તેવા પ્રયત્નો કરવા જોઇએ. તેવા પ્રયત્નોમાં સૌથી અગત્યની વસ્તુ હમેશનો બેથી ત્રણ કલાકનો નિયમિત શરીરશ્રમ છે. બુદ્ધિના કામ પાછળ તમે ગમે તેટલા પડયા હો તો પણ તમારે ઓછામાં ઓછા રોજના બે કલાક શરીરશ્રમ માટે કાઢવા જ જોઇએ. આ બે કલાકના શરીરશ્રમની આડે જે કાંઇ આવે તેને નિશ્ચયબળથી તમે હઠાવી શકશો. આવા શરીર-શ્રમ માટે તમે સંસ્થાગત કામો શોધી શકો છો. સંસ્થામાં ઉદ્યોગો દાખલ કરાવી શકો છો અને સામાજીક ઉપયોગનાં કામો પણ હાથ ધરી શકો છો. શરીરને યોગ્ય પ્રમાણમાં થકવી નાખનાર માણસને રાત્રે ઊંઘ માટે ફાંફાં મારવાં નથી પડતાં. બે કલાકના શરીરશ્રમ પછી તમે અસ્ખલિત મીઠી નીંદરનો ઉપભોગ કરી શકવાના છો. પછી તમારે ઊંઘ લાવવા માટે રેઢી-યાર સાહિત્ય વાંચવું નહિ પડે. પછી તમારે ઊંઘ લાવવા માટે વિચાર વમળે ચડવું નહિ પડે કે મિત્રો સાથે ગપ્પાં મારવાં નહિ પડે. થાકેલું શરીર પથારીની મીઠાશ અનુભવી શકશે. થાકેલું શરીર સુખી નિદ્રા પામી શકશે. થાકેલું શરીર સાચો આરામ મેળવી શકશે. અને તે જ શરીર યથાકાળે સ્વાસ્થ્ય મેળવી ફરીથી કામે લાગી શકશે. વહેલા ઉઠવાના પ્રશ્નને તમારે ઉકેલવો હોય તો તમારે છાત્રાલયમાં શરીરશ્રમને આવશ્યક સ્થાન આપવું પડશે. આજે તો તમારી સ્થિતિ એટલી બધી પરાવલંબી અને પરાધીન છે કે તમારાં કપડાં પણ કોઇક ધોઇ આપે છે અને તમારાં વાસણો પણ કોઇક માંજી આપે છે. મિત્રો, જુવાન છો, સ્વાશ્રયના અભિલાષી છો, સ્વરાજ્ય ઘેર કરવાના જીજ્ઞાસુ છો. તો તમે પરાવલંબી શી રીતે રહી શકો? આવતી કાલથી જ તમારૂં અંગત કામ તમે જ સંભાળી લ્યો, સંસ્થાગત

કામમાં બની શકે તેટલો ફાળો આપો, રોજના ઓછામાં ઓછા બે કલાક શરીરશ્રમ ગોઠવો તો વહેલા ઉઠવાનો તમારો પ્રશ્ન ઉડી જશે એટલું જ નહિ પરંતુ તમારા છાત્રાલયને તમે શોભારૂપ બની જશો. વહેલા ઉઠવાના પ્રશ્ને આજે તમારી અને તમારા ગૃહપતિ વચ્ચે કૃત્રિમતાની અને અવિશ્વાસની જે દીવાલ ઉભી કરી છે તે આમ તમારા જ પ્રયત્નો વડે આપો આપ તૂટી જશે. આવો મામુલી પ્રશ્ન આજે વધારે પ્રમાણમાં તમારૂં ચિત્ત રોકી રહ્યો છે તેમાંથી તમે મુક્ત થશો અને તમારી શક્તિઓને તમારા તેમજ સંસ્થાના ભલા માટે તમે વાપરી શકશો. હરભાઇ.

## બોર્ડિંગમાં શા માટે ?

### (૧)

ઇશ્વરલાલ મારા જૂના સ્નેહી. છાત્રાલયમાં હું કામ કરવા આવ્યો તે પહેલાં અમે સાથે જ નોકરી કરેલી, તેમ જ રહેલા પણ એક બીજાના પડોશમાં. તેમના ઘરની સાથે અમારે ખૂબ ઘરવટ હતી. રાધાબેન તેનાં પત્ની. ભણેલાં ગણેલાં નહિ પણ સામાન્ય અક્કલ બહુ સારી; પરગજુ પણ ખરાં. મ્હોં તો સદા હસતું જ. સંતાનમાં વસુ નામની દીકરી અને રસિક નામનો દીકરો.

અમે છૂટા પડ્યા પછી બેએક વર્ષે મેં સાંભળ્યું કે રાધાબેન બિચારાં સુવાવડમાં સ્વર્ગવાસી થયાં.

* * *

એક દહાડો મને એક પત્ર મળ્યો. તે ઇશ્વરભાઇનો હતો. "રાધા ગુજરી ગઇ અને મને દુઃખી કરતી ગઈ. મને ફકીર બનાવી દીધો...... પણ હવે રોદણાં રડયે શું ? મારી મુલાયમ તબીયત તો તમે જાણો છો...... ગયા પોષ મહિનામાં તેની વરસી વાળીને વસુના લગ્ન અને રસિકને જનોઇનો પ્રસંગ ઉકેલી નાખ્યો. વસુનો વર ત્યાં કૉલેજમાં ભણે છે. વસુનો સાસરો ઘણો ભલો માણસ છે. તેણે તો વસુને પોતાને ત્યાં જ રાખવાનું કહી દીધું છે. હવે હું ને રસિક રહ્યા. મારાં બાને મારી સાથે રહેવાનું કહ્યું પણ એ મોટાભાઇનું ઘર છોડી મારે ગરીબ ઘરે રહે ખરાં ? આગલી પાછલીથી તમે ક્યાં અજાણ્યા છો ?...... બધા બીજું ઘર કરવાનું આગ્રહપૂર્વક કહે છે પણ હું એ કંડાસમાં ક્યાં ઉતરૂં ? અને મારે શું ઓછું છે ? દહીં ને દૂધ બન્ને છે. ભગવાન એ દીકરી દીકરાને ખેમકુશળ રાખે એટલે પરમ સંતોષ.

"રસિકને બોર્ડિંગમાં રાખવાનો વિચાર કર્યો છે. અહીં એક બ્રાહ્મણ

બોર્ડીંગ છે તેમાં રાખું એમ પહેલાં વિચારેલું; પણ છોકરો જરા બહારગામ રહે તો હુશિયાર થાય એમ ધારીને તમારી બોર્ડિંગમાં મુકવાનું નક્કી કર્યું છે. રસિક તમારા વીરમિત્ર જેવો જ છે. તેની ભલામણ શું કરૂં? રસિકને મારાથી વિખૂટો કરવાનો વિચાર મારાથી સહ્યો જતો નથી. રાધા ગઇ. વસુ સાસરે ગઇ. હવે રસિક જશે. પછી મારૂં આ ઘર કેવું હશે? મારૂં શું થશે? મારૂં ગમે તે થાય, છોકરો સુખી થતો હોય તો.

"તેને ક્યારે દાખલ કરવો, કેટલા પૈસા મોકલવા તથા શું સાધનો સાથે આપવાં વગેરે હકીકત વિગતવાર વળતી ટપાલે જ લખજો.

તમારો દુઃખી
ઇશ્વર

*　　*　　*

રસિક છાત્રાલયમાં આવી ગયો. મારો પુત્ર વીર અને તે સમવયસ્ક તેમજ મારી પત્નીની રસિક ઉપર ખૂબ મમતા, એ કારણે એ છોકરો મારે ત્યાં જ પડયો પાથર્યો રહે. છોકરો ખૂબ લાગણીપ્રધાન. ઉમર તો હતી ૧૪–૧૫ વર્ષની પણ માનું મરણ અને બાપુનો વિયોગ તેને બહુ સાલતાં. પહેલું સત્ર માંડ માંડ પૂરૂં કરી ઘર ઘર ઝંખતો એ ઘેર ગયો અને રજાઓ પૂરી થતાં પાછો છાત્રાલયમાં આવ્યો. આ વખતે તેના ચહેરા પર વિષાદ હતો પણ ઘરની ઝંખના ન હતી. અભ્યાસ તેનો સારો ચાલતો. છાત્રાલયનાં કામોમાં તે નિયામત હતો. શરીરસ્વાસ્થ્ય પણ સારૂં રહેતું. ફક્ત તે ભાગ્યે જ હસતો.

મને આમાં કંઈ ભેદ જણાયો. ધીમે ધીમે મેં તેની સાથે અંગત પરિચય વધાર્યો. સાંજે ફરવા જતી વેળા હું તેને મારી સાથે લઇ જવા લાગ્યો. કેટલેક વખતે તેનું દિલ ઉઘડયું અને છોકરાને અહીંના છાત્રાલયમાં મૂકવામાં ઇશ્વરભાઇનો શું ઇરાદો હતો તેની તથા રસિકની ગમગીનીની મને સમ પડી: "રજા પડે ને ઘેર જાઉં એ મારી ઝંખના. બા તો ન હતી પણ બાપુ તો હતા જ ને? વળી વસુને પણ તેડાવીશું અને મજેથી સાથે રહેશું એ હોંશે હું ઘેર ગયો. પણ ઘેર તો બીજું જ દીઠું. ઘરમાં એક ૨૪–૨૫ વર્ષની બાઇને જોઇ. હું એને દીઠે તો ઓળખતો. એક વાર બા જીવતાં એને ને બાને વઢવાડ થએલી અને એને અમારે ઘેર આવવાની મના કરેલી.

"હવે તો તે અમારા ઘરમાં જ રહેતી. પહેલાં તો મને એમ કે તે બે ચાર દિવસ માટે મહેમાન હશે પણ તેમ ન હતું. ઘરના બીજા કામકાજ માટે એક ડોશી આવતી. ઘરમાં બા રહેતાં તેમ જ આ બાઇ તો રહેતી.

રસોઇ કરતી, ખવરાવતી ને ખાતી. તેનું નામ લલિતા. પોશાક વિધવાનો પણ સફાઇદાર પહેરતી. કન્યાશાળામાં માસ્તરાણી છે એટલે બપોરે નિશાળે જાય ને સાંજે ઘેર આવે. બાપુ એને રાજી રાખવા ખડે પગે રહેતા જણાયા. મને કહે: 'આ લલિતા તારી માસી થાય.....તમે બધાં તો જતાં રહ્યાં પછી રસોઇપાણી માટે એને ગામમાંથી બોલાવી લીધી. હવે તો અહીં જ રહે છે.' × × × દોઢ મહિનો રજાનો માંડમાંડ પૂરો કર્યો. બા તો ગઇ જ હતી પણ બાપુ પણ બદલાઇ ગયા હતા. ઉપર ઉપરથી મીઠું બોલતા પણ અંતરમાં કાંઇ જૂદું હશે એમ મને લાગતું. લલિતા મારી સાથે કડકાઇથી વર્તતી. આ વખતે ઘર જાણે કે મારૂં ન હોય તેમ લાગ્યું."

રસિકે જૂદે જૂદે વખતે મને કરેલી વાતોનો આ સાર હતો.

એક વખત કાંઇ કામ પ્રસંગે હું ઇશ્વરલાલને ગામ જઇ ચડ્યો. મારો વિચાર તેને ઘેર ઉતરવાનો તો ન હતો પણ તે મને સ્ટેશન પર જ મળી ગયા અને આગ્રહ કરી ઘેર તેડી ગયા. પાંચ વર્ષ પછી હું અહીં આવ્યો. જૂના ઇશ્વરલાલ હવે રસિક બન્યા હોય એમ ઘરની સજાવટ પરથી લાગતું હતું.

ખાઇ પી નિરાંતે બેઠા ને વાતે વળગ્યા. એમણે જ ચલાવ્યું: "જુઓને, આ આમ ચલાવીએ છીએ. આ બિચારી લલિતા રાંધી આપે છે. અહીંની કન્યાશાળામાં શિક્ષિકા છે. વળી અમારે દૂરદૂરનું સગપણ પણ છે. એને પણ ઠીક ને મારે પણ ઠીક. રસિકને મેં એટલા માટે જ તમારી કને મોકલી દીધો: છોકરાને ક્યાં અહીં રાખીએ?" અને તે જરા હસી પડ્યા.

પાસેના ટેબલ પર સંતતિનિયમન પરનાં બે ચાર પુસ્તકો પડેલાં મેં જોયાં.

(૨)

છાત્રાલયને અંગે જ અમારે ત્યાં માધ્યમિક શાળા રહી એટલે ઘણા વિધવિધ જાતના વિદ્યાર્થીઓ વિધવિધ કારણે અમારે ત્યાં આવે. ચિમનલાલ તેવા એક.

સામાન્ય રીતે વિદ્યાર્થી છાત્રાલયમાં દાખલ થયા પહેલાં અમારી પાસેથી ફૉર્મ મંગાવી તે ભરી મોકલે અને અમે મંજુરી આપીએ તો તે છાત્રાલયમાં આવી શકે. ચિમનલાલ આ બધી વિધિમાંથી પસાર થઇને આવેલા.

ઉંમર આશરે ૧૬ વર્ષની. ઠીક ઠીક ઉંચા; શરીરે છેક જ કૃશ; માથાના વાળ ખરી ગએલા; આંખો પીળી; હોઠ ફીક્કા; બોલે ત્યારે જાણે અવાજ ધ્રૂજતો ન હોય!

છેલ્લી નિશાળ છોડયાનું સર્ટિફીકેટ લાવેલા નહિ તેથી અહીં જ તેના અભ્યાસની તપાસ કરી તેને બીજી શ્રેણીમાં બેસાર્યો. એ વખતે જ લાગેલું કે અભ્યાસ પર ઘણો કાટ ચડી ગયો છે પણ એ તો તેના છેલ્લા મોટા મંદવાડને લીધે હતું એમ તેણે અમને કહ્યું.

બહુ ગરીબ લાગે. કોઇની ભાઇબંધી નહિ; નહિ છાત્રાલયમાં કે નહિ શાળામાં. ફક્ત એક જ ભાઇબંધઃ ગરુડજી. તેનું નામ પણ ચિમનલાલ. પણ નાક જરા વાંકું એટલે સૌ એને ગરુડજી કહી બોલાવે. બન્ને અમદાવાદના.

ચિમનલાલ અને ગરુડજી દરરોજ સાંજે નિશાનને ટેકરે ફરવા જાય. રજા લેવા મારી પાસે આવે ને કહેઃ "સાહેબ, મને દાક્તરે દરરોજ અર્ધો પોણો માઇલ ફરવાનો હુકમ કર્યો છે. અમે જઇએ?"

એમને આવ્યાંને ત્રણેક માસ થયા હશે ત્યારે મારી પાસે ઝીણીઝીણી ફરિયાદો આવવા લાગીઃ ચોરીની તથા પૈસાની ચોરીની. કોઇ ચિઠ્ઠીમાં લખેલું હોય કે તે બન્ને જણા નિશાનને ટેકરે જઇ 'પાસીંગ શો' પીએ છે તો કોઇમાં લખ્યું હોય કે......

મેં તપાસ આદરી પણ બંદા ભારે ભરાડી. શીંગડેથી ખાંડો ને પૂંછડેથી બાંડો! જે પૂછીએ તેની ના. પણ છેવટે કેટલીક ચોકસી પછી મેં તેને મારી ઓફિસમાં બોલાવ્યો અને કહ્યું કે આજ સાંજની ગાડીમાં તેણે અમદાવાદ જવા માટે તૈયારી કરવી. તે રડી પડ્યો ને કોઈ પણ રીતે ચાલુ સત્ર પૂરું રહેવા દેવા માગણી કરી. તેણે પોતાનો ઇતિહાસ રડતાં રડતાં મને કહી બતાવ્યોઃ "મારા બાપ...મીલમાં નોકર છે. કુટુંબમાં અમે નવ માણસો છીએઃ મારાં દાદી, મા, બાપ, અને અમે છ ભાંડુઓ. હું સૌથી મોટો છું. પહેલી ચોપડી અંગ્રેજી પૂરી કરી બીજીમાં ત્રણ મહીના ભણ્યો ત્યાં તો મારા બાપે મને નિશાળેથી ઉઠાડી મીલમાં રખાવ્યો. ત્યાં હાજરી પૂરતો. પંદર રૂપીઆનો પગાર મળતો. મારી જેવડા છોકરાને કોણ નોકર રાખે? લાગવગથી મારા બાપે રખાવ્યો હશે. દોઢેક વર્ષ નોકરી કરી ત્યાં તો હું માંદો પડ્યો. દોઢ મહીનો તાવ આવ્યો. મરતાં મરતાં બચ્યો. દાક્તરે હવાફેર માટે જવા કહ્યું પણ હવાફેર કરવા કોણ લઇ જાય ને પૈસા પણ ક્યાંથી કાઢીએ? મારા બાપને તો પચાસ રૂપીઆ પગાર જ મળે છે. દાક્તર કહે હવાફેર નહિ કરે તો છોકરો મરી જશે. ત્યાં આ ચિમનલાલના બાપા મળી ગયા. તેણે કહ્યું કે મોકલોને ......માં. ત્યાં આપણો ચિમન છે. મજાનું ગામ બહાર ટેકરા વચ્ચે છાત્રાલય છે. ચાર મહીના રહેશે તો તબીયત ત્રાંબા જેવી થઇ જશે. પછી મારા બાપા

મૅનેજરને મળ્યા ને બહુ કરગરીને દસ રૂપીઆને ચડને પગારે છ મહિનાની રજા અપાવી ને ફૉર્મ મંગાવી ખોટું ખોટું ભરાવીને હું અહીં આવ્યો."

મને ચિમનલાલની ખૂબ દયા આવી પણ અમારૂં છાત્રાલય નહોતું રુગ્ણાલય કે નહોતું....

'અંકલ'

## જાતીય વિકૃતિઓ કેમ અટકે

[ અનુસંધાન ગતાંક પાને ૭૪ થી ]

જેમ સમાજનો વાણીસ્વચ્છંદ બાળકોને જાતીય વિકૃતિઓમાં ઘસડી જવાનો પ્રેરક બને છે તેવી જ રીતે સમાજનું વિવેકહીન મૌન પણ જાતીય બદીઓની જનની બને છે. જનનેન્દ્રિયને લગતી તમામ બાબતો ઉપર પોતાના બાળક સાથે મૌન જ સેવવું જોઇએ તેવો બેહૂદો વિચાર આપણા સમાજમાં આજે ઘર ઘાલી પડેલો છે. જે વાત બાળકની હાજરીમાં સ્વચ્છંદથી બીજા સાથે થઇ શકે, જે વાત કરવામાં માબાપ આનંદ અનુભવે, જે વાત સંબંધે વધારે જ્ઞાન અને અનુભવ મેળવવા માટે ખરાબ સાધનોનો ઉપયોગ કરતાં પણ માબાપ ન અચકાય, તે જ વાત જો બાળક કાઢે તો તુરત જ મૌન સેવવામાં આવે છે. બાળકની પોતાની જનનેન્દ્રિયને લગતી વાતો ઉપર એવડો મોટો રહસ્ય પડદો ઢાંકવામાં આવેલો હોય છે કે બાળક વાતાવરણમાંથી જ સમજી ગયું હોય છે કે માતા પિતા સાથે તેવી વાતો થઇ શકે જ નહિ. અને છતાં કોઇ નિર્દોષ બાળકે પોતાની નિર્દોષ ઢબે વાત કાઢી હોય તો માબાપ તેમાં પોતાનાં હીન ભાગ્ય સમજે છે અને બાળકની સાથે તદ્દન મૌન સેવવામાં જ ડહાપણ માને છે. ફરીથી આવી વાતો નહિ કરવાની શીખામણ આપતાં અથવા તો ધમકી આપતાં માબાપો આપણને કેટલાંયે મળી આવશે!

પરિણામ એ આવે છે કે બાળકનું અજ્ઞાન અને વિકૃત જ્ઞાન વધ્યા જ કરે છે. પોતાના શરીરમાં નાક કાન આંખ વગેરે મહત્વના અવયવો છે તેવી જ રીતે જનનેન્દ્રિય પણ એક અત્યંત મહત્વનો અવયવ છે તેવી તેને કશી જ ખબર પડતી નથી. ઉલટું એ તો એમ સમજવા લાગે છે કે બીજા અવયવોને સંભાળવા એ આપણી ફરજ છે જ્યારે આ અવયવને અવગણવો અને બહુ બહુ તો ખાનગી રીતે તેની સાથે ચેષ્ટાઓ કરવી એ જ વધારે સારૂં છે. બાળકની પાસે આંખ કાન નાક જેવા શરીરના અવયવોને સ્વચ્છ રાખવાની બાબતમાં અનેક પ્રકારનું શિક્ષણ ધરવામાં આવે છે પરંતુ આ અત્યંત મહત્વના અંગની સંભાળની બાબતમાં તેને સાવ

અજ્ઞાન રાખવામાં આવે છે. શરીરના કોઇ પણ અવયવને મુલાયમતાથી સંભાળવાની અને સાચવવાની જરૂર હોય તો તે તેના જનનેન્દ્રિયની હોય છે. પરંતુ આ અત્યંત ઉપયોગી અને પવિત્ર અવયવની આસપાસ એવો તો રહસ્ય પડદો અને ગંદી કલ્પનાઓ ખડાં કરવામાં આવ્યાં હોય છે કે બાળકને તેનું કશું જ મહત્ત્વ સમજાતું નથી. જનનેન્દ્રિયને લગતી વાતો બીજા સાથે ખાનગી રીતે કરવામાં પણ બાળક ગંદકીનું જ સેવન કરતો હોય છે. આ બધાનું કારણ તે વિષયમાં બાળકની સાથે માબાપ જાણી જોઇને મૌન સેવે છે તે હોય છે.

બાળકની સૌથી મોટી જીજ્ઞાસા પોતે અગર તો પોતાનું ભાઇભાંડુ ક્યાંથી આવ્યું તે જાણવાની હોય છે. માબાપ પાસેથી આ દિશામાં તેને કશું જ મળતું નથી. માબાપના ભયંકર મૌનના કારણે અથવા તો જાણી જોઇને બોલેલા જૂઠાણાના કારણે બાળક પોતાના આગમનને તેમ જ પોતાના ભાઇભાંડુના આગમનને જનનેન્દ્રિય સાથે જોડાવા લલચાય છે. તેની પાસે આ બાબતમાં કશું જ્ઞાન તો મૂકવામાં આવ્યું હોતું નથી. કેવળ કલ્પના ઉપર અને તે પણ સડેલી કલ્પના ઉપર તેને બધો આધાર રાખવો પડે છે.

બરાબર આવા જ વખતે તેને શેરીઓના ગંદા સાથીઓનો સંગ થાય છે. બાળકની ઉંમર મોટી થતી જાય છે તેમ તેમ કુદરતી રીતે જ તેનામાં અમુક પ્રકારની ઉષ્મા પ્રગટે છે, અને તે ઉષ્મા જનનેન્દ્રિયમાં અમુક પ્રકારનો થનગનાટ અને જાગ્રતિ પ્રેરે છે. જનનેન્દ્રિયના આરોગ્ય સંબંધે તેની પાસે કશું જ જ્ઞાન નહિ હોવાથી તે વધારે ને વધારે ગંદી રહ્યા કરતી હોય છે. તેમાં ભળે છે ગંદા સાથીઓનું ગંદું જ્ઞાન. મોટી ઉમરનું બાળક પછી અનેક પ્રકારની ગંદી કલ્પનાઓ સેવે છે અને તે કલ્પનાઓને વ્યવહારમાં ઉતારવા મથે છે. પેલા સાથીઓનો તેને સહકાર મળે છે. જનનેન્દ્રિય, તેની રચના, તેમાં આવેલી જાગ્રતિ એ બધાંય તેને તે સંબંધે સક્રિય કંઇક કામ કરવા પ્રેરે છે. આ કામ તે મોટે ભાગે જાતીય બદીઓ જ હોય છે. ગંદા સાથીઓનો સહકાર તેને અકુદરતી મૈથુન તરફ ઘસડી જાય તેમાં પણ નવાઇ નહિ. મોટી ઉંમરના બાળકને જનનેન્દ્રિય સબંધે ઘણું ઘણું જાણવાની જિજ્ઞાસા થાય છે. માબાપનું મૌન તેને તેના સાથીઓ પાસે ધકેલે છે. પેલા સાથીઓ પણ ઠીક ઠીક વિકૃત થયેલા હોય છે તેથી જ્ઞાન આપવાના પ્રપંચમાં બદીઓમાં પોતે ફસાય છે અને પેલાને પણ ફસાવે છે. આમ જાતીય બદીનો વિસ્તાર વધ્યા જ કરે છે.

આપણાં બાળકોને આપણે જાતીય બદીઓમાંથી બચાવી લેવાં હોય તો હવે જનનેન્દ્રિય સંબંધમાં તેમને અજ્ઞાન રાખવાં નહિ જ પોસાય. આપણા વાણીવિલાસ ઉપર જેમ આપણે સંયમ રાખવાની આવશ્યકતા છે તેમ જ આ બાબતમાં આપણા નુકશાનકારક મૌનને તોડવાની પણ આપણી ફરજ છે. હા, તેમ બનવાનો સંભવ છે ખરો કે આપણે પોતે જ સાચા જ્ઞાનથી વંચિત હોઈએ. પરંતુ ભાવિ પેઢી તરફનો આપણો પ્રેમ અને આપણો ધર્મ આપણને પોકારી પોકારીને કહે છે કે દરેક માબાપે તેવું જ્ઞાન આવશ્યક તેટલું સંપાદન કરવું જ જોઈએ, અને બાળકને યથાકાળે તે બાબતમાં દોરવું જોઈએ. આપણા પોતાના બાળકની સાથે આવી બાબતોમાં વાતો કરવા માટે આપણે ટેવાયેલા નથી તે વાત સાચી છે. પરંતુ વિકૃતિઓના આ જમાનામાં હવે તેવો સંકોચ રાખ્યે પાલવે તેમ નથી. આપણા બાળકની સાથેનું આપણું તેવું મૌન તેમને હાનિકર્તા છે અને ભાવિ પેઢીને માટે ભયંકર નુકસાન કરનારૂં છે. વળી આ બાબત જેટલી મહત્ત્વની છે તેટલી જ મુલાયમ પણ છે. તેના શિક્ષણ માટે સૌથી વધારે યોગ્ય કોઈ પણ શિક્ષક હોય તો તે માબાપ છે. પોતાનાં બાળકોને જાતીય બદીઓમાં ફસાતાં અટકાવવા ઇચ્છનારે માબાપે પોતાનું આવું નુકશાનકારી મૌન તોડવું જ પડશે.

હરભાઈ.

## વિઝીટરોને

રમણ: "અલ્યા નાનીયા, આ જોયું ને ? આ દરરોજ આવા ને આવા ક્યાંથી ઉપાડી લાવે છે ?"

નાનો: "ઇ મને બહુ દુઃખ આપે છે. દરરોજ વિઝીટરોના નામની બૂમ પડે. મોટા વિઝીટરો થયા."

રમણ: "અલ્યા જો તો ખરો ! જે પૂછવું હોય ઇ માસ્તરને પૂછે. છોકરાઓને શી અડચણ છે ઇ તો પૂછવાની દરકાર જ નથી !"

નાનો: "પણ તેં તે દિવસે જોયું હતું કે નહિ ? માસ્તરે આપણને કહ્યું કે તમે હિંદી પ્રજા અને અમે બ્રિટીશ સલ્તનત."

રમણ: "પણ વિઝીટરોને ક્યાં જાણવા દે છે ? તે આવે ત્યારે બધું સ્વચ્છ અને નહિ તો હોય પોલંપોલ. જેને માસ્તર મીઠી મીઠી વાતો કરી વિઝીટરને કંઇ બોલવા દે છે ?"

નાનો: "અલ્યા સાંભળ તો ખરો. માસ્તરે કહ્યું કે અમારે ત્યાં ચોકખું ઘી આવે છે. આથી વિઝીટરે માની લીધું. ઘી ચાખવાની તસ્દી લેતા જ નથી."

રમણ: "પણ તને ખબર ક્યાં છે ? બતાવવાનું કહે ત્યારે એમને માટે પેલો સારો ડબ્બો રાખી મૂક્યો છે એમાંથી લાવીને બતાવે."

નાનો: "રમણ, એણે અનાજ જોવા માગ્યું ને માસ્તરે અલાયદું રાખેલું સારૂં અનાજ બતાવ્યું."

રમણ: "પણ એમણે વિઝીટબુકમાં શેરો કર્યો છ તેં વાંચ્યો ?"

નાનો: "ના. કહે તો ખરો."

રમણ: "આ સંસ્થા એક આદર્શ સંસ્થા છે. રસોડામાં વ્યવસ્થા સારી થાય છે."

નાનો: "એમાં એનો શું વાંક ? એને જેવું કહે એવું લખે. હું જો વિઝીટ લઉં તો માસ્તરને કહ્યા વગર બધે ફરૂં. છોકરાઓને પૂછીને એમની હકીકત જાણું. છોકરાઓ જમવા બેસે એટલે એમની સાથે બેસું."

રમણ: "અરે જમવામાંએ કેટલો ભેદભાવ ? છોકરાઓ શાક ખાય એના કરતાં વધારે એ પડયું રાખે. આ તે બોર્ડિંગ વિદ્યાર્થીઓ માટે છે કે માસ્તરો માટે ? આપણને પૂરૂં ઘી ન મળે અને માસ્તર ચોપડેલી રોટલી પર નવટાંક ઘી ખાય. આ તે કેમ ખમાય ?"

નાનો: "અને હું તો પેલા મારાજને માર્યા વગર ન મૂકું."

રમણ: "કેમ ? એણે તારૂં શું બગાડયું ?"

નાનો: "આજ પેલા મેમાન ને હું જમવા ગયા ત્યારે બબડવા માંડ્યો અને કીધું કે જોયા મોટા મેટ્રિક ! પાસ થયો તે તારા કરતાં ઘણાએ હોંશિયાર છોકરાઓ આવી ગયા. આવી આપણી અડચણો વિઝીટરો પૂછતા નથી ત્યારે એ વિઝીટરોનું શું કામ ?"

ગૃહસ્થો ! આથી વિચારજો. આમંત્રણથી વિઝીટરો ન થશો. માસ્તરને કહ્યા વગર છાત્રાલયો જોવાં. વિદ્યાર્થીઓને મળવું. તેમની અડચણો ખાનગીમાં બોલાવીને પૂછો. અને વિઝીટ બુકમાં ગૃહપતિની ઝાટકણી કાઢો. તેઓ આપણને એમની મીઠી મોગલાઇ વાપરી અંધ બનાવી દે છે. છાત્રાલયો છાત્રો માટે છે. માટે તેમને મળી અડચણો જાણી લઇ તેને દૂર કરવા પ્રયત્ન કરો. તેમ કર્યા સિવાય આજના છાત્રો ચગદાઇ નમાલા બની જાય છે, અને તેમનો સ્વતંત્રતાનો જુસ્સો દબાઇ જાય છે.

ગૃહપતિ ભાઇઓ ! તમે પણ ચેતજો. યુગાત્મા બદલાય છે. યુગને અનુસરીને વર્તવું. છાત્રો પોતાના પુત્રો છે અને પિતા પુત્ર વચ્ચે સિરીશ

સલ્તનત અને હિંદી પ્રજા જેટલો ભેદભાવ ન હોય. છોકરાઓની અડચણો ન બને તેમ હોય તો પણ દૂર કરવા યત્ન કરો. આજના કેટલાક ગૃહપતિ ભાઈઓ ઉગતા વિદ્યાર્થીઓને દબાવી નાખે છે તેમને ખાસ ચેતવાનું છે. છાત્રોને દબાવવા જેટલો બીજો એકે દેશદ્રોહ નથી; કારણ કે સ્વતંત્ર જુસ્સા વગર દેશનું રક્ષણ થવું અશક્ય છે; અને સ્વતંત્ર જુસ્સો ખોટા દબાણથી નાશ પામે છે. ગૃહપતિ ભાઈઓ ચેતો, હજુ પણ ચેતો.

'છાત્રદૂત.'

'છાત્રદૂત 'નો આ લેખ સકારણ છાપું છું. આખા લેખમાં ભાષાની કે વિચારની સગતિ નથી એ તો વાચનાર સહેજે સમજી શકે તેવું છે. પરંતુ આ લેખ આપણુને ગૃહપતિઓને ઉપયોગી છે તેમ માનીને મને છાપવાનું મન થયું છે. લખનાર ભાઈને મારી વિનતિ છે કે તેમણે આવા છૂપા નામથી પોતાના લેખો કદિ ન મોકલવા. એક વખત આ વિષે અગાઉ અમે ઉલ્લેખ કર્યો હતો તેનું સ્મરણ આપું છું.

છાત્રદૂત વિદ્યાર્થી હોય તો સમજી લે કે લેખ તેમનો છે, માટે નહિ પરંતુ આજની વિદ્યાર્થીઓની મનોદશા જાણી લેવી એ ગૃહપતિઓ માટે અત્યંત આવશ્યક છે અને તેની મનોદશાનું એક પાસું આ લેખમાંથી મળી રહે છે માટે પ્રગટ કર્યો છે.

હું પોતે એમ માનવા લલચાઇ જાઉં છું કે આખો લેખ અતિશયોક્તિથી ભરેલો છે. આવા ગૃહપતિઓ આજે પણ છાત્રાલયોમાં કેળવણીનું કામ કરી રહ્યા છે તેમ માનવા હું તૈયાર નથી. વિઝીટરો આવા આવતા હોય તો કોણ જાણે.

તમામ ગૃહપતિ ભાઈઓને મારી વિનતિ છે કે વિદ્યાર્થીઓની વિચારસરણી આજે કઇ દિશામાં વહે છે તે આમાંથી પારખી લે. આ આખા લેખમાં ભલે ખોરાકનો પ્રશ્ન વિદ્યાર્થી ઉપર વધારે અસર કરી જતો દેખાય; પરંતુ સમગ્ર વિદ્યાર્થિજીવન ઉપર ગૃહપતિના ચારિત્ર્યની કેટલી ઉંડી છાપ પડી શકે છે તે આમાંથી આપણે જોઇ શકીએ તેમ છીએ.

મુલાકાત લેનારા મહેમાનોને આ સ્થળે મારે કશું કહેવાનું ન હોય. પરંતુ તેઓને મિત્રભાવે એટલું તો કહી જ લઉં કે સંસ્થાની મુલાકાતોમાં વિદ્યાર્થીઓ સાથેના મુક્ત પરિચયને તેમણે અગ્રસ્થાન આપવું જોઇશે. સંસ્થાનું તે અત્યંત મહત્ત્વનું અંગ છે અને તેની અવગણના કરીને સાચી સંસ્થાને તમે નહિ જ જોઇ શકો.

હરભાઇ.

## ચર્ચાપત્ર

શ્રીયુત તંત્રીજી: 'છાત્રાલય'

સવિનય નિવેદન કે 'છાત્રાલય' અઢી વર્ષથી ચાલે છે અને તેના મનનીય તેમજ શાસ્ત્રીય દ્રષ્ટિએ લખેલા લેખોએ આજે ગૃહપતિઓને, વિદ્યાર્થીઓને અને સંસ્થાના સંચાલકો તેમજ માબાપોને વિચાર કરતા કરી મૂક્યા છે તે કાંઇ જેવી તેવી જાગૃતિ નથી. છતાં મને દુઃખ થાય છે કે તમારા અને શ્રી. હરભાઇના લેખો સિવાય ભાગ્યે જ બીજા કોઇ અભ્યાસીઓના–ગૃહપતિઓના લેખો જોવામાં આવે છે. અને તે માટે આપણા બધા ગૃહપતિઓ શિક્ષણશાસ્ત્રના વિચારકો અને મંડળના સંધીઓ (હું પણ તેમાં જ આવી જાઉં છું.) ગુન્હેગાર છે જ.

શ્રી. કાકા કાલેલકર જેવા પ્રખર શિક્ષણશાસ્ત્રી પાસેથી આપણે ઘણું ઘણું મેળવવાનું રહે છે. આવી ઉદાસીનતા આપણને ન જ શોભે. ખેર ! હવે આપણે જાગીએ અને છાત્રાલયને વધારે અપનાવીએ.

આપણાં છાત્રાલયોના અનેક પ્રશ્નો આપણને મૂંઝવી રહ્યા છે અને તેનો ઉકેલ શાસ્ત્રીય દષ્ટિએ ન આવે ત્યાં સુધી તે એમ ને એમ રહેવાના જ. એટલે મારી વિનતિ છે કે આપણે ગૃહપતિઓએ અને વિદ્યાર્થીઓએ પ્રશ્નોનો મારો ચલાવ્યે રાખવો અને છાત્રાલયમાં તેના ઉત્તરો આવ્યા કરે.

બીજું, વિદ્યાર્થીઓની ફરીઆદ છે કે "અમારે માટે તો 'છાત્રાલય' જાણે કે ન જ હોય તેમ ગૃહપતિ અને સંચાલકો તથા છાત્રાલયની વિધવિધ પ્રવૃતિઓ વિષે જ લેખો આવે છે." તેથી વિદ્યાર્થીઓને માટે પણ પ્રસંગોપાત માર્ગદર્શક લેખો આવવા જોઇએ.

મારી તો એ પણ ઇચ્છા છે કે આપણાં છાત્રાલયોની વિધવિધ પ્રવૃત્તિઓના ટૂંકા સમાચારને પણ છાત્રાલયમાં સ્થાન દેવું જોઇએ.

વિશેષ છાત્રાલય તેમજ ગૃહપતિશાસ્ત્રની મીમાંસા અને નવીન માર્ગદર્શનનો ગૂજરાત બહારના પ્રદેશોમાં પ્રચાર થવાની અતિ ઘણી આવશ્યક્તા હોઇને છાત્રાલયની હિંદી આવૃત્તિ માટેનો મારો અનુરોધ ફરીથી સવિનય રજુ કર્યા સિવાય રહી શકતો નથી.

**કુલચંદ હરિચંદ દોશી.**

નોંધ—શ્રી. કુલચંદભાઇના આ પત્રને આનંદપૂર્વક અમે પ્રગટ કરીએ છીએ. છાત્રાલય સમેલન પ્રવૃત્તિનું એક સુંદર ફળ તે આ 'છાત્રાલય'

માસિક છે. છાત્રાલય માસિક દ્વારા આપણે છાત્રાલયનું તાત્વિક તેમ જ વ્યવહારૂ શાસ્ત્ર ઉભું કરવા ઇચ્છીએ છીએ. છાત્રાલય માસિક દ્વારા આપણે વિદ્યાર્થીઓને, ગૃહપતિઓને, મંત્રીઓને, ટ્રસ્ટીઓને, સંચાલકોને, માબાપોને અને બની શકે તેટલા સમાજને કેળવવાના કોડ ધરાવીએ છીએ. આ કામ અત્યંત કપરૂં છે. એકલે હાથે ને બની શકે તેવું નથી. 'છાત્રાલય' માસિકની પ્રવૃત્તિ શરૂ કરી ત્યારે 'છાત્રાલય મંડળ'ના તમામ સભાસદોનો અને તમામ સહાનુભૂતિ ધરાવનારાઓનો સુંદર સહકાર મળશે તેવી અમે આશા રાખી હતી. આ આશા સફળ નથી થઈ તેમ આપણે સૌ કોઈ જોઈ શક્યા છીએ. આજે ફરીથી તમામ મિત્રોને આ પ્રવૃત્તિમાં પોતાનો સહકાર આપવાનું સ્મરણ આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે મિત્રો મોડા મોડા પણ જાગશે

છાત્રાલયના શાસ્ત્રને વધારે ઉપયોગી અને વ્યવહારૂ બનાવવા માટે કામ કરનારાઓની મુશ્કેલીઓનો ઉકેલ પ્રશ્નોત્તર દ્વારા થાય એ ઇચ્છવા જેવી પદ્ધતિ છે. છાત્રાલયના તમામ ગૃહપતિભાઇઓને, વિદ્યાર્થીઓને અને સંચાલકોને અમારી નમ્ર વિનંતિ છે કે પોતાના માર્ગમાં આડી આવતી મુંઝવણો તેઓ રજુ કરે. તેનો યથાશક્તિ ઉકેલ લાવવાનો પ્રયત્ન 'છાત્રાલય' દ્વારા જરૂર કરવામાં આવશે.

શ્રી. ફુલચંદભાઇએ રજુ કરેલી વિદ્યાર્થીઓની ફરીઆદ અમુક અંશે સાચી છે. વિદ્યાર્થીઓને સીધી રીતે ઉપયોગી થાય તેવા લેખો બહુ ઓછા આવે છે. આ હકીકત તરફ અમારૂં ધ્યાન ખેંચવા માટે અમે તે ભાઇનો આભાર માનીએ છીએ. હવેથી પ્રસંગોપાત વિદ્યાર્થી આલમને ઉપયોગી થાય તેવાં લખાણો પ્રગટ કરવાનો અમે જરૂર પ્રયત્ન કરશું. ચાલુ અંકમાં જ અમે તેની નાની એવી શરૂઆત તો કરી જ દીધી છે.

'છાત્રાલય'ને હિંદી ભાષામાં પ્રગટ કરવાનો વિચાર અત્યંત સુંદર અને સ્તુત્ય છે. પરંતુ તે કેટલો વ્યવહારૂ બની શકે તેનો અમને પૂરેપૂરો ખ્યાલ નથી. હજી તો આપણી આ ગૂજરાતી આવૃત્તિને પણ વધારે પ્રચારવાની જરૂર છે, તે તરફ તમામ મિત્રોનું અમે ધ્યાન ખેંચીએ છીએ. 'છાત્રાલય'ના હજી પૂરા હજાર ગ્રાહકો પણ નથી. જ્યાં સુધી ગૂજરાતનાં હજારો ઘરોમાં અને સંખ્યાબંધ શિક્ષણસંસ્થાઓમાં તે પ્રવેશ પામે નહિ ત્યાં સુધી આપણે કોઇ પણ જંપીએ નહિ. આ તકનો લાભ લઇ 'છાત્રાલય મંડળ'ના તમામ સભ્યોને અમે ફરી ફરી વિનંતિ કરીએ છીએ કે 'છાત્રાલય' ગ્રાહકની

સંખ્યા વધારવામાં તેઓ પોતાથી બનતું સઘળું અવશ્ય કરે. યથાકાળે તેની હિંદી આવૃત્તિ પણ નીકળશે જ તેમાં અમને શંકા નથી.

## મારો અનુભવ

*[ અનુસંધાન ગતાંક પાને ૭૦ થી ]

વિચારમાં ને વિચારમાં ભાગ્યેજ પાંચ મિનિટ ગઇ હશે ત્યાં તો "સાહેબ, આનો ઉચ્ચાર કહોને." "સાહેબ, આ સમજાતું નથી તે સમજાવોને." તેવા અવાજોએ મને જગાડ્યો. માથું ઉંચું કરીને આંખ ઉઘાડી જોઉં ત્યાં તો મારી સામે બે વિદ્યાર્થીઓ ઉભેલા. બન્ને પોતપોતાની મુશ્કેલીઓ ઉકેલવા મારી પાસે આવેલા. મેં કહ્યું: ' શું છે ?"

હું વિચાર વમળમાં એટલો બધો ગુચવાઇ ગયેલો હતો અને આ અશાંતિ અને અવ્યવસ્થાએ મને એટલે બધો મુંઝવ્યો હતો કે મારા સ્વભાવ ઉપરથી મારો કાબુ ખસી ગયો હતો. "શું છે ?" તેમ પુછવાના મારા અવાજમાં કંટાળો અને રોષ હતાં એ મને પણ અત્યારે સમજાય છે.

"સાહેબ, આનો ઉચ્ચાર નથી આવડતો." "સાહેબ, આ વાક્યનો અર્થ નથી સમજાતો." એમ બન્ને જણાએ ફરીથી પોતાની મુશ્કેલીઓ વ્યક્ત કરી.

"તમારી જગ્યા ઉપર બેસી રહેવું હતુંને! મેં નથી કહ્યું કે હું પોતે જ ફરતો ફરતો આવીશ અને જેને જરૂર હશે તેને મદદ કરીશ ? છતાં તમે અહીં કેમ આવ્યા ?" મારો ક્રોધ વધતો હતો.

"અમે વાટ ઘણી જોઇ, પણ સાહેબ તમે તો ઉંઘતા હતા તેથી અહીં જ આવવું પડ્યું." બન્ને વિદ્યાર્થીઓ સહેજ હસતા હતા. મારો ક્રોધ અનેક ગણો વધી પડ્યો. વિચારનિમગ્નતાને આ લોકો ઉંઘ સમજે છે ? કેવી સમજુત ! અને અક્કલનો કેવો ઉપયોગ ? વારંવાર વિચાર કરીને જ પગલું ભરવાની મારામાં એક ટેવ છે તે મને મદદે ન આવી હોત તો જરૂર આ બન્ને જણાને મેં તમાચા ધરી દીધા હોત ! મારા ક્રોધને મનમાં જ શમાવી, તમાચો મારી મ્હોં ગતું રાખ્યા બરાબર કરી હું કૃત્રિમ હસ્યો અને તેમને પોતપોતાની જગ્યાએ જવા કહ્યું. બન્ને જણા મંદ મંદ હસતા હસતા ધીમે પગલે પાછા ફર્યા. "જલદી આવજો હો સાહેબ." તેઓ મને કહેતા ગયા.

હજી તો આ વિદ્યાર્થીઓ પોતાની જગ્યાએ પહોંચ્યા નહોતા ત્યાં તો અનેક બીજા અવાજો ઉઠવા લાગ્યા.

"સાહેબ, આ નર્મદ આટલો દાખલોએ શીખવતો નથી."

"સાહેબ, આ ભાનુ પોતાની નોટ જોવા માટે નથી આપતો."

"સાહેબ, આજે લેસન પૂરાં થાય તેમ લાગતું નથી."

"સાહેબ, પાસેની બોર્ડિંગમાંથી મારા વર્ગના એક વિદ્યાર્થી પાસે દાખલા ગણી આવું?"

"સાહેબ, આ ઘોંઘાટમાં કામ જ થતું નથી માટે શાંતિ રખાવો તો ઠીક."

કેટલાક અવાજો ગણાવું? આ ભાનુને હું ઓળખતો હતો. તે ખરેખર સારો વિદ્યાર્થી હતો છતાં આજે તેની સામે ફરિયાદ કેમ થાય છે? આ નર્મદ અને આ રમુ બધાય મારી શાળામાં હુશિયાર વિદ્યાર્થીઓ ગણાય છે, છતાં અહીં આટલી બધી મદદ શા માટે લીધા કરે છે? આ લલિત અને વિનુ મારા વર્ગના વ્યવસ્થાપ્રિય વિદ્યાર્થીઓ છે છતાં આજે તેઓ જ કેમ અવ્યવસ્થા ઉભી કરે છે? આ રમુ અને કનુ તો અત્યંત વિનીત વિદ્યાર્થીઓ, છતાં આજે તેઓ જ મારી મશ્કરી કેમ કરે છે? આવા અનેક વિચારો મારા મનમાં ઘોળાવા લાગ્યા. આજનો અનુભવ તો ભારે પડે છે! એક વિચારને જાણવા માટે પૂરતો અવકાશ મળતો નથી ત્યાં તો બીજો વિચાર આવીને ઉભો જ છે. અને તેના ઉપર ભાગ્યે જ પાંચ મિનિટ આપી શકું ત્યાં તો ત્રીજો હાજર! અને આ વિચારો પણ કેવા? એક પછી એકને મારે તેવા! મારી મુંઝવણમાં વધારો થયા જ કરતો હતો. મારું જ્ઞાન ઓસરી જતું હતું. મારું શિક્ષણશાસ્ત્ર ક્યાંયએ સંતાઈ જતું હતું અને પ્રેમ તથા દયાની મારી તિજોરી નવીન વિચારણા માગી રહી હતી. આવી પરિસ્થિતિમાં શું કરવું અને શું ન કરવું તેનો નિર્ણય અત્યંત કઠિન થઈ પડતો હતો.

હરભાઈ.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ: પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નરસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી).


વર્ષ ૩ જું
૧૯૨૯

અંક ૬ ઠ્ઠો
જુન



:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ


આ કરી નાખું અને તે કરી નાખું એમ હજાર ઘોડે ચડવાનાં પ્રલોભનો મળ્યા જ કરે તેવો આ જમાનો છે. પરંતુ માણસે પોતાની શક્તિઓ અને મર્યાદાઓનો વિચાર કરવો જ જોઇએ. ગજા ઉપરવટનું કામ હાથ ધરવાથી બધું બગડે છે. અનેક ઠેકાણે બાથો ભરવાથી બધી બાથો શિથિલ થાય છે. શક્તિઓ સમજીને કામ હાથ ધરવામાં માલ છે. એક કામને હાથ ધરી, તેને વળગી રહી તેને જ પાર પાડવામાં સાચું ડહાપણ છે.

[illegible] स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
[illegible]
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# વિદ્યાર્થી ગૃહપતિ

છાત્રાલયના ગૃહપતિ માટે સૌથી વધારે મુંઝવનારો કોઈ પ્રશ્ન હોય તો તે વિદ્યાર્થીઓના સહકારનો હોય છે. ગૃહપતિ પોતે ખૂબ ભાવનાશીલ હોય, મહેનતુ હોય, પોતાના છાત્રાલય માટે પ્રાણ આપવા તૈયાર હોય, વિદ્યાર્થીઓ તરફ પ્રેમ અને મમતવાળો હોય છતાંયે પોતાના કામમાં પોતાના વિદ્યાર્થીઓનો સહકાર મેળવવો એ તેને માટે વિકટમાં વિકટ કામ થઈ પડે છે. છાત્રાલય સુધારણાની ધગશ રાખીને, વિદ્યાર્થીઓના હિતાહિતના ઊંડો વિચાર કરીને તે અમુક અમુક યોજનાઓ વિચારે છે; પણ તેને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરે કે તુરત જ મોટા અને સમજુ ગણાતા વિદ્યાર્થીઓ જ તેનો વિરોધ કરે છે અને કામને સળ પડવા દેતા નથી. ગૃહપતિ તેમને અનેક દૃષ્ટિથી સમજાવે છે, પોતે જોખમ ખેડવા તૈયાર થાય છે પરંતુ વિદ્યાર્થીઓનો સહકાર દુર્લભ થઈ પડે છે.

છાત્રાલયના ગૃહપતિ માટે આવા પ્રસંગોનાં દૃષ્ટાંતો ટાંકવાની જરૂર નથી. હરહમેશ એક યા બીજી રીતે આવા પ્રકારની મુંઝવણો ગૃહપતિના જીવનમાં ઉભી થયા જ કરે છે.

આ મુંઝવણો મટાડવા માટેનું અને વિદ્યાર્થીઓનો સાચો સહકાર સાધવા માટેનું એક ઉત્તમ સાધન તે વિદ્યાર્થીગૃહપતિની પ્રથા છે. વિદ્યાર્થીઓ ગૃહપતિને સહકાર નથી આપતા તેનું કારણ તેઓ ગૃહપતિના કામમાં પથરો નાખવા માગે છે, અથવા તો છાત્રાલયમાં તોફાન મચાવવા ઇચ્છે છે તેમ નથી; તેનું ખરું કારણ તો વિદ્યાર્થીઓને છાત્રાલયના કામની ગંભીરતાનું પૂરું ભાન હોતું નથી અને તેવા કામ માટેની પોતાની જવાબદારીઓ શી શી છે, તેની કલ્પના હોતી નથી તે છે. મોટી ઉંમરના વિદ્યાર્થીઓ ગૃહપતિની યોજનાઓનો પોતાની બુદ્ધિથી વિચાર તો કરી જ શકે છે; પરંતુ એ વિચારની પાછળ અનુભવ કે જવાબદારીનું બળ નથી હોતું તેથી સહકાર આપવા જેટલી વૃત્તિ કે સામર્થ્ય કેળવી નથી શકતા. આવું સામર્થ્ય કેળવવા માટે વિદ્યાર્થીઓને તેની તાલીમ માટેના અવકાશો આપવા જોઈએ. આવા અવકાશો તેમને માથે જવાબદારીનાં કામો મૂકવાથી જ આપી શકાય છે.

પંદર દિવસે અથવા તો મહિને દિવસે એક કે બે દિવસ છાત્રાલયના એકાદ મોટા વિદ્યાર્થીને અથવા તો બે મોટા વિદ્યાર્થીઓને ગૃહપતિપદે

મૂકવા. એ દિવસો દરમ્યાન વિદ્યાર્થીને ગૃહપતિની કુલ્લકુલ્લાં સત્તા આપવી. પ્રસંગત ગૃહપતિને જે જે મર્યાદાઓ હોય એ તો તેણે સ્વીકારવાની જ. પરંતુ ગૃહપતિપદે બેસાર્યા પછી તેના કામમાં જરાય દખલગીરી ન જોઇએ. આમ વારા ફરતી છાત્રાલયની જવાબદારી સમજી શકે તેવા વિદ્યાર્થીઓને ગૃહપતિ-પદે મૂકયા કરવા કે જેથી ગૃહપતિના કામની ગંભીરતાનો અને જવાબદારીનો ખ્યાલ તેમને આવ્યા કરે.

ગૃહપતિના કામની તાલીમ પામેલા આવા વિદ્યાર્થીઓ ખરે ટાણે ગૃહપતિની પડખે ઉભા રહેવામાં પછી જરાય પાછા પડતા નથી. ગૃહપતિના કામની તાલીમ પામેલા આવા વિદ્યાર્થીઓ ગૃહપતિને સહકાર આપવો એ પોતાનો ધર્મ સમજે છે; અને એમ ગૃહપતિનુ કામ વિદ્યાર્થીઓના સહકારથી વધારે સરળ અને દીપે તેવું થાય છે.

હરભાઇ.

## ઘટતી જતી તાકાત

જ્યારે જ્યારે જૂના વિદ્યાર્થીઓ અમારા છાત્રાલયમાં આવે છે ત્યારે ત્યારે એક ટીકા તો જરૂર કરે જ છે: " અમે હતા ત્યારે છોકરાઓમાં જે તાકાત હતી તે હવે દેખાતી નથી." આ ટીકા જ્યારે જ્યારે હું સાંભળું છું ત્યારે ત્યારે મારા મનમાંથી અનેક પ્રકારના વિચારો પસાર થઇ જાય છે.

જૂના વિદ્યાર્થીઓની વાત હકીકતની દૃષ્ટિએ સાચી લાગે છે: નવા વિદ્યાર્થીઓમાં શરીરની, બુદ્ધિની અને હૃદયની તાકાત જૂના વિદ્યાર્થીઓની સાથે સરખાવતાં પ્રમાણમાં ઘટતી જતી તો દેખાય છે. એક તરફથી નવી પ્રજા વધારે તાકાતવાળી બને તેવા મનોરથો સેવાય છે અને પ્રયત્નો થાય છે, ત્યારે બીજી તરફથી હકીકત કંઇક અન્ય વસ્તુસ્થિતિનું દર્શન કરાવે છે!

આ છે શું ?

નવી પેઢીની તાકાત વધવાની જ છે તેમાં તો શંકા નથી. યોગ્ય અવકાશ આપવામાં આવે તો ભૂતકાળના કરતાં વર્તમાન જેટલો ઉજળો દેખાય છે તેથીયે વધારે ઉજળો ભવિષ્યકાળ બનવાનો. તેવો અવકાશ જેટલો ઓછો તેટલું પરિણામ વધારે ખરાબ.

આવી ઘટતી જતી તાકાતનાં કારણો તપાસીએ.

પરપ્રજાની સ્વાર્થાંધતાને લીધે દેશમાં ગરીબી દિન પ્રતિદિન વધતી જ જાય છે. ગઇ કાલે આપણો દેશ સમૃદ્ધ હતો તેટલો આજે નથી; અને આજે

જેટલો છે તેટલો આવતી કાલે રહેશે કે કેમ તે શંકા છે. સમસ્ત પ્રજાનું લોહી એક યા બીજા છિદ્ર વાટે ચૂસાયે જ જાય છે. હીનસત્ત્વ પ્રજા દિવસે દિવસે વધારે ને વધારે હીનદીન બનતી જાય છે. આ પરિસ્થિતિનું પરિણામ ઉછરતી પ્રજાને સોસવું પડે છે. ગરીબીમાં વધારે ને વધારે ડૂબતાં જતાં માબાપો પોતાનાં બાળકોને પૂરૂં પોષણ પણ આપી શકતાં નથી. એકાદ મોટા કુટુમ્બમાં તો બાળક દીઠ રોજનું પાશેર દૂધ કે એ ભાર ઘી મળવાનાં પણ સાંસાં હોય છે. આ દરિદ્ર સમાજનાં જ બાળકો આપણાં છાત્રાલયોમાં પણ આવે છે. છાત્રાલયના સંચાલકો માસિક ફી ગમે તેટલી ઓછી રાખે તો પણ આપણા ગરીબ સમાજને જરૂરી તેટલા પૈસા પોતાના બાળક ઉપર ખર્ચ કરવાને મળતા નથી હોતા. કેટલાંક છાત્રાલયો માસિક સાત આઠ કે દસ રૂપીઆ લે છે તો કેટલાંક છાત્રાલયો ભોજનખર્ચને વિદ્યાર્થીઓ વચ્ચે ફાળે પડતો વહેંચી દેવાની પ્રથા ચલાવે છે. જ્યાં ખર્ચ કરતાં ઓછા પૈસા લેવામાં આવે છે ત્યાં ગૃહપતિની દૃષ્ટિ કરકસર કરતાં લોભ તરફ વધારે રહેતી જણાય છે. જ્યાં ભાગે પડતો ફાળો વહેંચી દેવાની પ્રથા હોય છે ત્યાં ખુદ વિદ્યાર્થીઓ જ કંજુસાઈ કરતા માલૂમ પડે છે.

આ બધાનું પરિણામ એ આવે છે કે વિદ્યાર્થીઓને પોષક તત્ત્વો જોઈએ તેટલા પ્રમાણમાં મળતાં જ નથી. તેમનાં શરીર દિન પ્રતિદિન તાકાત વિનાનાં બનતાં જાય છે. જુવાનીના જોસમાં આપણને નરી આંખે કદાચ આ વસ્તુસ્થિતિ ન દેખાય; પરંતુ પરિણામ ઘણું જ ગંભીર આવે છે તેમાં તો બે મત નથી જ.

જુવાન શરીરને પૂરતાં પોષક તત્ત્વો નથી મળતાં એ તાકાત ઘટવાનું એક કારણ.

બીજું તેવું જ કારણ તે આજની આપણા સમાજની અનારોગ્ય ટેવો છે. સામાન્ય રીતે જે હવાપાણી અને વાતાવરણ માણસના લોહીને શુદ્ધ રાખે અને શોષક તત્ત્વોના અવરજવરથી મલિન તત્ત્વોના હુમલામાંથી બચાવી લે તેવાં હવાપાણી કે વાતાવરણ આજે આપણને દુર્લભ થઈ ગયાં છે. આપણાં આજનાં છાત્રાલયો પણ તેમાંથી બચ્યાં નથી. પછી તો જુવાન શરીરની ગમે તેટલી માવજત રાખવામાં આવે તો પણ તે કોઈ પણ વસ્તુનો લાભ ઉઠાવી શકે જ નહિ. આનું પરિણામ આપણી મહેનત કે કાળજીનું પાણી અને વિદ્યાર્થીઓની અવદશા.

ઘટતી જતી તાકાતનું બીજું એવું જ કારણ તે આજની કેળવણીના ક્રમમાં દેખાતી અસમાનતા છે. કોઇ ઠેકાણે શરીરની ઉપેક્ષાએ બુદ્ધિને પોષવામાં આવે છે તો કોઈ ઠેકાણે બુદ્ધિને અવગણી શરીરને જ માત્ર પોષવામાં આવે છે. આવી અસમાનતા જુવાનના કોઈ પણ એક અંગને બીજાના ભોગે રાશક્ત બનાવવાના મિથ્યા પ્રયત્નો કર્યા જ કરે છે. પરિણામે એક અંગ રાક્ષસી બને છે અને બીજાં હીજરાય છે. આવી પરિસ્થિતિમાં પણ જુવાન દુનિયાની તાકાત ઘટતી જતી દેખાય તો તેમાં નવાઇ નહિ.

આવું જ મહત્ત્વનું બીજું એક કારણ તે આજની શાળાઓ છે. આજની શાળાઓનો ક્રમ, શિક્ષણની પદ્ધતિઓ, શિક્ષણના વિષયો, પરિણામદર્શી દૃષ્ટિ વગેરે એવી રીતે યોજાએલાં છે કે જેને લીધે વિદ્યાર્થીની તાકાત હરહમેશ ઘટતી જ રહે. આપણે છાત્રાલય ચલાવનારાઓ આ વસ્તુસ્થિતિથી અજ્ઞાત નથી. છાત્રાલયમાં જુવાનોની શારીરિક યા માનસિક કોઇ પણ પ્રકારની તાકાત વધારવા માટેના આપણે જેટલા જેટલા પ્રયત્નો કરીએ છીએ તે બધાયની આડે હમેશાં શાળા આવીને ઉભી જ હોય છે! આપણે બરાબર જાણીએ છીએ કે આપણા માર્ગમાંથી જો આ શાળા કંટકને ખસેડી લેવામાં આવે તો આજના આપણા વિદ્યાર્થીઓનો રંગ આપણે કંઇ ઓર બતાવી શકીએ. આપણા બધા પ્રયત્નો શાળાનાં બંધનોથી હમેશાં બંધાયેલા જ રહેતા હોય છે. આપણી એવી પણ માન્યતા છે કે જુવાન વિદ્યાર્થીને વિકસવા દેવો હોય તો શાળાનાં બેહૂદા બંધનોમાંથી તેને છોડાવ્યે જ છૂટકો છે. આવી માન્યતાને કારણે જ આપણે આપણી પોતાની શાળાઓ ચલાવવા હમેશાં તત્પર છીએ અને જેને જેને સંયોગો અનુકૂળ થઇ ગયા છે તેઓએ પોતાની શાળાઓ ક્યારની શરૂ પણ કરી દીધેલી છે.

ઘટતી જતી તાકાતનાં આવાં કારણોમાં આપણી આજની સામાજીક પરિસ્થિતિને પણ એક કારણ ગણી શકાય. બાળલગ્નો, વૃદ્ધલગ્નો, નાની ઉંમરમાં પડતો કુટુમ્બનો બોજો વગેરેને લીધે આજનો જુવાન કાં તો જન્મથી જ નિર્માલ્ય અને પ્રાણહીન હોય છે, અને કાં તો સમાજની ચક્કીમાંથી વહેલામાં વહેલો દળાઇ જઇને પ્રાણહીન બની જાય છે. આજનું સામાન્ય મરણપ્રમાણ અને ખાસ કરીને બાળમરણનું પ્રમાણ જોતાં આપણને આ સત્યનું ભાન થયા વિના રહે નહિ. આપણાં છાત્રાલયોમાં જે ઉંમરના વિદ્યાર્થીઓ આવે છે તે ઉંમરનું મરણપ્રમાણ પણ ચોંકાવનારૂં છે. બીજ-

જવાબદાર અને અણસમજુ સમાજ હજી પણ ચેતતો નથી અને પોતાની મૂર્ખાઇમાં વધારો કર્યે જ જાય છે!

વધતી જતી જાતીય બદીઓ પણ તાકાત ઘટવાનું એક મહત્ત્વનું કારણ છે. જાતીય જ્ઞાન તરફ આપણા આજના સમાજની બેદરકારી અને તે વિષયમાં ચલાવવામાં આવતાં જૂઠાણાં છેક જ નાનપણથી બાળકનામાં જાતીય બદીનાં ઝેર રેડે છે. આપણાં છાત્રાલયોમાં આજે જે વિદ્યાર્થીઓ આવે છે તેમના ચહેરા તરફ નજર નાખતાં વેંત જ આપણને વહેમ જાય છે કે રખેને બિચારો જાતીય બદીમાં ફસાયો હોય! અને ખરેખર સહેજ ઉંડા ઉતરીને તપાસ કરતાં માલુમ પડે છે કે કાં તો તે જાતીય બદીમાં ફસાયેલો જ હોય છે અને કાં તો તૈયારીમાં હોય છે.

આજની વિદ્યાર્થીઓની ઘટતી જતી તાકાતનાં મોટાં મોટાં કારણો આપણે તપાસ્યાં. સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારને કે વિચાર કરનારને આવાં અનેક બીજાં કારણો હાથ લાગે તેમ છે. ભાવિ પ્રજા વધારે સુદૃઢ થાય, વધારે બળવાન થાય, વધારે વીર્યવાન થાય એવા આપણા મનોરથો હોય, ભાવિ પ્રજાને આ તાકાતના ઘસારામાંથી બચાવી લેવી એ આપણે આપણો ધર્મ સમજતા હોઇએ તો ઉપર ગણાવેલાં કારણોને હરકોઇ પ્રયત્ને નાબૂદ કરવા આપણે હવે કટીબદ્ધ થવું જોઇએ.

**હરભાઇ.**

## આટલી બધી જોહુકમી!

મોહનઃ "દોસ્ત નાનુ, તું તો કોઇ દિવસ દેખાતો જ નથી. મળવું હોય તો મારે તારી પાસે આવવું પડે છે; પણ તું તો આવતો જ નથી."

નાનાલાલઃ "તને મળવા આવવાની મારી ઇચ્છા તો ખૂબ થાય છે પણ શું કરું? અમારા છાત્રાલયમાંથી રજા લીધા વિના બહાર જવાય જ નહિ તેવો કડક નિયમ છે."

મોહનઃ "તેમાં શો વાંધો છે? નિયમ હોય તો તે પ્રમાણે વર્તવું. રજા લઇને આવવું."

નાનાલાલઃ "તને એ નહિ સમજાય. રજા લેવા જવું એ જ એક શિક્ષા છે."

મોહનઃ "કેમ?"

નાનાલાલઃ "રજા લેવા જઇએ એટલે કારણો પૂછી પૂછીને જીવ લઇ જાય. અને એટલેથી જ કંઇ છૂટકો છે? આખરે સાહેબ હુકમ કાઢે કે અત્યારે નહિ જવાય."

મોહનઃ "પણ રવિવારની રજામાં તો આવી શકાય ને? તું તો રવિવારે પણ દેખાતો નથી!"

નાનાલાલઃ "તે દિવસે વળી છાત્રાલયનાં કામકાજ ન નીકળે? છાત્રાલયનાં કામ કરવાં એ તો વિદ્યાર્થીઓનો ધર્મ કહેવાય! ધર્મકૃત્ય છોડીને બહાર ભટકવા જવાતું હોય?"

મોહનઃ "તારી તો બહુ બુરી દશા જણાય છે. અમારા છાત્રાલયમાં તો એવું કશું જ નથી. ત્યારે નાટક સિનેમા જોવા જવાની તો સદંતર બંધી જ હશે ના?"

નાનાલાલઃ "અરે નાટક સિનેમાની શા માટે વાત કરે છે? ગામમાં સગા સંબંધી આવ્યા હોય તો મળવા જવાં માટે પણ નવનેજાં પાણી ચડાવવાં પડે!"

મોહનઃ "તે તમારા ગૃહપતિની આટલી બધી જોહુકમી? એમને માથે કોઇ સત્તા છે કે નહિ?"

નાનાલાલઃ "કોને ખબર કોની સત્તા ચાલે છે. અને ઉપરીઓને ઉધુંચત્તું સમજાવી દેતાં વાર કેટલી? અમારે તો ગૃહપતિની જોહુકમીનો પાર જ નથી. કેટકેટલા દાખલા આપું?"

મોહનઃ "નશીબ તમારાં!"

૨

રામભાઇઃ "કાં હરિભાઇ, ગૃહપતિનું કામ તો ફાવે છે કે?"

હરિભાઇઃ "કામ ફાવવામાં તો કશો વાંધો નથી. શિક્ષકના કામ કરતાં આ કામ મારી પ્રકૃતિને વધારે અનુકૂળ છે. અહીં વિદ્યાર્થીઓ સાથે ચોવીશે કલાક રહેવામાં જે આનંદ અને ઉત્સાહ મળે છે તે બીજે ક્યાંઇએ મળવાં મુશ્કેલ. પણ..."

રામભાઇઃ "પણ શું વળી? બોલોને; અટકી કેમ ગયા?"

હરિભાઇઃ "શું બોલું? મારો એકેય વિચાર અહીં હું પાર પાડી શકું તેમ નથી."

રામભાઇઃ "કાં? અહીં તમારી કોણ આડે આવે છે? ગૃહપતિ તરીકે તમે ફુલફુલાં સત્તાવાળા છો. વિદ્યાર્થીઓ પણ મજાના છે. તમે તેમને ચાહો

છો અને તેઓ તમારા ઉપર ખૂબ પ્રેમ રાખતા જણાય છે. પછી શો વાંધો છે ? હવે દોડાવોને તમારા કલ્પનાના ઘોડા અને કરોને મનમાન્યા પ્રયોગો !"

હરિભાઇ: "અરે ભાઇ, મેં કહ્યું નહિ કે એમાંના કશાને અહીં અવકાશ જ નથી !"

રામભાઇ: "પણ શા માટે ?"

હરિભાઇ: "શા માટે શું ? સક્રેટરી સાહેબની જોહુકમી બહુ ભારે છે."

રામભાઇ: "એટલે ? સેક્રેટરી છોટુભાઇ તો બહુ મજાના માણસ છે. તમને રાખ્યા તે પહેલાં તો ખૂબ મોટી મોટી વાતો કરતા હતા અને હવે શું થઇ ગયુ ?

હરિભાઇ: "કંઇ નથી થઇ ગયું. હજી પણ મોટી મોટી વાતો તો કરે જ છે !"

રામભાઇ: "ત્યારે તમને ક્યાં વાંધો છે ?"

હરિભાઇ: "વાંધો ? વાંધા તો અનેક છે. પોતે સમજે નહિ અને પોતાનું નાકું છોડે નહિ."

રામભાઇ: "તે તમે સમજાવોને ? તમારી બુદ્ધિશક્તિનો ઉપયોગ ત્યાં કેમ નથી કરતા ?"

હરિભાઇ: "કરી જોયો, ખૂબ કરી જોયો. એમાં કાંઇ વળે તેમ નથી લાગતું."

રામભાઇ: "પણ તમને ક્યાં આડા આવે છે એ તો સમજાવો."

હરિભાઇ: "ક્યાં શું ? જુઓ; વિદ્યાર્થીઓને કંઇ છૂટ આપવી હોય તો એક વાંધો, તેમને મુસાફરીએ લઇ જવા હોય તો વળી બીજો વાંધો; વિદ્યાર્થીઓની કંઇ સભાઓ યોજવી હોય તો એક પ્રકારની બીક અને તેમને કોઇ સમાજસેવાના કે રાષ્ટ્રસેવાના કામે મોકલવા હોય તો બીજા પ્રકારની બીક. બોલો શું શું ગણાવું ?"

રામભાઇ: "પણ તમે એવી મોટી ફલાંગો કાં મારો ? નાનેથી શરૂઆત કરો તો ?"

હરિભાઇ: "ત્યાં પણ જોહુકમી ક્યાં ઓછી છે ? વિદ્યાર્થીઓના ખોરાકમાં વિવિધતા આણવા માટે થોડા ઘણા ફેરફાર કરવા માગું તો તેમાં પણ આડા. કશું સમજે જ ત્યારે કે ?"

રામભાઈ: "બીજાના પ્રશ્નમાં આડા આવે છે? કેશુભાઈને મને મળવા દો. આટલી બધી જોહુકમી તે હોય? એમની બધી બડાશો ક્યાં સંતાઈ ગઈ?"

હરિભાઈ: "હવે તો કંટાળ્યો છું. હવે તો આ કામ છોડવા માગું છું."

રામભાઈ: "ના ના, મને જરા પ્રયત્ન કરી લેવા દો. આટલી બધી જોહુકમી ન જ ચલાવી લેવાય. થોડા દિવસ વધારે રાહ જુઓ."

હરિભાઈ: "ભલે, જોઉં છું."

૩

કનુભાઈ: "અમુભાઈ, તમે સેવાનાં કામો શોધ્યા વિના તો રહેવાના જ નહિ, ખરું ને? હમણાં વળી જ્ઞાતિમંડળ સાથે કેળવણીની દુનિયામાં પણ પ્રવેશ કરી સેવાનું ક્ષેત્ર વધાર્યું! ધન્યવાદ."

અમુભાઈ: "ધન્યવાદ આપવામાં ઉતાવળા ન થાઓ. કદાચ લીધેલું કામ છોડવું પણ પડે."

કનુભાઈ: "અરે, આ શું બોલો છો? આખી વ્યવસ્થાપક સમિતિએ તમને એક મતે સેક્રેટરી ચૂંટ્યા છે. વળી તમારા હાથમાં ફુલફુલ સત્તા પણ આપવામાં આવી છે. તમે પોતે આવા કામ માટે ખૂબ ઉત્સાહ પણ ધરાવો છો. તમારે આ સેક્રેટરીનું કામ આટલા ગણ્યાગાંઠ્યા દિવસોમાં જ છોડવું પડે એવું તે બને જ કેમ!"

અમુભાઈ: "બને ભાઈ બને! સેવાનાં કામો બહુ કપરાં છે. મને થોડા જ દિવસમાં જણાઈ આવ્યું છે કે આવા સેવાના કાર્ય માટે હું નાલાયક છું."

કનુભાઈ: "અમુભાઈ, તમે આ શું બોલો છો? તમે જો આ કામ માટે નાલાયક, તો પછી આપણી જ્ઞાતિમાંથી હવે બીજું કયું રત્ન શોધવા જવું? ભાઈસાહેબ, એ તો તમારી નમ્રતા બોલાવે છે. હું પોતે પણ વ્યવસ્થાપક સમિતિનો સભ્ય જ છું ને? મારો એવો ચોક્કસ અભિપ્રાય છે કે તમારા વિના આવું કામ ઓનરરી કોઈ પણ કરી શકવાનું નથી."

અમુભાઈ: "કનુભાઈ, વાત બહુ ઊંડી છે. એક બે દિવસમાં જ મારા માટે આ પ્રશ્ન આકરો થઈ પડ્યો છે. સેક્રેટરીનું કામ વહેલી તકે છોડવું જ એવો મત વધારે દૃઢ થતો જાય છે."

કનુભાઇ: " પણ મને કંઇ-કારણ કહેશો ? હું તો તમારો અંગત મિત્ર છું તે મને તો કહો ? "

અમુભાઇ: " આ તમારા ટ્રસ્ટી લોકોની જોહુકમી મારાથી નથી સહન થતી. એક તરફથી સેવાભાવના મને વધારે ને વધારે મહેનત કરવા પ્રેરે છે ત્યારે બીજી તરફથી મારું સ્વમાન ઘવાતું મારાથી સહન જ નથી થતું. ત્યારે મુંઝવણ ! "

કનુભાઇ: " શી જોહુકમી ? કંઇક કહો તો ખરા. "

અમુભાઇ: " શું વાત કહું ? તે લોકોના હાથમાં પૈસા મૂક્યા એટલે જાણે કે તેમની ઇચ્છા પ્રમાણે જ તે વપરાય ! હા, જ્યાં જ્યાં અયોગ્ય ખર્ચ થતું દેખાય ત્યાં ત્યાં તેઓ જરૂર અમને રોકે. વળી જ્યાં સલાહ આપવા જેવું હોય ત્યાં વ્યાજબી સલાહ, પણ આપે. પરંતુ કેળવણીના કામનું કશું પણ જાણે નહિ અને જ્યાં ને ત્યાં માથું માર્યા જ કરે, એ તે કેમ સહન થાય ? કેળવણીના કામમાં કરકસરને જરૂર સ્થાન છે. પણ કંજુસાઇને તો નહિ જ. અને આ લોકો તો કંજુસાઇને વશ થઇ નાનાં નાનાં કામોમાં પણ દખલગીરી કર્યા જ કરે છે. માત્ર દખલગીરી નહિ પરંતુ તેમની રજા સિવાય મંજુર થયેલી રકમ પણ વપરાય નહિ. આટલી બધી જોહુકમી ! હું આ સહન ન જ કરી શકું. "

કનુભાઇ: " પણ એ તો બધું ધીમેધીમે ઠેકાણે આવી જશે. સંસ્થાને નવેસરથી રચવી છે. અમુક લોકો પોતાના ઘોડામાં તણાયે જાય તે તદ્દન સ્વાભાવિક છે. એ લોકોની દાનત તો શુદ્ધ છે અને ઇરાદો શુભ છે, તેમાં તો શંકા નથી. જરા ધીરજ રાખો ભાઇશા'બ ! "

અમુભાઇ: " તે લોકોની દાનત વિષે કે ઇરાદા વિષે મારે કશું જ કહેવાનું નથી. માટે જ કહું છું ને કે હું પોતે જ નાલાયક હોઇશ. આજે જ ધનજીભાઇ પાસે જવા ધારૂં છું. જોઉં છું શું થાય છે. "

કનુભાઇ: " હું પણ ત્રણે જણને મળવા ધારૂં છું. તમને કામ છોડવા નથી દેવું એ ચોક્કસ. "

૪

વાલજીભાઇ: " કાં ધનજીભાઇ, આપણે પેલા છોકરાઓને મુસાફરીએ લઇ જવાની દરખાસ્ત માસ્તર લાવ્યા છે તેનો શો વિચાર કર્યો ? "

ધનજીભાઇ: "વિચાર શો હોય વળી? આ ખરે તડકે બહાર રખડવા મોકલીને છોકરાઓને માંદા પાડવા છે? અને રખડવા પાછળ આટલા બધા પૈસા તે શાના ખરચાય? પંદર સો રૂપીઆ! હું તો નાજ કહું છું."

વાલજીભાઇ: "પણ માસ્તર વાંસે લાગ્યા છે અને આપણા સેક્રેટરી સાહેબ અમુભાઇ તો ખૂબ જ આગ્રહ કરે છે."

ધનજીભાઇ: "સાચી વાત કહું? મારે હવે આ તમારી બોર્ડિંગના ટ્રસ્ટી નથી રહેવું ભાઇશા'બ!"

વાલજીભાઇ: "કાં વળી? શું થયું? આટલા આટલા પૈસા તમે પોતે આપો છો; તમારી લાગવગથી બીજા હજારો આવે છે. એ બધા તમારા વિશ્વાસથીજ આપે છે ને! તમે ટ્રસ્ટી મટી જાઓ તો પછી પાછળ દીવાળું!"

ધનજીભાઇ: "ના ભાઇ, એમ શા માટે? કોઇનું કંઇ અધવચ અટક્યું છે? નળીનાં ગાડાં નળમાં રહ્યાં જાણ્યાં છે? હું નહિ તો બીજા અનેક. સારા કામમાં કોણ નહિ પડે?"

વાલજીભાઇ: "અરે, એમ તે હોય? પણ તમને શો વાંધો પડ્યો એ તો કહો?"

ધનજીભાઇ: "વાંધો શું ભાઇશા'બ? આ તો જુલમ છે જુલમ! ગાંઠનું ગોપીચંદન વાપરી કામ કરવું તેમાંયે કંઇ સુખ છે?"

વાલજીભાઇ: "પણ શું થયું એ તો કહો."

ધનજીભાઇ: "આ હું પોતે પૈસા ભરૂં; બીજાને શરમાવીને ભરાવું; વ્યવસ્થા સારી રહે માટે ટ્રસ્ટી થાઉં; ધંધામાંથી વખત મેળવીને પણ કામ કરૂં, ત્યારે તમારા સેક્રેટરી અને કમિટીના મેમ્બર સાહેબો મને જોહુકમી-વાળો કહે! જોહુકમી તે મારી કે તેમની? મારે આ કાળા હાથ નથી કરવા."

વાલજીભાઇ: "આપણે કંઇ વાંધા પડ્યા હોય તો કમિટી બોલાવીએ અને વાત રજુ કરીએ."

ધનજીભાઇ: "મારે કશું જ કરવું નથી. કમિટીબમિટી બધું તમે જાણો. પેલો આજકાલનો કનૈયાલાલ, કાલે આવીને કંઇ બોલી ગયો છે જે? એવા બે બદામના જુવાનીયાઓ પાસે મારે હલકા નથી પડવું. એવા આજ કાલના છોકરાની આટલી બધી જોહુકમી?"

હરભાઇ.

## ધડો

લીંબડી જૈન વિદ્યાર્થિભવનના વિદ્યાર્થીઓ ગયા ઉનાળાના વેકેશનમાં કાઠિયાવાડની મુસાફરીએ નીકળેલા ફરતા ફરતા તેઓ તળાજા જઇ પહોંચ્યા. તળાજામાં કોઇ ગૃહસ્થ તે જ દિવસે સંઘ જમાડતા હશે એટલે આ વિદ્યાર્થીઓને પણ તેમણે નિમંત્ર્યા. આ મેળાવડામાં કંઇક એવું બનવા પામ્યું કે જેને પરિણામે નાના નાના વિદ્યાર્થીઓને માર પડ્યો. આ આખી પરિસ્થિતિ ઉપર એક જાણકાર ભાઇએ એક મોટો લેખ લખી મોકલ્યો છે. એ લેખમાં તળાજાના સંઘને આવા કૃત્ય માટે જવાબદાર ગણી ઠપકો આપ્યો છે; લીંબડી વિદ્યાર્થિભવનના ગૃહપતિને વિદ્યાર્થીઓને તેવા વર્ગમાં જમવા લઇ જવા બદલ ઉધડા લીધા છે; આપણા આજના નાતવર્ગોને સખ્તમાં સખ્ત ભાષામાં વખોડી કાઢ્યા છે અને આપણો સમાજ આ બધું ઠંડે કલેજે જોઇ શકે છે અને સહન કરી શકે છે, માટે તેમની ધૂળ કાઢી છે! એ અહીં આપ્યું નથી.

તળાજાનો પ્રસંગ બન્યા પછી લીંબડીના તમામ વિદ્યાર્થીઓ અમારા મહેમાન થઇ ગયા હતા. તેમના ગૃહપતિ ભાઇ દલપતરામ પણ અમારે ત્યાં રહી ગયા. ભાઇ દલપતરામને હું લાંબા વખતથી ઓળખું છું. તેમના છાત્રાલયમાં જઇને તેમનું ચાલતું કામ મેં જોએલું છે. ને ભાઇ એક સુંદર ગૃહપતિ છે. આદર્શો માટે તનતોડ મહેનત કરનારા છે. વિદ્યાર્થીઓ તરફની તેમની વૃત્તિ અનુકરણીય છે, તેમના મ્હોંએથી પણ મેં આ કિસ્સો સાંભળ્યો. તેમના કથનમાં અવિશ્વાસ મૂકવાનું મને કશું જ કારણ નથી મળ્યું.

મારી પાસે પડેલા લેખ ઉપરથી અને ભાઇ દલપતરામ તથા તેમના સાથીઓની વાતચીત ઉપરથી હું એટલું તો અનુમાન જરૂર કાઢી શક્યો છું કે તળાજાના સમજુ શહેરીઓએ વસ્તુસ્થિતિને હાથ ધરવામાં કંઇક ભૂલ કરી છે. સમજુ અને ડાહ્યા ગણાતા માણસોએ ધાર્યું હોત તો ઉભી થએલી પરિસ્થિતિમાંથી બધાયને બચાવી લઇ શકત; અને નાહકનું વૈમનસ્ય ઉભું ન થાત.

એ ગમે તેમ હો. એ આખાયે પ્રસંગમાંથી આપણને છાત્રાલય ચલાવનારાઓને ભારે ધડો મળે તેમ છે.

એક તો એ કે સવાસો જેટલા વિદ્યાર્થીઓના મોટા ટોળાને એકી સાથે રાખીને મુસાફરી ઉપર નીકળવું તે ભારે પડે તેવું છે. આવડા મોટા

સમૂહને એકી સાથે પહોંચી વળવું બહુ ભારે પડે છે. જ્યાં મુકામ કરીએ છીએ ત્યાં આસપાસનાં સ્થળોનો લાભ લેવાને બદલે આપણા વખતનો ઘણો મોટો ભાગ ખાવાપીવાના અને વ્યવસ્થાના કામમાં જ જાય છે. તેમાં ભોગજોગે વિદ્યાર્થીઓ તરફ સહાનુભૂતિ રાખનાર કોઇ સખી ગૃહસ્થ મળી જાય અને તેમને ત્યાં જમવા જવાનું બની આવે તો મોટા સમૂહમાં ઉભી થતી મુશ્કેલીઓમાં આપણે થોડાકનો વધારો કરીએ છીએ. નાના નાના સ્વતંત્ર વિદ્યાર્થીઓને જાળવવા એ કેટલું વિકટ કાર્ય છે તે આપણાથી અજાણ્યું નથી. આપણા જેવા એ કામની પાછળ પડેલા લોકો પણ ઘણી વખત થાકી જઇએ છીએ તો પછી તદ્દન અપરિચિત તેવા સામાન્ય માણસો ધીરજ અને મીજાજ ખોઇ તળાજામાં બન્યું તેવું કરવા પ્રેરાય તો શી નવાઇ ?

બીજી વાત આપણે આપણા વિદ્યાર્થીઓને સ્વમાન સમજતા અને સાચવતા કરવાના છે, તે આપણે કદિ પણ ન ભૂલવું જોઇએ. કોણ જાણે કેમ પણ આજે એક એવી માન્યતા ઘર ઘાલી બેઠી છે કે બોર્ડિંગના વિદ્યાર્થીઓ એટલે અનાથ બાળકો ! બોર્ડિંગના વિદ્યાર્થીઓના સમૂહને દેખે એટલે મફતનું ખાનારા અને ગરીબીમાં સુનારા જ સમજે ! સમાજ પોતે આ ભ્રમણામાંથી ત્યારે જ છૂટે કે જ્યારે આપણા વિદ્યાર્થીઓ પોતાનું સ્વમાન સાચવતા થઇ જાય. આ કાર્યમાં આપણે ગૃહપતિઓએ તેમને મદદ કરવી જોઇએ. વિદ્યાર્થીઓ જ્યાં સુધી વિદ્યાર્થી અવસ્થામાં છે ત્યાં સુધી કોઇ પણ જ્ઞાતિવરામાં કે સંઘવરામાં તેને જમવા ન મોકલવા તે વધારે સારૂં છે, કોઇ પણ જ્ઞાતિની સસ્થાને પોતાની જ્ઞાતિના માણસોને આવા કામથી અળખામણા થવું ન પાલવે તેમ હોય તો તેમણે એટલો નિયમ તો અવશ્ય રાખવો કે જમણવાર છાત્રાલયને રસોડે થાય. આમ કરવાથી જમાડનારને અસંતોષ પામવાનું કારણ નહિ મળે અને વિદ્યાર્થીઓને માનભંગ થવાનો વખત નહિ આવે.

ત્રીજી એક વાત આપણે ધ્યાનમાં રાખવા જેવી એ છે કે આપણા વિદ્યાર્થીઓ એવા માયકાંગલા તો ન જ હોવા જોઇએ કે જ્યાં ત્યાંથી માર ખાઇને ઘેર આવે. આજે આપણે છાત્રાલયની પ્રતિષ્ઠાને બ્હાને, યા તો મોટેરાંઓની બીકને લીધે, યા તો સમાજ તરફ વધારે પડતી નમ્રતા દાખવવાના મોટેના કારણે એમ એક યા બીજા કારણે વિદ્યાર્થીઓ ઉપર ખોટું દબાણ કર્યા કરીએ છીએ. વખત આવતાં ગમે તેવી પરિસ્થિતિની સામે થઇ આત્મરક્ષણ કરવા જેટલી તાકાત પણ તેઓ ખોઇ બેઠા હોય છે. આને

માટે કોઇ પણ વધારે જવાબદાર હોય તો તે આપણે મોટેરાઓ છીએ. આપણા વિદ્યાર્થીઓ જેની તેની સાથે વાતવાતમાં લડી ન પડે તેટલો સંયમ તેમણે જરૂર કેળવ્યો હોય; આપણા વિદ્યાર્થીઓ કોઇ પણ સામાન્ય માણસના કરતાં વધારે સહનશીલ હોય તેટલી ધીરજ તેમણે જરૂર કેળવી હોય; નિર્બળ ઉપર ઘા કરવા કરતાં પોતે જ થોડું દુઃખ વેઠી લે તેટલું શૌર્ય તેમણે જરૂર મેળવ્યું હોય. પરંતુ વિના કારણ પોતે જ માર ખાઇ લે તેટલું બાયલાપણું તેમનામાં હરગીજ ન હોવું જોઇએ. આપણા વિદ્યાર્થીઓ અસાધારણ ઉશ્કેરણી વિના અને દેખીતા અન્યાય સિવાય કોઇના ઉપર ઘા ન કરે પરંતુ તેમની સામે આવનાર માણસ કોઇ બળવાન સમોવડીયાની સામે જાય છે તેટલું ભાન તેને થાય તેવું વર્તન તો જરૂર દાખવે. આટલી તાકાત અને આટલી કુનેહ આપણા વિદ્યાર્થીઓ કેળવે તો તળાજામાં બન્યો તેવો પ્રસંગ કદિ પણ બનવા ન પામે.

આટલો પાઠ તો આપણે ગૃહપતિઓને માટે. તળાજાના બનાવ ઉપરથી સામાન્ય સમાજને અથવા તો નાતવાળાઓને જે ધડો લેવાનો છે તે સંબંધે અહીં લખવાપણું ન હોય.

હરભાઇ.

## છાત્રો સાથે વાતો

### દાતણ કરવું

દાતણ કરવાનો પ્રશ્ન પણ ઘણી વખત આપણે ત્યાં અટપટું સ્વરૂપ પકડે છે. કેટલાક વિદ્યાર્થીઓને તો દાતણ કેમ કરવું તે પણ નથી આવડતું હોતું: જૈન જેવી કોમમાં તો દાતણની સામે ધર્મને નામે વાંધો નોંધાવવામાં આવતો પણ સાંભળ્યો છે! અને તેથી કેટલાક નાના વિદ્યાર્થીઓ માબાપ કે મોટેરાંની ઇચ્છાને વશ થઇ દાતણ નહિ કરતા માલુમ પણ પડ્યા છે.

છાત્રાલયોમાં વસતા વિદ્યાર્થીઓ દાતણની બાબતમાં ખૂબ બેદરકાર છે એ વાત તો આપણે સ્વીકારવી જ જોઇએ. અમે ગૃહપતિઓ દાતણની બાબતમાં દિન પ્રતિદિન ચીકણા થતા જઇએ છીએ, ત્યારે તમે વિદ્યાર્થીઓ તે બાબતમાં તેટલા જ બેદરકાર થતા જાઓ છો. કોઇ પણ છાત્રાલયમાં સવારના પહોરમાં જઇ ચડીએ તો દાતણ કરવાની બાબતમાં ખૂબ જ બેદરકારી જરૂર માલુમ પડવાની. કેટલાક વિદ્યાર્થીઓ દાતણ ચાવ્યા જ કરે, ચાવ્યા જ કરે અને ચવાતા ડૂચાને તોડી તોડીને ફગાવ્યા કરે! આખરે દાતણ ઠીક જ ચવાઇ જાય ત્યારે નાનકડો કટકો ફેંકી દે. તમારામાંના

બીજા કેટલાક વળી દાતણનો બરાબર કૂચો જ કરે નહિ. કેટલાક ઘસ્યું ન ઘસ્યું કરી ચીરીયાં કરી ફેંકી દે. કેટલાક મિત્રો થોડાક જ દાંતને ઘસે અને બાકીનાને અડે પણ નહિ. કેટલાક છાત્રો દાતણને બહારની સપાટી ઉપર જ ઘસે અને અંદર સ્પર્શ ન થવા દે. અંદર બહારથી બધાય દાંતને બરાબર સાફ કરનારા વિદ્યાર્થીઓ ખરેખર ઓછા છે એમ તમારે કબુલ કરવું જ જોઇએ. દાતણ થઇ રહ્યા પછી પાણીના કોગળા કરવાની બાબતમાં પણ એટલી જ અંધાધુંધી ચાલે છે. દાતણ થઇ રહ્યા પછી તમે અંદર અંદર મ્હોં સુધી જોશો તો તમને દેખાશે કે ઘણાના મ્હોંમાંથી દાતણની વાસ આવ્યા કરતી હોય છે. આનું કારણ બરાબર કોગળા નથી કર્યા હોતા તે હોય છે.

દાંતને આપણી તંદુરસ્તીના ચોકીદારો કહેવામાં આવ્યા છે; અને તે વાત સાવ સાચી છે. જેમ કોઇ ખજાનાના ચોકીદારોને નબળા અને બેદરકારીવાળા રાખવામાં આવે તો તે ખજાનો જરૂર લુંટાઇ જવાનો છે, તેમજ દાંતને આપણી બેદરકારીને લીધે નબળા રાખવામાં આવે તો આપણી તંદુરસ્તી જરૂર લુંટાઇ જવાની છે.

આપણી તંદુરસ્તીનો મોટો આધાર આપણા શરીરમાં થતા શુદ્ધ લોહી ઉપર છે. આ શુદ્ધ લોહી આપણે ખાધેલા ખોરાકમાંથી બને છે. આવા ખાધેલા ખોરાકમાંથી શુદ્ધ લોહી તો જ બની શકે જો તેને બરાબર ચાવીને રસ બનાવવામાં આવ્યો હોય. ખોરાકને ચાવીને રસ બનાવવાનું કામ દાંતનું છે. આમ આપણા શરીરમાં શુદ્ધ લોહીને પૂરૂં પાડનારા ખરી રીતે કહીએ તો આપણા દાંતો જ છે, અને એ ન્યાયે આપણા દાંતો આપણી તંદુરસ્તીના પોષક અને રક્ષક છે.

દાંતોનો આ મહિમા.

આ દાંતો સંબંધે તમે કેટલા બધા બેદરકાર છો તે હવે જરા વિચારો જોઇએ? એ બેદરકારીના કારણે જ તમે મોટે ભાગે અનેક પ્રકારની માંદગી વહોરી લેતા હશો.

નાનપણમાં ઉંમરના કારણે દાંત સ્વાભાવિક રીતે જ મજબૂત અને સ્વચ્છ હોય છે. પરંતુ દાંતને એની એ જ સ્વાભાવિક સ્થિતિમાં રાખવાના પ્રયત્નો કરવામાં ન આવે તો બહુ જ થોડા વખતમાં તેમાં સડો પેસે છે. ધીમે ધીમે દાંત નબળા કે પોલા થતા જાય છે, તેમાંથી લોહી પરુ વહેવા

લાગે છે, અવાળુ વારે વારે ચઢ્યા કરે છે. આવી સ્થિતિ પીડાનું દુઃખ તો આપે જ છે પરંતુ આપણી સામાન્ય તંદુરસ્તીને પણ ઘણી મોટી જફા પહોંચાડે છે.

વિદ્યાર્થી મિત્રો, તમારામાંના ઘણાનાં મોઢાં ગંધાતાં હોય છે એ તો તમારો સર્વ કોઈનો અનુભવ છે. આમ મોઢાં ગંધાવાનું કારણ શું છે? કાં તો તમારા દાંતોની પોલો વચ્ચે અનાજ રહી જઈ તે કોહી જતું હોય છે અને કાં તો બરાબર નહિ ચાવેલા અનાજના પરિણામે પેટમાં બદહજમી થઇ હોય છે. પેટના રોગને કારણે મોઢું ગંધાય છે તે વાત સાચી છે પણ પેટના રોગના મૂળમાં દાંતનો અનુપયોગ અથવા દુરુપયોગ હોય છે. દાંતની આવી બેદરકારી ઘણી વખત તો 'પાયોરીયા' જેવો ભયંકર રોગ પણ પેદા કરે છે. આ રોગ થયા પછી માણસને પોતાના બધા દાંતો કઢાવી નાખવા પડે છે. નહિતર એ રોગનો સડો જો પેટમાં ઉતરે તો માણસ બીજા અનેક રોગોનો ભોગ થઇ પડે તેમ જ મરણ પણ પામે ખરો.

ત્યારે તમે શું કરશો?

તમારી પોતાની તંદુરસ્તી ખાતર તમે તમારા દાંતને સુદૃઢ બનાવો. તેમ કરશો તો જ તમે અનેક નાના મોટા રોગોને નીવારી શકશો અને ખોરાક, વ્યાયામ ઇત્યાદિનો યથાર્થ લાભ ઉઠાવી શકશો.

દાતણ ખૂબ કાળજીથી અને સફાઈ પૂર્વક કરો. એકેએક દાંત અંદર બહારથી બરાબર સાફ થાય તેની સંભાળ રાખો. દાતણની પાછીથી કામ ન સરતું હોય તો કોઇ સારું દંતમંજન અથવા તો મીઠું વાપરો. તમારા દાંત અંદર બહારથી સફેદ દૂધ જેવા અને દાડમની કળી સમા દેખાવા જોઇએ. દાંતનાં પેઢાં બરાબર સુદૃઢ રહે તેવા પ્રયત્નો પણ કરો કે જેથી દાંત તેમના સ્થાનમાં હમેશાં સુરક્ષિત રહે. પેઢા માટે મીઠાના કોગળા અત્યંત લાભદાયી માલૂમ પડશે.

દાતણ કરી રહ્યા પછી ખૂબ પાણીથી મોઢું સાફ કરો. દાંતની કોઇ પણ પોલમાં દાતણનું ફોતરૂં ભરાઇ ન રહે તેની કાળજી રાખો.

આવા સુંદર દાંતનો પછી તમે જરૂર સદુપયોગ તો કરવાના જ છો તેમ માની લઉં છું.

જમી રહ્યા પછી ૨૫-૩૦ પાણીના કોગળા ખૂબ-ખખળાવીને કરવાનું ભૂલતા નહિ.-જમી-રહ્યા બાદ મીઠાના કોગળા કરવાની પ્રથા રાખો તો બહુ

ઉત્તમ. મીઠાના કોગળા કરવાથી મોઢું સાફ થશે, પાન સોપારી જેવા કુચા આવાની જરૂર નહિ રહે અને દાંતમાં કશો જ સડો નહિ રહેવા પામે.

બની શકે તો સુતી વખતે મંજન કે તેવું કંઇક સવારની માફક જ ઘસવાનું રાખો.

છેવટે એક સૂચના આપવાની. તમારા દાંત તમને ખરાબ લાગે, દાંતના પેઢાંમાંથી લોહી કે પરૂ નીકળતું જણાય, વારંવાર અવાળુ ચડી જતા હોય, દાઢમાં કળતર થયા કરતું હોય કે એવો કોઇ પણ નાનો મોટો દાંતનો વ્યાધિ હોય તો દાંતના નિષ્ણાત ડાક્ટર પાસે જરૂર જરૂર દોડી જજો. તમારા દાંતને તે તંદુરસ્ત બનાવશે અને તેની માવજત કેમ કરવી તે તમને બતાવશે.

વિદ્યાર્થી મિત્રો, આજથી જ દાંતને બરાબર સંભાળશો તેવું વચન આપો છો ? તમારાથી દૂર બેઠા બેઠા પણ મને તે વચન મળી ગયું છે તેમ માની લઉં છું.

ઘણું જીવો દાંત તો જ ઘણું જીવો આપણે.

હરભાઈ.

## વાળ રાખવા કે નહિ ?

એક ગૃહપતિ ભાઇ પૂછે છે: "વિદ્યાર્થીઓને માથે વાળ રાખવા ન રાખવાનો પ્રશ્ન ભારે મુંઝવનારો છે. એક તરફથી એમ વિચાર થાય છે કે વિદ્યાભ્યાસ કરતા બ્રહ્મચારીઓ વાળ રાખવાની વિલાસી પદ્ધતિમાં ન પડે તે ઇષ્ટ છે; તો બીજી તરફથી એવો વિચાર આવે છે કે આ જમાનામાં વિદ્યાર્થીઓને વાળ રાખવા સામે પ્રતિબંધ મૂકવો તે કેવળ મૂર્ખાઇ છે. આનો કંઇ રસ્તો બતાવશો ?"

વાળ રાખવા ન રાખવાનો પ્રશ્ન હજી પણ કેટલાક ભાઇઓને કનડે છે તે આ સવાલ ઉપરથી સમજી શકાય છે. ઘણાં ખરાં છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ હવે વાળ રખાવતા થઈ ગયા છે. ગૃહપતિ તે બાબતમાં વાંધો લેતા નથી. છતાંયે ગૃહપતિના મનમાંથી એ પ્રશ્ન સાવ જ નીકળી ગયો છે તેમ તો જણાતું નથી. અને વાત સાચી પણ છે. વિદ્યાભ્યાસ કરતા નાના નાના જુવાન છોકરાઓ માથે મોટાં મોટાં જંટીઆં લઇને ફર્યાં જ કરે અથવા તો તેલ વગેરે નાખી સેંથા વગેરેની ટાપટીપમાં પોતાનો ઘણો ખરો સમય ગુમાવે તે દૃશ્ય તેમ જ વર્તન વિદ્યાર્થી અવસ્થાને શોભે તેવું નથી એમ આપણને ઘણી વખત લાગી જાય છે. બીજી બાજુ વિદ્યાર્થીઓના વાળ પડાવી નાખી તેમને માથે મુંડો કરાવીએ તે હવે બની શકે તેવું નથી. ત્યારે કરવું શું ?

.. વાળ રાખવાની બાબતમાં આપણે થોડોએક માનસશાસ્ત્રની દષ્ટિથી વિચાર કરી લઇએ તો પછી તે બાબતનો ખટકો આપણા મનમાંથી નીકળી જાય. પછી તો આરોગ્યની દષ્ટિએ જે ચોક્કસ વ્યવહારને અમલમાં મૂકવાની જરૂર જણાય તે બાબત ઉપર સહેજ કડક થઇએ, એટલે આ પ્રશ્નનો નિકાલ થયો સમજવો.

છાત્રાલયમાં જે ઉંમરના વિદ્યાર્થીઓ આવે છે, તેમની ઉંમર તરફ નજર નાખતાં આપણને જણાય છે કે તેઓ કાં તો યુવાવસ્થામાં પ્રવેશ કરી ચૂક્યા હોય છે અને કાં તો યુવાવસ્થાના આંગણામાં ઉભા હોય છે. આ બન્ને ઉંમર એવી છે કે જેનું મહત્ત્વ માનસશાસ્ત્રની દષ્ટિએ ઘણું ભારે હોય છે.

યુવાવસ્થામાં માણસ આત્મકેન્દ્રીપણામાંથી છેક જ નીકળી ગયો નથી હોતો. ઘણી વખત તો નાનપણના કેટલાક સંસ્કારોના પરિણામે તે વધારે આત્મકેન્દ્રી પણ બન્યો હોય છે. આવો આત્મકેન્દ્રી યુવાન પોતાની બધી પ્રવૃત્તિઓ પોતાની જાતની આસપાસ ગુંથવા હમેશાં મથ્યા કરતો હોય છે. તે વખતે તેના મનમાં પણ એવા પ્રકારની વિચારસરણી ચાલતી હોય છે કે જેને લીધે પોતાના શારીરિક કે બૌદ્ધિક બળ્યા જ પ્રયત્નો દ્વારા બીજાઓને પોતાની આસપાસ આકર્ષે. આકર્ષવાની આ વિચારસરણી કેટલાક જુવાનોમાં ઘણી ઉગ્રપણે ચાલતી હોય છે. તેવા વિદ્યાર્થીઓ પોતાનાં બીજાં કામોને આવા આકર્ષણના કામ આગળ છેક જ ગૌણ ગણતા હોય છે.

વાળ રાખવાની વૃત્તિ તે આ આકર્ષણ કરવાની ઉગ્ર વિચારસરણીનું એક પરિણામ છે. સુંદર સુંદર કપડાં પહેરવાં, કપડાંમાં સફાઇ અને ટાપટીપ રાખવી, ચાવી ચાવીને બોલવું, લહકથી ચાલવું, બોલવા ચાલવામાં આકર્ષક અભિનયો કરવા વગેરે પ્રવૃત્તિઓ પણ ઉપર કહેલી ઉંડાણમાં રહેલી આકર્ષણ કરવાની વૃત્તિનાં જ પરિણામો હોય છે: આટલા માટે જ જુવાન વિદ્યાર્થી પોતાના માથા ઉપરના વાળને એવી રીતે રાખવા પ્રયત્ન કરે છે કે જેને જોઇને ઘણા જણા આકર્ષાય. જુવાન અવસ્થામાં આ વૃત્તિ વિજાતીય આકર્ષણ માટે પણ કામ કરી રહી હોય છે. આથી કેટલાક જુવાનીયાઓ સ્ત્રીઓની હાજરીમાં પોતાના વાળની ટાપટીપ ઘણા મોટા પ્રમાણમાં વધારી મૂકે છે.

આકર્ષણ કરવાની આ વૃત્તિને ધ્યાનમાં રાખીને આજના જુવાનને આપણે અવલોકીએ તો તેઓ આજે વાળ રાખે છે તેનું કારણ આપણને તુરત જ સમજાઇ જાય, અને આપણા મનની ચીડ નો નીકળી જ જાય. વાળ

રાખવા અથવા તો આકર્ષણની આ વૃત્તિને ઉત્તેજન આપવું કે નહિ તે પ્રશ્ન જુદો છે. વિદ્યાર્થી યુવાવસ્થામાં પ્રવેશ કરવા માંડે તે વખતે જ અથવા તો તે પહેલાં તેની આ સ્વભાવગત વૃત્તિને યોગ્ય અવકાશ આપવામાં આવ્યો નથી હોતો તેથી અથવા તો તે વૃત્તિને સુંદર રસ્તે વાળવામાં આવેલ હોતી નથી તેથી બરાબર જુવાનીના કાળમાં તે ઉગ્ર સ્વરૂપ પકડે છે. આ ઉગ્ર સ્વરૂપને આપણે દાબી દઈએ તો કશો જ લાભ ઉઠાવવાના નથી. પરંતુ તેની ઉગ્રતા માપી લઈ, કેટલા કાળથી તે યોગ્ય માર્ગે વાળ્યા વિનાની રહી ગઈ છે તે જાણી લઈ તેને યોગ્ય માર્ગે વાળવાના સતત પ્રયત્નોમાં પડવું જોઈએ. એ પ્રયત્નો ચાલતા હોય ત્યારે જુવાન તરફ પ્રેમ અને સહાનુભૂતિભર્યું આપણું વર્તન હોવાની જરૂર છે. યોગ્ય વલણ એક ઝપાટે કે આપણે ધારીએ તેટલી મુદતમાં નથી સાધી શકાતું. તે માટે તો પુષ્કળ વખત જોઈએ, ધીરજ જોઈએ, સતત પ્રયત્નો જોઈએ. અને વિદ્યાર્થી તરફ પ્રેમ અને સહાનુભૂતિ જોઈએ. આ તત્ત્વને ધ્યાનમાં રાખીને આપણે કામ કરીએ તો આપણા સાધ્યને આપણે ઘણા વહેલા પહોંચી શકીએ.

વાળ રાખવા ન રાખવાનું આ માનસશાસ્ત્ર. આ દૃષ્ટિ પ્રાપ્ત થયા પછી આપણે ન કોઈને પરાણે વાળ રખાવીએ કે ન કોઈના પરાણે કઢાવીએ. ટાપટીપ કરવાની વૃત્તિને યોગ્ય માર્ગે વાળવા માટે આપણે આપણાથી બનતા બધા પ્રયત્નો ક્યો જ કરવાના.

હવે આ દૃષ્ટિથી જુવાન વિદ્યાર્થીને વાળ રાખવા દીધા પછી આપણે આરોગ્યની દૃષ્ટિને જરાય વિસારવાની નથી. વિદ્યાર્થીએ વાળ રાખ્યા; આપણે તેને છૂટ આપી. પણ ત્યાર પછી એ વાળની યોગ્ય માવજત ન કરે તો તો આપણે તેને અનારોગ્યને પંથે જવા દીધો જ કહેવાય. આપણાથી તે ન બને. વાળ રાખનારા વિદ્યાર્થીઓને આપણે સ્પષ્ટ જણાવી દેવું જોઈએ કે તેમણે પોતાના વાળને હમેશાં સાબુથી સાફ કરવા પડશે. એ સાફ કરેલા વાળને એમને એમ અથવા તો તેલ નાખીને બરાબર ઓળવા પડશે. સાફ કરવા માટેનાં તથા ઓળવા માટેનાં બધાં સાધનો સ્વચ્છ, સુઘડ અને વ્યવસ્થિત ગખવાં જોઈશે. આ નિયમોને હમેશાં ચુસ્તતાથી જે ન વળગી રહી શકે તે વાળ કઢાવી જ નાખે. તેવા વિદ્યાર્થીઓના વાળ કઢાવી નાખતી વખતે કોઈ પણ ગૃહપતિ જરા પણ આંચકો ન ખાય. તેમ કરવાથી આપણે વિદ્યાર્થીને હાનિ નથી કરતા પણ લાભ જ કરીએ છીએ. અલબત વાળ કઢાવતા પહેલાં તેને બે પાંચ વખત સૂચનાઓ જરૂર આપી

હોય, તેમજ વાળ રખાવવા માટેની નક્કી કરેલી શરતો પ્રમાણે ફરીથી વાળ રખાવવાની તેમને છૂટ પણ જરૂર હોય. હરભાઇ.

## નોંધ

"જાતીય વિકૃતિઓ કેમ અટકે" તે લેખ તથા "મારો અનુભવ" તે લેખ એમ બંને ચાલુ લેખો વધારે પડતા લાંબા થવાનો સંભવ છે. તેથી તેમને કટકે કટકે છાપવાનું કામ મોકૂફ રાખવામાં આવે છે. જરૂરીઆત અને અનુકૂળતા હશે તો બંને લેખોને પત્રિકાના સ્વરૂપમાં પ્રગટ કરવામાં આવશે.

**કાર્યાલય તરફથી:—**

**મંડળ સાથે જોડાએલી સંસ્થાઓમાંથી નીચેની સંસ્થાઓએ ચાલુ વર્ષના પોતાના લવાજમના રૂપીઆ પાંચ મોકલવાની વ્યવસ્થા કરી છે. બાકીની બીજી સંસ્થાઓ પોતપોતાનાં લવાજમની રકમો કાર્યાલયમાં સત્વર મોકલી આપે એવી વિનતિ છે.**

| | |
|---|---|
| ૧ અમરેલી કપોળ બોર્ડિંગ સ્કૂલ તથા શેઠ પરમાણંદદાસ ત્રિભુવનદાસ કપોળ બાળાશ્રમ | અમરેલી |
| ૨ શેઠ ચીમનલાલ નગીનદાસ બોર્ડિંગ હાઉસ | અમદાવાદ |
| ૩ શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ છાત્રાલય | ,, |
| ૪ હિન્દુ અનાથાશ્રમ | નડીઆદ |
| ૫ શ્રીસિદ્ધક્ષેત્ર જૈનબાળાશ્રમ | પાલીતાણા |
| ૬ શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિગૃહ | ભાવનગર |
| ૭ શ્રી દશાશ્રીમાળી વણિક વિદ્યાર્થિભુવન | મોરબી |

બધાં છાત્રાલયો મંડળની સાથે જોડાઇને આપણા આ કામમાં મદદ કરે અને પોતપોતાનાં જોડાણનાં લવાજમો સત્વર મોકલી આપે એવી આગ્રહભરી માગણી છે—મંત્રીઓ.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.**
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

( 'છાત્રાલય મંડળે' તરફથી )

વર્ષ ૩ જું
૧૯૨૯

અંક ૭ મો
જુલાઈ

:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

પુસ્તકિયું જ્ઞાન એક વસ્તુ છે; અનુભવ બીજી વસ્તુ છે. કેવળ જ્ઞાની વેદીયો કહેવાય; કેવળ અનુભવી ભોંમિયો ગણાય.

જ્ઞાનને અને અનુભવને દુમેળ ન હોવો જોઇએ. અનુભવ વિનાનું જ્ઞાન જ્ઞાનભાર છે; અને જ્ઞાન વિનાનો અનુભવ જડતા છે.

જ્ઞાન બુદ્ધિ ઉપર નિર્ભર છે. અનુભવ બુદ્ધિ અને હૃદય બન્ને ઉપર બંધાય છે.

તે જ ખરો જ્ઞાની છે જેણે જ્ઞાનપ્રાપ્તિ માટે અનુભવને સાધન તરીકે વાપરેલ છે.

## ખરું કામ

નવું વર્ષ બેસે અને દરેક છાત્રાલયમાં નવી ભરતી થાય. નવી ભરતી થાય તે પહેલાં મોટે ભાગે લાંબી રજાઓ પણ આવી ગઇ હોય એટલે નવા વર્ષની શરૂઆતમાં છાત્રાલયના ગૃહપતિને માથે બધું કામ થાળે પાડવાનું તથા નવા વિદ્યાર્થીઓને નવા વાતાવરણમાં બંધ બેસતા કરવાનું પણ આવી પડે છે. છાત્રાલય ઉપર પ્રચલિત શિક્ષણસંસ્થાઓની અસર પડેલી હોય છે તેમ જ સમાજની વ્યવહાર સંસ્થાઓની પણ અસર પડેલી હોય છે. આથી કરીને છાત્રાલયનો ગૃહપતિ શિક્ષણસંસ્થાના સામાન્ય વ્યવહારને છાત્રાલયમાં ગોઠવી દેવાની પંચાતમાં પડે છે, તેમ જ વ્યવહાર દૃષ્ટિએ છાત્રાલયનું ગાડું સરેડે ચડાવવાની ભાંજગડમાં પડે છે. વિદ્યાર્થીઓને દાખલ કરતી વખતનાં વિનતિપત્રો બરાબર ભરાયાં છે કે નહિ, વિદ્યાર્થીનું રજીસ્ટર સંતોષકારક રીતે તૈયાર થયું છે કે નહિ, વિદ્યાર્થીઓની બેઠકો તેમની શ્રેણીવાર ગોઠવાઈ ગઈ છે કે નહિ વગેરે શિક્ષણના વ્યવહાર વિચારથી માંડીને, કોઠારચિઠ્ઠીઓ છપાઇને આવી ગઇ કે નહિ, રસોડા માટે જોઇતી, ચીજો વ્યાજબી ભાવે ખરીદાઇ છે કે નહિ, રસોયા અને કામ કરવાવાળી બાઇઓની યોગ્ય વ્યવસ્થા થઇ ગઇ છે કે નહિ તેવા વ્યવહારૂ વિચારો સુધીનાં નાનાં મોટા તમામ કામોમાં ગૃહપતિનો વધારેમાં વધારે વખત જતો હોય છે. ઘણી વખત તો ગૃહપતિ વ્યવહારની આવી ઘરેડમાં એટલો બધો ખૂતી ગએલો રહે છે કે વિદ્યાર્થીની શારીરિક જરૂરીઆતોને સંભારી પણ શકતો નથી. છાત્રાલયની શરૂઆતના આ દિવસો ગૃહપતિ વિદ્યાર્થીની ઓળખ માટેના સોનેરી દિવસો હોય છે. વિદ્યાર્થી છાત્રાલયમાં નવો સવો આવેલો હોય છે તેથી તેની નાની મોટી અનેક પ્રવૃત્તિઓમાં જાણ્યે અજાણ્યે તે પોતાની ખરી જાતને બહાર પ્રગટ કરતો હોય છે. વિદ્યાર્થી ઘેરથી તાજો જ બહાર આવેલો હોય છે. તેથી તેનામાં જે જે શારીરિક કે માનસિક સારાં કે ખરાબ લક્ષણો હોય છે તે બધાં અનાયાસે બહાર પડ્યાં જતાં હોય છે. ગૃહપતિને માટે શરૂઆતના આ દિવસો ખરેખર અમૂલ્ય ગણાવા જોઇએ. વિદ્યાર્થી ઘેરથી કઇ કઇ જાતનાં શારીરિક લક્ષણો લઇ આવ્યો હોય છે, વિદ્યાર્થી સમાજમાંથી કઇ કઇ જાતની માનસિક કુટેવો કે સુટેવો લઇને છાત્રાલયમાં પ્રવેશ કરતો હોય છે તે બધું બરાબર જોઇ જાણી લેવાનો આ અવસર ગૃહપતિએ ગુમાવવા જેવો નથી હોતો. વિદ્યાર્થીને

યથાર્થ સ્વરૂપમાં પિછાની લેવાનો આ કાળ છાત્રાલયની સામાન્ય ઘરેડમાં ગૃહપતિ વેડફી નાખે તો તે પોતાના કામને ગંભીર નુકશાન કરે છે. શરૂઆતના થોડાએક દિવસો ગયા પછી વિદ્યાર્થીની નવીનતા ટળી જાય છે, ગભરામણ ઓછી થાય છે, સારા માઠા વિદ્યાર્થીઓ સાથે મૈત્રી જામે છે, અને પરિણામે ઘણું છૂપાવવા જેવું છૂપાવવાની કળા હાથ કરે છે. આપણાં છાત્રાલયોમાં ૭ ૭ મહિના સુધી કેટલાક વિદ્યાર્થીઓ યથાર્થ સ્વરૂપમાં ઓળખાઇ શકાતા નથી તેનું કારણ શરૂઆતના દિવસોમાં વિદ્યાર્થીએ પોતાની જાતને જુદી રીતે પ્રગટ કરવાની કળા ગૃહપતિની યોગ્ય કાળજીના અભાવે હાથ કરી લીધી હોય છે. આટલા માટે જ વર્ષની શરૂઆતમાં છાત્રાલયના ગૃહપતિનું ખરું કામ નવા આગન્તુકોને ઓળખી લેવાનું હોય છે.

નવા આવેલ વિદ્યાર્થીઓ આ કાળમાં પોતાના ગૃહપતિને પણ સાચી રીતે પિછાની શકતા નથી: ઘણી વખત તો પોતાના ગૃહપતિને તદ્દન ઉંધી રીતે પણ સમજે છે. છાત્રાલયની ઘરેડને બારીકાઇથી વળગી રહેનાર ગૃહપતિ સ્વાભાવિક રીતે જ વિદ્યાર્થી તરફ પૂરેપૂરું લક્ષ આપી શકતો નથી. આથી નવા આવેલા વિદ્યાર્થીઓને પોતાનો ગૃહપતિ પોતાની તરફ બેદરકાર રહેતો દેખાય છે અને નાની નાની શારીરિક હાજતો પૂરી પડાતી નહિ હોવાથી ગૃહપતિ સંબંધે તેમજ છાત્રાલય સંબંધે, તેમના મનમાં બહુ વિચિત્ર ખ્યાલો બંધાય છે. છાત્રાલય એ આપણું ઘર છે અને ગૃહપતિ માતપિતાને સ્થાને છે, એવી માબાપની કે વડીલોની વાતો તેમને કેવી હાસ્યાસ્પદ લાગે છે! શરૂઆતના દિવસોમાં જ વિદ્યાર્થીઓ ઉપર ગૃહપતિ કશી જ દેખરેખ રાખી ન શકે તો વિદ્યાર્થીઓ ગૃહપતિમાં માતા કે પિતા જોઈ શકે જ નહિ. નવા વાતાવરણમાં મૂંઝાતો નવો વિદ્યાર્થી પોતાની નાની એવી હાજત માટે ગૃહપતિ પાસે દોડી જાય અને તે જ વખતે છાત્રાલયની

**ચોખવટ**

છાત્રાલયનું બીજું વર્ષ ૯ માસનું ગણાયું હતું. તેના અંકો ૧૦-૧૧-૧૨ એટલે ત્રીજા વર્ષના અંક નંબર ૧-૨-૩ (જાનેવારી-ફેબ્રુઆરી-માર્ચ ૧૯૨૯) સમજવા.

બીજા વર્ષનાં ગ્રાહકો અંકો ૧૦-૧૧-૧૨ નથી મળ્યા એમ ન માને. તેમને ઉપર મુજબ ત્રીજા વર્ષના અંક ૧-૨-૩ મળ્યા છે, અને ત્રીજે વર્ષે જેઓ ચાલુ રહ્યા તેમણે નવ માસનું જ લવાજમ ભર્યું છે.

ત્રીજા વર્ષના નવા માહિનાની શરૂઆત જાનેવારીથી જ ગણાય છે.

ધરેડને વ્યવસ્થિત કરવામાં રોકાઇ રહેલો ગૃહપતિ તેને ઉવેખે તો તે વખતે વિદ્યાર્થીના મન ઉપર પડેલી છાપ પછીના ગમે તેટલા માયાળુ વર્તન વડે પણ ભૂંસાવી અઘરી થઈ પડે છે. પ્રથમ દર્શને અને પ્રથમ પરીચયે જે છાપ ગૃહપતિ વિદ્યાર્થી ઉપર પાડી શકે તે છાપ ઘણા લાંબા વખત સુધી ભૂંસાતી નથી.

માટે જ વર્ષની શરૂઆતમાં ગૃહપતિનું ખરું કામ વિદ્યાર્થીને ત્રીણ-વટથી સંભાળી લેવાનું અને તેને બરાબર ઓળખી લેવાનું હોવું જોઇએ. શરૂઆતના દિવસોમાં સંસ્થાની વ્યવહારૂ ધરેડ થોડી ઘણી શિથિલ રહે તો તેની પરવા કર્યા વિના ગૃહપતિએ પોતાથી બની શકે તેટલા વિદ્યાર્થીઓમાં ભળી જવાના કામને પોતાનું ખરું કામ ગણવું જોઇએ.

હરભાઇ.

## કંગાલિયતનું શિક્ષણ

કેટલાંક છાત્રાલયોમાં એવો રિવાજ છે કે વિદ્યાર્થીઓને લુગડાં લત્તાંથી માંડીને ગાદલાં ગોદડાં સુધી બધો સામાન આપવો અને તેનો ઘસારો પણ સંસ્થાએ જ સ્વીકારવો. અલબત, આવાં છાત્રાલયોમાં થોડા-એક પૈસા આપીને રહેનારા છાત્રો પણ હોય છે, પરંતુ ઘણી મોટી સંખ્યા તો મફત રહેનારા વિદ્યાર્થીઓની જ માલુમ પડે છે.

જ્ઞાતિના ઉદાર અને સખી દીલના દાનવીરો માટે આવાં છાત્રાલયો ખોલવાં એ ખરેખર પ્રશંસનીય કાર્ય છે. કોમના ગરીબ વિદ્યાર્થીઓને આથી કેળવણીનો લાભ મળે છે અને આખી કોમ જતે દિવસે ઉંચે આવી શકે છે. આવાં બધાં છાત્રાલયો આવકારદાયક છે અને તેથી તેવા કામમાં પોતાના ધનનો સદુપયોગ કરનારા દાનવીરો હરેક કોમે વધારે ને વધારે ઉભા કરવા જ જોઇએ.

પણ દાન કરવામાં વિવેક ન રહે તો ઘણા અનર્થો થવા સંભવ છે. આપણે ગરીબ વિદ્યાર્થીઓને વિદ્યા મેળવવાની વ્યવસ્થા અવશ્ય કરી આપીએ, તેમને જોઇતાં સાધનો જરૂર પૂરાં પાડીએ, અને કેવળ પૈસાના અભાવે પોતાની કેળવણી અધૂરી ન મૂકે તેવા માર્ગો જરૂર ઉભા કરીએ. પરંતુ કેળવણીનો મહાન ઉદ્દેશ જે સ્વાધીનતા છે તે માર્યો ન જાય તેની પણ પૂરતી કાળજી રાખીએ.

ગરીબ વિદ્યાર્થીઓને પોષતાં ઉપરોક્ત છાત્રાલયોમાં શું બને છે ?

આવનાર વિદ્યાર્થી ગરીબ છે તે ભાનમાંથી તેને ભિખારી બનવાનો પણ અધિકાર છે અને તેણે ક્ષુદ્રતા દાખવતાં જરા પણ સંકોચ ન રાખવો જોઇએ તેવી માન્યતા તેનામાં પ્રવેશ પામે છે. આવી માન્યતા આપણે પોષીએ પણ છીએ. આવાં છાત્રાલયોમાં છેક ગરીબ જ વિદ્યાર્થીઓ આવે તેવો ભેદ આપણે સાચવી શકતા નથી. સામાન્ય કુટુંબના છોકરાઓ પણ આવી સંસ્થાઓનો જરૂર લાભ લે છે તેવો આપણો સૌ કોઇનો અનુભવ છે. પોતાની સ્થિતિ હોય તેથી વધારે ખરાબ બતાવીને અથવા તો સંસ્થાની સાથે સંબંધવાળા કોઇ પોતાના સગા વા ઓળખીતાનો લાભ લઇને સામાન્ય કુટુંબના છોકરાઓ પણ દાખલ થઇ શકે છે. આવા છોકરાઓનાં માબાપો અતિ લોભ ન કરે તો પોતાના પુત્રોને તેમની જરૂરીઆત પૂરતો સામાન તો જરૂર પૂરો પાડી શકે. ભલે છાત્રાલયની ફી ન ભરી શકે, પણ ઉદારતાની આપણી નિર્બળતાને બરાબર પારખી તેઓ પણ પોતાના છોકરાઓને કંગાલિયતનું શિક્ષણ આપતાં અચકાતાં નથી. અને તેવી વિચારસરણીમાં સેવાઇ જતો વિદ્યાર્થી પણ છાત્રાલયનો સાચો ખોટો લાભ લેતાં અચકાતો નથી.

છેક ગરીબ વિદ્યાર્થી તેમ જ સામાન્ય વિદ્યાર્થીની વચ્ચેનો ભેદ પારખી કાઢવો જરૂર મુશ્કેલ છે. પરંતુ આપણે છાત્રાલયવાળાઓ થોડોએક કેળવણીનો વિચાર કરીને વિવેક દાખવીએ તો આપણા વિદ્યાર્થીઓને કંગાલ બનાવતા જરૂર અટકાવી શકીએ.

સંસ્થા તરફથી બધાં સાધનો આપણે જરૂર સંપડાવીએ; પરંતુ બની શકે તેટલાં સાધનો ઘેરથી લઇ આવવાનો પણ આગ્રહ સેવીએ. અને વિદ્યાર્થીઓને સ્વાધીનતાની તાલીમ આપવી હોય તો તો આપણે આમ પણ કરી શકીએ.

વિદ્યાર્થીઓ ઉપર આપણે જે કંઇ ખર્ચ કરીએ તે બધો તેના એક જુદા ખાતામાં નોંધાય. આ ખર્ચમાં તેને જે લુગડાં લત્તાં આપીએ તેની પણ નોંધ રહે, તેના સમારકામના ખર્ચની પણ નોંધ રહે અને વિદ્યાર્થીને તે બરાબર બતાવાય. તેને કહેવાય કે આ બધો ખર્ચ તેની કેળવણીમાં ઉધરે છે અને જ્યારે પણ તે કમાતો થાય ત્યારે સંસ્થાને તે ભરપાઇ કરી આપવાનો છે. પોતાના માટે જે ખર્ચ થાય તે ખર્ચ માટે પોતે જ જવાબદાર છે તેવું ભાન તેનામાં જાગતાંની સાથે જ તે વધારે દરકાર-વાળો થશે, વધારે જવાબદારી સમજતો થશે. તેની સાથે જ તેનામાં સ્વા-

ધીનતાનો વિચાર પણ પ્રકટશે. તે કોઈના ઉપર પરાધીન નથી પણ પોતાની ઉપર જ નિર્ભર છે તેવી લાગણી તેનામાં જામશે અને એ લાગણી તેને વધારે ને વધારે જવાબદાર તેમજ સ્વાધીન બનાવવામાં પ્રેરક બનશે.

હું તો એમ પણ કહેવા તૈયાર છું કે કોઇ પણ વિદ્યાર્થીને છાત્રાલયમાં મફત જ ન રાખવો. તેનું તમામ ખર્ચ સંસ્થા ભલે આપે, કારણ કે તેનાં માબાપ ગરીબ છે: તે સાધનવિહોણો છે. પરંતુ એ બધું ખર્ચ તેના ખાતામાં ઉધરે. તે ખર્ચ પોતે સશક્ત બને ત્યારે તેણે સંસ્થાને વાળી આપવાનું. આમ કરવાથી પોતાની કેળવણી માટે પોતે કેટલો જવાબદાર છે તેનું ભાન અવશ્ય તેનામાં જાગશે. અને કિશોર કે કુમાર વયનો છોકરો પોતાની કેળવણી માટે જવાબદાર બને તેમાં જરાયે ખોટું નથી. પણ આટલું ન બને તો પણ ફી સિવાયના તેના બીજા અંગત ખર્ચ માટે તો તેને જવાબદાર બનાવવો જ જોઇએ.

વિદ્યાર્થીને ગરીબ ગરીબ કહીને અને બધી અગવડો કઢંગી રીતે પૂરી પાડીને આપણે તેને કંગાલિયતનું જે શિક્ષણ આપી રહ્યા છીએ તેમાંથી તેને અવશ્ય બચાવી લેવો જ જોઇએ. આવી કંગાલ મનોદશાવાળો વિદ્યાર્થી આપણી પાસે કેવાં શરમાવે તેવાં દર્શનો ખડાં કરે છે તેનું આપણને સૌ કોઇને ભાન છે. ગમે તેવાં ગંદા સાધનોથી ચલાવી લેવું, બીજાની ઉતરેલી ચીજો વાપરતાં ન સંકોચાવું, નાની નાની બાબતોમાં મુંઝી બનવું અને ચોરી કરવા કે ઢોંગ કરવા સુધી પણ બેશરમ બનીને જવું એ આવાં છાત્રાલયો ચલાવનારા સૌ કોઇનો સામાન્ય અનુભવ છે. તેનો નિવેડો લાવવા માટે આજે અનેકવિધ તરકીબો ચાલી રહી છે. પણ તેનો એવી રીતે નીવેડો આવે તે શક્ય જ નથી. તેનો નિવેડો તો વિદ્યાર્થીમાં સ્વાધીનતાની લાગણી જાગે તેવા ઉપાયો યોજવાથી અને વિદ્યાર્થીને તેવી તાલીમ આપવાથી જ લાવી શકાય.

કંગાલિયતના આવા શિક્ષણમાંથી ઉગરવા આપણી દાનવીર સંસ્થાઓ કંઇ વિચાર કરશે?

હરભાઇ.

## છાત્રાલયનાં ખર્ચાળ રસોડાં

ભણતા યુવાનોના પિતાઓની પરિષદ ભરાય અને પછી વિષયવિચારિણી સભાનું કામ જ્યારે ચાલુ થાય ત્યારે વધારેમાં વધારે રસિક અને હોકારાવાળી ચર્ચા તો છાત્રાલયોનાં ખર્ચાળ રસોડાં ઉપર જ થાય એમ

અનુમાન થઈ શકે છે. "ફુડ બિલ", "કલબ બિલ", "ભોજન ખર્ચ" "રસોડા ખર્ચ"—ગમે તે શબ્દ વાપરતા વાલીઓના બળાપા એ સભામાં સંભળાયા વિના નહિ રહે.

હાઈસ્કૂલમાં ફી વધારવામાં આવે ત્યારે છોકરાઓ અસહકારને હીંડોળે ચડી બેસે છે. પરગજુ માણસો વિદ્યાર્થીઓના વાલીની દયા ખાવા લાગે છે અને વર્તમાનપત્રોને જાણે જગતને હલમલાવી નાખે તેવો વિષય હાથમાં આવ્યો હોય તેમ લાંબા લાંબા લેખો તેના ઉપર લખાવા લાગે છે.

પરંતુ કોઇ પરગજુ સજ્જનને દયા નથી આવતી કે છાત્રાલયોનાં રસોડાંનાં ખર્ચ બેહદ વધી પડ્યાં છે તેનો કંઇ ઉપાય બતાવીએ. જે છાત્રાલયમાં 'ફુડબિલ' વધારે આવે તે છાત્રાલયમાં રહેવામાં માન સમજવામાં આવે છે.

રસોયો, રસોડાનો નોકર, શાક લાવનાર, મોદી, ક્લબનો સેક્રેટરી વિદ્યાર્થી, અને કેટલેક સ્થળે કહેવાતા ગૃહપતિ—રસોડાના ખર્ચ ઉપર પોતાના અમુક ટકા ચડાવે જ છે. ઘણી કોલેજોના રસોયા એક ગ્રેજ્યુએટની કમાણી કરતાં વધારે કમાણી કલબમાંથી મેળવે છે. વિસ્તારમાં ઉતરવાની જરૂર નથી.

### ઉપાય શો ?

(૧) હવે ન્યાતની-ઉચનીચની લાગણી લગભગ બુઠ્ઠી થઇ ગઇ છે. નિદાન છાત્રાલયોમાં તો તે નથી જ હોતી. એવા યુગમાં છાત્રો પોતાની રસોઈ પોતે વારાફરતી કરે તો રસોયાની મોટી દલાલીના ભારમાંથી પોતાના વાલીઓને છાત્રો બચાવી શકે. આમ કરવાથી અલબત એક સરખી રસોઇ તૈયાર ન થાય પણ સારી રસોઇ તો થાય જ. પકવાન્ન કે મિષ્ટાન્ન જ્યારે કરવાનાં હોય ત્યારે એક દિવસ માટે એક રસોયાને ભાડે રાખી શકાય.

(૨) બધા પુરુષો કરતાં વિધવા ડોશીઓને રસોયા તરીકે રાખવાથી દલાલીના ટકામાં ફેર પડે ખરો. ડોશીઓ પણ દલાલી તો લેવાની જ.

(૩) છાત્રોમાંથી જે ગરીબ છાત્રો હોય તેમને ડોશીઓની મદદમાં રાખ્યા હોય અને તેમને માત્ર રસોડાની દેખરેખનું કામ સોંપી ખાવાનું મફત આપવાની વ્યવસ્થા રાખી કામ લેવાય તો ખર્ચમાં ઘણો ઘટાડો થાય.

(૪) છાત્રોના વાલીઓ વારો કરતા છાત્રાલયની ભેટ લઇ, હિસાબના આંકડા તપાસી જે તે વખતે થતી ભૂલો તરફ બધા છાત્રોનું ધ્યાન ખેંચતા રહે તો ખર્ચમાં જરૂર ઘટાડો થાય ખરો.

( ૫ ) ગૃહપતિ કાળજી રાખી અનાજ ખરીદતી વેળા, કોઠારમાંથી સીધો આપતી વેળા, રંધાઇને પીરસાતી વેળા, કામ કરનાર નોકરને ખાવાનું અપાતી વેળા એમ અમુક પ્રસંગે ખાસ ધ્યાનપૂર્વક દેખરેખ રાખે તો ઘણા ટકા ખર્ચમાં ઘટાડો થાય.

( ૬ ) છાત્રાલયવાળા શહેરમાં, કોઇ પ્રામાણિક મોદી સેવાભાવથી છાત્રાલયને અમુક ઠરેલો નફો લઇને જ ચોકખો માલ આપે તેવા બહાર પડે તો પણ ખર્ચમાં ઘટાડો થાય.

( ૭ ) અત્યારે મજુરોની, સ્ત્રીઓની, ભીલોની, અંત્યજોની, કેદીઓની, માંદાની, સાધુઓની સેવા કરવા સેવકો બહાર પડે છે: સંસ્થાઓ ચલાવે છે: જીવન અર્પણ કરે છે. તેમ છાત્રાલયના રસોડાનું ખર્ચ કમી કરાવવાની વૃત્તિથી વિદ્યાર્થીઓની સેવા કરવા કોઈ મંડળ સ્થપાય તો સભ્ય માટે કામના તો ઢગલા પડ્યા છે.

ભાર બહુ વધી પડયો છે

જો આ દિશામાં કંઈ નહિ થાય તો દેશ ઉપર જબરો ભાર વધી પડશે. આપણા વિદ્યાર્થીઓ આ ભારના બોજામાં ઘણે અંશે સ્વમાનની લાગણી ગુમાવવા લાગ્યા છે. સ્કોલરશીપના નામથી તેઓ ભિક્ષા માગતા થયા છે. ભીખની શરમ તેમનામાં જરા પણ જણાતી નથી. છાત્રાલયો ચલાવનારા પણ વિદ્યાર્થીઓને ખવડાવવા માટે ભીખ માગે છે. તે ભીખથી ચાલતાં છાત્રાલયોમાં દીવાનોના અને શેઠીઆઓના છોકરા લાભ લે છે. આ મર્મની વાત ગુજરાત ઝટ સમજે તો બહુ સારૂં છે.

માણસને રોટલો ભારે નથી પડતો પણ રોટલા પરની દલાલી ભારે પડે છે. જે ઘરમાં ખવાતું હોય તે જ છાત્રાલયમાં ખવાય તો માબાપને છોકરાં રોટલે ભારે ન પડે. પાંચ માણસનું કુટુંબ ૫૦ રૂપીઆમાં બધા વ્યવહાર ચલાવે, અને ૫૦ રૂપીઆમાં પાંચ છાત્રો માત્ર એક માસનું જમવાનું પણ પૂરૂં ન કરે ! જે પ્રજા દ્રવ્યનો સાચો ઉપયોગ કયો અને ખોટો વ્યય કયો તે સમજે નહિ એ પ્રજા માટે ભવિષ્ય કેવું હોય ?

હાઇસ્કૂલના હેડમાસ્તરો અને કૉલેજના પ્રોફેસરો મોટા પગાર લેતા જાય છે પણ પોતાની હાઇસ્કૂલની કે કૉલેજની કલાઓમાં શું થાય છે તેની બીલકુલ પરવા નહી કરતા એ હિંદુસ્તાનમાં જ શક્ય છે.

'લોકો કહે છે કે ખાદ્ય પદાર્થોના ભાવ ચઢી ગયા છે.'

ઘણા સજ્જનો કહે છે કે પંદર વરસ પહેલાં ભાવનગરમાં કૉલેજ ક્લબમાં રૂ. ૧૨ નું કે રૂ. ૧૦ નું માસિક 'ફૂડબિલ' આવતું તે હાલ ત્રણ-ગણું આવે તેમાં નવાઈ નથી. વસ્તુઓના ભાવ ત્રણગણા વધ્યા છે. આમાં હેત્વાભાસ રહેલો છે. સમજુ જનો તે શોધી શકશે.

હું તો એટલું જ કહીશ કે—

દ્વારકાની વાઘેર બોર્ડિંગમાં માસિક સાત રૂપીઆનું છાત્ર દીઠ ખર્ચ આવે છે; દાહોદમાં ભીલના છાત્રોનું માસિક ખર્ચ રૂપીઆ ચાર આવે છે. પાટણમાં ડૉ. પંડ્યા અભ્યાસગૃહમાં રહેતા કેટલાક સ્વાશ્રયી છાત્રોનું માસિક ખર્ચ રૂપીઆ પાંચ આવે છે; કલોલ પાસે ઉનાઉ ગામમાં છાત્ર દીઠ રૂપીઆ પાંચ જ ખર્ચ લેવામાં આવે છે. દસ વરસ પહેલાં અમરેલી હાઈસ્કૂલ બોર્ડિંગમાં છાત્ર પાસેથી રૂ. નવ દર માસે લેવામાં આવતા. તેમાંથી સારા ગૃહપતિ બચાવ કરી દર વરસે વિદ્યાર્થીઓને મોટા પ્રવાસે લઇ જતા હતા. આવી બીજી અનેક સંસ્થાઓ હશે કે જ્યાં ટૂંકા ખર્ચથી રસોડું ચલાવી શકાય છે. દલીલ કરતાં આ દૃષ્ટાંતમાં જ વધારે બળ છે.

**જોઈએ છીએ એક કમીશન**

આ વિષમતા દૂર કરવા માટે વાલીઓનું અને શિક્ષકોનું એક કમીશન ઉભું થાય; તે તપાસ કરે અને કોઈ કિંમતી સૂચનાઓ બહાર આવે તો ગૂજરાતનો ભાર ઘણો હળવો થાય.

**કલ્યાણરાય ન. જોષી**

## માબાપની મનોદશા

**(એક પત્રવ્યવહાર)**

૧

ભરૂચ તા......

શ્રીયુત ગૃહપતિ સાહેબ,

આપની પાસેથી છૂટા પડી બીજે દિવસે સાંજે અહીં સુખરૂપ પહોંચી ગયો છું. ચિ. કમળ હું ચાલ્યો ત્યારે સહેજ રડી પડ્યો હતો; અને તેથી મારી આંખમાં પણ ઝળઝળીયાં આવી ગએલાં; મારું ચાલત તો હું ત્યાં બે પાંચ દિવસ વધારે રોકાત, પરંતુ અહીં કામનો એટલો બધો ઢગલો પડ્યો છે કે માથું ઉચું પણ કરી શકાતું નથી. ચિ. કમળ તમારું જ બાળક

છે. તેને બરાબર સંભાળજો. આપણે છૂટા પડ્યા ત્યારે આપે કહ્યું હતું કે તેની ડાક્ટરી તપાસ કરાવવી પડશે. તો આપ તે વહેલી તકે કરાવી લેશો તેવી આશા રાખું છું.

ચિ. કમળ સંબંધમાં આપની પાસેથી વિગતવાર જાણવા ઇંતેજાર છું. તુરત જ લખશો તેવી વિનંતિ છે.

આપનો
......ના પ્રણામ.

૨

ભાવનગર તા.......

શ્રીયુત મહાશય,

આપનો પત્ર મળ્યો ચિ. કમળ આનંદમાં છે; તેને ગમે છે પણ ખરૂં. પરંતુ તેને આપણે અહીં રાખી નહિ શકીએ. તેની તબીયત અમારા છાત્રાલયના ખાસ ડાક્ટરે તપાસી છે. તેની સારવાર માટે તેને મુંબઇના કોઈ પ્રસિદ્ધ ડાક્ટરની દેખરેખ નીચે રાખવો પડશે એવો તેમનો દૃઢ અભિપ્રાય છે. માટે હવે આ બાબતમાં ઘટતી વ્યવસ્થા કરવાનું આપને શીર રહે છે. યોગ્ય કરી મને તુરત જ ખબર લખશો ચિ. કમળ મજામાં છે. ચિંતા ન કરશો.

લિ. આપનો
......ના વંદેમાતરમ્

૩

ભરૂચ તા.......

મહેરબાન ગૃહપતિ સાહેબની સેવામાં,

આપનો પત્ર મળ્યો. મને ખૂબ આનંદ થયો. ચિ. કમળની પોતાના બાળક જેટલી જ આપ સંભાળ લ્યો છો તે બદલ આપનો ઉપકાર માનું છું. ડાક્ટરનો અભિપ્રાય વાંચ્યો. પણ આપ જાણો જ છો કે હું તો અત્યંત વ્યવસાયી માણસ છું. મારા વેપારમાંથી ઉંચું માથું કરવાની પણ મને તો ફુરસદ મળતી નથી. ચિ. કમળ મારૂં ફરજંદ છે અને તેના માટે હું જેટલું કરૂં તેટલું ઓછું. પણ મારી આ સ્થિતિમાં હું ખરેખર લાચાર છું. મને આપ સહાય ન કરો ? આપનો તો ધંધો જ પરોપકારનો રહ્યો. હું તો દુનિયાનો સામાન્ય જીવ. મારાથી ન બને તે આપ સહેજે કરી શકો. તો મારા ઉપર કૃપા કરી આપ પોતે જ તેને મુંબઇ લઇ જશો,

અને કોઇ નિષ્ણાત ડાકટરની સલાહ લઇ આવશો. જે ખર્ચ આવશે તે હું આપને આપીશ. ખર્ચમાં આપ જરા પણ સંકોચ ન રાખશો. પ્રભુકૃપાથી હું પૈસે ટકે સુખી છું; અને નહિતર પણ દીકરાથી શું વધારે હોય ? મુંબઇના ડાકટર જે સલાહ તથા દવા આપે તે સાથે આપની દેખરેખ અને ભવનનાં હવાપાણી ભળશે એટલે પછી ચિ. કમળને નિરોગી થઈ જતાં સહેજ પણ વાર નહિ લાગે.

આપના પત્રની તાત્કાલિક રાહ જોઉં છું. કેટલા પૈસા જોઇશે તે પણ સાથે જ લખશો. ચિ. કમળને આશીર્વાદ.

લી. આપનો
......ના પ્રણામ

૪

ભાવનગર તા.......

ભાઇશ્રી,

આપનો પત્ર મળ્યો. ઉપકાર. આપને માથે કામનો અસાધારણ બોજો રહે છે તે હું જાણું છું, પરંતુ પુત્રવાત્સલ્ય પાસે અગત્યમાં અગત્યનું કામ પણ નકામું લેખાઇ જવાય છે. મને આશા છે કે એ પ્રકારના પિતૃવાત્સલ્યથી આપ જરૂર વંચિત નહિ જ હો!

આપના લખવા પ્રમાણે મારાથી કશું જ નહિ બની શકે માટે લાચાર છું. ચિ. કમળનું શુભ ઇચ્છતા હો તો આપ વહેલામાં વહેલી તકે આવીને તેને લઇ જાઓ. વધું શું ?

લી. આપનો
......ના વંદેમાતરમ્.

૫

ભરૂચ તા.......

મુરબ્બી ભાઇશ્રી,

પત્ર મળ્યો. ઉપકાર. ગયા પત્રમાં મેં આપની પાસે જે વિનતિ રજુ કરી હતી તેની પૂરેપૂરી અસર આપના ઉપર નથી થઇ જણાતી. આજે હવે મારા જીવનનો છૂપામાં છૂપો ભાગ આપની પાસે ખુલ્લો કરવા ઇચ્છું છું. આપ તે જાણશો એટલે મને જરૂર મદદ કરશો, એટલું જ નહિ પરંતુ ચિ. કમળ તરફ આપના અંતરની દયાવૃત્તિ પણ જરૂર જાગશે.

આપ જાણશો કે હું છેલ્લા બાર માસથી પુનર્વિવાહિત થએલો છું. ચિ. કમળની સાવકી મા એવા સામાન્ય કુટુંબમાંથી ઉતરી આવેલી છે કે ઓરમાન પુત્ર ઉપર જે પ્રકારનું વહાલ સાવકી માએ રાખવું ઘટે તે રાખી શકતી જ નથી; ઉલટું ચિ. કમળને સતાવવામાં પોતાનું મહત્ત્વ સમજે છે. ચિ. કમળ તેની સાથે આ જન્મારામાં તો નહિ જ રહી શકે તેમ મને ચોક્કસ લાગ્યું છે. અધૂરામાં પૂરું હમણાં તે સગર્ભા છે. આવી પરિસ્થિતિમાં ચિ. કમળ ખાતર હું આજે ઘર છોડું તો ઘર ગધેડે ચડે તેવો ભય રહે છે. મારી લાચાર સ્થિતિનો ખ્યાલ આ ઉપરથી આપને આવી શકશે. વધારે લખવાની જરૂરીઆત રહે છે ખરી ? હવે તો મારી ખાત્રી જ છે કે આપ મારા ઉપર દયા કરી ચિ. કમળને સંભાળશો જ. ટૂંકમાં હવે તે આપનો જ પુત્ર છે તેમ ગણીને વર્તશો. તેની સંભાળનો સંપૂર્ણ બોજો આપના ઉપર સમજવો.

આપ ક્યારે મુંબઇ તરફ જવા નીકળો છો તે જણાવવા કૃપા કરશો કે જેથી સ્ટેશન ઉપર હાજર રહું.

લી. આપનો

......ના પ્રણામ

૬

ભાવનગર તા......

બાઈશ્રી,

આપનો પત્ર મળ્યો. મારા વિચારો લખવાની મને છૂટ આપો તો તો મારે જણાવવું જોઇએ કે તમારા પત્રથી હું ખૂબ દુઃખી થયો છું, પણ તમે માનો છો તેવી રીતે પીગળ્યો નથી. તમારો પત્ર વાંચ્યા પછી પણ મારો અભિપ્રાય જરા પણ બદલાનો નથી. તમારે જ ચિ. કમળને સંભાળવો જોઇએ અને દરેકાદ મુશ્કેલીએ તેને સાજો કરવો જોઇએ. તમારી ફરજ છે અને આગ્રહપૂર્વક હું તમારી પાસે તે ધરું છું.

મિત્રભાવે આટલું લખ્યું છે તો માફ કરજો. આવતી કાલે સાંજે મારા એક મિત્ર મુંબઇ તરફ જાય છે તેમની સાથે ચિ. કમળને ગાડીમાં બેસાડીશ. તમે સ્ટેશને આવી તેને સંભાળી લેજો. તસ્દી માફ.

તમારો

......ના વંદેમાતરમ્

હરભાઇ.

## પ્રતિષ્ઠાનો ભય

"મુરબ્બી શ્રી,

આ પત્ર આપને અણધાર્યો મળશે ! આપણી સંસ્થા છોડવાને મને આજે સાત વર્ષ થયાં. હજી સુધી પણ સંસ્થાને કે આપને ભૂલી શકતો નથી એટલું ત્યાંનું ખેંચાણ છે. દેશ છોડ્યાં પણ મને તો પાંચ વર્ષો થઈ ગયાં તે આપ જાણતા હશો.

આજે અહીં અમારી દુકાનનાં કામકાજ બંધ છે તેથી નવરો બેઠો બેઠો જૂના કાગળીયા ઉખેળું છું. એ કાગળોમાંથી છએક માસ પહેલાં જૂના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને લખેલો આપનો પત્ર હાથ લાગ્યો. પત્ર વાંચતાં જ હૃદય અનેકાનેક લાગણીઓથી ઉભરાયું. ત્યાંનાં સેંકડો સ્મરણો તાજાં થયાં. સાત સાત વર્ષનો ગાળો આંખ પાસેથી પસાર થઈ ગયો. એ બધું લખવા બેસું તો તો પાર ન આવે. અહા, એ દિવસો !

પણ આજે તો એક ખાસ વાત લખવા બેઠો છું. સંસ્થાનાં તાજાં થએલાં સ્મરણોએ મારી પાસે મારા જીવનને લગતો એક પ્રસંગ ઉગ્રતાથી ખડો કર્યો. તમને આટલે વર્ષે પણ લખવાની હિંમત કરૂં છું. તમે જાણો છો કે હું ત્યાં હતો ત્યારે મારા જીવનને દોરનાર તરીકે મેં તમને સ્વીકાર્યાં હતા; આજે પણ એ ભાવો હજી નાબુદ નથી થયા.

યાદ છે પેલો............બેનનો કિસ્સો ? યાદ હોવો જ જોઇએ. એ અફવા ઉઠ્યા પછી જે બે ચાર શંકાશીલ વિદ્યાર્થીઓને આપે બોલાવેલા તેમાં એક હું પણ કમનસીબ હતો ! મારો વારો જ પહેલો આવ્યો. એ કિસ્સાની વાત મારા કાને આવેલી તે ઉપરાંત હું કશું જ જાણું નહિ. આપની પાસે આવતાં તે દિવસે મારા પગ જેટલા ભારે થએલા તેટલા ભારે જીવનમાં કોઇ દિવસ નથી થયા. અનેક તર્કકુતર્કો કરતો હું આપની પાસે આવેલો.

આપે મારા પાસે સીધી વાત જ રજુ કરી અને હું જ ગુન્હેગાર હોઉં તેમ માની લઇને સવાલો પૂછયા. હું ગભરાયો, શું કરવું તે સૂઝે જ નહિ. આપનાં પ્રશ્નોના જવાબ આપવા બેસું તો આપને બચાવ લાગશે તેવો ભય લાગવા માંડ્યો; બીજી બાજુ વાત વધશે તો મારી પ્રતિષ્ઠા ઉપર પત્થર પડશે તેવી બીક લાગવા માંડી અને હું નિર્દોષ છું તે સત્ય આપને ગળે તેવી સ્થિતિમાં શી રીતે ઉતારવું એ પ્રશ્ન પણ મૂંઝવ્યો. આવી પરિસ્થિતિમાં મને એક જ માર્ગ સૂઝ્યો અને તે આપ જાણો છો, મારી

## મને ખબર નથી !

• નાનો કે મોટો કોઇ પણ વિદ્યાર્થી કંઇ ભૂલ કરે અને આપણે તેને આપણી પાસે બોલાવીએ અને પૂછીએ તો તેના મ્હોંમાંથી પહેલો જવાબ એ નીકળશે કે 'મને ખબર નથી.' આપણે પૂછીએ કે 'આ કાચ તેં ફોડ્યો ?' તો તુરત જ જવાબ મળશેઃ 'મને ખબર નથી.' આપણે પૂછીએઃ 'આ પાણી તમે ઢોળ્યું ?' જવાબ હાજર છેઃ 'મને ખબર નથી.' આપણે કહીએઃ 'ફલાણા વિદ્યાર્થીના પૈસા કોણે લીધા છે તે જાણો છો ?' જવાબ તૈયાર કે 'મને ખબર નથી.' આપણે ધમકાવીએ કે 'આ નોટીસ બોર્ડ ઉપર લીટા કેમ કરો છો ?' આશ્ચર્યચકિત મોઢું કરી તુરત જ જવાબ મળે કે 'પણ મને ખબર જ નથી!' છાત્રાલયની આસપાસમાં જ ગંદકી દેખી કોઈ એકને પકડો અને કહો કે 'અહીં ગંદકી કરતાં શરમ નથી આવતી ?' જવાબ હાજરાહજુર જ કે 'મને તો ખબર જ નથી !'

આ 'મને ખબર નથી' છે શું ? જવાબ આપનાર વિદ્યાર્થીને ખરે-ખર તેની ખબર નથી કે તે આપણી પાસે જૂઠું બોલ્યા કરે છે ?

આપણે ગૃહપતિઓ મોટે ભાગે એમ માનવા લલચાઇએ છીએ કે વિદ્યાર્થીઓને જૂઠું બોલવાની ટેવ જ છે અને ઇરાદાપૂર્વક તેઓ જૂઠું બોલવા પ્રયત્નો કરે છે. તેમ માનીને જ આપણે આગળ ચાલીએ છીએ. પરિણામે વિદ્યાર્થીને આપણી પાસે બોલાવીએ તે વખતનો આપણો દેખાવ, આપણો રૂઆબ, આપણી ભાષા, આપણો અવાજ બધું જ એવું હોય છે કે જૂઠાણાનો આરોપ આપણે તેના ઉપર મૂકવા માગીએ છીએ તેવું વિદ્યાર્થી સ્પષ્ટ અસ્પષ્ટ પણ સમજી જાય. સત્ય હકીકત જાણવાને બદલે આપણે તો તેને ગુનહેગાર જ લેખવા માગીએ છીએ તેવું આપણું વર્તન હોય છે. આ ઠીક નથી.

પરંતુ એ વાત જવા દઇએ. આ 'મને ખબર નથી' એ છે શું ? અને ખરેખર તે જૂઠાણું નથી જ. જૂઠાણું તો તે કહેવાય કે જે બોલવા પાછળ કોઇ પણ હલકો સ્વાર્થ સાધવા માટે જૂઠું બોલવાનો ચોક્કસ ઇરાદો રહેલો હોય. વિદ્યાર્થીઓનું આ 'મને ખબર નથી' એ તે અર્થમાં જૂઠાણું નથી જ. ખરી રીતે બોલીએ તો એ આપણી બીક છે; વિદ્યાર્થી આપણાથી બ્હીએ છે. અને એ બીક કશા પણ ઇરાદા વગર, સમજણ વગર તેની પાસે 'મને ખબર નથી' એમ બોલાવે છે. આપણે સૌ કોઇનો અનુભવ છે કે આપણા

માયાળુ વર્તનથી અને સહાનુભૂતિભર્યા શબ્દોથી વિદ્યાર્થી તુરત જ હકીકત જાહેર કરે છે. પછી તેને બીક કે શરમ નથી રહેતાં.

વિદ્યાર્થીના મનમાંથી બીક જાય તો તેના મોઢામાંથી 'મને ખબર નથી' એ પણ જાય.

હરભાઈ.

## છાત્રાલય છોડવાના માર્ગ !

### (૧)

હીરજીઃ "ધનજીભાઇ, હવે તો ભારે મૂંઝાયો છું. અહીં જરાય ગમતું નથી. બાપાને કાગળ લખ્યો તો એ તો જવાબ લખે છે કે 'તારાથી ભવન છોડાશે જ નહિ; માટે શાંત ચિત્તે અભ્યાસ શરૂ કરી દેજે.' હવે શું કરવું ?"

ધનજીઃ "દોસ્ત, હું તારી સ્થિતિ બરાબર સમજું છું. મને પણ નથી ગમતું. હું તારા કરતાં આઠ દિવસ વહેલો આવ્યો છું પણ હજુ ક્યાંયે ચેન નથી પડતું. તારા બાપા તો જવાબે આપે છે પણ મારા કાકા તો જવાબ જ લખતા નથી."

હીરજીઃ "મારા કરતાં તો તારી સ્થિતિ સારી કહેવાય, દોસ્ત! કાકાનું કંઇ આપણા ઉપર બહુ ન ચાલે ! અહીંથી સીધો ચાલ્યો જા પાછો અને બાપાને આફ્રિકા ખબર આપી દે કે 'ભવનમાં તો બધું બહુ ખરાબ છે તેથી ત્યાં રહેવામાં સાર નથી; માટે ઘરે પાછો આવ્યો છું.' તારી જગ્યાએ હું હોઉં તો હું તો જરૂર એમ જ કરૂં. મારી મૂંઝવણનો તો મને કશો જ રસ્તો દેખાતો નથી. તને કંઈ સૂઝે છે ?"

ધનજીઃ "લે ત્યારે, તારા માટે તો મારી પાસે સરસ રસ્તો છે. મારા માટે તેં કહ્યો તે સાચો નથી. કાકા બહુ ખરાબ છે. મારવા જ માંડે અને કદાચ પાછા મૂકવા પણ આવે. વળી બાપા તો કાકાનું જ માને છે. હા, ઘેર ન જતાં કંઇક બીજે જવાનું હોય તો તારો રસ્તો સરસ કહેવાય. પણ તેમ બને નહિ. મારે તો ઘેર જ જવું છે અને અહીં નથી જ રહેવું. બોલ, છે કંઇ રસ્તો ?"

હીરજીઃ "ના, તો તો નથી. હું પોતે જ ગભરાયો છું તેથી પણ મને અત્યારે કશું જ સૂઝે તેમ નથી લાગતું. પણ મારા માટે તું શો રસ્તો બતાવે છે તે તો કહે."

ધનજીઃ "અહીંથી ડીસમીસ થવાનો."

હીરજી: " પણ તે કેવી રીતે ? મને એમ શા માટે ડીસમીસ કરે ?"

ધનજી: " કોઇ કરે નહિ, ગાંડા! તારે જ ડીસમીસ થવાય તેવા ધંધા કરવા !"

હીરજી: " એટલે ?"

ધનજી: " એટલે એમ કે નાની મોટી ચોરીઓ કરવા માંડવી અને પછી પકડાઈ જવું."

હીરજી: " ચોરી ? અરે, મને તે કરતાં પણ ન આવડે."

ધનજી: " એમાં આવડવું છે શું ? બધા જમવા જાય કે રમવા જાય ત્યારે કોઇનો કબાટ તોડવો કે કોઇનો ટ્રંક ઉઘાડવો; તેમાંથી ફાવે તે લઇ લેવું. સંતાડવાના પ્રયત્નો કરવા અને પછી પકડાઇ જવું. બે ત્રણ વખત એમ કરીશ એટલે ગૃહપતિ સાહેબ તને આપોઆપ જ ડીસમીસ કરશે."

હીરજી: " અરે પણ જેની ચોરી કરીએ તે મારે નહિ ? અને વળી બાપાને ખબર પડે તો તો હાડકાં જ ભાંગી નાખે ને !"

ધનજી: " અહીં કોઇ મારી શકે નહિ. અને બાપાને તો કહીએ ને કે ચોરી તો બીજાએ કરી હતી પણ મારા માથે ઢોળી નાખ્યું. મારા ગૃહપતિ સાહેબ પણ કાનના કાચા છે તેથી તેમણે પણ મારૂં ન સાંભળ્યું અને મને ડીસમીસ કર્યો. આમ કરવાથી બાપા તારા ઉપર ખુશ થશે, ભવન ઉપર ખીજાશે અને તારૂં ધાર્યું પાર પડશે."

હરજી: " તું મને મદદ કરે તો કાલથી પ્રયત્ન કરૂં; મારૂં એકલાનું એ કામ નહિ. પણ તું શું કરીશ ?"

ધનજી: " તને જરૂર મદદ કરીશ; મારી ચિંતા નહિ. આમાંથી મને બચી જતાં આવડશે અને પછી મારે કેમ નીકળી જવું તેના પ્રયત્નો કરી લઇશ. જોઉં છું કયો રસ્તો હાથ લાગે છે. પણ તારૂં તો નક્કી કે ?"

હીરજી: " હા નક્કી. કાલથી શરૂ."

( ૨ )

મુળજી: " કાં રામજી, આજે હવે કેમ લાગે છે ?"

રામજી: " અરે હજી તો પેટમાં એવું દુખે છે, એવું દુખે છે કે વાત ન કરો."

મુળજી: " તો પછી આ દવા ફેંકી દેતાં શરમ નથી આવતી ? આપણા ગૃહપતિ બિચારા તારી પાછળ હેરાન હેરાન થઇ જાય; આપણા

ડાક્ટર આટઆટલી કાળજી રાખે અને તારે તો નિરાંતે દવા ફેંકી દેવાની, કાં? આજે તો બધી વાત હવે ગૃહપતિને કહેવા દે!"

રામજી: "અરે ભાઇશાબ, દવા તો એવી કડવી કે પીવાય જ નહિ. પછી ફેંકી ન દઉં તો શું કરૂં ?"

મુળજી: "તો પછી પેટમાં દુખતું કેમ મટશે?"

રામજી: "મટે ત્યારે ખરૂં. મને તો લાગે છે કે આ પેટનો દુખાવો આહીં મટે તેમ લાગતું નથી. ઉલટો રોજ રોજ વધતો જ જાય છે."

મુળજી: "વધે જ ને પણ! દવા લેવી નહિ અને ખાવામાં ભાન ન રાખવું, પછી થ.ય શું?"

રામજી: "ભૂખ લાગે ત્યારે શું કરૂં? ખાવું તો જોઇએ ને? પણ ભાઇ મુળજી! તું સાહેબને કહેજે કે મને ઘરે પાછો મોકલી દે. ત્યાં મારો દુખાવો મટી જશે."

મુળજી: "તે તારે ઘરે જવું છે? તું તો હજી ચાલ્યો આવે છે ને?"

રામજી: "ત્યારે હવે ખરી વાત કહું?"

મુળજી: "કહે ને ભાઈ, તારો જ પાડ. આ બધા માંદામાં તારી ચાકરીએ તો ખરેખર થક્યો છે."

રામજી: "ત્યારે આ વાત એમ છે કે મને આહીં જરા પણ ગમતું નથી. મારે ઘેર પાછા જવું છે. બાકી આ પેટમાંબેટમાં કંઈ દુખતું નથી. ઘરે જવાનું પેટમાં દુખે છે. તું કંઈ મદદ કરીશ?"

હીરજી: "ઓહો, હવે સમજ્યો કે તું દવા શા માટે નથી લેતો! ઘરે જવું હોય તો સાહેબને ઝટ કહી દે ને તે તને રવાના કરે! એ બિચારા ક્યાં કોઇને પરાણે રોકે છે?"

રામજી: "એમ ન જવાય. પણે બાપા મારી જ નાખે ને! એ તો સાહેબ બાપાને એમ જણાવે કે આ રામજીનો રોગ બહુ ખરાબ છે; અહીં મટતો જ નથી માટે પાછો લઈ જાઓ. તો જ ચાલે."

મુળજી: "તો પછી લાવને સાહેબને હું જ કહું. કાલે થઇ જા રવાના."

રામજી: "પણ મેં કહ્યું તેમ. ગમે તેમ કરીને તેવો પત્ર લખાવ તો જ કામ આવે. નહિતર માર્યો જાઉં."

મુળજી: "તેની તારે ચિંતા નહિ. બધું ઠીક થઇ રહેશે. કાલે વાત."

હરભાઇ.

## કાનજી

કાનજી સંસ્થાનો જૂનો વિદ્યાર્થી. અભ્યાસમાં ખૂબ તેજ, રમવાનો ભારે શોખીન, મોટો હોવા છતાં નાનાં નાના વિદ્યાર્થીઓ સાથે જ રમવાની ટેવ. કવિતાઓ બનાવે, ભાષણો પણ કરે અને લેખો પણ લખે. મૂળ ગામડાનો અને જૂની પદ્ધતિથી ચાલતી સંસ્થામાંથી આવેલો એટલે જીભનો છૂટો અને થોડોક ખુશામતી. એક ટેવ લઇને તો તે આવેલો: જેનાં તેનાં છિદ્રો જોવાં-ગૃહપતિ કે શિક્ષક, કોઠારી કે રસોયો, મોટા વિદ્યાર્થી કે નાના, નાયક કે મંત્રી. ઘણી વખત તો એમ જ થતું કે અધિકારીઓને ખબરે ન હોય એવી બાબતો તે ખોળી કાઢે અને તેમ કરવામાં તે વારંવાર આબાદ ફાવી જતો. કેટલાએ જાતીય વિકૃતિના બનાવો તે શોધી લાવે અને તેમ કરવામાં પોતાની જાતને બહાદુર માને. વખત જતાં આ જાતનું વ્યસન જ તેને લાગી ગયું. મોડી રાત સુધી કે મળસ્કે, ખરે બપોરે કે વરસતા વરસાદે કાનજી આવું કાંઇક શોધતો. નાના નાના તો કોઇ વાર મોટા વિદ્યાર્થીઓ સાથે લાંબી લાંબી મંત્રણાઓ કરતો, કોઠારી રસોયા કે વાસણ માંજનાર સાથે બેસતો, બગીચામાં કે છત ઉપર વિચાર કરતો આપણને તે જોવામાં આવે. આમ ઘણો વખત ચાલ્યા કર્યું. અધિકારીઓ તરફથી તેને ઉત્તેજન મળવા લાગ્યું. તે ફૂલાતો ગયો. અભ્યાસના ભોગે તે આમાં રસ લેવા લાગ્યો– આળસુ, અવ્યવસ્થિત અને બેદરકાર બનવા લાગ્યો. ઘણી વખત બીજાજી અને બટકબોલો જણાયો; ખાવાની લાલસામાં ફસાવા લાગ્યો અને છેવટે તે બહુ અપ્રિય અને અકારો થઇ પડ્યો.

બુદ્ધિ તેજ અને રખડ્યા કરતો લાગે છતાં પરીક્ષામાં તો સારામાં સારો નંબર મેળવે. આ એક જ બાબત તેના માટે મોહ ઉપજાવતી.

પણ છૂપી પોલિસના આ કામે તે બધાને અપ્રિય થઇ પડ્યો હતો. એકેએક માણસ તેનાથી કંટાળ્યા હતા. કોઇ જૂઠા આરોપથી તો કોઇ તેની બેપરવાઇથી, કોઇ ઇર્ષ્યાથી તો કોઇ તેના ત્રાસથી.

એક રાત્રે એકાએક વાત આવી: "કાનજી પડ્યો! કાનજી ઉડ્યો! કાનજી એ જ લાગનો! કાનજીને બાર કલાકની નોટીસ મળી."

આ વાતમાં ઘણું સત્ય હતું. બીજાના દોષો જોવામાં કાનજી પોતે જ ધીમે ધીમે લપસ્યો હતો. ઘણા સમયે તે પડ્યો હતો. પણ તે એક જ નાજુક પ્રસંગે તેનું મોઢું શ્યામ કરી દીધું હતું.

છેવટે તે ગયો. જતા પહેલાં તેને આત્મશુદ્ધિને માર્ગે વાળવા પ્રયત્નો કર્યા પણ વ્યર્થ.

બહાર ગયા પછી છાત્રાલય, છાત્રાલયનો આનંદ, છાત્રાલયની સ્વતંત્રતા, પોતાની તેજ બુદ્ધિ, બીજું કામ કરવાની અશક્તિ અને માર્ગ ન મળવાની પારાવાર મૂંઝવણે તેને ફરી પાછો છાત્રાલયને શરણે આવવા પ્રેર્યો.

તેણે પશ્ચાત્તાપ કર્યો; આત્મશુદ્ધિ સાધવા વ્રત લીધું; પોતાની તેજ બુદ્ધિને સન્માર્ગે વાળવા કટીબદ્ધ થયો અને છાત્રાલયને ચરણે બેસી ગયો.

આવા બાળકોને આપણે ઓળખીએ અને સન્માર્ગે વાળવા આકર્ષી શકીએ તો?

કુલચંદ હ. દોશી.

## કાર્યાલય તરફથી:—

મંડળ સાથે જોડાએલી સંસ્થાઓમાંથી નીચેની સંસ્થાઓએ ચાલુ વર્ષના પોતાના લવાજમના રૂપીઆ પાંચ મોકલવાની વ્યવસ્થા કરી છે. બાકીની બીજી સંસ્થાઓ પોતપોતાનાં લવાજમની રકમો કાર્યાલયમાં સત્વર મોકલી આપે એવી વિનતિ છે.

| | |
|---|---|
| ૮ સ્વરાજ આશ્રમ ઉદ્યોગશાળા | વેડછી |
| ૯ શ્રી યશોવિજય જૈન ગુરુકુળ | પાલીતાણા |
| ૧૦ શ્રી મહીરેવા લોહાણા બોર્ડિંગ | વડોદરા |
| ૧૧ શ્રીકચ્છી દશા ઓશવાળ જૈન બોર્ડિંગસ્કૂલ | મુંબઇ |
| ૧૨ પ્રાણજીવન છાત્રાલય | અમદાવાદ |
| ૧૩ શ્રી મહાવીર જૈન વિદ્યાલય | મુંબઇ |
| ૧૪ શ્રી માંગરોળ શ્રીમાળી સમાજ | મુંબઇ |
| ૧૫ પાટીદાર વિદ્યાર્થિઆશ્રમ | સુરત |
| ૧૬ વિદ્યાર્થિઆશ્રમ, ચરોતર કેળવણી મંડળ | આણંદ |

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

( 'છાત્રાલય મંડળ' તરફથી )

વર્ષ ૩ જું
૧૯૨૯

અંક ૮ મો
ઑગસ્ટ

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ

તેમના સ્વ. પત્નીશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ

યુગ બદલાય છે અને સાથે આદર્શો પણ બદલાય છે. બદલાતા આદર્શો નવીન સમાજરચના વાંચ્છે છે.

આ નવીન સમાજરચનાની સામે-પૂર ચાલવા જે કોઈ પ્રયત્ન કરે તે એ પૂરમાં જ ઘસડાઈ જવાનો છે.

યુગને ઘડનાર યુગસૃષ્ટા છે; યુગને ઓળખનાર યુગદૃષ્ટા છે. જુવાન આજનો યુગસૃષ્ટા છે તો ચાલો આપણે આજના યુગદૃષ્ટા બનીએ.

# મૂંઝવતો પ્રશ્ન

છાત્રાલયનો મૂંઝવતો એક પ્રશ્ન તે સ્વચ્છતા અને વ્યવસ્થાનો છે. બીજા બધા પ્રશ્નોને પહોંચી વળવા માટે ગૃહપતિ સમય અને શક્તિ મેળવી શકે છે, પરંતુ આ પ્રશ્ન એટલો બધો તો સનાતન થઇ ગયો છે કે તેનો નીકાલ લાવવો એ જાણે કે મહાભારત કામ હોય તેમ આપણે હવે માનતા થઇ ગયા છીએ. કોઈ પણ છાત્રાલયમાં જતાં ગૃહપતિ આપણી પાસે આ પ્રશ્નને ખડો કરે જ કરે.

સ્વચ્છતા માટે વિદ્યાર્થીઓને ગમે તેટલું કહેવામાં આવે, વ્યવસ્થા માટે તેમના ઉપર ગમે તેટલા કડક થઇએ, પરંતુ વિદ્યાર્થીઓ તો પાછા એના એ ! સ્વચ્છતાનું એકધારું ધોરણ લાંબો કાળ ટકે જ નહિ; વ્યવસ્થાની એક પ્રગતી પદ્ધતિ અમલમાં લાવી શકાય જ નહિ. ગૃહપતિના સમયનો ઘણો મોટો ભાગ અને તેની શક્તિનો પણ મોટો ભાગ સ્વચ્છતા અને વ્યવસ્થા ઉભાં કરવા પાછળ ખર્ચાતાં હોય છે. તે એટલે સુધી કે બીજાં અગત્યનાં કામો માટે તેના પાસે સમય અને શક્તિ રહે પણ નહિ.

તો પછી આ પ્રશ્નના નીકાલ માટે શું કરવું ?

છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓના સતત અવલોકન ઉપરથી માલૂમ પડયું છે કે મોટા ભાગના વિદ્યાર્થીઓનો સ્વભાવ તો સ્વચ્છતાપ્રિય અને વ્યવસ્થાપ્રિય હોય છે. અનુકરણીય સ્વચ્છતા અને વ્યવસ્થા ઉભી કરવા પાછળ ગમે તેટલાં સમય અને શક્તિ ખર્ચવા તેઓ તૈયાર હોય છે; અને સુંદર વ્યવસ્થા તથા સ્વચ્છતા ઉભી કરી મનમાં મ્હાલે છે. અવ્યવસ્થિત અને અસ્વચ્છ વાતાવરણમાં રહેવા કરતાં વ્યવસ્થિત અને સ્વચ્છ વાતા-વરણમાં રહેવાનું તેઓ ખૂબ પસંદ કરે છે.

પરંતુ વિદ્યાર્થીઓના મોટા ટોળામાં બેચાર વિદ્યાર્થીઓ એવા હોય છે ખરા કે જેઓ ખોટી અથવા તો ખરાબ કેળવણીને પરિણામે આળસુ અને બેદરકાર બન્યા હોય. આવા વિદ્યાર્થીઓ પોતાની આળસ અને બેદરકારીની છાપ પોતાના સાથીઓ ઉપર ઠીક ઠીક પાડી શકે છે. વિદ્યાર્થીઅવસ્થા સામાન્ય રૂપે જરા બેદરકાર તો હોય જ છે; તેમાં થોડાએક મિત્રોનું જ્વલંત દૃષ્ટાંત અને પ્રોત્સાહન ભળે એટલે પછી, મસ્ત બેદરકારી આળસમાં અને બીનજવાબદારીમાં પરિણમે છે. જુવાનની બેદરકારી તે બીનજવાબદારી નથી. પરંતુ એ બન્નેની વચ્ચેની દોરી બહુ જ સૂક્ષ્મ છે. થોડાએક આળસુ

અને ખરેખર બીનજવાબદાર વિદ્યાર્થીઓનો ચેપ આમ ઘણાને લાગે છે, અને આખાયે તંત્રમાં આપણને અસ્વચ્છતા અને અવ્યવસ્થા પથરાઇ રહેલાં દેખાયા જ કરે છે.

માટે જ આપણું કર્તવ્ય સૂક્ષ્મ અવલોકન દ્વારા એવા ખરેખર બીનજવાબદાર વિદ્યાર્થીઓને પકડી પાડવાનું રહે છે. તેવા વિદ્યાર્થીઓ હાથ લાગ્યા એટલે પછી આપણું કામ સહેલું થવાનું. સ્વચ્છતા અને વ્યવસ્થા માટે આપણે તે વિદ્યાર્થીઓને જ તૈયાર કરવાના. આપણી પાસે જેટલા માર્ગો હોય તેમાંના સાચા માર્ગોનો પ્રયોગ તેવા વિદ્યાર્થીઓની સાચી ઓળખના પરિણામે આપણને હાથ લાગવાનો: અને બહુ જ થોડા સમયમાં એવા વિદ્યાર્થીઓને વ્યવસ્થા સાચવવા માટે તેમ જ સ્વચ્છતા ઉભી કરવા માટે આપણે તૈયાર કરી દેવાના.

આવા વિદ્યાર્થીઓ સ્વચ્છતા જાળવતાં અને વ્યવસ્થા સંભાળતાં શીખ્યા એટલે પછી આપણો કોયડો ઉકલી ગયો સમજવો. દર નવે વર્ષે આવા ખરેખર બીનજવાબદાર વિદ્યાર્થીઓને હાથ કરી તેમને જ તાલીમ આપવા પાછળ સમય અને શક્તિ ખર્ચવાથી આપણે ઘણી મૂંઝવણોમાંથી ઉગરી જઇ શકશું.

**હરભાઇ.**

## છાત્રાલયનાં પુસ્તકાલય

છાત્રાલયમાં વિદ્યાર્થીઓને આનંદનાં સ્થળ ઘણાં હોવાં જોઇએ; વ્યાયામશાળા, ક્રીડાંગણ અને પુસ્તકાલય એટલી ચીજ તો અવશ્ય દરેક છાત્રાલયમાં રાખવી ઘટે છે. યુવાન વિદ્યાર્થીઓને વાતાવરણથી કેળવવાની રીત બહુ ઉત્તમ ગણાય છે. વ્યાયામશાળામાં કાંઇ શરીર સુધારવાની જ ભાવનાથી છોકરાઓ એકઠા થાય છે એવું હોતું નથી. આનંદનું સ્થાન જ્યાં હોય ત્યાં યૌવનને વિકાસનું સ્થાન મળે છે. વ્યાયામશાળામાં એવું વાતાવરણ જો ઉભું ન થતું હોય તો વ્યાયામશાળા એ શિક્ષાનું સ્થાન બની જાય છે.

છાત્રાલયમાં પુસ્તકાલય એ પણ ઘણા યુવાનો માટે આનંદનું સ્થાન બની ગયું હોય છે. નાની વહુઆરૂઓ સાસરવેલના વજનદાર વાતાવરણથી જેમ પાણી ભરવા જાય ત્યારે નદી ઉપર કે કૂવા ઉપર એકલી એકલી પણ બેઠું ઉજળાનાં ઉજળાનાં કુદરતનાં દૃશ્યો જોવામાં કે એકાદા મનગમના વિચારના જગમાં ડુબકી મારવામાં આનંદ મેળવે છે, તેમ છાત્રાલયનો એકલો

યુવાન પણ ઘણી વાર પુસ્તકાલયના ઓરડામાં એકલો બેઠો બેઠો અપૂર્વ આનંદ અનુભવતો હોય છે.

છાત્રાલયના વ્યવસ્થાપકોએ વાચનાલયની અને પુસ્તકાલયની સુંદર યોજના અવશ્ય કરવી જોઇએ. પુસ્તકાલયમાં કેવળ પાઠ્યપુસ્તકોના ખડકલા ન હોવા જોઇએ, પણ પ્રાણવાન લેખકોની કૃતિઓ ઉત્તમ રૂપમાં રજુ કરેલી હોવી જોઇએ. કેવળ બોધનાં અને કહેવાતાં નીતિનાં અને આધ્યાત્મિક જ્ઞાનનાં પોથાં એ પુસ્તકાલયમાં ન જોઇએ. યૌવનને ગમે તેવું, યૌવનને વિકસાવે અને દોરે તેવું સાહિત્ય આ પુસ્તકાલયમાં મૂકવું જોઇએ. વાચનાલય પણ બહુ સારી સામગ્રીથી સમૃદ્ધ કરવું જોઇએ. પુસ્તકાલયનો લાકડી સામાન બહુ સારો, સાફ, સ્વચ્છ અને બેસનારને પરાણે નોતરી આણે એવો હોવો જોઇએ. આ બાબત ઉપર લક્ષ આપવામાં નથી આવતું તેથી ઘણે સ્થળે સુંદર સાધનો નિરુપયોગી પડી રહે છે. કેટલેક સ્થળે પુસ્તકાલયની સુંદર સામગ્રી ગૃહપતિના ઘરમાં કે તેના મિત્રને ત્યાં કે મુખ્ય છાત્રની બેઠક આગળ લાવી મૂકાય છે અને છાત્રાલયનો જૂનો સામાન પુસ્તકાલયમાં મૂકી દેવાય છે. આ મોટી ભૂલ ગૃહપતિ સમજે.

છાત્રાલયના વાચનાલયમાં એકાદ બે ઇંગ્લાંડમાં પ્રકટ થતાં માસિક કે અઠવાડિક અને એકાદ બે હિન્દી, બંગાળી કે મરાઠી ઉત્તમ પ્રતિનાં સામાયિક પત્રો અવશ્ય હોવાં જોઇએ.

છાત્રાલયના વ્યવસ્થાપકો સેંકડો રૂપીઆ છાત્રાલય નભાવવામાં ખર્ચ કરતા હોય પણ જો તે છાત્રાલયમાં સારું પુસ્તકાલય ન હોય તો તે વ્યવસ્થાપકો નાણાનો વધારેમાં વધારે ફળદાયી ઉપયોગ નથી કરતા એમ કહેવામાં જરા પણ ખોટું નથી.

છાત્રાલયના પુસ્તકાલયમાં અને વાચનાલયમાં છાત્રોને બહુ સરસ *અનુભવો તેની વ્યવસ્થા રાખવામાંથી મળે છે તે ભૂલવા જેવી વાત નથી.*

**કલ્યાણરાય ન. જોષી.**

## નાના અને મોટા વિદ્યાર્થીઓ

આપણાં આજનાં છાત્રાલયોમાં પહેલી અંગ્રેજીથી માંડીને તે કોલેજમાં ભણતા સુધીના તમામ વિદ્યાર્થીઓ મોટા ભાગે વસતા હોય છે. છાત્રાલયોનું સ્થાન શહેરો, અને શહેરમાં ભણવા માટે જે કોઇ આવે તે છાત્રાલયમાં રહે, આ પરિસ્થિતિ આજે અનિવાર્ય છે. આપણી આર્થિક સ્થિતિ સુધરે નહિ

અને છાત્રાલયસંસ્થાઓમાં રસ લેનાર કેળવણીકારો નીકળે નહિ ત્યાં સુધી વિભાગ વાર છાત્રાલયો ઉભાં થવાં જરૂર અશક્ય છે. પરંતુ આજનાં આપણાં છાત્રાલયોમાં કેવી સ્થિતિ પ્રવર્તે છે અને તે નીવારવા માટે કેટલું થઇ શકે તેનો વિચાર કરીએ.

આજનાં આપણાં છાત્રાલયોમાં નાના મોટા તમામ પ્રકારના વિદ્યાર્થીઓ માટે નાની મોટી સમાન પ્રવૃત્તિઓ જ મોટે ભાગે દેખાય છે. આ પ્રવૃત્તિઓ પૈકી અનેક એવી હોય છે કે જે કેવળ મોટા વિદ્યાર્થીઓને જ રુચે, અને કેટલીક એવી જ હોય છે કે જેમાં કેવળ નાના વિદ્યાર્થીઓ જ રસ લે. નાના મોટા ઉત્સવો, ભોજનની વ્યવસ્થા, વિદ્યાર્થિમંડળો, મુસાફરીઓ, આંતર્દ્વાર તેમજ બહિર્દ્વાર રમતો આ બધાયમાં નાના મોટાના રસો ભિન્ન ભિન્ન હોય છે. મોટા વિદ્યાર્થીઓ પાસે ઉત્સવની જે કલ્પના હોય છે તે નાના વિદ્યાર્થીઓ ઝીલી પણ શકે નહિ. મોટા વિદ્યાર્થીઓનો ભોજનનો ક્રમ અને વ્યવસ્થા નાના વિદ્યાર્થીઓને રુચે જ નહિ. નાના મોટાની રમતો તો જૂદી જ પડતી હોય; જે રમતમાં નાના વિદ્યાર્થીઓને મઝા આવે તેમાં મોટા વિદ્યાર્થીઓ કંટાળે અને જે રમતોમાં મોટા વિદ્યાર્થીઓ ખૂબ રસ લે તેમાં નાના વિદ્યાર્થીઓને ભળવાનું મન જ ન થાય. મુસાફરીનો વિચાર થાય ત્યારે તો નાના મોટા વિદ્યાર્થીઓનો પરસ્પર વિરોધ આપણે ગૃહપતિઓ સ્પષ્ટ સ્વરૂપમાં દેખી શકીએ છીએ. નાના વિદ્યાર્થીઓને ખૂબ હરવા ફરવાનું મળે, કુદરતમાં મહાલવાનું મળે અને સાથે સાથે ખૂબ આરામ અને સુંદર ભોજન મળે તેવી મુસાફરીઓમાં વધારે રસ અને ઉત્સાહ હોય છે, જ્યારે મોટા વિદ્યાર્થીઓ સાહસ ખેડવાની તક મળે, જીવ સટોસટના ખેલ ખેલવાની તક સાંપડે અને કઠણ તથા ખડતલ જીવન જીવવાના મનોરથો ફળે તેવી મુસાફરીઓ વધારે પસંદ કરે છે. આપણાં છાત્રાલયોમાં વિદ્યાર્થી સ્વરાજની જે સંસ્થાઓ હોય છે તેમાં નજર નાખતાં પણ આપણને જણાય છે કે નાના વિદ્યાર્થીઓના વિચારના, ચર્ચાના અને અમલના વિષયો મોટા વિદ્યાર્થીઓના તેવા વિષયોથી છેક જૂદા જ હોય છે. પરિણામે નાના વિદ્યાર્થીઓનાં હિત અને રસની વાતો થતી હોય તો મોટાઓ ગેરહાજર રહે છે અને મોટાઓના શોખનું કામ ચાલતું હોય ત્યાં નાના વિદ્યાર્થીઓ ઊંઘે છે. આપણી આજની પરિસ્થિતિ આ છે. ડગલે ને પગલે હમેશના કામમાં આપણા ગૃહપતિઓને અનુભવ થયા જ કરે છે કે નાના મોટા વિદ્યાર્થીઓનું સંઘર્ષણ ભારે જબરૂં છે.

આ ઉપરાંત આપણાં છાત્રાલયોમાં રહેવાની વ્યવસ્થા પણ એવી હોય છે કે જેને પરિણામે નાના મોટા વિદ્યાર્થીઓ એક સાથે રહે. આવી વ્યવસ્થા હોવાથી આખા દિવસમાં નાનાં મોટાં વિદ્યાર્થીઓને એક બીજાના પરિચયમાં વારંવાર આવવું પડે છે. આવા પ્રસંગોએ પણ સંઘર્ષણ તો વધતું જ ચાલે છે. દશ વર્ષના વિદ્યાર્થીઓના શોખ, રસ, મનોદશા, વિચારસરણી વગેરે બધુંય અઢાર વર્ષના વિદ્યાર્થીઓથી છેક જ નીરાળાં હોય છે. આથી કરીને નાના મોટા વિદ્યાર્થીઓ વાતવાતમાં ચભડી પડતા આપણે દેખીએ છીએ. આવી અસમાન દશાને લીધે ઘણા મોટા વિદ્યાર્થીઓ અજાણતાં પણ ગુંડા બની જાય છે અને ઘણા નાના વિદ્યાર્થીઓ બીકુ બની જાય છે. બન્ને વિદ્યાર્થીઓને માટે આ સ્થિતિ નુકશાનકારક છે. ઉપરાંત તેમનો ઘણો ખરો વખત એક બીજા સાથે મેળ મેળવવાના પ્રયત્નો કરવામાં જાય છે તેથી છાત્રાલયમાં કરવા જેવું કેટલુંયે રચનાત્મક કામ કરવું જ રહી જાય છે. આપણે ગૃહપતિઓનો પણ ઘણો ખરો વખત નાના મોટા વિદ્યાર્થીઓ વચ્ચે સંધિ કરાવવામાં અને સમન્વય સધાવવામાં જ જતો હોય છે.

આ બધો આપણો રોજનો અનુભવ છે.

ત્યારે કરવું શું ?

મેં અગાઉ કહ્યું તેમ આપણે આર્થિક દૃષ્ટિથી વધારે સમૃદ્ધ થઈએ અને સારા સારા માણસો છાત્રાલયક્ષેત્રમાં કામ કરવા માટે આગળ પડતા થઈ જાય ત્યારે તો સમાન વયના વિદ્યાર્થીઓનું જ એક છાત્રાલય રહે તેવી વ્યવસ્થા ઉભી કરીએ. જે વયમર્યાદામાં વિદ્યાર્થીઓના રસ લગભગ એક સરખા હોય તેટલી વયના વિદ્યાર્થીઓનું અલગ છાત્રાલય જ હોય. પણ આવી પરિસ્થિતિ આપણે ઉપજાવી શકીએ તેને હજી વાર છે. ત્યાં સુધી આપણે થોડોએક વ્યવહારૂ વિચાર કરી તેનો અમલ કરવો અત્યંત આવશ્યક છે.

છાત્રાલયમાં નિવાસગૃહની એવી વ્યવસ્થા કરવી કે જેથી જૂદા જૂદા વયના વિદ્યાર્થીઓ જૂદા જૂદા રહી શકે. આ રીતે વિચારીએ તો બાર બાર કે પંદર પંદર અને બહુ બહુ તો પચીસ પચીસ વિદ્યાર્થીઓનું એક નિવાસગૃહ બને. આ નિવાસગૃહની બધી સામાન્ય વ્યવસ્થા તદ્દન અલગ રહે. વિદ્યાર્થિસ્વરાજની તેની યોજના પણ અલગ રહે. આવા દરેક નિવાસગૃહ

માટે એક અલાયદો ગૃહપતિ પણ જરૂર રાખવાનો રહે. આ ગૃહપતિ પોતાની બધી શક્તિઓ પોતાની મંડળીના સર્વતોમુખી વિકાસ પાછળ વાપરે અને સાથે સાથે જ તેવા બીજા નિવાસગૃહની સાથે સહકાર સાધવાની યોજનાઓ ઘડી તેના અમલ દ્વારા આખા છાત્રાલયનું એકીકરણ સાધે.

સંસ્થાના સામાન્ય ઉત્સવો, રોજનું ભોજન, મહેમાનો વગેરેનો પરિચય, સમાજસેવાનાં કામો વગેરે પ્રવૃત્તિઓમાં આખીયે સંસ્થાને એકત્રિત કરી એક સાથે કામ કરી શકાય.

એક જ છાત્રાલયનાં જૂદાં જૂદાં અંગો તરીકે જૂદાં જૂદાં નિવાસગૃહો રચી તે પદ્ધતિનો અમલ કરવાની રીત અખત્યાર કરી જોવા જેવી છે. તેમ કરીએ તો કેળવણીની દિશામાં માનસશાસ્ત્રની દૃષ્ટિએ આપણે એક સુંદર પગલું ભર્યું ગણાય. અલબત્ત આ બધાં નિવાસગૃહો ઉપર એવા ગૃહપતિઓ યોજાય કે જેઓ બધા વિભાગોને સ્વતંત્ર રીતે વિકસાવવાની સાથે જ બધાનો સુસંયોગ પણ સાધે; પોતાની જાતે જ પોતાનું વ્યક્તિત્વ વિકસાવતાં નાનાં નાનાં મંડળો એક મોટા મંડળનાં સુસંવાદી અંગો જેવાં બની રહે, અને પરિણામે વ્યક્તિત્વ સાથે જ સુંદર સમષ્ટિતત્ત્વ પણ વિકસે તેવી આ યોજના આપણે અમલમાં મૂકીએ એ જ પ્રાર્થના.

હરભાઈ.

## વિકાસ ક્યારે ?

### એક વિચાર

શિક્ષણસંસ્થાની અંદર સ્વાતંત્ર્ય એટલે વિદ્યાર્થીના સ્વાભાવિક વિકાસમાં શિક્ષકે આડે નહિ આવતાં તેને તેની રીતે વિકાસ કરવા દેવાની છૂટ આપવી તે. શિક્ષકને માનવસ્વભાવની સહજ ભલાઇમાં શ્રદ્ધા હોય અને એટલું સમજતો હોય કે મનુષ્યસ્વભાવ જન્મથી જ વિકાસપ્રિય છે—આગળ વધવું, ઉંચે ચઢવું એ જ એની મહત્ત્વાકાંક્ષા હોય છે, તો પછી તેના વિકાસની ચિન્તા શિક્ષકે પોતાને માથે ઓઢી લેવાની જરૂર હોતી નથી. એવી ખોટી ચિન્તા માથે ઓઢી લઇ ડગલે ને પગલે વિદ્યાર્થીને રોકવાની જરૂર પણ રહેતી નથી. જો શિક્ષક આટલું સમજે તો પછી નિયમનનો પ્રશ્ન જ ઉડી જાય છે. વિદ્યાર્થીના ઉપર અધિકારીઓ તરફથી લાવવામાં આવતા નિયમનમાં જ તેમની સ્વતંત્રતા હરાય છે. જ્યારે આ નિયમનનો પ્રશ્ન રહેતો નથી ત્યારે વિદ્યાર્થી સાચું સ્વાતંત્ર્ય જ ભોગવતો હોય છે.

વિદ્યાર્થીને માટે શિક્ષક વિચાર કરી આપે, તે વિચારો વિદ્યાર્થીના મગજમાં ઠાંસીને ભરવામાં આવે, એટલે પછી વિદ્યાર્થીની પોતાની વિચાર કરવાની શક્તિ મારી જાય છે. નાની નાની બાબતોમાં વિદ્યાર્થી પોતે નિર્ણય કરી લેતાં શીખે તો પછી આગળ ઉપર પોતાનું હિત અહિત પણ પોતે વિચારતાં મુંઝાય નહિ. સંસ્થામાં પ્રગતિપ્રિય વાતાવરણ હોય, વિકાસ સાધવાનાં પૂરતાં સાધનો હોય અને સ્વપ્રેરણાથી કામ કરવાની છૂટ હોય તો વિદ્યાર્થી આળસુ બેસી રહેતો જ નથી. વિકાસ માટે તે સર્વ દિશામાં યત્ન કરે જ છે અને તેને આગળ વધવું હોય તો તેને માટે જરૂરનું બધું નિયમન જાતે જ પામતો થઇ જાય છે.

૨. ના.

## સંભારીએ

ત્રીજા છાત્રાલય સંમેલનની બેઠકની મુદત ધાર્યા કરતાં વધારે લંબાતી જાય છે. શ્રી. નાનાભાઇની નાદુરસ્ત તબીઅત હજી પણ જોઇએ તેટલી ઠેકાણે નથી આવી. શ્રી. કાકાસાહેબનો નિશ્ચય છે કે તેમને આંગણે જે છાત્રાલય સંમેલન ભરાય તે શ્રી નાનાભાઇના પ્રમુખપણા નીચે જ ભરાય. શ્રી. નાનાભાઇ દીવાળી લગભગ કામ કરવા જેટલા તાજા થઇ શકશે એટલે છાત્રાલય સંમેલન તે પહેલાં તો ભરાશે જ નહિ. આ સ્થિતિમાં આપણી પાસે હજી જે ત્રણ ચાર મહિના રહે છે તે દરમ્યાન આપણે ઘણું કામ કરી શકીએ તેમ છીએ.

ગત વર્ષમાં અમરેલીના ઠરાવ મુજબ આપણે ગુજરાત અને કાઠિયાવાડ વિભાગનાં સંમેલનો ભર્યાં હતાં. તે વિભાગીય સંમેલનોમાં થએલું કામ કેટલું સુંદર હતું તે આપણને સૌને ખબર છે. સમગ્ર છાત્રાલયોનું દર વર્ષે ભરાતું મોટું સંમેલન સામાજીક સહકારની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનું હોય છે તો આવાં વિભાગીય સંમેલનો રોજેરોજના કાર્યની વિગતોની દૃષ્ટિથી અત્યંત અગત્યનાં હોય છે. ગુજરાત વિભાગનું સંમેલન જે આણંદમાં ભરાયું હતું તેણે એક સ્તુત્ય પગલું ભરેલું. આપણાં છાત્રાલયોમાં જે ખોરાક અપાય છે તેને શાસ્ત્રીય દૃષ્ટિએ અવલોકી તેનું પરિણામ જાહેર કરવું તથા તેમાં કેવા કેવા સુધારાને અવકાશ રહે છે તે તપાસી ખોરાકમીમાંસા તરફ છાત્રાલયોના સંચાલકોનું લક્ષ ખેંચવું. આવી મીમાંસાને પરિણામે છાત્રાલયોમાં ખોરાકને શાસ્ત્રીય પદ્ધતિથી આપણે પ્રવેશ કરાવી શકીએ. આ સંબં-

ધમાં જે ખોરાક સમિતિ નીમાઇ છે તે સમિતિનું ધ્યાન પોતાનું કામ પૂરું કરી પરિણામો જાહેર કરવા તરફ ખેંચીએ છીએ. તે સમિતિએ આવડા મોટા લાંબા ગાળામાં હકીકતો એકઠી કરવાનું તથા તેને શાસ્ત્રીય દૃષ્ટિથી તપાસવાનું કામ તો ચોક્કસ કર્યું જ હશે તેમ માનવા અમે લલચાઇએ છીએ. હવે તેમના અભ્યાસનું પરિણામ છાત્રાલય આલમ પાસે વહેલી તકે રજુ કરવા અમે તેમને સવિનય વિનતિ કરીએ છીએ.

કાઠિયાવાડ વિભાગનું છાત્રાલય સંમેલન ભાવનગર મુકામે ભરાયું હતું. તે સંમેલનમાં વ્યવહારૂ એવા કેટલાક નિર્ણયો થયા હતા. તે નિર્ણયો તરફ અમે તમામ છાત્રાલય સંચાલકોનું લક્ષ ખેંચીએ છીએ. એ નિર્ણયોનો છાત્રાલયની કાર્યવાહીમાં અમલ થઇ શકે કે નહિ; અમલ થતો હોય તો ક્યાં કઇ કઇ મુશ્કેલીઓ આવે છે; તે તમામ બાબતો ઉપર થએલા પ્રયોગો અને તેનાં પરિણામો આપણને સૌ કોઇને અત્યંત ઉપયોગી થઇ પડશે. જે જે છાત્રાલય સંચાલકોએ ને દિશામાં કંઇ પણ કામ કર્યું હોય તેમણે પોતાના અનુભવો અમને લખી જણાવવાની જરૂર છે. તેમ થશે તો એકબીજાં છાત્રાલયો વિગતમાં પણ એક બીજાનો સુંદર સહકાર મેળવી શકશે. આ સંમેલનમાં કેટલીક દેશી રમતોને શાસ્ત્રીય પદ્ધતિ ઉપર મૂકવાનું કામ કેટલાક રસિક ગૃહપતિઓએ માથે લીધું હતું. તે તમામ મિત્રોને અમારી નમ્ર અરજ છે કે પોતે માથે લીધેલું કાર્ય તેઓ જલદી આટોપે. એવા ગૃહપતિભાઇઓ પૈકી એક શ્રી. રામનારાયણ પાઠકે હુતુતુતુની શાસ્ત્રીય પદ્ધતિ યથાશક્તિ તૈયાર કરીને અમને પહોંચાડી દીધી છે તે જાહેર કરતાં અમને આનંદ થાય છે.

આ ઉપરાંત આપણા મંત્રીજીને પણ જગાડવાની જરૂર જણાય છે. તમામ છાત્રાલયોને સંગઠિત કરી, તેમને એક બીજાના નીકટના પરિચયમાં મૂકવાનું કામ તેમનું છે. બે મંત્રીઓ પૈકી શ્રી. નાનાભાઇ તો બીમાર છે તેથી આખો કાર્યભાર શ્રી. જગજીવનભાઇને શીરે આવે છે—તેમને માથે બેવડો ભાર આવે છે. જોડાએલાં છાત્રાલયોની સંખ્યામાં વધારો કરવો, એવાં છાત્રાલયોની યોગ્ય નિષ્ણાતો દ્વારા તપાસ કરાવવી, તેમને જરૂરી એટલી સૂચનાઓ આપવી, ગૃહપતિઓનો અંદર અંદરનો સુમેળ સાધવો, ચાર્જેદાર કરતા રહીને છાત્રાલયનું પડ જાગતું રાખવું, એ બધાં કામો મંત્રીનાં છે. આ બધાની આપણે તેમની પાસેથી આશા રાખીએ.

વળી આપણા પ્રમુખ છે શ્રી. કાકાસાહેબ કાલેલકર. ત્રીજું સંમેલન પણ તેમને આંગણે ભરાવાનું છે. આપણા પ્રમુખ તરીકે તો આપણે તેમની પાસેથી અનેક આશાઓ રાખી શકીએ છીએ. એ આશાઓ કેવી કેવી હોય તેની યાદ તેમને આપવાપણું ન જ હોય. તેઓશ્રી તો આપણા સાચા સુકાની હોવા જોઇએ. જે થોડો ઘણો વખત છે તે દરમ્યાન પ્રચાર નિમિત્તે પણ આપણને તેઓ પોતાની બુદ્ધિશક્તિનો અને અનુભવનો લાભ આપશે તેટલી આશા તેમના માટે જરૂર રાખીએ.

ત્રીજા છાત્રાલયને વધારે સફળ બનાવવા માટે પણ આપણી પાસે જે સમય છે તેમાં આપણે ઘણું ઘણું કરી શકીએ. કંઇ નહિ તો સુંદર અને ઉપયોગી સાહિત્ય તો જરૂર ઉપજાવી તૈયાર કરી શકીએ. આપણી આટલાં વર્ષોની છાત્રાલય જીંદગી પછી અને છાત્રાલય સંમેલન દ્વારા અઢી ત્રણ વર્ષ જેટલી આપણી જામતિ પછી અનુભવનવનીત આપણે બધાએ રજુ કરવું જ જોઇએ. આ દિશામાં ત્રીજા છાત્રાલય સંમેલનના મંત્રીઓ કંઇ પગલાં ભરી શકે.

અને હજી તો ઘણી ઘણી યાદીઓ આપવાની રહે છે. છાત્રાલય માસિકને સર્વાંગ સુંદર કરવા માટે આપણે હજી ઘણું કરવાનું બાકી છે. તેમાંનું કેટલુંક તો પૈસાના અભાવે પડ્યું જ રહે છે. આપણા છાત્રાલય માસિકને આઠસોથી વધારે ગ્રાહકો નથી; તેનું પોતાનું ખર્ચ તે માંડમાંડ નભાવે છે. માસિકની ઉપયોગિતાનો વિચાર કરીએ તો તો તેને ઘેરઘેર પહોંચતું કરવું જોઇએ. આ બાબતમાં છાત્રાલય મંડળના તમામ સભ્યોનું અમે એક વાર ફરીથી ધ્યાન ખેંચીએ છીએ. 'છાત્રાલય'ની ગ્રાહક સંખ્યા પાંચ હજાર ઉપર લઇ જવી તે અઘરૂં કામ નથી જ. દરેક છાત્રાલયમાં વસતા છાત્રોના માતાપિતાને તે તે છાત્રાલયના ગૃહપતિ સમજાવે અને વાર્ષિક એક રૂપિયા જેટલી નજીવી રકમ ખરચવા પ્રેરે તો છાત્રાલયના ગ્રાહકોની સંખ્યા પાંચ તો શું પણ દશ હજારે પહોંચે તેમાં શંકા નથી. ગુજરાત કાઠિયાવાડનાં પાંચસો જેટલાં છાત્રાલયોમાં દશ હજાર જેટલા છાત્રો તો જરૂર વસતા હશે. આટલા માટે તમામ છાત્રાલયોના ગૃહપતિને અમારી નમ્ર અરજ છે કે તેઓ તેમના છાત્રોના વાલીઓને છાત્રાલયના ગ્રાહક થવાની વિનતિ અમારા વતી જરૂર રજુ કરે. છાત્રાલય માસિકને સમૃદ્ધ કરવાના પ્રયત્નોમાં આપણે ખુદ છાત્રપતિઓ જ પછાત નહિ રહીએ તેવી અમને આશા છે.

અને હજી તો છાત્રોને ઉપયોગી તેમ જ ગૃહપતિ અને માબાપોને જરૂરી તેવી નાની નાની પત્રિકાઓ પ્રગટ કરવાના અમારા મનોરથો તો વણપાંગર્યાં જ ઉભા છે. પૈસાની થોડીએક સગવડ થાય તો આ દિશામાં તુરત જ કાર્ય ઉપાડવાનો અમારો ઇરાદો છે.

અમને આશા છે કે આપ સૌ ભાઇઓનો આ બધાં કાર્યોમાં અમૂલ્ય સહકાર જરૂર મળશે.

હરભાઇ.

## અમારી અનામત પદ્ધતિ

આજનાં છાત્રાલયોમાં રહેતા વિદ્યાર્થીઓની સઘળી જવાબદારી ગૃહપતિઓને માથે નાખવામાં આવી છે. વિદ્યાર્થીને તેના વાલીએ ઘેરથી પૈસા આપ્યા હોય, ગૃહપતિ તે જાણતા ન હોય અને છતાં જો વિદ્યાર્થી તે પૈસાનો દુરુપયોગ કરે તો વિદ્યાર્થીના વાલી તરફથી ગૃહપતિ ઉપર હિસાબના ખુલાસા માટે લાંબો પત્ર આવે અને તેમને પૂછે કે "અમે અમારા પુત્રને, ઘેરથી નીકળ્યો ત્યારે રૂ. ૨૫) આપ્યા હતા; તેણે તે રૂપીઆ શામાં વાપર્યા તેની તપાસ કરી જણાવવા મહેરબાની કરશો." આવા અનેક પ્રસંગો આવે છે. વિદ્યાર્થીઓ પણ પાસે પૈસા હોય છે ત્યારે તેને ઉડાવી દેતાં વાર લગાડતા નથી. વળી વિદ્યાર્થીઓ પોતાની પાસે પૈસા રાખે છે. એટલે ઘણી વખત ચોરાઇ પણ જાય છે. આ બધાના સામાન્ય ઉપાય તરીકે આશ્રમોમાં અનામત પદ્ધતિ રાખવામાં આવે છે. વિદ્યાર્થી પોતે ઘેરથી જે પૈસા લાવ્યો હોય તે વા તેના વાલીએ આશ્રમમાં મોકલી આપ્યા હોય તે સઘળા પૈસા આશ્રમમાં ગૃહપતિઓ પોતાની પાસે રાખે છે, અને ગૃહપતિને યોગ્ય લાગે એવાં ખર્ચ કરવા ગૃહપતિ તેમની અનામત રકમમાંથી તેમને નામે લખી પૈસા આપે છે. એક આશ્રમમાં પચાસ કે સો વિદ્યાર્થીઓ હોય તો આવી અનામત રકમનો હિસાબ રાખવો ગૃહપતિને ઘણો જ આકરો થઇ પડે છે. અમારા આશ્રમમાં આ અનામતની મુશ્કેલીને અમે ઘણી જ સરલ કરી શક્યા છીએ. આશ્રમમાં અમે કેવી રીતે અનામતનો હિસાબ રાખીએ છીએ, વિદ્યાર્થીઓને કેવી રીતે અનામતમાંથી પૈસા આપીએ છીએ વગેરે બાબત અહીં ટૂંકમાં મૂકી છે. અમને ખાત્રી છે કે અમારી પદ્ધતિથી જો વિદ્યાર્થીઓની અનામત રકમનો હિસાબ રાખવામાં આવે તો ગૃહપતિની ઘણી ચિન્તાનો અને વખતનો બચાવ થશે.

ગૃહપતિની ઓફિસમાં ટેબલનાં ખાનાં ( Drawer ) જેવાં પચાસ ખાનાંવાળુ એક કબાટ રાખવામાં આવ્યું છે. દરેક ખાના ( drawer )ની વચ્ચે બે લાકડાના કટકા બેસાડી ત્રણ સરખા ભાગ કરેલા છે આ રીતે પચાસ ખાનાંનાં દોઢસો ખાનાં કરવામાં આવેલાં છે. આ પચાસ મોટાં ખાનાંને બહાર ખેંચવાની તકતી આગળ એકથી દોઢસો સુધી અનુક્રમ નંબર આપવામાં આવેલા છે. દરેક તકતીમાં ૧-૨-૩; ૪-૫-૬; ૭-૮-૯; ૧૦-૧૧-૧૨ એ પ્રમાણે નંબર લખી પણ મૂકેલું હોય છે. આ રીતે આશરે સાડાચાર ફૂટ ઉંચા, ત્રણ ફૂટ પહોળા અને દોઢ ફૂટ ઉંડા કબાટમાં નંબરવાળાં દોઢસો ખાનાંની સગવડ કરી છે.

આશ્રમના દરેક વિદ્યાર્થીને પોતાનો વાર્ષિક નંબર આપવામાં આવેલો છે. આશ્રમના દરેક વિદ્યાર્થીને આશ્રમ રજીસ્ટર આપવામાં આવેલું હોય છે. દરેક વિદ્યાર્થી પોતાનો વાર્ષિક રજીસ્ટર નંબર પોતાના રજીસ્ટર ઉપર લખે છે. રજીસ્ટરમાં તારીખ—બાકી—નવા મૂકયા-લીધા-બાકી-કારણ-ગૃહપતિની સહી-એ પ્રમાણે ખાનાં છાપેલાં છે. રજીસ્ટર વિદ્યાર્થી પોતાની પાસે રાખે છે. અનામતના સેક્રેટરી વિદ્યાર્થીઓમાંથી ચૂંટવામાં આવે છે. એ વિદ્યાર્થી-સેક્રેટરીની પાસે અનામતના કબાટની ચાવી રહે છે. કોઇ વિદ્યાર્થી ઘેરથી પૈસા લાવ્યો હોય તો તે અનામતના સેક્રેટરીની પાસે પોતાનું રજીસ્ટર લઇને જાય છે. અનામતના સેક્રેટરી તે વિદ્યાર્થીનો વાર્ષિક રજીસ્ટર નંબર જોઇ તે જ નંબરવાળા કબાટના ખાનામાં તેના પૈસા મૂકે છે, અને વિદ્યાર્થીના રજીસ્ટરમાં પોતાની સહીથી પૈસા જમા કરી આપે છે. આ વાત થઇ પૈસા મૂકવાની.

સામાન્ય રીતે અઠવાડીઆમાં બે ત્રણ વખત વિદ્યાર્થીઓને અનામતમાંથી પૈસા આપવામાં આવે છે. પૈસા આપવામાં ગૃહપતિની સહી જોઇએ છીએ. અનામતમાંથી વિદ્યાર્થીને શા માટે કેટલા પૈસા આપવા તે ગૃહપતિ નક્કી કરી વિદ્યાર્થીને તેના રજીસ્ટરમાં લખી આપી સહી કરે છે, એટલે અનામતના સેક્રેટરી તેને તેટલા પૈસા આપે છે. આ રીતે વિદ્યાર્થીના રજીસ્ટરમાં જેટલા પૈસા જમા હોય છે તેટલા જ તેના નંબરવાળા ખાનામાં પડેલા હોય છે. આ રીતે પૈસા આપવા લેવામાં અને હિસાબ લખવામાં માત્ર પંદર વીસ મિનિટ જ જાય છે અને હિસાબમાં કોઇ વખત ગોટાળો ઉભો થતો નથી. વિદ્યાર્થીસેક્રેટરીને જવાબદારીવાળું કામ કરવાનું હોવાથી

તાલીમ મળે છે અને ગૃહપતિને અઠવાડીઆમાં બે-ત્રણ વખત થઇ પૈસા આપવા માટે માત્ર એકાદ કલાક જ આપવો પડે છે.

વિદ્યાર્થિઆશ્રમ,
ચ. એ. સોસાઇટી, આણંદ.

રામભાઇ પટેલ.
ગૃહપતિ.

## વિદ્યાર્થિગૃહપતિ પદ્ધતિનો પ્રયોગ

અમારી સૂચનાને માન આપીને સારા ગણાતા એક છાત્રાલયના મુખ્ય ગૃહપતિએ પોતાની સંસ્થામાં વિદ્યાર્થિગૃહપતિનો પ્રયોગ કર્યો. તેમની સંસ્થામાં સાતમા ધોરણ સુધીના જ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. એક માસ સુધી તેનો પ્રયોગ કર્યા પછી જે પરિણામ તેમને જણાયું તેનો અહેવાલ તે ભાઇ પોતે રજુ કરે છે. અહેવાલ અત્યંત રસિક અને જાણવા જેવો છે તેથી અહીં પ્રગટ કરીએ છીએ. બીજી સંસ્થાઓના ગૃહપતિભાઇઓ પણ આ પ્રયોગ કરવામાં રસ લે અને પોતાનાં પરિણામો અમને જણાવતા રહે તો છાત્રાલય આલમ ઉપર જરૂર ઉપકાર થાય.—તંત્રી.

### અહેવાલ

ગૃહની જવાબદારી સમજી શકે તેવા વિદ્યાર્થીઓને અઠવાડીઆના બે દિવસ મુખ્ય ગૃહપતિપદે મૂકવાની આ યોજનાની પાછળ મોટી ઉંમરના વિદ્યાર્થીઓને તેમની જવાબદારીનો ખ્યાલ આવે અને ગૃહપતિ અને વિદ્યાર્થીઓ વચ્ચે મીઠાશ ભરેલો સંબંધ બંધાય અને આવો સંબંધ વધારે ને વધારે ગાઢો થાય એ ઉદ્દેશ છે, એ સ્પષ્ટ કરવાની અગત્ય અત્યારે ન જ હોય.

આ યોજના અમલમાં મૂકાયાં આજે એક માસ થયો. એ દરમ્યાન મને અનેક અનુભવો થયા છે જે આ સાથે મૂકયા છે. સાથે સાથે આ યોજનાનું મહત્ત્વ અને જરૂરીઆત મને બરાબર સમજાયાં છે. શરૂઆતમાં જો કે ઉણપો રહે એ સ્વાભાવિક છે, અને એમ બન્યું પણ છે; પરંતુ એ ઉણપોનો વિચાર કરી તે દૂર કરવામાં આવે તો સરસ કામ થાય.

મોટી ઉંમરના ઉપલા ધોરણમાં અભ્યાસ કરતા સાત વિદ્યાર્થીઓ ગૃહપતિ તરીકે કામ કરી ગયા. જ્યારે આ યોજના સંબંધે દરખાસ્ત મૂકવામાં આવી ત્યારે બધાએ એક અવાજે તે વધાવી લીધી. પરંતુ અનુભવે તેમને ઘણું શીખવ્યું અને ખરેખરી જવાબદારી સમજાઇ. કોઇકને અભ્યાસમાં ખલેલ આવે છે એમ લાગ્યું; કોઇકને કામ ખૂબ ગંભીર અને વધારા

પડ્યું લાગ્યું; કોઇકને અંગત વિરોધ ઉભો થશે એવું ભવિષ્ય દેખાયું. એકાદ બે જણને આ પ્રવૃત્તિ દ્વારા વિદ્યાર્થીઓને ઉંચે લેવાનો અને તેમના અંતરમાં સ્થાન મેળવવાનો મનોરથ જાગ્યો વગેરે વગેરે. આ બધું છતાંયે આ યોજના ચલાવવા સંબંધે ક્યાંયે મતભેદ નથી.

દર અઠવાડીએ મંગળ અને બુધવાર વિદ્યાર્થિ—ગૃહપતિઓ માટેના દિવસો હોય છે. સોમવારે રાતથી જ કામ કરવામાં રગેરગમાં ઉત્સાહ આવી જાય છે. ક્યારે સવાર પડે અને કામ ઉપર ચઢીએ એવી મનોદશા થાય છે. કામગિરી દરમ્યાન પોતાનું તંત્ર કેમ સરસ ચાલે અને વ્યવસ્થા આબાદ કેવી રીતે જળવાય તેની આ વિદ્યાર્થીઓ ખૂબ કાળજી લેતા માલૂમ પડ્યા છે.

જ્યાંએ સૌના રસ્તા જુદાજુદા હોય છે. કડક વિદ્યાર્થી ( જીવનમાં કડક હોય તેને હું કડક કહું છું ) પાંચ સાત નિયમો ઘડી નાખી નોટીસ ચોડી નિયમન ઉભું કરે તો વળી પોચા લોકો ભોજન એ વિદ્યાર્થીઓમાં સારપ ખાટવાનો ઉપાય છે એમ ગણી ભોજનમાં એકાદ બે સારી વસ્તુઓ મૂકી દે. સત્તા અને માનનો ભૂખ્યો એકાદ વિદ્યાર્થી બે દિવસ પૂરતી સંસ્થાના અન્ય કાર્યવાહકો પાસેથી સમાનતા પણ માગે. કોઇ રસીયો ગૃહપતિ વિદ્યાર્થીઓને બહાર ફરવા માટે લઇ જઇ આખો દિવસ આનંદ કરાવી નવીનતા દાખલ કરે અને એ રીતે ગૃહપતિ તરીકેની ફરજ અદા કરે. ટૂંકાણમાં આ વખત દરમ્યાન વિદ્યાર્થી પોતે વિદ્યાર્થિપણું ભૂલી જઇ ખરેખર એક ગૃહપતિ જેવો ગંભીર અને જવાબદાર બની જાય છે એમાં શક નથી.

વિદ્યાર્થિગૃહપતિઓના કથન ઉપરથી તેમજ મુશ્કેલીઓનો મને જે ખ્યાલ આવ્યો છે તે અહીં મૂકી દઉં.

૧ ગુંડા વિદ્યાર્થીઓ તેમને દાદ ન જ આપે અને હેરાન હેરાન કરી મૂકે; પરિણામે ચીડાઈ જઇને કડક પગલું લેવા લલચાઇ જાય અને લે પણ ખરા.

૨ પોતાનામાં વ્યવસ્થાશક્તિ ઓછી હોય તો વ્યવસ્થા સારી થશે જ નહિ.

૩ પોતાની આડે કોઇ મોટો વિદ્યાર્થી આવે તો મનમાં બળે પરંતુ કશું કરી શકે નહિ; અને પરિણામે ધાર્યું કામ થઇ શકે નહિ તથા શિસ્ત ઘૂંચાઇ જાય.

૪ કેટલીએ પ્રવૃત્તિઓ કાં તો ગૃહપતિને સોંપવી જોઇએ અગર તો ગૃહપતિને હાજર રાખવા જોઇએ: દાખલા તરીકે સભા, રાત્રિપ્રવૃત્તિ વગેરે.

૫ કોઇ ટીખળી વિદ્યાર્થી નાનાં નાનાં ટીખળ ઉભાં કરી પજવે, જેમ કે કબાટમાંથી ચોરી કરાવી ફરીઆદ ઉભી કરે વગેરે.

૬ પોચું મૂકીએ તો કામ ન થાય અને કડક થઇએ તો અંગત વિરોધ ઉભો થાય.

આ બધી તો વિદ્યાર્થીઓએ પોતે જણાવેલી મુસ્કેલીઓ. પરંતુ ગૃહપતિઓને માટે બે નવી વસ્તુઓ જોવામાં આવી તે તરફ મારૂં લક્ષ ગયું છે, અને હવે પછી તેને અનુલક્ષીને કામ લેવું એવા નિર્ણય ઉપર આવ્યો છું.

૧ વિદ્યાર્થીઓને ગૃહપતિપદે મૂકતાં સર્વ સત્તા આપી દેવી અને જે કાંઇ થાય તે જોયા કરવું. બીલકુલ આડે ન જ આવવું; તેમણે લીધેલ પગલું સાચું હોય કે ખોટું હોય તો પણ ચલાવી લેવું. કદાચ પીછેહઠ લેવી પડે તો તે વિદ્યાર્થીને ગળે ઉતારીને જ લેવી અથવા તેને હાથે જ લેવડાવવી.

૨ આ પ્રવૃત્તિ પોષવા જેવી છે તેની મને ૧૦૦ ટકા ખાતરી થઇ. અત્યાર સુધી મારૂં મન આ પ્રવૃત્તિની પાછળ રહેલા જોખમની કલ્પનાથી પાછું પડતું હતું. પરંતુ આજે હવે આ પ્રવૃત્તિ ઇષ્ટ છે તેમાં જરાય શંકા નથી કારણ કે એક માસ દરમ્યાન મોટા ગણુતા વિદ્યાર્થીઓનો મને ખૂબ ટેકો મળ્યો છે, ખોટો વિરોધ તો જરાય નથી અને સહકાર તો વાત નહિ તેટલો મળતો થયો છે.

## કંગાલિયતનું શિક્ષણ—ચર્ચાપત્ર

એક નિરંટના મિત્ર નીચે પ્રમાણે પત્ર લખે છે:—

" છાત્રાલયમાં કંગાલ વિદ્યાર્થી વિષેનું આપનું લખાણ વાંચ્યું. લેખના સામાન્ય વિચાર સાથે હું મળતો થાઉં છું, પરંતુ તેમાંના નીચેના કરેલા નિર્ણય માટે મારે એક વિચાર રજુ કરવાનો છે.

" હું તો એમ પણ કહેવા તૈયાર છું કે કોઇ પણ વિદ્યાર્થીને છાત્રાલયમાં મફત ન જ રાખવો. .......... પરંતુ તેનું બધું ખર્ચ તેના ખાતામાં ઉધરે. સગવડ બને ત્યારે તેણે સંસ્થાને તે પાછું આપવું."

" આમ કરવાનું કારણ તમે આગળ જણાવો છો તેમ પોતાની કેળવણી માટે તે કેટલો જવાબદાર છે તેનું તેને ભાન કરાવવાનું છે.

" મારૂં એમ માનવું છે કે 'કેળવણીની જવાબદારીનું ભાન એકલા ગરીબ વિદ્યાર્થીઓને જ કરાવવાનું કેમ-લખો છો ? આજે સમાજરચનામાં

જે દુઃખદ સ્થિતિ છે તેને લીધે આવી જવાબદારી તે ગરીબ વિદ્યાર્થીને માથે આવી પડે છે; અને ગરીબ જીવનમાં જે ઇશ્વરી અને સુલતાની કોપનાં ભોગ થવું પડે છે તેમાં કેળવણીકાર તરીકે વિશેષ વધારો કરો છો એમ તમને નથી લાગતું ? એટલે મને તો એમ લાગે છે કે, કાં તો કેળવણીની જવાબદારીનું ભાન બાળકમાં હોવું જોઇએ એમ કેળવણીની દૃષ્ટિથી માનતા હોઇએ તો ગરીબ કે તવંગર બંને વિદ્યાર્થીઓને માટે એ ભાન થવું આવશ્યક છે; અને કાં તો બંને આ ભાનમાંથી મુક્ત થાય તેવી વ્યવસ્થા સંસ્થામાં હોવી જોઇએ. આમ નહિ કરીએ તો સમાજમાં આજે જે આર્થિક અસમાનતા છે, તથા સામાજીક નિયમન અને કાયદો પણ આ અસમાનતાને પોષક અને વર્ધક છે ત્યાં સમાજની આધ્યાત્મિક સ્થિતિને કેળવણી દ્વારા સમાજની પુનર્રચના કરવાનો દાવો કરનારા આપણે પણ ટેકો આપીએ છીએ. ખરી રીતે તો સમાજે કે રાષ્ટ્રે પોતાનાં બાળકોની કેળવણીનો પ્રબંધ સમાનતાને પોષક અને વર્ધક હોય તે દૃષ્ટિએ કરવો જોઇએ.

" બાકી તમારા લખાણમાં જે બાળકને વિશેષ કંગાલ બનાવવાની અત્યારની રીતિને નાબુદ કરવાનું જણાવાયું છે તે યોગ્ય જ છે. "

મિત્રના આ પત્રને સહર્ષ વધાવું છું. આ મિત્ર પોતે ગરીબ વિદ્યાર્થીઓ વચ્ચે કામ કરી રહ્યા છે તેથી અસમાનતાને પોષક કે વર્ધક હોય એવો એક પણ વિચાર તેઓ સાંખી શકે જ નહિ. કેળવણી દ્વારા અસમાનતાને પોષવાનો અભિપ્રાય હું કદિ પણ સેવી શકું નહિ તેવું એ મિત્ર જાણે છે, તેથી જ મારા ઉપર આ પત્ર લખે છે. અને સાચે જ તેમ છે. અસમાનતાને પોષે તેવી કેળવણીની પ્રથાને વહેલામાં વહેલી તકે તોડવી એને હું મારો ધર્મ સમજું છું.

પરંતુ મારો આખો લેખ ફરીથી વાંચી ગયા પછી પણ મને એમ નથી જણાયું કે મારા લેખમાંથી એવો ધ્વનિ નીકળે છે. છતાંયે આવા મિત્રને તેવો ધ્વનિ દેખાય છે તો હું વધારે સ્પષ્ટ કરવા ઇચ્છું છું કે મારો ઉદ્દેશ ગરીબ વિદ્યાર્થીઓમાં આજનાં છાત્રાલયોની અસમાનતા પોષક પરિસ્થિતિને લીધે જે કંગાલિયત પેસી જાય છે તેમાંથી તેમને બચાવી લેવાનો છે.

પોતાની કેળવણી માટે પોતે જ જવાબદાર બનતા જવું જોઇએ તેવું ભાન આજના કેળવણી લેતા દરેક જુવાનને થવું જ જોઇએ. આજની આપણા રાષ્ટ્રની દશાએ એ વસ્તુ અત્યંત આવશ્યક છે. આવા ભાનમાંથી

નું ગરીબને કે ન પૈસાદારને મુક્ત રાખી શકાય. જાહેર દાન ઉપર નભતાં છાત્રાલયોમાં આજે જે પ્રકારની પરિસ્થિતિ પ્રવર્તે છે તે તપાસતાં સ્પષ્ટ જણાય છે કે તેમાંથી સહન કરવાનું તો મોટે ભાગે ગરીબ વિદ્યાર્થીને જ હોય છે. પૈસાદારના દીકરાને પોતે પૈસાદારનો દીકરો છે એવું ભાન જેટલું નુકશાન કરે છે તેથી પણ ઘણું વધારે નુકશાન ગરીબ માબાપનો દીકરો જે કંગાલ પદ્ધતિથી આજના છાત્રાલયમાં રહે છે તેથી થાય છે. આ પરિસ્થિતિમાંથી ગરીબ વિદ્યાર્થીને તાત્કાલિક છોડવવાની જરૂર છે અને તેથી તેમને જ નજર આગળ રાખીને મારો લેખ લખાએલો છે.

આશા છે કે પત્રલેખક મિત્રના મનનું આટલાથી સમાધાન થશે.

હરભાઈ.

## સ્વાશ્રય?

વિદ્યાર્થીઓને વિદ્યાર્થી અવસ્થામાં જ સ્વાશ્રયનું શિક્ષણ મળવું જોઇએ તેવો પવન આપણે સાં કેળવણીની દુનિયામાં પ્રવેશ પામ્યો ત્યાર પછી તે દિશામાં તમામ શિક્ષણસંસ્થાઓ ઠીક ઠીક જાગી છે તેમ કહેવું જ જોઇએ. શાળાઓમાં વિદ્યાર્થીઓની સ્વતંત્ર સંસ્થાઓ ઉભી થાય છે; સ્વરાજસંઘો સ્થપાય છે; શાળાઓની કાર્યવાહીમાં વિદ્યાર્થીઓને ખૂબ હિસ્સો આપવામાં આવે છે; વિદ્યાર્થીઓનાં ગમે તેટલાં અપૂર્ણ કામો વચ્ચે પણ શિક્ષકો દખલગિરી નથી કરતા. છાત્રાલયો જે હવે દિન પ્રતિદિન વધારે ને વધારે પ્રમાણમાં શિક્ષણસંસ્થા બનતાં જાય છે સાં પણ વિદ્યાર્થીઓના સ્વરાજ્યસંઘો હયાતીમાં આવતા જાય છે. વિદ્યાર્થિમંડળો, બોર્ડસ એસેમ્બ્લી વગેરે પ્રકારની સંસ્થાઓ વિદ્યાર્થીઓને મુક્તિના માર્ગે લઇ જવામાં ખૂબ સહાયભૂત થવા લાગી છે તે પણ નિઃસંશય છે.

આ ઉપરાંત છાત્રાલયોમાં તો સીધી રીતે પણ કેટલુંક સ્વાશ્રયનું શિક્ષણ આપવામાં આવે છે. વિદ્યાર્થીઓ પોતાનું બધું કામ પોતાના હાથે જ કરે, એક બીજા એક બીજાની પ્રસંગ પડે સેવા કરે, અને તેવાં હાથકામ કરવાની તથા સેવા કેળવવાની તેમને તક મળે તેવા પ્રયત્નો તમામ છાત્રાલયના સંચાલકો કરવા ચૂકતા નથી. બૉયસ્કાઉટ, સેવાસમિતિ, સ્વયંસેવક દળ વગેરે પ્રકારની સંસ્થાઓ જુવાન વિદ્યાર્થી આલમમાં ખૂબ ઉભરાઇ જતી આપણે દેખીએ છીએ. આ બધી પ્રવૃત્તિઓનું પરિણામ સ્વાશ્રયમાં આવે તેવા આપણાં મનોરથો હોય છે.

આ બધું સ્તુત્ય છે. પરંતુ કેટલાંક છાત્રાલયોમાં થોડુંએક એવું પણ જોવામાં આવ્યું કે જે સ્વાશ્રયના શિક્ષણનું સીધી રીતે વિરોધી હોય. આવો અનુભવ અહીં નોંધવાની તથા જ્યાં જ્યાં તેવું હોય ત્યાં ત્યાં ચેતી જવાની વિનતિ કરવાની તક લઉં છું.

કેટલાંક છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ પોતાનાં વાસણો માંજવામાં તેમ જ પોતાનાં કપડાં ધોવામાં પોતાના વખતનો નકામો વ્યય થતો સમજે છે. કેટલાક તો એવા વિદ્યાર્થીઓ પણ જણાય છે કે જેઓ તેવાં કામો કરવામાં હીણપત પણ સમજે. જે વિદ્યાર્થીઓ આવાં નાનાં નાનાં પોતાનાં અંગત કામો કરવા માટે ટેવાતા નથી, તેમ જ તેવાં કામો કરવામાં જ સ્વાશ્રયી જીવનની પ્રાથમિક તાલીમ રહેલી છે તેમ માનતા નથી તેઓ ખરેખર ભૂલ કરે છે. આવા પ્રસંગોમાં આપણો ગૃહપતિઓનો ધર્મ છે કે આપણે તેમને આગ્રહપૂર્વક તેવાં કામોમાં પલોટીએ. આવી ટેવો પડાવવામાં શિથિલતા રાખવી એ પરિણામે વિદ્યાર્થીઓને માટે અહિતકર છે. કંઇ નહિ તો જેટલો આગ્રહ આપણો વિદ્યાર્થીઓની બુદ્ધિની ખીલવટ માટે હોય તેટલો તો જરૂર તેમના આવાં અંગત કામો માટે હોય જ હોય.

પોતાની બત્તી કરવી તથા પથારી કરવી એવાં કામો તો સારાં ગણાતાં એવાં છાત્રાલયોમાં નોકરોને હાથે થતાં જ જોવામાં આવ્યાં. વિદ્યાર્થીઓ પોતે આવાં કામ કરવાં તે પોતાની મર્યાદાની બહાર છે તેમ માનતા હોય છે, એટલું જ નહિ પરંતુ ખુદ ગૃહપતિઓ પણ માનતા હોય છે કે તેવાં કામો તો નોકરો પાસે જ કરાવ્યાં સારાં! "બત્તી, પથારી જેવાં કામો કે જ્યાં અત્યંત સ્વચ્છતા અને વ્યવસ્થા હોવાની જરૂર છે, તેવાં કામો વિદ્યાર્થીઓને હાથે સોંપવાથી તેમાં ગોટાળો થવા સંભવ છે; બીનજવાબદાર છોકરાઓના હાથમાં તે કામો સોંપવાથી વિદ્યાર્થીઓના આરોગ્ય તરફ આપણું દુર્લક્ષ્ય ઉભું થાય છે અને પરિણામે તો વિદ્યાર્થીઓને જ સહન કરવું પડે છે." આ દલીલ ભારે વિચિત્ર છે. અલબત આવી પ્રથા થોડાંએક ધનાઢ્ય ગણાતાં વિદ્યાર્થીઓનાં છાત્રાલયોમાં જ અને તેમાં કામ કરતા ગૃહપતિઓમાં જ દેખા દે છે; પરંતુ એટલા માટે તો તે વધારે ગંભીર ગણાય. પૈસાદાર માબાપોના છોકરાઓને આવી પરાશ્રયી અને ગુલામ બનાવતી પ્રથામાંથી વહેલામાં વહેલી તકે છોડવવાની આવશ્યકતા છે.

જે વિદ્યાર્થી પોતાની પથારી કરવા જેવું નજીવું અંગત કામ પણ કરી

શકતો નથી તે વિદ્યાર્થીને કેવા પ્રકારની સ્વાશ્રયની તાલીમ મળતી હશે? જે ગૃહપતિ વિદ્યાર્થીનાં પ્રાથમિક કામોને પણ તેમની પાસે કરાવવાનો આગ્રહ ધરાવતો નથી તે ગૃહપતિ વિદ્યાર્થીઓને કેવા પ્રકારના સ્વાશ્રયમાં તૈયાર કરતો હશે?

વળી આવાં કામો જવાબદારીના ભાન પહેલાં ન જ આપી શકાય તે દલીલ પણ ભ્રમમૂલક છે. વિદ્યાર્થીને જવાબદારીવાળાં કામમાં રોકીએ નહિ ત્યાં સુધી તેને જવાબદારીનું ભાન આવવાનું જ નથી. જેમ પાણીમાં પડ્યા સિવાય તરતાં આવડતું જ નથી તેમ જ નાના મોટા તમામ વિદ્યાર્થીઓને તેમનાં અંગત કામોમાં રોકવાથી જ જવાબદારીનાં કામમાં તેમને પલોટી શકાય છે. આ સત્ય આપણે તમામ સમજી લઈએ તો જ વિદ્યાર્થી તરફની આપણી સ્વાશ્રયની કેળવણીની દૃષ્ટિમાં ફેર થવાનો છે.

હરભાઇ.

## છાત્રાલયમાં સંગ્રહસ્થાન

એક છાત્રાલયની મુલાકાત લેવા એક વખત હું ગયો. બધું જોઈ રહ્યા પછી વિદ્યાર્થીના એક ઓરડામાં ગયો. એક નાનો વિદ્યાર્થી પોતાનો કબાટ ગોઠવી રહ્યો હતો. ઉપરના ભાગમાં પોતાનાં પુસ્તકો તથા લુગડાંઓ ગોઠવ્યાં હતાં અને નીચેના ભાગમાં પોતે એકઠી કરેલી કેટલીક ચીજ વસ્તુઓ ગોઠવવાના પ્રયત્નો તે કરતો હતો. આવી ચીજોમાં રંગબેરંગી પીંછાં, વિધવિધ આકૃતિના પથરો, છાપાંઓમાંથી કે મોરસની કોથળીઓમાંથી ફાડી લીધેલાં સુંદર ચિત્રો વગેરે માલૂમ પડતાં હતાં. પહેલી નજરે તો આ બધો મને ખીચડો જણાયો. પણ પા કલાક પછી જ્યારે મેં જોયું ત્યારે તેની ગોઠવણીની અસર મારા ઉપર પણ ઠીક થઈ.

આ સંગ્રહમાં પસંદગીનો વિવેક અલબત્ત ઓછો જ હતો; આ સંગ્રહમાં વસ્તુઓની વિવિધતા બહુ ઓછી હતી, અને એની ગોઠવણમાં બુદ્ધિકૌશલ્ય સામાન્ય પ્રકારનું હતું. પરંતુ મને એમ તો જરૂર જણાયું કે નાના નાના વિદ્યાર્થીઓના આવા સંગ્રહોને આપણા તરફથી ઉત્તેજન આપવામાં આવે, તેની પસંદગીમાં વિવેક સાચવવાનું બતાવવામાં આવે અને તેના સંગ્રહમાં વિવિધતા આણવાના માર્ગો તરફ અંગુલિનિર્દેશ કરવામાં આવે તો પરિણામ ખૂબ સુંદર આવે.

આ દૃશ્ય જોયા પછી મારા મનમાં જે તાત્કાલિક વિચાર સ્ફૂર્યો તે સંગ્રહસ્થાનોનો હતો. આપણાં છાત્રાલયોમાં નાનકડું સંગ્રહસ્થાન આપણે ન

નીપજાવી શકીએ ? આપણા દેશમાં સંગ્રહસ્થાનો બહુ જ ગણ્યાં ગાંઠ્યાં દેખાય છે. અને છે તેટલાં પણ મોટા ભાગે પરદેશીઓને હાથે તૈયાર કરાવેલાં. આપણા જુવાન વિદ્યાર્થીઓમાં આવી વૃત્તિ પણ બહુ દેખાતી નથી. આ બધાનું કારણ સંગ્રહની વૃત્તિને નહિ મળતું પોષણ અને આપણી શિક્ષણની પ્રથા છે. આપણી શાળાઓ એ દિશામાં કશું જ કરી શકે તેમ લાગતું નથી. આપણા સમાજમાં આવી ઉંચા પ્રકારની સંગ્રાહક વૃત્તિ જ દેખાતી નથી. અને કળાઓ આપણા જીવનમાં ઓતપ્રોત થયેલી તો છે જ ક્યાં ? આવી દશામાં આપણે છાત્રાલયવાળાઓ જાગીએ તો ઘણાએ વિદ્યાર્થીઓને શોધક વૃત્તિના બનાવવામાં મદદ કરી શકીએ, અને વિધવિધ વિષયનાં સંગ્રહસ્થાનો ઉભાં કરવામાં સહાયક બની શકીએ.

આપણે કરવાનું છે એ તો વિદ્યાર્થીઓની તેવી વૃત્તિને પોષવાનું, વધારવાનું અને તેમાં વિવેક તરફ દોરે તેવાં સંગ્રહસ્થાનો વિદ્યાર્થીને હાથે જ તૈયાર કરાવવાનું. આમ કરીએ તો તેવી વૃત્તિના ઘણા મોટા ભાગના વિદ્યાર્થીઓને એક પ્રકારનો સુંદર વ્યવસાય પણ આપી શકાય. આશા છે કે કોઇક ગૃહપતિભાઇ આ દિશામાં જરૂર શરૂઆત કરશે.

હરભાઇ.

## કાર્યાલય તરફથી:—

મંડળ સાથે જોડાએલી સંસ્થાઓમાંથી નીચેની સંસ્થાઓએ ચાલુ વર્ષનાં પોતાના લવાજમના રૂપીઆ પાંચ મોકલવાની વ્યવસ્થા કરી છે. બાકીની બીજી સંસ્થાઓ પોતપોતાનાં લવાજમની રકમો કાર્યાલયમાં સત્વર મોકલી આપે એવી વિનતિ છે.

૧૭ શ્રી કાઠિયાવાડ ભાટીયા વિદ્યાર્થિભવન — રાજકોટ
૧૮ શેઠ એચ. જી. જૈન બોર્ડિંગ સ્કૂલ — મુંબઇ
૧૯ શ્રીદશાશ્રીમાળી વણિક અને જૈનવણિક વિદ્યાર્થિભુવન — રાજકોટ

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. લાખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

( 'છાત્રાલય મંડળ' તરફથી )

વર્ષ ૩ જું
૧૯૨૯

અંક ૯ મો
સપ્ટેમ્બર

: : તંત્રી : :

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

બીજાને ઓળખતા પહેલાં પોતાને ઓળખવો એ વધારે જરૂરનું છે. બીજાને કહેવાની વાત પોતાની જાતને પહેલાં કહેવી તેમાં વધારે શ્રેય છે.

બીજાને ઓળખવો સહેલ છે, પણ પોતાને ઓળખવો બહુ મુશ્કેલ છે. જે માણસ આત્મસાક્ષાત્કાર કરે છે તે પ્રભુનો સાક્ષાત્કાર પણ કરશે જ કરશે.

# દૃષ્ટિપરિવર્તન

વિદ્યાર્થીઓ તરફની આપણી આજની દૃષ્ટિમાં થોડોક ફેરફાર થઇ જાય તો આપણા કામમાં ઉભી થતી અનેક પ્રકારની મૂંઝવણોની સંખ્યા ઘણી ઘટી જાય. આપણા વિદ્યાર્થીનું આજનું વર્તન આપણને મોટે ભાગે અસંતોષકારક લાગે છે. ગૃહપતિને સંપૂર્ણ રીતે સંતોષ 'આપતા હોય તેવા વિદ્યાર્થીઓ તો આંગળીને વેઢે ગણાય તેટલા.

વિદ્યાર્થીનું મોટા ભાગનું વર્તન આપણને અસંતોષકારક લાગે છે તેનું કારણ શું ?

આવા અસંતોષનું મૂળ કારણ આપણે શોધીએ તો આપણને જણાશે કે વિદ્યાર્થીનું તેવું વર્તન આપણી દૃષ્ટિને ગમતું હોતું નથી. વિદ્યાર્થી એવા પ્રકારનું વર્તન દાખવે કે જે વર્તન તેવા સંયોગોમાં અને તેવી પરિસ્થિતિમાં આપણે ન જ કરીએ તો તેનું તેવું વર્તન આપણને ખૂંચે છે; પરંતુ વિદ્યાર્થી જો એવું વર્તન કરે કે જે વર્તન તેને ઠેકાણે આપણે ભરાઇ પડ્યા હોઇએ તો આપણાથી પણ થઇ જાય તેવી આપણને ખાત્રી થાય તો તે વિદ્યાર્થીને આપણે દોષિત ગણતા નથી. આ રીતે તપાસતાં વિદ્યાર્થીના મોટા ભાગનાં અસંતોષકારક વર્તનો તે આપણી દૃષ્ટિને અસંતોષકારક જણાયાં હોય છે તેથી તેવાં દેખાય છે. ખરી રીતે બોલીએ તો વિદ્યાર્થીનાં તેવાં વર્તનોમાં એવો કોઇ ભારે દોષ નથી હોતો કે જેથી તે વર્તન અસંતોષકારક લેખી શકાય.

આવી પરિસ્થિતિમાં વિદ્યાર્થી તરફની આપણી દૃષ્ટિમાં જો પરિવર્તન થઇ જાય તો ઘણા વિદ્યાર્થીઓ ઉપર અસંતોષકારકની છાપ મારતાં આપણે અટકી પડીએ. વિદ્યાર્થી જુવાન હોય છે, બાલિશ હોય છે, ઉતાવળિયો હોય છે, સાહસિક હોય છે. આથી તેનાં બધાં કામો હમેશાં વિવેકાવિવેક દૃષ્ટિને ધ્યાનમાં રાખીને જ કંઇ થતાં હોતાં નથી. તેનું બધી જાતનું વર્તન તેને માટે તેમ જ બીજાઓને માટે હમેશાં લાભપ્રદ જ હોય તેમ પણ નથી હોતું. તેના વર્તનમાં દોષ હોવાનો પૂરો સંભવ છે; તેના કામમાં ભૂલો થવાનો સંપૂર્ણ અવકાશ છે. પરંતુ તે બધુંય પોતાની જાતને ઘડવા પ્રયત્ન કરતો એક તરુણ કરે છે તે દૃષ્ટિ જો આપણામાં આવી જાય તો તેના તરફના આપણા વર્તનમાં ઘણો ફેર થઇ જાય. સહેજ પણ અયોગ્ય વર્તન કરનાર વિદ્યાર્થી આપણી નજરમાં મોટો ગુન્હેગાર આજે તો દેખાય છે. એક વખત એક ગુન્હો કરનાર વિદ્યાર્થી તરફ આપણી હમેશની નજર ગુન્હો શોધનારી

બની જાય છે. આજની આપણી આ દૃષ્ટિમાં તાત્કાલિક ફેર થઇ જવાની અત્યંત જરૂર છે. ગુન્હો કરનાર વિદ્યાર્થીએ ગુન્હો જરૂર કર્યો છે, ભૂલ કરનાર વિદ્યાર્થીએ ચોક્કસ ભૂલ જ કરી છે; પરંતુ તેના જેવડી ઉંમરને માટે અને તે વખતની તેના જેવી પરિસ્થિતિમાં તેમ થઇ જવું બહુ જ સહજ હતું તેમ આપણને જણાઇ જાય તો તે વિદ્યાર્થી તરફની આપણી દૃષ્ટિ એક પોલિસની દૃષ્ટિ કે એક સત્તાધીશની દૃષ્ટિ નહિ રહે, પરંતુ એક માતાની પ્રેમભરી દૃષ્ટિ, એક મિત્રની સહાનુભૂતિભરી દૃષ્ટિ અને એક ખરા વડીલની દયાભરી દૃષ્ટિ રહેશે.

કેળવણીનો નવીન યુગ આપણી પાસે આવું દૃષ્ટિપરિવર્તન માગી રહ્યો છે.

હરભાઇ.

## છાત્રાલયના દીવા

વિદ્યાર્થીઓની શારીરિક તપાસ વૈદ્યો પાસે હમણાં હમણાં ઠીક ઠીક થાય છે. એ તપાસમાં વિદ્યાર્થીઓના શારીરિક દોષ બહાર આવે છે તેમાં આંખની નિર્બળતા ઘણે ભાગે મોટા પ્રમાણમાં હોય છે. આ દોષ વિદ્યાર્થીઓમાં પેસવા ન પામે તેની સાવચેતી લેવાના અનેક માર્ગ છે. એક માર્ગ તો આપણે આપણા વિદ્યાર્થીઓના વપરાશના દીવા વિષે ખૂબ કાળજી રાખવાનો છે.

ઘરના ગૃહપતિ અને છાત્રાલયના ગૃહપતિ આ વાત પર જરૂર લક્ષ આપે.

(૧) છાત્રાલયના દીવાનો પ્રકાશ દિવસના આઠ વાગે ખુલ્લા ફળિયામાં જે પ્રકાશ હોય તેટલો સૌમ્ય અને તેટલી શક્તિવાળો હોવો જોઇએ; બહુ ઝાંખો દીવો નુકશાનકારક છે એટલું જ નહિ પણ બહુ ઉગ્ર તેજવાળો દીવો પણ નુકશાનકારક છે.

(૨) છાત્રાલયના દીવાની જ્યોત અસ્થિર, નૃત્યનો નમુનો રજુ કરનારી કે દરિયાની ભરતીઓટની નકલ કરનારી ન હોવી જોઇએ. ઓછા પ્રકાશવાળી કે ઉગ્ર પ્રકાશવાળી જ્યોત કરતાં ઉપર જણાવેલા દોષવાળી જ્યોત આંખને વધારે ત્રાસ આપનાર છે.

(૩) બને ત્યાં સુધી વિદ્યાર્થીદીઠ જુદો દીવો હોય તે વધારે સારૂં ગણાય. ઘણા વિદ્યાર્થીઓ વચ્ચે એક દીવો રાખવાની પ્રથા જ્યાં હોય ત્યાં બાળકો ઉપર-છાત્રો ઉપર મોટો જુલમ થાય છે એમ ગણવામાં હરકત નથી.

( ૪ ) હમેશાં વિદ્યાર્થી વાંચવા બેસે ત્યારે દીવો તેની પીઠ તરફ રહે તેવી યોજના જોઇએ. તેમ ન થતું હોય ત્યાં દીવાનો પ્રકાશ વિદ્યાર્થીની આંખ ઉપર ન પડે અને માત્ર વાંચવાના કે લખવાના પાના ઉપર જ પડે તેવી તરકીબ દીવારોપીથી કરવી જોઇએ. આવે દીવે બે વિદ્યાર્થીઓ એક સાથે સહેલાઇથી વાંચી શકે.

( ૫ ) દીવાના કાચ રોજ સ્વચ્છ થએલા હોવા જોઇએ: દીવાની મેશ કાચને લાગતી હોય તેવા દીવા માંદા ગણવા જોઇએ. તેને તો દવાખાને સમારવા મોકલી દેવા જોઇએ અથવા નિરુપયોગી ગણી હરરાજ કરી નાખવા જોઇએ.

( ૬ ) ઘણા દીવાના ઘાટ, બેસણી અને ઇતર સરંજામ એવા હોય છે કે તે વાંચવા માટે વાપરતાં નુકશાન થાય છે. કીટસનાં ફાનસ ભોંય પર રાખી વિદ્યાર્થીને વાંચવું પડે તો તેને જમીન પર ચોપડી રાખવી પડે અને વાંકા વળી વાચવું કે લખવું પડે. આવો દીવો જો ઉંચા સ્ટૂલ ઉપર હોય અને વિદ્યાર્થીઓની બેઠકના પ્રમાણમાં આંખની સપાટીથી સહેજ ઉંચો હોય તો જ તે વગર હરકતે વાપરી શકાય.

( ૭ ) વાંચવાની બેઠક આગળના દીવાની વખતોવખત ઉપાડમેલ થવી ન જોઇએ. દીવાની ગોઠવણી જ એવી હોવી જોઇએ કે તે સહેલાઇથી ઝટ લઇને કોઇથી ઉથલી શકાય નહિ.

( ૮ ) ઘણી વાર ગૃહપતિના ટેબલ ઉપર સારો દીવો નથી હોતો ત્યારે તે પગીને કે પટાવાળાને કહી છાત્રાલયમાં જે વિદ્યાર્થી પાસે સારો દીવો હોય તેની સાથે અદલાબદલી કરાવી લે છે. એ જ વાત સૂચવે છે કે છાત્રાલયમાં દીવા સમારનાર માણસ કર્તવ્યનિષ્ઠ નથી. ગૃહપતિએ આવી ભૂલ કદિ કરવી ન ઘટે. બાપે પણ ઘરનો સારો દીવો તો ભણતા દીકરા કે દીકરી માટે જ રાખવો ઘટે છે.

( ૯ ) ગૃહપતિને જ્યારે પોતાને દીવાની ગોઠવણની શાસ્ત્રીયતા સમજાય નહિ ત્યારે ત્યારે તેણે સારા નિષ્ણાત શિક્ષક કે ડૉક્ટરને પોતાના છાત્રાલયમાં બોલાવી તેની સાથે ચર્ચા કરી દીવાની યોજના સુધારી લેવી જોઇએ.

( ૧૦ ) દીવાનું કામ કરનાર માણસ બે રૂપીઆનો પગારદાર કદિ ભલે હોય; પણ તેના ઉપર દેખરેખ રાખવાનું કામ તો ગૃહપતિ જેવા મુખ્ય માણસે રાખવું જોઈએ. જેમ વિદ્યાર્થીઓને રસોડાનું, કોઠારનું, સાફસુફીનું ને

પુસ્તકાલયનું કામ સોંપાય છે, તેમ એક કાબેલ વિદ્યાર્થીને દીવાબત્તીની દેખરેખનું કામ સોંપાય તો હરકત નથી. આવું કામ હજામનું કે મશાલીનું ગણાય અને તેથી હલકું ગણાય એ ભાવના છાત્રાલયમાં હોવી ન જોઇએ. જેમ બાજરૂ સારૂં કરવામાં કે સારૂં થતું જોવામાં કર્તવ્ય છે તેમ દીવાબત્તીની સાફસુફીમાં કર્તવ્ય રહેલું છે.

આ પ્રશ્નની અગત્ય હિંદુસ્તાનમાં તો ખૂબ અંકાવી ઘટે છે.

કલ્યાણરાય ન. જોષી.

## રખડપટ્ટીમાંથી કેળવણી

શાળાઓમાં જ્યારે જ્યારે પણ રજાઓ હોય છે ત્યારે ત્યારે છાત્રાલયના વિદ્યાર્થીઓને રખડપટ્ટી કરવી બહુ જ ગમે છે, એ આપણા સૌ કોઇનો અનુભવ છે. અરે, ઘણી વખત તો સવારના વખતમાં પણ શાળાના પાઠો તૈયાર કરવાને બદલે અથવા તો છાત્રાલયના કોઇ કાર્યમાં પરોવાઇ જવાને બદલે રખડવા ઉપડી જવાની વૃત્તિ સેવતા અને તેવા માર્ગો શોધતા વિદ્યાર્થીઓ પણ આપણને હાથ લાગે છે. રખડવાની આવી વૃત્તિ વિદ્યાર્થીઓમાં સર્વસામાન્ય હોય છે.

રખડવાની આ વૃત્તિની પાછળ છૂપાઇ રહેલાં કારણોને શોધવા માટે ઉંડા ઉતરીએ તો આપણને જણાય છે કે જ્યારે જ્યારે પણ વિદ્યાર્થી પાસે અરસિક અને અરુચિકર પ્રવૃત્તિ આવી પડે છે ત્યારે ત્યારે તેમાંથી છટકી જવા માટે તેનું મન તલપાપડ થઇ રહે છે; અને બીજી કોઇ રસિક કે રુચિકર પ્રવૃત્તિના અભાવે તેવો વિદ્યાર્થી રખડવાની પ્રવૃત્તિને હાથ ધરે છે.

આપણા છાત્રાલયમાં રહીને જીવનની તાલીમ મેળવતા વિદ્યાર્થીઓ માટે જ્યારે જ્યારે પણ જરૂર જણાય ત્યારે ત્યારે તેમને મનપસંદ અને રસિક હોય તેવી પ્રવૃત્તિઓનો પ્રબંધ આપણે કરી શકતા હોઇએ તો તો જાણે કે સ્થિતિ ઉત્તમ ગણાય; પરંતુ હમેશાં આપણાથી તેમ બનતું નથી, તેમ બનવાનું નથી. આપણા ગરીબ રાષ્ટ્રમાં અનેક મુશ્કેલીઓ વચ્ચે, અનેક મર્યાદાઓ સહિત સાધનવિહીન સ્થિતિમાં આપણે તો આપણું કેળવણીનું કામ ચલાવવાનું હોય છે. આવા સંયોગોમાં વિદ્યાર્થીના વિકાસને પોષનારી અને રસિક હોય તેવી સંખ્યાબંધ પ્રવૃત્તિઓ આપણે યોજી શકીએ તે શક્ય જ નથી. પરિણામે આપણા વિદ્યાર્થીને શીર પણ આપણી મર્યાદાઓમાં રહીને જ

કામ કરવાનું અને પોતાનો વિકાસ સાધવાનું કામ આવી પડે છે. આવા સંયોગોમાં કોઈ પણ વિદ્યાર્થી પોતાની હમેશની પ્રવૃત્તિથી કંટાળે અને રખડવાનું મન કરે તે અત્યંત સ્વાભાવિક છે.

પરંતુ આવી રખડપટ્ટીમાંથી પણ વિદ્યાર્થી થોડી ઘણી કેળવણી મેળવી લે તેવો પ્રબંધ શક્ય છે અને થવો જોઇએ. વિદ્યાર્થી પોતાના રોજના કામમાંથી કંટાળવાનો જ છે અને રખડવાનું મન કરવાનો જ છે તેમ આપણને લાગે ત્યારે નાની નાની રખડપટ્ટીના કાર્યક્રમો આપણે ગૃહપતિઓએ જ ગોઠવી દેવા જોઇએ.

વિદ્યાર્થીઓની પાંચ પાંચની કે સાત સાતની ટુકડીઓ પડી જાય. દરેક ટુકડીએ અમુક સ્થળથી રવાના થઇ અમુક અમુક સ્થળોએથી પસાર થઇ આખરે અમુક ચોક્કસ સ્થળે પહોંચવું તેવો નિર્બંધ કરવો. આવાં સ્થળોએથી પસાર થતી વખતે દરેક ટુકડી અમુક અમુક સ્થિતિનું અવલોકન કરતી આવે અને પોતાના અવલોકન તેમજ અનુભવોનો નાનકડો હેવાલ રજુ કરે. આમ થવાથી દરેક રખડુ ટોળી માટે આપણે કંઇ ને કંઇ ઉપયોગી કામ શોધી આપી શકીએ અને હેવાલ દ્વારા પોતાના અનુભવો અને દર્શનોને વ્યક્ત કરવાની તક આપી શકીએ. એવા હેવાલો આપણી પાસે આવી જાય પછી દરેક રખડુ ટોળીનો આપણે આપણા પૂરતો અભ્યાસ તારવી શકીએ અને તે ટોળીને ભવિષ્યમાં કયા માર્ગે દોરવાની આવશ્યકતા છે તેની રૂપરેખા દોરી શકીએ. આમ આવી રખડુ ટોળીઓ પોતાની રખડપટ્ટીઓ મારફત પુસ્તકોમાંથી ન મળી શકે તેવા પ્રકારનું શિક્ષણ જરૂર મેળવી શકે છે.

આપણે ગૃહપતિઓ વારાફરતી એક એક ટોળીની સાથે જતા રહીએ તો આવા પ્રવાસોને વધારે સંસ્કારી અને લાભદાયી બનાવી શકાય.

હરભાઈ.

## ખૂન કરીશ !

જમવાનો વખત થઇ ગએલો હોવાથી તમામ વિદ્યાર્થીઓ ભોજનશાળામાં પહોંચી ગયા હતા. માત્ર શાંતિ અને રમણ નિવાસગૃહની પાછળના ભાગમાં એક પીંપરના ઝાડની છાયામાં ઉભા ઉભા કંઈક મોટેથી વિવાદ કરતા હતા.

રમણઃ "પણ તેં મને ખીજવ્યો જ કેમ ?"

શાંતિ: "મેં તને ક્યાં ખીજવ્યો છે ? હું તો ચંદુની સાથે વાતો કરતો હતો."

રમણ: "ચંદુની સાથે મારા સંબંધે શા માટે વાતો કરતો હતો ?"

શાંતિ: "કેમ ? ચંદુ મારો ભાઇબંધ છે. તેની સાથે હું ગમે તેવી વાતો કરૂં તેમાં તારે શું ?

રમણ: "એમ ? અલ્યા શાંતિ, રહેવા દે હો ! આજે મારો મીજાજ ઠેકાણે નથી. આજે મારૂં મગજ તપી ગયું છે. આજે મારા હાથમાં ચળ આવે છે."

શાંતિ: "તે ચળ આવતી હોય તો આ રહી પીંપર, તેની સાથે ઘસ."

રમણ: "તું જ મારી પીંપર, લે. ( રમણે શાંતિને બાથમાં પકડયો અને જોરથી દાબી હલાવવા માંડયો, તથા નીચે પછાડવાના પ્રયત્નો કરવા માંડયા. )

શાંતિ ( છૂટવાનો પ્રયત્ન કરતાં ): "આઘો ખસ. મારે તારી સાથે બાધવું નથી અને તું કેમ બાધે છે ?"

રમણ: "( શાંતિને છોડીને ) તો પછી બોલ બોલ કેમ કરે છે ? જો હવેથી ચંદુને મોઢે કે કોઇ પણને મોઢે મારૂં નામ લીધું છેને, તો જોઇ લેજે મજા. હાડકાં ભાંગી ગયાં સમજજે."

શાંતિ: "મારે તારૂં નામ લેવું જ શા માટે જોઇએ ? બાકી ભાઇબંધની સાથે તો ગમે તેવી વાતો કરીએ તેમાં કોઇનું શું જાય ?"

રમણ ખીજાતો ખીજાતો ચાલ્યો ગયો. તેની આંખમાંથી તણખા ઝરતા હતા, તેનું શરીર ધ્રૂજતું હતું અને વારે વારે આંસુઓનાં બે ચાર ટીપાં આંખમાંથી સરી પડતાં હતાં. શાંતિ પણ શાંતિથી ચાલ્યો. શાંતિ રમણ કરતાં ઉંમરમાં તથા કદમાં મોટો હતો. ધારે તો રમણને મારી શકે તેવો હતો. પણ તેનો સ્વભાવ જ શાંત. કોઇની સાથે બાધવું તે શાંતિને ન ગમે. માર ખાવાનો વખત આવે તો પોતે માર પણ ખાઇ લે પણ લડાઇ લંબાવે નહિ. રમણ ક્રોધી અને તીખો; જરા જેટલું પણ રમણ ન સહન કરી શકે. આજે તે ખૂબ ચીડાએલો દેખાતો હતો; દુઃખી પણ થએલો જણાતો હતો.

રમણ અને શાંતિ જૂદા પડ્યા. રમણ નિવાસગૃહમાં ગયો અને શાંતિ ભોજનશાળા તરફ ગયો. નિવાસગૃહના છેડેની બારીમાંથી આ બધું હું જોયા કરતો હતો. હું જોતો હતો તે રમણ તથા શાંતિ બન્ને જાણતા

હતા. રમણે નિવાસગૃહમાં પ્રવેશ કર્યો, મારા તરફ સહેજ તીરછી નજર ફેંકી અને પોતાના કબાટ તરફ વળ્યો. ધીમે પગલે હું તેની પાસે ગયો.

"રમણ, શાંતિને આજે તેં અન્યાય કર્યો છે."

"ના સાહેબ, જરાય નહિ. તે મને ખીજવે તો પછી મારાથી કેમ રહેવાય ?"

"પણ શાંતિ લડાઇ બંધ કરવાના પ્રયત્ન કરતો હતો ત્યારે તું તો વધારે ને વધારે ખીજાતો હતો. આ તો ખેંચ પકડ મુજે જોર આતા હૈ તેવું થયું !"

રમણની આંખમાં આંસુ ઉભરાયાં. તેનો ચહેરો વધારે લાલ થયો. ગળું ખોંખારી માંડ માંડ તે બોલ્યો: "સાહેબ, આજે મારો મીજાજ મારા હાથમાં નથી. મને કોઇ ખીજવશે તો હું મારી બેસીશ."

"શા માટે ? થયું છે શું ?"

"મને બાઇડીના નામથી કોઇ બોલાવે તે મને જરાય ગમતું નથી."

"તે તમને શાંતિ કંઇ કહે છે ? તો ચાલો આપણે શાંતિને કહીએ કે તે કદિ પણ તમને ખીજવે નહિ."

"શાંતિ એકલો જ નહિ." રમણ ડુસ્કાં મૂકીને રડવા લાગ્યો હતો. "બીજા પણ ખીજવે છે."

"ચાલો ચાલો, જમવા ઉઠો. જમ્યા પછી બધું સમાધાન કરશું. અને ચાલોને, ભોજનશાળામાં જ જાહેર કરીશ કે તમને કોઇ ખીજવે નહિ."

"ના જી મારે, જમવું જ નથી."

રમણ પોતાના કબાટ પાસે બેસી ગયો. મારે તો આ કોયડો ઉકેલવો હતો તેથી હું પણ તેની પાસે જ બેઠો.

"પણ રમણલાલ, શાંતિએ તમને શું કહ્યું ?"

"સાહેબ, શું કહું ? મને 'રમણી' કહીને ખીજવે છે. અને મેં ના કહ્યા છતાં પાછો ચંદુ સાથે પણ તેવી જ વાતો કરે છે."

"તમારું આવું નામ પાડનાર પહેલું કોણ ? શાંતિ ન જ હોય એમ મને લાગે છે."

રમણ જોરથી રડવા લાગ્યો. બેચાર મિનિટ સુધી તે બોલી શક્યો નહિ. મેં તેને પાસે લીધો, તેના વાંસામાં હાથ ફેરવવા લાગ્યો, તેનું માથું ગોદમાં લીધું અને હું પણ શાંત બેસી રહ્યો.

આરેક મિનિટ પછી પાછું પૂછ્યું: "રમણ, તને રમણી કહીને પહેલ-વહેલો ખીજવનાર કોણ છે તે કહે. આજે હું તેની ખરાબર જડતી લઇશ. એવાં નામો પાડીને ખીજવે તેવો વિદ્યાર્થી મારે ન જોઇએ."

રમણ જરા શાંત થયો. તેણે કહ્યું: "સાહેબ, એ કોઇ વિદ્યાર્થી નથી."

"ત્યારે કોણ છે? શાળાનો કોઇ તારો મિત્ર છે?"

"ના જી, મારો શિક્ષક છે."

"હેં!" હું આશ્ચર્યમૂઢ થયો. રમણના મ્હોં ઉપર દેખાતી શાંતિ પથરાઇ પણ તેના અંતરનો ધુધવાટ તો બેવડો વધ્યો. તેણે પોતાના આંસુ લુછી નાખ્યાં અને જરા ટટાર થયો.

"તારા શિક્ષકે તારું નામ રમણી પાડ્યું?"

"હા જી."

"તેં કંઇ કહ્યું નહિ?"

"આવડા મોટા માસ્તરને શું કહેવાય? અને કંઇ કહું તો કાં તો વધારે ખીજવે અને કાં તો વર્ગમાંથી કાઢી મૂકે."

"પણ તેં કશું જ ન કહ્યું?"

"ના સાહેબ, હું કશુ જ કહી ન શક્યો પણ મને ખીજાએલો જોઇને તે હસ્યા અને તેથી તેમના ગયા પછી બીજા છોકરાઓ પણ મને રમણી કહીને ખીજવવા લાગ્યા."

"ઠીક, હું તારા શિક્ષક ઉપર ચિઠ્ઠી લખીશ. તું હવે જમવા જા."

"મારે આજે જમવું જ નથી. હું અહીં જ બેસી રહીશ."

"પણ તેમ તો બીજા છોકરાઓ તને વધારે ખીજવશે."

"તો હું તેમની સાથે લડીશ."

"તો તો તેઓ વધારે ને વધારે ખીજવશે."

"તો હું તેમને મારીશ."

"તો બધા એકઠા મળી તને હેરાન કરશે."

"તો બધા ઉપર છૂટા પથરા ફેંકીશ." રમણ ફરીથી ઉશ્કેરાવા લાગ્યો હતો. આ વખતે તેની આંખમાં આંસુ નહોતાં આવતાં પણ તેનું મ્હોં વધારે લાલ બનતું હતું, અને તેનું અંગ ધ્રૂજતું હતું.

હું સહેજ મોટે અવાજે બોલ્યો: "પણ તેમાં લાભ શો? તેમાં તો વધારે ખીજ ચડે અને વેર વધે."

"ભલે વધે સાહેબ." રમણના અંદાજમાં ફેર પડ્યો. તે આવેશમાં હતો. "આજે તો હવે મને ખીજવનારનું હું ખૂન કરીશ, ખૂન !"

હું મનથી ગંભીર થયો પણ મ્હોં ઉપર હાસ્ય લાવી બોલ્યો. "તો તો રમણ, તારે ઘણાં ખૂન કરવાં પડશે."

"હા, જરૂર." તે ખૂબ ઉશ્કેરાયો. "અને મારા માસ્તરનું પણ ખૂન કરીશ."

બહારથી હું હસ્યો પણ અંતરથી ચોંક્યો. બાળક વિદ્યાર્થીના મર્મને સ્પર્શે તેવી કુવાણી કેટલી ભયંકર વિચારસરણી પેદા કરે છે તેનું મને ભાન થયું. ખૂનના વિચારોનો પાયો આવી મામુલી બાબતોમાંથી પણ નખાતો હશે તે હું સમજ્યો. હમણાં હમણાં શિક્ષકોનાં ખૂન કેટલાક ઝનુની વિદ્યાર્થીઓ કરી બેસે છે તેવી વાતો હું છાપામાં વાંચતો હતો તે સાચી જ હશે તેમ લાગ્યું. આપણે કહેવાતા વડીલો અક્કલ ગુમાવી આપણા જ બાળકોને ખૂનના વિચાર સુધી ઘસડી જઈએ છીએ તેનું આપણને ભાન નથી. આપણો વિદ્યાર્થી શિક્ષણના પરિણામે શિક્ષિત બનવાને બદલે ખૂની બને તો ?

હરભાઈ.

## નહિ ચલવી લેવાય !

રતિલાલઃ "મોહન, ભોજનના નેતાનો આજનો નિર્ણય તને કેમ લાગે છે ?"

મોહનઃ "મારા મનમાં એ સંબંધે હજી ચોક્કસ નિર્ણય નથી થઇ શક્યો. જો કે એ વિચાર તો મને ગમે જ છે."

રતિલાલઃ "પણ મોડા જમવા માટે આપણે બધા તૈયાર હોઇએ તો પછી ભોજનના નેતાએ શા માટે વાંધો લેવો જોઇએ ?"

મોહનઃ "એનું કહેવું એમ છે કે ભોજન ખાતર આપણે શાળામાં સહેજ પણ મોડા જઇએ તે આપણને ન શોભે."

રતિલાલઃ "દશ પંદર મિનિટ મોડા થઇએ તેમાં શું ? વર્ગમાં માસ્તર જ એટલા મોડા તો આવે છે."

મોહનઃ "એ દલીલ મને નથી સાચી લાગતી. આપણે મોડા થઇએ તેમાં આપણા છાત્રાલયની શી આબરૂ ?"

રતિલાલઃ "મને કંઇ તારી વાત ગળે નથી ઉતરતી. પાંચપંદર મિનિટ

મારે શા સારૂ શાક વિના ખાવું ? એમ તો ઘરે રહેનારા છોકરાઓ શાળામાં મોડા નથી થતા શું ?"

મોહનઃ "પણ મને લાગે છે તે એ છે કે શાક મારે શા સારૂ આપણે અનિયમિત થવું ?

[ ૨ ]

શાંતિઃ "કાંતિ, આજે તો ભારે થઇ !"

કાંતિઃ "હા, ભોજનના નેતાની આ જોહુકમી આપણને ન પોસાય."

શાંતિઃ "મારૂં પણ તેમ જ માનવું છે. પોતાના વિચાર પ્રમાણે હવેથી કરી જુએ અને પછી જોઇ લો કે તે કેવો ઉડી જાય છે !"

કાંતિઃ "અરે, પછી શું, હમણાં જ ઉડાવી દેવા દેને! આવતી કાલની સભામાં જ પ્રશ્ન મૂકીએ."

શાંતિઃ "ના, થોડાક દિવસ વાટ જોઇએ. તેને મે કહ્યું છે કે શાક વિના ચલાવી લેવાની વાત હવેથી તેણે ન જ કરવી. અમે કદિ પણ શાક વિના ચલાવી લેવા નથી માગતા."

કાંતિઃ "પણ તે એવું બોલે છે જ શા મારે તે મને નથી સમજાતું."

શાંતિઃ "શા મારે કેમ ? રસોયાની દયા ખાઇને."

કાંતિઃ "તેમાં રસોયાની શી દયા ખાધી ?"

શાંતિઃ "કેમ ? રસોયા આજે જરા મોડા ઉઠયા એટલે રસોઇમાં પહોંચી ન શકયા અને શાક રહી ગયું. તે કહે છે કે રસોયા પણ બિચારા માણસ છે ને ? તેમને પણ કોઇ દિવસ મોડા ઉઠવાનો અધિકાર જ નહિ ?"

કાંતિઃ "ઓહો ! એ તો મોટો સામ્યવાદી લાગે છે. હવે જા જા. રસોયાને તો ખાસો પગાર આપીએ છીએ. તેણે વખતસર રસોઇ કરી આપવી જ જોઇએ. હવેથી તો શાક વિના નહિ ચલાવીએ એટલું જ નહિ પણ મોડું પણ નહિ ચાલી શકે."

શાંતિઃ "હવે જોઇએ શું થાય છે તે. મેં નેતાને એક અઠવાડિયાની નોટીસ આપી છે. નહિતર પછી બીજી સભામાં ખલાસ."

કાંતિઃ "તું બહુ પોચો છે. મારે પણ પછી તો તારી ખાતર ઢસરડવું પડે છે. હવેથી મને પૂછ્યા સિવાય કશું જ નહિ કરતો."

[ ૩ ]

મણિલાલ (ભોજનનો નેતા): "સાહેબ, મારા કહેવાથી તો ઘણા વિદ્યાર્થીઓ છેડાઇ પડ્યા છે."

ગૃહપતિઃ "શા માટે ? તમે ક્યાં હજી કશો નિયમ કર્યો છે ?"

મણિલાલઃ "નિયમ કરૂં તો તો મને લાગે છે કે મારે ઉડવા જ વારો આવે."

ગૃહપતિઃ "શા માટે ? તમે તેમાં શું ખોટું કરો છો ?"

મણિલાલઃ "હું તો માનું જ છું કે શાક માટે અમારે શાળામાં મોડા જવું તે કોઇ રીતે સારૂં જ નથી વળી બિચારા રસોયા પણ માણસ જ છે ને ! તેમને કોઇ દિવસ નાટક જોવાનું મન થયું; તેઓ ગયા અને બીજે દિવસે સહેજ મોડા ઉઠ્યા તો આપણે આટલું પણ ચલાવી લેતાં ન શીખીએ ?"

ગૃહપતિઃ "પણ તમે તેમને આ તમારી વાત સમજાવી છે ?"

મણિલાલઃ "હા જી. તેમની પાસે જઇ નિરાંતે બધું કહ્યું પણ તેઓ તો તે સ્વીકારવા જ તૈયાર નથી."

ગૃહપતિઃ "તેમની પાસે કંઇ દલીલ છે ?"

મણિલાલઃ "હા, કેટલાક એમ માને છે કે શાળામાં પાંચ પંદર મિનિટ મોડા થવામાં કશો જ વાંધો નથી. કારણમાં શિક્ષક પોતે પણ મોડા થાય છે તે છે. કેટલાક એમ માને છે કે રસોયા અમારો પગાર ખાય છે માટે તેમણે ગમે તેમ કરીને પણ વખતસર અમને રસોઇ આપવી જ જોઇએ."

ગૃહપતિઃ "બન્ને દલીલો બહુ જ ખરાબ છે એકમાં શિક્ષકદ્રોહ છે અને બીજીમાં માનવદ્રોહ છે."

મણિલાલઃ "પણ મારૂં કહેલું માને તો કે ?"

ગૃહપતિઃ "મણિલાલ, આજે રાત્રે વિદ્યાર્થિમંડળની સભા રાખો. વિદ્યાર્થીઓ છાત્રાલયને પોતાનું ઘર માને છે અને અમને માબાપ માને છે તો પછી તેમણે છાત્રાલયમાં પણ ઘરની માફક જ રહેતાં શીખવું જોઇએ ને ? ઘરમાં બા સહેજ બીજા કામમાં રોકાય તો છોકરો શાક વિના તો શું પણ ટાઢું ખાઇને પણ શાળાએ જાય છે."

મણિલાલઃ "ભલે સાહેબ, રાખું છું. અમારામાં છાત્રાલય પ્રત્યે ઘરની ભાવના જાગશે અને તમારા પ્રત્યે માની ભાવના જાગશે ત્યારે જ છાત્રાલય જીવનમાંથી અમને કંઇ પણ મળી શકવાનું છે. નહિતર તો સારૂં લેવાને બદલે નઠારૂં લઇને જઇશું તેવો જ ભય રહે છે."

હરભાઇ.

## ગૃહપતિઓનો ફાળો

• રાષ્ટ્રના પુનર્વિધાનના આ યુગમાં આપણે ગૃહપતિઓએ પણ કંઈક ફાળો આપવો જોઇએ તેમ આપણને જરૂર લાગતું હશે. તેથી જ છાત્રાલયના કામ ઉપરાંત રાષ્ટ્રસેવાનાં બીજાં કામો કરવા તરફ હમેશાં આપણી ઝંખના રહે છે. આ ઝંખના સ્વાભાવિક છે, ઇષ્ટ પણ છે. પરંતુ રાષ્ટ્રના પુનર્વિધાનમાં જુદાં જુદાં ક્ષેત્રો જેની રીતે પોતાનો ફાળો આપે છે તેની રીતે કેળવણીનું ક્ષેત્ર પણ આપી શકે છે, તે વિચાર આપણે ગળે ઉતરી જાય તો જુવાનોની કેળવણી દ્વારા પણ આપણે રાષ્ટ્રસેવા કર્યાનો સંતોષ મેળવી શકીએ. રાષ્ટ્રને આપણી કલ્પનાની ઉંચાઇએ પહોંચાડી દેવા માટે જેટલી જરૂર સામાજીક સુધારાની છે, જેટલી જરૂર આર્થિક સ્વાતંત્ર્યની છે અને જેટલી જરૂર રાજકીય મુક્તિની છે તેટલી જ જરૂર સુયોગ્ય કેળવણીની પણ છે. સામાજીક ક્ષેત્રમાં, રાજકીય ક્ષેત્રમાં કે બીજા કોઇ પણ ક્ષેત્રમાં સેવાનું કામ કરનાર માણસ એક કુશળ ડૉક્ટર છે, જ્યારે કેળવણીના ક્ષેત્રમાં કામ કરનાર માણસ પાકો આરોગ્યશાસ્ત્રી છે. રાષ્ટ્રને ડૉક્ટરની જેટલી જરૂર છે તેટલી જ, બલકે તેથી વિશેષ આરોગ્યશાસ્ત્રીની છે.

પરંતુ આપણે ડૉક્ટર અથવા આરોગ્યશાસ્ત્રી છીએ તેની પૂરેપૂરી તપાસ અંતરના ઉંડાણમાં ઉતરીને કરી લેવી ઘટે છે. કેટલીક વખત કેળવણી આપવાના બહાના નીચે આપણાથી પોતાની સલામતીના માર્ગ ઉપર ચડી જવાનો પૂરેપૂરો ભય છે. આપણે પોતે નિર્ભય છીએ, આપણે પોતે કેળવણી દ્વારા રાષ્ટ્રની પૂરી સેવા જરૂર કરવાના છીએ તેવી આપણા અંતરમાં ખાતરી થઇ ગઇ હોય તો પછી કેળવણી દ્વારા શાંતિથી બેઠાં બેઠાં રાષ્ટ્રની સેવા કર્યાનો દાવો કરવાનો આપણને અધિકાર મળે છે.

હરભાઈ.

## જાતીય વિકૃતિની લેખમાળા વિષે

'છાત્રાલય' માસિકમાં જાતીય વિકૃતિનાં દૃષ્ટાંતો, તેનાં મૂળ તેમ જ વિકૃતિને અટકાવવાના ઉપાયો સંબંધમાં જુદા જુદા લેખો લખાયા છે. આવા લેખો લખવાનો હેતુ છાત્રાલયના સંચાલકોને તથા માબાપોને તે દિશામાં જાગ્રત કરવાનો હતો અને છે. છાત્રાલય સંમેલનમાં પણ તે વિષયની જાહેર ચર્ચા કરવાની ધૃષ્ટતા અને પહેલ મેં કરેલી, આ આખોયે

પણ યથાસમયે પ્રગટ કરવું. આવા મનોરથો આ લેખક સેવે છે. તેને પાર પાડવામાં મિત્રોની સહાયની અને સહાનુભૂતિની અપેક્ષા જરૂર રહે. મિત્રો તેવી સહાય મને જરૂર કરવાના છે તેમાં મને જરાય શંકા નથી.

અનેક પૃચ્છપરચ્છને લીધે આ વિષયને લગતો આટલો ખુલાસો અહીં રજુ કરવાની જરૂર જણાયાથી આ લેખ લખવો પડ્યો છે.

હરભાઇ.

## ગામડાના વિદ્યાર્થીઓ

કેળવણીનો વધુ ને વધુ પ્રચાર થવા લાગ્યો અને તેનો ચેપ ગામડામાં પણ પહોંચ્યો. આ ચેપ સારો છે કે ખરાબ તેનો વિચાર છોડી આજે જે બની રહ્યું છે તે જોઇએ.

ગામડાનાં માબાપો પોતાના છોકરાઓને અંગ્રેજી કેળવણી લેવા માટે શહેરોમાં મોકલવા લલચાય છે. શહેરોવાળા જાણે કે ગામડાંની સેવા કરી નાખીએ તેવા શુભ ઇરાદાથી છાત્રાલયો સ્થાપે છે અને તેનો લાભ લેવા ગામડાના માણસોને નોતરે છે. ગામડાના માણસો તો ઉત્સુક હોય છે તેથી તેઓ પોતાના છોકરાઓને શહેરના છાત્રાલયમાં રહીને અભ્યાસ કરવા માટે મોકલે છે. આવાં છાત્રાલયો દિનપ્રતિદિન વધતાં જાય છે અને તેમાં ગામડાના છોકરાઓની ભરતી પણ તેટલા જ પ્રમાણમાં વધતી જાય છે તે આપણો સૌ કોઇનો અનુભવ છે.

કેળવણીના પ્રચારનું આ કાર્ય ખરેખર સ્તુત્ય છે. પરંતુ આવાં છાત્રાલયોની સામે ગામડાની પ્રજાનો એક પોકાર ઉઠ્યો છે તે વિચારવા જેવો છે. તેઓ માને છે અને ઘણા નો અનુભવે પણ છે કે તેઓના છોકરાઓ બે ચાર વર્ષની છાત્રાલયની જીંદગી જીવીને પાછા આવે છે ત્યારે ગામડાનાં ઘર માટે અને ગામડાની રહેણીકરણી માટે અણગમો લેતા આવે છે; અને કેટલાક તો નાલાયક બનીને પણ આવે છે.

આપણે શહેરના કેળવાએલા લોકો કેળવણીનો વિચાર આપણી દૃષ્ટિએ કરીએ છીએ અને તેનો અમલ પેલા ગામડાના છોકરાઓ ઉપર કરીએ છીએ. વિદ્યાર્થીનું શરીર સુદૃઢ બનવું જ જોઇએ એટલા માટે અમુક અમુક તત્ત્વો મળે તેવો ખોરાક તેમને મળવો જ જોઇએ; વિદ્યાર્થી સમાજમાં ગૌરવ સહિત રહી શકે તેટલા માટે રહેવાની, ખાવાની, લુગડાં પહેરવાની, ફરવા

જવાની વગેરે અમુક પ્રકારની ટેવો તેને પડવી જ જોઇએ; તેની બુદ્ધિ વધારે તીક્ષ્ણ થાય એટલા માટે તેની જ બીજી બુદ્ધિના નિકટના પરિચયમાં તેણે હંમેશ રહેવું જોઇએ. આવા આવા વિચારોથી પ્રેરાઇ આપણે તેના માટેના શક્ય તેટલા બધા જ માર્ગો યોજીએ છીએ. પરિણામે વિદ્યાર્થી અમુક જ ખોરાક ખાવાની ટેવવાળો થઇ જાય છે; અરે! તેવો જ ખોરાક મળવો જોઇએ તેમ માનનો થઇ જાય છે. તેની લુગડાં પહેરવાની ઢબછબ ચોક્કસ પ્રકારની જ બને છે અને તેટલા માટે ગમે તેટલા ખર્ચને પણ તે ન્યાય્ય અને સાર્થ લેખવા માંડે છે. તે અમુક જ પ્રકારની સોબતની અપેક્ષા રાખે છે અને તે મેળવવા ગમે તેટલું સહન કરવા પણ તૈયાર હોય છે. આનું ત્રીજું પરિણામ એ આવે છે કે પોતાના ઘરનો રોટલો તેને કડવો અને અનુપકારી લાગે છે; તેના બાપદાદાનો પોશાક, રહેણીકરણી અને ટેવ તેને જંગલી અને હાસ્યાસ્પદ દેખાય છે; અને તેનાં પોતાનાં સગાં વ્હાલાંની કે ગામડાનાં માણસોની સોબત તેને અળખામણી અને બીનજરૂરી લાગે છે.

કેળવણીની દૃષ્ટિનો આપણે ગમે તેટલો ખ્યાલ રાખીએ તો પણ આ પરિસ્થિતિ તો ટળવી જ જોઇએ. આપણાં છાત્રાલયોમાં આવી કેળવણી શરૂ રહે તો જતે દિવસે તે પોતાનો વિનાશ જ નોતરે છે તે નક્કી. ગામડાંમાંથી શહેરમાં અભ્યાસાર્થે આવતા ગામડીયા વિદ્યાર્થીઓને સુઘડતાની ને શિષ્ટતાની ગમે તેટલી ટેવો પડાવીએ, તેના શરીરના પોષણ અને વર્ધન માટે આપણે ગમે તેટલો ખર્ચ કરીએ તેની ના નહિ. પરંતુ ગામડાથી, પોતાનાં સગાંવ્હાલાંથી અને ખુદ પોતાનાં માબાપથી પણ તે વિખુટો પડી જાય તેવું તો હરગીજ ન જ બનવા દઇએ હૃદયમાં ભેદભાવ જન્મે, ગરીબી તરફ તિરસ્કાર છૂટે, સામાન્ય જનસમાજથી વિખુટા કરાવે, જનસેવામાં અંતરાય નાખે તેવી કેળવણી તે કેળવણી જ નથી. સાચી કેળવણીના કોઇ પણ પ્રબંધને આવાં કામો સાથે કદિ પણ વિસંગતિ હોય જ નહિ. આપણાં છાત્રાલયોમાંથી આવું બનવા પામતું હોય તો આપણે ચેતી જવું જોઇએ કે ક્યાંઇક કંઇક પણ ખૂટે છે. આ ખોટ ટાળવા માટે આપણે આપણાથી બનતું એટલું બધું કરવા મથવું જ જોઇએ. શું કરવું જોઇએ તેની વિગતોનો વિચાર કોઇ બીજે વખતે કરશું.

હરભાઈ.

---

# છાત્રાલયમાં ધર્મશિક્ષણ

છાત્રાલયમાં ધર્મશિક્ષણ આપવાનો પ્રશ્ન ખૂબ વિવાદાસ્પદ છે. કર્મકાંડી પક્ષ ધાર્મિક ક્રિયાને છાત્રાલયજીવનમાં આવશ્યક સમજે છે અને ગમે તેવા ઉદાર શિક્ષણ સાથે પણ તે હોવાની જરૂરીઆત સ્વીકારે છે. ભક્તિપ્રધાન લોકો એક યા બીજા સ્વરૂપે ભક્તિના વાતાવરણને છાત્રાલય જીવનમાં પ્રસારી દેવાનો આગ્રહ સેવે છે. વ્યક્તિગત પ્રાર્થના વા તો સમૂહપ્રાર્થના તે ધાર્મિક શિક્ષણના એવા ભક્તિ માગે છે. જ્ઞાનપ્રધાન દુનિયા ધર્મના જ્ઞાનને છાત્રાલય જીવનમાં અપરિહાર્ય લેખે છે અને ઉત્તરમાં ઉદાર દૃષ્ટિબિંદુ રાખીને પણ ધર્મોનું જ્ઞાન આપવાની રીતનો આગ્રહ પૂર્વક સ્વીકાર ઇચ્છે છે. આજના સમાજમાં આ જ્ઞાનમાર્ગમાં માનનારા લોકો વધારે પ્રમાણમાં દેખાય છે અને તેથી શિક્ષણસંસ્થાઓમાં ધાર્મિક શિક્ષણે ધર્મની માહેતી-જ્ઞાનનું સ્વરૂપ વધારે પ્રમાણમાં પકડેલું આપણને દેખાય છે. આજના નવીન વિચારોવાળી દુનિયામાં વળી એક એવો પક્ષ પણ ઉભો થએલો દેખાય છે કે જે કોઇ પણ પ્રકારના ધર્મશિક્ષણને સ્વીકારતો નથી. તે પક્ષની માન્યતા છે કે ધર્મ કોઇ પણ પ્રકારના શિક્ષણથી કદિ પણ આવી શકે તેવી વસ્તુ જ નથી. ધર્મ તો અંતરમાંથી ઉગી નીકળનારી વસ્તુ છે અને તેને સ્વયંભુ પ્રગટ થવાનો અવકાશ મળે તેટલા માટે સારામાં સારૂં વાતાવરણ રચવાની જ માત્ર આવશ્યક્તા રહે છે. ધર્મના નામથી ભડકનારો એક ઉદ્દામ પક્ષ પણ આજના સમાજમાં હયાતી ધરાવે છે. તેના મત પ્રમાણે કોઇ પણ પ્રકારના ધાર્મિક શિક્ષણથી ધાર્મિક્તા આવવાને બદલે ઢોંગ અને કપટ જન્મે છે, માટે વિદ્યાર્થીને ઢોંગી થતો કે કપટી થતો અટકાવવો હોય તો ધાર્મિક શિક્ષણ જેવો કશો જ પ્રબંધ કેળવણીની સંસ્થામાં ન જ હોવો ઘટે.

ધાર્મિક શિક્ષણની બાબતમાં આવાં મતમતાંતરો પ્રવર્તે છે તેવી પરિસ્થિતિમાં આપણાં આજનાં છાત્રાલયોમાં બધાય મતોનાં માબાપો પોતાના છોકરાઓને અભ્યાસાર્થે મોકલે છે. છાત્રાલયની સંસ્થામાં જેને આપણે નાસ્તિક કહીએ તેવા વિદ્યાર્થીઓ તો ખરેખર બહુ જ ઓછા હોય છે. ધાર્મિક શિક્ષણની બાબતમાં મતાગ્રહો જ્યારે પ્રવેશે છે ત્યારે કર્મ, ભક્તિ કે જ્ઞાનપ્રધાન વિદ્યાર્થીઓ તમામ પ્રકારની પરિસ્થિતિ સામે બળવો કરે તે સ્વાભાવિક છે. આવો બળવો વખતે તેવા વિદ્યાર્થીઓ આપણને કેવળ નાસ્તિક લાગી જવાનો પૂરો સંભવ છે પરંતુ વસ્તુતઃ તેમ નથી હોતું.

આપણાં છાત્રાલયોમાં આવી સ્થિતિ પ્રવર્તે છે તેવે વખતે ધાર્મિક શિક્ષણની બાબતમાં બે વસ્તુઓ તરફ આપણે પૂરૂં લક્ષ આપી તે પ્રમાણે પ્રબંધ કરવાની અત્યંત આવશ્યકતા છે.

એક તો ધાર્મિક શિક્ષણની બાબતમાં કશો પણ મતાગ્રહ આપણે ન સેવવો. સંસ્થા એક જ ધર્મપંથના વિદ્યાર્થીઓને સંઘરતી હોય કે જુદા જુદા પંથના વિદ્યાર્થીઓને રાખતી હોય, પરંતુ તેના ચાલકોએ કોઇ પંથના શિક્ષણનો આગ્રહ કશો જ ન રાખવો જોઇએ. તે તે ધર્મપંથ કે પંથોના શિક્ષણ માટે બની શકે તેટલો અવકાશ મળી રહે તેવો પ્રબંધ આપણે જરૂર કરીએ પરંતુ તેની આગ્રહભરી ફરજ કદિ પણ ઉભી ન કરીએ.

બીજી મહત્ત્વની વાત તે કર્મ, ભક્તિ અને જ્ઞાન માર્ગ માટે આપણે આપણાં છાત્રાલયોમાં શક્ય તેટલો બધીએ પ્રબંધ કરવો જોઇએ. આપણા છાત્રાલયના ધર્મશિક્ષણની પ્રથામાં કશોએ આગ્રહ જરૂર ન હોય પરંતુ તેમાં વિદ્યાર્થીના કર્મકાંડી આત્માને, અથવા તો વિદ્યાર્થીના ભક્તિપ્રધાન જીવને અથવા તો વિદ્યાર્થીના જ્ઞાનપ્રધાન માનસને અનુકૂળ હોય તેવી પ્રથા તો જરૂર દાખલ કરવી જોઇએ છીએ. આપણા છાત્રાલયમાં ધર્મના ક્રિયાકાંડ માટે મજાનું વાતાવરણ ઉભું થએલું હોય, આપણા છાત્રાલયમાં ઇશ્વરભક્તિ માટે સુંદર પ્રબંધ થતો હોય અને આપણે ત્યાં ધર્મના જ્ઞાનના તરસ્યા પ્રાણી માટે જ્ઞાનસરોવર સભર ભર્યાં હોય. આવી ત્રિવિધ રચનામાંથી જે વિદ્યાર્થીને જે રુચિકર હોય તે વિદ્યાર્થી ત્યાં જાય અને પોતાના આત્માની ભૂખ પોતાને રુચિકર તેવા માર્ગે સતોષે.

ધર્મશિક્ષણની બાબતમાં હાલ તુરત વાદવિવાદમાં ઉતરવાને બદલે કશા જ મતાગ્રહ કે પંથાગ્રહ વિના આટલું આપણે ઉભું કરી શકીએ તો પણ ધર્મશિક્ષણની દિશામાં કંઇક પગલું ભર્યું ગણાય.

હરભાઇ.

## પ્રાણધન

આપણી સડેલી મનોદશાનો એક દાખલો જાણવા જેવો છે.

પ્રાણધન બારેક વર્ષની ઉમરનો. તેનાં નાનાં બાળક માબાપનો એક લાડકવાયો પુત્ર. એ છોકરાનું ચારિત્ર્ય તેમ જ શરીર ઘડાય અને સ્વતંત્ર કેળવણી મળે એમ ધારી તેને xxx બોર્ડિંગમાં ભણવા મૂક્યો. છોકરો બારે તેજ અને

પ્રાણવાન. તેનું વેશવાળ–સગપણ થઇ ગએલું. એકાદ વર્ષ એ બોર્ડિંગમાં રહ્યો. ત્યાં તો તેનાં માબાપનું કહેણ આવ્યું કે અમારા પ્રાણધનના સાસરીઆં આ શિયાળે લગ્ન કરવા ધારે છે। સંસ્થાના નિયમ પ્રમાણે પરણેલ વિદ્યાર્થી બોર્ડિંગમાં રહી ન શકે અને પ્રાણધનને તો ત્યાં બહુ ગમી ગએલું એટલે એણે ઘેર ચોકખી ફૂલ જેવી ના લખી નાખી કે હું ભણી ન રહું ત્યાં સુધી પરણીશ નહિ. ત્રીજે જ દહાડે ટ્રેનમાં બાપા આવ્યા. પ્રાણધન એકનો બે ન થયો અને બાપા ગયા. વળી ત્રીજે દહાડે પ્રાણધનની બા દેખાયાં. દીકરાએ પહેલાં તો પાણી દેખાડ્યું પણ છેવટે કોણ જાણે કેમ પણ માએ તેને મ્હાત કર્યો. પ્રાણધન ઘેર ગયો ને પરણ્યો. માબાપે દીકરો પરણાવવાનો લ્હાવો લીધો હશે, રૂપાળી ઢીંગલી જેવી વહુ ઘરમાં હરતી ફરતી જોઈ તેમનાં હૈયાં ગજ ગજ ઉછળતાં હશે. સગાંવહાલાં ને નાતીલાઓએ કદાચ વાહવાહ બોલાવી હશે. પણ પેલા પ્રાણધનના પ્રાણધનનું શું ?

અંકલ.

## કાર્યાલય તરફથી:—

મંડળ સાથે જોડાએલી સંસ્થાઓમાંથી નીચેની સંસ્થાઓએ ચાલુ વર્ષના પોતાના લવાજમના રૂપીઆ પાંચ મોકલવાની વ્યવસ્થા કરી છે. બાકીની બીજી સંસ્થાઓ પોતપોતાનાં લવાજમની રકમો કાર્યાલયમાં સત્વર મોકલી આપે એવી વિનતિ છે.

| | |
|---|---|
| ૨૦ કડવા પાટીદાર આશ્રમ | કડી |
| ૨૧ વાઘોડીઆ વિદ્યાર્થી આશ્રમ | વાઘોડીઆ |

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

# શિક્ષણ પત્રિકાના વાચકોને



આ સાથે આપને "છાત્રાલય" નો અંક જોવા માટે મોકલ્યો છે.

"પત્રિકા" બાળકેળવણીનો વિચાર કરે છે ત્યારે "છાત્રાલય" એ તરુણ કેળવણીનો વિચાર કરે છે. શાળા બહારની એટલે દિવસના પોણા ભાગની કેળવણી કઈ દિશામાં જવી જોઇએ એ વિચાર કરવાનું કાર્ય "છાત્રાલય" માસિક કરે છે.

આપને એ વાંચવાનું મન થશે જ. "પત્રિકા" ના લવાજમ સાથે એનો પણ રૂપીઓ એક વધારે મોકલી આપશો. પોસ્ટ સાથે લવાજમ રૂ. ૧) છે.

તંત્રીઃ નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

શ્રીદક્ષિણામૂર્તિ ભવન

ભાવનગર

શ્રીસરસ્વતી છાપખાનું : ભાવનગર

એમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે

શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

શ્રીયુત રાધાબાઇ ગ્યાનેંદ્ર ચાવડા,

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૩ જું
૧૯૨૯

અંક ૧૦ મો
ઑક્ટોબર

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

દરેક માણસનું કાર્યક્ષેત્ર તેની યોગ્યતા ઉપર નક્કી થવું જોઇએ.

જે માણસને યોગ્ય કાર્યક્ષેત્ર મળી જાય છે તે તેમાં વધારે ને વધારે દીપી નીકળે છે. તેનું કાર્ય અને તે પોતે દિન પ્રતિદિન વધારે ઉજળાં બને છે.

જે માણસને અયોગ્ય કાર્યક્ષેત્રમાં પેસી જવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થાય છે તે માણસ પોતાનું હીર પણ ગુમાવે છે. તેનું કાર્ય અને તે બંને દિન પ્રતિદિન વધારે ને વધારે નિર્બળ બનતાં જાય છે.

# આપણો આદર્શ

કેળવણીનું કામ અનેક રીતે સાધી શકાય છે. જુદા જુદા સ્વભાવના લોકો જુદી જુદી રીતે કેળવણીનું કામ હાથ ધરે છે. એ બધીએ રીતોમાં છાત્રાલય મારફત કેળવવાની રીત અને છાત્રાલયના ગૃહપતિ બનીને કેળવણીના કાર્યમાં ફાળો આપવાની પદ્ધતિ સૌથી વધારે વિકટ છે.

કેળવણીનું કાર્ય આજે મોટે ભાગે એક જ રીતે ચાલી રહ્યું છેઃ શાળા ઉઘાડીને અને શિક્ષક બનીને. જેને કેળવણીના કામમાં પોતાની શક્તિઓ ખરચવાનો શોખ લાગે છે તે એકાદ શાળાની અંદર શિક્ષક બની જાય છે. કેળવવાની આ રીતમાં હમણાં હમણાં એક નવી રીત ઉમેરાઈ છે અને તે છાત્રાલય કાઢીને તથા ગૃહપતિ બનીને કેળવવાની. શરૂઆતમાં છાત્રાલયોની સ્થાપના પાછળ કેળવણીનો આવો પ્રધાન ઉદ્દેશ ભલે નહિ હોય, પરંતુ આજે તો વિદ્યાર્થીઓને યોગ્ય રીતે કેળવવાનો અને શાળાના શિક્ષણકાર્યમાં પૂરક બનવાનો ઉદ્દેશ રાખવા માટે દરેક છાત્રાલય મગરૂર બને છે.

પરંતુ કેળવણીનો આ બીજો માર્ગ બહુ વિકટ છે, અનેક પ્રકારની ગંભીર જવાબદારીઓથી ભરેલો છે તે પણ આપણે સમજી લેવું જોઈએ. શાળાનો શિક્ષક મોટે ભાગે વિદ્યાર્થીની બુદ્ધિ કેળવવાનો દાવો કરે છે અને તે કાર્યને પહોંચી વળવા માટે પોતાથી બનતું બધું કરી છૂટે છે. આપણે ગૃહપતિઓ તો વિદ્યાર્થીના સર્વાંગી વિકાસનો દાવો કરીએ છીએ અને તે માટે બની શકે તેટલું બધું કરી છૂટવાના મનોરથો સેવીએ છીએ. શાળાના શિક્ષકને માથે કેવળ બુદ્ધિની ખીલવટનું કામ હોય છે તેવી માન્યતા અને આચાર આજે સ્વીકારાએલાં છે તેથી શાળાનો શિક્ષક પોતાના પાંચ કલાકના કામમાંથી ફારેગ થઈ હાશકારો લઈ શકે છે. પોતાના કામને વધારે ઉજ્જવળ બનાવવા માટે, વધારે ફળદાયી બનાવવા માટે શાળાનો શિક્ષક પોતાને શીખવવાના વિષયમાં ઠીક ઠીક નિષ્ણાત થઈ જાય અને શીખવવાની રીતોનો બરાબર અભ્યાસ કરી અમલ કરવા લાગે તો ફતેહ તેના પગમાં છે. પરંતુ આપણા ગૃહપતિઓને તેમ ન ચાલે. ગૃહપતિ તો અનેક શિક્ષકો ભેગા કરીને થએલો હોવો જોઈએ. કારણ કે ગૃહપતિ પાસે તો અનેક પ્રકારના અને અનેકવિધ વિષયો ભણતા વિદ્યાર્થીઓ હોય છે. આ બધાને પહોંચી વળી શકાય તેટલો સામાન્ય જ્ઞાનભંડાર તેની પાસે હોવો જોઈએ. આ ઉપરાંત ગૃહપતિ પાસે એકલી બુદ્ધિની ખીલવણીનું જ કામ નથી હોતું. તેને

તે વિદ્યાર્થીનો સર્વાંગી વિકાસ સાધવો હોય છે તેથી તેને તો અનેક રીતે તૈયાર રહેવાનું હોય છે. માટે જ ગૃહપતિ એકલો શિક્ષક નથી પરંતુ તે ઉપરાંત એ મા છે, બાપ છે, મિત્ર છે અને પ્રેરક પણ છે.

આ આદર્શ ગૃહપતિની વાતો છે તેમ આપણે કહી શકશું; પરંતુ આદર્શને નજર આગળ રાખીને ન ચાલે તે કેળવણીકાર ન બની શકે. આપણો ગૃહપતિનો આદર્શ ગમે તેટલો આકરો ભલે હોય પરંતુ તે આદર્શને દૃષ્ટિ સમીપ રાખીને જ આપણે ચાલવાનું છે. આપણી સારામાં સારી શક્તિઓ તે આદર્શને પહોંચી વળવાના પ્રયત્નો પાછળ ખરચાવી જોઇએ.

હરભાઈ.

## છાત્રાલયમાં વાતાવરણ જગાડો

છાત્રાલયમાં વિદ્યાર્થીઓ રહે છે તે સ્કૂલમાં ભણવા જાય છે. તેમના અભ્યાસની સામગ્રી તો શાળાના માસ્તરો જ પકાવી આપે છે. ત્યારે છાત્રાલયમાં મનોવિકાસ માટે શું કરવાનું રહેતું હશે ? માત્ર પોલિસનું કામ જ ગૃહપતિએ કરવાનું હોય તો પછી વિદ્વાન ગૃહપતિની બહુ જરૂર રહે નહિ. ઘણા વાલીઓ એમ માને છે કે છાત્રાલયનો ગૃહપતિ ટ્યુશન માસ્તરનું કામ કરે છે એટલે પોતાના છોકરાને છાત્રાલયમાં ટ્યુશન ફી ખર્ચ્યા વગર ટ્યુશન માસ્તરનો લાભ મળે છે. ઘણા ગૃહપતિ પણ એમ માને છે કે પોતાના છાત્રો જે શાળામાં જાય છે તે નમૂનેદાર શાળા હોવાથી ગૃહપતિએ પોતે કંઈ કરવાનું હોતું નથી. ઘણા ગૃહપતિ મૂંઝાય છે–કામ કરવાની ધગશ તેમનામાં હોય છે, છતાં કામ ન સૂઝવાથી મૂંઝાય છે. છેવટે પોતે જે બીજાંમાંથી તૈયાર થયો હોય તે બીબું પોતાના છાત્રાલયમાં દાખલ કરે છે. પોતે અખાડાનો શોખીન હોય તો જ્યાં ત્યાં તેને અખાડાની અપૂર્ણતા જ દેખાય છે અને છાત્રાલયને આદર્શ અખાડો કરી મૂકે છે. ગૃહપતિ કોઇ ધર્મગુરુનો શિષ્ય હોય તો તેને છાત્રોમાં આચારભ્રષ્ટતા જ નજરે પડે છે, અને સરકારી તાલીમની મજબુત જડથી સાંકળેલી સંધ્યા પૂજા કે પ્રણાલિકા છાત્રાલયમાં દાખલ કરી પોતાના ગૃહપતિપણાને સાર્થક બનાવે છે. કોઇ ગૃહપતિ સાહિત્યનો પૂજારી હોય છે, તો આખા છાત્રાલયને સાહિત્યના રંગથી રંગી નાખવામાં જ કર્તવ્ય માને છે. ખાદી ભક્ત ગૃહપતિ ખાદીધારીની ફોજની વચ્ચે પોતે રાચે એવો નિશ્ચય કરી તનતોડ મહેનત તે દિશામાં કરે છે. પરીક્ષાને ખરો મોક્ષ માનનારો ગૃહપતિ વિદ્યાર્થીઓના દિલમાં માર્ક ઉત્તર

પત્ર, ઉત્તર આપવાની કળા, પરીક્ષકોને છેતરવાની કળા, નોટો ગોખવાની કળા વગેરે પરીક્ષાનાં સાધનોથી છાત્રોને એટલા બધા તરબોળ કરી નાખે છે કે છોકરા પરીક્ષાઘેલા બની જાય છે. આધ્યાત્મિક બળનો કોઇ ઉપાસક ગૃહપતિ બને એટલે યોગના પાઠો જ દરેક છાત્રને ગળે ઉતરી જાય તેવી પેરવી તે કર્યા કરે છે. આવી રીતે કર્તવ્યનિષ્ઠ ગૃહપતિ પણ આડે રસ્તે ઉતરી ગયા હોય છે. તો પછી છાત્રાલયમાં કરવું શું ?

મારો અનુભવ એમ કહે છે કે છાત્રાલયમાં દરેક શુભ પ્રવૃત્તિનું નિષ્પક્ષપાતપણે વાતાવરણ ઉભું કરવું એ જ ગૃહપતિનું કર્તવ્ય છે. પોતાના સિદ્ધાન્તનો પ્રચાર છાત્રાલય દ્વારા કદિ ન જ કરવો જોઇએ. જ્યાં આ વાતની સમજ ગૃહપતિ રાખે છે ત્યાં વિદ્યાર્થીઓ બહુ સ્વાભાવિક વિકાસ મેળવે છે. ભજનોથી, ગીતોથી, વાચનવર્ગથી, પુસ્તક પ્રદર્શનથી, સાક્ષર જયંતીની ઉજવણીથી, સાક્ષરોની છબીઓથી, પરિષદોમાં હાજરીથી છાત્રાલયમાં સાહિત્યનું વાતાવરણ ઉભું કરી શકાય. જેને તેનો રંગ ચડે તેને ચડવા દેવો. પરાણે કોઇને રંગમાં ઝબોળવા નહિ. ઘણાં કોમી છાત્રાલયો પોતાની કોમનો જે ધર્મ મનાતો હોય તે ધર્મનું શિક્ષણ નાની વયથી બાળકોને આપી દેવાના કોડ છાત્રાલયમાં પૂરા પાડવા મમતા રાખે છે. આનું પરિણામ એ આવે છે કે વિષયનો અતિરેક થાય છે, ઢોંગ વધે છે અને અને સમજ વગરની ઉપાસનાઓ નાના બાળકોને ત્રાસ આપે છે. પરંતુ જો એ છાત્રાલયમાં બે ચાર મોટી વયના માણસો નિયમિત કર્મકાંડ કરવા રોજ જતા હોય, આદર્શ પદ્ધતિથી તેઓ પોતાનું કામ ત્યાં કરતા હોય તો જરૂર એ છાત્રાલયમાં થોડાક છોકરાની તે તરફ પ્રેરણા થશે.

જે માણસને જેની ધુન હોય તે વિષયને ઉતારી ન પાડવો હોય તો તેણે એ વિષયને બહુ સસ્તો કરી નાખવો ન જોઇએ. માત્ર પોતાના વિષય માટે યોગ્ય વાતાવરણ ઉભું થાય તેટલી જ પ્રવૃત્તિ ઇષ્ટ ગણાય.

કેટલાક કહેશે કે ગૃહપતિને એકાદ વિષયનો નાદ હોય તેથી તે એ વિષયનું વાતાવરણ ઉભું કરે. પણ બધા વિષયોનું વાતાવરણ કેમ જગાડાય ? એક વાત એવી છે કે બને ત્યાં સુધી ગૃહપતિએ પોતાનું જે હીર હોય તે ઝટ ઝટ છાત્રોમાં રેડી દેવાનો ઉત્સાહ દબાવી રાખવામાં જ તેની હુશિયારી સમાએલી છે. પોતાને આંગણે બહારના ગૃહસ્થોને વખતો વખત આમંત્રણ આપી તેમની ખાસિયતને વિદ્યાર્થીઓ પાસે રજુ થાય તેવાં સંમેલનો યોજવાં જોઇએ.

એક અભિપ્રાય એવો છે કે છાત્રાલયમાં કંઇ ન થતું હોય તેના કરતાં એકાદ વિષયનો અતિરેક થાય તે સારૂં છે; માટે જે માણસને જેની ધુન હોય તેનો પ્રચાર કરી દેવાનું સાધન છાત્રાલય બની જતું હોય તો હરકત નથી. આ અભિપ્રાય બહુ સાચો નથી. જે છાત્રાલયમાં કંઇ થતું નહિ હોય ત્યાંના ઉત્તમ છાત્રો બહારના વાતાવરણમાંથી ઘણું મેળવી લે છે; અને બહુ રસથી મેળવે છે.

એટલું જ ફરી ઉલ્લેખવું પડે છે કે છાત્રાલયમાં ધુની માણસોએ પણ માત્ર વાતાવરણ ઉભું કરવા જેટલી જ પોતાના વિષય વાસ્તે લાગણી બતાવવી જોઇએ.

કલ્યાણરાય ન. જોષી.

## એક અનુભવ

અમારા એક મિત્ર ગૃહપતિને પોતાને ત્યાં રમાતી રમતો સંબંધમાં પોતાનો અનુભવ લખી મોકલવા અમે વિનતિ કરેલી. આ વિનતિને પરિણામે તેમણે પોતાના છાત્રાલયમાં રમાતી રમતો સંબંધમાં એક સુંદર અહેવાલ લખી મોકલ્યો છે. એ ભાઇ છેલ્લાં પાંચ છ વર્ષથી ગૃહપતિનું કામ કરી રહ્યા છે. તેમનો અનુભવ આપણે બધાને માટે ઉપયોગી નીવડે તેવો અમને લાગ્યો છે. આથી તેમના અનુભવ માંહેની કેટલીક વિગતો મૂકી દઇને તેમાંનો અગત્યનો ભાગ લગભગ તેમના જ શબ્દોમાં આ નીચે ઉતારીએ છીએ.

* * * *

રમતો ગૃહપતિના ધાર્યા પ્રમાણે હમેશાં રમાડી શકાતી નથી. જે રમતનો પવન હોય તે જ રમત મહિનાઓ સુધી ચાલે. જ્યારે એ રમતમાંથી નવીનતા અને રસ ચાલ્યાં જાય ત્યારે એ રમત બંધ થાય અને તેનું સ્થાન બીજી કોઇ રમત લે. અમારે ત્યાં સાધારણ રીતે હુતુતુ, ખારોપાટ, ખોખો, કાબર કાગડા, ટીંબાઇ, મોઇદાંડીયો વગેરે રમતો અને ફુટબોલ તથા ક્રિકેટ જેવી પરદેશી રમતો જુદે જુદે વખતે રમાય છે. આટલી બહિર્દ્વાર રમતો ઉપરાંત ગંજીપો, નવકુંકી, શેતરંજ, ખલીફા, કીંગ કીંગ, ચોપાટ વગેરે આંતર્દ્વાર રમતો પણ સારી રીતે રમાય છે. આમાં ગંજીપો પ્રધાન સ્થાન ભોગવે છે. જે રમતોમાં બહારનો ભપકો અને વ્યવસ્થા વધારે હોય છે તે રમત જુવાન વિદ્યાર્થીઓને વધારે ગમે છે એવો અમારો અનુભવ છે. દાખલા તરીકે વિદ્યાર્થીઓ ક્રિકેટ રમવા સૌથી વધારે પ્રેરાય છે. આ રમતમાં

ઉપર કહ્યું તેમ વ્યવસ્થા સાથે બહારનો આડંબર વધારે હોય છે. ફુટબોલનું પણ તેમ જ. રમતમાં રસ લાંબા વખત સુધી જળવાઇ રહેવા માટે વ્યવસ્થા અત્યંત જરૂરની છે.

આ વિચાર ઉપરથી એક બીજો અગત્યનો વિચાર સૂઝે છે અને તે આપણી દેશી રમતોને વ્યવસ્થિત કરી નાખવાનો. રમતોને જો આપણે વિદ્યાર્થીના શરીરવિકાસનું મુખ્ય સાધન ગણતા હોઇએ તો આજે રમાતી બધી રમતો બરાબર વ્યવસ્થિત થવી ઘટે છે.

ચાલુ સત્રમાં અમારે ત્યાં હુતુતુથી શરૂઆત થઇ હતી. વચ્ચે ખારોપાટ અને ફુટબોલ ડોકિયું કરી ગયા ! હમણાં વળી એ ત્રણેનું સ્થાન 'ઘોડી ઘોડી' ની રમતે લેવા માંડી છે. આ રમતની પાછળ મને એક વખત જાતીય વિકૃતિની ગંધ આવી જવાથી તેનું જોર નરમ પાડી દીધું છે. પરંતુ એનું પરિણામ વળી એ આવ્યું છે કે બે ચાર મોટા વિદ્યાર્થીઓ પાડોશી છાત્રાલયમાં જઇને ક્રિકેટ રમવા લાગ્યા છે ! અમારો ઇરાદો દેશી રમતોને વધારે ઉત્તેજીત કરવાનો છે તેથી આ સ્થિતિથી અમે ચોંક્યા છીએ અને બહુ જ થોડા વખતમાં દેશી રમતોને વ્યવસ્થિત બનાવી દેવા પાછળ અમારાથી બનતું બધું કરવાના વિચાર ઉપર આવ્યા છીએ.

આપણી દેશી રમતોમાં હું ગેડીદડાને પ્રધાન સ્થાને મૂકું છું અને બીજે નંબરે ખોખોને મૂકું છું. આ બન્ને રમતોમાં ખૂબ કસરત સાથે આનંદ પણ મળે છે; હલન ચલન તો ખૂબ જ થાય અને રસભેર રમત ચાલે. આજે અમારે ત્યાં ગેડીદડો ખૂબ આકર્ષક બન્યો છે; જો કે પૂરતી ગેડીઓના અભાવે બધા જ તેનો લાભ નથી લઇ શકતા. આ ગેડીદડો જો કોઇ રીતે વ્યવસ્થિત અને સાધનસંપન્ન થાય તો ક્રિકેટ કરતાં પણ વધારે રસ જામે એમ અમારી ચોક્કસ માન્યતા છે.

કેટલાએક વિદ્યાર્થીઓ એવા હોય છે કે જેઓ અમુક રમત હોય તો જ રમે. કેટલાક વળી કદિ રમે જ નહિ પરંતુ મહેનતનું બીજું કામ ખૂબ કરે. થોડાક વિદ્યાર્થીઓ એવા છે કે જે ગંજીપાની રમતથી ધરાતા જ નથી. એક વિદ્યાર્થી તો એવો છે કે જે એક દિવસ પણ રમત વિના ન ચલાવી શકે. આવા બધા દાખલાઓને ઝીણવટથી અવલોકી તેના આંકડા ભેગા કરવામાં આવે તો રમતના વિષય ઉપર ઘણું અજવાળું પડે તેવો અમારો નમ્ર અભિપ્રાય છે.

અમારે ત્યાં ગંજીપો વધારે રમાય છે તેનો વિચાર કરતાં અમને એમ લાગ્યું છે કે જે વિદ્યાર્થીઓને અભ્યાસ તરફ ઓછી રુચિ છે તેઓ જ વખત ગાળવા માટે આ રમત રમે છે. પછીથી તેનો હરામચસકો લાગે છે એટલે છોડી શકતા નથી. આ વિદ્યાર્થીઓને વાંચવા અથવા તો એવી કોઇ બુદ્ધિની રમત તરફ વાળી શકાય તો ગંજીપાની રમતની અતિશયતા જરૂર અટકી પડે. આ ઉપરથી એમ ન સમજશો કે આંતર દ્વાર રમતો સામે અમારો વિરોધ છે. કહેવાનો આશય તો એવો છે કે વિદ્યાર્થીઓ જ્યારે જ્યારે નવરા પડે ત્યારે ત્યારે ગંજીપો જ ટીપ્યા કરે તે કોઇ રીતે ઇષ્ટ નથી. જો રમત રમવાનો વખત રહેતો જ હોય તો બીજાઓને હરકત ન પહોંચે તેવી રીતે બહિર દ્વાર રમતો ભલે રમે.

કેટલીએક વખત રમતો માટેનું વાતવરણ હોય, રમત માટેની પૂરેપૂરી અનુકૂળતા હોય છતાંએ રમતો બરાબર ખીલે નહિ તેવું પણ બને. આનાં કારણોમાં મને એ જણાયું છે કે ઘણી વખત વિદ્યાર્થીઓ થોડા ઘણા પાંગળા બની ગયા હોય છે. ગૃહપતિ બધો વખત હાજર ન હોય તો રમત ચાલે જ નહિ; એટલું જ નહિ પરંતુ રમત ચાલુ થયા પછી તુરત જ ભાંગી પડે. આવી પરિસ્થિતિ ધીમે ધીમે દૂર કરવી જોઇએ. ગૃહપતિ વગર ચાલે જ નહિ એ સ્થિતિ પણ ન ચલાવી લેવા જેવી છે. એક વખત વિદ્યાર્થીઓ સ્વતંત્ર રીતે રમતા થઇ જાય એટલું કરી લેવું અને પછી ગૃહપતિએ એક સાથે પાંચ સાત રમતો યોજવી. કઇ રમત ક્યાં રમાશે તેની દરરોજ અથવા અઠવાડિયા માટે જાહેરાત કરવી અને જોવું કે કઇ રમત વધારે આકર્ષક છે. બીજે અઠવાડિયે આકર્ષણ વગરની રમતો બાદ કરી બાકીની રમતો તરફ વિદ્યાર્થીઓને વાળવા.

× × × ×

છાત્રાલયની વિધવિધ પ્રવૃત્તિઓના સંબંધમાં અનુભવમાંથી નીતરતા અહેવાલો મોકલવા માટે અમે તમામ ગૃહપતિ ભાઇઓને વિનતિ કરી ચૂક્યા છીએ. ફરીથી પણ એ જ વિનતિ કરીએ છીએ કે એવાં અનુભવ નવનીતો અમને મળે તો ઘણાના લાભ માટે તેનો ઉપયોગ થઇ શકે. અને 'છાત્રાલય' માસિક પણ વ્યવહાર બાબતમાં કંઇક કરી શકે તેટલો સંતોષ મેળવી શકે.

હરભાઇ.

## આટલું રોજ કરીએ

૧ આપણા વિદ્યાર્થીઓએ દાંત બરાબર સાફ કર્યા છે ?

૨ આપણો વિદ્યાર્થી ઘસીને ન્હાયો છે ?

૩ આપણા વિદ્યાર્થીએ શાળાના પાઠ તૈયાર કર્યા છે ?

૪ આપણો વિદ્યાર્થી ચાવીચાવીને ખાય છે ?

૫ આપણો વિદ્યાર્થી વખતસર શાળાએ પહોંચે છે ?

૬ શાળામાં લઇ જવાની તમામ વસ્તુઓ આપણો વિદ્યાર્થી લઇ જાય છે ?

૭ આપણા વિદ્યાર્થીના કપાટ, બોક વગેરે સ્વચ્છ અને સુવ્યવસ્થિત છે ?

૮ આપણા વિદ્યાર્થીની શાળાની વર્તણુક બરાબર છે ?

૯ આપણે આપણા વિદ્યાર્થીના શિક્ષકોને મળીએ છીએ ?

૧૦ શાળા પૂરી થયા પછી બરાબર વખતસર આપણા વિદ્યાર્થીઓ છાત્રાલયમાં આવી જાય છે ?

૧૧ રમતો વ્યવસ્થિત થઇ છે ?

૧૨ બધા વિદ્યાર્થીઓને રમત રમવાનો અવકાશ મળે છે ?

૧૩ રાત્રિભોજનમાં અનિશયતા થાય છે ?

૧૪ રાત્રિપ્રવૃત્તિની તેમના વિકાસને પોષક તેવી યોજના થઇ છે ?

૧૫ આપણા વિદ્યાર્થીઓએ આખા દિવસ દરમ્યાન પોતાના શરીરને યોગ્ય વ્યાયામ આપ્યો છે ?

૧૬ આખા દિવસ દરમ્યાન તેમણે કંઇ રાષ્ટ્રપોષક પ્રવૃત્તિ કરી છે ?

૧૭ આપણા વિદ્યાર્થીઓ અંદર અંદર કેવી કેવી વાતો કરે છે ?

૧૮ આપણા વિદ્યાર્થીઓ કેવાં કેવાં પુસ્તકો વાંચે છે ?

૧૯ આપણા વિદ્યાર્થીઓમાં શરીર, બુદ્ધિ અને મનને યોગ્ય પોષણ મળે તેવાં વિધવિધ સાધનો આપણે વસાવ્યાં છે ?

હરભાઇ.

## ત્યારે એ સજા નહિ ?

મગન: " અલ્યા ગોકુ ! તું 'છાત્રાલય' નિયમિત વાંચે છે કે ? થોડાક માસ પહેલાંના એક અંકમાં લખ્યું છે કે આશ્રમમાંથી સજાનો સદંતર બહિષ્કાર થવો જોઇએ. કોઇ પણ ગુન્હા બદલ વિદ્યાર્થીને કોઇ પણ પ્રકારની સજા કરવી એ પશુપણાની નિશાની છે."

છોટુ: "એ તો લખવાનું, મગન! મને એકેય છાત્રાલય બતાવીશ કે જ્યાં કોઇ પણ કારણસર કોઇ પણ પ્રકારની સજા ન થતી હોય?"

મગન: "મેં એવાં છાત્રાલયો વિષે સાંભળ્યું છે પરંતુ જાતે જોયાં નથી."

છોટુ: "ઠીક. તું શું માને છે? છાત્રાલયમાં એક વા બીજા પ્રકારની સજા સિવાય ચાલી શકે કે કેમ?"

મગન: "મને તો ખાત્રી છે કે જો હું ગૃહપતિ હોઉં તો કોઇ પણ સંજોગોમાં કોઇ પણ પ્રકારની વિદ્યાર્થીઓને શિક્ષા ન કરૂં."

છોટુ: "ઠીક. ત્યારે તું જાણતો તો હોઇશ કે આપણા ગૃહપતિ એક માસની રજા ઉપર જવાના છે. તેમણે આપણ બધાને તે દિવસે સામાન્ય સભામાં કહ્યું કે 'તમારામાંથી એક જણને તમે મારી જગ્યાએ ગૃહપતિ નીમજો, અને હું પાછો આવું ત્યાં સુધી આશ્રમનો વહીવટ બરાબર ચલાવજો.' તમે તો સજાની વિરુદ્ધ છો એટલે વિદ્યાર્થીઓ તમને જ મત આપી ચૂંટશે. કેમ, ગૃહપતિપદ સ્વીકારશોને?"

મગન: "આશ્રમના વિદ્યાર્થીઓ મત આપી મને ગૃહપતિ તરીકે ચૂંટશે તો હું શું કામ ના પાડીશ? મારા હવાઇ કિલ્લાઓ કેટલે અંશે હું પૃથ્વી ઉપર ઉતારી શકું છું એનું પણ માપ કાઢવાની મને તો ઉલટી તક મળશે."

છોટુ: "ત્યારે જો તારે ગૃહપતિ તરીકે ચૂંટાવું હોય તો અમે બધા વિદ્યાર્થીઓ મળી એક પ્રશ્નાવલી કાઢી લાવીએ અને તને પૂછીએ જેથી બીજા વિદ્યાર્થીઓ પણ તારા વિચાર જાણે. અને ચૂંટણી વખતે મત આપવામાં માર્ગદર્શક થાય."

મગન: "ભલે. આજ સાંજે વિદ્યાર્થીઓની સામાન્ય સભા રાખો."

* * * *

(સાંજે વિદ્યાર્થીઓની સભા ભરાય છે.)

છોટુ: "ભાઇઓ! તમે બધા જાણતા તો હશો જ કે આપણા ગૃહપતિજી એક માસની રજા લઇ પરગામ જવાના છે. આપણો આશ્રમ ચલાવવાની જવાબદારી હવે આપણે શિર છે. આશ્રમના નિયમો અને વ્યવસ્થા જાળવવા આપણે કોઇ વિદ્યાર્થી ગૃહપતિ તો જોઇશે જ. પણ કોઇ વિદ્યાર્થીને ચુંટી આપણે તેને ગૃહપતિના સ્થાને બેસાડીએ તે પહેલાં અમુક બાબતો સંબંધી તે શા વિચારો ધરાવે છે તે જો જાણી લઇએ તો તેના

રાજ્ય હેઠળ આપણે કેટલા સુખી થઈશું તેની કંઈક કલ્પના આવે, અને તે ભાઈને મત આપવામાં પણ સરલતા થાય."

શાંતિઃ "ભાઈ છોટુ, તમારું કહેવું બરોબર છે. હું ભાઈ મગનનું નામ સૂચવું છું. આપણે વારા ફરતી આશ્રમ સંબંધી તેમને કેટલાક પ્રશ્નો પૂછીએ."

ભાલચંદ્રઃ "સ્ટેશને જઈ ભજીઆં ખાવાની વા હોટેલમાં જઈ ચ્હા પીવાની આશ્રમમાં મનાઈ છે. કોઈ વિદ્યાર્થી આશ્રમના આ નિયમનું ઉલ્લંઘન કરી ચ્હા પી આવે વા ભજીઆં ખાઈ આવે, અને બે ચાર વખત તેને તેમ નહિ કરવાની સૂચના આપ્યા છતાંય તે તેમ કર્યા જ કરે તો તમે તેને માટે શો ઉપાય યોજશો?"

મગનઃ "પ્રથમ તો હું એ વિદ્યાર્થી કેવો છે–સરલ હૃદયનો કે કુટિલતાવાળો તે જોઉં. જો સરલ હૃદયનો હોય તો તો મને ખાતરી જ છે કે શીખામણથી અને વારંવાર સૂચનાઓ આપવાથી ઠેકાણે આવી જ જાય. જો કુટિલતાવાળો હોય તો બે ચાર વખત તેને સૂચનાઓ આપું, ધમકીઓ આપું અને છતાંય એ લત ન છોડે તો હું એને કંઈક શારીરિક કામ કરવાનું સોંપું. એના વાલી તરફથી એને દાબ રહેતો હોય તો વાલીને જણાવું અને વાલી તરફથી એના ઉપર દબાણ લાવું. પૈસાના દંડની એને અસર થાય એમ લાગે તો પૈસાનો દંડ કરૂં. ઠપકાની અસર થાય એમ લાગે તો કડક શબ્દોમાં ઠપકો આપું. અને આવી રીતે મને જે જે ઉપાયો સૂઝે તે બધા તેની ઉપર અજમાવું. છતાં છેવટે હું એના વર્તનમાં કંઈ પણ ફેરફાર ન કરી શકું તો તેના વાલીને સોંપી દઈ આશ્રમને એનાથી મુક્ત કરૂં."

ડાહ્યાભાઈઃ "ઉઠવાનો ઘંટ વાગતાં ન ઉઠતા અને કસરત કરવામાં અનિયમિત રહેતા વિદ્યાર્થીઓને માટે તમે શાં પગલાં લ્યો?"

મગનઃ "નિયમિત ન ઉઠતા વિદ્યાર્થીઓનું મોડા ઉઠવાનું કારણ જોઉં. અસ્વસ્થ પ્રકૃતિને લઈને નિયમિત ન ઉઠનારને કહું કે પ્રકૃતિ સ્વસ્થ થયે તમે નિયમિત થશો જ એવો મને વિશ્વાસ છે. આળસને લઈને નિયમિત ન ઉઠનારને સૂચવી દઉં કે આવા પ્રકારની તમારી અનિયમિતતા નહિ ચાલી શકે. છતાંય જે નિયમિત ન ઉઠે તેમને મોડા ઉઠવામાં જેટલી મજા પડતી હોય તેથી તેમના શરીરને કંઈક વિશેષ તકલીફ પડે તેવું કામ સોંપું. કસરતમાં નિયમિત હાજર નહિ રહેનારને સંઘમાં જેટલી કસરત કરાવાતી હોય તેથી એટલા પ્રમાણમાં વિશેષ કરાવું કે કસરતમાં હાજર નહિ રહેવાનો તેમનો હેતુ બર ન આવે."

વસંતઃ "કોઇ વિદ્યાર્થીએ ચોરી કરી હોય અને બહુ બહુ સમજાવ્યા છતાં તે કબુલ ન કરે તો તમે શો ઇલાજ કરો ?"

મગનઃ "નીતિ ઉપર અસરકારક ભાષણ આપું. યુક્તિ પ્રયુક્તિઓ રચું. છતાંય ન માને તો ફોજદારી નીતિને અમલમાં મૂકું."

નાગજીભાઇ: "આશ્રમના પુસ્તકાલયની ચોપડી કોઇ વિદ્યાર્થી લઇ ગયો હોય અને તે બેદરકારીથી ફાડી નાખે; અને પુસ્તકાલયના મંત્રી તમારી પાસે આવી પુસ્તકની ફરીઆદ કરે તો તમે તેને માટે શું કરો ?"

મગનઃ "તે વિદ્યાર્થીને પોતાના ખર્ચે ચોપડી સમી કરાવવાનું અથવા નવી લાવી દેવાનું કહું."

છોટુ: "કોઇ વિદ્યાર્થી નિયમિત શાળામાં અભ્યાસ કરવા ન જતો હોય અને ઓરડીમાં પડી રહેતો હોય અથવા બીજી આડી અવળી જગ્યાએ રખડતો ફરતો હોય તો એને માટે તમે શા ઉપચાર આદરો ?"

મગનઃ "એવા વિદ્યાર્થીને હું સાફ સાફ કહી દઉં કે અમારો આશ્રમ સોંઘા રોટલા અને એશઆરામ પૂરો પાડવાનું સ્થાન નથી. તમારી પ્રવૃત્તિ માત્ર સોંઘા રોટલા અને નિષ્કંટકપણે સુખચેન ભોગવવા તરફ છે, એટલે કાં તો અહીં રહી નિયમિત વિદ્યાભ્યાસ કરો અથવા આશ્રમ બહારની વિશાળ દુનિયામાં જઇ મોજશોખ ઉડાવો."

રામભાઇ: "અનેક વાર સૂચનાઓ આપ્યા છતાં આશ્રમના નિયમની વિરુદ્ધ જઇ છૂટથી વધારે પૈસા જે વિદ્યાર્થીઓ પોતાની પાસે રાખે તેમને શું કરો ?"

મગનઃ "તેવા વિદ્યાર્થીઓને બોલાવી પોતાની પાસે વધારે પૈસા રાખવાનાં કારણ પૂછું. અસંતોષકારક ખુલાસાવાળાના પૈસા જપ્ત કરી તેને આશ્રમની મીલકત બનાવી દઉં."

રાવજીભાઇ: "બધાએ કરવાનાં આશ્રમનાં કામોમાં હરામખોરી કરી હાજર ન રહે તેવા વિદ્યાર્થીઓ માટે શાં પગલાં લ્યો ?"

મગનઃ "એવા વિદ્યાર્થીઓની હરામખોરી હું ઉખાડી પાડું અને ફરીથી એવી હરામખોરીને પોષણ ન મળે એટલા માટે એવા વિદ્યાર્થીઓને બીજાઓના કરતાં બે ગણું કામ સોંપું."

માધુભાઇ: "ન્હાવા માટે એક વા બે બાલદી ગરમ પાણીની વાપ-

રવી એવો નિયમ આપણે કર્યો હોય છતાં શિયાળામાં વહેલા ઉઠી ન્હાનાર કેટલાક વિદ્યાર્થીઓ બે ને બદલે બાર ગરમ પાણીની ડોલો વાપરે તો તે વિદ્યાર્થીઓની તમે શી ગતિ કરો ?"

મગનઃ "હક ઉપરાંત જેટલા વધારે ગરમ પાણીનો એમણે અપવ્યય કર્યો હોય તેટલું પાણી તો પ્રથમ હું તેમની પાસે કૂવામાંથી કઢાવું. બળતણનું જે નુકશાન આશ્રમને માથે પડ્યું હોય તે આશ્રમનું કામ સોંપી વસુલ કરૂં."

મોહનભાઇઃ "આશ્રમનું વાતાવરણ બગાડતો હોય તેવા ભાઇની શી વ્યવસ્થા કરો ?"

મગનઃ "વાતાવરણ બગાડવાનો રોગ જો તેનામાં ઘર ઘાલી જામી ગયો હોય અને મારે માટે અસાધ્ય જ થઈ ગયો હોય તો તેને આશ્રમના વાતાવરણની બહાર મૂકી દઉં."

મોહનભાઇઃ "તમારા એકેએક જવાબમાં મને તો શિક્ષા દેખાય છે. વાક્પટુ લોકો 'આ તમને શિક્ષા કરવામાં આવે છે.' એમ સ્પષ્ટ શબ્દોમાં કહેતા નથી એટલું જ. પણ પરિણામે તો બધુંય એકનું એક. કુટિલતાવાળા વિદ્યાર્થીને આશ્રમમાંથી ડિસમીસ કરો, કસરતમાં નિયમિત હાજર નહિ રહેનારની પાસે કસરત કરવો, ચોરી ન માનનારને ચૌદમા રતનનો પરિચય કરાવો, આશ્રમનું પુસ્તક ખોઇ નાખ્યું હોય વા ફાડી નાખ્યું હોય તો તેની પાસે પુસ્તકની કિંમત લ્યો, શાળામાં નિયમિત અભ્યાસ કરવા ન જતો હોય અને ઓરડીમાં પડી રહેતો હોય તેને વિશાળ દુનિયા બતાવો, વધારે પૈસા પોતે રાખતો હોય તેના જાત કરી આશ્રમની મીલકત બનાવી દ્યો, કામ કરવામાં હરામખોરી કરનાર પાસે બમણું કામ કરાવો, બે ને બદલે બાર ડોલો વાપરે તો કૂવામાંથી પાણી ખેંચાવો અને આશ્રમનું વાતાવરણ બગાડતો હોય તો તેને આશ્રમના વાતાવરણની બહારની હવા લેવા મોકલી આપો તો પછી તમારી વ્યવસ્થામાં સ્વતંત્રતાને સ્થાન ક્યાં રહ્યું ? એક નહિ તો બીજા સ્વરૂપમાં સજા તો રહી તે રહી જ!"

મગનઃ "સારે તમે બધા એમ માનો છો કે સ્વરાજ્ય એટલે ચોરને ચોરી કરવાની, રખડેલને ભજીઆં ખાવાની કે ચ્હા પીવાની, હરામખોરને લુચ્ચાઇ કરવાની અને વાતાવરણ બગાડનારને વાતાવરણ બગાડવાની અનુકૂળતા કરી આપનારૂં તંત્ર? સ્વચ્છંદથી વર્તવું એનું નામ સ્વરાજ્ય ન હોય. સ્વરાજ્યમાં તો નિયમનું બરોબર પાલન કરવું પડે, સંયમ કેળવવો

પડે, સહિષ્ણુ થવું જોઇએ, હક્કને માટે મારામારી-કરવાને બદલે બીજાને ઉપયોગી થવા હરિફાઈ કરવી જોઇએ. આ બધું કરવા જો તમે તૈયાર ન હો તો મહેરબાની કરી મને તમે ગૃહપતિ તરીકે ચૂંટશો નહિ."

ચીમનઃ "સારૂં હું મનુનું નામ સૂચવું છું."

ઇશ્વરભાઇઃ "લગભગ અગીઆર વાગ્યા છે એટલે આવતી કાલે બપોરે ફરીથી સભા ભરવાનું રાખીએ તો સારૂં."

બધાઃ "બરાબર છે. આવતી કાલે રાખો. આજે કશું નક્કી નહિ થઇ શકે."

ઢોકુઃ "આવતી કાલે રવિવારે બપોરે જમ્યા પછીથી બાર વાગે સામાન્ય સભા મળશે. સર્વને હાજર રહેવા વિનતિ છે."

વિદ્યાર્થિઆશ્રમ
ચરોતર એજ્યુકેશન સોસાઇટી
આણંદ

રામભાઇ પટેલ
ગૃહપતિ

## આપણા ઉત્સવો

દરેક છાત્રાલયમાં કોઇ ને કોઇ ઉત્સવ ઉજવવાની પ્રથા તો હોય જ છે. આવા ઉત્સવોની ઉજવણીમાં મનોરંજક કાર્યક્રમો ગોઠવવા એ હમણાં હમણાં સર્વમાન્ય થતું જાય છે. જુવાન વિદ્યાર્થીઓની મનોદશા જોતાં પોતાના મનને વધારેમાં વધારે આનંદ મળે અને સાથે સાથે ઉત્સવદિનના હેતુને પણ પોષે તેવો કાર્યક્રમ ગોઠવવા તરફ તેમનું વધારે વલણ હોય તે સ્વાભાવિક છે. આવા ઉત્સવદિનોની ઉજવણીમાં આપણે ગૃહપતિઓ પણ ખૂબ રસ લઇએ છીએ; અને હવે તો આપણે જવાબદાર તંત્રના હિમાયતીઓ છીએ તેથી વિદ્યાર્થીઓની યોજનામાં ઓછામાં ઓછી દખલ કરીએ છીએ.

પરંતુ આપણા વિદ્યાર્થીઓ કરતાં આપણે વધારે બહિર્મુખ હોઇએ જ અને છીએ તે હકીકત છે. આપણા વિદ્યાર્થીઓનો પ્રધાન સૂર આત્મરંજન હોય છે. એ રંજન માટેની ઉભી કરેલી વ્યવસ્થામાં થોડો ઘણો ગોટાળો, થોડી ઘણી ભૂલો કે થોડી ઘણી અનિયમિતતાઓ તેમને બહુ નથી સાલતી હોતી; પરંતુ આપણી દૃષ્ટિનું પ્રધાન લક્ષ મનરંજન કરતાં વ્યવસ્થિત ગોઠવણ અને નિયમિતતા હોય છે. આથી તેમના જવાબદાર તંત્રમાં જાણે અજાણે પણ આપણાથી દખલગિરી થઈ જાય છે તે આપણે સૌ જાણીએ છીએ.

આ તો થઇ આપણી અને આપણા વિદ્યાર્થીઓની વાત. પણ આવા ઉત્સવના કાર્યક્રમોમાં આપણા લાગતા વળગતાઓને, આપણા કાર્યમાં રસ

ધરાવનારાઓને અને અન્ય સંભાવિત ભાઈબ્હેનોને ભાગ લેવા માટે નોતરવાનું આપણને દિલ થઇ જાય છે. આપણા વિદ્યાર્થીઓ આપણી તેવી ઇચ્છાને માન આપે તે સહજ હોય છે અને તેમને પણ પોતાનું કામ બીજા જુએ અને આત્મરંજન સાથે પરરંજન પણ બને તેવી અભિલાષાઓ હોય છે. આથી આપણા ઉત્સવના દિવસોમાં આપણે પણ સંસ્થાના મિત્રોને નોતરીએ છીએ અને વિદ્યાર્થીઓ પણ તેને સત્કારે છે.

જે ઘડીએ આપણી અને આપણા વિદ્યાર્થીઓ વચ્ચે ત્રીજી દષ્ટિ આવી પડે છે તે વખતે આપણું લક્ષ સહેજે જ ત્રીજી દષ્ટિ તરફ વળે છે, અને વિદ્યાર્થીઓની નજર પણ ઇચ્છાએ અનિચ્છાએ આપણે તે તરફ જ વાળીએ છીએ. આપણે મોટેરાંઓ મોટે ભાગે બહિર્મુખ હોઇએ છીએ તેમ સ્વીકારવામાં કશી અડચણ ન હોય. આપણા વિદ્યાર્થીઓ બહિર્મુખ ન બને તેના બધા પ્રયત્નો કરી છૂટવામાંથી આપણે પાછા પડતા નથી; પરંતુ સામાજીક દષ્ટિ આપણને વારંવાર ભૂલથાપ ખવરાવી દે છે અને બહુ જ જાગ્રત ન હોઇએ તો આપણા વિદ્યાર્થીઓને પણ આપણે જાણે અજાણે બહિર્મુખતા તરફ ઘસડી જઇએ છીએ. આપણા ઉત્સવોમાં વધારે પડતો ભપકો, વધારે પડતો ડોળ, બીજાઓ શું કહેશે તેની વધારે પડતી ચીવટ વગેરે જ્યાં જ્યાં આપણને નજરે પડે છે ત્યાં ત્યાં આવી બહિર્મુખતા પ્રવેશી ચૂકી છે એમ ચોક્કસ માનવું.

આપણા ઉત્સવો વિદ્યાર્થીઓના રંજન અર્થે, ઉત્સવોના પોષક વાતાવરણ કાજે અને જીવનની જુદા જુદા પ્રકારની તાલીમ માટે શરૂ થયા. તે ઉત્સવોમાં આપણી ગૃહપતિઓની મોટેરા તરીકેની દષ્ટિ ભળી અને તેમાં ચોકસાઇ, વ્યવસ્થા અને ગોઠવણ ભળ્યાં; પછી આપણા મિત્રોની હાજરીએ તેમાં થોડી ઘણી બહિર્મુખતા આણી. છેવટે બહારથી જોવા આવનારાઓની ખારી માઠી ટીકાઓ ઉભી થાય છે ત્યારે પછી આપણા ઉત્સવોમાં પરરંજનનું અળખામણું તત્ત્વ ઉમેરાય છે. આ પરરંજનનું તત્ત્વ માણસને આત્યંતિક બહિર્મુખ બનાવી મૂકવામાં ખૂબ મદદ કરે છે. પછી તો આપણા ઉત્સવોની પાછળ પ્રધાન દષ્ટિ જ પરરંજન બની જાય છે. વિદ્યાર્થીઓ ઉત્સવો ઉજવે અને એ ઉજવણીથી સ્વાત્માનંદ મેળવે અને તેમાંથી આપણે તેમ જ બીજાઓ પણ આનંદ મેળવીએ તેમાં કશો જ વાંધો ન હોય. વળી વિદ્યાર્થીઓ પોતાના ઉત્સવોમાંથી વધારે ઉંચા પ્રકારનો આનંદ મેળવી શકે તેટલા માટે તેમની ઉજવણીમાં આપણે દષ્ટિ આપીએ, તેમાં

પણ કશો વાંધો નહિ. તેવા ઉત્સવોના આપણા અને આપણા વિદ્યાર્થીઓના આનંદમાં બીજા સ્નેહીઓ પણ ભાગીદાર બને તેમાં પણ કશો જ વાંધો ન હોય. પરંતુ જ્યારે એ ઉત્સવોની ઉજવણી પાછળ પરરંજનની બાહ્ય દૃષ્ટિ જ પ્રધાનપણે ઉભી થઇ જાય ત્યારે તો આપણે ચેતવું જોઇએ.

આટલા માટે આપણે ગૃહપતિઓએ એક વાત સ્પષ્ટ રીતે સમજી લેવાની તથા સંસ્થાના લાગતા વળગતાઓમાં સમજાવી દેવાની અત્યંત આવશ્યકતા છે કે ઉત્સવો વિદ્યાર્થીઓના છે, ઉત્સવો વિદ્યાર્થીઓની તાલીમ માટે છે, ઉત્સવો મોટે ભાગે આત્મરંજનાર્થે યએલા છે. એવા ઉત્સવોમાં મોટાઓની દખલગિરી અનાવશ્યક છે એટલું જ નહિ પરંતુ ખોટું આક્રમણ કરનારી છે. આત્મરંજનનો હેતુ બરાબર સચવાવા દઇશું તો તેમાંથી જ ઉત્સવોના આદર્શો જાળવવાની શુદ્ધ દૃષ્ટિ વિદ્યાર્થીઓમાં ઉઘડશે અને એ આદર્શોને જાળવવામાં તેઓ રસ લેતા થશે.

હરભાઇ.

## મારે કામ છે

[ કનુ અને રમુ અનુક્રમે ૧૧ અને ૧૩ વર્ષના બે બાળકો છે. છાત્રાલયમાં આવ્યાંને તેમને બે માસ થયા છે. છાત્રાલયના ગૃહપતિ હરજીવનભાઇ છે. બાળકોના માબાપ બનવાની તેમને હોંશ છે. ]

કનુ: "રમુભાઇ, મને અત્યારે કંઇ વાંચવાનું સૂઝતું નથી. ચાલને આપણે ગંજીપે રમીએ."

રમુ: "મનેય કંઇ કામ કરવું ગમતું નથી. પણ ગંજીપે રમવાને બદલે ચાલ આપણે મીકેનોમાંથી સુંદર રમકડાં બનાવીએ."

કનુ: "ભલે, મને તો એ પણ ગમે છે."

રમુ: ( મીકેનો લઇ આવે છે. ) "બોલ તો કનુ, શું બનાવશું ?"

કનુ: "પવનચક્કી બનાવીએ."

રમુ: "ના, ના. મોટરકાર બનાવીએ."

કનુ: "તો તો પછી એરોપ્લેન જ બનાવીએ નહિ ?"

રમુ: "ભલે ત્યારે, ચાલ એરોપ્લેન બનાવીએ."

( મીકેનોની પટ્ટીઓ, સ્ક્રુ, ગરેડી વગેરે પેટીમાંથી બહાર કાઢે છે અને ગોઠવણ શરૂ કરે છે. )

રમુ: "તું એ પટ્ટી ત્યાં ન મૂક. એરોપ્લેનની પાંખો બનાવવામાં પછી ખૂટશે."

કનુ: "ખૂટે શાની? આ રહી બીજી. અહીં નીચે તો એ જોઈએ જ ને!"

રમુ "જોજે પછી ખૂટે તો હું બધું ફરીથી વીંખવાનો નથી."

કનુ: 'ભલે, નહિ વીંખતો. મારી ખાતરી છે કે નહિ જ ખૂટે."

(એમ ગમ્મત કરતાં, વાતો કરતાં અને ગોઠવતાં ગોઠવતાં એરોપ્લેન તૈયાર કરે છે.)

કનુ: "રમુ, આ એરોપ્લેન સાચું છે કે નહિ તેની હવે આપણે ખાતરી કરવી જ જોઈએ."

રમુ: "તો ચાલ ભાઇ (ગૃહપતિને બધા 'ભાઇ' કહેતા) પાસે. તેમને બોલાવી લાવીએ અને આપણું એરોપ્લેન બતાવીએ."

કનુ: "એ ઠીક છે. ચાલો બોલાવી લાવીએ."

(કનુ અને રમુ ગૃહપતિની ઓફિસમાં જાય છે. હરજીવનભાઇ કંઇક વિચારમાં બેઠા છે.)

રમુ: "ભાઇ ભાઇ, અમારી સાથે ચાલો તો."

(હરજીવનભાઇ કશું બોલતા નથી પણ સામું જોઇ રહે છે.)

કનુ: (હસીને) "અમે એરોપ્લેન આણ્યું છે. ચાલો તો જોવા."

ગૃહપતિ: (સહેજ કંટાળાથી) "એરોપ્લેન વળી ક્યાંથી લાવ્યા? હમણાં જાઓ. હું કામમાં છું."

કનુ: (નિર્દોષતાથી) "ક્યાં કામમાં છો વળી? તમે તો નવરા બેઠા છો. અમારા એરોપ્લેનને......"

ગૃહપતિ: (ચીડાઇને અને ડોળા કાઢીને) "હું નવરો છું લુચ્ચા! તને શી ખબર કે હું કેવા કામમાં છું તે? જાઓ, ચાલ્યા જાઓ. હું બીલકુલ નવરો નથી. મારાથી નહિ આવી શકાય. મારે કામ છે."

*  *  *

(લલિત અને શાંતિ અનુક્રમે ૧૬ અને ૧૭ વર્ષના વિદ્યાર્થીઓ છે. તે જ છાત્રાલયમાં ભણે છે. હરજીવનભાઇ ગૃહપતિને મોટી ઉંમરના જુવાન વિદ્યાર્થીઓના મિત્ર બનીને જુવાની માણવા મણાવવાનો પણ શોખ છે.)

લલિત: "શાંતિ, આજે રાત્રિપ્રવૃત્તિમાં શું છે?"

શાંતિ: "ભાઇ કહેતા હતા કે કશું ગોઠવાયું નથી માટે સૌ વિદ્યાર્થીઓ પોતાના શોખનું કંઇ કંઇ વાંચે. પોતે હાજર રહેશે."

લલિત: "મારો એવો ઇરાદો છે કે આજે કંઇ જ ન હોય તો 'સ્વાતંત્ર્યની મર્યાદાઓ' એ વિષય ઉપર અંદર અંદર ચર્ચા રાખીએ.

ભાઇ હાજર રહે અને પાછળથી સાચું માર્ગદર્શન કરાવે."

શાંતિ: "તારો વિચાર તો સારો છે; પણ આપણે બધા વિદ્યાર્થીઓને પૂછવું તો જોઇએ ને?"

લલિત: "લે હું હમણાં જ પૂછી આવું."

(લલિત પોતાના નિવાસગૃહના બધા વિદ્યાર્થીઓને પૂછવા જાય છે અને સંમતિ લઇને પાછો ફરે છે.)

શાંતિ: "કેમ શું થયું?"

લલિત: "બધા જ સંમત છે."

શાંતિ: "પહેલાં શરૂ કોણ કરશે?"

લલિત: "હું જ કરીશ અને પછી તું મારી પાછળ બોલજે. શરૂ કરવાની જ મુશ્કેલી. પછી તો બધા ટપોટપ બોલવા માંડશે."

શાંતિ: "તો ચાલ ત્યારે હવે ભાઇ પાસે. ભાઇને કહી આવીએ કે વખતસર હાજર રહે."

લલિત: "પણ ભાઈ હાજર રહી શકશે? તેમને કઇ કામ નહિ હોય?"

શાંતિ: "અરે કામ હશે તો પણ બંધ રાખશે. ભાઇને તો આવો બહુ શોખ છે."

લલિત: "ચાલ ત્યારે."

(લલિત અને શાંતિ ગૃહપતિ પાસે જાય છે. ગૃહપતિ પોતાના ઘરના હીંડોળા ઉપર તાજાં આવેલાં છાપાં પડ્યા પડ્યા વાંચે છે.)

શાંતિ: "ભાઇ, ભાઇ, ચાલો."

ગૃહપતિ: (છાપાંમાંથી ઉંચું મ્હોં કરીને) "ક્યાં વળી?"

શાંતિ: "અમારા નિવાસગૃહમાં."

ગૃહપતિ: "આજે રાત્રિપ્રવૃત્તિ નથી રાખી તે ખબર નથી? જાઓ તમારા મંત્રીને મળો. બધાએ પોતપોતાને મન પસંદ કંઇક વાંચવાનું છે, અને તેની નોંધ રાખવાની છે. આ એક રસિક લેખ પૂરો વાંચીને હમણાં જ હું આવું છું."

લલિત: "પણ ભાઇ, અમે તો નાનકડી ચર્ચા ગોઠવી છે."

શાંતિ: "અને વિષય રાખ્યો છે 'સ્વાતંત્ર્યની મર્યાદાઓ."

ગૃહપતિ "(સહેજ ખીજાઇને) કોના કહેવાથી તમે પ્રોગ્રામ ફેરવ્યો?"

લલિત: "કોઇના કહેવાથી નહિ. મને અને શાંતિને મનમાં સૂઝ્યું અને બધા વિદ્યાર્થીઓની સંમતિ લઇને બધું ગોઠવ્યું."

શાંતિ: "અને ભાઇ તમારે પાછળથી સાચો માર્ગ બતાવવાનો."

ગૃહપતિ: " (વધારે ચીડવાઇને) પણ તમે આમ તમારી મરજીમાં આવે તે ક્રમ ગોઠવો તે કંઇ ચાલે? મને પૂછવું તો જોઇએ ને? મેં બીજાં કામો ગોઠવ્યાં હોય તેનું શું થાય?"

લલિત: (હસીને) "પણ કામો ગોઠવ્યાં તો નથી ને? ત્યારે ચાલો."

ગૃહપતિ: (ગુસ્સે થવાથી મોટેથી) "કોણે કહ્યું નથી ગોઠવ્યાં? લલિત, તારામાં અક્કલ ઓછી છે તે વાત આજે સાચી લાગે છે. આ અગત્યનું લખાણ વાંચું છું તે નથી જોતો?"

શાંતિ: "ભાઇ, અમારી ખાતર એ બંધ રાખો. સવારે વાંચજો પણ અત્યારે તો આવો જ."

ગૃહપતિ: (સહેજ ધીમેથી) "શાંતિ, તું પણ ગાંડો ન થા. તમે બન્ને જાઓ. તમારૂં કામ તમારી મેળે ચલાવો. હું જરા અગત્યના કામમાં છું તે સમજો."

લલિત: (હસતાં હસતાં) "ભાઇ, પણ આ કામ શાનું ગણાય? કામ નથી અને કહો છો કે કામ છે તે નહિ ચાલે. ચાલો અમારી સાથે."

ગૃહપતિ: (ખૂબ ચીડાઇને) "ચાલ્યો જા મૂર્ખા, મેં તને ન કહ્યું કે મારાથી નહિ આવી શકાય; મારે કામ છે?"

હરભાઇ.

## પ્રશ્નોત્તર

છાત્રાલયના શાસ્ત્રની મીમાંસા કરનારને અનેક પ્રશ્નોનો વિચાર કરવાનું હમેશાં રહેવાનું છે. ગૃહપતિનું સાક્ષાત્ કામ કરનાર ગૃહપતિ ભાઇઓને તાત્ત્વિક તેમજ વ્યવહારૂ એવી અનેક પ્રકારની મુશ્કેલીઓ ઉભી થવાની જ છે. આવા કોયડાઓ જેમ જેમ વધારે જણાય તેમ તેમ તેમાંથી આપણને ઉકેલ લાધવાનો છે. આવા હેતુથી પ્રેરાઇને કેટલાક વિચારવા જેવા મુદ્દાઓ ઉપર છાત્રાલય માસિકમાં ચર્ચા થાય તેમ કેટલાક ગૃહપતિભાઇઓ ઇચ્છે છે, અને એટલા માટે તેમના તરફથી અનેકવિધ પ્રશ્નો આવ્યા કરે છે.

આવા પ્રશ્નોમાંથી અમને જવાબ આપવા જેવા જે જે પ્રશ્નો જણાશે છે તેના ઉત્તરો આપવાનો અમે અહીં પ્રયત્ન કરશું. આ વાંચનાર દરેક ગૃહપતિભાઇ પોતાની પાસે ખડા થતા પ્રશ્નો અમને લખી મોકલે તેવી અમારી વિનતિ. તેમજ આ 'પ્રશ્નોત્તર'વાળી લેખમાળામાં જે જે પ્રશ્નોના ઉત્તરો અપાય તે પ્રશ્નો ઉપર વધારે ચર્ચા કરવા જેવું જે જે ભાઇને જણાય

તે તે ભાઇ તેના ઉપરના પોતાના વિચાર પણ જરૂર લખી મોકલે. આમ થવાથી અગત્યના ઘણા મુદ્દાઓને આપણે જાણવાથી છણી શકશું અને એવી ચર્ચાના પરિણામે કંઇક વ્યવહારૂ સમાધાન ઉપર આવી શકશું.

પ્રશ્ન:—છાત્રાલય કે શાળામાં શિક્ષા, દંડ, ભય કે સખ્તાઇને કેટલા પ્રમાણમાં સ્થાન હોવું ઘટે ? બીલકુલ નહિ તો અનેક અવ્યવસ્થાને પ્રસંગે શું કરવું ?

ઉત્તર:—એક જ વાક્યમાં જવાબ આપવો હોય તો મારે કહેવું જોઇએ કે છાત્રાલય શું કે શાળા શું, કોઇ પણ ઠેકાણે અને કોઇ પણ સંયોગોમાં શિક્ષા, દંડ કે ભયને તો સ્થાન ન જ ઘટે. સખ્તાઇને—જો સ્વયંભુ પ્રગટ થતા સ્વનિયમનને લગતી હોય તો તેને તો દરેક વ્યક્તિના તેમ જ સમષ્ટિના જીવનમાં યોગ્ય સ્થાન હોય જ છે.

પરંતુ શિક્ષા, દંડ કે ભય બીલકુલ જ ન હોય તે સ્થિતિ આજે આદર્શ ગણાય છે. વ્યવહારમાં તો આપણે ઘણી વખત તેનો આશરો લેવો પડે છે. અનેક અવ્યવસ્થાના પ્રસંગે આપણે શિક્ષા—શારીરિક વા તો બીજું રૂપાંતર પામેલી શિક્ષા કરીએ જ છીએ. સખ્તાઇ પણ આજે તો સ્વનિયમન માટેનું સાધન નથી જ રહી. માણસ પોતાના ઉપર સખ્તાઇ કરવાને બદલે આજે તો બીજાના ઉપર સખ્તાઇ ચલાવવા જ વધારે પ્રમાણમાં લલચાઇ જાય છે.

તત્ત્વની દૃષ્ટિથી વિચાર કરીએ તો તો કોઇ પણ પ્રકારની શિક્ષાને—અને બહારથી લદાએલી સખ્તાઇ પણ શિક્ષાનો જ એક પ્રકાર છે તેથી સખ્તાઇને પણ—કશું જ સ્થાન નથી. પરંતુ વ્યવહારની વાતો કર્યા વિના પણ આપણાથી ન ચાલે. આપણે બધા ઘણી વખત આપણાં બાળકોને પણ કોઇ એક પ્રકારની શિક્ષા કરીએ છીએ તે હકીકત છે. આપણા ગૃહજીવનમાં જે વસ્તુ ઓતપ્રોત થઇ ગએલી છે તે જ વસ્તુ આપણા ધંધાદારી જીવનમાં પણ દેખા દે તેમાં જરાય ખોટું નથી. ઘરે બાળકોને શિક્ષા કરીએ અને છાત્રાલય કે શાળામાં વિદ્યાર્થીઓને શિક્ષા કરાય જ નહિ માટે જ ન કરીએ તો તો કશું જ પરિણામ ન આવે. શિક્ષા ન કરવી એટલે કોઇ પણ સ્થળે કોઇ પણ પરિસ્થિતિમાં ન જ કરવી તેમ હોવું જોઇએ.

ત્યારે આપણાથી શિક્ષા થઇ જાય છે અને અવ્યવસ્થા અટકાવવા માટે તો ખાસ આપણાથી થઇ જાય છે તેનું શું ? આ વિચાર આપણને કનડે તેવો છે.

વિદ્યાર્થીઓ અવ્યવસ્થા કરે છે ત્યારે આપણે જે શિક્ષા કરીએ છીએ તે તેમના ભલા માટે જ કરીએ છીએ તેવી એક આપણી દલીલ છે.

આ દલીલ બેહુદી છે અને આત્મવંચનામાંથી ઉભી થએલી છે. કોઇ વ્યક્તિને હરકોઇ પ્રકારની આપણે શિક્ષા કરીએ ત્યારે ચોક્કસ સમજી લેવું કે તે શિક્ષા આપણી જ નિર્બળતાનું પરિણામ છે.

આપણે માણસ છીએ અને માણસ તરફિ અનેક પ્રકારની નિર્બળતાઓને વશ થઇ જઇએ છીએ. આવી નિર્બળતાઓમાંની એક તો આપણો ક્રોધ છે. આવો ક્રોધ ઉત્પન્ન થવાનાં કારણો અનેકવિધ હોઇ શકે છે. કોઇ વખત ભય, કોઇ વખત માનહાનિ, કોઇ વખત કંટાળો અને ત્રાસ, કોઇ વખત આધિપત્યનો શોખ, કોઇ વખત આપણે સબળ છીએ તેવી માન્યતા વગેરે અનેક પ્રકારનાં કારણોને લીધે આપણામાં ક્રોધ જન્મે છે અને તે ક્રોધનું એક પરિણામ બીજાને શિક્ષા કરવામાં આવે છે. આ શિક્ષા તે આ રીતે આપણી જ નબળાઇનું પ્રદર્શન છે. જ્યારે જ્યારે આપણા વિદ્યાર્થીઓને શિક્ષા કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે ત્યારે આપણી આ નબળાઇને સમજી લેવી એ આપણા જેવા માટે અત્યંત આવશ્યક છે.

આપણે શિક્ષા કરી–ભલે કરી. પણ તેને સામાના ભલા માટે ગણી ન્યાય ઠેરવવા બેસવું એ તો કેવળ આત્મવંચના જ છે. દરેક પ્રકારની શિક્ષા તે આપણી નબળાઇમાંથી જ જન્મેલી હોય છે તેમ સમજતા આપણે થઇ જઇએ તો દિવસે દિવસે આપણે બીજાઓને ઓછી શિક્ષા કરતા પણ બની જઇએ. દરેક માણસ આત્મસુધારણા તો ઇચ્છે જ છે અને તે ન્યાયે આપણે પણ તે ઇચ્છીએ. આથી આપણી નબળાઇનું આપણને ભાન થઈ જાય તે જ દહાડાથી આપણે તે નબળાઇને દૂર કરવાના પ્રયત્નોમાં પણ જરૂર લાગી જવાના છીએ.

કેળવણીની સંસ્થાઓમાંથી દરેક પ્રકારની શિક્ષાનો બહિષ્કાર કરવો હોય તો આપણામાં આ પ્રકારનું આત્મભાન જગવવાની પહેલી જરૂર છે. આવું આત્મભાન જાગ્યા પછી શિક્ષાના પ્રસંગો ઘણા જ ઓછા થઇ જવાના તે ચોક્કસ છે. હરભાઇ.

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં મારી. બાળાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

("છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૩ જું
૧૯૨૯

અંક ૧૧ મો
નવેમ્બર

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

કેળવણીનું કામ એ સમગ્ર જીવનના ઘડતરનું કામ છે. કેળવણીનું કામ કરનારે એ સમજી લેવું જોઇએ કે સમગ્ર જીવનને અવલોકવું પોતાને માટે અનિવાર્ય હોય છે.

આજે શિક્ષણના કાર્યને કેળવણીનું કાર્ય ગણવામાં આવે છે તેથી ચેતવાની જરૂર છે. શિક્ષણ એ તો કેળવણીનાં અનેક સાધનોમાંનું એક સાધન છે.

ગૃહપતિ કે શિક્ષક પોતાના વિદ્યાર્થીને માત્ર બુદ્ધિની સપાટી ઉપર જ મળતો રહે તો કેળવણીનું કામ સધાવાનું નથી. વિદ્યાર્થીને કેળવવાનો આપણો ઇરાદો હોય તો બુદ્ધિના પ્રદેશ બહાર જઇને વિદ્યાર્થિજીવનનાં બીજાં અનેક પાસાંઓને ઓળખવાની અને તેના ઉપર કામ કરવાની આવશ્યકતા રહે છે.

# તત્ત્વ અને વ્યવહાર

આપણે માટે કોઇ પણ તત્ત્વનો આગ્રહ જેટલો આવશ્યક છે તેટલો જ આવશ્યક તેનો યથાર્થ વ્યવહાર પણ છે. છતાંયે જેટલો આપણે તત્ત્વોનો આગ્રહ રખાતો જોઇએ છીએ તેટલો તેના વ્યવહારનો આગ્રહ દેખાતા નથી. તત્ત્વોનો સિદ્ધાંતિક આગ્રહ જેટલો સહેલો છે તેટલો જ અઘરો તેનો વ્યવહાર અમલ છે.

તત્ત્વનો આગ્રહ અને તેટલો જ આગ્રહપૂર્વકનો તેનો વ્યવહાર જેટલો માણસના પોતાના ઘરમાં-એટલે કે જીવનના ઘડી ઘડીના નિત્ય વ્યવહારમાં વિકટ છે તેટલો બીજા કોઇ પણ પ્રસંગોમાં વિકટ નથી. જે માણસ પોતાના ઘરમાં પોતાના તત્ત્વનો આગ્રહપુર્વક સાચો અમલ કરી કરાવી શકે છે તે માણસ માટે પછી પોતાના તત્ત્વોનો વ્યવહાર ઘર બહારના કોઇ પણ ક્ષેત્રમાં વિકટ નથી થઇ પડતો. આનું કારણ એ છે કે ઘરમાં પોતાના આપ્તજનો વસતા હોય છે. તેમની સાથેની લોહીની ગાંઠ માણસને ઘડીએ ને પળે ઢીલો-પોચો કરી મૂકે છે. આવી નબળાઇના પરિણામે કાં તો આપણે ખોટા સમન્વયવાદ ઉપર ચડી જઇએ છીએ અને કાં તો છેક જ નિર્બળ બની આત્મવંચનાને પંથે વળી જઇએ છીએ. બીજું કારણ એ પણ છે કે ઘરમાં તો ઘડી ઘડીનો અને પળ પળનો પ્રશ્ન છે. જેમ બીજા કોઇ પ્રસંગોમાં બને છે કે થોડાએક વખત માટે ગમે તેટલા ભોગે પણ આપણે આપણા તત્ત્વનો વ્યવહાર કરી શકીએ તેમ અહીં ઘરમાં નથી બનતું. અહીં થોડા વખતનો પ્રશ્ન નથી. અહીં ખોટા આવેશને જરાય અવકાશ નથી.

આપણાં આજનાં છાત્રાલયો સુંદર ઘરની સુંદર અનુકૃતિ છે તેમ આપણે માનીએ છીએ અને મનાવીએ છીએ. એટલે આપણાં છાત્રાલયોમાં પણ તત્ત્વનો સિદ્ધાંતિક આગ્રહ અને તેના કરવા જોઇતા અમલનો પ્રશ્ન પણ એટલો જ મૂંઝવનારો હોય છે. એકાદ જીવનતત્ત્વ આપણને અત્યંત ઉપકારક અને આકર્ષક દેખાય છે. આપણે તેનો સ્વીકાર કરીએ છીએ અને છાત્રાલયજીવનમાં તેને પ્રવેશાવવા માટેનો આગ્રહ ધરીએ છીએ, પરંતુ ઘરમાં ઉભી થતી રોજે રોજની મુશ્કેલીઓ આપણને અનેક વખત હતબળ કરી મૂકે છે, અને તત્ત્વના વ્યવહારના આગ્રહમાં આપણે ઢીલાપોચા બનીએ છીએ. આપણી પોતાની નિર્બળતાનો ભાર પછી આપણે તત્ત્વની કઠિનતા ઉપર અને વ્યવહારૂ સંયોગો ઉપર મૂકી દેતાં જરા પણ અચકાતા નથી. વચ્ચે વચ્ચે સારા નઠારા સમન્વયવાદ ઉપર આપણા વ્યવહારનું સુકાન

મુંડી કેટલીક વખત આપણા મનમાં સમાધાનવૃત્તિ પણ કેળવીએ છીએ ખરા.

પરંતુ આપણે બરાબર ચેતતા અને જાગ્રત રહેવાની જરૂર છે. કોઇ પણ જીવનતત્ત્વ વ્યવહારમાં ઉતારી ન શકાય તેવું હોતું જ નથી. એ તત્ત્વને આદર્શ લેખીએ તો પણ આદર્શસિદ્ધિ અઘરી હોઇ શકે, પરંતુ અશક્ય તો નહિ જ. જીવનતત્ત્વનો આપણો જેટલો આગ્રહ હોય તેટલો જ જબરો આગ્રહ તેના અમલમાં હોવો જોઇએ. હા, એ અમલ માટેનાં સાધનોમાં માણસે માણસે ફેર રહે ખરો. કોઇનાં સાધનો ઉગ્ર હોય, કોઇનાં સૌમ્ય હોય; કોઇનાં સાધનો તાત્કાલિક પરિણામ લાવનારાં હોય તો કોઇનાં મોડેથી પરિણામ ઉપજાવનારાં હોય. સાધનભેદ હોય પણ સાધ્યભેદ નહિ. એવા સાધનભેદને લીધે અમલના વ્યવહારની વિગતોમાં પણ ફેર દેખાય પરંતુ તેથી તત્ત્વસિદ્ધિની ઉપાસના તો તેટલી જ કડક હોય.

તત્ત્વના વ્યવહારના આગ્રહમાં આપણે છાત્રાલયોમાં ઘણી વખત સમન્વયવૃત્તિનો આશરો લેવો પડે છે ખરો. તત્ત્વ બહુ જ વિરલ હોય અને તેને પચાવવું વિકટ હોય તો કેટલીક વખત તેને સમન્વયના મિશ્રણથી જરા પાતળું કરવું પડે ખરૂં; પરંતુ એ સમન્વયનું મિશ્રણ એવું તો હરગીજ ન જ હોવું જોઇએ કે જે ખુદ તત્ત્વના ગુણોનો જ નાશ કરી દે. સમન્વયથી મૂળ તત્ત્વનો ગુણસંભાર તો એટલો જ રહે. માત્ર તે ઓછું આકરૂં અને પચાવવા માટે સહેલું બને તેટલો જ ફરક.

તત્ત્વ અને તેના વ્યવહાર પૂરતી આટલી મીમાંસા આપણે વિચારી લીધા પછી જો આપણે સ્વીકારેલું તત્ત્વ સાચું જ હશે તો તેના વ્યવહાર જેટલું બળ આપણને ઇશ્વર આપી રહેવાનો છે તેટલી શ્રદ્ધા રાખી આપણે તત્ત્વજીવન તરફ પગલાં માંડવામાં કશી જ હાનિ થવાની નથી. હરભાઇ.

## નવા સત્રની શરૂઆત

આપણે ત્યાં સાધારણ રીતે એક રિવાજ પડી ગયો હોય છે કે સત્રની શરૂઆતના તેમજ સત્રના અંતના ચાર પાંચ દિવસ બગડે જ બગડે. શાળાનું નવું સત્ર શરૂ થવાનું હોય ત્યારે શિક્ષક તથા વિદ્યાર્થીઓ એક જ વાત કરતા હોય: "બે ચાર દિવસ તો હજી ઠીકઠાક કરવામાં જશે ને! ખરૂં કામ તો પછી શરૂ થવાનું." આપણાં છાત્રાલયોની દશા પણ એવી જ છે. આપણી ગૃહપતિઓની મનોદશા પણ આવી જ હોય છે. "હજી તો થાકે પડના ચાર છ દિવસ ખુશીથી જશે." આપણા વિદ્યાર્થીઓની અંદર અંદરની વાતો

પણ એવી જ કે ચાર છ દિવસ તો બધું આમ જ ચાલે. અને વિદ્યાર્થીઓનાં માબાપો તથા વાલીઓ પણ પોતાના દીકરાઓ સાથે એમ જ વાત કરે કે " શરૂઆતના ચાર છ દિવસ મોડો પહોંચીશ તો કશો જ વાંધો નથી આવવાનો; હજી તો બધું બરાબર થતાં થોડાક દિવસો જશે ને!" કોઈ મુલાકાત લેનારાઓને છાત્રાલય જોવા આવવાની ઇચ્છા હોય તો આપણે ગૃહપતિઓ તેને એવો જ જવાબ આપવાના કે શરૂઆતના એકાદ અઠવાડિયા પછી આવો. જોવા આવનારાઓની મનોદશા પણ એવી જ બંધાઇ ગઇ હોય છે. તેઓ પણ શરૂઆતના થોડાએક દિવસો વીત્યા બાદ જ જોવા આવવું વધારે પસંદ કરે છે.

આ બધી પરિસ્થિતિ માટે બીજા કોઇના ઉપર જવાબદારી ઓઢાડી દેવાને બદલે આપણે આપણી જાત ઉપર જ તે જવાબદારી વ્હોરી લઇએ. એ વધારે સારું છે. આપણી કાર્યપદ્ધતિ જ એવા પ્રકારની થઇ ગઇ છે કે એકના એક કામ વચ્ચે જો અંતર પડયું તો પછી કાર્યની સાંકળ સાંધતાં થોડાએક વધારે વખત જરૂર જવાનો. આ સ્થિતિ સમગ્ર રાષ્ટ્રની મનોદશાની જ સૂચક છે. આપણા રાષ્ટ્રનું માનસ જ એવું ઘડાઇ ગયું છે કે કોઇ પણ એક કામને કંઇક કારણસર છોડયું પછી તેના ઉપર બેસી જતા પહેલાં થોડો વખત બગાડીએ જ બગાડીએ. એક કામ છોડીને બીજું હાથ ધરવામાં પણ જે કાળનો વ્યય થાય છે તે પણ પ્રમાણમાં ઘણો વધારે છે. એવો કાળવ્યય પણ રાષ્ટ્રના મનોબળનો ઉતરતો પારો સૂચવે છે.

આવી પરિસ્થિતિમાંથી આપણે કેળવણીમાં પડેલા લોકોએ જલદી નીકળી જવું જોઇએ. આવી મનોદશાની અસર ભાવિ પેઢી ઉપર ન થાય તે બહુ જ સંભાળવા જેવું છે. ભાવિ પેઢીમાં કામની નિપુણતા, એકધ્યાન અને ઉગ્ર મનોબળ આવે તેની આજે બહુ જ જરૂર છે.

પણ એ બધું આવે શી રીતે ?

માણસમાં ઉપરોક્ત સદ્ગુણો વિકસાવવા માટે તો સમગ્ર કેળવણીની પ્રથામાં ઘણા ઉગ્ર ફેરફાર થવાની જરૂર છે. એવા ફેરફારો માટે યોગ્ય પરિસ્થિતિ અને સંયોગો આવી પહોંચશે ત્યારે આપણે આપણો ફાળો ધરવામાં પાછા નહિ જ પડીએ. પરંતુ આજે તો આપણા ગૃહપતિના હાથમાં જે જે સાધનો પડ્યાં છે તેનો યથાર્થ ઉપયોગ કરતા થઇ જવું એ પણ ઘણું અગત્યનું છે.

બીજાં સાધનોનો આ લેખમાં નહિ વિચાર કરીએ. પરંતુ એવી તાલીમ માટેનું એક મોટું સાધન છાત્રાલયનું સુયોગ્ય તંત્ર-તેનો તો અમલ

આપણે ત્યાં કડકાઈથી હોવો જ જોઇએ. આજે આપણે ત્યાં જે પ્રકારની તંત્ર-શિથિલતા દેખા દે છે તે વહેલી તકે નાબુદ થવી જોઇએ. સત્રની શરૂઆતમાં તેમ જ સત્રના અંતમાં જે પ્રકારની ઢીલી પોચી કાર્યપ્રથા આપણાં છાત્રાલયોમાં દેખાય છે તેને નાબુદ કરવી જ જોઇએ. માણસ જેમ કેટલીક સદ્‌વૃત્તિઓ સાથે લઇને જન્મે છે તેવી જ રીતે કેટલીક સદ્‌વૃત્તિઓ પોતાના પ્રયત્નો વડે તેને સાંપડી પણ શકે છે. સમાજની વચ્ચે રહેવાથી અને સમાજના એક અંગ બની જવાથી માણસને કેટલીક વસ્તુઓ પોતાના જ બળ વડે પ્રાપ્ત કરવી પડે છે. આવી પ્રાપ્ત કરાવેલી વસ્તુઓમાં તાલીમબદ્ધ જીવન એ અત્યંત મહત્ત્વની પ્રાપ્તિ ગણાય છે.

આપણાં છાત્રાલયોમાં આવી તાલીમ માટેના આપણે અનેક પ્રબંધો કરી શકીએ છીએ. આવા અનેક પ્રબંધોમાંનો એક તે સત્રની શરૂઆતની શિથિલતાનો ત્યાગ છે. જે દિવસે અને જે ઘડીએ આપણું કામ શરૂ થવાનું આપણે જાહેર કર્યું હોય તે જ દિવસે અને તે જ ક્ષણે તે કામ પહેલાંની જેટલી જ ઝડપ અને ઉત્સાહથી શરૂ થઇ જવું જ જોઇએ. શરૂઆતમાં આમ કરવા માટે આપણે ગૃહપતિઓએ વધારે ચોક્કસ અને વધારે તાલીમબદ્ધ જીવન જીવવાની આવશ્યકતા રહેશે ખરી. છાત્રાલયનું નવું સત્ર શરૂ થવાનું હોય તે પહેલાંના આઠેક દિવસ આપણે ધમધોકાર તૈયારીઓ કર્યા સિવાય ચલું જ નહિ. છાત્રાલયને અંગે જેટલું આપણી જાતને લાગતું વળગતું કામ હોય તેટલું તો રજામાં શરૂ હોય જ. પરંતુ વિદ્યાર્થીઓની હાજરી સાથે જે કામ સંબંધ ધરાવતું હોય તે કામની તૈયારીઓ આપણે પહેલેથી કરવી જ જોઇએ. વિદ્યાર્થીઓ ઘેરથી છાત્રાલયમાં આવી પહોંચે કે તુરત જ આખાયે છાત્રાલયમાં તેમને નિયમિતતા, વ્યવસ્થા અને કાર્યપરાયણતાનું જ વાતાવરણ દેખાય. ઘેરથી સમાજની આળસાઇ ભરેલી અને અવ્યવસ્થિત ટેવો લઇને આવનાર વિદ્યાર્થી છાત્રાલયના વાતાવરણમાં તેવી ટેવોને સંઘરી શકે જ નહિ. આવું વાતાવરણ જગાવવા માટે આપણે ગૃહપતિઓએ ખૂબ જાગૃત રહેવું જોઇએ એ તો નિઃસંશય.

આવી રીતે કામ, કામ ને કામ તથા નિયમિતતા અને વ્યવસ્થાના વાતાવરણમાં પછી વિદ્યાર્થીને ટેવાઇ જતાં પણ વાર નથી લાગવાની. બાળક તેમ જ તરુણ વયમાં કામના, નિયમિતતાના અને વ્યવસ્થાના જે સંસ્કારો પડે છે તે જીંદગી સુધી ટકાવી રાખવા બહુ અઘરા નથી પડતા.

હરભાઇ.

## છાત્રાલય મંડળ

### કાર્યવાહક સમિતિની બેઠકનો અહેવાલ

ગત માસની તારીખ તેરમીના રોજ આપણા છાત્રાલય મંડળની કાર્યવાહક સમિતિની એક બેઠક અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠમાં મળી હતી. અમરેલી મુકામે ભરાએલા બીજા છાત્રાલય સમેલન વખતે ચુંટાએલ કાર્યવાહક સમિતિની આ પહેલવહેલી જ બેઠક હતી.

સમિતિની બેઠકમાં નીચેના સભ્યો હાજર હતા.

શ્રી. કાકાસાહેબ કાલેલકર ( પ્રમુખ )

શ્રી. જગજીવનદાસ મહેતા ( સંયુક્ત મંત્રી )

શ્રી. હરભાઇ ત્રિવેદી

શ્રી. જુગતરામ દવે ( મોડેથી હાજર થએલા )

આ ઉપરાંત નીચેના સભ્યોએ પત્રથી પોતાની હાજરી નોંધાવી હતી.

શ્રી. બાપુલાલ ગામી — શ્રી. મોમા ફડકે

શ્રી. કલ્યાણરાય જોષી — શ્રી. મોતીભાઇ અમીન

શ્રી. ભીખાભાઇ પટેલ

સભ્યોની હાજરી કાર્યસાધક સંખ્યા પૂરતી પણ ન હતી તેથી મંડળનું રીતસરનું કામકાજ ચલાવી શકાય તેમ તો ન હતું. છતાં પ્રમુખશ્રીની ઇચ્છાથી કેટલીક વિચારણા થઇ શકી. આ વિચારણા સામે કાર્યવાહક સભાના કોઇ પણ સભ્યને વાંધો ન હોય તો સભામાં થએલા કામકાજને રીતસરનું કામકાજ ગણીને બહાલી આપવી. એવી મંજુરી મેળવવા માટે શ્રી. જગજીવનભાઇએ તમામ સભ્યો સાથે એ બાબતમાં પત્રવ્યવહાર ચલાવવાનું નક્કી કરવામાં આવ્યું. કાર્યવાહક સભ્યો કામકાજની આ નોંધ વાંચે અને પોતપોતાના અભિપ્રાયો શ્રી. મંત્રીને જણાવી દે તેવી વિનતિ છે.

બેઠકમાં જે વિચારણા થઈ તે નીચે પ્રમાણે:—

૧. આપણા મંડળની સભાની કાર્યસાધક સંખ્યા સભ્યોની કુલ સંખ્યાથી ચોથા ભાગની ગણવી.

૨. જ્યારે જ્યારે બેઠક ભરાય ત્યારે ત્યારે જાતે હાજર રહેલા સભ્યો ઉપરાંત જે સભ્યો પત્રથી હાજર રહ્યા હોય તેની પણ હાજરી ગણવી અને તેની હાજરી કાર્યસાધક સંખ્યાની ગણતરીમાં પણ ગણી શકાય.

૩. આગામી ત્રીજું છાત્રાલય સંમેલન બીજા સંયોગો અનુકૂળ હોય

તો અને શ્રી. નાનાભાઇને પ્રતિકૂળ ન હોય તો આવતા જાન્યુઆરી માસમાં ભરવું. સમ્મેલનની ચોક્કસ તારીખો હવે પછી નક્કી થશે.

૪. ખોરાક સમિતિના કાર્યની આ સભા નોંધ લે છે અને તેને બહાલી આપે છે.

૫. સ્વાગત પ્રમુખનું વ્યાખ્યાન, પ્રમુખશ્રીનું વ્યાખ્યાન અને સારા સારા નિબંધો છાત્રાલય સંમેલનની તારીખોથી પંદર દિવસ અગાઉ પ્રગટ કરી દેવાં કે જેથી વખત બચાવી શકાય અને તે વખતનો ઉપયોગ અન્ય ઉપયોગી તથા વ્યવહારુ ચર્ચાઓમાં કરી શકાય. ( શ્રી. કાકાસાહેબની સૂચના. )

૬. આ સભા મંત્રીઓને સૂચના કરે છે કે તેમણે છાત્રાલયોના નિરીક્ષણનું કામ જલદીથી હાથ ધરવું.

૭. કાર્યવાહક સભામાં હાજરી આપવા માટે છાત્રાલય મંડળે જેમને જરૂર હોય તેમને 'ગાડીભાડું' આપવું.

ખોરાક સમિતિની બેઠક તા. ૧૧-૧૦-૨૯ ના રોજ સવારે ડૉ. સુમંત મહેતાને બંગલે મળી હતી. આ બેઠકમાં ડૉક્ટર સાહેબ, શ્રી. કાકાસાહેબ, ડૉ. ભટ સાહેબ, શ્રી. જગજીવનભાઇ અને શ્રી. હરભાઇ હાજર રહ્યા હતા. છાત્રાલયના વિદ્યાર્થીઓને કેવી જાતનો ખોરાક આપવો જોઇએ તે બાબતમાં હાજર રહેલા સભ્યો તરફથી જુદી જુદી સૂચનાઓ રજુ કરવામાં આવી હતી.

છેવટે એમ ઠરાવવામાં આવ્યું કે રોબર્ટ મેક કેરીસનની લખેલી 'ફૂડ' નામની ચોપડીનો ભાષાનુવાદ કરવો. આ પુસ્તકમાંથી છાત્રાલયના સંચાલકોને જોઇતી ખોરાક સંબંધી વિગતો મળી રહેવા સંભવ છે.

એ પુસ્તકનો ભાષાનુવાદ કરતાં વખત જાય તે પહેલાં એ પુસ્તક ઉપરથી ઉપયોગી એવી નાનકડી નોંધ ડૉક્ટર સુમંત મહેતા તૈયાર કરે અને તેને 'છાત્રાલય' માસિકમાં પ્રગટ કરવી.

આ નોંધ તૈયાર થઇ ગઇ છે અને તેને આ અંકમાં સાથે છાપવામાં આવી છે. હરભાઇ.

## ખોરાક મીમાંસા

### ખોરાકની આવશ્યકતા

( ૧ ) ૨૨-૨૪ વર્ષ સુધી શરીર વધે છે અને તેના બંધારણને માટે ખોરાકની જરૂર છે. હરરોજના કામને લીધે જે ઘસારો થાય છે તેને પહોંચી વળવા માટે પણ ખોરાકની જરૂર હોય છે.

( ૨ ) આપણા અવયવો, હૃદય, ફેફસાં વગેરે બધા ભાગોની હીલચાલને માટે શક્તિનો વ્યય થાય છે, તે શક્તિ પણ ખોરાકમાંથી ઉત્પન્ન થાય છે, અને શરીરમાં ગરમી રહે છે. આ બન્ને કારણોને લીધે ખોરાક લેવો પડે છે. છાત્રોને માટે માત્ર ઘસારા અને શક્તિને માટે નહિ પણ ઉગવાને માટે પણ ખોરાક આપવાનો છે.

## ખોરાકનાં પોષક દ્રવ્યો

નીચે પ્રમાણે છે:—

પ્રોટીન—દૂધ, દાળ, માંસ વગેરેમાં હોય છે.

સ્નિગ્ધ દ્રવ્ય—ઘી, તેલ, ચરબી, માખણ, મલાઇ જેવા પદાર્થોમાં હોય છે.

કાર્બોહાઇડ્રેટ—સ્ટાર્ચ અને ખાંડ, ચોખા, ઘઉં, બાજરી, બટાટા વગેરેમાં હોય છે.

ક્ષાર—મીઠું અને બીજા ક્ષારો તેમ જ ફળ, દૂધ, ઈંડાં વગેરેમાં હોય છે.

વિટેમિન—ભાજી, શાક, ફળ, માખણ, ઘી વગેરેમાં હોય છે.

પાણી—કૂવાના પાણી તાજાં હોય છે.

આપણા શરીરની ગરજ પૂરી પાડવા માટે આહારમાં આ સર્વ પોષક દ્રવ્યો યોગ્ય પ્રમાણમાં અને સારા પ્રકારનાં હોવાં જોઇએ. જો અમુક દ્રવ્યો ન હોય કે ઓછાં હોય તો શરીરને હાનિ થાય છે. આપણા લોકો સામાન્ય રીતે નીચે પ્રમાણે ખાય છે, પણ યાદ રાખવું જોઇએ કે પંજાબની પ્રજા ચોખા બહુ ઓછા પ્રમાણમાં ખાય છે અને ઘઉં વધારે ખાય છે, તથા મદ્રાસીઓ લગભગ ઘઉં ખાતા નથી અને ચોખાની અનેક વાનીઓ બનાવે છે. ઉત્તર અને દક્ષિણ ગુજરાતનો ખોરાક જુદો પડે છે. તે છતાં દાખલા તરીકે નીચેના કોષ્ટક પરથી કેટલીક હકીકત સમજાશે.

**દક્ષિણ ગુજરાતી પુખ્ત વયનાં માણસનો આખા દિવસનો ખોરાક**

| ચીજનું | રૂપીઆભાર | ખર્ચ દર મહીને |
|---|---|---|
| ચોખા | ૨૦ | ૧-૧૪-૦ |
| ઘઉં | ૧૦ | ૦-૧૨-૦ |
| બાજરી કે જુવાર | ૧૦ | ૦-૮-૦ |
| દાળ | ૧૦ | ૦-૧૧-૦ |
| ઘી, તેલ, | ૨॥ | ૧-૮-૦ |
| ખાંડ, ગોળ | ૫ | ૧-૦-૦ |

| | | |
|---|---|---|
| દૂધ (ભેંસનું) | ૨૦ | ૧-૧૪-૦ |
| શાક ભાજી | ૨૦ | ૨-૦-૦ |
| ફળ, લીંબુ, આમલી વગેરે | ... | ૨-૦-૦ |
| મીઠું, મસાલો | ... | ૦-૧૨-૦ |
| | | ૧૩-૦-૦ |

## ખોરાકનુ પ્રમાણ

પુખ્ત વયના માણસને જેટલો ખોરાક જોઇએ છીએ તેટલો જ અથવા તેનાથી કાંઇક વધારે ખોરાક ૧૨ થી ૧૬ વર્ષના છોકરાંઓને જોઇએ છીએ.

૫ વર્ષનાં છોકરાંને તેનાથી અડધો ખોરાક હોય છે.

૬ થી ૧૨ સુધીનાં છોકરાં લગભગ પોણો ખોરાક ખાય છે.

ઠંડીની મોસમમાં ખોરાક વધારે જોઇએ છે.

ઉત્તર ગુજરાતમાં ( કાઠિયાવાડ સહિત ) ખોરાકનું પ્રમાણ વધારે હોય છે; દક્ષિણ ગુજરાતમાં ઓછું હોય છે.

શારીરિક કસરત તથા કામ કરનારને વધારે ખોરાક જોઇએ છીએ.

ઉપર બતાવેલા ખોરાકમાં ઘઉં, બાજરી અને જુવારનો સમાવેશ કર્યો છે અને આખા ગુજરાતમાં આ ત્રણે અનાજ ખાવાની ટેવ પાડવી જોઇએ; પણ સ્વાભાવિક રીતે જ્યાં જે અનાજની છત હોય તેનો વધારે ઉપયોગ થશે. રોટલી બનતાં સુધી શેકેલી હોય અને તળેલી નહિ; જેમકે પૂરી અને તળેલાં ચોપડાં પચવામાં ભારે પડે છે. કઠોળ વાગરની શુદ્ધતા રહેવું અને તે પણ બાફેલું હોવું જોઇએ. તેલનો વઘાર કરી શકાય પણ તેલમાં રાંધવું નહિ. ફણગાવેલાં કઠોળ અથવા કોડાંમાં વિટેમિન વધારે હોય છે તેથી તેનો ઉપયોગ ખાસ કરવો. દૂધ, ઘી અને તેલ જેવા સ્નિગ્ધ પદાર્થોની ખૂબ જરૂર છે અને ખર્ચ ઓછો કરવાને માટે પણ તેના પર કાપ મૂકવાથી ઉગતાં છોકરાંનાં શરીરને નુકસાન પહોંચે છે. જેવી રીતે પગારમાં minimum ( ઓછામાં ઓછાનું પ્રમાણ ) હોય છે તે પ્રમાણે છાત્રો માટે અમુક ખોરાક દરેકને માટે આવશ્યક છે અને અંત્યજ કે પાટીદાર કે ગરીબ વર્ગ માટે ઓછો રાખવો એ અયોગ્ય છે. મોસમ પ્રમાણે કેળાં, કાચી કેરી, આમલી, પપૈયા, જાંબુ, લીંબુ, નારંગી, મોસંબી, બોર વગેરે ફળો આપવાં; પણ ફળ બહુ પાકેલાં ન હોવાં જોઇએ. છેક પાકી જવાથી કેટલાંક તત્ત્વો કમી થઇ જાય છે. ખાંડ કરતાં ગોળનો ઉપયોગ કરવો વધારે સારો છે કારણ કે તેમાં વધારે ક્ષાર હોય છે. શાક

ભાજી બરાબર ધોઇને વપરાશમાં લેવી અને જે કાચી ખાઈ શકાય તે તેમ અથવા બાફીને ખવડાવવી. થોડા પ્રમાણમાં મસાલો વાપરવો પણ તેમાં સૂકાં મરચાંનો ઉપયોગ ન હોય તો સારું; બાકી પાચનને માટે ખટરસ અગત્યના છે. મીઠું ભાત તથા રોટલીમાં નાખવું જોઇએ. આપણી પ્રજા જોઇએ તેના કરતાં ઓછું મીઠું ખાય છે.

પાણી સારા પ્રમાણમાં પીવાની જરૂર હોય છે. જે છાત્રો પાણી ઓછું પીતાં હોય તેમનું લક્ષ દોરવાની જરૂર હોય છે.

ચાને વિષે ઘણો મતભેદ છે, પણ એટલું સ્પષ્ટ છે કે એ ટેવ પાડવાની આવશ્યકતા નથી તે છતાં એટલું લક્ષમાં રાખવું કે કુમળી ચાથી નુકશાન થતું નથી. અને ગરમ પાણી, ખાંડ તથા દૂધને લીધે શરીરમાં સ્ફુર્તિ આવે છે. ગરમ પાણીથી રેચ ન થાય તેટલું કેફીન ચામાં છે.

બધો ખોરાક સારી રીતે સાચવી રાખવો જોઇએ. જે પ્રજા માંસાદિ ખોરાક ખાય છે તેમને વિશેષ સાવચેતી રાખવાની હોય. માંસાન્ન બહુ ઓછા પ્રમાણમાં આપવું.

ઘઉં, ચોખા વગેરે અનાજના ઉપર જે પડ હોય છે તેમાં વિટેમિન હોય છે તેથી વધારે છડેલા ચોખા ખરાબ ગણવા. ઘઉંના લોટમાં થુલું હોય છે તે પણ જરૂરનું છે, અને મેંદો તથા રવો બન્ને ખરાબ ગણવાં.

રાંધવામાં પણ ચોખાનું પાણી ( ઓસામણ ) ફેંકી ન દેવું પણ ભાતમાં અગર દાળમાં નાખવું. આવી બાબતનો અભ્યાસ છાત્રાલયોના સુપ્રિન્ટેન્ડન્ટે કરવો જોઇએ.

## ખોરાક કેટલી વાર આપવો ?

સામાન્ય રીતે શાળાનો સમય સવારના અગિયારથી પાંચનો હોય છે, એ આપણા દેશની આબોહવાને માટે અનુકૂળ નથી. ખરું જોતાં સવારે શીરામણ, બપોરે જમણ, જરૂર પડે તો સાંજે થોડો નાસ્તો અને સંધ્યાકાળે વાળુ થવાં જોઇએ. પણ હાલમાં તો છાત્રોને દસ વાગે જમવાનું હોય છે તેથી ત્રણ કલાકમાં બે વખત ખોરાક આપવો ઇષ્ટ નથી. તે છતાં સવારે દાતણ પરવારીને ભડકું, રોટલો ને દૂધ, રોટલો ને ગોળ એવું થોડું આપવું. જો બપોરે ખોરાક પહોંચાડવાની કે આપવાની સગવડ હોય તો પહુંઆ, મમરા, ચણા, ખારેક, ખજૂર કે સુકો મેવો, બિસ્કીટ, શકરપારા, વગેરે આપી શકાય. છોકરાંઓને આવા નાસ્તાથી ઘણો ફાયદો થાય છે એ અનુભવસિદ્ધ હકીકત છે.

નિશાળોમાં કે કૉલેજ પાસે જે ખોરાક વેચાતો હોય તેને લાઇસેન્સ આપવાની પ્રથા દાખલ કરાવવી એટલે નડે તેવો ખરાબ માલ વપરાશમાં ન લેવાય.

## ખોરાક વિષે સામાન્ય સૂચના

દરરોજ એક જ જાતનો ( monotonous ) એકધારો ખોરાક આપવો ઇષ્ટ નથી.

રાંધવાની ક્રિયા ખોરાકને સહેલાઈથી પચે એવો કરવા માટે છે. તેમાં જેટલી સાદાઇ હશે તેટલો સહેલાઇથી પચશે.

છોકરાં દેખાદેખી અને હરીફાઇમાં વધુ ખાય નહિ તે તરફ લક્ષ રાખવાની જરૂર છે. તેમ જ ઉતાવળ કે ગભરામણમાં ઓછું ન થાય તે તરફ લક્ષ રાખવું.

કન્યાઓ ખોટી નાજુકાઇ બતાવવામાં ઓછું ન ખાય તે જોવું.

બહુ થાકયા પછી ખોરાક લીધો હોય તો તે પચશે નહિ.

ખોરાક લેતી વખત મનને શાંતિ અને આનંદ હોય તો સહેલાઇથી પાચન થાય.

થોડો ખોરાક ખુબ સારી રીતે ચાવ્યો હોય તો તે સારો પણ ઝડપથી ચાવેલો ખોરાક મળ વાટે નીકળી જાય છે.

બાળકોને મિષ્ટાન્નને વિષે લાલસા ન રહે તેટલા માટે કોઇ કોઇ પ્રસંગે થોડા પ્રમાણમાં એટલે બીજા ખોરાક સાથે મિષ્ટાન્ન આપવું સારૂં છે. માત્ર લાડુ કે એવી ચીજથી પેટ ભરવું એ ઇષ્ટ નથી. કેટલીક સંસ્થાઓને શ્રાદ્ધ વગેરે પ્રસંગે જમણ મળે છે તે અનિયમિત અંતરે અને ગમે તેવાં ભારે હોઇ અનિષ્ટ છે; એ પ્રથા બંધ કરવી જોઇએ. તેનાં નાણાંમાંથી મિષ્ટાન્ન આપી શકાય. શ્રાદ્ધવાળાં જમણોની અપેક્ષા રાખવાથી ભીખારવૃત્તિને પોષણ મળે છે તેથી એકંદરે ખરાબ ગણવાં.

કૉલેજોમાં મિષ્ટાન્ન-ફીસ્ટ થાય છે તે ભારે ખર્ચાળ ન હોવાં જોઇએ.

માંદાં છોકરાંને સાદો ખોરાક આપવાનો હોય તો તેમને સામાન્ય જગ્યાએ નહિ બેસાડતાં અન્ય સ્થળે બેસાડવાં કે બીજું ખાવાનું મન થાય નહિ.*

સુમન્ત મહેતા.

---

* હેઇક કેરીસનના ' ફૂડ (ખોરાક) ' નામના પુસ્તકને આધારે.

સૂચના પહેલી

(૧) ઉપર કોઠામાં ખોરાકની સામે તેની કિંમત લખી છે. તેના ભાવ છૂટક છૂટક ગણવાથી વધ્યા છે; સામટું લેવાથી ઓછું થાય. વળી તેમાં બળતણ ગણ્યું નથી. અમારે ત્યાં ઘી તેલનું પ્રમાણ જરા વિશેષ છે. છતાં ૮–૮ાા રૂ. આવે છે. વિદ્યાપીઠમાં રૂ. ૯ સુધી આવ્યાનું જાણવામાં છે. બાકી પ્રમાણ સરખું છે. ચોખા ઓછા હોય તો લોટ વધારે હોય. વળી આ કિંમત નિત્યની સ્થાયી નથી. તેમાં વધઘટ થાય. આ રકમ છાત્રાલય મંડળ તરફની કમિટિ મારફત બહાર પડે એનો અર્થ આંકડામાં કોઇ ન પકડી બેસે. માટે છૂટક કિંમત લખવા કરતાં એકંદર વિદ્યાર્થીદીઠ રૂ. ૮ થી ૧૦ ખર્ચ આવે એમ લખવામાં હરકત નહિ આવે.

(૨) ભોજનમાં કેલશિયમ શી રીતે આપવું તે બાબત વિષે સ્પષ્ટતા કરવા જરૂર હોય તો કરવી. દૂધ શાકભાજી માટે પ્રમાણ નક્કી કર્યું છે. એમાં વધઘટ કરવાનું કે બીજી કૃતિ કરવાનું રહે છે?

(૩) મિષ્ટાન્ન એકલું ન આપવું એનો અર્થ ફરસાણ સાથે આપવું એમ હોય તો તે સમાજમાં પ્રચલિત છે. પણ રોટલા કે રોટલી સાથે જમણ આપવાનું વહેવારમાં બનતું નથી. તેમજ પખવાડીયે ફરસાણ આપવામાં—ભજીયાં કે ચેવડો કરવામાં તળવાનું બને છે. જો તળવાનું બંધ થાય તો પછી ફરસાણની કઇ વાનીઓ કરવાની રહી? અને ફરસાણ ન આપતાં છોકરાઓ હોટલનો આશરો લે છે. એ ઘણાની ખાત્રીની વાત છે. માટે જમણની બાબતમાં વ્યવહારની દૃષ્ટિ રાખવાની જરૂર છે.

જગજીવનદાસ નારાયણ મહેતા.

સૂચના બીજી

મારે આમાં ઝાઝું ઉમેરવું નથી. સમાજમાં ચાનો થએલ બહોળો પ્રચાર અને તેથી લોકોની તંદુરસ્તી ઉપર થએલી માઠી અસર જોતાં વિદ્યાર્થીઓ માટે મોળી ચાનો પણ અવકાશ ન રાખવો એટલે કે સંસ્થા તરફથી ચા આપવાનો રિવાજ ન રાખવો એ મતનો હું છું.

ફીસ્ટ અથવા મિષ્ટાન્ન ભોજનની આપણી પદ્ધતિ લગભગ જંગલી છે. મિષ્ટાન્ન ધરાઇને ખાવાનું હોવું જ ન જોઇએ, દર મહિને એક વાર વરૂની પેઠે મિષ્ટાન્ન ખાઇએ એના કરતાં પરિમિત પ્રમાણમાં મિષ્ટાન્ન જોઇએ તો ચાર વાર ભલે અપાય. સામાન્ય રીતે અત્યાહાર તો ખરાબ જ, પણ મિષ્ટાન્નનો અત્યાહાર તંદુરસ્તી, પૌષ્ટિક પદાર્થ અને સભ્યતા ત્રણેને બગાડે છે.

છાત્રાલયનું ધોરણ નક્કી કર્યા પછી તેની અંદર રહીને અનેક પ્રકારના ફેરફાર માગવાની છૂટ છાત્રોને હોવી જોઇએ. બાળકોને એ રીતે ઘરના વાતાવરણનો કંઇક અનુભવ મળે છે.

કોઠારની વસ્તુઓ સ્વચ્છ રાખવા તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. રાંધ્યા પછી અન્ન ઉપર માખીઓ ન બેસે એ તરફ પણ ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

કાકા કાલેલકર

## માબાપોનું સંમેલન

ત્રીજા છાત્રાલય સંમેલનની મુદત હવે નજીક આવતી જાય છે. શ્રી. નાનાભાઇની તબીયત હવે સારી ગણાય. આવતા ડીસેમ્બર માસની આખરમાં તો તેઓ પોતાના કામ ઉપર ચડી શકશે. એટલે પછી જાન્યુઆરીમાં આપણે આપણું સંમેલન ભરી શકીશું. ત્રીજા છાત્રાલય સંમેલનના સંચાલકો સંમેલનને સંપૂર્ણ રીતે ફતેહમંદ કરવા માટે પણ ગંભીરતાથી વિચાર કરી જ રહ્યા છે.

આ સંમેલન અંગે એક વિચાર ત્રીજા છાત્રાલય સંમેલનના સંચાલકો પાસે તથા તમામ ગૃહપતિભાઇઓ પાસે રજુ કરવાની તક લઉં છું. અમરેલીના સંમેલનથી આપણા છાત્રાલય સંમેલનની સાથે સાથે છાત્રસંમેલન પણ ભરાવા લાગ્યું છે. એ બન્ને સંમેલનો એક બીજા સાથે સુંદર શોભી નીકળતાં હતાં. જુવાન છાત્રો મોટેરાઓને ઓળખવા માટે પ્રયત્નો કરતા હતા અને આપણે મોટેરાંઓએ પણ આપણા વિદ્યાર્થીઓને પારખી લેવાના શુભાશયો સેવ્યા હતા. આ બન્ને સંમેલનોના પરિણામે ગૃહપતિ અને છાત્રો એકબીજાને વધારે ઓળખતા થાય તેમાં શંકા જ નથી. ગૃહપતિ છાત્રોનો અરસપરસનો પરિચય જેટલો વધારે નીકટ તેટલું કેળવણીનું કામ વધારે સંગીન થવાનું. અમદાવાદમાં પણ છાત્રસંમેલન થવાનું જ છે તે અત્યંત આનંદની વાત છે.

પરંતુ જેમ આપણે છાત્રોને પિછાનવાની અને છાત્રોએ આપણને ઓળખી લેવાની આવશ્યકતા છે તેવી જ રીતે આપણે આપણા છાત્રોનાં માબાપોને સમજી લેવાની અને માબાપોએ આપણને ઓળખી લેવાની તેટલી જ આવશ્યકતા છે. આપણો બધાનો એક પોકાર તો છે જ કે આપણાં છાત્રોનાં માતાપિતાઓનો આપણા કાર્યમાં જોઇએ તેટલો સહકાર નથી મળતો. આવો સહકાર સાધવાનું પહેલું પગથિયું તે તેમનું સંમેલન છે,

સેક્રેટરી સાહેબો, વ્યવસ્થાપક સાહેબો અને ટ્રસ્ટી સાહેબો, એ તમામને કાને છાત્રાલય સંમેલનનો સૂર પહોંચાડીએ. છાત્રાલયો એ કેળવણીની અગત્યની સંસ્થાઓ છે અને તેના સેક્રેટરી, વ્યવસ્થાપક કે ટ્રસ્ટી થવામાં ઘણી મોટી જવાબદારી રહેલાં છે તે જાણી લેવા માટે સંમેલન એક મોટું સાધન છે. આવાં સંમેલનોમાંથી ગૃહપતિઓને જ નહિ પરંતુ સેક્રેટરી, વ્યવસ્થાપક અને ટ્રસ્ટીને પણ ઘણું ઘણું શીખવાનું મળી રહે છે માટે તેઓ સાહેબોએ પણ આવાં સંમેલનોમાં અવશ્ય હાજરી આપવી ઘટે એ જાતનો આપણો વિનિત અવાજ આપણે તેમના કાને પહોંચાડવો જરૂરનો છે. જે દોઢ બે માસ આપણી પાસે રહ્યા છે તે દરમ્યાન આપણા છાત્રાલયના તે તે સંચાલકોની છૂટી છવાઇ બેઠકો યોજીને આપણી આ વાત આપણે તેમની પાસે આગ્રહભરી રીતે રજુ કરી શકીએ.

આ ઉપરાંત આપણા પ્રયોગો અને અખતરાઓનાં પરિણામો, આપણા કામની વિગત દર્શાવતા આંકડાઓ, આપણા છાત્રાલયની વિશિષ્ટતાઓ વગેરે વગેરે જણાવવા જેવી તમામ બાબતો આપણે સંમેલનના મંત્રીને અત્યારથી જ પહોંચાડી દેવાનો પ્રબંધ પણ કરવો ઘટે.

હરભાઇ.

## પ્રશ્નોત્તર

ગયા અંકમાં જે એક પ્રશ્ન છાપવામાં આવ્યો છે તેના ઉત્તરાર્ધનો જવાબ હવે અહીં વિચારીએ. પ્રશ્ન એવો છે કે શિક્ષા જો બીલકુલ ન હોય તો અનેક અવ્યવસ્થાના પ્રસંગે શું કરવું ?

કોઇ પણ સ્થળે તેમ જ કોઈ પણ સંયોગોમાં શિક્ષા ન જ થઇ શકે એ આપણે જોયું; તો પછી અવ્યવસ્થાના પ્રસંગોએ પણ શિક્ષા તો ન જ થઇ શકે એ પણ એટલું જ સાચું છે.

આપણે એક એવા પ્રકારના વ્હેમમાં પડેલા છીએ કે હરેક પ્રકારની 'અવ્યવસ્થા કે અશાંતિનું કારણ વિદ્યાર્થીએ જાણી જોઇને સ્વીકારેલી હરામી દાનત છે અને તેને મિટાવવા માટે શિક્ષા એ રામબાણ ઇલાજ છે ! માણસના શરીરમાં અવ્યવસ્થા થાય છે ત્યારે આપણે તેને શારીરિક શિક્ષા કરીને નથી જ મિટાવી શકતા. માણસના મનમાં અવ્યવસ્થા ઉભી થાય છે ત્યારે શારીરિક શિક્ષા કરવા બેસીએ તો તો હાસ્યાસ્પદ જ લેખાઇએ. અને આત્મામાં અવ્યવસ્થા ઉભી થાય ત્યારે શું આપણે શારીરિક શિક્ષાનો વિચાર સરખો

પણ કરી શકીએ ખરા? આ બધું હોવાં છતાં વિદ્યાર્થી જ્યારે પણ કંઇ વ્યક્તિગત ભૂલ કરે છે અથવા તો સમૂહગત હાનિ કરે છે ત્યારે તુરત જ આપણને શિક્ષારૂપી ઔષધ તુરત જ આંખ આગળ આવીને ઉભું રહે છે. આનું કારણ શું છે? આપણે પોતે જ ભૂલા પડેલા છીએ. વિદ્યાર્થીની આપણને દેખાતી ભૂલભરેલી વર્તણુક શા માટે છે તેની આપણને પોતાને જ ખબર નથી હોતી અને તેથી આપણો પોતાનો ગભરાટ આપણને અવળે પથે ચડાવી દે છે. ગભરાટ અને ક્રોધ નિર્બળ ઉપર હાથ ઉપડાવે એ આપણા જેવા મનુષ્ય માટે સહજ હોય છે. આમ આપણે આપણા વિદ્યાર્થીને શિક્ષા કરી બેસીએ છીએ અને પછી તેને ન્યાય્ય ઠેરવવા બહાર પડીએ છીએ.

ત્યારે વિદ્યાર્થી અવ્યવસ્થા કરી બેસે તો શું કરવું?

અવ્યવસ્થા કરી બેસે તો બીજું બધું કરવું પણ શિક્ષા તો ન જ કરવી. બીજું કરવા જેવું શું છે તેની આપણને ખબર ન હોય તો શિક્ષા કરવી એ વિચાર તો કેટલો બધો બેહુદો અને અન્યાયી છે? વિદ્યાર્થી અવ્યવસ્થા કરી બેસે ત્યારે શું કરવું તેનો પહેલો જ જવાબ એ છે કે શિક્ષા કરવાના પ્રલોભનમાંથી આપણે બચી જવું.

વિદ્યાર્થીને શિક્ષા કરવાનું આપણને મન થઇ જાય છે તેનાથી પ્રયત્નપૂર્વક પણ છૂટી જવું એ સ્વીકાર્યું. હવે પછી શું?

હવે પછી વિદ્યાર્થીએ જે અવ્યવસ્થા કરી છે-જે ભૂલ કરી છે તેનાં કારણો તપાસવા માટે ઉંડા ઉતરવું. આપણે એક એવો ભ્રમ સેવીએ છીએ કે વિદ્યાર્થી જે કંઇ અવ્યવસ્થા કરે છે તે જાણી જોઇને કરે છે અને બીજાને હેરાન કરવા માટે કરે છે. વિદ્યાર્થી ઉપર આવી જાતના દોષનું આરોપણ કરતાં આપણે જરા પણ અચકાતા નથી. વિદ્યાર્થી ઉપર આવી જાતનો આરોપ મૂકવો તે તેનો દ્રોહ કર્યા બરાબર છે. વિદ્યાર્થી-પછી તે બાળક હો કે તરુણ હો-જે કંઇ કરે છે તે ખરાબ ઇરાદાથી કદિ જ કરતો નથી. વિદ્યાર્થીના કાર્યનાં કારણોની આવી ગેરસમજણ વિદ્યાર્થી તરફ આપણને અન્યાયી બનાવે છે. અમુક પ્રકારના કાર્યની પાછળ અમુક પ્રકારનો ચોક્કસ હેતુ રહેલો જ છે તેમ માનીને આપણે આગળ ચાલીએ એટલે જરૂર અન્યાય કરીએ તેમાં નવાઇ નથી. એટલે આપણે બીજું કામ એ કરવાનું કે વિદ્યાર્થીના કાર્ય પાછળ કોઈ પણ પ્રકારનો બદહેતુ રહેલો છે તેવું દોષારોપણ કરવામાંથી બચી જવું.

અહીં એક મુદ્દો વિચારવા જેવો છે. આપણાં છાત્રાલયોમાં કેટલાક વિદ્યાર્થીઓ એવા દેખાય છે કે ખરા કે જેઓ બીજાને નુકશાન કરવાના ઇરાદાથી જ અમુક કૃત્ય કરે. આવા ઇરાદાઓ આપણે ઉઘાડી આંખે જોઇ શકીએ છીએ અને વિદ્યાર્થી પોતે પણ ઘણી વખત કબુલ કરી લે છે. આનું શું?

સાચી વાત છે. જાણી બુઝીને અવ્યવસ્થા ઉભી કરનારા વિદ્યાર્થીઓ આપણે ત્યાં દેખાય છે ખરા, પરંતુ એવા બદ ઇરાદાની પાછળ પણ આપણે જ ઉભા છીએ. બાળક જન્મે છે ત્યારથી જ જે કંઇ ખોટું કરી બેસે છે તે બધુંય તેની ખરાબ દાનતને લીધે તેમ જ જાણી બુઝીને ઇરાદાપૂર્વક જ કર્યો કરે છે તેવું આરોપણ તેના ઉપર કરતાં માબાપો પણ ક્યાં પાછાં વાળી જુએ છે? બાળક અણસમજણમાં કંઇક કામ કરે તો તુરત જ તેના ઉપર ઇરાદો હોવાનું આરોપણ! કોઇ પણ પ્રકારના નીતિ અનીતિના ખ્યાલ વિના જ આત્મકેન્દ્રી બાળક કંઇક જૂઠું બોલે કે જૂઠું આચરે કે તુરત જ વગર વિચારે તેના ઉપર ઇરાદો હોવાનું આરોપણ! આપણી મોટેરાંની ધર્મની દૃષ્ટિ અનુચિત હોવાથી બાળક કે તરુણ ન સ્વીકારે કે તુરત જ તેનો ઇરાદો ખરાબ છે અને તે પાપી છે તેવું આરોપણ! આમ અજ્ઞાન, ઓછી સમજણ અને બાલિશતા કે યૌવનના કારણે વિદ્યાર્થીથી જે કંઇ થઇ જાય તે બધું તેના બદ ઇરાદાને જ આભારી છે તેમ માની લેતાં અને મનાવી લેતાં આજના સમાજને જરા પણ વાર નથી લાગતી. આ બધાની અસર વિદ્યાર્થી ઉપર થાય જ થાય. તેના મનમાં પછી તો ઇરાદાઓ વસવા લાગે છે અને ઇરાદાઓથી પણ ઘણું ઘણું કરી શકાય છે તેમજ બીજાઓને હેરાન કરીને પોતાનું કંઇક સાધી શકાય છે તેવી તેને ખાત્રી થતી જાય છે. પરિણામે આપણે આજે ઇરાદાથી અવ્યવસ્થા કરતા તેમજ બીજાને હાનિ પહોંચાડતા વિદ્યાર્થીઓ પણ જોઇએ છીએ ખરા.

મનુષ્ય આત્મા જ્ઞાનપિપાસુ છે અને અંધારામાંથી અજવાળામાં આવવા મથે છે એ સત્ય જો આપણે સ્વીકારી લઇએ તો પછી બાળકની અજ્ઞાનજન્ય ભૂલો અને અંધારામાંથી અજવાળામાં આવતી વખતની મુશ્કેલીઓને લીધે થતી અવ્યવસ્થાઓ આપણે નભાવી લઇ શકીએ.

વિદ્યાર્થી અવ્યવસ્થા શા માટે કરે છે તેનાં કારણોમાં ઉતરવાનો પ્રયત્ન કરવો એ આપણું બીજું કર્તવ્ય. એવાં કારણો અનેક હોઇ શકે. એવાં કારણો વ્યક્તિગત હોય તેમ જ સમુદાયગત પણ હોય. એવાં કારણોની પાછળ બાલિશતા પણ હોય અને ઊંડો હેતુ પણ હોય. એવાં કારણો પાછળ શારીરિક અસ્વ-

સ્થતા પણ હોય અને કંઈક માનસિક રોગ પણ હોય. આવાં કારણો જાણવા માટે આપણે ખૂબ ખામોશ પકડવી જોઈએ અને એક સાચા વૈજ્ઞાનિકની ગરજે તેની શોધમાં મંડી પડવું જોઈએ.

પછી ?

કારણો આપણને હાથ લાગે તો પછી ઉપાય અઘરો નથી.

કારણો દૂર કરો અને રોગ આપોઆપ દૂર થઈ જશે. ખરી કિંમત રોગનાં કારણોના નિદાનની છે. વિદ્યાર્થી ગમે ત્યારે ગમે તે પ્રકારની અવ્યવસ્થા કરે છે તે એક પ્રકારનો રોગ છે. તેનું યથાર્થ નિદાન થઈ ગયું પછી ઔષધ અઘરું નથી જ. પણ જોજો, નિદાન જ ખોટું હશે તો પછી એવા નિદાન ઉપર રચાએલું ઔષધ કામ કરવાનું નથી.

આ પ્રશ્નને પૂરો કરું તે પહેલાં એક બીજી વાત પણ જણાવી દઉં. આપણે શિક્ષા નહિ કરવી એમ બોલીએ છીએ ત્યારે મોટે ભાગે શારીરિક શિક્ષા એ જ અર્થ લઈએ છીએ. અને વાત ઠીક પણ છે. શિક્ષા આજે શારીરિક શિક્ષાના અર્થમાં જ બહુ ભાગે વપરાય છે. પરંતુ શારીરિક શિક્ષા નહિ કરનારા આપણે ઘણી વખત બીજી એવા પ્રકારની શિક્ષાઓ કરીએ છીએ કે જેથી વિદ્યાર્થીને ઘણી વધારે હાનિ થાય.

વિદ્યાર્થીને મ્હેણું મારવું કે વિદ્યાર્થીનો સામાજીક બહિષ્કાર કરવો કે વિદ્યાર્થીનો કંઈ પણ દંડ કરવો કે વિદ્યાર્થી પાસે સંસ્થાનું વધારાનું કામ કરાવવું કે વિદ્યાર્થીને મોટા સમૂહની વચ્ચે શરમાવવો એ બધી શારીરિક શિક્ષા કરતાં પણ ઘણી વધારે ભયંકર શિક્ષાઓ છે; અને જેટલી ચીવટથી તથા આગ્રહથી આપણે શારીરિક શિક્ષાનો બહિષ્કાર કરીએ તેટલા જ આગ્રહથી શિક્ષાના ભયંકર પ્રકારોનો પણ બહિષ્કાર કરવો ઘટે છે. કેટલાંક છાત્રાલયોમાં આ જાતના શિક્ષાના પ્રકારો ખૂબ પ્રચલિત હોય છે. શાક કે દૂધ દંડ કરવું અથવા તો સામાજીક શરમ નીચે દબાવવો એ તો સર્વ સામાન્ય દેખાય છે. આવી જાતની શિક્ષાઓથી વિદ્યાર્થીના મનમાં એક પ્રકારની ગાંઠ પડી જાય છે. આવી ગાંઠ વાળેલો વિદ્યાર્થી અનેક જાતની અવ્યવસ્થાઓ છાત્રાલયમાં જાણે અજાણે પણ ઉભી કર્યા જ કરે છે.

અવ્યવસ્થાના પ્રસંગોએ કોઈ પણ પ્રકારની વિદ્યાર્થીને શિક્ષા ન કરીએ તેમ જ તેણે ઉભી કરેલી અવ્યવસ્થા માટે ઉતાવળમાં અનુમાનો કરીને કોઈ પણ પ્રકારના દોષારોપણના માર્ગે ન ચડી જઈએ તો અવ્યવસ્થા અટકાવવાનાં સાધનો આપણને જરૂર હાથ લાગવાનાં છે.

હરભાઈ

## આંકડા રાખીએ

૧ કેટલા વિદ્યાર્થીઓની આંખો ખરાબ છે.
૨ કેટલા વિદ્યાર્થીઓના કાન વહે છે.
૩ કેટલા વિદ્યાર્થીઓના ગળાના કાકડા સૂજી ગયા છે.
૪ કેટલા વિદ્યાર્થીઓને ખસ, ધાધર કે એવા નજીવા ગણાતા ચામડીના રોગો થાય છે.
૫ કેટલા વિદ્યાર્થીઓને ઉંધા સુવાની અથવા તો ચત્તા સૂવાની ટેવ છે.
૬ કેટલા વિદ્યાર્થીઓનાં ઊંઘની વખતે આંખો કે મ્હોં ઉઘાડાં રહે છે.
૭ કેટલા વિદ્યાર્થીઓને ઊંઘમાં બબડવાની ટેવ છે.
૮ કેટલા વિદ્યાર્થીઓને ઊંઘમાં આળોટવાની ટેવ છે.
૯ કેટલા વિદ્યાર્થીઓને ઊંઘમાંથી ઝબકી જવાની ટેવ છે.
૧૦ કેટલા વિદ્યાર્થીઓ બપોરના ઊંઘવાની ટેવવાળા છે.
૧૧ કેટલા વિદ્યાર્થીઓ મોડી રાત સુધી જાગે છે.
૧૨ કેટલા વિદ્યાર્થીઓ મરજતા નથી.
૧૩ કેટલા વિદ્યાર્થીઓને ખાવાનું પચતું જ નથી.
૧૪ કેટલા વિદ્યાર્થીઓને સ્વપ્નદોષ થાય છે.

**કાર્યાલય તરફથી:—**

ક ચાલુ માસ દરમ્યાન નીચેની સંસ્થાઓ તરફથી મંડળ સાથે જોડાણનું ચાલુ સાલનું લવાજમ મળ્યું છે.

૨૨ શ્રી સાબ્રમતી વિદ્યાર્થીભુવન વિજાપુર—ગુજરાત

ખ એક ભાઇએ પોતા તરફથી આવતા વર્ષમાં પાંચ અંત્યજ આશ્રમોને છાત્રાલય મોકલવા માટે રૂ. ૫) મોકલી આપ્યા છે, તે માટે તે ભાઇને ધન્યવાદ ઘટે છે. આવી બીજી મદદો આપવાનાં વચનો મળે તો પછાત વર્ગ માટે છાત્રાલય મફત મોકલી શકાય.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. લીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

છાત્રબંધુઓ,

અમદાવાદમાં ભરાનાર આગામી છાત્રાલય સંમેલન સાથે જ છાત્રસંમેલનની બેઠક ભરવાનું પણ નક્કી થયું છે. છાત્રોની દૃષ્ટિએ છાત્રાલયોની વિચારણા થવી આવશ્યક છે. આપણી સુખદુઃખની કથનીઓ, આપણી મૂંઝવણો અને તરુણ જીવનના અનેક પ્રશ્નો આપણી દૃષ્ટિએ વિચારવા અને ઉકેલવા આપણને અનિવાર્ય લાગે છે. આપણા અંતરના મનોભાવો—જુવાન હૃદયનો થનગનાટ આપણે ગૃહપતિઓ અને છાત્રાલયના સંચાલકો પાસે વ્યક્ત નથી કરી શકતા. તેઓ તેમના કાળના કાટ ખાધેલાં ચશ્માંમાંથી આપણા નવયૌવનને પારખી નથી શકતા. આ બધુંયે હાલવવા ને હૈયાની ગૂંચો ઉકેલવા આપણે બધા ભેગા થઇએ, સંગઠન કરીએ અને છાત્રો એટલે જ છાત્રાલયો છે, એમની ઉપેક્ષા કરીને કોઇ છાત્રાલય પ્રગતિ કરી શકવાનું નથી તે જાહેર કરવા આજથી જ દરેક છાત્ર અમદાવાદ આવવા તૈયાર થઇ રહે. દરેક છાત્રને છાત્રાલયને લગતા કોઇ પણ વિષય ઉપર નિબંધ મોકલવા ખાસ ભલામણ છે.

ગૃહપતિ ભાઇઓને પણ અમારી પ્રાર્થના છે કે પોતાના છાત્રાલયમાંથી ઓછામાં ઓછા બે પ્રતિનિધિઓ અવશ્ય મોકલે. છાત્રમિત્રો, અમે ઇચ્છીએ કે આ વખતે ગૂજરાતના પાટનગરમાં ગૂજરાતના દરેક છાત્રાલયના પ્રતિનિધિઓ ટોળાબંધ ઉતરી પડે.

પત્રવ્યવહાર માટે સહી કરનારને લખો.

| | |
|---|---|
| મંત્રી, છાત્રસંમેલન<br>ગુજરાત વિદ્યાપીઠ<br>અમદાવાદ | વીરસુત મહેતા<br>ભાઇલાલ શાહ<br>મંત્રીઓ. |

## લોકશિક્ષણનો અમોઘ માર્ગ

રેલ્વે ટ્રેનનું એક નાનકડું સ્ટેશન આવ્યું. હું જે ડબામાં બેઠો હતો તેમાં માણસોની ઠઠ જામી હતી. ગાડીનો ઉપડવાનો વખત થયો તે વખતે એક બાર તેર વર્ષના બાળકે અમારા ડબાનું બારણું ઉઘાડ્યું અને ડબામાં પ્રવેશ કર્યો. તુરત જ ગાડી ઉપડી.

"ગુરુજી, એ ઠેકાણે જગ્યા છે ? નહિતર પછી હું અહીં જ બેસી જાઉં." જરા દૂરની પાટલી ઉપર બેઠેલા આધેડ વયના એક ખાદીધારી ગૃહસ્થ સામે નજર કરી બાળકે પૂછ્યું.

"અહીં થોડી જગ્યા તો છે; પણ ત્યાં જગ્યા હોય તો ત્યાં જ બેસી જાઓ."

"ઠીક ત્યારે, હું અહીં જ જગ્યા કરી લઇશ."

પોતાની નજીકની પાટલી ઉપર બેઠેલા ઉતારૂઓને થોડીએક જગ્યા કરી આપવાની બાળકે વિનંતિ કરી. માણસો થોડા થોડા ખસ્યા અને બાળક સમાઇ ગયો.

"તારૂં નામ શું ભાઇ ?" એક પુખ્ત ઉંમરના માણસે બાળકને પ્રશ્ન કર્યો.

"મહાદેવ."

"કેવો છો ?"

"અંત્યજ–ઢેઢ."

'અંત્યજ' શબ્દ સાંભળતાં જ આખો ડબો ચમકી ઉઠ્યો. જે લોકો મુંગા બેઠા બેઠા પોતપોતાના વિચારમાં મશગુલ હતા તે તાકી તાકીને એ બાળક સામે જોવા લાગ્યા. અંદર અંદર વાતોએ વળગેલા લોકોની વાતો બંધ થઇ ગઇ અને સર્વનાં મ્હોં આ અંત્યજ બાળક તરફ વળ્યાં. દૂર ઉભેલા એક બ્રાહ્મણ વૃદ્ધે રાડ પાડીઃ "એ છોકરા, આ ડબામાં કેમ આવ્યો ? તારા ડબામાં બેસવું હતું ને ?"

એક રજપૂત બાઇએ ત્રાડ પાડીઃ "એ નરકના કીડા, બીજાને શા સારૂ નરકમાં નાખે છે ?"

એક વાણિયે કટાક્ષ કર્યોઃ "એલા, નામે અને દેખાવે તો ઢેઢ નથી લાગતો !"

એક ચુસ્ત સનાતનીએ રસ્તો કાઢયોઃ "આવતા સ્ટેશનથી તારા

ડબ્બામાં ચાલ્યો જજે, નહિતર હાડકાં ખોખરાં કરી નાખીશ."

પેલા ગૃહપતિ અત્યાર સુધી શાંત બેઠા હતા અને બધું સાંભળતા હતા તે ધીમેથી બોલ્યાઃ "ભાઇઓ, એ નાના બાળકને શા માટે વઢો છો? આ ડબ્બામાં હું બેઠો છું માટે એ પણ અહીં જ આવેને."

"શા માટે?" વૃદ્ધ બ્રાહ્મણે ડોળા કાઢ્યા.

"કારણ કે એ મારો વિદ્યાર્થી છે."

હવે બધાની આંખો પેલા ગૃહપતિભાઇ તરફ વળી. ગૃહપતિભાઇ મને ઓળખતા હતા. તેમણે એક સૂચક દૃષ્ટિ મારા તરફ નાખી. તે મારા તરફથી કંઇ અપેક્ષા રાખતા હોય એમ મને જણાયું.

"આપણી કસોટીના આ પ્રસંગો કહેવાય. જોજો નિષ્ફળ ન જતા" હું માત્ર એ બે વાક્ય જ બોલ્યો. પણ ત્યાં તો ડબ્બામાં બેઠેલી બ્હેનોએ ગૃહપતિ ઉપર ગાળોનો મારો ચલાવ્યો.

"રોયો, કોઇ ખાટકી લાગે છે!"

"વાંઝીયો, પોતે તો વટલાયો પણ હવે બીજાને વટલાવવા નીકળ્યો છે!"

"એ પીટ્યા ભંગીયા, કયો છે ઇ તો કહે?"

"બ્રાહ્મણ? હાય હાય! ઈ બ્રાહ્મણ હોય જ નહિ. રોયો ખોટું બોલે છે, ખોટું!"

પુરુષોના સૂર પણ અંદર ઉમેરાવા લાગ્યા.

'એલા માસ્તર, સાચે જ બ્રાહ્મણ છો?"

ગૃહપતિભાઇએ ડોકું ધુણાવીને હા કહી અને કંઇ પણ બોલ્યા વિના સહેજ હસ્યા.

"તે પેટ નહોતું ભરાતું તો ફોડી નાખવું'તું ને?"

એક ભણેલા જેવા દેખાતા જુવાને વળી ટકોર કરીઃ "સારૂં થયું બિચારાએ એક ભવમાં જ બે ભવ કરી લીધા! હવે એને ભંગીનો અવતાર લેવાપણું રહ્યું."

ત્યાર પછી તો અવાજો એટલા બધા વધી પડ્યા કે કશું સમજવું જ મુશ્કેલ હતું. માત્ર એક વાણિયાનો ઉંચેથી બોલાએલો સ્વર સંભળાયોઃ "આ ડબ્બામાં જો કોઇ ગરાસિયો હોતને, તો સાળા ભામટાનું માથું જ ફોડી નાખત!"

ગાળોનો મારો એક સરખો ચાલુ જ હતો. લોકો પેલા બાળકથી સહેજ ખસી ગયા હતા અને ગૃહપતિભાઇ શાંતિથી બેસી રહ્યા હતા. પંદરેક

મિનિટ આમ ને આમ પસાર થઇ ગઇ. પછી તો આખા ડબ્બામાં જુદી જુદી મંડળીઓ પડી ગઇ. સૌ સૌને ફાવે તેવી સ્પર્શાસ્પર્શ ઉપર ચર્ચા કરતા લાગ્યા. આખા ડબ્બામાં નહિ બોલનારા અમે ત્રણ જણા—હું, પેલા ગૃહપતિભાઈ અને પેલો બાળક.

પંદર મિનિટ પછી બીજું સ્ટેશન આવ્યું. અંત્યજ બાળકને, ગૃહપતિભાઇને તથા મારે એ જ સ્ટેશને ઉતરી જવાનું હતું તેથી આગળ જતાં જે સંયમ-મજા લૂંટવાની મળત તે અમને ન મળી. અમે ત્રણે જણા ઉતરી ગયા. ડબ્બાના તમામ લોકોએ અમે ઉતરતા હતા ત્યારે પોતાના પગ ઉંચા લઇ લીધા અને લૂગડાં સંકોર્યાં !

થોડોક રસ્તો અમારે બન્નેને સામાન્ય હતો તેથી અમે થોડીએક વાતો કરી શક્યા. મેં પૂછ્યું: " આજે તો તમારે માથે ઠીક થઇ."

" ના રે ના. આવું તો ઘણીએ વખત બને છે. મારે તો અવાર નવાર આ શહેરમાં જવાનું બને જ છે અને મારી સાથે એકાદ વિદ્યાર્થી પણ હોય જ છે."

" પણ ભાઇ. આ વખતે તો મને હદ થઇ જણાય છે. મારી ધીરજ તો વચ્ચે વચ્ચે ખૂટી પડતી હતી."

" એમ પણ નથી. કેટલીક વખત તો આથી પણ આકરા પ્રસંગો બને છે."

" તો કોઇ વખત વિદ્યાર્થીને ઉતારી મૂકે ખરા કે ?"

" ના રે! એ હિંમત મેં હજી સુધી કોઇનામાં જોઇ નથી. બહુ બહુ તો ગાર્ડને બોલાવે. પણ આવા સ્વચ્છ અને શિક્ષિત બાળકને ડબ્બામાંથી ઉતારવો—અને તે પણ હું સાથે હોઉં ત્યારે, એ ગાર્ડને માટે પણ આકરું પડે ને !"

" તો એવા કોઇ પ્રસંગે તમારે કોઇ સાથે વઢવાડ થઇ જાય ખરી કે ?"

" ના. આવા લોકોને કેળવવાનો મને એક જ માર્ગ હાથ લાગ્યો છે— ધીરજ અને સહનશીલતા. અને એ માર્ગ ખરેખર અમોઘ છે. આ મારા ગામમાં પણ પહેલાં ખૂબ વિરોધ થતો. માણસો ગાળો દેતા, મારી નાખવાની ધમકી પણ દેતા અને કેટલાક તો સાક્ષાત્ હુમલો પણ કરતા. એ બધા પ્રસંગોએ મેં કદિ પણ ધીરજ ખોઇ નથી અને મારાથી બન્યું તેટલું સહન કર્યું છે. હવે તો ગામનો વિરોધ ઘણો શમી ગયો છે અને કેટલી કુમારીઓ પણ મળી ઓછી થઇ ગઇ છે."

એટલામાં તો તેમના આશ્રમનો માર્ગ ફંટાયો અને અમે છૂટા પડ્યા.

હરભાઈ.

## આપણું સંમેલન

છાત્રાલય સંમેલન એ આપણી વાર્ષિક પર્વણી છે. તે દિવસે આપણે બધા ભેગા થઈને વિચારોની આપ લે કરીએ છીએ. કુટુંબવાળાને જેમ બધાં જ શાસ્ત્રોનો ઓછો વધતો ખપ હોય છે તેમ છાત્રાલયોને પણ છે. જીવનનાં જેટલાં અંગો છે તેટલી બાજુએ છાત્રાલયના સવાલોનો વિચાર કરવો પડે છે, અને જેટલી દષ્ટિએ જીવન નીહાળી શકાય છે તેટલી જ દૃષ્ટિએ છાત્રાલયના સવાલોનો પણ નિર્ણય કરી શકાય છે.

સંમેલનમાં એક જ વૃત્તિના લોકો ભેગા થાય એ ઠીક નથી. ભિન્ન ભિન્ન આદર્શો, ભિન્ન ભિન્ન અનુભવો અને ભિન્ન ભિન્ન ઉપાયવાળી વ્યક્તિઓ ભેગી થાય, ચર્ચા કરે, સાધક બાધક પ્રમાણો રજુ કરે, નિર્ણય ઉપર અવાય તો નિર્ણય કરે નહિ તો મતભેદોનાં મૂળ જાણી લઈ પોતપોતાના વિચારો સ્પષ્ટ કરે અને પાછા જઈ એક બીજાના અનુભવનો શાંતપણે વિચાર કરે. આપણે દલીલોથી ભાગ્યે જ કોઈને ખાતરી કરાવી શકીએ છીએ. ખાતરી થવાની હોય તો તે અનુભવથી જ થઈ શકે છે. પણ અનુભવ આંધળો હોય તો એ અનુભવથી પણ કશો લાભ નથી થતો. અનુભવમાંથી સાર કાઢવા માટે ચિંતનની જરૂર છે, ઉત્સાહની જરૂર છે. એ બન્ને સંમેલનની ચર્ચામાંથી વધારેમાં વધારે મળી શકે છે. જેઓ વિચારમાં ઘરડા છે તેઓ કશું છોડી શકતા નથી, કશું નવું લઈ શકતા નથી. પાકે ઘડે કાંઠો ચડતો નથી પણ એવા દુર્દૈવી લોકો સમાજમાં ન જ હોવા જોઈએ. જેઓ હોય તેઓ છાત્રાલયો જેવી જીવંતી સંસ્થા ચલાવવાનું માથે લે જ નહિ. કેટલાકને ફક્ત ગફલતને લીધે જ ઘડપણ આવેલું હોય છે. સંમેલનમાં વિચારનું ઘર્ષણ થાય અને મંથન જોવામાં આવે એટલે ઘડપણ સહેજે ઉડી જાય છે અને નવેસરથી નવા પ્રયોગો અજમાવવાની દૃષ્ટિ અને ધીરજ આવી જાય છે.

છાત્રાલય સંમેલનની ચર્ચા એ કાંઈ દળબંધી લડત નથી. એ તો મિત્રાચારીની પરસ્પર મદદ છે. એમાં રાજ્ય કરવાપણું કે ગુમાવવાપણું નથી. સમાજના હિતનો વિચાર કરીને જુદા પડવાનું હોય છે. સમાજમાં આળસ, જડતા, કટાઈ ગએલી પરંપરા અને સંકુચિતપણાનું રાજ્ય ચાલે છે એ રાજ્ય જરૂર આવાં સંમેલનથી તૂટવાનું છે, એવા રાજ્યમાં રહેનાર અને એવું

રાજ્ય ચલાવનાર પણ એ રાજ્ય અખંડ ચાલે એમ નહિ ઇચ્છે. એટલે સૌ કોઇ છાત્રાલય સંમેલનમાં ભાગ લેશે એવી ખાતરીપૂર્વક ઉમેદ રખાય.

આવાં સંમેલનમાં ગૃહપતિઓ અને કેળવણીકારો જ આવે એમ નથી. વિદ્યાર્થીઓનાં માબાપ અને વાલીઓ માટે પણ આ સંમેલન છે જ. શરૂઆતમાં તેઓ મોટે ભાગે પ્રેક્ષકનો જ ભાગ ભજવશે, અને પોતાનાં બાળકો માટે છાત્ર સંસ્થાના તંત્રો શું શું કરી રહ્યા છે અને વિચારી રહ્યા છે એ સમજી લેશે. પછી તો એ જ સંમેલનમાં તેમને પણ ચર્ચામાં ભાગ લેવાનું રહેશે જ. જેટલા વર્ગ તેટલાં અલગ અલગ સંમેલનો કરીશું તો મૂળ સંમેલનનો તો છેદ જ ઉડાડવો પડે. એમ કરવું જ પડે તોયે તેને હજી ઘણાં વર્ષો છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.

## બહાદુર (?) ફણીન્દ્ર

ફણીન્દ્ર ઘણો અભિમાની હતો. મૂછોનો દોરો હજી પૂરો ફૂટયો ન હતો છતાં હાથ મ્હોં ઉપરથી ખસતો જ નહોતો. ઉધરસ નહોતી થઇ છતાં તે ખોંખારા માર્યા જ કરતો. હાથમાં લાકડી હોય તો કાં તો ભીંત પર પછાડે નહિતર વિના કારણ ઝાડ નીચે સૂતેલા કૂતરાને મારે. તેને પોતાની હિંમતનું ઘણું અભિમાન હતું.

છાત્રાલયના નાના વિદ્યાર્થીઓને તે ધમકાવતો અને ડગાવતો. ફલાણાને મેં આમ કર્યું હતું અને ફલાણાને તેમ કર્યું હતું એમ કહી દબડાવતો. જેની તેની સામે ડોળા તો કાઢયા જ કરતો. અને એવી બડાશ તો હાંકયા જ કરતો કે "મારા જેવો કોઇ હિમ્મતબાજ નહિ. અમારા ગામની ભૂતની આંબલીએ હું એકલો જતો ને પાછો આવતો ને શેરીમાં કોઇના ભાર નહિ કે મારી સામે બોલી શકે! ને નિશાળમાં હતો ત્યારે કપકને મારતો." ઘણા છોકરા બિચારા ડરતા. તેને માન આપતા. ફણીન્દ્ર તેમની પાસેથી કોઇ કોઇ વાર સાબુ, કોઈ કોઇ વાર પેન્સિલ ને ઘણી વાર પેંડામાં ભાગ પડાવતો.

એક દિવસ મહેન્દ્રને ચાટી ગઇ. "આ ફણીન્દ્રનું પાણી એક દિવસ તો ઉતારીએ. બધાને ડરાવે છે ને બહાદુરીની મોટી મોટી વાતો કરે છે તે એક દિવસ ખબર તો કાઢીએ!"

મહેન્દ્ર, વિનાયક અને નરેન્દ્ર ત્રણે જણ ભેગા થયા. ને વિચાર કર્યો. ફણીન્દ્ર નાના વિદ્યાર્થીની પાસે બેઠો બેઠો ડંફાસ હાંકતો હતો ત્યાં ગયા ને

બોલ્યાઃ "છે મોઢે બહાદુર અને ખાધી છે કોઈની માયે શેર સૂંઠ કે આજે રાત્રે નાગી માતાની ટેકરીના થાંભલા ઉપર ત્રણ સાથિયા ને એક ત્રિશળ કરી આવે?"

મહેન્દ્ર બોલ્યોઃ "નહિ શું હોય! આ ફણીન્દ્ર બેઠો છે."

નરેન્દ્રે વધાર્યું: "અરે, ફણીન્દ્ર તે બ્હીએ? બધાને ડરાવે છે, ને એ તે એમ ડરે?"

મનમાં તો ફણીન્દ્ર વિચાર કરી રહ્યો હતો. પણ હવે માથે આવી પડી.

વિનાયકે ઉમેર્યું: "કાં, હવે ખોંખારો કેમ નથી ખાતો? મૂછે હાથ દે!"

એક નાના છોકરાએ કહ્યુંઃ "ફણીન્દ્રભાઈ, તમે તો કોઈથી ડરતા નથીને?"

ફણીન્દ્ર ક્યાં જાય? અભિમાન તો પૂરૂં હતું. ઉપરથી ખોંખારો મારીને કહ્યું: "અરે એમાં શું છે? કહો, કેટલા વાગે જવાનું છે?"

વિનાયકે કહ્યું: "સાડા અગિયાર ને ત્રણ મિનિટે. બરાબર તે જ વખતે નાગી માતા..."

નરેન્દ્રે કહ્યું: "અરે બોલ મા. બ્હીશે બિચારો."

મહેન્દ્રે કહ્યું: "અરે, બહાદુરનો બેટો છે એ તો! કેમ ફણીન્દ્ર?"

ફણીન્દ્ર મનમાં તો પાછો પડ્યો પણ વળી રોફ કર્યોઃ "અરે, એમાં શો ભાર છે? હમણાં જઈ આવું."

છાત્રાલયમાં બધા ફણીન્દ્ર પાસે ભેગા થયા હતા. મહેન્દ્રે અને વિનાયકે મોટું હો હો કરી મૂક્યું હતું. બધા ફણીન્દ્રની આસપાસ બેઠા હતા.

"કાં ફણીન્દ્ર કેમ છો?" વિનાયકે કહ્યું.

ફણીન્દ્રના હાંજા ગગડી ગયા હતા.

વિનાયકે ટોણો માર્યોઃ "કેમ જવું છે કે ભાઈ મીના ભણવી છે?"

નરેન્દ્રે કહ્યું: "હવે મૂછે તા' દેશો કે?"

એક નાના છોકરાએ કહ્યું: "કાં, હવે ડોળા કેમ નાના થઈ ગયા?"

શામલાલે પડખે ચડીને ઉમેર્યું: "હવે તમે ડરાવી રહ્યા અમને!"

વિનાયકે કહ્યું: "ફણીન્દ્ર! કહો, બીકણ કે બહાદુર?"

ફણીન્દ્ર કહેઃ "ભાઈશા'બ, બીકણ. સાડી સત્તર વાર બીકણ."

મહેન્દ્રે કહ્યું: "કેમ, નાના છોકરાઓને ડરાવશો કે?"

"ના ભાઈ, નહિ ડરાવું."

વિનાયકે કહ્યું: "હવે સૂઈ જાઓ."

પ્ર.

# છાત્રાલયનાં ખર્ચાળ રસોડાં

'છાત્રાલયનાં ખર્ચાળ રસોડાં' એ વિષય ઉપર ભાઇ કલ્યાણરાયે જે લેખ લખ્યો હતો તે લેખ વાંચ્યા પછી એક ગૃહપતિ મિત્રને થોડાએક વિચારો સૂઝ્યા. એ વિચારો એમણે મારા ઉપર લખી મોકલ્યા છે. લેખક મિત્રને પણ છાત્રાલયનો અનુભવ ઠીકઠીક છે તેથી તેમણે વિચાર અને આચારની દૃષ્ટિથી જે મુશ્કેલીઓ રજુ કરી છે તે જરૂર આપણને વધારે વિચારવા જેવી છે, તેથી અહીં પ્રગટ કરીએ છીએ.

છાત્રાલયને લગતા વિવિધ પ્રશ્નો ઉપર આ પ્રકારના વિચારવિનિમય થયા કરે તે અત્યંત ઇષ્ટ છે અને તેથી સર્વ ગૃહપતિભાઇઓને પોતાના અનુભવો અને વિચારો લખી મોકલવા અમારી વિનતિ છે.

હરભાઈ.

શ્રી. હરભાઈ,

છાત્રાલય પત્રિકા નં. ૭માં શ્રી. કલ્યાણરાય નથુભાઇ જોષીનો "છાત્રાલયનાં ખર્ચાળ રસોડાં" એ સંબંધી લેખ મેં વાંચેલ છે. વાંચીને મને જે વિચારો આવ્યા હતા એ તમને લખી જણાવું છું જો કે આજે તો એને દોઢ માસ થવા આવ્યો છે. તુરત જ લખવા ઇચ્છતો હતો પણ કામ ઘણું રહે છે. આજે તો બીજા કામને ભોગે પણ લખી નાખવા બેઠો છું.

એક તો એ લેખ તમે બરાબર વાંચ્યો જ હશે. એમના બધા વિચારો તમને બરાબર લાગે છે?

બીજું એમાં ઉણપ જણાઇ હોય તો તે કઇ છે?

તમારા આ વિષેના વિચારો સ્વતંત્ર રીતે દર્શાવ્યા હોત તો સરખામણી કરી માર્ગ કાઢવો વધારે અનુકૂળ થઈ પડત.

મને નીચેના વિચારો આવ્યા હતા.

લેખકના લખવા ઉપરથી લાગે છે કે અભ્યાસપદ્ધતિ–વ્યવસ્થા આલાચાર વગેરે આ ને આ જ રહે છતાં એમાં ઝીણવટ, દેખરેખ, ચોકસાઈ, કરકસર વગેરેથી ફેરફાર થઇ શકે. મૂળ પદ્ધતિ અથવા પાયો જ ખરાબ છે ને એમાં જ ફેરફાર થવાની પ્રથમ જરૂર છે. સડેલ મૂળને સુધારવાના ઉપાય શોધવાને બદલે તેઓ પરબાર્યા ડાળાં પાંદડાં સુધારવા ઉપર ગયા છે. કાં તો આ વસ્તુ તેમના લક્ષમાં નથી આવી, અથવા આવી હશે તો એનો ઉપાય અઘરો ને તુરતમાં ન ફળ આપે એવો લાગવાથી છોડી દીધો છે. એમણે

બતાવેલ રસ્તો તુરતમાં ફળ આપે તેવો છે પણ સમગ્ર જીવનની દૃષ્ટિએ એની અસર ઉપલક જણાય છે.

"ઉપાય શો?" એમ કરીને લખ્યું છે એમાં "છાત્રો પોતાની રસોઇ પોતે વારાફરતી કરે તો રસોયાની મોટી દલાલીના ભારમાંથી પોતાના વાલીઓને બચાવી શકે." એમ બતાવ્યું છે.

આ બની શકે એવી વાત છે? કેવી રીતે બને? વિદ્યાર્થીઓ શું રાંધે ને કેમ રાંધે? રાંધવાની આવડત સહેજે મળી જાય એવી સહેલી નથી. વળી એકાદ દિવસ રાંધી ખાવું હોય તો ઠીક, પણ કાયમ હાથે રાંધી ખાવું આકરૂં પડી જાય. આ તો વળી બીજા દસ બાર જણને રાંધી ખવરાવવું! અનુભવ હોય એને ખબર પડે કે તાપ ન થતો હોય, પુષ્કળ ધૂમાડો હોય, આંખમાંથી આંસુ પડતાં હોય ત્યારે રાંધવાનું કેવું મીઠું લાગે! ચોમાસાની હેરાનગતિ તો જુદી જ!

ભાખરી, શાક, ખીચડી, રોટલા ને રોટલી જેવી સાદી રસોઇ ઉપર બરાબર કાબેલિયત મેળવતાં બે વર્ષ સહેજે જાય છે ત્યારે મિષ્ટાન્ન ને સારાં દાળ, ભાત, શાક, રોટલી ઉપર હાથ જામતાં તો ત્રણ ત્રણ વર્ષ તો લાગે. પણ માનો કે હમેશ દાળ, ભાત, શાક, રોટલી, અથાણાં, રાયતાં વગેરેની જરૂર નથી; એ તો સાદી રસોઇ કરીને ચલાવી લ્યે. વિચારીને કહો કે રોટલો, શાક, ખીચડી, ભાખરી વગેરેથી ચલાવી લેવા કેટલા વિદ્યાર્થીઓ તૈયાર હશે? એમને બીજાનું જોઇને અસંતોષ નહિ થાય કે? વિદ્યાર્થીઓને જમવામાં સ્વાર્થવૃત્તિ મુખ્ય હોય છે. જમવું એ શરીરના પોષણ માટે જ છે, સ્વાદની જરૂર નથી વગેરે વાત એમને એ અવસ્થાએ ગળે ન ઉતરે તેવી છે.

રાંધવા પાછળ અનેક વસ્તુઓ ઉભી છે. નિયમિતતા જોઇએ, વ્યવસ્થા જોઇએ, ચીવટ જોઇએ, ખંત ને ઝડપ જોઇએ. 'એક તોલડી તેર વાનાં માગે.' એમ રાંધવા પાછળ જે જે સાફ વસ્તુઓ જોઇએ એ બધી જ તૈયાર જોઇએ. ઘણી વાર ઓછી ચપળતાવાળાને વધારે આળસ થાય છે. બળતણ લાવવાની, લોટ બાંધવાની આળસ થાય છે-ને અર્ધો પોણો કલાક સહેજે ચાલી જાય છે. જમ્યા પછી બધું વ્યવસ્થિત કરવાની આળસ થઇ જાય છે. જેમણે વાંઢાનું ઘર ને એનું રસોડું જોયું હોય એમને એ ખ્યાલ આવી શકે.

પણ જો વિદ્યાર્થીઓમાં વ્યવસ્થા હોય, નિયમિતતા હોય, અન્ય બીજી જે જે મદદની જરૂર હોય એ મળતી હોય, એ ઉપરાંત અત્યારની જીવન-પ્રથા (સામાજીક-ધોરણ)-ભણતરનો બોજો હળવો થાય તો વિદ્યાર્થીઓ જરૂર

આ કરી શકે. હર્ષથી કરે એમાં જરાએ શંકા નથી.

ઉચ્ચ નીચની માન્યતા, અસમાનતા, એટીકેટ, બાહ્યાચાર વગેરેના પડઘા છાત્રાલયમાં પણ પડે છે. અભ્યાસની કૃત્રિમતા ને બોજો હદ વિનાનાં છે. આવી સ્થિતિમાં વિદ્યાર્થીઓ હાથે રાંધે કે રાંધી ખવરાવે એ બની શકે એવું નથી. કોણ રાંધવા તૈયાર થાય? કોણ પોતાનો સમય ખોવા તૈયાર થાય? સૌને પરીક્ષાનો રાક્ષસ ડરાવતો હોય, સૌને માર્ક લલચાવતા હોય, સૌને પોથાંમાં જ પોતાનું જીવનધ્યેય ને જીવનકર્તવ્ય સમાએલાં લાગતાં હોય.

બીજો ને ત્રીજો ઉપાય એ બની શકે તેમ છે. પણ ડોશી ખડતલ જોઇએ, એની દેખરેખ રાખનાર કોઇક જોઇએ, એની પાસેથી કામ લેનાર કોઇ ઉસ્તાદ જોઇએ; નહિતર એ તો ઉલટું ભારે પડી જાય. ગરીબ વિદ્યાર્થીઓને પોતાના અભ્યાસને ભોગે કામ કરવું ખૂંચશે નહિ કે? પરીક્ષક રસોડામાં મદદ કરવા બદલ એને જુદા ને સહેલા પ્રશ્નપત્રો નથી આપવાનો!

એ કરતાં એક વધારે સારો ઉપાય છે. તે એ કે ડોશીને માની જેમ ગણી લ્યે. માદીકગનું કુટુંબ વસે એટલા જ ભાવથી દસ બાર વિદ્યાર્થીઓ ટોળું મળીને રહે ને આદર્શ સંયુક્ત કુટુંબના ભાવથી રહે તો બધું કામ સરળ થાય. ડોશીને બધું પોતાનું જ લાગે. સૌ વિદ્યાર્થીઓ ફરજ સમજીને અમુક કામ વહેંચી લ્યે. આમ થાય તો જીવનમાં રસ આવે, ભણતર હળવું થાય ને ખર્ચમાં ઘટાડો થાય. આવો ભાવ કેળવવો વિદ્યાર્થીઓના હાથમાં છે.

ચોથો ઉપાય બહુ વ્યવહારૂ નથી લાગતો. અત્યારે તો ભાગ્યે જ કોઇ એવો વાલી હશે કે સંસ્થાના કામ માટે પોતાનો વખત આપે ને ત્યાં જઇ આવી વ્યવસ્થામાં મદદ કરે. એકાદ સંસ્થાને મળી રહે પણ બધે બની શકે એવી અત્યારની સ્થિતિ નથી. આવી દેખરેખનો ભાર તો ગૃહપતિ અથવા મંડળના એકાદ સભ્ય માથે જ રહેવાનો.

"છાત્રાલયનાં રસોડાંનું ખર્ચ કમી કરાવવાની વૃત્તિથી વિદ્યાર્થીઓની સેવા કરવા કોઇ મંડળ સ્થપાય તો સભ્ય માટે કામના ઢગલા પડ્યા છે." આનો અર્થ તો એમ થયો કે જે મૂળમાં સડો લાગ્યો છે એ સુધારવાને બદલે રોગનાં બાહ્યચરિતો ઉપર મલમપટ્ટા કરવા લાગી જવું. મૂળ સડો જ શા માટે પ્રથમ દૂર ન કરવો? મૂળ ભૂલ અવગણીને ચાલતાં ભૂલોની પરંપરા ઉભી થઇ છે. એને માટે અનેક થીગડાં દીધે જ જઇએ છીએ પણ આરો નથી આવતો. મૂળ સુધારવાથી આપોઆપ બધું સરખું થઇ જવાનું.

"ભાર બહુ વધી પડ્યો છે." "આપણા વિદ્યાર્થીઓ આ ભારના બોજામાં ઘણે અંશે સ્વમાનની લાગણી ગુમાવવા લાગ્યા છે." દેશના સમજુ ને કેળવાએલ માણસો પાસેથી પણ સ્વમાનની લાગણી સરી પડે છે, ત્યારે વિદ્યાર્થીઓને શો દોષ દેવો! દેશનું સામાજીક ને રાજકીય ચોકઠું એવું સજ્જડ ને ચોતરફનું છે કે વિદ્યાર્થીઓને એમાં બંધ બેસતા થઇ જવું પડે છે. ચોકઠું તોડ્યા વિના આ બધું ન બની શકે એવું છે. સ્વમાન–સ્વાતંત્ર્ય વગેરે ચોકઠાની બહાર રહેનારી વસ્તુઓ છે.

આપનો પરિચિત...

## હુડતુતુ

ગયા ડિસેમ્બર માસમાં ભાવનગર મુકામે કાઠિયાવાડ વિભાગનું છાત્રાલય સંમેલન ભરાયું હતું ત્યારે હાજર રહેલા ભાઇઓ પૈકી કેટલાકે પોતાનાં છાત્રાલયોમાં રમાતી દેશી રમતોને પદ્ધતિસર ગોઠવી તેનું શાસ્ત્ર નિર્માણ કરવાનું માથે લીધેલું. તે ભાઇઓ પૈકી છાયા અંત્યજ આશ્રમવાળા ભાઇ રામનારાયણ પાઠકે 'હુડતુતુની રમત' સંબંધે એક શાસ્ત્રીય લેખ લખી મોકલ્યો છે. બીજા કોઇ ભાઇઓ તરફથી હજી કશું પણ લખાણ મળ્યું નથી.

ચાલતા માસમાં અમદાવાદ મુકામે ત્રીજું છાત્રાલય સંમેલન ભરાવાનું છે તે પ્રસંગે અન્ય ભાઇઓને પણ પોતે માથે લીધેલું કામ પાર પાડવાની સ્મૃતિ મળે તેટલા માટે ભાઇ રામનારાયણનો આ લેખ અહીં પ્રગટ કરીએ છીએ. આશા છે કે બીજા પણ રમતોના શોખીન ગૃહપતિભાઇઓ દેશી રમતોને પદ્ધતિસર બનાવી આવા લેખો તૈયાર કરશે. આવા ઘણા લેખો થઈ જાય તો દેશી રમતોનું એક નાનકડું પુસ્તક તૈયાર કરી પ્રગટ કરવાની અનુકુળતા પણ સાંપડે.

**હરભાઇ.**

## હુડતુતુની રમત

### પરિચય

પાંડવોમાં ભીમસેન, કૌરવમાં દુર્યોધન, જાદવોમાં બલભદ્ર તેમ મેદાની રમતોમાં હુડતુતુ. બળ અને કળ બંને આ રમતથી આવે છે. એકેએક અવયવોને બળવાન બનાવવા સાથે ચપળતા પણ કેળવવી હોય તો હુડતુતુનું શરણુ લેવું.

આમાં શ્વાસ લઇને સામા પટમાં અડવાનું હોય છે, જેથી ફેફસાંને

યોગ્ય કસરત મળે છે. શરીરના યંત્રમાં ફેફસાંનું સ્થાન અગત્યનું છે. ફેફસાં સુધારવા માણસને હવા ખાવા જવું પડે છે. ફેફસાં બગડેલ માણસ જીવવા કરતાં મરવું વધારે પસંદ કરે છે. એટલે જે રમત આવા ઉપયોગી અંગને કેળવે છે તે રમત ખરેખર રમવા જેવી હોવી જોઇએ.

હુડતુતુ રમવાથી આંખ ગરુડ જેવી તીક્ષ્ણ થાય છે. પોતાના પટમાં ઘૂમતા દુશ્મનને સાથળના મૂળમાંથી ઉપાડી લેવા માટે નજર એકાગ્ર કરી રાખવી પડે છે. અને એ પ્રમાણે રમત દરમિયાન ત્રાટકનો યોગ સધાય છે જેને પરિણામે આંખ તેજસ્વી બને છે. આપણા બુદ્ધિપ્રધાન સમાજમાં આંખનુ મહત્ત્વ સમજાવવું પડે તેમ નથી. દસ ટકા ચશ્માંનો ભાંગીને ભુક્કો કરવો હોય તો હુડતુતુને શરણે જાઓ.

બીજી થોડીક જ રમતો છે કે જેમાં આપણાં હાડકાં ફૂણાં અને મજબુત થાય. સામા પટમાં ચડેલો ભેરૂ જ્યારે દુશ્મનના હાથમાં સપડાય છે ત્યારે એનાં હાડકાંની કેળવણી શરૂ થાય છે. એકલે હાથે પાંચ સાત દુશ્મનને હંફાવતો, શરીરને ઉંચું લીધા વિના ભૂમિ માતા સાથે ઘસડાતો જ્યારે તે મીન ઉપર પોતાનો હાથ મૂકી દે છે ત્યારે એ વિજયના સ્મરણચિહ્ન તરીકે એના ગોઠણ અને કોણી ઉપર લાલ ચંદ્રક અંકાઇ રહે છે. આમ હાડ ચામ કેળવનારી, મલ્લયુદ્ધ શીખવનારી, સાહસને વધારનારી આ રમત ખરેખર રમવા જેવી છે.

પગ તો બજારમાં બે વાર શાક લેવા જઇએ ત્યાં કેળવાઇ જાય છે એટલે એને માટે કાંઇ કહેવાનું નથી. હાથ પણ સવારથી સાંજ સુધી ઘણું કામ આપે છે. એટલે હાથ પગ મજબુત કરવાનું આ રમતનું કામ ગૌણ ગણાશે.

વ્યવસ્થિત રીતે શાંતિથી રમતો રમાવી જોઇએ એ વાત સૌને પસંદ છે. હમણાં હમણાં તો એવો પવન જ ચાલ્યો છે કે બસ શાંતિ, શાંતિ. બાલમંદિરમાં શાંતિ, ભોજનમાં શાંતિ, વર્ગમાં શાંતિ ને રમતમાં પણ શાંતિ. બહુ સારૂં; શાંતિ રાખીએ. અમારી આ માનીતી રમત પણ શાંતિથી વ્યવસ્થિત રીતે રમી શકાય છે. જો કે અમારા બાપદાદાને એની જરૂર નહોતી લાગી અને એમણે ગેરવ્યવસ્થા અને અશાંતિનાં નુકશાન હસને મ્હોંએ સહન કર્યાં છે. છતાં હવે એના બેટા બેટીઓ એ સહન કરવાની શક્તિ ગુમાવી બેઠાં છે તો આપણે શાંતિ રાખીએ. એને માટે બસ એક જ

નિયમની જરૂર હતી. તે શોધાયો. કોલંબસને અમેરિકા જડ્યો તેમ આ નિયમ જડ્યો. એ નિયમ તે આ: "બોલે તે માર."

વ્યવસ્થા માટે મધ્યસ્થ (અમ્પાયર). અને ઉભાવડીયા (કેપ્ટન) ને કાળજી રાખવી પડશે. મધ્યસ્થ એવો હોય કે તકરાર થઇ કે તરત નિર્ણય આપે. એની ચકોર આંખ અને જાદુઇ મગજ તરત જ સત્યાસત્ય પારખી લે. અર્ધી વાતે જ કળી જાય કે આ હરામખોર છે અથવા આ જૂઠો છે.

ઉભાવડીયાનું કામ સરદારનું છે. કયે વખતે કયા ભાગ ઉપરથી કયા સૈનિકે હલ્લો કરવો એની તજવીજ એણે હસ્તગત રાખવી પડે છે. એમાં એ નિષ્ફળ જાય તો રમત હારવા ઉપરાંત ગેરવ્યવસ્થા પણ એને ભાગે આવે છે.

આ રમત અમારા શ્રી ગાંધીજી અંત્યજ આશ્રમના વિદ્યાર્થીઓ આજ પાંચ માસથી રમે છે. જેમ અમે એનાં ઉપર આફરીન છીએ તેમ અમારા વિદ્યાર્થીઓ પણ આ રમત ઉપર મુગ્ધ છે. રમતમાં અયોગ્ય રમનારને કારણે ગેરવ્યવસ્થા અને અશાંતિ થાય તો તેનો દોષ અમારી આ પ્રિયતમા રમતને ન દેશો.

છેવટ આ રમત જે કોઇ યોગ્ય રીતે યોગ્ય સમયે રમશે તે બળવાન આયુષ્યવાન ક્ષમાવાન ને ધનવાન બનશે. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

**રમવાની રીત**

રમનારમાંથી બે ઉભાવડીયા (કેપ્ટન) થાય. બાકીના બબ્બે જણ ગોઠીયા થઇ પડી આવે અથવા એક કતાર થઇ સામે ઉભા રહે ને ઉભાવડીયા વારાફરતી માગી લે. એ પક્ષો પાજા એમ કહેવાય.

બન્ને પક્ષ રમતના મેદાનમાં બે પટ દોરી રાખ્યા હોય તેમાં સામ સામા ઉભા રહે.

એક પક્ષનો ભેરુ 'હુતુતુ...'* બોલતો બોલતો એક શ્વાસે સામા પટમાં જાય એટલે રમત શરૂ થાય. એક બીજા પક્ષના મરે, જીવતા થાય એમ કરતાં છેવટ બેમાંથી એક પક્ષનો એક પણ ભેરુ જીવતો ન રહે ત્યારે રમત પૂરી થઇ ગણાય.

**સંજ્ઞાઓ**

પટઃ બન્ને પક્ષને રમત માટે ઉભા રહેવાની જગ્યા.

*હુતુતુ સિવાય બીજા ઘણા શ્વાસ લઇ શકાય.

મીનઃ પટ ફરતી ચોમેર દોરેલી લીટી. એને હદ પણ કહેવામાં આવે છે.

પારોઃ બન્ને પટની વચ્ચે આડી દોરેલી લીટીને પારો કહે છે.

કાંધીઃ પાટાના ચાર ખુણાઓ.

મારઃ સામા પક્ષનો ભેરૂ પટમાં આવીને શ્વાસ પડ્યા પહેલાં જેને અડી જાય તે માર થયો ગણાય એટલે કે તે રમતમાંથી દૂર રહે.

જીવતોઃ સામા પક્ષના ભેરૂને માર કરવાથી આપણો એક ભેરૂ ઉભો થાય તેને જીવતો થયો એમ કહેવાય.

ઉભાવડીયાઃ સરખે સરખા બે રમનાર પક્ષ પાડવા માટે પ્રથમ ઉભા રહે તે.

મધ્યસ્થઃ બે પક્ષને વાંધો પડતાં સાચા ખોટાનો નિર્ણય આપવા નીમેલ માણસ.

પટ

૨૦ વિદ્યાર્થીઓને રમવા માટે નીચે પ્રમાણે પટ દોરવો જોઇએ.




પટ આથી વધારે લાંબો હશે તો રમત ચડશે નહિ. ટુંકામાં તો મજા જ નહિ પડે.

નિયમો

૧ 'કુડુડુ' બોલતો બોલતો એક પક્ષનો ભેરૂ સામા પક્ષના ભેરૂને અડીને શ્વાસ ચાલુ હોય તે દરમિયાન પોતાના શરીરનો કોઇ પણ ભાગ પાટાને અડાડી દેશે તો સામા પક્ષનો ભેરૂ માર ગણાશે.

૨ એક પક્ષનો ભેરૂ માર થતાં બીજા પક્ષનો ભેરૂ જીવતો થશે.
૩ શ્વાસ લઇને ચડનારને સામા પક્ષના ભેરૂ પોતાના પટમાં શ્વાસ મૂકાઇ જતાં સુધી પકડી રાખશે તો ચડનાર માર ગણાશે.
૪ એક સાથે બે જણ ચડે તો પાછળથી જનાર માર ગણાય.
૫ વારા ફરતી સામસામા પક્ષના ભેરૂ ચડવાને બદલે એક જ પક્ષનો ભેરૂ ફરી વાર ચડે તો તે માર થાય.
૬ પણ જે પક્ષનો ભેરૂ માર થાય તે જ પક્ષનો બીજો ભેરૂ ફરી વાર ચડે.
૭ મીનની બહાર શરીરનો કોઇ પણ ભાગ જાય તો તે માર ગણાય.
૮ પોતાનો માર થએલ ભેરૂ પટમાંથી બહાર નીકળ્યા પછી જ સામા પટમાં શ્વાસ લઇને ચડી શકાય.
૯ સામા પક્ષના ભેરૂને પોતાના પટમાંથી ધક્કો મારીને મીન બહાર કાઢવાથી સામા પક્ષનો ચડનાર ભેરૂ માર ગણાય.
૧૦ રમત ચાલુ હોય તે દરમિયાન ઉભાવટીયા સિવાય કોઇ પણ બોલે તો તે માર ગણાય.
૧૧ મધ્યસ્થનો નિર્ણય વગર આનાકાનીએ રમનારે માથે ચડાવવો જોઇએ.

નોંધઃ આ મુખ્ય નિયમો આપ્યા છે. બીજા રમત દરમિયાન ઘણા પેટા નિયમો નીકળે છે જે બાબતમાં મધ્યસ્થનો નિર્ણય એ જ પ્રમાણ લેખાય.

**પર્યાય શબ્દો**

| | | |
|---|---|---|
| મીન=નિદાનરેખા | માર=બાદ | ભેરૂ=ભિલ્લુ |
| પારો=પાણરેખા | ના માર=ના બાદ | |

## પ્રશ્નોત્તર

એક ભાઇ પ્રશ્ન પૂછે છે કે કોઇ મોટાભાઇ કે પિતા પોતાના નાનાભાઇ કે પુત્રને મારે પણ તેની શિક્ષાની પાછળ બાળકના હિતની બુદ્ધિ હોય તો તેવી હિતબુદ્ધિથી શિક્ષા થઇ શકે કે નહિ?

હજી પણ આવા પ્રશ્નો આપણા મનમાં ઉભા થાય છે તે માનસશાસ્ત્રનું આપણું કેટલું બધું અજ્ઞાન છે તેનું યથાર્થ સૂચન કરે છે.

આવો જ એક બીજો પ્રશ્ન એમ પણ પૂછાયો છે કે પ્રેમથી શિક્ષા થઇ શકે કે નહિ? પ્રેમ અને શિક્ષા પરસ્પર વિરોધી ભાવોમાંથી ઉત્પન્ન થાય છે તેથી 'પ્રેમથી શિક્ષા' એ શબ્દરચના જ ખોટી છે. પ્રેમ હોય ત્યાં શિક્ષાને સ્થાન નથી, અને શિક્ષા જે કોઇને પણ જે સમયે કરવામાં આવે તે

એમ જ્યારે દલીલ કરવામાં આવે છે ત્યારે તો હદ થઇ જાય છે! આપણે હવે સમજી લેવું જોઇએ કે વિદ્યાર્થીને શિક્ષા કરવામાં તેનું હિત નહિ પણ ભારે મોટું અહિત સમાએલું છે.

આપણી દષ્ટિને ખરાબ લાગે તેવું એક કામ વિદ્યાર્થી કરે છે. એ કામને આપણે આપણી દષ્ટિથી જોતા હોઇએ છીએ તેથી આપણને તે ગુન્હો લાગે છે, અને તેવા ગુન્હા બદલ આપણે તેને શિક્ષા કરવા પ્રેરાઇએ છીએ. આનું પરિણામ શું આવે છે તે જોઇએ.

પહેલાં તો પોતે જે કામને નિર્દોષ માન્યું છે તેને શા માટે સદોષ ગણવામાં આવે છે તે તેને સમજાતું નથી. આપણે પણ તે વખતે ક્રોધાવિષ્ટ થયા હોઇએ છીએ તેથી તેને સમજાવવાનો કશો પણ પ્રયત્ન કરી શકતા નથી. વળી તે કામ મોટેરાંને ન ગમ્યું તેટલા માટે શિક્ષા જ શા સારૂ થવી જોઇએ તે પણ બાળકને સમજાતું નથી. આ બન્ને પ્રકારના વિચારોથી બાળક પોતાને અન્યાય થતો હોય તેમ માને છે. માર ખાનાર બાળકના મનમાં મોટેરાંના આવા વર્તન સામે અણગમો પેદા થાય છે અને અણગમામાંથી વૈર વૃત્તિ પણ જન્મે છે. એક તરફથી આપણને પોતાને નહિ ગમતા કામ બદલ આપણે ગુસ્સે થઇએ છીએ અને શિક્ષા કરવાની હદ સુધી જઇએ છીએ અને બીજી તરફથી તેવા પ્રસંગોનાં પુનરાવર્તનો દ્વારા માર ખાનાર વધારે ને વધારે વૈર વૃત્તિનું સેવન કરતો જાય છે. પરિણામે આપણો ક્રોધ વધતો જાય અને નિર્બળ બાળકની વૈર વૃત્તિ વધતી જાય. આવું પરિણામ લાવવામાં કઇ જાતની હિતદષ્ટિ સમાએલી છે તે આપણને સમજાતું નથી.

માનસશાસ્ત્રના પ્રદેશોમાં જે પ્રકારનું અદ્‌ભુત ખેડાણ થઇ રહ્યું છે તે વડે પુરવાર થઇ ચૂક્યું છે કે શિક્ષાનાં પરિણામો બહુ જ ભયંકર આવે છે. અને આપણે પણ આપણી નજર આગળ જોઇએ છીએ કે સમાજમાં ગુન્હાઓ બદલ શિક્ષાનું ધોરણ જેટલું વધતું જાય છે અને આકરૂં થતું જાય છે તેટલા પ્રમાણમાં ગુન્હાઓ વધ્યે જ જાય છે. સમાજસંસ્થા કે રાજસંસ્થા લોકના હિતની દષ્ટિએ (!) જેમ શિક્ષાનું પ્રમાણ વધારે-જેમ તેના પ્રકારો વધારે છે તેમ તેમ સમાજમાં માનસિક રોગો વધારે પ્રમાણમાં ફાટી નીકળે છે અને ગુન્હાઓનું પ્રમાણ વધ્યે જ જાય છે. જેલ પદ્ધતિનો સમાજમાં સ્વીકાર થવા પછી અથવા તો મૃત્યુદંડની પ્રથા સમાજમાં પ્રવેશ પામ્યા પછી કેદીઓની સંખ્યા અને સાથે સાથે જેલોની

સંખ્યા વધ્યા જ કરી છે; અને ખુતીઓની સંખ્યામાં પણ ખૂબ મોટો વધારો થયે જ ગયો છે. આ હકીકત આપણે બરાબર નીહાળી લઇએ તો શિક્ષાપદ્ધતિનો જરૂર નાશ કરીએ.

શિક્ષાને બદલે શું કરવું તેનો વિચાર આપણે આગલા લેખમાં કરી ગયા છીએ તેથી અહીં નહિ કરીએ. સામી વ્યક્તિનું હિત જે કોઇના મનમાં હોય તેણે તેના હિતની બુદ્ધિએ જ તેને શિક્ષા નહિ કરવી. જ્યારે જ્યારે પણ આપણી પોતાની નિર્બળતાને કારણે આપણાથી બીજાને શિક્ષા થઇ જાય ત્યારે ત્યારે માની લેવું કે આપણે તેનું કશું જ હિત નથી કર્યું પણ ચોક્કસ અહિત કર્યું છે. હરભાઈ.

## ત્રીજું છાત્રાલય સંમેલન—અમદાવાદ

લગભગ બે વર્ષ ઉપર અમરેલીમાં બીજું છાત્રાલય સંમેલન ભરાયું ત્યારે તે સંમેલનના પ્રમુખ શ્રી. કાકાસાહેબ કાલેલકરે ત્રીજું સંમેલન અમદાવાદમાં ભરવા માટે આમંત્રણ આપેલું. તે મુજબ ગયા ફેબ્રુઆરી માસમાં મળેલી અમદાવાદનાં સઘળાં છાત્રાલયોના પ્રતિનિધિઓની સભાએ તે સંમેલન માર્ચ માસમા છેલ્લા અઠવાડિયામાં રાખવાનું ઠરાવેલું અને તેના પ્રમુખ તરીકે દક્ષિણામૂર્તિના સંચાલક અને છાત્રાલય સંચાલનના ઉંડા અભ્યાસી અને અનુભવી શ્રી. નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ ( નાનાભાઇ ) ને ચૂંટેલા. પરંતુ તે અરસામાં તેમના ઉપર કૌટુંબિક આપત્તિ આવી પડવાને લીધે તેમ જ તેમની માંદગીના લીધે સંમેલન અચોક્કસ મુદત માટે મુલતવી રાખવું પડેલું.

આવતા જાન્યુઆરી માસના બીજા અઠવાડિયાના અંતમાં થનાર ગુજરાત વિદ્યાપીઠના પદવીદાન સમારંભ વખતે તે સંમેલન ગુજરાત વિદ્યાપીઠમાં ભરવાનું અમદાવાદના સ્વાગત મંડળે ઠરાવ્યું છે અને તેને લગતી તૈયારીઓ પણ શરૂ કરી દીધી છે.

સંમેલનમાં છૂટથી અને જવાબદાર રીતે ચર્ચા થઇ શકે તે સારૂ સ્વાગત મંડળે ઠરાવ્યું છે કે ભાષણો તેમ જ નિબંધો અગાઉથી છપાવીને લાગતી વળગતી સંસ્થાના સંચાલકો તેમ જ આ વિષયમાં રસ ધરાવતી વ્યક્તિઓને મોકલી દેવાં તથા કેટલાક પ્રશ્નોની ચર્ચા પહેલેથી છાપા દ્વારા કરી લેવી. આથી સંમેલનમાં ચર્ચા માટે વખત વધારે મળશે, અને સઘળા પહેલેથી વિચાર કરીને આવ્યા હશે તેથી ચર્ચા અભ્યાસપૂર્ણ તેમ જ જવાબદારીવાળી હશે.

આ પ્રમાણે નિબંધો વખતસર પ્રસિદ્ધ કરી શકાય તે સારું એમ નક્કી કરવામાં આવ્યું છે કે સઘળા નિયમો મંત્રીને તા. ૨૦મી ડિસેમ્બર પહેલાં મળી જાય એ રીતે લેખકોને તે મોકલાવવા જણાવવું. નિબંધો માટે નીચેની માર્ગદર્શક યાદી તૈયાર કરવામાં આવી છે. તો જે ભાઇઓ અથવા બહેનો આ વિષયમાં રસ ધરાવતાં હોય તેમને પોતાના અભ્યાસના અનુકુળ વિષયો ઉપર મોડામાં મોડા તા. ૨૦મી ડિસેમ્બર સુધીમાં નિબંધ મોકલવા વિનંતી છે.

આશા છે કે ગુજરાતનાં છાત્રાલયોના સંચાલકો તેમ જ રસ ધરાવતી વ્યક્તિઓ આ સંમેલનને સફળ બનાવવા પોતાથી બનતું કરવા ચૂકશે નહિ.

સંમેલનને લગતો સઘળો પત્રવ્યવહાર મંત્રી, ત્રીજું છાત્રાલય સંમેલન, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ એ સરનામે કરવો.

નિબંધો માટે માર્ગદર્શક યાદી નીચે મુજબ છેઃ—

૧. કોઇ પણ સંસ્થાને છાત્રાલય ગણવા માટે તેમાં ઓછામાં ઓછી કેટલી સગવડો અને વ્યવસ્થા હોવાં જોઇએ ?

૨. છાત્રાલયનું માર્ગદર્શક સમયપત્રક તથા છાત્રાલયના વ્યવસ્થિત તંત્રની રૂપરેખા ( જુદાં જુદાં ખાતાં, પત્રકો, સૂચના વગેરેનો સંગ્રહ )

૩. ગૃહપતિના કાર્યક્ષેત્રમાં વ્યવસ્થાપક મંડળની કેટલી દરમ્યાનગીરી હોઇ શકે ?

૪. ખોરાકને અંગે નીચેના સવાલોઃ—

અ રસોડાની સગવડ. આ જમવાના સમય. ઇ ખોરાકમાં શું શું હોવું જોઇએ અને કેટલા પ્રમાણમાં ? ઈ બાળક અને પુખ્ત વયના વિદ્યાર્થીઓ માટે જુદા જુદા ખોરાકની વ્યવસ્થા.

૫. જુદા જુદા ઉત્સવો અને તહેવારો અનુરૂપ રીતે ઉજવવાના પ્રકારો.

૬ ધર્મશિક્ષણ અને ધર્મપાલન.

૭ છાત્રોને અભ્યાસમાં મદદ.

૮ સ્વચ્છતા.

૯ આરોગ્ય.

૧૦ પર્યટનો અને પ્રવાસો.

૧૧ સ્વાશ્રય અને ઉદ્યોગ.

૧૨ સજા.

૧૩ છાત્રો અને ગૃહપતિ વચ્ચેના સંબંધની મીમાંસા.

૧૪ વિદ્યાર્થીઓનું સ્વરાજ્ય.
૧૫ કઇ ઉંમર પછીનાં બાળકોને છાત્રાલયમાં દાખલ કરી શકાય ?
૧૬ પરણેલા વિદ્યાર્થીઓ વિષે.

ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ
કાર્તિક વદ ૧૩/૧૪
શુક્રવાર તા. ૨૯-૧૧-૨૯

જગજીવનદાસ મહેતા
જેઠાલાલ ગાંધી
મંત્રીઓઃ ત્રીજું છાત્રાલય સંમેલન

**કાર્યાલય તરફથી:—**

ચાલુ માસમાં જોડાએલી સંસ્થાઓ

૨૩ શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિગૃહ ભાવનગર

## નવો અંક વી. પી. થશે

આ અંક સાથે છાત્રાલયનું ત્રીજું વર્ષ પૂરૂં થાય છે. જાનેવારી માસનો અંક ચોથા વર્ષનો પહેલો અંક થશે. ગ્રાહકો પોતાનું ચોથા વર્ષનું લવાજમ રૂા. ૧-૦-૦ ભાવનગર છાત્રાલય કાર્યાલયમાં મ. ઓ. થી સત્વર મોકલી આપે. ૧૫ મી જાનેવારી સુધીમાં લવાજમ નહિ આવ્યાં હોય તેવા ગ્રાહકોને તે અંક રૂા. ૧-૨-૦ ના વી. પી. થી રવાના થશે જે તેમણે સ્વીકારી લેવાની વ્યવસ્થા કરવી. બંધ થનાર ગ્રાહકો તેવા ખબર સમયસર આપવાની કૃપા કરે અને કાર્યાલયને નાહકના ખર્ચમાંથી બચાવે.

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

( 'છાત્રાલય મંડળ' તરફથી )

વર્ષ ૪ થું
૧૯૩૦

અંક ૧ લો
જાન્યુઆરી

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

મોટો કોણ થાય છે?

જે બોલે છે પણ બકતો નથી; જે વિચારો કરે છે પણ મનસૂબા કરતો નથી; જે કર્મો કરે છે પણ કર્મજડ થઈ જતો નથી.

એ જ મોટો થઈ શકે છે.

## આભાર

છેલ્લા બાર માસ સુધી નામનું તંત્રીપદ ભોગવી આજે પાછો વાચનારની સેવામાં હાજર થયો છું. મારી આખાયે માંદગી દરમ્યાન મારા મિત્ર શ્રી. હરભાઈએ આ માસિકના તંત્રને ચલાવ્યું એ ખાતર હું તેમનો આભારી તો છું જ, પણ મારા અને તેમના સંબંધનો વિચાર કરતાં એ આભારના શબ્દોને મારે રોકી રાખવા પડે છે. છાત્રાલય મંડળે મારી અવેજીમાં શ્રી. હરભાઈને સ્વીકારી લીધા તે એમનો આભાર જ ના ? વાચકભાઈઓએ પણ આખા વર્ષ સુધી શ્રી. હરભાઈ એજે વાનીઓ પીરસી તે ભાવથી લીધી અને આપણા છાત્રાલયને ટકાર રાખ્યુ તે માટે તેમનો સૌથી મોટો આભાર.

આજે ફરીથી હું આપની સેવામાં હાજર થાઉં છું. શ્રી. હરભાઈ તો મારા રોજના સોબતી છે તે આપ જાણો છો.

પ્રભુ મને આ તંત્ર ચલાવવાનું બળ આપો.

નાનાભાઈ.

## નવું વર્ષ

નવું વર્ષ એટલે જૂના વર્ષની રાતમાંથી નવા વર્ષના પ્રભાતનો ઉદય. નવું વર્ષ એટલે જીર્ણ થઈ ગએલાં બંધનોનો ત્યાગ અને જીવન્ત સ્વતંત્ર બંધનોનો સ્વીકાર. નવું વર્ષ એટલે જૂના વર્ષનાં જમા ઉધારની તારવણી, અને નવા વેપારની દિશાનો આંક.

આપણે છાત્રાલયોમાં પણ જમા ઉધાર પાસાં તો છે જ. ચાલોને આપણે આપણો મેળ તપાસીએ.

ગયા વર્ષમાં શો શો નફો થયો તે પહેલું જોઈ લઈએ.

આપણા પ્રયત્નથી—

૧ વિદ્યાર્થીઓ તરફ આપણો કેટલો આદર વધ્યો ?
૨ આપણે પોતાના જીવનમાં મન, વાણી અને ક્રિયાની કેટલી એકતા સાધી ?
૩ કેટલા વિદ્યાર્થીઓના જીવનમાં સ્વચ્છતા ઉતરી ?
૪ કેટલા વિદ્યાર્થીઓની ચોરવૃત્તિ પલટાઈ ગઈ ?
૫ કેટલા ગુંડા વિદ્યાર્થીઓ ગુંડા મટી ગયા ?
૬ કેટલા બીકણ વિદ્યાર્થીઓએ બીક છોડી ?

૭ કેટલા વિદ્યાર્થીઓ જાતીય બદીમાંથી ઉગર્યા ?
૮ કેટલા વિદ્યાર્થીઓ સ્વાશ્રયી થતાં શીખ્યા ?
૯ કેટલા વિદ્યાર્થીઓનાં શરીરો સુદૃઢ થયાં ?
૧૦ કેટલા વિદ્યાર્થીઓનાં અંતર ધાર્મિકતાને પંથે પળ્યાં ?
૧૧ કેટલા વિદ્યાર્થીઓમાં ભ્રાતૃભાવ આવ્યો ?
૧૨ કેટલા વિદ્યાર્થીઓમાં વ્યવસ્થાશક્તિ આવી ?
૧૩ કેટલા વિદ્યાર્થીઓનાં અંતરમાં આપણને પ્રવેશ મળ્યો ?

આ આપણા વેપારનો નફો. ઉધાર બાજુ તપાસશું ? ચાલો. આપણે ગયા વર્ષમાં—

૧ કેટલા વિદ્યાર્થીઓને માર્યા ?
૨ કેટલા વિદ્યાર્થીઓને ફાઈન કર્યો ?
૩ કેટલા વિદ્યાર્થીઓને દબડાવ્યા ?
૪ રસોડાં કેવાં ગંદાં રહેવા દીધાં ?
૫ કેટલા વિદ્યાર્થીઓને અંતરથી દુશ્મન બનાવ્યા ?
૬ કેટલી રમતોને તોફાન ગણી ?
૭ કેટલાં તોફાનોને અપ્રિય થવાની બીકથી ચલાવી લીધાં ?
૮ કેટલા વિદ્યાર્થીઓને અંદર અંદર લડાવ્યા ?
૯ કેટલાં પક્ષાપક્ષીને ઉત્તેજન આપ્યું ?
૧૦ કેટલા વિદ્યાર્થીઓને માંદા સબડવા દીધા ?
૧૧ હરામહાડને કેટલું ઉત્તેજન આપ્યું ?
૧૨ કેટલા વિદ્યાર્થીઓને સમાજના પ્રદર્શન તરીકે મૂક્યાં ?
૧૩ કેટલા વિદ્યાર્થીઓને ફાવે તેમ જીવવા દીધા ?

જમા ઉધારનો આટલો હિસાબ દરેક ગૃહપતિ પોતાને માટે કરી લે અને પોતાના અંતરથી 'સાલ મુબારક' ઉચ્ચારવા જેવું લાગતું હોય તો જરૂર ઉચ્ચારે. આવા તમામ ભાઈઓને મારાં વંદન છે.

સાલ મુબારક !

નવા વર્ષે કેવો વેપાર ખેડવો છે ?

નાનાભાઈ.

છાત્રોની કેળવણીનો આધાર છાત્રાલયોની પેઠે વિદ્યાર્થીઓનાં માબાપોના ઉપર પણ રહે છે. તેથી "છાત્રાલય" દરેક વિદ્યાર્થીનાં માબાપની પાસે પણ જવું જોઈએ આ બાબતમાં મંડળ દરેક ગૃહપતિનો સંપૂર્ણ સહકાર માગે છે. આશા છે કે કોઈ ગૃહપતિ પાછળ નહિ રહે.

# વિદ્યાર્થીને ઓળખો

છાત્રાલયોમાં વિદ્યાર્થીઓનો વસવાટ દિવસ અને રાત હોય છે. ઘણી છાત્રાલયમાં તો વિદ્યાર્થિજીવનને વ્યક્ત થવા માટે અનેકવિધ અવકાશો પણ ખરા. શાળામાં વિદ્યાર્થી પાંચ કલાક રહે અને તે પાંચ કલાક નિશ્ચિત કરેલા બુદ્ધિના કામમાં મને કમને પણ તેને પગેવાટ રહેવાનું હોય જ. આથી શાળાઓ કરતાં છાત્રાલયોમાં વિદ્યાર્થીઓને ઓળખવાની વધારે તકો સાંપડે છે.

પરંતુ છાત્રાલયોમાં વિદ્યાર્થીઓને ઓળખવાની જેમ વધારે તકો મળી શકે છે તેમ જ તેને ખોટી રીતે ઓળખવાની ભૂલો કરવાની પણ વધારે તકો આપણને મળ્યા કરે છે ! વિદ્યાર્થી રમતો હોય કે વાતો કરતો હોય, વિદ્યાર્થી વાંચતો હોય કે વિચારમાં જ હોય, વિદ્યાર્થી જમતો હોય કે સૂતો હોય–આવા દરેક પ્રસંગે તે કેવી કેવી જાતની મનઃસ્થિતિ ધરાવતો હોય છે તે પારખી લેવું જેટલું અગત્યનું છે તેટલું જ અઘરું પણ હોય છે. આજનો તરુણ વિદ્યાર્થી એટલા બધા તરંગો સેવતો હોય છે તેમ જ તેની આસપાસની દુનિયાની તેના ઉપર એટલી બધી ચિત્રવિચિત્ર અને ઝડપી અસર પડતી હોય છે કે તેને યથાર્થ સ્વરૂપમાં ઓળખી લેવો અત્યંત વિકટ પડે છે. વિદ્યાર્થી આળસુ થઈને પડ્યો રહ્યો છે એમ આપણે ચોક્કસ જોતા હોઈએ અને માનતા હોઈએ તે જ વખતે તે કોઈ ગંભીર વિચાર ઉપર ખરી રીતે ચઢી ગએલો હોય છે; વિદ્યાર્થી આપણું સાંભળતો નથી અને આપણને ગણકારતો નથી એવી ચોક્કસ છાપ તેના વર્તનથી આપણા ઉપર પડી હોય છે તે જ વખતે તે પોતાના માનસિક કોયડાઓના ઉકેલ કરવા મથી રહ્યો હોય છે; વિદ્યાર્થીનું વર્તન આપણને સ્પષ્ટપણે ઉદ્ધતાઈ ભરેલું ભાસતું હોય છે ત્યારે જ તે સ્વાતંત્ર્યની મર્યાદાઓ બાંધી રહ્યો હોય છે; અભ્યાસના કામને આપણે જોઈ શકીએ તેવી રીતે તે બંધ કરીને બેઠો હોય છે ત્યારે જ બરાબર તે સાચા અભ્યાસને પંથે ચડવાના મનોરથો સેવતો હોય છે.

આવી રીતે તરુણ વિદ્યાર્થી આપણને જે જે દર્શનો કરાવે છે તે બધાંયને આપણને યથાર્થ સ્વરૂપમાં જોઈએ છીએ કે કેમ તે એક મહા પ્રશ્ન છે.

આપણાં છાત્રાલયોમાં ભાતભાતના વિદ્યાર્થીઓ આવે છે. સ્વભાવગત,

પરંપરાગત, સંસ્કારગત અને કેળવણીગત અનેક પ્રકારની છાપો તેમના મન ઉપર પડ્યા કરી હોય છે. એક એક વિદ્યાર્થી એક એક વ્યક્તિ હોય છે. આવા વિદ્યાર્થીઓના મોટા સમૂહને આપણે ઓળખી ન શકીએ તો ઘણી વખત તેમને ભારે અન્યાય કરી બેસીએ છીએ. વિદ્યાર્થીના મનનું આપણું અધૂરું કે ખોટું દર્શન આપણને અવળે માર્ગે દોરે છે અને આપણી પાસે એવી વર્તણૂક રખાવે છે કે જેનું પરિણામ વિદ્યાર્થીના નુકશાનમાં જ આવે. જેમ જેમ આવા પ્રસંગો વધારે બનતા જાય તેમ તેમ આપણા કોયડાઓ વધતા જાય અને વધારે ને વધારે અટપટા પણ બનતા જાય. આપણ સર્વનો આ નિત્યનો અનુભવ છે છાત્રાલયના બીજા પ્રશ્નો આપણને જેટલું નથી મૂંઝવતા તેટલું આવા વિદ્યાર્થીઓના ચિત્રવિચિત્ર માનસિક દર્શનો આપણને મૂંઝવે છે. અમુક વિદ્યાર્થી આમ શા માટે વર્તે છે અને અમુક વિદ્યાર્થી તેમ શા માટે નથી વર્તતો એ આપણને નિત્ય મૂંઝવનારો પ્રશ્ન હોય છે. આ પ્રશ્નના ઉકેલ પાછળ આપણ ગૃહપતિઓની શક્તિઓ અને સમય કેટલાં ખર્ચાય છે તેનું સાચું માપ આપણને જ હોય છે.

આનો સાચો ઉપાય છે વિદ્યાર્થીને ઓળખવામાં. આપણને જો એવી એક ચાવી મળી જાય કે જે વાપરવાથી વિદ્યાર્થીને આપણે સાચા સ્વરૂપમાં ઓળખી લઇ શકીએ તો આપણા ઘણાએ કોયડાઓનો ઉકેલ થઈ જાય. વિજ્ઞાનની ગમે તેવી ગૂંચ વૈજ્ઞાનિકને મન સાવ સહેલી હોય છે તેમ જ આપણી ગૂંચો આપણા માટે સહેલા ઉકેલવાળી બની જાય. વિજ્ઞાનનો અનભિજ્ઞ વિજ્ઞાનની ગૂંચ ઉકેલવા બેસે તો વરસોના વરસો સુધી પણ ઉકેલી શકે નહિ અને કેવળ હાસ્યાસ્પદ બને, તેવી જ રીતે આપણા ગૃહપતિઓની બાબતમાં પણ બને. એટલે ખરો રસ્તો વિદ્યાર્થીના માનસવિજ્ઞાનનું યથાર્થ જ્ઞાન છે. માનસવિજ્ઞાનના આપણે જાણનાર બની જઇએ તો પછી બહુ જ થોડી મહેનતે આપણે આપણા કોયડાઓને ઉકેલી શકવા સમર્થ બની શકવાના. વિજ્ઞાનના જ્ઞાન પછી જેમ જેમ આપણો અનુભવ વધતો જાય તેમ તેમ વિજ્ઞાનની દરેકે દરેક ક્રિયાઓ આપણને સાવ સહજ બની જાય છે.

એટલે આપણે ગૃહપતિઓને માથે સૌથી મોટી ફરજ તે માનસ-વિજ્ઞાનના અભ્યાસની રહે છે. જે ગૃહપતિને માનસવિજ્ઞાનનો અભ્યાસ ન હોય તે હમેશાં મૂંઝાયા જ કરવાનો છે, તેના કોયડાઓ ઘટવાને બદલે વધવાના જ છે અને તેનાં સમય અને શક્તિ છેક જ એળે જવાનાં છે. રસાયન વિજ્ઞાનના અનભિજ્ઞને રસાયનના પ્રયોગો ઉપર દેખરેખ રાખવા

બેસારવા અથવા તો પ્રયોગો કરવામાં જોડવા એ જેટલું જોખમ ભરેલું અને મૂર્ખાઇ ભરેલું છે તેટલું જ જોખમ ભરેલું અને મૂર્ખાઇ ભરેલું માનસવિજ્ઞાનના ગ્રેજ્યુએટને ગૃહપતિ બનાવવા એ છે. માનસવિજ્ઞાન એ એક એવી અદ્ભુત ચાવી છે કે એ જેના હાથમાં આવે તે દરેક જણ વિદ્યાર્થીને બરાબર ઓળખી શકવાનો છે. છ૨ભાઇ.

## વિદ્યાર્થીઓ અને જાહેર જીવન

છાત્રાલયના વિદ્યાર્થીઓ જાહેર જીવનમાં ભાગ લઇ શકે કે કેમ અને લઇ શકે તો કેવા પ્રકારનો અને કઈ બાબતમાં એ પ્રશ્ન કેટલાંયે છાત્રાલયોને આજે મૂંઝવી રહ્યો છે. આ પ્રશ્ન ઘણા માબાપોને પણ મૂંઝવી રહ્યો હશે ખરો, પણ છાત્રાલય જેવી સંસ્થામાં આ પ્રશ્ન જે ઉગ્ર સ્વરૂપ પકડે તે ઘરમાં ન પકડે. કેટલાંક છાત્રાલયો પોતાના વિદ્યાર્થીઓને વિધવાવિવાહના પક્ષમાં ભાષણો કરવા ખાતર ડિસમીસ કરે છે તો કેટલાંક છાત્રાલયો પોતાના વિદ્યાર્થીઓને યુવકસંઘ જેવી સંસ્થામાં સભ્યો થવા દેતાં નથી. જે કેટલાંક માબાપો નવા જમાનાના ઝપાટાને બરાબર ઓળખી શકતાં નથી તેઓ આવા પ્રશ્નોથી હાલ બેહાલ થઇ જાય છે અને જગતનું શું થવા બેઠું છે તેના વિચારમાં ને વિચારમાં દુઃખી થઈ જાય છે.

આપણે આ પ્રશ્નને શાંતિથી તપાસીએ.

એક દિવસ એવો હતો કે વિદ્યાર્થી માંદાને દવા આપે તો સેવા કરી ગણાતી, અધર્મની સામે ઝુંબેશ ચલાવે તો વાહવાહ થતી પણ સરકાર સામે પડકાર કરવા નીકળે તો એ તેનું ક્ષેત્ર નથી એમ મનાતું. આની પાછળ સરકારની દમદમાટીની બીક મોટું કારણ હશે; સાથે સાથે રાજકીય ક્ષેત્ર એ ધમાલીયું ક્ષેત્ર છે અને તેના રંગો નિત્ય નિરંતર બદલાયા જ કરે તેમાંથી વિદ્યાર્થીને બચાવી લેવો એ પણ હોય. ગમે તે હોય પણ કોઇ પણ જાહેર હીલચાલમાં મનુષ્યનો અને વિદ્યાર્થીનો હક્ક છે એ તો આજે સૌ કોઇ સ્વીકારે છે અને એ રીતે છાત્રાલયનો વિદ્યાર્થી પણ હક્કદાર તો છે જ.

પણ આપણે આજે માધ્યમિક શિક્ષણનાં છાત્રાલયોનો વિચાર કરીએ છીએ. આવાં છાત્રાલયોના વિદ્યાર્થીઓની ઉમર કોઇ પણ પ્રવૃત્તિમાં રીતસર સક્રિય ભાગ લેવાની નથી, પણ જાહેર પ્રશ્નો ઉપર બની શકે તેટલા વિચારો બાંધવાની અને ભવિષ્યમાં એવા પ્રશ્નોમાં સક્રિય ભાગ લેવાય તેવી તૈયારી કરવાની છે. દરેક ઘરમાં તેમ જ દરેક છાત્રાલયમાં જીવનનું ઘડતર એવું

તો હોવું જ જોઈએ કે એ ઘડતરના બળે જુવાન મોટી ઉંમરે દેશજન તરીકે પોતાની ફરજો અદા કરી શકે.

પણ આવી તૈયારીનો ત્યાગ કરીને જુવાન અકાળે ઉછળી પડે તો તેની સેવામાં ક્યાશ આવશે અને મોટી ઉંમરે જે સેવા કરી શકત તેનો ઘણો નાનો ભાગ આજે સમાજને મળશે.

માટે જ મારો મત તો એવો છે કે આ ઉમરના વિદ્યાર્થીઓએ કોઈ જાહેર હીલચાલમાં સક્રિય રીતે જોડાવું નહિ અને કોઈ જાહેર હીલચાલના નેતાએ આ વિદ્યાર્થીઓને પોતાના ગંડળ નજો એકઠા કરવા નહિ.

હા; એક વાત છે. દેશને માટે છેલ્લો કટોકટીનો સમય આવે ત્યારે તો આવા જુવાનો અભ્યાસ, તાલીમ વગેરે બધાને લાત મારી નીકળી પડે તે સમજી શકાય તેવી વાત છે. ઉપરાંત રજાના દિવસોમાં વિદ્યાર્થીઓ પોતાની તાલીમના અંગ તરીકે પણ થોડું ઘણું કામ જરૂર કરી શકે.

પરંતુ છાત્રાલયના વિદ્યાર્થીઓ માટે એક સવાલ તો ઊભો જ રહે છે. છાત્રાલયનો ગૃહપતિ સંસ્થામાં એક પિતાને સ્થાને છે; તમામ વિદ્યાર્થીઓની જવાબદારી તેને માથે છે અને વિદ્યાર્થીઓનાં માબાપોને એ પોતે જવાબદાર છે. આવી પરિસ્થિતિમાં વિદ્યાર્થીઓને જાહેર હીલચાલોમાં સક્રિય ભાગ લેવા દેવો ગૃહપતિને યોગ્ય ન લાગે તો ના પણ પાડે. પોતાને પોતાની જવાબદારીનું જે કાંઈ ભાન છે તેનો વિચાર કરીને ગૃહપતિએ આનો નિર્ણય કરવો ઘટે છે. જે સંસ્થામાં યોગ્ય નેતા ન હોય અને જ્યાં જવાથી પોતાના વિદ્યાર્થીઓનું હિત બરાબર સચવાતું નથી એમ ગૃહપતિને લાગે ત્યાં આવો ગૃહપતિ તેમને જરૂર રોકી શકે અને વિદ્યાર્થીઓએ એ નિર્ણય સ્વીકારવો જોઈએ.

ગૃહપતિ પોતાનો નિર્ણય આપે તે પહેલાં તેણે પોતાના અંતરને પણ પૂછી લેવું જોઈએ: "હું બીકનો માર્યો તો આ વિદ્યાર્થીઓને રોકતો નથી કે?" "હું આવી હીલચાલોમાં માનતો નથી; પણ એમ કહેવાને બદલે આ કેળવણીના ઓઠા હેઠળ તો ના પાડતો નથી કે?" પણ આ પ્રશ્ન તો ગૃહપતિના અંતરનો રહ્યો.

ગમે તેમ હો. ઉપર જણાવી તેવી દૃષ્ટિથી ગૃહપતિ વિદ્યાર્થીઓને ના પાડી શકે છે. અને કાચી ઉંમરે વિદ્યાર્થીઓ જાહેર પ્રવૃત્તિમાં માત્ર ઉછળી પડે તેના કરતાં પાકી ઉંમરે ઉંચા પ્રકારના દેશનેતા થાય એમ કોણ નહિ ઇચ્છે?

નાનાભાઈ.

"એ તો મારી ઘરવાળી છે."

વેણીરામે એ સવાલ તો પડતો જ મૂકયો.

"આ છોકરાઓ રાંધવામાં મદદ કરે ખરા કે?"

"હાસ્તો."

"કોઇ છોકરો મદદ કરવાની ના પાડે તો?"

"તો એને રસ્તે પડે. મારા ઘરમાં મારી શરતે રહી શકે તે રહે. બીજાઓ પોતાનું ઘર શોધી લે."

"એ સજા તો બહુ આકરી. આવી સજાઓ તમે કરો તેથી તો છોકરાઓનો વિકાસ જ ન થાય અને બિચારા હીણા જ થઇ જાય! તમે શિક્ષણશાસ્ત્ર વાંચ્યું છે?"

"હા વાંચ્યું છે. શિક્ષણશાસ્ત્ર પણ વાંચ્યું છે ને જીવનશાસ્ત્ર પણ વાંચ્યું છે."

"તો પછી આવું કેમ કરો છો?"

"હું તો યોગ્ય જ કરૂં છું. મારા ઘરમાં આવે તે મારા નિયમો પાળે. હું અને મારી સ્ત્રી રસોઇ કરીએ છીએ તેમાં આ વિદ્યાર્થીઓ મદદ કરે; મદદ ન કરે તો હું માત્ર તેમનો રસોયો બનીને તેમનો વિકાસ કરવા બેઠો નથી. મારી સાથે કામ કરવામાં તેમનો વિકાસ છે એમ હું માનું છું. બીજી રીતે જેમને વિકાસ જોઇતો હોય તે બીજું સ્થળ શોધી લે."

"ત્યારે આ છોકરા તોફાન કરે તો?"

"તોફાન કરે તો કરે."

"કોઇ વાર તમારાં સ્ત્રી તેમને વારે ખરાં?"

"વારે? વારે શું, રીસની મારી બે શબ્દો પણ કહી લે."

"પછી તમારી પાસે ફરિયાદ આવે કે?"

"આવે."

"પછી તમારે તમારાં સ્ત્રીને કાંઇ કહેવું પડે?"

"તેનેય કહેવું પડે ને છોકરાઓનેય કહેવું પડે."

"છોકરાઓને કહો તો તેમને પક્ષપાત ન લાગે?"

"લાગવો હોય તો છો લાગે: મને તો યોગ્ય લાગે તે તમામને કહું. છોકરાઓને રીસ ચડે તો બે રોટલી વધારે ખાય."

"આવી તકરારો રોજ થતી હશે, કેમ?"

"અમે કોઇ આવી તકરારો કરવા નવરાં જ નથી પડતાં. આ તો મેં શિક્ષણશાસ્ત્ર વાંચ્યું છે તે પરથી ખાલી તમને જવાબ આપું છું. મને અને મારી સ્ત્રીને આવું ઘર ચલાવવામાં રસ છે એટલે અમે ચલાવીએ છીએ. છોકરાઓ સાથે નહિ બને તો પછી અમે અમારે રસ્તે અને છોકરાઓ છોકરાઓને રસ્તે. કેમ મનુ ?"

"એમ જ સાહેબ, અહીં તો લહેર છે, લહેર. અમારા માટે આખો દિવસ બન્ને જણાં ગદ્દાવૈતરૂં કરે અને અમે તેમને કનરીએ તો તો પછી અમારો આરો જ ક્યાંથી આવે? કાલે તો હું ભાઇને માટે કરેલી સુખડી ખાઇ ગયો ત્યારે બાએ મને એક ધબ્બો માર્યો."

"તે ન મારૂં ?" અંદરથી અવાજ આવ્યો.

"સુખડી આપો તો રોજ એવા ધબ્બા મારોને !"

વેણીરામને બીજે ઠેકાણે જવું હતું એટલે તે ઉભા થયા.

"કેમ, જશો ?"

"હા, મારે અગત્યનું કામ છે."

"ફરીથી આવવું હોય ત્યારે જરૂર આવજો."

"ભાઈ, એક દિવસ અહીં જ જમવાનું કહોને ?"

"પણ તું તેમના લાડુ ખાઇ જા તો ભૂખ્યા રહેશે તેનું ?"

"એમના લાડુ ખવાય ? એ કાંઈ ભાઇ છે ?"

નાનાભાઈ.

## જવાબદાર બે સભ્યો

રામજીઃ "હીરજી, મારી ઇચ્છા કાર્યવાહક મંડળમાંથી હવે મુક્ત થવાની છે."

હીરજીઃ "શા માટે ? આજે કાર્યવાહક મંડળમાં જો કોઇ પણ જાણકાર હોય તો તે તું જ છે. તું નીકળી જાય તો પછી અંધારૂં જ થાયને !"

રામજીઃ "તમે બધા નીકળી ગયા એથી શું અંધારૂં થયું છે ? તમારા વિના વિદ્યાર્થિમંડળ ચાલે છે તો પછી મારા વિના નહિ ચાલે ?"

હીરજીઃ "ના, નહિ ચાલે. ટુકડીના ગમે તેટલા શૂરવીર યોદ્ધાઓ જાય તો ટુકડીને બહુ ઓછી અડચણ આવે છે; પરંતુ ટુકડી અખંડિત રહે અને સરદાર જાય તો પછી ટુકડીની તાકાત બકરીના ગળાનાં આંચળ જેવી બની રહે છે."

રામજી: "પણ હું મારી જાતને સરદાર માનવાની ભૂલ કરું તો કે ?"

હીરજી: "તું ભલે ન કરે. તારા આટલા વખતના કામથી તેં ફરીવાર કરી આપ્યું છે કે તારામાં સરદાર બનવાની પૂરેપૂરી તાકાત છે."

રામજી: "પણ ધારો કે તું કહે છે તે ઘડીભર હું માનું. તોયે કુશળ સરદારને સમરાંગણમાં સુંદર સૈનિકોની તો જરૂર રહે જ ને! એટલે જો હું મંત્રીપદે રહું તો તમારે બધાએ ફરીથી ચૂંટણી માગવી, ફરીથી ઉમેદવાર તરીકે ઉભા રહેવું, આપણે બધાએ મતો મેળવવાની પૂરી મહેનત કરવી અને કાર્યવાહક મંડળમાં ચૂંટાઈ આવવું. જો તમે ચારે જણા આ વાત કબુલ કરતા હો તો જ હું મારા કામ ઉપર રહી શકું."

હીરજી: "તારી એ ભૂલ છે અમે પાછા આવીએ તો કદાચ આખાએ વિદ્યાર્થિમંડળનું કામ મારું જાય. વિદ્યાર્થીઓના મોટા ભાગમાં મારા અને દેવજીના સંબંધમાં ભારે ગેરસમજુત ફેલાઇ ગએલી છે. હમણાં હમણાં તો હું અમારા તરફ અસંતોષ પણ ખૂબ પ્રસરેલો જોતો. આ બધું જોયા પછી મને એમ ઠીક લાગે છે કે હમણાં એકાદ સત્ર અમારે દૂર રહીને સેવા કરવી. તને તો ખબર છે કે આપણે આપણું નાનકડું મંડળ સ્થાપ્યું ત્યારે જ નક્કી કર્યું છે કે આપણો પ્રધાન ઉદ્દેશ વિદ્યાર્થિમંડળની સેવા રહેશે. વિદ્યાર્થિમંડળમાં રહેવાથી એ અર્થ ન સરતો હોય તો આપણા સંકેત પ્રમાણે અમારે નીકળી જવું જ જોઇએ."

રામજી: "પણ તું એ તો જાણે છે ને કે વિદ્યાર્થીઓનો મારામાં ખૂબ વિશ્વાસ છે! મારા એ વિશ્વાસના બળે હું બધાને ખાત્રી કરાવી આપીશ કે તેમની માન્યતાઓ ભૂલ ભરેલી હતી એ કામ મારું."

હીરજી: "એ કામ આવતા સત્ર ઉપર રાખવું એવો મારો અભિપ્રાય છે. દરમ્યાન તો અમારી વર્તણૂક જ પૂરવાર કરી દેશે કે અમે કેવા છીએ."

રામજી: "પણ ભલા માણસ, વિદ્યાર્થિમંડળના કામને ફતેહમંદીથી પાર પાડવા માટે ખંતીલા, ઉત્સાહી અને કુશળ કાર્યવાહકો તો જોઇએ જ ને! તમે નીકળી ગયા એટલે હવે નવા કાર્યવાહકો દ્વારા મારે કામ લેવાનું કેટલું વિકટ બને? તું નો જાણે જ છે કે મારી પ્રતિષ્ઠા મારા કામ ઉપર છે. તારો આવડો મોટો મિત્ર હું છું એ ઘણાને મન એક કોયડો છે. આમ હોવા છતાં બધા મારામાં વિશ્વાસ મૂકે છે અને મને સ્વીકારે છે તે મારા કામ અને મારી કાર્યપદ્ધતિને જોરે. તમે બધા ન હો તો

મારૂં કામ જ નબળું પડી જાય, અને પછી મારે પણ નીકળવાનો વારો આવે. આના કરતાં પહેલેથી જ ચેતી જાઉં અને ખસી માર્ગ દઉં તે મને વધારે ડહાપણ ભરેલું લાગે છે. માટે જ કહું છું કે તમે ખસી ગયા તેમ હું પણ ખસી જાઉં."

હીરજી "એ પણ તારી ભૂલ છે. તારે ખસી જવાની કશી જરૂર નથી એટલું જ નહિ પણ તારે કાર્યવાહક મંડળમાં રહેવાની અત્યંત આવશ્યકતા છે. આપણે બધાએ આપણા કરારને વફાદાર રહેવું જોઇએ."

રામજીઃ "પણ તે શી રીતે બને ? હું એકલો રહીને શું કરી શકું ? કહું છું નહિ કે તમારા વિના મારૂં જોર સાવ કમી થઇ જાય ?"

હીરજીઃ "ના. તારી એક બીજી શક્તિનો તને બરાબર ખ્યાલ નહિ હોય. તારાં વખાણ નથી કરતો પણ ખરૂં જ કહું છું કે નવા વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં પણ તારી કુશળતા અદ્ભુત છે. બહુ જ થોડા વખતમાં તું બીજા કાર્યવાહકો તૈયાર કરી શકીશ એવી મારી ખાત્રી છે. તું પોતે પાકો કર્મઠ. તેમાં તારો હસમુખો ચહેરો અને તારો હેતાળ સ્વભાવ ભળે એટલે તો હરેક વિદ્યાર્થી તારી પાસે માથું ઝુકાવે છે. અને તો તારામાં એટલો બધો...પણ ના, વધુ બોલીશ તો તને વખાણ લાગશે."

રામજીઃ "ત્યારે તારૂં કહેવું એવું છે કે મારે તો કાર્યવાહક મંડળ ઉપર રહેવું જ રહેવું."

હીરજીઃ "હા, એમ જ. તારા રહેવાથી જ હું તો આખા વિદ્યાર્થિ-મંડળનું ભલું દેખું છું."

રામજીઃ "પણ મને તમારી બધાની હુંફ તો જોઇશે જ."

હીરજીઃ "એ માટે તારે વચન જોઇએ છીએ ? આપણી મૈત્રી અને વિદ્યાર્થિમંડળની પ્રગતિ માટેનો આપણો કરાર એ બે તને ખાત્રી આપવા બસ નથી ?"

રામજીઃ "હું હાર્યો. તારી એવી જ ઇચ્છા છે તો પછી હું રહું છું."

હરભાઈ.

## શાક કેમ સુધારવું ?

આપણાં છાત્રાલયોમાં કેટલાંક કામો વિદ્યાર્થીઓ જાતે કરે એ જ યોગ્ય છે. નોકરોને હાથે થતાં ઘણાં ખરાં કામો જોઇએ તેટલાં શુદ્ધ હોવાનો સંભવ નથી. પણ વિદ્યાર્થીઓને હાથે થતાં કામો પણ શુદ્ધ ન થાય તો

શા કામનું ? નોકરો કામ કરતાં વેઠ ઉતારે અને વિદ્યાર્થીઓ પણ વેઠ ઉતારે તો તો એ બન્નેમાં નોકરોની વેઠ સારી. કેમ કે તેથી વિદ્યાર્થી પોતે વેઠનાં ખરાબ પરિણામોમાંથી બચી પણ જાય.

વિદ્યાર્થીને જાતે કરવાનાં કામો કેવી રીતે થવાં જોઈએ તેનું શાસ્ત્રીય જ્ઞાન તેમને આપવાની જરૂર છે. આવું જ્ઞાન તેને આપવામાં આવે તો જ તેનું કામ જીવનની તાલીમ બને અને તેની કેળવણી વિષયક કિંમત ગણી શકાય. બીનકેળવાએલ માણસ સંજવારી વાળે અને સાફસુફી કરે તેમાં અને કેળવાએલ માણસ સંજવારી વાળે અને સાફસુફી કરે તેમાં તફાવત પડવો જ જોઈએ. છાત્રાલયમાં વિદ્યાર્થીઓ જાતે કામ કરે તેમાં તેમને આવી તાલીમ મળવી જ જોઈએ.

શાક સુધારવું એ કામને ચાલો આપણે આ દૃષ્ટિથી તપાસીએ.

સૌથી પ્રથમ શાક સુધારવાનાં સાધનો સ્વચ્છ હોવાં જોઈએ. છરી, ચપ્પુઓ, ખમણી વગેરે સાધનો ગમે તે ઉપયોગમાં લેવાયાં હોય, ચપ્પુથી સાબુના કટકા કર્યા હોય, છરા વડે કોથળા ચીર્યા હોય અને પછી આ સાધનો સીધાં શાક સુધારવા માટે વપરાય એ બરાબર નથી. શાક સુધારતા પહેલાં ચપ્પુ છરા વગેરેને ધોઈને જ વાપરવાં એ નિયમ વધારે સારો છે. સાથે સાથે સુધારેલું શાક જે વાસણમાં નાખવાના હોઈએ તે વાસણ પણ અંદરથી બરાબર સાફ જોઈએ. આ પ્રકારની સ્વચ્છતા ઉપર જેટલો ભાર દઈએ તેટલો ઓછો છે.

શાક સુધારતી વખતે શાકમાં કોઈ પણ ભાગ સડેલો હોય તો તેને દૂર જ કરવો. કેટલી વાર શાક ઓછું પડવાના ભયથી સડેલો ભાગ પણ સાથે જ સુધારી નાખવામાં આવે છે. આવાં સડેલાં શાક ખાવાં એ કરતાં શાક બીલકુલ ન ખાવું એ દરજ્જે સારું છે. આપણાં કેટલાંયે ઘરોમાં આજે આવા સડેલા ભાગો વપરાય છે. છાત્રાલયમાં તો આવા ભાગોને કેવળ દૂર કરવા ઉપર ખૂબ આગ્રહ રાખવાની જરૂર છે.

કેટલાંક શાક જાતે જ એવાં હોય છે કે સુધાર્યા પછી તેમને ધોવાં જ શક્ય નથી. બટાટાં, રીંગણાં, સુરણ વગેરેને તો સુધાર્યા પછી પણ ધોઈને વધારી શકાય; પણ ટમાટાં માટે તેમ થવું શક્ય નથી. ખાસ કરીને તો પાકાં ટમાટાં. આવાં શાકને ધોયા પછી જ સુધારવાં પડે.

મોટા કદનાં શાક સુધારાય છે ત્યારે તેનાં કટકાં મોટાં મોટાં કરવામાં આવે છે: મોટા કદમાં પાપડી, તાંદળજા વગેરે નાખવાં હોય

ત્યારે તો કોઇ કોઇ વાર એવાં ખરાબ સુધારાય છે કે ભાવે જ નહિ. તેથી વિદ્યાર્થીઓ પોતાનું શાક યોગ્ય પ્રમાણમાં ઝીણું સુધારે તે તરફ તેમનું લક્ષ દોરવું જોઇએ. શાકને ઝીણું સુધારવામાં આવે તો સ્વાદમાં ફેર પડે છે અને કાંઇક કરકસર પણ થાય છે.

પણ આવાં કામોનો સૌથી મોટો સવાલ તો શાક સુધારી રહ્યા પછી પાછળના કચરાનો છે. ઘણી વાર ઘરોમાં તેમ જ છાત્રાલયોમાં આવો કચરો જ્યાં ત્યાં મૂકીને સૌ ચાલતાં થાય છે અને કલાકો સુધી તે ત્યાં જ પડ્યો રહે છે. આ રીત પણ નાબુદ કરવી જોઇએ. શાક સુધારી રહ્યા પછી શાકને યોગ્ય ઠેકાણે પહોંચાડીએ, કચરાને કચરો નાખવાના સ્થાને પહોંચાડીએ, સુધારવા લીધેલાં સાધનો પણ તેમને યોગ્ય સ્થળે મૂકી દઇએ અને જાણે કોઇએ શાક સુધાર્યું જ નથી એમ જગ્યાને સાફ કરી કામે લાગીએ ત્યારે શાક સુધાર્યું કહેવાય. આપણે ત્યાં છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ શાક સુધારે છે ત્યાં પણ પાછળનો આ કચરો વગેરે પડતા મૂકી ચાલતા થાય છે એમ ઘણી જગાએ જોવામાં આવે છે. આ તરફ સૌનું લક્ષ જવું જોઇએ અને નાનું કે મોટું જે કામ કરવાનું આવે તે સાંગોપાંગ થાય તો જ એ બરાબર છે એમ સમજવું જોઇએ.

આ તો શાક સુધારવાની વાત થઇ. ઘરમાં કે છાત્રાલયમાં જે જે કામો વિદ્યાર્થીઓને હાથે કરવાનાં હોય તે તમામ કાર્યોમાં વિદ્યાર્થીઓને આવી દૃષ્ટિ આપવાની, અને એ જ પ્રમાણે કામ કરવાની ટેવ તેમને પડે, એ જોવાની જરૂર છે.

જ્યાં વિદ્યાર્થીઓ જાતે કામ ન કરતા હોય પણ માણસો મારફત કામ લેવામાં આવતું હોય ત્યાં પણ આ જ પ્રમાણે કામ લેવાની જરૂર છે. કામ તો આ પ્રમાણે જ થવું જોઇએ. વિદ્યાર્થીઓને આ પ્રમાણે કામ કરતાં શીખવવામાં આવે તો તેમને તાલીમ મળશે ને નોકરોને શીખવવામાં આવશે તો તેમને તાલીમ મળશે. જો કે નોકર એ છેવટ નોકર અને વિદ્યાર્થી એ વિદ્યાર્થી.

નાનાભાઇ.

## એક પ્રશ્ન

### પ્રશ્ન

એક વિદ્યાર્થી કોઇનું માનતોયે નથી અને ભોજનશાળામાં ભોજન વખતે તોફાન મસ્તી કર્યા કરે છે. કોઇનું અડપલું કરવું, કોઇનો કળશો

ઢોળી નાખવો અથવા તો પીરસનારને વારંવાર પજવ્યા કરવો એ જાણે કે એનો નિત્યક્રમ થઇ પડ્યો છે. તેને ઠેકાણે લાવવાના અનેક પ્રયત્નો કર્યા છતાં ફાવ્યા જ નહિ ત્યારે હવે તેને બીજાથી દૂર ભોજનશાળા બહાર બેસાડવાનો પ્રયોગ શરૂ કર્યો છે. બધા વિદ્યાર્થીઓ ભોજનશાળામાં બેસી જમતા હોય ત્યારે જ તેણે ભોજનશાળા બહાર ચોકમાં બેસીને જમવું તેવો નિયમ રાખ્યો છે. આમ કરવામાં તત્ત્વની દૃષ્ટિથી કંઇ ખોટું તો નથી કર્યું ને ?.

ઉત્તર

ઉપર જે કિસ્સો ગૃહપતિભાઇએ વર્ણવ્યો છે તેવા કિસ્સાઓ વધતે ઓછે અંશે દરેક છાત્રાલયમાં બન્યા કરે છે. કેટલાક વિદ્યાર્થીઓ જ એવા આવી ચડે છે કે તેમને હાથ કરવા અને ઠેકાણે લાવવા મુશ્કેલ પડે. આવું બને છે ત્યારે સહેલો રસ્તો તે વિદ્યાર્થીનો સામાજિક બહિષ્કાર કરવો એ છે. બીજા વિદ્યાર્થીઓ ભોજનશાળામા જમતા હોય તે જ વખતે એક વિદ્યાર્થી ભોજનશાળા બહાર બેસીને જમે તેમ કરવું તેનું નામ જ સામાજિક બહિષ્કાર. પહેલી નજરે આ એક સારો ઉપાય લાગે છે. જે વિદ્યાર્થીને સમાજમાં બેસીને જમતાં પણ આવડે નહિ તે વિદ્યાર્થીનો તેવા સમાજમાંથી બહિષ્કાર કરવો એમાં કાંઈ ખોટું નથી.

પરંતુ આવો સામાજિક બહિષ્કાર એક અધિકારીની સત્તાના પરિણામે આવે છે ત્યારે ભયંકર બને છે. આવો સામાજિક બહિષ્કાર એક પ્રકારની શિક્ષા જ છે. અને જ્યારે વિદ્યાર્થી ઉપર આવી શિક્ષા કરવામાં આવે છે ત્યારે શારીરિક શિક્ષાના કરતાં પણ એ વધારે નુકશાનકારક બને છે.

વિદ્યાર્થીનું ભોજનશાળાનું વર્તન મોટે ભાગે નિર્દોષ જ હોય છે. તેના તોફાન મસ્તીની પાછળ કોઈ પણ ખરાબ હેતુ રહેલો હોતો જ નથી. તેને પડેલી એક ટેવને લીધે અથવા તો તેના અમુક પ્રકારના ગોઠીયાની હાજરીના કારણે વિદ્યાર્થી આવાં નાનાં નાનાં છમકલાં ભોજનશાળામાં કર્યા કરે છે. તેને એમ કહેવામાં આવે કે તેણે તેમ કરવું ન જોઇએ ત્યારે ખરા દિલથી તે સ્વીકારી લે છે. પરંતુ પછી તુરત જ એ ભૂલી જાય છે. આવાં તોફાનો તેની હાથછૂટી બાજી હોય છે. વળી એની પાછળ કંઈ હેતુ હોતો નથી એથી તો વિદ્યાર્થી જલદી ભૂલી જાય છે અને પાછો હતો તેવો ને તેવો જ બની રહે છે. આવા વિદ્યાર્થીનો સામાજિક બહિષ્કાર કરવો એ ભારે ખોટું કામ છે. માનાપમાનનું તત્ત્વ આપણ મોટેરાંઓને જેટલું વળ-

ગેલું હોય છે તેથી પણ ઘણું વધારે તરણને વળગેલું હોય છે. સામાજીક બહિષ્કાર એ વિદ્યાર્થીને મન ભારે મોટું અપમાન છે. તેથી તેનું અંતર દુભાય છે. એવું અપમાન કરનાર સામે તેના મનમાં બંડ જાગે છે. પોતાની પાસે કશી પણ સત્તા નથી તેનું તેને ભાન થાય છે. આવાં અપમાનો સત્તાના અભાવે તે મુંગે મોઢે ગળી જાય છે, પરંતુ તેનું ઝેર વધારે ને વધારે ઉંડું ઉતરતું જાય છે અને હરેક પ્રકારનાં અપમાનોની સામે ગમે તે ભોગે પણ થવાની મનોદશા તે કેળવતો જાય છે. આવો જ વિદ્યાર્થી ભવિષ્યમાં મોટો કિન્નાખોર માણસ બને છે. તે કોઈનું જરા જેટલું પણ સાંખી શકતો નથી. સમાજમાં દેખાતા અસહિષ્ણુ માણસો મોટે ભાગે આવા અપમાનિત તરુણો જ હોય છે. આવું ન બને એમ આપણે ઇચ્છતા હોઈએ તો સામાજીક બહિષ્કાર જેવાં અપમાનોમાંથી તરુણ વિદ્યાર્થીઓને આપણે બચાવી લઈએ.

ત્યારે રસ્તો શો ?

પ્રશ્નકારે એ ભલે નથી પૂછયું પણ આપણે તો ટુંકમાં તેનો વિચાર પણ કરી જ લઈએ.

હું ઉપર કહી ગયો કે વિદ્યાર્થી ભોજનશાળામાં જે તોફાનો કરે છે તે કાં તો તેની ટેવને આભારી હોય છે અને કાં તો અમુક પ્રકારના તેના મિત્રોની હાજરીને આભારી હોય છે. આવી ટેવમાંથી તે મુક્ત થાય તેવા પ્રયત્નો આપણે કરી શકીએ છીએ. તે બેઠો હોય તેની આસપાસનું વાતાવરણ અને સંયોગો જ એવાં ઉભાં કરી દેવાં કે પોતાની ટેવને આચરવાનો તેને અવકાશ જ મળે નહિ અને મળે તો તે પોતે જ સંકોચ પામે. વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચેનું જરા વધારે અંતર, ગૃહપતિની હાજરી, કોઈ મોટી ઉમરના વિદ્યાર્થી પાસે બેઠક વગેરે પ્રકારના ઉપાયોથી તેની ટેવને જતાં વાર નહિ લાગે. તરુણ વિદ્યાર્થીને એ ખબર જલદી પડી જાય છે કે પોતાનું આચરણ બીજાઓ ઇચ્છતા નથી. તેમાંથી નીકળી જવાનો તેનો ઇરાદો પણ પ્રામાણિક જ હોય છે પરંતુ સંયોગો તેને તેમ કરવા દેતા નથી. તેની ઇચ્છાશક્તિ પણ એટલી વિકસેલી નથી હોતી કે તે પોતાની ટેવને જબરદસ્તીથી કાબુમાં લઈ શકે. એટલે તેને પરિસ્થિતિ અને વાતાવરણ અનુકૂળ મળી જાય તો તે પોતાની ટેવમાંથી જરૂર મુક્ત થઈ જવાનો છે. ગૃહપતિએ જરા ધીરજ અને શાંતિ જાળવવાનાં છે તેમ કહેવાની જરૂર નથી.

હવે અમુક વિદ્યાર્થીની હાજરી કે તેનું સાન્નિધ્ય એ આવાં તોફાનોના મૂળમાં કારણ હોય તો તેવા વિદ્યાર્થીઓને આઘા આઘા બેસારવા એ જ ઉત્તમ માર્ગ છે. એક જણથી બીજે જણ એટલા આઘો હોય કે તેમની એના વચ્ચે વાણી કે વર્તનનો કશો જ વ્યવહાર ન રહી શકે તો પછી પેલા વિદ્યાર્થીને શાંત અને વ્યવસ્થિત બની જતાં વાર લાગવાની નથી.

સામાજિક બહિષ્કારને પણ આવા સંયોગોમાં અવકાશ છે તે પણ જણાવી દઉં. પણ આવો બહિષ્કાર અધિકારીને હાથે ન થવો જોઇએ. આપણે ગમે તેટલા પ્રેમાળ અને વિદ્યાર્થીને સ્વાતંત્ર્ય આપનારા ગૃહપતિઓ હોઇએ, પરંતુ આવા સંયોગોમાં વિદ્યાર્થી આપણને એક અધિકારી જ લેખવાનો છે, અને આપણાથી પણ અધિકારીની મનોદશા રખાઇ જવાની છે તેમાં મને શંકા નથી. માટે જ કોઈ પણ પ્રકારનો સામાજિક બહિષ્કાર આપણે હાથે ન હોય. હા, જે છાત્રાલયમાં વિદ્યાર્થી સ્વરાજની પ્રથા હોય અને જ્યાં ભોજનશાળા માટે તેમ જ તેની તમામ વ્યવસ્થા માટે વિદ્યાર્થીઓ જ જવાબદાર હોય તેવાં છાત્રાલયોમાં કાર્યવાહક વિદ્યાર્થીઓના જ હાથથી આવો સામાજિક બહિષ્કાર થાય તો પરિણામ ઓછું નુકશાનકારક આવે ખરું. જો કે તેવે વખતે પણ વિદ્યાર્થીને અપમાન તો લાગવાનું જ છે, પરંતુ પોતે પણ તેવા જ કાર્યવાહકના અધિકાર ઉપર હોય તો (અને તેમ હોવાનો સંભવ છે જ એવી તેને ખાત્રી હોય છે) પોતાને પણ તેમ કરવું પડે એ વિચારે તેના મનમાંથી અપમાનનું ઝેર ઉતરી જાય છે અને પોતે પોતાને થએલી સામાજિક બહિષ્કારની શિક્ષા હસતે મોઢે સહી લે છે.

ઉપાયો સંબંધે તો આપણે થોડાક જ વિચાર કર્યો છે. પરંતુ આપણે ગૃહપતિઓએ સામાજિક બહિષ્કાર જેવી શિક્ષા ન જ કરવી જોઇએ એ સત્ય આપણને સમજાઈ જાય તો પછી બીજા માર્ગો આપણને જરૂર હાથ લાગવાના છે.

હરભાઈ.

## ઘંટ

કોઇ પણ છાત્રાલયમાં નિયમિતતા એ આવશ્યક વસ્તુ છે. નિયમિતતા એ સ્વતઃ ભલે સદ્‌ગુણ ન હોય પરંતુ સંઘવ્યવહાર માટે તે અનિવાર્ય છે અને નિયમિતતા વિનાનો સંઘવ્યવહાર કાં તો અશક્ય બને છે અને કાં તો ગોટાળા ભરેલો રહે છે. આપણે આપણા સંઘવ્યવહારમાં આવી નિયમિતતા કેળવી નથી એટલે તો આપણે ત્યાં સભાનો વખત ચાર વાગ્યાનો

જાહેર થયો હોય ત્યારે સાડા ૭ વાગે સભા શરૂ થાય છે. પરિણામે સૌ વખત ગુમાવે છે અને સભા નકામી થઇ પડે છે. પશ્ચિમના લોકોએ પોતાના સંઘવ્યવહારમાં નિયમિતતા ઉતારી દીધી છે એટલે તેમનો સંઘવ્યવહાર બહુ ફળદાયી નીવડે છે. આવી જ નિયમિતતાના બળે એ લોકો કરોડો રૂપીઆના હાંસલખોરના વિચારો અડધા કલાકમાં કરીને ઉભા થાય છે.

છાત્રાલય જેવી અનેક વિદ્યાર્થીઓની સંસ્થામાં પણ અમુક અમુક વ્યવહારો તો સમૂહગત રહેવાના જ; અને એ વ્યવહારો માટે નિયમિતતા પણ એટલી જ આવશ્યક રહેવાની. આવી નિયમિતતા ઉભી કરવા માટે તેમ જ તેના યથાર્થ પાલન માટે ઘંટ એક સાધન છે.

કાન દ્વારા જ્યાં જ્યાં વખતનું સૂચન કરવાની જરૂર હોય ત્યાં ત્યાં ઘંટ, ટોકરો, સીસોટી યા તો શંખ કે ઝાલર અથવા તો નગારૂં દુનિયાએ આજ લગી વાપર્યાં જ છે.

કાન દ્વારા સમયનું સૂચન કરવાના એક સાધન તરીકે ઘંટની આટલી ઉપયોગિતા. જ્યાં જ્યાં આવું સૂચન કાન દ્વારા કરવાની જરૂર ન હોય ત્યાં ઘંટ એ કેવળ નકામી વસ્તુ છે.

છાત્રાલયમાં જે તે કાર્ય માટે ઘંટ, ઘંટ ને ઘંટ એ બહુ સારી દશા નથી. અમુક ચોક્કસ સંઘવ્યવહારો ઉપરાંત છાત્રાલયમાં વિદ્યાર્થીઓને પોતપોતાનું કામ પોતાની રીતે અને પોતાને વખતે કરવાની મોકળાશ હોવી જોઇએ. કમાડ સાફ કરવાનો ઘંટ અને પાણી પીવાનો ઘંટ એ તો હસવા જેવું છે. ઉત્થાન, ભોજન, રમતો અને હાજરી એ ઘંટના જરૂરી વ્યવહારો છે; આ ઉપરાંતના બીજા વ્યવહારો આવશ્યક હોય ત્યાં ઘંટ વાગે એ ઠીક છે, પણ એની સંખ્યા જેટલી ઓછી હોય તેટલું વધારે સારૂં. નહિતર તો છાત્રાલયનું જીવન આખું સિપાહીઓની બરાક જેવું બની જાય.

એક બીજો વિચાર કરી લઇએ. ઘંટની ઉપયોગિતા તો ઉપર જણાવ્યું તેમ નિયમિતતા લાવવા માટે છે. પણ પછી આવા ઘંટમાં આપણે કલા પણ શા માટે દાખલ ન કરીએ ? બની શકે ત્યાં દરેક છાત્રાલયે સુંદર અવાજ કરે એવો જ ઘંટ રાખવો જોઇએ; ઘંટના રણકારા કાનને પ્રિય લાગે તેવા હોવા જોઇએ. ઉત્થાનનો ઘંટ વગાડવાને બદલે જો કોઇ છાત્રાલયમાં વિદ્યાર્થીઓની મંડળી ગાતી ગાતી ફરે અથવા તો સંગીત બજાવે

તો જરૂર તે કરવા જેવું છે. આપણા આજના ઘંટોની કર્કશના એક વખત તો આવાં પ્રયત્નોથી દૂર થવી જ જોઇએ.

આ ઉપરાંત દરેક વખતનો ઘંટ ને તે સંધવ્યવહારનો સૂચક બને એવી પણ યોજના થઈ શકે. રેલ્વેનાં સ્ટેશનો પર જેમ માલગાડી આવતી હોય ત્યારે બે ટકોરા અને મેઇલ ગાડી આવતી હોય ત્યારે ચાર ટકોરા થાય છે તેમ જ આપણે પણ ગોઠવવું જોઇએ. એટલે કે ભોજનનો ઘંટ અમુક જ રીતે વાગે અને તેથી સાંભળનાર તે અમુક વ્યવહાર માટેનો જ ઘંટ વાગે છે એમ સહેજે સમજી જાય.

ઘંટને અંગે છાત્રાલયની ઘડિયાળનો પ્રશ્ન ઉભો થાય છે. આ ઘડિયાળ રોજ નિયમિત રીતે ચાલે, તેને નિયમિત રીતે ચાવી દેવામાં આવે, ઘંટ વગાડનાર વિદ્યાર્થી પોતે નિયમિત વખતે જ ઘંટ મારે વગેરે તમામ ગોઠવણ થવી જોઇએ. એક રીતે તો આખા છાત્રાલયની નિયમિતતાનો આધાર આ ઘંટ ઉપર અવલંબીને રહે છે, એટલે દરેક છાત્રાલયમાં તેની ચોકસાઈ ઉપર ભાર મૂકવો જોઇએ.

**નાનાભાઈ.**

---

## છાત્રાલયોને વિનતિ

કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતનાં જુદાં જુદાં છાત્રાલયોના આવશ્યક એવા સમાચારો છાત્રાલય માસિકમાં આપવાનું નક્કી થયું છે તેથી દરેક છાત્રાલય પોતાના જાણવા જેવા સમાચાર અમને નિયમિત રીતે મોકલતાં રહે એવી અમારી વિનતિ છે.

આવતો અંક
## છાત્રાલય સંમેલન
અંક થશે.

## લોહાણા છાત્રાલયોને

લોહાણા સ્નાતક મંડળના મંત્રીને લખવાથી 'છાત્રાલય' માસિક મફત મળે તેવી અનુકૂળતા છે. ઇચ્છા ધરાવનાર સંસ્થાઓ તુરંત મુંબઈ ખબર આપે અથવા અમને લખી જણાવે.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.**
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી.)

## છાત્રાલય સંમેલન અંક

વર્ષ ૪ થું ૧૯૩૦

અંક ૨ જો ફેબ્રુઆરી

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

આપણું આ સંમેલન છાત્રાલયજીવનનો આદર્શ અને વ્યવહાર એ બન્નેનો સાચો મેળ ઉભો કરવામાં આપણને ઉપયોગી થાય તો જ તેની સાર્થકતા ગણાય. આપણે માત્ર છાત્રાલયો સંબંધે ખાલી ઉંચા ઉંચા વિચારો કરીને છૂટા પડીએ તો આપણી વાતો ગમે તેટલી સારી દેખાશે છતાં તેનો કશો ઉપયોગ નથી; એ જ પ્રમાણે આપણે માત્ર છાત્રાલયમાં કેટલા ટંક ખાવા આપવું અને રમતોમાં ક્રિકેટ રાખવી કે ફુટબોલ રાખવી એવા વિચારો કરીને છૂટા પડશું તો ગમે તેટલા વ્યવહારડાહ્યા ગણાશું છતાં તેનો કશો ઉપયોગ નથી. આપણે તો આદર્શવાદી થવું છે અને છતાં વેદીઆ નથી થવું; આપણે તો છાત્રાલયનો આદર્શ પણ સેવવો છે, અને એ જ આદર્શને અનુલક્ષીને વ્યવહાર પણ કરવો છે.

(પ્રમુખના ભાષણમાંથી)

[ આ સંમેલનના સ્વાગત પ્રમુખ કાકા કાલેલકરનું તેમજ સંમેલનના પ્રમુખ નાનાભાઇનું એ બન્ને વ્યાખ્યાનો તથા પસંદ થયેલા નિબંધો પુસ્તકરૂપે ક્યારના બહાર પડી ગયા છે; એટલે છાત્રાલયના વાચકો પાસે એ ફરીથી હું મૂકતો નથી. ત્રીજા છાત્રાલય સંમેલનનો આખો યે અહેવાલ હું આ અંકમાં આપી શકતો નથી તેનું મને લાગી આવે છે. સંમેલનની આખુંયે કામકાજ જાણવાથી વાંચનારને ઘણું માર્ગદર્શન થાય એ હું યથાર્થ સમજું છું. પણ છાત્રાલય માસિકની મર્યાદાનું પણ હું ઉલ્લંઘન શી રીતે કરૂં ? આજે તો પૂજ્ય ગાંધીજીએ સંમેલનમાં આવીને જે સુંદર પ્રવચન કર્યું હતું તેને પણ હું આખું છાપી શકતો નથી. માસિકની મર્યાદામાં રહીને હું જે કાંઈ આપી શકું છું, તે વાંચનાર સ્વીકારશે એવી હું આશા રાખું છું. ]

તંત્રી.

## પૂજ્ય ગાંધીજીનું પ્રવચન

નાનાભાઇ, ભાઇઓ અને બ્હેનો,

કાકા સાહેબે મને કહ્યું છે કે આ સંમેલનમાં છાત્રો તેમજ ગૃહપતિઓ છે એટલે એ બન્નેને ઉદ્દેશીને મારે કહેવું.

છાત્રાલયની મારી કલ્પના કે છાત્રાલય એક કુટુંબ જેવું હોય. તેમાં રહેતા ગૃહપતિ અને છાત્રો કુટુંબીઓની જેમ રહેતા હોય. ગૃહપતિ એ છાત્રોના પિતા તેમજ માતાનું સ્થાન લે. ગૃહપતિ સાથે તેની પત્ની હોય તો તેઓ પતિ-પત્ની મળીને માબાપની જેમ કામ કરતાં હોય. અસારે તો આપણે ત્યાં દયાજનક સ્થિતિ વર્તે છે. ગૃહપતિ બ્રહ્મચર્ય પાલન ન કરતો હોય ત્યાં સુધી તેની પત્ની છાત્રાલયમાં માનું સ્થાન લઇ શકે જ નહિ.

હું પોતે વિદ્યાલય કરતાં છાત્રાલયને વધારે મહત્ત્વનું સ્થાન આપું છું. ઘણી વિદ્યા જે શાળામાં ન મળી શકે તે છાત્રાલયમાં મળી શકે છે. વિદ્યાલયમાં ભલે બુદ્ધિની વિદ્યા મળતી હશે, પણ જે મળે છે તે વિદ્યાર્થી પચાવી શકતો નથી. થોડુંક મગજમાં અનિચ્છાએ વળગી રહેતું હશે એટલું જ. અસારે હું વિદ્યાલયની ખરાબ બાજુ જ મૂકી રહ્યો છું. છાત્રાલયમાં વિદ્યાર્થીઓને અને વિદ્યાર્થિનીઓને જેટલું મનનું બળ આપી શકો, તેટલું વિદ્યાલયમાં આપી ન જ શકો. મારી છેવટની કલ્પના એ જ છે કે છાત્રાલય એ જ વિદ્યાલય હોય.

* * *

છાત્રાલયોમાં એક ગંભીર અરાજકતા વર્તે છે, તે તરફ હું ખાસ ધ્યાન ખેંચું છું. એને વિષે આંખ આડા કાન કરવામાં આવે છે, પોતાના છાત્રા-

લયનું ખોટું કહેવાશે એમ સમજી ગૃહપતિઓ પ્રગટ કરતાં શરમાય છે અને ઢાંકે છે. પોતાના વિદ્યાર્થીઓ ખોટું કામ કરે તે કેમ ઉઘાડું પડાય એમ તે વિચારે છે અને વિદ્યાર્થીના માબાપને પણ તે જાણ કરતો નથી. પણ આમ છૂપું રાખવામાં તે સફળ તો થતો જ નથી. ગૃહપતિ મનમાં જાણે છે કે કોઇ નથી જાણતું પણ બદબો જોતજોતામાં ફેલાઇ જાય છે અને પરિણામે ઘણાં છાત્રાલયો ગંદાં બની જાય છે. અનુભવી ગૃહપતિઓ સમજ્યા હશે કે હું શું કહેવા માગું છું. ગૃહપતિઓને હું આ સંબંધમાં ચેતવણી આપું છું. તેઓ સાવધાન રહે. પોતાનો ધર્મ બરાબર સમજે. જેઓ છાત્રાલયોને શુદ્ધ ન રાખી શકે તેઓ રાજીનામું આપી આ કામથી છૂટા થાય. છાત્રાલયમાં રહીને વિદ્યાર્થીઓ નમાલા થાય, તેમનામાં દઢતાનો નાશ થાય તેમનાં વિચારો છિન્નભિન્ન થાય, બુદ્ધિ શુષ્ક થાય, તો ગૃહપતિ તે ચલાવવાને લાયક નથી.

* * *

હું કહું છું તે પરથી જણાશે કે ગૃહપતિ લગભગ સંપૂર્ણ પુરુષ હોવો જોઇએ. અનેક છોકરાઓ ભેગા કરીએ તો તેમના ઉપર પ્રભાવ પાડી શકે, તેમનાં હૃદયમાં પ્રવેશ કરી શકે, એવો માણસ હોય તે જ ગૃહપતિ થઇ શકે. એવો ગૃહપતિ ન હોય તો છોકરાઓને ભેગા કરવા એ ભયંકર છે.

આટલું ગૃહપતિઓ માટે. હવે છાત્રોને. છાત્રો પોતાનું ભાન ભૂલી ગૃહપતિને પોતાનો નોકર માને, પોતાનું બધું કામ નોકરો જ કરે, હાથે કરાય નહિ, એમ માનીને છાત્રાલયમાં વસે છે. છાત્રોએ જાણવું જોઇએ કે છાત્રાલય એ તેના ભોગ માટે નથી. છાત્રાલયમાં તે પૈસા આપે છે એમ ન માની લે. જે કાંઇ આપે છે તે પૂરા નથી આપતો. શેઠીયાઓએ માની લીધું હોય છે કે વિદ્યાર્થીઓને પંપાળવાથી તેઓ સારા થાય. તેમને સુખ સગવડ આપવાથી ધર્મપાલન થાય, એમ સમજી તેઓ બધું આપે છે, પણ એમાં તો ધર્મને સાટે અધર્મ જ થાય છે. તેથી વિદ્યાર્થીઓ ઉલ્ટા બગડે છે. પરાવલંબી થાય છે. બુદ્ધિનો ઉપયોગ કરે ને ગણત્રી કાઢે કે છાત્રાલયના મકાનમાં તે રહે છે તેનું ભાડું કેટલું, નોકર ચાકરોના અને ગૃહપતિના પગાર કેટલા? એ બધું છાત્રો પાસેથી લેવાતું નથી. તેઓ તો માત્ર ખોરાક પૂરતું જ આપે છે. ઘણાં છાત્રાલયોમાં તો ખોરાક, કપડાં, ચોપડી એ પણ આપવામાં આવે છે. દાન કરનારા ભલા શેઠીયાઓ લખાવી લેતા હોય કે ભણી ગણીને આવા છોકરાઓએ દેશસેવા કરવી તો પણ ઠીક. પણ તેઓ એટલી હદે ઉદાર હોય છે કે તેવું કશું કરતા નથી. પણ છાત્રોએ સમજી રાખવું જોઇએ કે

જો તેઓ આ ખાય છે તેનો બદલો વાળી ન આપે તો તેઓ ચોરીનું અન્ન ખાય છે. અમારા વખતમાં હું અખાભગતની કવિતા શીખ્યો છું:

'કાચો પારો ખાવો અન્ન, તેવું છે ચોરીનું ધન.'

ચોરીનું ધન ખાવાથી છાત્રો શરીર થતા નથી, દીન થાય છે. છાત્રાલયોમાં ઘણા બ્રાહ્મણો તથા વૈશ્યવૃત્તિનાઓ રહે છે. તેઓ આવી ભીખારીવૃત્તિથી દાનનું ખાય, એ શરમભરેલું છે. બધા છાત્રો નિશ્ચય કરે કે અને ભીખનું અન્ન નથી ખાવાના. તેઓ છાત્રાલયની સગવડનો લાભ ભલે લે, પણ અહીંથી જઈને તરત ગૃહપતિને નોટીસ આપી દે કે બધા નોકરોને રજા આપી દો. અથવા નોકરોની દયા આવે તો તેમની નોકરી રહેવા દો, પણ બધું કામ તો જાતે જ કરજો–પાયખાના સાફ કરવા સુધીનાં બધાં કામો હાથે કરી લેવાનો નિશ્ચય કરો તો જ તમે ગૃહસ્થ થશો સારે દેશસેવા કરી શકશો. અત્યારે તો આપણા લોકો પ્રામાણિક ધંધાથી પોતાનું કે સ્ત્રીનું કે માતાનું પોષણ કરવાની પણ તાલીમ ધરાવતા નથી.

* * *

છાત્રાલય એ ઋષિકુળ હોય. ત્યાં બધા બ્રહ્મચારીઓ જ વસે. પરણેલા હોય તે પણ વાનપ્રસ્થ હોય. એની આદર્શ સ્થિતિમાં તમે ૫, ૧૫ વર્ષ રહ્યા હો તો હિન્દુસ્તાન માટે જે કરવા ધારો તે કરી શકો એવા તમે સમર્થ નીવડો. આજે સ્વરાજ્ય સત્ર મંડાયો છે. પણ ભિક્ષા ઉપર નિર્ભર રહેનારાઓ એમાં શું ભાગ લેવાના હતા?

ત્યાગ એકાએક આવી જાય છે એમ ન માનો. તે તો બહુ કેળવ્યા પછી જ આવે છે. જે માણસને ત્યાગની ઇચ્છા છે, પણ જેણે ઝીણા રસોને જીતવા પ્રયત્ન નથી કર્યો, તેને એ રસો અણીને વખતે દગો દે છે, આ અનુભવસિદ્ધ વાત છે. બધા છાત્રો તૈયાર થાઓ તો મેં જે વાતો કરી તે સાદામાં સાદી છે.

પ્રવચન પછી થોડા પ્રશ્નોત્તર થયા. તેમાં એક પ્રશ્ન વિદ્યાર્થીઓમાં વાળ રાખવાના શોખ વિષે હતો. આ પ્રશ્નનો ઉત્તર વાળતાં ગાંધીજી બોલ્યાઃ—

"મારા વખતમાંયે સાહેબ લોકો જેવાં પટિયાં છોકરાઓ પાડતા. તે વખતે અમારી માતાઓને એ ન ગમતાં. આજે એટલો ફેર પડ્યો છે કે માતાઓને એ ગમે છે. મને પોતાને તો તેનો દ્વેષ છે જ.

ઘણા કહે છે કે 'આમાં એવી મોટી વાત કઈ છે? વિદ્યાર્થીઓ ઇચ્છામાં આવે એવા વાળ રાખે.' પરંતુ વાળ કેવા રાખવા એ ઐચ્છિક ન

હોય. છાત્રો એ તો બ્રહ્મચારીઓ છે. ગૃહપતિ પિતાને સ્થાને છે. આવી બાબતમાં દખલ કરવાનો તેનો ધર્મ છે. બ્રહ્મચર્ય એ સંન્યાસ છે. ઉત્તરાવસ્થાનો સંન્યાસ ઐચ્છિક હોય, પણ આ બાલ્યાવસ્થાનો સંન્યાસ ઐચ્છિક નથી હોતો, માતા પિતા કે ગુરુની આજ્ઞામાં રહીને તે પાળવાનો હોય છે.

વળી ૩૦–૪૦ કે વધારે વિદ્યાર્થીઓ એક સંસ્થામાં રહેતા હોય, તે અમુક તાલીમમાં જ રહે એ બરાબર છે. તેમનો પહેરવેશ, તેમના વાળ એ બધું એક પ્રકારનું જ હોય. લશ્કરોમાં, કપડાં, રંગ, અરે બટનો પણ એક જ પ્રકારનાં હોય છે. જો તંત્ર એક અખંડિત ચલાવવું હોય તો દરેક સિપાઈને સ્વતંત્ર રહેવા દેવી એ તો સ્વચ્છંદ થાય.

ઝીણી બાબતોમાં કેટલાક નિયમો તો જોઈશે જ. જે નિયમો કરીએ તે એકસરખા લાગુ પડે. ઉઘાડે પગે ફરવાનો નિયમ હોય તો બધા ઉઘાડે પગે ફરે; ચંપલનો નિયમ કરીએ તો બધાંને ચંપલ હોય અને ચાંચાળા જોડાનો નિયમ હોય તો બધા તે પહેરે. સંસ્થા સુવ્યવસ્થિત ચલાવવી હોય તો આવા નિયમો આવશ્યક થઈ પડશે.

માણસની જેમ સંસ્થા પણ તેના આચારથી ઓળખાય છે. છાત્રે કેવા વાળ રાખવા તે છાત્રાલયના અધિકારની વાત છે.

સામાન્ય રીતે આવા વાળને આપણે ત્યાં સ્થાન નથી જ. આપણે ગુલામી વૃત્તિના છીએ. અંગ્રેજોને જોઈને પટિયાં પાડતા થયા છીએ. જર્મનીમાં જઈને જુઓ—કોઈ પુરુષ વાળ ઓળે જ નહિ. મારી મા પટિયાં પાડવા દેતી નહિ. તે કહેતી કે સેંથા રાખવા એ વિદ્યાર્થીનું કામ નથી. સાહેબ લોકોનું અનુકરણ કરવું એ ગુલામી વૃત્તિ છે. સાહેબ લોકો એનાથી રૂડા રૂપાળા લાગતા હોય તો ભલે કરે. પણ આપણે આપણી સભ્યતા કેમ છોડીએ ?

પટિયાં પાડવાનો મેં ઠીક ઠીક અનુભવ લઈ જોયો છે. કાચ સામે ઉભા રહીને ઘણો વખત ગુમાવ્યો છે, ચીકણાં તેલ નાખીને બહુ પટિયાં પાડી જોયાં છે. પણ ઈશ્વરે વાળ એવા બરછટ આપેલા કે ઓળું કે તરત ઉભા થઈ જાય ! એ બધું હવે આળપંપાળ લાગે છે. એટલી એટલી રૂપાળા થવાની મહેનત કરી અને પૈસા લૂંટાવ્યા, પણ મારા રૂપ ઉપર કોઈ છોકરી મોહિત થઈ ગઈ હોય એવું મારે વિષે તો બન્યું નથી. "

આ છેલ્લા વચનથી આખી સભાને હાસ્યના તરંગોમાં ઝીલતી મૂકી પૂજ્ય ગાંધીજીએ ગમેતનની રજા લીધી.

---

સંમેલનના બન્ને પ્રમુખોનાં વ્યાખ્યાનો તેમજ થોડો ઘણો શિષ્ટાચાર બાદ કરીએ તો આખા યે સંમેલનના કાર્યને ત્રણ ભાગોમાં વહેંચી શકાયઃ—

૧ વ્યાખ્યાનો.
૨ ચર્ચાઓ.
૩ ઠરાવો.

મસલત સમિતિએ કેટલાક વિષયો એવા ગણ્યા હતા કે જેના પર બધા ભાઈઓ ચર્ચા કરે તે કરતાં અમુક એકાદ અનુભવી વ્યક્તિ પોતાના વિચારો આપે તો વધારે લાભ થાય. આવા વિષયો ઉપર ખાસ વ્યાખ્યાન ગોઠવવામાં આવ્યાં હતાં. આ રહ્યા તે વિષયોઃ—

૧ સ્વચ્છતા.
૨ છાત્રાલયના અનિવાર્ય નિયમો.
૩ કોમી છાત્રાલયો અને પંક્તિભેદ.
૪ વિદ્યાર્થીઓનું સ્વરાજ્ય.

વ્યાખ્યાનના આ વિષયો ઉપરાંત કેટલાક ચર્ચાના વિષયો હતા. ચર્ચાના વિષયોમાં સહેજે બે પક્ષો હોવાનો સંભવ છે એ સૌના ધ્યાનમાં જ હતું—જો કે બધી યે ચર્ચામાં પૂર્વપક્ષ જેટલા જોસથી બહાર આવવો જોઈએ તેટલા જોસથી આવ્યો જ ન હતો, અને તેથી યે કેટલીક ચર્ચાનું મુખ ભાંગી પડ્યા જેવું થતું હતું.

ચર્ચાના વિષયો આ પ્રમાણે હતાઃ—

૧ ગૃહપતિ અને વિદ્યાર્થીઓ વચ્ચેનો ગજગ્રાહ (tug of war)
૨ સંગ.
૩ વિદ્યાર્થીઓનું સ્વાતંત્ર્ય.

વ્યાખ્યાનો અને ચર્ચાઓ ઉપરાંત સંમેલનનું ત્રીજું અંગ ઠરાવો હતું. અગાઉના બે સંમેલનોમાં કોઈ પણ ઠરાવ કરવા એ ઉચિત લાગ્યું ન હતું. પણ હવે તો છાત્રાલયોએ મક્કમ રહી પોતાનો માર્ગ કેળવણીની દૃષ્ટિથી કાપવો જોઈએ, એટલે આ સંમેલને ઠરાવો કરી પોતાની મક્કમતા જાહેર કરી હતી.

## ૧ વ્યાખ્યાનો

### ૧ સ્વચ્છતા

કોઠારીસાહેબે શરૂ કર્યુંઃ—

સ્વચ્છતાના બે પ્રકાર છે. (૧) જેથી રોગ ન થાય તેવી (૨)

આંખને ખૂંચે તેવી. રસ્તામાં અવ્યવસ્થિત પાંદડાંઓ પડ્યાં હોય તો તેથી રોગ નહિ થાય, પણ તે આંખને ખૂંચશે નહિ.

* * *

જેમને આપણે ગંદા માનીએ છીએ તેઓ ખરેખર ગંદા હોતા નથી, પરંતુ અવ્યવસ્થિત હોય છે. અને આપણે જેઓ સ્વચ્છતાનો ડોળ કરીએ છીએ, ઉપરથી ટાપટીપ કરીએ છીએ તેઓ પણ અંદરથી ગંદા હોઈએ છીએ. જેમ રોગ ફેલાવનાર ગંદવાડ દૂર કરવો જોઈએ, તેમજ આંખને ખૂંચતી ન આવે તેવી વસ્તુ દૃષ્ટિ સમક્ષ ન હોવી જોઈએ. કારણકે તે આત્માની અસ્વચ્છતા બતાવે છે.

* * *

પંચ મહાભૂતોથી નીપજતી સ્વચ્છતા આપણે જાળવવી જોઈએ. માખીઓ, ભિનારા, મચ્છર, કાગડા, કુતરાં અને ભિખારીઓ એ અસ્વચ્છતાના સાક્ષીઓ છે. એકવાડ દાટી દઈએ. ભીનારામાં અંગારા નાખીએ તો પાણી પણ ચૂસી લે. બારી એ કચરો ઓકવા માટે નથી, પરંતુ બહારની સ્વચ્છ હવા લેવા માટે છે.

* * *

રસોડાંઓની મોટી અસ્વચ્છતા ધુમાડો હોય છે. રસોડાની બાંધણી અંદર ધુમાડો નૃત્યક્રીડા કરે એવી હોય એ ખરાબ છે. ચીમનીની પદ્ધતિનો સ્વીકાર થવો જોઈએ. ચીમની જેમ ઉંચી તેમ ધુમાડો વધારે ખેંચે.

## ૨ છાત્રાલયના અનિવાર્ય નિયમો

મોતીભાઈ અમીને શરૂઆત કરી:—

નિયમો વિના રાજ્ય ચાલતું નથી—ગૃહ પણ ચાલતું નથી, તેમ છાત્રાલય પણ ચાલે નહિ. ગૃહના નિયમો કોઈ ઘડતું નથી પણ આપોઆપ ઘડાય છે. એ દૃષ્ટિ હું છાત્રાલય માટે સ્વીકારું છું. નિયમો સ્વાભાવિક રીતે ઉભા થતા હોવા જોઈએ. નિયમપાલનનો આધાર ગૃહપતિ ઉપર છે. ગૃહપતિ સારો ન હોય તો બહારના લોકોએ ઘડી આપેલા નિયમો ગમે તેટલા સારા હોય તો પણ એ સંસ્થામાં કામ નહિં આવે. છાત્રાલય ચલાવવામાં સારામાં સારા ગૃહપતિની જરૂર છે. સારો ગૃહપતિ એમ માને છે કે પોતે છાત્રોની સેવા કરવા આવ્યો છે અને છાત્રોની ઇચ્છા જાણ્યા વિના તે શુદ્ધ સેવા ન કરી શકે.

જુગતરામ દવેએ છાત્રાલયના અનિવાર્ય નિયમો રજુ કર્યા:—

૧ સવારે વહેલા ઉઠવું, રાત્રે ફરાવેલે વખતે સૂવું.

૨ રજા સિવાય ગેરહાજર ન રહેવું.

૩ ભોજન અને સુવાના સમય ઠરાવેલા હોય.

(ઉમ્મર પ્રમાણે ફેરફાર હોય.) ભજરતું કે ખાનગી ખાવું ન જ જોઇએ.

૪ દિવસમાં આ સિવાય એવો સમય હોવો જોઇએ કે જ્યારે બધા એકઠા મળે (પ્રાર્થના)

૫ વાળ, કપડાં, સરસામાન વગેરેમાં નખરાં ન હોવા જોઇએ. (રસવૃત્તિ ઉમદા રહે તે રીતે).

૬ આટલાં કામ તો હાથે જ કરવાં જોઇએ–કપડાં ધોવાં, વાળવું, વાસણ માંજવાં, દીવા સાફ કરવા, પાણી ભરવું.

૭ ભોજન મસાલા વિનાનું હોવું જોઇએ.

૮ ટાઢે પાણીએ ન્હાવું જોઇએ. (તેનો સમય નિશ્ચિત હોય).

૯ કસરત અને રમત હોવી જોઇએ. (શાળામાં ન થતાં હોય તો.)

૧૦ પર્યટન એ છાત્રાલયનું આવશ્યક અંગ કરવું જોઇએ. (શાળા મારફત ન થતું હોય તો).

આ નિયમોને રજુ કરતાં તેના સમર્થનમાં તેમણે કહ્યું: "છાત્રાલયોને વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય ઘડનારાં, તેમને શાસ્ત્રીય જીવનની તાલીમ આપનારાં સ્થાન કરવાં હોય તો આ નિયમો ઝીણા દેખાવા છતાં અનિવાર્ય ગણવા જોઇએ. ઘરમાં આવા નિયમો કોઇ ઘડતુ નથી તેથી છાત્રાલયમાં ન ઘડવા એ બરાબર નથી. છાત્રાલયને આપણે ઘરની મોટી આવૃત્તિ બનાવવા માગતા નથી. ઘરમાં જે જીવનની શાસ્ત્રીય વ્યવસ્થા નથી તે આપણે છાત્રાલય મારફતે મેળવવા માગીએ છીએ. આ નિયમોની પાછળ સજા ન હોય એટલે નિયમ તરીકેની કઠોરતા તેમાં નહિ રહે."

### ૩ કોમી છાત્રાલયો અને પંક્તિભેદ

કાકાસાહેબ:—

આજે જ્યારે સામ્રાજ્ય સામે ટક્કર ઝીલવા સારૂ હિન્દીસંગઠન કરવાની જરૂર છે, એવે વખતે જો આપણે દરેક કોમના નાના નાના સંગઠ્ઠનો કરીને ન્યાતીજાતીનો અને સંકુચિત સ્વાર્થ બહાર ન જોવાનું આંધળાપણું કેળવીએ તો આપણો નાશ થવાનો છે. આવા સંકુચિત સ્વાર્થને લીધે જ તેત્રીસ

કરોડની આપણી પ્રજા નમાલી થઇ છે અને એક એક હિન્દી નાનકડા જીવડા જેવો દેખાય છે. આ સ્થિતિમાં પણ આપણે લાંબા વખત સુધી ટકી શકવાના નથી. આપણો સમય છે ત્યાં સુધી ચેતતા નથી અને પાછળથી છાતી કૂટવા બેસીએ છીએ.

* * *

આપણી પછાત કોમોની દુર્દશા માટે આપણે જવાબદાર છીએ. એ આપણા જ ભાઇઓ છે—એ આપણા નાનાભાઇ છે. એમના આપણે દ્રસ્ટી છીએ. એમની સેવા કરવી એમાં પરોપકાર નથી પણ શુદ્ધ કર્તવ્યપાલન છે.

* *

એટલે જ હું કહું છું કે વ્યાપક કોટીનો સ્વાર્થ અને તુમાખીપણું એ સમાજદ્રોહ છે. એમાંથી આપણે બચી જઇએ. કોમપૂરતાં છાત્રાલયો ખોલીને આપણે નાના વાડા મજબુત નહિ કરીએ. કોમ પૂરતી વ્યવસ્થા નહિ કરીએ. જમતી વખતે જેમ નોકરો, આશ્રિતો, અતિથિ, અભ્યાગત, પાળેલાં પશુપક્ષી, બધાનો વિચાર કરવાનો હોય છે, તેમ સામાજિક દાનમાં પણ પછાત કોમો, આશ્રિત કોમો અને ગરીબ કોમોનો વિચાર કરવાનો હોય છે. બીજું કશું તરત ન કરી શકીએ તો કોમી ફંડની આવકમાંથી વીસ ટકા જેટલી રકમ ઉતરતી સ્થિતિની કોમોના છોકરા-છોકરીઓને મદદ કરવા પાછળ ખરચીએ. છાત્રાલયોમાં વીસ ટકા વિદ્યાર્થીઓ બીજી કોમના લઇએ. જેથી આપણા વિદ્યાર્થીઓને પણ સર્વ પ્રકારના વિદ્યાર્થીઓના સહવાસનો લાભ મળે અને પોતાની શક્તિ, પોતાની લાયકાત, અને પોતાના કર્તવ્યનું ભાન રહે.

પંક્તિભેદનો સવાલ આની સાથે જ સંકળાએલો છે. ધર્મશાસ્ત્ર પ્રમાણે તો આહાર શુદ્ધિ એજ મહત્વની છે. આપણો આહાર શુદ્ધ હોય એનો અર્થ એ સ્વચ્છ હોય, પવિત્ર અને સાત્વિક હોય, હરામીનો ન હોય, આપણી મહેનતનો હોય અથવા સત્કારપૂર્વક આપેલો હોય, રસોઇ તૈયાર કરનાર માણસ શુચિર્ભૂત, સાત્વિક અને પ્રેમાળ હોય. રસોઇ કરનાર ગંદો, વ્યસની, અપ્રમાણિક અથવા હીન વૃત્તિનો ન હોય અને જમતી વખતે આપણા મનમાં દ્રોહ કે સંકુચિતતા ન હોય, ચિત્ત પ્રસન્ન હોય, એ બધું આહાર શુદ્ધિમાં આવી જાય છે. પંક્તિભેદ એ તો કૃત્રિમ પ્રતિષ્ઠાનો જ સવાલ છે. જેમ રાજદરબારમાં કે ગવર્નરની લેવીમાં દરેક માણસને એનો

દરજ્જો નક્કી કરીને એને એના ઠેકાણે જ બેસાડવામાં આવે છે. નીચલા દરજ્જાનો માણસ ઉપલા દરજ્જાના માણસની હારમાં આવીને બેસે તે ઉપલો માણસ એ સહન ન કરે, એવી જ જાતની કાંઇક ઉચ્ચનીચ ભાવનાથી પંક્તિભેદ શરૂ થયો છે, એમ હું માનું છું. નહિ તો સ્વચ્છ અને સુઘડ રીતે કોઇ મારી પડખે બેસીને હું જે ખોરાક ખાઉં છું તે જ ખોરાક એ પણ ખાતો હોય તો મારે શો વાંધો હોઇ શકે ?

## ૪ વિદ્યાર્થીઓનું સ્વરાજ્ય

હરભાઇ ત્રિવેદીઃ—

દરેક છાત્રાલયમાં વિદ્યાર્થીનું સ્વરાજ્ય દાખલ કરવું આવશ્યક છે. એ દાખલ કેમ કરવું એ મુંઝવણનો પ્રશ્ન તો છે જ. અમારે ત્યાં દક્ષિણામૂર્તિમાં આ સંસ્થા કેમ ચાલે છે તેનો ખ્યાલ આપીશ. બધી અંતર્ગત વ્યવસ્થાનું કાર્ય વિદ્યાર્થીઓએ કરવાનું હોય છે. તેઓ કાર્યોના જૂદા જૂદા વિભાગો પાડે છે અને દરેક વિભાગ ઉપર પોતામાંથી એકને નેતા ચૂંટે છે. આ નેતાને પોતાના મદદનીશ ઉપનેતાઓ માગી લેવાનો હક્ક હોય છે. ગૃહપતિ એ વિદ્યાર્થિમંડળનો એક સભ્ય હોય છે. મંડળનો પ્રમુખ તો વિદ્યાર્થી હોય એટલે તેને વિદ્યાર્થી પ્રમુખના નિયમનમાં રહેવું પડે છે. સંસ્થાની સામાન્ય નીતિને બાધકર્તા એવો કાંઇ પણ નિર્ણય વિદ્યાર્થીઓ કરે ત્યારે જ ગૃહપતિને વચ્ચે પડવાનું રહે છે.

વિદ્યાર્થી સ્વરાજ્ય સ્થાપન કરવાથી ઘણા લાભ છે. અમારે ત્યાં એ થયું ત્યારથી શિક્ષાના પ્રસંગો જ નીકળી ગયા. એવા પ્રસંગો ઉભા થાય ત્યારે એનો નિકાલ વિદ્યાર્થી સ્વરાજ્ય કરી લે છે. આ સંસ્થાથી વિદ્યાર્થીઓની શક્તિનો અભ્યાસ કરવાની ગૃહપતિને તક મળે છે. કેટલી વખતે અમારે ત્યાં વિદ્યાર્થી-ગૃહપતિ નીમવાના પ્રયોગો પણ કર્યા છે અને તે સફળ થયા છે. અમારે માથે કામનો ભાર આવી પડે ત્યારે અમે વિદ્યાર્થી-મંડળમાંથી એકને ગૃહપતિની જવાબદારી આપીએ છીએ. કેટલીક વખતે અમારા નિયમનમાં એકાદ છોકરો બહુ જ દૂખલ કરતો હોય ત્યારે તેને ગૃહપતિ બનાવીને અમે સીધો કરી શક્યા છીએ.

અમારી શિસ્ત સામે બંડ કરનાર તે જ જ્યારે ગૃહપતિ બને છે, ત્યારે અમારા કરતાં પણ શિસ્તના આકરા નિયમો માગે છે. જે છાત્રાલયોને નિયમો અને શિસ્તના સંબંધમાં મુશ્કેલી નડતી હોય તેઓ વિદ્યાર્થી સ્વરાજ્યની પ્રથા પોતાને ત્યાં તરત દાખલ કરે.

## ૨ ચર્ચાઓ

### ૧ ગજગ્રાહ ( ગૃહપતિ અને વિદ્યાર્થીઓ વચ્ચેનો )

કાકાસાહેબે શાંત સભાપર બોમ્બ ફેંક્યોઃ—

'ગજગ્રાહ એ તો આપણો ધંધો છે. તે જો છાત્રાલયમાંથી જાય તો આપણે ધંધા વિનાના બેકાર બનીએ. ગજગ્રાહ જતાં છાત્રાલય અલૂણું થઇ જાય. ગજગ્રાહ નિરંતર ચાલતો જ જોઇએ, અને તે નાનાભાઇ કહે છે તેવો મોળો, મ્હાવરા પૂરતો નહિ પણ સાચે સાચો હાર જીતનો. જેમાં ગજગ્રાહ નથી તે કેળવણી મુડદાલ છે.'

ભાઇ નીરચંદ પાનાચંદ શાહે સીધો જવાબ વાળ્યોઃ—

'ગજગ્રાહ જરૂરનો કેમ હોઇ શકે? આગળ વધારનારી વસ્તુ ગજગ્રાહ ન હોય પણ સહકાર જ હોય. છાત્રાલયોને કુટુંબો સાથે સરખાવવામાં આવે છે; પણ કુટુંબો ઝઘડાથી વધ્યાં હોય એવું જાણવામાં નથી."

એક બ્હેને મુંઝવણથી કહ્યુંઃ—

'ગજગ્રાહમાં બે પક્ષો પોતે જીતવાનો અને સામાને હરાવવાનો નિશ્ચય કરીને આવે છે. તેઓ એકબીજાને દુશ્મન સમજે છે. આવા ખરાબ ગજગ્રાહનો તો ઉકેલ કાઢવો જ જોઇએ. તેવે વખતે પણ શું શિક્ષા ન થઇ શકે?'

એક ભાઇએ ઉકેલ સૂચવ્યોઃ—

'આપણે વાત્સલ્યથી વાલીપણું લાવવું જોઇએ, નિયમો ઘડવા જોઇએ.'

ચર્ચા આ પ્રમાણે ચાલતી હતી ત્યાં ભાઇ રવિશંકર તો કાકાસાહેબને પણ પણું વટી જતાં હોય તેમ બોલ્યાઃ—

'મારો મત કોઈ પણ જાતના નિયમ લાદવા વિરૂદ્ધનો છે. હું માનું છું કે બંડખોર છાત્રો ન મળે તો આપણું મૃત્યુ જ થાય. જીવન એટલે નવ અંકુર. એ નવ અંકુરને નિયમોથી મારી નાખવું ન જોઇએ.'

શ્રી. રામનારાયણ પાઠકે ગેરસમજ દૂર કરતાં કરતાં કહ્યું:—

'આ ગજગ્રાહ શબ્દને કારણે આપણને એક વાતનું દુર્લક્ષ થાય છે. ગજગ્રાહમાં બંને પક્ષોને પોતાને માટે અભિમાન હોય છે. પ્રસ્તુત ગજગ્રાહ તે પ્રકારનો ન હોવો જોઇએ. ગૃહપતિએ અંગત અભિમાન કે ડંખ નં જ રાખવો જોઇએ. ગૃહપતિમાં હારવાની બ્હીક હોય તો ગજગ્રાહમાં કડવાશ આવે. એવો ગૃહપતિ પોતાના કામને માટે નાલાયક ગણાય.'

શ્રી. જુગતરામ દવેએ પ્રેક્ષક મંડળમાં બેસીને સાંભળી રહેલા છાત્રો તરફ જોઇને હસતાં હસતાં કહ્યું:—

'આ આપણા 'દુશ્મનો' આ બધું સાંભળી રહ્યા છે, તો પણ હું કહી દઉં કે મારે વહેલા ઉઠવા સંબંધમાં વિદ્યાર્થીઓ જોડે રોજ ગજગ્રાહ કરવો પડે છે. એ હમેશા સાંજે શરૂ થાય છે અને સવારે તેનું પરિણામ જણાય છે. અવારનવાર હારજીત બન્નેનો અનુભવ થાય છે. પણ હારું ત્યારે મને શરમ આવતી નથી અને ફરીથી રમતાં હું ગભરાતો નથી.''

શ્રી. સવિતા બ્હેને સૂચવ્યું:—

'વિદ્યાર્થીઓની ઉપર તેમને સમજાવ્યા વગર આપણે માનતા હોઇએ તે સિદ્ધાંતો પળાવવા જોઇએ નહિ. ગજગ્રાહનો પ્રસંગ આવે માટે દરેક વસ્તુ તેમની પાસે સમજણ પાડ્યા પછી જ મૂકવી જોઇએ.'

મામાસાહેબ ફડકેનો પણ એવો જ અભિપ્રાય આવ્યો:—

'છાત્ર છાત્રપતિ વચ્ચેના ઘણા ખરા ગજગ્રાહો ગેરસમજથી જ થાય છે; ગૃહપતિ પોતાને વિદ્યાર્થીની સ્થિતિમાં મૂકતો નથી તેથી થાય છે.'

શ્રી. ચંદુલાલ દવે બોલ્યા:—

'છાત્રાલયના વહીવટમાં અને નિયમો ઘડવામાં વિદ્યાર્થીઓને ગૃહપતિ પોતાની સાથે રાખે. તેમને સ્વરાજ જેવી સંસ્થા કરી આપે તો ઘર્ષણ ટાળી શકાય. ગજગ્રાહના કારણમાં શિસ્ત આપણા જીવનમાં ઉતર્યું નથી એ હોય છે. આને લીધે છાત્રોને ગૃહપતિ સાથે જ નહિ પણ તેમનામાંથી કોઇને નેતા ચૂંટ્યો હોય તો તેની સાથે પણ ઝઘડાના પ્રસંગો ઉભા થાય છે. શિસ્તનું માન રાખતાં શીખવું એ આનો ઉપાય છે.'

શ્રી. ભોગીલાલ ઠાકર બોલ્યા:—

'આજે ગૃહપતિ વિદ્યાર્થીઓની તપાસ રાખે છે તેના કરતાં વિદ્યાર્થીઓ ગૃહપતિની દરેક વાતની વધારે તપાસ રાખે છે. પણ છાત્રાલય કોનું?

વિદ્યાર્થીઓ જીવનવિકાસ સાધવા ત્યાં આવ્યા છે તેથી તેમનું જ. ગૃહપતિ, ટ્રસ્ટીઓ કે તેમની વ્યવસ્થા જો વિદ્યાર્થીઓના વિકાસને પ્રતિકૂળ હોય તો બધાને ફેંકી દેવાં જોઇએ.'

પાણીદાર છાત્રો માટે 'બંડખોર' શબ્દનો વિરોધ કરતા શ્રી. નરહરિભાઇને પાછા વાળતાં ભાઇ જુગતરામ ફરીથી બોલ્યા:—

"બંડખોર શબ્દને અને મેં વાપરેલા 'દુશ્મન' શબ્દને હું વળગી રહું છું. એમાં કોઇ પાપ હોય તો તેની જવાબદારી ગજગ્રાહ શબ્દનો પ્રયોગ આ વિષયમાં જેણે પ્રથમ કર્યો તેને માથે છે."

આ ઉપયોગી વિષયની આટલી લાંબી ચર્ચાને અંતે પ્રમુખે ઉપસંહાર કર્યો:—

'ગજગ્રાહ એ શબ્દ અમદાવાદની સ્વાગત સમિતિએ આપ્યો છે. જ્યાં બે પક્ષો પડે અને બન્નેમાં જીતવાની ઇચ્છા હોય ત્યાં આ શબ્દ વપરાય. એવી ઇચ્છા ન હોય ત્યાં ગજગ્રાહ એ શબ્દપ્રયોગ લાગુ પડતો નથી.

આ (ગજગ્રાહ) વૃત્તિ રાજકીય વાતાવરણમાંથી લેવાઇ હોય એમ મને લાગે છે. ગૃહપતિ એ રાજકર્તા Ruler અને વિદ્યાર્થી એ પ્રજા Ruled. એમ કલ્પના આવી છે. ખરું જોતાં તો ગૃહપતિને વિદ્યાર્થીઓના વિકાસ માટે મૂક્યો છે. ગજગ્રાહનો ઉપાય એ છે કે અત્યારે Ruler અને Ruled ના ધોરણે તંત્ર ચાલે છે તે બદલીને માનસશાસ્ત્રના ધોરણ ઉપર તે મૂકવું જોઇએ. ગૃહપતિઓએ માનસશાસ્ત્રનો ઉપયોગ કરવો જોઇએ. બંડખોર મોટા છોકરા જ હોય અને નાના બાળકો નથી હોતા એમ હું નથી માનતો. માનસશાસ્ત્રના વિચાર વગર જે નિયમ કર્યો હોય તો તેની સામે બાળક પણ બંડ કરે છે પણ આપણને જોવાની આંખ નથી હોતી તેથી બાળકનું બંડ આપણે જોઇ શકતા નથી. આપણામાં આ બંડ જોવાની આવડત નથી, કળા નથી. મોટી ઉમરવાળા પણ ઘણી વાર મોઢે કહેતા નથી પણ મુંઝવાઇ રહે છે. છાત્રાલયમાં જે જે નિયમો ઘડાય, જે જે તંત્ર રચાય તે તે કેળવણીની દૃષ્ટિએ—માનસશાસ્ત્રની દૃષ્ટિએ—રચાવું જોઇએ. તેની અંદર વેવલાપણું કે જોહુકમી ન હોવી જોઇએ. બાળકોના બંડથી ગભરાઇને ગૃહપતિ વેવલાપણું બતાવે તો તેનાથી કામ ન થાય. પોતાનું ધાર્યું જ થવું જોઇએ એમ માનનાર ગૃહપતિ પણ ખોટો છે. મેં કહ્યું તેમ માનસશાસ્ત્ર ઉપર તંત્ર રચાવું જોઇએ. એવા તંત્રમાં પણ વિદ્યાર્થી ગૃહપતિ વચ્ચે ગજગ્રાહ થવાનો, પણ એ ગજગ્રાહનો પ્રકાર જુદો હશે.

## ૨ સજા

સજાની આવશ્યકતાના પક્ષની દલીલો આવવા લાગી:—

"ગૃહપતિઓના ઉપર અમુક પરિણામ લાવવાની ફરજ ફરજ હોય છે. છાત્રાલયમાં તેમના હાથ નીચે ક્યાં ક્યાંના છોકરાઓ આવે, તે બધા એક પ્રકૃતિના હોય નહિ, કેટલાક ગુંડા હોય. શિસ્તને ખાતર સજા ક્યારેક કરવી પડે. સજા ન કરવી એ આદર્શ ઠીક છે પરંતુ વ્યવહારમાં એ મુશ્કેલ છે. સજા કરવામાં અમારી નિર્બળતા છે ખરી, બુદ્ધિ પણ સમજે છે કે નવી કેળવણીમાં સજાને સ્થાન નથી. પણ જો શિક્ષા નથી કરતા તો માબાપો ફરીયાદ કરે છે કે અમે છોકરાઓને વંઠારી દઇએ છીએ. આજની છાત્રાલયની પદ્ધતિ જ એવી છે કે ગૃહપતિને જેલર બન્યા વિના છૂટકો નથી."

મામા ફડકેએ જણાવ્યું કે:—

"વિદ્યાર્થીનો ભારે વાંક થાય અને સજા કરવાનો પ્રસંગ આવે ત્યારે મારો રિવાજ એવો છે કે ને વખતે કાંઇ ન કરવું: પણ ૨૪ કલાક જવા દઇને પછી જે કરવું હોય તે કરવું."

શ્રી. જગજીવનદાસ બોલ્યા:—

"નિયમન વિના તો ન ચાલે. નિયમનને ખાતર સજા કરાય. પણ શારીરિક સજા ન જ કરવી. સજા તરીકે કંઇક કામ સોંપવું."

ચનોનર એજ્યુકેશન સોસાયટીવાળા એક ભાઇ બોલ્યા:—

"અમારે ત્યાં વિદ્યાર્થીઓનું સ્વરાજ્ય છે અને તેઓ ગુન્હાઓની અંદર અંદર સજા કરી લે છે ગૃહપતિને સજા કરવાની જરૂર પડતી નથી. આને સજા કહેવાય?'

શ્રી. ચંદુલાલ દવેએ સજાના પ્રકારો જાણવાના કેટલાક પ્રશ્નો પૂછ્યા:—

શારીરિક સજા જતાં સજાનું તત્ત્વ જતું નથી. શિસ્તનો ભંગ થવા દેવો એ ઠીક છે? બાળકોને સ્વરાજ્ય આપ્યું હોય અને તેઓ જ નિયમ ભંગની સજા કરી લે એ સજા કહેવાય? સજાનો એક નવો પ્રકાર આપણને ગાંધીજી તરફથી મળ્યો છે. ગુન્હો કર્યો હોય બીજાએ અને પોતે ઉપવાસ કરે છે. આથી ગુન્હો કરનાર કંપે છે. આને સજા કહી શકાય?

જોગીલાલ બોલ્યા:—

અહીં એક યા બીજે રૂપે સજા થવી જોઇએ એવા વિચારો આવ્યા છે. પ્રસંગો પણ ગુંચવણીના ઉભા થાય છે કે સજા કર્યા વિના ચાલે નહિ,

એમ લાગી જાય. બધી વખતે એક જ ઉપાય નથી હોતો. આપણે દર પ્રસંગે જોવું જોઇએ કે આપણે સજા કોને કરવા માગીએ છીએ? શા માટે સજા કરીએ છીએ? આપણને બાળકના કામ માટે ચીડ ચડે છે માટે કરીએ છીએ? જે ભૂલો થાય છે તેના મૂળમાં ઉતરી તેનું ખરૂં સ્વરૂપ તપાસીએ આપણે સજા કરવા ક્યારે તૈયાર થઇએ છીએ? અમુક એક કામ જ્યારે બાળક અણગમતું કે કાયદા વિરૂદ્ધ કરે છે, એમ આપણે ધારીએ છીએ ત્યારે સજા કરવા પ્રવૃત્ત થઇએ છીએ. બાળકમાં ગુન્હો કરવાની વૃત્તિ ખરેખર છે કે તે ખોટી સમજણથી કર છે? કે એવી પરિસ્થિતિમાં આવી પડે છે કે જેથી તેને ગુન્હો કર્યા સિવાય છૂટકો જ ન થાય? આ બધી પરિસ્થિતિ વિચારશું તો સજા કરવાનો પ્રસંગ નહિ રહે. આપણે સમજશું કે ગુન્હો એક પ્રકારનો હોય છે. અને આપણે સજા બીજા પ્રકારની કરીએ છીએ. ગુન્હો કરે છે માનસ અને સજા થાય છે શરીરને. ભૂલ બુદ્ધિ કરે છે અને સજા પેટને થાય છે. વળી સજા કરવાનો હેતુ સજા કરવાથી નહિ સધાતો. ક્યા કારણથી ગુન્હો થાય છે એ સમજાવવામાં આવે તો સજાની જરૂર ન રહે. સજા કરવાથી તો સામાં ગુન્હા વધે છે. માણસ દશ ફટકા ખાશે પણ ખરો અને નિયમનો ભંગ પણ કરશે.

ઘણી વાર સજા તરીકે સામાજીક બહિષ્કાર કરવામાં આવે છે. અને બાળકને જુદો જમવા બેસાડે છે કે તેની સાથે વ્યવહાર બંધ કરે છે. આવો સામાજીક બહિષ્કાર કરવાથી બાળકને ઓછી અસર થાય એ કહેવું ખોટું છે. આપણા બધાય નિયમો બાળકો કબુલ રાખે એ વૃત્તિમાંથી જ સજા કરવાની વૃત્તિ ઉદ્‌ભવે છે.

આજ કાલ Reformatories નો પ્રયોગ બધે ચાલી રહ્યો છે, તે વખતે કેળવણીની સંસ્થામાં સજાનું નામ પણ ન જોઇએ. સજાઓ માણસમાં રહેલી સ્વાભાવિક પશુતાનું પરિણામ છે સહનશીલતા, શાન્તિ તથા ધીરજથી પોણા ભાગના સવાલો એની મેળે જ ઉકલી જશે. પ્રેમથી બધું પતી જાય. બાળકો પ્રેમની ગુલામગીરી સ્વીકારે છે.

પ્રમુખનો ઉપસંહારઃ—

સજા ઉપરની ચર્ચા આ વખતે મોળી પડી ગઇ છે. સજા નહિ કરનારનો વિજય છે. મને લાગે છે કે આ વિષે સંમેલન ઠરાવ કરે તો ઇષ્ટ થાય. સજા ન કરવી જોઇએ એ સિદ્ધાન્ત સ્વીકારીએ તો ઘડીભર કદાચ

છાત્રાલયોમાં અવ્યવસ્થા થશે, પરંતુ ધીરે ધીરે ઉપાય સૂઝશે. એક વસ્તુ ઉપર મારૂં ધ્યાન ગયું છે. વિદ્યાર્થીઓ અંદરે અંદર સજા કરે તો શું કરવું ? તેઓ પણ સજાની સંસ્કૃતિમાં ઉછરેલા છે. વિદ્યાર્થીઓ આજે સજાનો વિરોધ કરે છે, પરંતુ તેમના હાથમાં તંત્ર આવતાં તેઓ વધારે સજા કરનારા થઇ પડે છે. એવો અનુભવ છે. વિદ્યાર્થીઓના સ્વરાજ્યમાં સજાનો પ્રશ્ન આવે ત્યારે આપણે મક્કમ થઇને કહેવું જોઇએ કે જ્યાં સુધી તમે અમારી સલાહથી ચાલો છો ત્યાં સુધી સજા કરવાની પરવાનગી મળશે નહિ.

## ૩ છાત્રાલયમાં વિદ્યાર્થીઓનું સ્વાતંત્ર્ય

શ્રી. જુગતરામ દવેઃ—

" મેં હમણાં જ અનિવાર્ય નિયમો રજુ કર્યા હતા, છતાં વિદ્યાર્થીને પૂર્ણ સ્વાતંત્ર્ય હોવું જોઇએ એમ હું માનું છું. નિયમની પાછળ સજા ન હોય, નિયમ પાલનનો આધાર ગૃહપતિના ચારિત્ર્ય ઉપર અને તેના પ્રચાર ઉપર જ હોય એટલે વિદ્યાર્થીની સ્વતંત્રતાને હાનિ પહોંચશે નહિ. "

આ વિષય ઉપર કાકાસાહેબે તેમ જ બીજા ભાઇઓએ પોતાનાં મંતવ્યો જણાવ્યા; પણ એકંદરે વિદ્યાર્થીઓના સ્વાતંત્ર્યનો જબરદસ્ત વિરોધ આવ્યો જ નહિ અને દેશભરમાં જે સ્વાતંત્ર્યના પડઘા પડી રહ્યા છે તેનો પ્રવેશ આપણાં છાત્રાલયોમાં પણ આવકાર પામ્યો એ જોઇને સૌ કોઇને હર્ષ થાય.

## ૩ ઠરાવો

૧ છાત્રાલય મંડળની કાર્યવાહક સમિતિમાં એવા જ સભ્યો ચૂંટાય કે જેમને કોઇ પણ જાહેર પ્રસંગે અંત્યજોને નોખા પાડવામાં આવે એ પસંદ ન હોય અને જ્યાં નોખા પાડવામાં આવતા હોય ત્યાં અંત્યજો સાથે બેસવાની એમની તૈયારી હોય.

૨ કોઇ પણ સંજોગોમાં છાત્રાલયમાં વિદ્યાર્થીઓને શારીરિક સજા ન કરવા આ સંમેલન ગૃહપતિઓને આગ્રહ કરે છે.

૩ આ સંમેલન છાત્રાલયના ગૃહપતિઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે પોતે ખાદી જ વાપરે અને પોતાના છાત્રાલયમાં વિદ્યાર્થીઓ મતર કાંતે એવો પ્રબંધ કરે.

૪ દરેક છાત્રાલયમાં ખાદીનો પોષાક ફરજીયાત રાખવાનો આ સંમેલન છાત્રાલયોના વ્યવસ્થાપકોને આગ્રહ કરે છે.

૫ છાત્રોને વાચન માટે કેવાં પુસ્તકો ઉપયોગી થઇ પડે તે વિષે વિચાર કરી એક યાદી બહાર પાડવા માટે નીચેની સભ્યોની એક સમિતિ નીમવી:—

શ્રી. મોતીભાઇ અમીન (પ્રમુખ).
,, કલ્યાણરાય જોશી (મંત્રી).
,, રામનારાયણ પાઠક.
,, ગિરીશ મયારામ ભટ્ટ.
,, ભોગીલાલ ઠાકર.
,, ફૂલસિંહજી ડાભી.

૬ આવતા વર્ષ માટે નીચેના ભાઇઓને છાત્રાલય મંડળના યા કાર્યવાહક મંડળના સભ્યો તરીકે મુકવામાં આવ્યા:—

શ્રી. નાનાભાઇ પ્રમુખ
,, જગજીવનદાસ મહેતા
,, જેઠાલાલ ગાંધી મંત્રીઓ
,, ભોગીલાલ ઠાકર
,, ભીખાભાઇ પટેલ
,, પરીક્ષિતલાલ મજમુદાર
,, હરભાઇ ત્રિવેદી
,, ફૂલસિંહજી ડાભી

## આવતું સંમેલન

આવતું સંમેલન એટલે ચોથું છાત્રાલય સંમેલન સુરતમાં ભરવા માટે પાટીદાર આશ્રમવાળા શ્રી. ભાઇલાલ ઝવેરભાઇ પટેલે આમંત્રણ આપ્યું તેને આભાર સાથે સ્વીકારવામાં આવ્યું છે.

## છાત્ર સંમેલન

ગયા વર્ષની માફક આ વર્ષે પણ છાત્રાલય સંમેલનની સાથે સાથે જ છાત્ર સંમેલન ભરવામાં આવ્યું હતું. તેના પ્રમુખસ્થાને અમદાવાદના વિદ્યાર્થીઓને વ્હાલા થઇ પડેલા શ્રી. રોહિત મહેતા હતા.

## છાત્રસંમેલનના ઠરાવો

૧ અહીં એકઠા મળેલા ગૂજરાત-કાઠિયાવાડના છાત્રો ઠરાવે છે કે આ વર્ષ દરમ્યાન આપણે મુખ્ય છાત્રમંડળને વધારે વ્યવહારૂ અને મજબૂત કરવા રચનાત્મક પગલાં લેવા. એટલા માટે નીચેની વસ્તુ આવશ્યક છે.

૧ મુખ્ય છાત્રમંડળના સભ્યોની સંખ્યા આઠની રાખવી.

૨ (અ) જે ગામમાં છાત્રસંમેલન ભરાયું હોય તે શહેરના ચાર પ્રતિનિધિઓ રહેશે.

(બ) ગૂજરાતના બે અને કાઠીયાવાડના બે એમ બીજા ચાર સભ્યોની વ્યવસ્થા કરવી.

૩ આ મંડળની કાર્ય-સાધક સંખ્યા પાંચની રહેશે.

૪ સંમેલનના પ્રમુખ, સ્વાગત પ્રમુખ અને મંત્રીઓ મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ અને મંત્રીઓ રહેશે.

૨ આ સંમેલન આગ્રહ કરે છે કે દરેક છાત્ર પોષાકમાં શુદ્ધ ખાદીનો જ ઉપયોગ કરે અને ન છૂટકે જ બીજા વાપર માટે શુદ્ધ સ્વદેશી કાપડ વાપરે.

૩ છાત્રાલયોમાં પ્રાર્થના અને ધાર્મિક વિધિઓ ફરજીયાત ન રહેવી જોઇએ, એવું આ સંમેલન માને છે. જે છાત્રાલયમાં તે ફરજીયાત હોય તેના ગૃહપતિને તેવા ફરજીયાત નિયમો રદ કરવાને આ સંમેલન આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

૪ છાત્રો છાત્રાલયનું મુખ્ય અંગ હોઇ છાત્રાલયની આંતરવ્યવસ્થા ગૃહપતિ તેઓની સહાયતાથી ચલાવે તે માટે આ સંમેલન ગૃહપતિઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

૫ છાત્રાલયમાં રહેતા વિદ્યાર્થીઓ સ્વાવલંબી બને એ ઇષ્ટ હોઇ છાત્રો પોતાનું કામ પોતે જ કરી લે અને છાત્રાલયોમાં બને તેટલા ઓછા નોકરો રાખવામાં આવે.

૬ છાત્રાલયમાં કસરત તથા રમત ગમત ઉપરાંત સંપ, શક્તિ અને તાલીમને માટે કવાયત અવશ્ય હોય. તેમ જ રમતગમતને અંગે દરેક શહેરના છાત્રો દરેક માસમાં ઓછામાં ઓછા એક વાર મળે એવી વ્યવસ્થા કરવા આ સંમેલન આગ્રહપૂર્વક ભલામણ કરે છે. પરંતુ રમતો માત્ર દેશી જ હોય.

૭ આ સંમેલન ઠરાવે છે કે છાત્રોને આપવામાં આવતા લગ્ન અથવા મરણ પ્રસંગના ભોજન તેમણે નહિ સ્વીકારવાં, અને જ્ઞાતિભોજનમાં તેમણે જાતે પણ ન જવું.

૮ છાત્રાલયોમાંથી સમાજના વાડા દૂર કરવા જોઇએ. અને અસ્પૃશ્ય ગણાતા વિદ્યાર્થીઓને પણ સાર્વજનિક છાત્રાલયમાં સ્થાન હોવું જોઇએ એવો આ સંમેલનનો આગ્રહ છે,

૯ ગૂજરાત કાઠિયાવાડના છાત્રોનું આ સંમેલન, હિન્દમાં વ્યાપી ગયેલી સ્કાઉટ હિલચાલને દેશના સ્વાતંત્ર્ય યજ્ઞમાં વિઘ્ન રૂપ માની દરેક છાત્રાલયને તેમજ પ્રત્યેક છાત્રને તેમાં ન જોડાવા અને હોય તો તેમાંથી નિકળી જવા ભલામણ કરે છે.

૧૦ છાત્રો પરસ્પર મૈત્રી સાધે, એક બીજાના પરિચયમાં આવે, અને સંગઠ્ઠન કરી પોતાના છાત્રજીવનને લગતા પ્રશ્નોનો ઉકેલ પોતે જાતે જ કરે અને એ રીતે છાત્રાલયના સંચાલકોના કાર્યમાં યતકિંચિત પણ મદદ કરી શકે, એ આ સંમેલનનો ઉદ્દેશ રહેશે.

૧૧ આ સંમેલન ઠરાવે છે કે ભાવનગર કપોળ બોર્ડિંગના સંચાલકોએ તે છાત્રાલયમાં રહેલા ૭ વિદ્યાર્થીઓને વિધવા–વિવાહમાં માનતા હોવાથી 'ડીસમીસ' કર્યા કહેવાય છે. તે વિષે તપાસ કરવા આ સંમેલન છાત્ર-મંડળને ભલામણ કરે છે.

૧૨ આ સંમેલન છાત્રોમાં ફેલાયેલા કુવ્યસનો સામે સખ્ત અણગમો જાહેર કરે છે, અને છાત્રોને એવાં વ્યસનો છોડવા આગ્રહ કરે છે.

૧૩ છાત્રમંડળને મદદ કરવા માટે મુખ્ય છાત્ર પોતાના છાત્રાલયમાં બનતા દરેક નવા જુના બનાવોની નોંધ રાખે અને તેનું સરવૈયું છાત્રાલયના છાત્રમંડળ દ્વારા શહેરના છાત્રમંડળને મળે એમ આ સભા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

૧૪ છાત્રસંમેલનનું બંધારણ ઘડી છાત્રસંમેલનના આવતા અધિવેશનમાં રજુ કરવાનું કામ મુખ્ય છાત્રમંડળને સોંપવામાં આવે છે.

૧૫ પ્રેમળ પ્રોત્સાહન અને જોઇતી મદદ આપીને છાત્રાલય સંમેલને અને ગૂજરાત વિદ્યાપીઠે છાત્રસંમેલનને પોતાનું ઋણી બનાવ્યું છે. છાત્રસંમેલન છાત્રાલય સંમેલનના અને ગૂજરાત વિદ્યાપીઠના કાર્યકર્તાઓનો અંતઃકરણ પૂર્વક આભાર માને છે.

## સમાચાર

૧ તા. ૧૮–૧–૩૦ના રોજ છાત્રાલય કાર્યવાહક મંડળની એક
ગુજરાત વિદ્યાપીઠમાં થઇ હતી તે વખતે આવતા વર્ષના
કાર્યક્રમનો વિચાર કરવામાં આવ્યો હતો. ખાસ કરીને તેો
મુદ્દાઓ પર કાર્યવાહકોની વિચારણા ચાલી હતી.

૧ ગુજરાત કાઠિયાવાડ કચ્છનાં તમામ છાત્રાલયોનું નિરીક્ષણ
એક વ્યાપક દૃષ્ટિવાળો અહેવાલ તૈયાર કરવો.

૨ જોડાયેલાં છાત્રાલયોની મુલાકાત ન લેવાય ત્યાં સુધી તેમની
નવા વર્ષના રૂ. ૫) વસુલ ન કરવા.

૩ વિભાગીય સંમેલનોની યોજના કરવી.

૨ તા. ૨૬–૧–૩૦નો સ્વરાજ દિન નીચેનાં છાત્રાલયોમાં ઉજવાયો

૧ દ. ન. હા. છાત્રાલય. ૨ દક્ષિણામૂર્તિ ગૃહ.

છાત્ર સંમેલને કરેલા પ્રેત ભોજનના ઠરાવે કેટલાંક છાત્રાલયોમાં
પ્રશ્ન ઉભો કર્યો છે અને આવાં છાત્રાલયો તેનો ઉકેલ લાવવાં મથી ર

---

## એક વિનંતિ

**પ્રિય ગૃહપતિજી,**

આ સાથેની અક્ષરજ્ઞાનની યોજના આપ વિચારી જશો. આ
યોજનામાં આપના છાત્રોને ભાગ લેવા કહેશો એવી વિનતિ છે. વિદ્યા
પોતાના પાઠો કર્યા પછી રાત્રે આ પ્રવૃત્તિ ચલાવી શકશે. એમની
અમારી યોજના મૂકશો તથા તેમાં જોડાવા આગ્રહ કરશો. સાથેનાં પ
વહેંચી આભારી કરશો.

**નૃસિંહપ્રસાદ કા. ભ**
**હરભાઇ ત્રિવેદી**

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિ
લખો 'વ્યવસ્થાપક,' 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભી
ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગ

આ ટુકડો વધારો

પત્રિકા-નંબર ૧૬

# અક્ષરજ્ઞાન યોજનાની ઝોળી

અમે અક્ષરજ્ઞાન યોજના કાઢી. અત્યારે તેમાં ૫૦૦ જેટલા સભ્યો નોંધાઇ ચૂક્યા છે. લોકોમાં તેને મીઠો આવકાર મળ્યો છે. આ યોજના આજની ઘડીએ અતિ આવકારદાયક હતી એવો સૌ કોઇનો મત થયો છે ને ઉપયોગ થશે જ એમાં કોઇને શંકા નથી. યોજના અનુસાર 'કેમ શીખવવું' તે ચોપડી તથા 'ચાલો વાંચીએ' તે છપાઇ ગયાં છે. 'કેમ શીખવવું' તે શીખવનાર માટે છે ને 'ચાલો વાંચીએ' તે ભણનાર માટે છે. યોજના પ્રમાણે વર્ગો ઉઘડવા લાગ્યા છે. ભણાવનારાઓએ ભણાવવાની અને ભણનારાઓએ ભણવાની મદદ આપી; પણ બીજી મદદની જરૂર છે. જેની પાસે જે છે, તેની તેઓ મદદ આપશે? શાળાઓ માટે ઘાસતેલ અને બત્તી જોઇએ છે; શાળાઓ માટે પાટિયાં અને ચૉક જોઇએ છે; શાળાઓ માટે સાવરણીઓ અને ડસ્ટરો જોઇએ છે. ભણનારને માટે ચોપડીઓ અપાવનાર જોઇએ છે. અક્ષરજ્ઞાનના આ સમગ્ર પુણ્યકાર્યમાં હરેક

Reg. No. B 2297

ય

ા )

અંક ૩ જો
માર્ચ

સટ

?

પ્રેમ રાખવામાં ?

ય મેળવવામાં ?

પલટો કરવામાં ?

જ અશોકને.

ાન્ ઇસુને.

૧ તા. ૧૮-૧-૩૦નાં
ગુજરાત વિદ્યાપીઠ
કાર્યક્રમનો વિચાર
મુદ્દાઓ પર કાર્યપા
૧ ગુજરાત કાઠિયા
એક વ્યાપક દૃ
૨ જોડાયેલાં છાત્રા
નવા વર્ષના રૂ.
૩ વિભાગીય સંમે
૨ તા. ૨૬-૧-૩૦ને
૧ દ. ન. હા.
છાત્ર સંમેલને કે
પ્રશ્ન ઉભો કર્યો છે અને

પ્રિય ગૃહપતિજી,
આ સાથેની અ
યોજનામાં આપના છા
પોતાના પાઠો કર્યા પછ
અમારી યોજના મૂકશો
પહોંચી આભારી કરશો

છાત્રાલય
વાર્ષિક લવાજમ પો
લખો વ્યવસ્થાપક

આ માસિક ભાવનગરમાં ર
ગોપાળજીએ છાપ્યું અને તં



જણ પોતાનો ભાગ આપી શકે: ઉપલી સામગ્રી ઢગલાબંધ જોઇએ. શ્રીમંતો પોતાના ખીસ્સામાંથી કેટલું મોકલશે ? ગરીબ ભણનારને કેટલી મદદ કરશે ? એક પાઇથી દસ હજાર રૂપીઆ સુધીની રકમ આ યોજના માગે છે. જેનાથી જેટલું મોકલાય તે મોકલી આપશે ! કાળ જાય છે ને કહેણી રહી જાય છે. હાથે તે સાથે.

અક્ષરજ્ઞાન યોજના કાર્યાલય, શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર
તા. ૨૫ : ૩ : ૩૦

નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ
ગિજુભાઈ બધેકા
તારાબેન મોડક
હરભાઈ ત્રિવેદી
ગોપાળ ગ. વિદ્વાંસ

તા. ક. બધાની પહોંચ "અક્ષરજ્ઞાન યોજના સમાચાર" અને "શિક્ષણ પત્રિકા"માં સ્વીકારવામાં આવશે.

श्री फार्बस गुजराती सभाने Reg. No. B 2297

[illegible]

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# છાત્રાલય

( ' છાત્રાલય મંડળ ' તરફથી )


વર્ષ ૪ થું
૧૯૩૦

અંક ૩ જો
માર્ચ



:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ


## સાચી વીરતા શામાં છે ?

શત્રુ તરફ વેર રાખવામાં કે તેના પર પ્રેમ રાખવામાં ?

મારીને વિજય મેળવવામાં કે મરીને વિજય મેળવવામાં ?

દુશ્મનને જેર કરવામાં કે તેના હૃદયનો પલટો કરવામાં ?

પૂછો સમ્રાટ્ યુધિષ્ઠિરને અને મહારાજ અશોકને.

પૂછો ભગવાન્ બુદ્ધને અને ભગવાન્ ઇસુને.

પૂછો મહાત્મા ગાંધીને.

## ચારિત્ર્ય

માબાપો જ્યારે પોતાના પુત્રને કેળવણીની કોઇ પણ સંસ્થામાં મૂકવા જાય છે ત્યારે પોતાના પુત્રનું ચારિત્ર્ય સારું થાય એવો મનોરથ સેવે છે. પણ એ જ પુત્રનું ચારિત્ર્ય જ્યારે તેમની પાસે મૂર્ત રૂપમાં ખડું થાય છે ત્યારે તેઓ ભડકે છે અને 'અમે માગતાં હતાં તે આ નહિ.' એમ મનને કહેવા લાગી જાય છે.

છાત્રાલયોના સંસ્થાપકો જ્યારે સંસ્થાની શરૂઆત કરે છે ત્યારે સંસ્થાના વિદ્યાર્થીઓ ધાર્મિકતા પરાયણ થાય એવો ભાવ રાખતા હોય છે. પણ એ વિદ્યાર્થીઓ જ્યારે સમાજના કોઇ પ્રચંડ અધર્મની સામે યુદ્ધ કરવા તૈયાર થાય છે ત્યારે આ સંચાલકો ગભરાઇ જાય છે અને વિદ્યાર્થીઓ ચારિત્ર્યહીન થતા જાય છે એવા બખાળા કાઢે છે.

વેપારીઓ પોતાના દીકરાઓને બોર્ડિંગોમાં મૂકે છે ત્યારે સંસ્થા પાસે તેમને માટે ચારિત્ર્ય માગે છે પણ એ જ દીકરાઓ જરા મોટા થઇને દુકાને બેસે ત્યારે ભાવતાલમાં ગોટાળા ન કરે તો 'ભણ્યા પણ ગણ્યા નહિ.' એમ કહી હાય પછાડે છે.

સરકારના નોકરો પોતાના પુત્રોને હાઇસ્કૂલો કે કોલેજોમાં મૂકે ત્યારે તેમનામાં હિંમત, સત્ય, પ્રામાણિકતા વગેરે આવે એમ ઇચ્છે છે; પણ એ જ પુત્રો આ સદ્ગુણોનાં હથિયાર સરકાર સામે વાપરે ત્યારે બિચારા મૂંઝાઇ જાય છે.

બ્રાહ્મણ પોતાના પુત્રને નિશાળે મૂકે ત્યારે તેનામાં ધાર્મિકતા આવે એમ જરૂર ઇચ્છે છે. પણ એ જ પુત્ર દુનિયામાં જ્યાં અધર્મ થતો હોય ત્યાં ઝંપલાવવા તૈયાર થાય ત્યારે બાપડો હબકી જાય છે અને તેના આડા હાથ ધરે છે.

મા પોતાનો દીકરો તેજસ્વી થાય એમ સદૈવ માગે છે પણ એ જ દીકરો ખભા પરનું લીલું માથું ઉતારવા તૈયાર થાય ત્યારે આંસુ પાડે છે.

આ બધા ઉપરથી આપણે જોઇ શકીએ કે આજે આપણે જેને ચારિત્ર્ય ચારિત્ર્ય કહીએ છીએ તેનાં વિષેનો આપણો ખ્યાલ નિષ્ક્રિય-ચારિત્ર્યનો અથવા તો નિર્વીર્ય ચારિત્ર્યનો છે. ચારિત્ર્ય પરિશ્રમ વિના આવનારી વસ્તુ નથી અને તેવો પરિશ્રમ ઉઠાવનાર માણસ નિર્વીર્ય રહી શકતો નથી એ આપણી સમજમાં ઉતરવું જોઇશે.

પ્રસંગે ધડ પરનું માથું સુદ્ધાંત ઉતારી દેવાની તૈયારી એ ચારિત્ર્યનો કળશ છે. આપણો આજનો ખ્યાલ તો એકાદુ લોકોના ચારિત્ર્યનો છે એટલે જાનમાલને ફના કરી નાખે એવું ચારિત્ર્ય આપણે છજરવી શકતાં નથી. પણ આ ચારિત્ર્ય જ નથી. પ્રસંગ પડયે ડોકું ફૂલ કરી ન શકે તે ચારિત્ર્યવાન કહેવાય જ શી રીતે? ચારિત્ર્ય એ તો બળ છે અને તે બળ અંતરનું છે. આવા બળવાળો આદમી પોતાના જીવનની કિંમત સમજે છે અને જીવનના ત્યાગની કિંમત પણ સમજે છે. આ બન્નેની યથાર્થ તુલના અને બેમાંથી જેને પસંદ કરવાનો વખત આવે તેની નિર્ભયતાપૂર્વક પસંદગી એ ચારિત્ર્યની સાચી કસોટી છે.

નાનાભાઈ.

## વિચારવાયુ !

આ છાત્રાલયના ગૃહપતિનું કામ સ્વીકાર્યું ત્યાર પછી કેટલીયે વખત એવા પ્રસંગો બન્યા જ કરે છે કે જેને લીધે હું કલાકોના કલાકો સુધી એક યા બીજા પ્રકારના વિચારે ચડી જાઉં. ઘણી વખત તો પ્રસંગો પણ કંઇ બહુ મહત્ત્વના નથી હોતા—એક છોકરો વાળુ ન કર્યો હોય કે એક છોકરો જમતાં જમતાં રીસાઇને ઉઠી ગયો હોય; એક છોકરાએ બીજા છોકરાને ખૂબ માર્યો હોય કે એક છોકરાને રમતમાં હસવામાંથી ખસવું થઇ ગયું હોય. ઘણી વખત કેટલાક પ્રસંગો એવા પણ બને છે કે જે ઉપલક દ્રષ્ટિએ જોતાં મહત્ત્વના ન દેખાય પણ વિચાર કરતાં જેના મૂળમાં અત્યંત મહત્ત્વનો મુદ્દો સમાએલો હોય—જેમ કે એક છોકરો મારા સામું બોલ્યો હોય, બીજા એક છોકરાએ મારા હુકમનો અનાદર કર્યો હોય, ત્રીજા એકે ખાનગીમાં મારી નિંદા કરી હોય, ચોથાએ મારા સામે અથવા તો કાર્યવાહક સામે કાવતરૂં રચ્યું હોય તો પાંચમાએ વળી થોડી ઘણી ચોરી કરવાનો પ્રયત્નો કર્યાં હોય. કયારેક વળી એવા પણ પ્રસંગો બને કે જેને મહત્ત્વ આપ્યા વિના ચાલે નહિ—જેમ કે એક છોકરો બીજા કોઇ છાત્રાલયના એકાદ વિદ્યાર્થી સાથે લડી આવ્યો હોય, બીજા એક છોકરાએ પડોશીના બાળકોને પજવ્યાં હોય, ત્રીજાએ મોટી ટોળી જમાવીને કોઇ ઠેકાણે લડાઇની તૈયારી કરી હોય, ચોથાએ રમતમાં બેદરકાર બની રસ્તે જતા વટેમાર્ગુને વગાડયું હોય.

આવા આવા તે કેટલાક દાખલાઓ નોંધું? આવું તો રોજ રોજ બને છે અને રોજ રોજ જ્યારે જ્યારે પણ મને સહેજ નવરાશ મળે છે

ત્યારે ત્યારે હું વિચાર વમળે ચડી જાઉં છું. ગૃહપતિની નોકરી સ્વીકાર્યાને હજી પૂરા ૭ માસ તો નથી થયા. પણ જ્યારે જ્યારે ઘેર આવી નવરો પડું અને કંઈક વાંચવા લખવાનો ઇરાદો કરૂં કે તુરત જ છાત્રાલયના ઉપર કહેલા તેવા હજારો વિચારો મારા મગજમાં ઉભરાવા લાગે છે. મારૂં વાંચવોનું પડ્યું રહે છે, લખવાનું બંધ થાય છે અને ઘરમાં બાળકો સાથે કે ઘરની સ્ત્રી સાથે કંઈક વિચારણા કરવાનો ઇરાદો રાખ્યો હોય તો તે પણ બંધ થઇ જાય છે. જ્યારે જ્યારે આવું બને છે–અને આવું તો રોજ બન્યા જ કરે છે–ત્યારે ત્યારે હવે મારી સ્ત્રીથી તે સહેવાતું નથી. પોતે મૂંઝાય છે. કશું સમજી શકતી નથી તેથી દુઃખી થાય છે અને હું પણ હૃદય ખોલતો નથી તેમ માનીને દિલગીર બને છે. ક્યારેક તો અત્યંત દયામણો ચહેરો કરીને મારી પાસે આવે છે અને મને ધીમે રહીને પૂછે છેઃ "આ શું કરો છો?"

હું જવાબ આપું છુંઃ "વિચાર કરૂં છું." મારો જવાબ તેને સંતોષ આપી શકે તેમ નથી તે હું જાણતો હોઉં છું. પછી તો અત્યંત દુઃખી થઇને તેણે મારા આવા વિચારોના હુમલાને વિચારવાયુ એવું નામ આપ્યું છે. અડધા વિનોદમાં અને અડધા ખીજાઇને એ મને હવે તો સંભળાવે છેઃ "તમને જરૂર વિચારવાયુ થઇ ગયું છે. જોજો, ચેતજો, નહીતર આ વિચારવાયુ બહુ ભૂંડું." આમ બોલીને તે મને મારા વિચારવાયુમાં ઉંડો રહેતા દઇ ચાલી જાય છે.

મને ખરેખર વિચારવાયુ થતુ હશે એમ લાગે છે! જો કે આવા વિચારવાયુના ઝપાટામાં આમથી તેમ ઘસડાતો હોવા છતાં હું તો મારા વિચારોને ઘણીએ વાર તત્ત્વવિચારણાનું સ્વરૂપ આપી દઉં છું! આવી તત્ત્વવિચારણાઓની પળોમાં જે કેટલાક સૂત્રાત્મક વિચારો મારામાંથી ઉદ્‌ભવે છે તેમાંના અગત્યના થોડાએક આ નીચે આપું છું.

૧

આ બધા કેળવણીવાળા તે શું સમજતા હશે! આપણે કેળવણી આપવા બેઠાએ છીએ તેનો અર્થ જ છોકરાઓ આપણને અધીન છે. આપણે આપીએ છીએ અને છોકરાઓ લે છે. આવા લેવડદેવડના વ્યવહારમાં સ્વતંત્રતાને અવકાશ જ ક્યાં છે? થોડો ઘણો કંઇએ અવકાશ હોય તો તે આપણ મોટેરાઓને પરવે છે ખરો, કારણ કે આપણે દાતા છીએ.

બાકી છોકરાઓ તો ગૃહીતા છે. તેમણે તો જે દાન મળે તે ગ્રહણ કરવાનું. તેમાં વળી સ્વતંત્રતા શું ? ધર્માદાની ગાયના તે વળી દાંત જોવાતા હશે ? મને તો લાગે છે કે કેળવણીના કામમાં તો કોઇ જ સ્વતંત્ર ન હોય. સ્વતંત્રતાના સિદ્ધાંતને કેળવણીના ક્ષેત્રમાં દાખલ થવા દેવો એટલે કેળવણીનો નાશ કરવો. કેળવણીના પ્રદેશમાંથી સ્વતંત્રતાનું તત્ત્વ જેટલું વહેલું નાબુદ થશે; અને તે પણ ખાસ કરીને વિદ્યાર્થીઓના પક્ષે, તેટલો વહેલો કેળવણીનો ઉદ્ધાર થશે.

૨

આ બધા છોકરાઓ બહુ નિર્દોષ હોય છે અને ઇશ્વરની ખૂબ નજીક હોય છે એવી વાત કોણે હાંકી મેલી હશે ? મારો અનુભવ તો જુદો જ છે. છોકરાઓ જરા પણ નિર્દોષ હોય તેમ માનવા હું તૈયાર નથી. છોકરાઓ તો શીંગમાંથી સડેલા હોય છે; અને એ બધા ઇશ્વરની નજીક છે કે સેતાનની નજીક છે એ મારે મન એક કોયડો છે. છોકરાઓને નિર્દોષ અને ભોળા લેખીને તેમની કેળવણીનું જેટલું મંડાણ રચવામાં આવે છે તેટલું કેળવણીનું કામ બગડે છે. કેળવણીકારોએ પોતાનો વિચાર અને માર્ગ બદલવો જ જોઇશે. છોકરો જેટલો નાની ઉંમરનો તેટલો તે વધારે સડેલો અને વધારે બદમાશ. આ સત્ય અનુભવમાંથી પ્રાપ્ત થએલું છે. કેળવણીની રચના આ સત્ય ઉપર થવી જોઇએ અને તોજ સાચી કેળવણીનું કામ થઇ શકશે.

૩

આજકાલ નવીન કેળવણીનો કંઇક પવન ચાલ્યો છે. પણ હવે તેનો અંત પણ નજીક જણાય છે. અને નજીક ન હોય તો નજીક લાવવાની ખૂબ અગત્ય હવે ઉભી થઇ છે. જૂની કેળવણીમાંથી નવીન કેળવણી જન્મી તો હવે આ નવીન કેળવણીમાંથી નવીનતર કેળવણી જન્મવી જ જોઇએને ? જુઓને, નવીન કેળવણીવાળા જ નથી કહેતા કે તેમનાં સત્યો કંઇ આખરી નથી ? આજનું સત્ય આવતી કાલે અસત્ય કરવાનું જ છે. નવીન કેળવણીનો આત્મા સ્વાતંત્ર્ય છે. જૂની કેળવણીનો આત્મા પારતંત્ર્ય હતો પણ તે એક પક્ષે-વિદ્યાર્થીને પક્ષે. આ નવીનતર કેળવણીનો આત્મા પારતંત્ર્ય એ બન્ને પક્ષે રહેશે. વિદ્યાર્થી તેમ જ શિક્ષક બન્ને જેમાં પરતંત્ર તે નવીનતર કેળવણી સમજવી.

હરભાઈ.

## વિદ્યાર્થિમંડળ

"કેમ શાંતિભાઇ, તમારે ત્યાં વિદ્યાર્થિમંડળ કેમ ચાલે છે?" જટાશંકરે પૂછ્યું.

"જટાભાઇ, એની વાત જ રહેવા દો. આ નવા કેળવાએલા લોકોએ આપણે ત્યાં લપ પેસાર્યું છે ના!" શાંતિભાઇ ભભુકી ઉઠયા.

"એમાં શુ? એ તો વિદ્યાર્થીઓના સ્વાતંત્ર્યની વાત છે ના?"

"જટાભાઇ, હું તો એવા સ્વાતંત્ર્યમાં માનતો જ નથી તે? સ્વાતંત્ર્ય જોઇતું હોય તો એ બધા આપણે ત્યા શું, મુંડાવા આવે છે? ઘેર સ્વાતંત્ર્ય જ છે ના?"

"અરે શાંતિભાઇ, આ શું બોલો છો? આમ તપો છો શા માટે?"

"તપ્યા વિના રહી શકતો નથી. આ લોકોએ સ્વાતન્ત્ર્યનું એવું સળગાવ્યું છે, એવું સળગાવ્યું છે કે હવે આપણે તનો વિરોધ કરીએ તો કોઇ કાન દેતું નથી." શાંતિલાલ ધીમેથી બોલ્યા:

"પણ એમની વાત ખોટી તો નથી જ."

"ખોટી નથી શું, સાડી સત્તર વાર ખોટી છે! મારૂં શું જાય છે? મેં તો હવે સજા કરવી છોડી દીધી છે અને સજા કરવાનો અધિકાર પણ બધો વિદ્યાર્થીઓના સ્વરાજ્યને આપ્યો છે."

"એમ? આટલું બધું સ્વરાજ્ય આપી દીધું? ત્યારે તો તમારે ત્યાં વિદ્યાર્થીઓને ભારે મજા આવતી હશે કેમ?" જટાભાઇ આનંદમાં આવીને બોલ્યા.

"એ મજાની શી વાત? એ મજાનું પૂછવું નાનાં નાનાં ટાબરીયાંને! હું જે ભૂલ માટે એક થપાટ મારતો હતો તેથી નાની ભૂલ માટે આજે ચાર થપાટ પડે છે અને કાંઇ બોલાય નહિ એ વધારામાં." શાંતિભાઇ હસ્યા.

"તો તો શાંતિભાઇ, તમારે વચ્ચે પડવું ન જોઇએ?"

"હું શા માટે પડું? હું તો પૂરૂં સ્વરાજ્ય આપી દઉં. મારા બેટા ખૂબ ચડયા હતા તે હવે ફળ ચાખે! ખતા ખાઇને પાછા આવવાના છે."

"એમાં તમને શો લાભ છે? એમ થશે તો સ્વતંત્રતાનો અખતરો નિષ્ફળ થશે."

"એ નિષ્ફળ થવાનો જ છે. એ તો ક્યારનો કહી ગયા છે. હમણાં હું ચાલવા દઉં છું. પછી જ્યારે ટોચે પહોંચશે ત્યારે એક કલમના ઝપાટાથી

સ્વરાજ્ય વીખી નાખીશ ને બધાને પાંશરા દોર કરી નાખીશ. આજે તમે સૌ સ્વતંત્રતાને ઉછાળે ચડ્યા છો ને છોકરાઓને ચડાવો છો તે તમારી વસે થવાની છે એમ સમજજો. કેમ બોલતા નથી? ટાઢા થઈ ગયા ના?"

"તમારી વાતથી તો કોઈ પણ માણસ ડરી જાય. તમારા જેવા મિત્રોને વિદ્યાર્થીઓનાં સ્વરાજ્યો સ્થપાશે તે પહેલાં તો કેટલુંયે પ્રચારકાર્ય કરવું પડશે."

"હાં, બોલતા નથી? મારો અક્ષરે અક્ષર સાચો છે." શાંતિલાલ જોસમાં આવ્યા.

જટાશંકરે માથું ખંજવાળ્યું અને દૂર આકાશમાં દૃષ્ટિ નાખી એક મોટો નિસાસો મૂક્યો.

નાનાભાઈ.

## પાણી

આપણાં ઘરોમાં જે કેટલીએક વસ્તુઓની આપણે કાળજી રાખવી ઘટે છે તેમાંની એક વસ્તુ પાણી છે.

આપણું પાણી ગંદું, પાણી ભરનારનાં કપડાં ગંદાં; પાણી ભરે તેના હાથ સુદ્ધાંત ગંદા, પાણી ભરવાનાં વાસણો ગંદાં, પાણી ગળવાનાં ગળણાં ગંદાં, પાણી ઢાંકવાનાં બુઆરાં ગંદાં, પાણી પીવાના પ્યાલા ગંદા અને આ બંધાયના સાર રૂપ આપણું પાણી ગંદું.

આપણને સ્વચ્છ રાખનાર મુખ્યત્વે સૂર્ય ભગવાન ને પાણી; સૂર્ય ભગવાનને આપણો હાથ પહોંચી શકતો હોય તો તેને પણ મેલા કરી દઈએ એવા આપણે પાણીને તો ગંદું જ કરીએ છીએ.

ચાલો પૂછીએ—

૧ આપણા રસોયાઓ આપણુ માટે જે પાણી લે છે તે સ્વચ્છ હોય છે?
૨ આપણી રસોઈ માટે જે પાણી વપરાય છે તે વાપરનારનાં આંગળાં, નખ વગેરે સ્વચ્છ હોય છે?
૩ રસોડામાં વપરાતાં વાસણો અંદરથી બરાબર સ્વચ્છ હોય છે?
૪ આપણા ગોળા દરરોજ અંદરથી બરાબર સાફ થાય છે?
૫ પાણીનાં વાસણો ચીકણાં તો નથી હોતાં?
૬ પાણીને ગળવાનાં ને સાફ કરવાનાં ગળણાં પોતે જ પાણીને મેલું તો નથી બનાવતાં?

૭ આપણા કળશા પ્યાલા ચોકખા હોય છે?

૮ ગમે તેવી રીતે પાણી ઢોળતાં ઢોળતાં આપણે બીજાના પાણીને પણ મેલું તો નથી કરતા?

આ બધા તરફ આપણું લક્ષ નથી. આવો ગંદવાડ આપણને ગંદવાડ લાગતો નથી. ખરી રીતે તો આવી વાતોની આપણને સહેજે સૂગ આવવી જોઇએ. પણ આપણે છેક નાનપણથી જ આવી ગંદી રીતભાતમાં ટેવાઇ ગયા છીએ એટલે આજે તો એ જ આપણને સહજ લાગે છે.

દરેક છાત્રાલયમાં આ તમામ પ્રકારની ગંદકીની સમજ આપવી જોઇએ અને એવી સમજ આપ્યા પછી છાત્રાલયના જીવનમાંથી તેને દૂર કરવા મોટો પ્રયત્ન થવો જોઇએ.

નાનાભાઇ.

## છાત્રાલયનાં પુસ્તકાલયો

ગૂજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થી ભાઇ પ્રેમશંકર ભટ્ટ પોતાના એક પત્રમાં નીચે પ્રમાણે લખે છે:—

"ગૂજરાત કાઠિયાવાડનાં આંગળાને વેઢે ગણાય એવાં ભાગ્યે જ એક કે બે છાત્રાલયો એવાં જોવામાં આવે છે કે જ્યાં આગળ છાત્રોને યોગ્ય એવું મઝેનું પુસ્તકાલય હોય.

"પુસ્તકાલયને અભાવે છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓનું છીછરૂં જ્ઞાન સાચે જ કોઇ પણ માણસને શરમાવે તેવું હોય છે, મને જણાવતાં દુઃખ થાય છે કે આપણે ત્યાં એવાં પણ છાત્રાલયો છે કે જ્યાં કેટલાય વિદ્યાર્થીઓને 'નવજીવન' શું તેની પણ ખબર નથી! અને તે મોટાં શહેરોમાં પણ!

"છાત્રાલયમાં રહેતા વિદ્યાર્થીઓના ઓછામાં ઓછા ૭૫ ટકા તો આજે સરકારી શાળાઓમાં અભ્યાસ કરતા હોય છે. આ તો અનુભવની વાત છે કે ત્યાં આગળ તો પરીક્ષાને માટે એક બે પાઠ્યપુસ્તકો ગોખી નાખવા સિવાય બીજી કોઇ પણ લેવા દેવા નથી હોતી. અને આ એક બે પુસ્તકો પણ એ રીતે ગોખાવવામાં આવે છે કે પરીક્ષા પછી તરત જ વિદ્યાર્થીઓને તે ભૂલી જવાની ફરજ પડે છે. આવી પરિસ્થિતિમાં વિદ્યાર્થીઓ ગમે તેટલી પરીક્ષાઓ પસાર કરે છતાં તેમનું જ્ઞાન અધૂરૂં જ રહેવાનું છે.

"જીવનના કૃત્રિમ ખ્યાલો આપતી નવલકથાઓ કે નમાલી વાર્તાઓ નહિ પરંતુ જીવનને વધારે શુદ્ધ, નિર્મળ અને તેજસ્વી બનાવે એવો એક

નાનકડો પુસ્તકસંગ્રહ તો પ્રત્યેક છાત્રાલયમાં હોય જ. એ જાતની વ્યવસ્થા અત્યંત આવશ્યક છે. જો આમ થશે તો જ જીવનનાં બાર બાર અમૂલ્ય વર્ષો નિશાળો અને કૉલેજોમાં ગાળ્યા છતાં મોચીની કરવત જેવી દશા અમે છાત્રો ભોગવીએ છીએ તેનો કંઇ ખરો ઇલાજ થશે.

"મોચી કાશીએ કરવત મૂકાવા ગયો. પૂછવામાં આવ્યું કે એલા આવતે ભવે શું થઇશ ? મોચી વિચારે ચઢ્યો. બેરીસ્ટર થાઉં ! ના ના, માબાપ જીવતાં છતાં મૂછો મુંડાવવી પડે ! ગૃહપતિ થાઉં ? ના ના, બાર બાપની વેજા સચવાય કેમ ? હેવટે થાકીને બિચારો બોલ્યો, 'મેલ કરવત, મોચીનો મોચી.' આ વાત તો બહુ જાણીતી છે.

"આપ આપના 'છાત્રાલય'માં આ બાબે કંઇ ઉહાપોહ કરશો તો આભાર થશે."

ભાઇ પ્રેમશંકરનો પત્ર ખૂબ વિચારવા જેવો છે. આપણાં આજનાં છાત્રાલયોમાં તેમના કહેવા પ્રમાણેની સ્થિતિ પ્રવર્તે છે તે વાત સાચી જણાય છે. ક્યાંઇ ઠેકાણે નાનકડું પુસ્તકાલય હશે તો તે પણ દાનમાંથી ઉભું થએલું. ઘણે ભાગે તો આવાં છાત્રાલયોનાં જે પુસ્તકાલયો હોય છે તે ભેટ આવેલાં પુસ્તકોમાંથી જ બનેલાં હોય છે. ઠીક ઠીક સારાં ગણાતાં છાત્રાલયોમાં પણ પુસ્તકાલયોને અને વાચનાલયોને છાત્રાલયનાં અગત્યનાં અંગો તરીકે હજી સુધી સ્વીકારવામાં ન આવે તો તેને આપણી એક મોટી ખોટ ગણવી જોઇએ.

છાત્રાલય એ તો કેળવણીની સંસ્થા છે. છાત્રાલયમાં વસતો વિદ્યાર્થી પોતાની કેળવણી માત્ર શાળામાંથી નથી મેળવતો એમ આપણે હવે સમજતા થયા છીએ. એટલા જ માટે વિધવિધ પ્રકારની પ્રવૃત્તિઓ ઉપજાવવામાં આવે છે, અને એટલા જ માટે ઉત્તમ પ્રકારના ગૃહપતિની આવશ્યકતા આપણે સ્વીકારી છે. બુદ્ધિનો વિકાસ પણ વિદ્યાર્થી શાળાનાં પાઠ્યપુસ્તકોમાંથી નથી જ સાધી શકતો એ પણ સત્ય છે. વિદ્યાર્થીની બુદ્ધિને જુદા જુદા પ્રકારનો ખોરાક ન મળે તેમ જ તેનાં વિકાસના પ્રમાણમાં એ ખોરાકમાં વિવિધતા જેટલી જ વિશાળતા ન મળે તો વિદ્યાર્થીની બુદ્ધિ પણ કુંઠિત જ રહેવાની છે. આવી કુંઠિત દશામાંથી વિદ્યાર્થીને ઉગારી લેવાનો છાત્રાલયો પાસે એક રાજમાર્ગ છે-તે સુંદર પુસ્તકાલયો તથા સુંદર વાચનાલયો વસાવવાનો.

આવાં પુસ્તકાલયો તથા વાચનાલયો ઉભાં કરવાની સૌથી મોટી જવાબદારી ગૃહપતિને શીરે રહે છે. પોતાના છાત્રાલયમાં પુસ્તકાલય વાચનાલયને પોતે એક અતિ મહત્ત્વનું અંગ ગણે, પોતાના છાત્રાલયના સંચાલકો પાસે તેનો આગ્રહ રજુ કરે, તેના માટે પૈસા મેળવે અને વિદ્યાર્થીને પ્રાણપોષક તેવાં પુસ્તકો તથા વર્તમાનપત્રો વસાવે.

પુસ્તકાલયો અને વાચનાલયો ઉભાં કરવામાં આજની ઘડીએ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. કચરા જેવાં પુસ્તકો અને વિદ્યાર્થીના વિકાસને રોધે બલ્કે ઉંધે માર્ગે પ્રેરે તેવાં વર્તમાનપત્રોનો આજે આપણા સાહિત્યમાં રાફડો ફાટેલો દેખાય છે. આ બધામાંથી પસંદગી કરવાનું કામ અત્યંત કઠિન છે. ખૂબ કાળજી અને ચીવટ પૂર્વક પસંદગી કરવામાં ન આવે તો પુસ્તકાલયો અને વાચનાલયો આશીર્વાદ રૂપ થવાને બદલે શાપ સમાન થઈ પડવાનાં. આપણા વિદ્યાર્થીઓ પાસે સડેલું વાચન ન આવે અને તંદુરસ્ત તથા પ્રાણપોષક વાચન જ આવે તેની કાળજી રાખવાનું કામ આપણું ગૃહપતિનું છે.

જે જે છાત્રાલયોનું ધ્યાન સુંદર પુસ્તકાલયો વસાવવા તરફ તથા અદ્યતન વાચનાલયો ઉભાં કરવા તરફ હજી પણ ન ખેંચાયું હોય તેમને એક મોટી ઉમરના વિદ્યાર્થીની ઉપર નોંધેલી વિનંતિ પહોંચો.

એક વ્યવહારૂ માર્ગ એવો પણ સૂચવી શકાય કે બધાં છાત્રાલયો પોતાનાં અલગ પુસ્તકાલયો વસાવે તેના કરતાં શાળાના કે નગરના પુસ્તકાલયનો પૂરેપૂરો લાભ લે અને એવો લાભ લેવામાં ગૃહપતિભાઈ તેમને પૂરેપૂરી મદદ કરે. વાત તો એ છે કે પુસ્તકાલયની આખી પ્રવૃત્તિ સમસ્ત શહેરીઓએ ઉપાડી લેવી જોઈએ અને છાત્રાલયના વિદ્યાર્થીઓ પણ તેનો લાભ લે તેમ થવું જોઈએ.

હરભાઈ.

## હોળી

ફાગણની પુનેમનો ચંદ્ર;
પૂર બહારમાં ખીલેલી વસન્ત;
આંબે આંબે લચી પડતા મોર;
લીંબડે લીંબડે નવાં પલ્લવ;
ખાખરે ખાખરે કેસુડાંનાં ફૂલ;

ખેતરોમાં ઘઉંના તાજા પોંક;
ઠંડી અને ગરમીનો સંક્રાંતિ કાળ.
આખી પૃથ્વીમાં નવો ઉલ્લાસ!

આવી હોળી ન ગમે?

જૂનો કચરો સળગાવી દેવો ન ગમે!
હોળી પ્રગટીને તાપવું ન ગમે?
હોળી માટે હોળાયાં કરવાં ન ગમે!
જોડાનું તોરણ બાંધવું ન ગમે?
ડાંગને અઢેલીને દુહા લલકારવા ન ગમે?
કપડાંને રંગબેરંગી બનાવવાં ન ગમે?
માથામાં મોરપીછ નાખવું ન ગમે?
મિત્રોને નર્મવચન કહેવાં ન ગમે!
હોળી ફરતા દાંડિયારાસ લેવા ન ગમે?
ધાણીદાળીયા ને ખજુર ખાવાં ન ગમે?

ન ગમે ફક્ત એક જ—

હોળીના દિવસે પણ ડાહ્યા થવું ન ગમે.

**નાનાભાઇ.**

## મુલાકાતે: બે દશ્યો

: ૧ :

"કેમ મગન?," રામજીભાઇએ બૂમ પાડી. "રત્નાએ બધું સાફસાફ કરી લીધું કે!"

"સાહેબ, સાહેબ, હજી..."

"હજી હજી શું કરે છે! જે કહેવું હોય તે ઝટ ભસ ને!"

"હજી બરાબર સાફ થયું નથી."

"તે રત્નાને કહેને સાફ કરી નાખે!"

"સાહેબ, સાહેબ, રત્નો તો કહે છે કે ચોક સાફ કરવાનું મારી બોલીમાં નથી." મગન હસતો હસતો કહેવા લાગ્યો.

"એમ! રત્નો ફાટ્યો લાગે છે! આ ગાંધીએ તો દેશનું નખ્ખોદ કાઢ્યું છે! રત્નો આમ બોલે તે પહેલાં તો તેનું ચામડું ઉતરી ગયું હોય ના!

પણ આજે એ દેઢડાનો દિ' છે. ઠીક, ત્યારે એને બે આંના બાજ્ય ને સાફ કરાવ."

"ઠીક, કરાવું છું."

"પણ છોકરાઓ બધા તૈયાર છે ?"

"બધા તો તૈયાર છે પણ પ્રેમશંકર કહે છે કે મારૂં ગળું બહુ દુખે છે."

"વોય ધમરોળ! પ્રેમલાનું ગળું દુખે! એને કહેજે કે આજે પ્રેમચંદ શેઠ આવે છે ત્યાં તું નહિ ગા તો બધું માર્યું જશે. પ્રેમલા ઉપર તો આજની સભાનો મેં આધાર બાંધ્યો છે."

"પણ સાહેબ, એનું ગળું બહુ સોજી ગયું છે, હો."

"એવા ગળાં સૂજે તે આવે વખતે પાલવે કે? ઠીક, એ તો ગાશે. હું એને આવતા વર્ષ માટે સ્કોલરશીપ આપવાનો છું. પણ પેલો તુલસી તૈયાર થયો કે ?"

"જી, તુલસી તો આજે ઉઠ્યો જ નથી."

"હેં, શું બોલે છે?"

"સાહેબ સાચું કહું છું. તેને રાતે બહુ ઉલટી થઈ છે."

"બાધું હશે સેથકનું, પછી ઉલટી ન થાય? એને ઉલટી કરવાનું યે આજે સઝયું! જા, જઇને ઉઠાડ. હમણાં નવ તો વાગશે ને શેઠની મોટરનું ભૂંગળું થશે."

"સાહેબ, આ જાઉં છુ. તુલસી ઑરંગઝેબ નહિ થઇ શકે તો પછી મેં એ પાર્ટ તૈયાર કર્યો છે."

"એમ કે? સાબાશ, બેટા સાબાશ! તારા જેવા વિદ્યાર્થીઓ જ સંસ્થાનું નાક રાખશે. પ્રેમચંદ શેઠ આજે આવશે એટલે તેમનો સત્કાર કરીએ તો બોર્ડિંગ માટે સારો અભિપ્રાય બંધાશે, ને તમને સાને ખૂટતી સગવડો માટે રૂપીઆ પણ આપશે."

"પણ સાહેબ, આ પ્રેમચંદ શેઠ તે કોણ છે?"

"કોણ છે? આપણી બોર્ડિંગના બાપ, દાદા, આત્મા જે કહો તે એ છે. એમણે પૈસા અપાવ્યા ત્યારે આ મકાન ચણાવ્યું. આજે પણ એ પૈસા મોકલાવે છે ત્યારે અમારો પગાર ચૂકવાય છે."

"ત્યારે સાહેબ, એ શા માટે આવે છે?"

"બોર્ડિંગ જોવા. એટલીયે અક્કલ નથી ?"

"બોર્ડિંગ જોવા માટે આવે છે ? તે શું જોશે ?"

"તું તો મૂર્ખો જ રહ્યો. અત્યારે આવી પડય કરવાનો મને વખત નથી. શું જોશે શું ? આપણું સંગીત જોશે, સંવાદો જોશે, મારૂં ભાષણ જોશે. એ બધું જોશે."

"એ જોઇને પછી શું ?"

"પછી બે વર્ષ ઉપર આપ્યું હતું તેવું આપણને સૌને ભોજન આપશે."

"હું પાર્ટ કરીશ તેનું ઇનામ નહિ મળે ?"

"તુલસીને નહિ મળે તો તને મળશે."

"સાહેબ, તુલસીયો તો બેઠો થઇ ગયો છે. પણ એને ના પાડો તો હું સરસ પાર્ટ કરીશ, હો."

"એમ ?"

"અને પ્રેમશંકર પાસે ગવરાવીશ પણ ખરો."

"ઠીક, જા તું ઔરંગઝેબ થજે. તુલસીદાસ પાર્ટ કરે તો ડૉક્ટર પણ ગુસ્સે થાય એવું છે."

"તો સાહેબ, હું જાઉં છું. બધું તૈયાર કરૂં છું. આપ નિરાંત રાખજો."

"બધું બરાબર ગોઠવજે."

"જી, એમાં કહેવું નહિ પડે. પણ પેલો બાલિયો રસોડામાંથી બૂમો પાડે છે તેને ના પાડજો. નહિ તો હું ગજવશે."

"એ એવો જ મૂરખ રહ્યો. જા એને કહે કે આજે રસોડામાંથી તેને રજા આપવામાં આવે છે. એણે ગામમાં જવું ને શેઠ જાય ત્યાર પછી આવવાનું."

"જી, પણ એના વિના પૂરીઓ કોણ કરશે ? એકલા વૃજલાલથી નહિ પહોંચાય."

"તો તું રસોડાના બારણાને તાળું માર એટલે એની બૂમો અંદર જ રહે. તાળું દઇ કુંચી મને સોંપજે."

"સાહેબ, મોટર બોલી."

"ઝટ જા, અંદર જા. બધાને બેસારી દે. હું શેઠને લઇને આવું છું. અમે આવીએ ત્યારે બધા ઉભા થઇને નમન કરજો. હાર કોણ પહેરાવવાનું છે ?"

બોલે બોલે ત્યાં તો મોટર આવી અને પ્રેમચંદ શેઠ નીચે ઉતર્યા.

: ૨ :

"ભાઈ જગજીવન, આ હૉલ શા માટે રાખ્યો છે?"

"આ હૉલ પ્રાર્થના માટે છે: દરરોજ રાતના અમે સૌ એકઠા મળી અહીં પ્રાર્થના કરીએ છીએ અને ગીતા વાંચીએ છીએ."

"તેમાં આવા કાળા પાટિયાની જરૂર પડે છે ખરી?"

"જી, ના. એ તો કાલે રાતના અહીં સંગીતનો જલસો કર્યો હતો તે એની પર કાર્યક્રમ લખવા માટે આણ્યું હતું."

"જલસો કાલે હતો?"

"હા, કાલે જ. આપને જલસામાં લાવવાનો વિચાર તો થયો હતો પણ મુસાફરીથી થાકી ગયા હશો એમ માની આપને કહ્યું નહિ."

"કહ્યું હોત તો હું જરૂર આવત. ઠીક. આ મકાન શાનું છે?"

"આ નિવાસગૃહ છે. એમાં વિદ્યાર્થીઓ રહે છે અને સુવે બેસે છે."

"સુવાનું ખાટલા પર કે પથારીએ?"

"પથારીએ."

"પથારી કયાં પાથરે?"

"સૌ પોતપોતાની જગ્યા પાસે. સવારે સૌ પથારીઓ ઉપાડી લે અને ઓરડીમાં મૂકી દે."

"નિવાસગૃહમાં આ દોરી શા માટે બાંધી છે?"

"એ નાટકના પડદા માટે બાંધી છે. આ રવિવારે નવા નિવાસગૃહના વિદ્યાર્થીઓ નાટક કરવાના છે એટલે હમણાં તૈયારીઓ ચાલે છે."

"રવિવારે કરવાના છે?"

"જી, હા. આપ તો શનિવારે જશો એટલે એ નહિ જોવાય."

"હું તો સંગીતમાંથીયે રહ્યો અને નાટકમાંથીયે રહીશ!"

"એક વાત છે. આપ રાતના રીહર્સલ થાય તે જોવા આવો તો!"

"એ તો બહુ જ સરસ!"

"તો મારી સાથે આપ રીહર્સલમાં આવજો."

"આ ભોજનશાળા છે કે?"

"જી, હા. આ પાસે રસોડું અને તેની નજીકમાં કોઠાર."

"રસોયા બીડી પીએ કે?"

"ના."

"પાન ખાય કે ?"

"રાંધતી વખતે ન ખાય."

"તમાકુ?"

"રાંધતી વખતે કશું નહિ."

"રસોઇ કેવીક કરે છે ?"

"હમણાં જ જમવા વખત થશે એટલે થાળીમાં પારખું પડશે."

"મારી થાળીમાં ખાસ રોટલીઓ આવશે તો ?"

"એમ થવાનું કારણ જ નથી. છતાં થાય તો આપ ગમે તે ભાણા પર બેસી શકો છો."

"તમે ક્યાં જમવાના ?"

"રોજ તો ઘેર જમું છું. આજે આપને ખાસ જરૂર હોય તો આપની સાથે જમું; નહિતર આપ તો અહીં જ રહો અને હું જઇશ."

આટલું કહી જગજીવનભાઇ છાત્રાલયને બીજે કામે ચડી ગયા અને માણેકચંદ શેઠ વિદ્યાર્થીઓના જમવાના ઓરડામાં રોકાયા.

જમવાનો વખત થયો એટલે સૌ વિદ્યાર્થીઓ પોતાનાં ઠામવાસણ લઇને હાજર થયા અને પીરસવાનું શરૂ થયું.

"આપ ક્યાં બેસવાના છો ?" ભોજનના નેતાએ માણેકચંદ શેઠને પૂછયું.

"એક થાળી મારી પીરસો. હું ત્રીજી હારમાં બેસીશ."

"આપને હાથપગ ધોવા માટે પાણી લાવું ?"

"ના, હું ત્યાં જઇને જ ધોઇ લઇશ."

"આપને બીજી કશી સગવડ જોશે ?"

"બીલકુલ નહિ."

"આપની પાસે હાથ લૂછવાનો રુવાલ નથી. લાવું ?"

"હા, કોઇનો ફાજલ પડે તો આપો."

ભોજન પૂરું થયું એટલે માણેકચંદ શેઠ હાથ મ્હોં ધોઇને ઉભા થયા. ઓફિસમાં જગજીવનભાઇના ટેબલ પર વીશ હજારની હુંડી મૂકી માણેકચંદ શેઠ ચાલતા થયા.

નાનાભાઈ.

## કોઠાર

### માત્ર દિશાસૂચન

દરેક ઘરમાં તેમ જ દરેક છાત્રાલયમાં નાનો યા મોટો કોઠાર તો

હોય જ છે. દરેક ઘરમાં તેમ જ છાત્રાલયમાં આવા કોઠારની વ્યવસ્થા કાં તો ઘરની સ્ત્રીના હાથમાં હોય છે, યા તો ગૃહપતિના હાથમાં હોય છે, અથવા તો તે માટે અલાયદો કોઠારી હોય છે. પણ કોઠાર અને કોઠારનો કોઠારી એક યા બીજે રૂપે હોય છે તો ખરો જ.

વસ્તુતઃ કોઠાર શરીરની જરૂરીઆતોને પહોંચી વળવા માટે છે. જીવનની સંસ્થાઓમાં આવા કોઠારને કેવું સ્થાન આપવું તે વિષે આજે વિચાર ન કરીએ. પણ ખાસ કેળવણીને માટે સ્થપાએલી સંસ્થાઓ માટે પણ એટલું તો કહેવું જ પડશે કે શરીરના સ્વાસ્થ્યનો અનાદર કરીને કોઇ સંસ્થા કેળવણી આપવાનો દાવો કરી શકવાની નથી. ઉલટું ઘણી વાર તો શરીરસ્વાસ્થ્ય એ માનસિક તેમ જ આધ્યાત્મિક કેળવણીમાં અનિવાર્ય વસ્તુ છે. એટલે ઘર કે છાત્રાલય કોઠારની ઉપેક્ષા કરી શકે તેમ નથી.

છાત્રાયલમાં તો કોઠાર વધારે ચીવટ માગે છે. જ્યાં ગૃહપતિ પોતે જ કોઠારીનું કામ કરે છે ત્યાં ઘણી વાર અજ્ઞાનને લીધે કોઠારમાં ગોટાળો થાય છે. ગૃહપતિના હાથ નીચે બીજો કોઠારી હોય ત્યાં પણ અજ્ઞાન અને ઉપેક્ષા ઘણાં માઠાં પરિણામો લાવે છે અને ઉચ્ચ કેળવણી માટે જે વાતાવરણ જોઇએ તે ઉભું થવા દેતાં જ નથી. એટલા માટે અહીં કોઇ પણ છાત્રાલયના કોઠાર વિષે થોડીએક સામાન્ય સૂચનાઓ કરી છે.

કોઠારમાં નીચેની વસ્તુઓનો સમાસ ગણ્યો છેઃ—

૧ અનાજ.
૨ ઘી, તેલ.
૩ ઉપાહારનો સામાન.
૪ હવેજ મશાલો.
૫ ગોળ, સાકર, મધ.
૬ ગ્યાસલેટ.
૭ સરપણ.
૮ શાક; ફળફળાદિ; તૈયાર મિષ્ટાન્ન.
૯ અથાણું પાપડ.

૧ અનાજ બને ત્યાં સુધી તે તે અનાજની ઋતુમાં જ આખા વર્ષ માટે ખરીદ કરવું. આમ કરવાથી માલ સારો મળે છે અને ભાવમાં કિફાયત પડે છે.

૨ ઘઉં, બાજરો, ચોખા, દાળ વગેરે જથ્થાબંધ લેવું હોય ત્યારે જવાબદાર માણસે પોતે જ ખરીદ કરવી અને માલ સારો જ લેવો. ખરાબ માલ સસ્તો હોય છતાં આખરે મોંઘો પડે છે એ વાત કદિ ભૂલવી નહિ.

૩ અનાજના દેખાવ પર જોવા કરતાં તેનાં પોષક તત્ત્વો પર વધારે ભાર દેવો. આ બાબતમાં અનાજના જાણીતા કોઇ ગૃહસ્થની મદદ મળે તો તે જરૂર લેવી.

૪ ઘઉંને ખરીદ કર્યા પછી સાફ કરાવી, એરંડિયું લગાડીને રાખવા.

૫ ઘઉંને એરંડિયું દેવા માટે તથા પછી તેની ગુણો ભરવા માટે વિદ્યાર્થીઓને કામમાં લેવાય તો સારું.

૬ ચોખાને સાફ કરાવ્યા પછી તેની સાથે પાકું મીઠું મેળવીને ગુણો ભરવાથી બગડતા નથી.

૭ સામાન્ય રીતે બાજરો આખા વર્ષનો ન ભરવો પણ ચોમાસા સુધીનો જ ભરવો. છતાં યે આખા વર્ષનો ભરવો જ હોય તો તેને પારો તથા ટાઢી રાખ મેળવીને રાખવો.

૮ તુવરદાળને પણ તેલ યા એરંડિયું દઇને રાખવી.

૯ આ બધાં અનાજોને રાખવાની જગા ખૂબ ઠંડી જોઇએ. એવા ઠંડા ઓરડામાં પણ આ બધાંને ગુણોમાં જ રાખવાં વધારે ઠીક છે. જ્યાં માટીના મોટી કોઠીઓ મળી શકે ત્યાં તે જરૂર વાપરવી. પણ લોઢાનાં પીપોમાં અનાજને જલદી ગરમી લાગે છે માટે બનતાં સુધી તે ન વાપરવાં.

૧૦ મગની દાળને સંઘરવામાં એક જ મુખ્ય વાત છે—મગની દાળ ભેગા આખા મગ રહેવા ન જોઇએ. આ પ્રમાણે દાળને ચાળ્યા પછી તેને તેલ લગાડીને સાચવીએ તો વાંધો નહિ આવે.

૧૧ આખા મગને સંઘરવા હોય તો પહેલાં તો બધા મગને સાફ કરાવવા; પછી તેને ટાઢી ધૂળ અને મરચાંમાં દાટી રાખી મૂકવા.

૧૨ વાલ, ચોળા, મઠ વગેરે કઠોળ તે તે ઋતુમાં જ વાપરી નાખવું એટલે સંઘરવાની ઉપાધિ ન રહે.

૧૩ અનાજ માટે ઉપરની ક્રિયાઓ થાય ત્યારે કાંકરા સાથે ભળેલા દાણા રહે તેને આવરાળી સાફ કરાવવા; દાળોનું કોરમું રહે તેનો ઢોકળામાં ઉપયોગ થાય તો કરવો; કેતરાં ઢોરવાળાને વેચી દેવાં; ચોખાનું ભૂસું નાખી દેવું અને કણકી રહે તેનો ઢોકળામાં ઉપયોગ કરવો અથવા તો અડાયંબુમાં ઉપયોગ કરવો.

૧૪ આ પ્રમાણે અનાજ સંઘર્યું હોય તેને ઓછામાં ઓછું અઠવાડિયામાં એક વાર ગુણોમાં બંધી નાખી તપાસવું-ખાસ કરીને ગરમીના દિવસોમાં એટલે કે ચૈત્ર વૈશાખમાં, અને ભાદરવા મહિનામાં તો ખૂબ કાળજી રાખવી; જરાએ વહેમ પડે એટલે બહાર કાઢી, જીવાત પડી હોય તો દૂર કરી ફરીથી તેને સંઘરવાની તજવીજ કરવી.

૧૫ ઘી આવે કે તરત જ તેને ઉનું કરવું અને ગળણાથી ગળવું; ત્યાર પછી જ તેનો ઉપયોગ કરવો.

૧૬ કેટલીક વાર ઘીના વાસણને તળિયે કીટા જેવો ભાગ જાય છે તેને ઉપયોગમાં ન લેવો; પણ એવો ભાગ વધારે પ્રમાણમાં હોય તો ચુરમુ તળવામાં કે પૂરી તળવામાં વાપરી લેવું.

૧૭ ઘી ખૂબ તાજું પસંદ કરવું. મોટાં શહેરોમાં ઘીની ખરીદમાં બહુ સાવચેત રહેવાની જરૂર છે.

૧૮ તેલ પણ તાજું જ લેવું. તેલમાં આજે અનેક જાતના ભેગ થાય છે તેથી સંભાળવું.

૧૯ ઘી તેલ ભરવાનાં વાસણો નવાં ઘી તેલ આવે ત્યારે સાફ કર્યા પછી જ તેનો ઉપયોગ કરવો. આ વાતમાં ખૂબ આગ્રહ રાખવાની જરૂર છે.

૨૦ સંસ્થામાં ઉપાહારનો જે ક્રમ નક્કી કર્યો હોય તે ક્રમ પ્રમાણે ઉપાહારની ચીજો બરાબર સાચવવી. ઉપાહારમાં મમરા, ચેવડો, શીંગરેવડી, મગની દાળ, ચણાની દાળ, આખા મગ, આખા ચણા, દુધિયો બાજરો, સાથવો વગેરે આપી શકાય.

૨૧ સાધારણ રીતે સવારના ઉપાહારમાં રોટલો માખણ ને છાશ, દહીં રોટલો, ગોળ રોટલો, રાબ, દૂધ રોટલો વગેરે પદાર્થો વધારે ફાવે તેવા છે.

૨૨ હવેજ મસાલો અથાણાની ઋતુમાં એટલે કે ચૈત્ર વૈશાખમાં સંઘરી લેવો.

૨૩ હળદર આખા વર્ષની સાથે લેવી અને બારીક દળાવ્યા પછી તેને તેલ દઈ વઘારણી-હીંગ સાથે સંઘરવી એટલે જીવડાં પડશે નહિ. વઘારણી, રાઈ, મેથી પણ આખા વર્ષનાં ખરીદવાં. ફક્ત કોકમ દર માસે જરૂર જેટલાં લેવાં.

૨૪ સાકરનો ઉપયોગ ઓછો કરવો. ગોળ બનાવટી ન આવી જાય તેની ખાસ તપાસ રાખવી અને બનતાં સુધી આઠ માસનો સંઘરવો. રસોડામાં ખાવા માટે જો આપી શકીએ તો મધ આપવું.

૨૫ સરપણુમાં છાણાં બને ત્યાં સુધી વાપરવાં જ નહિ. છાણાં વાપરવાં જ પડે તો હુતાશની પર આખા વર્ષ માટે ખરીદ કરવાં અને મોટવું ખડકીને સાચવી રાખવાં.

૨૬ કોલસા માગશર માસ લગભગ આખા વર્ષનો સામટો લેવો. કોલસામાં ખેર, બાવળ વગેરેનાં લાકડાં ધૂમાડો કરતાં નથી અને તાપ સારો આપે છે માટે તેને જ પસંદ કરવાં. સાગ વગેરેનો કોલસા ધૂમાડો કરે છે માટે તે ન લેવાં.

૨૭ કોલસા ગોઠવવાની જગાએ ઉધઈ ન હોય તેટલું ખાસ ધ્યાનમાં રાખવું.

૨૮ શાક દરરોજ તાજું જ આવવું જોઈએ.

૨૯ બગડી ગએલા કે વાશી શાકને હરગીજ ન વાપરવું.

૩૦ પ્રસંગોપાત ઋતુઋતુનાં જે ફળો હોય તે સંસ્થાના ગજા પ્રમાણે વિદ્યાર્થીને મળે એવો આગ્રહ રાખવો—જેવાં કે બોર, જમરૂખ, દાડમ, શેરડી, પોંપૈયું, કેરી, ખજુર, ડોડા, કેળાં, સીતાફળ વગેરે.

૩૧ લોટમાં કે અનાજમાં ધનેડાં, મટકાં કે કીડ પડે તો તેને તરકે નાખવાં.

૩૨ લોટના વાસણમાં દરરોજ હાથફેરો કરવો એટલે બાવાં, કરોળિયા વગેરે ન બાઝે.

૩૩ લોટ બહુ જ બારીક દળાવવો નહિ.

૩૪ લોટ ઝાઝા દિવસનો પડતર ન રાખવો—ખાસ કરીને બાજરાનો.

૩૫ લોટમાં કાંકરી આવે છે એમ જણાય કે તરત જ તપાસ કરવી અને કાંકરીવાળો લોટ કોઈના ખાવામાં તો ન જ વાપરવો.

૩૬ બગડી ગએલા લોટને રદ કરવો. વાપરવાનો લોભ કદિ ન કરવો.

૩૭ દૂધ તાજું આવે તેમ સગવડ રાખવી.

૩૮ દૂધને ગળ્યા પછી જ ઉપયોગમાં લેવું.

૩૯ દૂધની તપાસ કરવાને અવારનવાર તેનો માવો કાઢવો અથવા તો માખણ કાઢી જોવું.

૪૦ ઉપર જણાવેલ પદાર્થો ઉપરાંત સાવરણી, ગળણાં, દોરડું, મીઠું, બાકસ, સાબુ, સોડા, ફિનાઈલ, ચીમનીઓ એ બધું કોઠારમાં જ છે અને તેને સાચવવામાં પણ ચીવટની જરૂર છે.

૪૧-દૂધ, દહીં તથા તૈયાર કરી રાખેલું મિષ્ટાન્ન વગેરે બધા પદાર્થોને બરાબર સાચવવા માટે તેમના પર માખીઓ ન બેસે તેવી ગોઠવણ થવાની ખાસ જરૂર છે.

૪૨ આટલા માટે ઝીણી જાળીવાળાં એક બે, નાનાં મોટાં કબાટો દરેક છાત્રાલયમાં જોઇએ જ. નાનાભાઈ.

## છાત્રાલયોના સમાચાર

૧

અમરેલી કપોળ બોર્ડિંગના ભાઇ જગજીવનદાસ મહેતા જણાવે છે કેઃ—

"જે કોઇ બોર્ડિંગના વિદ્યાર્થીને તે સંસ્થાના વ્યવસ્થાપકો વ્યાયામ કે સ્કાઉટીંગ શીખવવા માટે મોકલશે તેને અમારી સંસ્થામાં વગર લવાજમે ભાઇ ભગવાનજી લવજી મહેતા શીખવશે. પોતાના ખાવાપીવાની સગવડ જેણે તેણે જાતે કરી લેવી. અમે તેને તે બાબતમાં સરલતા કરી આપશું.

"અંત્યજ સિવાયના વિદ્યાર્થીઓ માટે જ આ લાભ અમે આપી શકશું.

"વ્યાયામનાં તેમ જ સ્કાઉટીંગ બેન્ડ વગેરે સરસ સાધનો અમારી પાસે છે અને ભાઇ ભગવાનજી તે બાબતનું સારૂં જ્ઞાન ધરાવે છે."

[ નોંધઃ વ્યાયામશિક્ષણ જેવા કાર્યમાં પણ બીજા તમામને લાભ આપીને ભાઇ જગજીવનદાસ માત્ર એક અંત્યજને દૂર રાખે છે, તેથી સૌ કોઇને દુઃખ તો થાય જ! વળી અમદાવાદમાં ભરાએલા છાત્રસંમેલને સ્કાઉટીંગને અંગે જે ઠરાવ કર્યો છે તે તરફ અમે ભાઇ જગજીવનદાસનું ધ્યાન ખેંચીએ છીએ-તંત્રી. ]

૨

વાપોદીઆ વિદ્યાર્થી આશ્રમવાળા ભાઇ મણિલાલ મંગળજી જણાવે છે કે, આશ્રમના વિદ્યાર્થીઓએ બાબુભાઈ ઇશ્વરભાઇ પટેલની તાલીમ પ્રમાણે કપાસ પીલવાનું, પીંજવાનું અને કાંતવાનું કામ રીતસર ચાલુ કર્યું છે.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—'શ્રીસરસ્વતી' છાપખાનામાં ભારી જીખાભાઈ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૪ થું
૧૯૩૦

અંક ૪ થો
એપ્રીલ

:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

## સાચો વિદ્યાર્થી કોણ?

જેને વિદ્યા માટે સાચી ભૂખ લાગી છે; જેને વિદ્યા મેળવતાં પડતાં કષ્ટોમાં આનંદ આવે છે; જે વિદ્યાને મધ્યસ્થાને મૂકીને બીજી તમામ બાબતોને તેની આસપાસ ગોઠવી દે છે.

પૂછો જગતભરના મહાપુરુષોને.

# વિદ્યાર્થી સ્વરાજ્ય

બોર્ડિંગની 'શાહીઓ

રસોયાશાહી. કોઠારીશાહી.
સેક્રેટરીશાહી. ગૃહપતિશાહી.
ગુંડાશાહી. હેડમોનિટરશાહી.

આ બધી શાહીઓનો ત્રાસ દૂર કરવો હોય તો એક જ રામબાણ ઉપાય છેઃ—

## વિદ્યાર્થી સ્વરાજ્ય

વિદ્યાર્થીઓ રસોયાથી બ્હીએ ત્યાં સુધી રસોયાશાહી નભે; વિદ્યાર્થીઓ કોઠારીથી બ્હીએ ત્યાં સુધી કોઠારીશાહી ચાલે; વિદ્યાર્થીઓ ગૃહપતિથી બ્હીએ ત્યાં સુધી ગૃહપતિશાહી ચાલે. આ બધી શાહીઓ પોતાને ટકવું હોય છે માટે તો વિદ્યાર્થીઓમાં એક યા બીજી રીતે બીકને ઉભી જ કરે છે અને તેને ટકાવે છે. જે સંસ્થામાં એક પણ વિદ્યાર્થી બ્હીતો નથી ત્યાં કોઇ પણ શાહી ચાલતી નથી. માટે જ વિદ્યાર્થીઓને પોતાનું સ્વરાજ્ય સ્થાપવું હોય તો તેની પહેલી અનિવાર્ય શરત એક જ છે કે કોઇ વિદ્યાર્થી બીકથી કશું કરે જ નહિ; મરી જાય તો પણ બીકનો માર્યો કશું ન કરે.

આપણે ખરેખર આ શાહીઓ દૂર કરવી હોય તો આપણી સંસ્થાઓમાંથી બીકને નાબુદ કરવી જોઇએ. રસોયા તો રહેશે; કોઠારી તો રહેવાનો જ. ગુંડો વિદ્યાર્થી તો આવવાનો જ. માત્ર વિદ્યાર્થીઓ સ્વતંત્ર હશે, નિર્ભય હશે તો તેમની કોઇની શાહી ઉભી થવા પામશે નહિ. આપણે છાત્રાલયમાં એક તરફથી સત્યાગ્રહો કર્યા કરીએ, વિદ્યાર્થીઓનાં ઘી દૂધ ફાઇન કરીએ, ઇનામોના મેળાવડાઓ કર્યે જઇએ અને બીજી બાજુથી આ બધી શાહીઓ સામે બળાપા કરીએ એ નકામું છે. આ તમામ શાહીઓ દૂર કરવી હોય તો એક જ માર્ગ છે-વિદ્યાર્થીઓને નિર્ભય બનાવો. છાત્રાલયનું ચાલું તંત્ર આજે બીક ઉપર રચાયું છે તેને બદલે આદર ઉપર અને સ્વાતંત્ર્ય ઉપર રચો અને પછી જુઓ કે શાહી પોતાની મેળે નાબુદ થાય છે કે નહિ.

વિદ્યાર્થીઓ નિર્ભય એટલે વિદ્યાર્થી સ્વરાજ્ય.

વિદ્યાર્થીઓ સ્વતંત્ર એટલે વિદ્યાર્થી સ્વરાજ્ય.

વિદ્યાર્થીઓ જે કરવું હોય તે પોતાના નિયમનથી કરે પણ બીકથી ન કરે એટલે વિદ્યાર્થીઓનું સ્વરાજ્ય. — નાનાભાઈ.

## વિચારવાયુ

અમારા છાત્રાલયમાં કોઇ મહેમાન આવે છે ત્યારે તો મારો વિચારવાયુ બેવડા જોરથી ચાલવા માંડે છે. આજે ...ભાઇ આવી ગયા, અને ધમરોળ વજ્યા ! તેમણે છોકરાઓ સાથે વાતો કરી, મારી સાથે વાતો કરી અને મારા ભંગી સાથે પણ વાતો કરી ! આવાં માણસો આવે છે, ત્યારે મારા વિચારવાયુનો પ્રદેશ કેળવણીના ક્ષેત્રને પણ વટાવી જાય છે. ...ભાઇના આજના આગમનના શુભ પરિણામ રૂપ વિચારવાયુની પળોમાં નીતરેલા વિચારોમાંની થોડીએક વાનગીઓ આ રહી.

૧

આપણામાં કહેવત છે કે સોળે સાન અને વીશે વાન. આ કહેવત કાંઇ અમથી અમથી નહિ પડી હોય. સોળ વર્ષે છોકરાને સાન આવવી જ જોઇએ. ન આવે તો આપણે લાવી દેવી જોઇએ. આ આજ કાલના કેળવણીવાળાઓ હાલી નીકળ્યા છે તે લોકો તો છોકરો દશ બાર વર્ષનો હોય ત્યારથી જ તેના ઉપર ભારનો બોજો મૂકવા માંડ્યા છે. પોતાને કશું જ કામ કરવું નહિ, છોકરાઓને માથે ટકમેલી મૂકી પોતે હરામનાં હાડકાંવાળા થઇને બેસી રહેવું, અને પછી કેળવણીનો સિદ્ધાંત પ્રતિપાદન કરવો કે અમે તો નાનપણથી જ જવાબદારી આપવામાં માનીએ છીએ. જવાબદારીનું ભાન ! શું ધૂળ ભાન ! આવા પ્રયોગોથી તો છોકરાઓનું ઉલટું બગડે છે. તેઓ તો સોળ શું વીશ વર્ષના થાય તોયે બાંગરા મટતા નથી. તેમને કશું ભાન આવતું જ નથી. અને શાનું આવે ? છોકરાઓને ભાન તે એમ ને એમ કાંઇ આવતું હશે ? આપણે તેને આપવું જોઇએ. છોકરાઓને ભાનમાં લાવવા માટે તે નાના હોય ત્યારથી જ માબાપે, ગૃહપતિએ તેમ જ શિક્ષકે ખૂબ તકલીફ ઉઠાવવી જોઇએ. છોકરાઓને જવાબદારી સોંપી દીધી છે, તેમ માત્ર બોલી નાખ્યે ન પાલવે. એમાં તો પરસેવો ઉતારવો જોઇએ.

છોકરો ભૂલ કરે તો તેને ટોકો, છોકરો સામે બોલે તો તેને લપડાવો, છોકરો ચીંધ્યું કામ ન કરે તો તેને સોટીનો સ્વાદ ચખાડો, છોકરો વારંવાર કહ્યા છતાં ન જ સમજે તો બધાના દેખતાં તેને બેઆબરૂ કરી નાખો, છોકરો વારંવાર તોફાનો કર્યા જ કરે તો તેને થોડો વખત માટે પૂરી રાખો, છોકરાને જવાબદારીવાળું એક પણ કામ ન સોંપો પણ તમે માથે

રહીને કરાવો. આવાં આવાં તો અનેક કામો કરવાનાં હોય છે. અને આવાં કામો કરવાં એટલે સખત લમણાઝીક કરવી, માથું દુખાડવું, ગળું બેસારી દેવું અને નિરાંતે ઊંઘવું પણ નહિ. આ કંઇ સહેલાં કામો છે? આપણે જો સૂઇ રહીએ તો તો કશું જ પરિણામ ન આવે. ઉપર કહી ગયો તે રીતે જે ગૃહપતિ જાગતો રહે છે તે જ સાચો ગૃહપતિ છે તેમ મારી ખાતરી થઇ છે.

૨

આજકાલના કહેવાતા મોટા લોકોને ઉપદેશ આપવાની ખૂબ ટેવ પડી ગએલી જણાય છે. વાતવાતમાં શીખામણો અને સલાહોના ઢગલા વેરવા માંડે છે. આમ કરો ને તેમ કરો એ તો એમના વાક્યે વાક્યે સંભળાય. પણ 'મહેરબાન સાહેબો, તમે જરા ગૃહપતિનું કામ હાથ તો ધરી જુઓ! એક તો બાર બાપની વેજા સંભાળવાની, તેમાં વળી વ્યવસ્થાનું કામ, હિસાબનું કામ, સેક્રેટરી સાહેબને રીઝવવાનું કામ અને તમારા જેવા આવે ત્યારે માથું ફાટી જાય ત્યાં સુધી હસતું મોઢું રાખીને હાજી હા કરવાનું કામ. આ કામો તે શું સૌ કોઈ ધારે તેટલાં સહેલાં છે? એ તો કરવા બેસનારને ખબર પડે. આ ઉપદેશકો બધા જ્યાં ત્યાં ઉપદેશ આપવા મંડી પડે છે તેને બદલે બબ્બે દિવસ ગૃહપતિનું કામ કરીને મારા જેવાને રાહત આપવા જાય તો ત્રીજે દહાડે જ ઉપદેશ આપવો ભૂલી જાય. તેમ કરવાથી મને બે દિવસનો તો આરામ મળે જ, પણ પ્રભુકૃપા હોય તો તો કાયમનો આરામ મળી જાય! આપણે સાળું નોકરી કરવાના ગરજુ; નહિતર તો મનમાં આવ્યું તે મોઢે જ કહી દેતા હોઇએને, તો ભારે સુખ મળે. પણ અહીં તો મોઢુંએ બગાડાય નહિ. હા, કયારેક કયારેક દબાવવાના પ્રયત્નો કર્યા છતાંએ ચાલતી વાતોએ બગાસાં આવવા લાગે છે. પણ ઉપદેશકો એટલા બધા તો મંદબુદ્ધિ હોય છે કે બગાસાં ઉપરથી પણ સમજી નથી શકતા કે હવે તો તેમણે બંધ કરવું જોઇએ!

હરભાઇ.

## સ્વાતંત્ર્યની એક મર્યાદા

અમને સ્કાઉટ રૈલીમાં એક બ્યુગલ મળ્યું છે. અમે સૌ આ બ્યુગલ પર પ્રેક્ટીસ કરીએ છીએ. અમારા પાડોશી જરા ચીંગા છે તે અમારા પર ક્રોધે ભરાય છે. કાલે તો રાતના અગિયાર-વાગે અમે બ્યુગલ

વગાડતા હતા ત્યાં ધુંવાપુંવા થઈને આવ્યા અને કહે: 'બંધ કરો. અમને ઊંઘ નથી આવતી.' શું અમે અમારી બોર્ડિંગમાં અમારૂં પોતાનું બ્યુગલ અમારા પોતાના મ્હોંએ વગાડીએ તો પણ આ ભાઈ આડા પડી શકે ? અમને આશા છે કે તમે વિદ્યાર્થીઓના સ્વતંત્રના હિમાયતી છો એટલે આવી બાબતોમાં આવા લોકોના કાન ઉઘડે એવું લખશો."

આવી મતલબનો એક પ્રશ્ન મારી પાસે અત્યારે પડ્યો છે. હું પોતે સ્વતંત્રતામાં માનું છું અને દરેક આત્મા સ્વતંત્ર છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ કરતો નથી. આપણા સમાજ આખાની રચના આ સ્વાતંત્ર્ય પર થાય તો સમાજમાં નવો યુગ બેસે એમ હું માનું છું અને તેથી જ છાત્રાલયોમાં હું સ્વતંત્રતાની હિમાયત કરૂં છું.

ઉપરનો સવાલ આવી સ્વતંત્રતાનો સવાલ છે.

પણ સ્વતંત્રતા એટલે માણસ પોતાને ફાવે તે કરી શકે અને કરે એવું હું પોતે કદિ માનતો નથી. માણસની પોતાની જેટલી સ્વતંત્રતા છે તેટલી જ બીજાની પણ સ્વતંત્રતા છે એમ દરેકે સમજવું જોઈએ. બીજા બધાની સ્વતંત્રતાને સ્વીકારીને જ આપણે આપણી સ્વતંત્રતાને પૂજી શકીએ. એનો અર્થ તો એ થાય કે આપણી સ્વતંત્રતા એટલી જ હદ સુધી જઈ શકે કે જ્યાં બીજાની સ્વતંત્રતા રોકાતી ન હોય. એટલે તો આપણી સ્વતંત્રતાને સમાજમાં મર્યાદા આવે છે. માણસ એકલો જ પૃથ્વી પર રહેતો હોય તો ગમે તે વખતે બુમબરાડા કરી શકે છે પણ સમાજના રહેતો હોય ને બુમો પાડવાનું રાતના બાર વાગે મન થાય તો તેણે જંગલમાં જઈને બુમો પાડવી જોઈએ. એ બુમો પાડવા માટે જરૂર સ્વતંત્ર છે પણ બીજાઓ એ જ વખતે ઊંઘવાને પણ સ્વતંત્ર છે. બીજાઓની ઊંઘમાં ખલેલ પાડીને બુમો પાડે તો બીજાઓ તેને રોકવાને માટે પણ સ્વતંત્ર છે.

આ પ્રમાણે સ્વાતંત્ર્યને સમાજની મર્યાદા છે અને આ મર્યાદા સ્વાતંત્ર્યનો રોધ નથી કરતી પણ સાચા સ્વાતંત્ર્યને શક્ય બનાવે છે.

તેથી મારા મત પ્રમાણે તો આ ભાઈઓ મોડી રાતે બ્યુગલ વગાડી ન શકે અને તેમણે વગાડવું ન જોઈએ.

આ સવાલ તો બ્યુગલનો છે. પણ જ્યાં સમૂહની વચ્ચે છાત્રાલયો વસતાં હોય ત્યાં એક યા બીજા રૂપે આ પ્રશ્ન આવે જ છે. છાત્રાલયનો મોટો સમૂહ પોતાના ઘોંઘાટથી કે એવા વર્તનથી આડોશીપાડોશીને ત્રાસ રૂપ ન થાય એ દરેક છાત્રાલયે સંભાળવું જોઈએ. આટલો તો છાત્રાલયોનો

પાડોશી ધર્મ માત્ર છે. આટલું ન કરી શકે તે છાત્રાલયોએ સમાજમાંથી ખસી જવું જોઇએ અને જંગલ સેવવું જોઇએ.

નાનાભાઈ

## બધુંય સારૂં છે પણ....

: ૧ :

એક પિતાઃ "જયજય રામશંકરભાઇ, તબિયત તો સારી છે કે?"

હું: "ઓહો! તમે ક્યાંથી? કઇ ગાડીમાં આવ્યા? અગાઉથી ખબર તો લખી મોકલવા હતા? અરે, ત્યાં કોણ છે? જરા નરેંદ્રને કહો કે માનભાઇ આવ્યા છે."

માનભાઇ: "નરેંદ્રને હું મળ્યો. હમણાં જ તે નાહીને જતો હતો તે મને સામો જ મળ્યો."

હું: "તો તો ઠીક ત્યારે. બોલો, આપની તબીયત તો સારી છેને?"

માનભાઇ: "બહુ સારી. આપ દીઠે વિશેષ."

હું: "પણ આપ અચાનક ક્યાંથી? અને જરા એક પોસ્ટકાર્ડ લખી નાખ્યું હોત તો કોઇને સામા તો મોકલત?"

માનભાઇ: "કંઇ ચિંતા નહિ. અહીં ક્યાં પરાયું છે તે અગાઉથી ખબર કરવાની જરૂર હોય. આ તો જરા પાસેના ગામ કામપ્રસંગે ગયો હતો તે મનમાં થયું કે ચાલને સંસ્થામાં થતો જાઉં. નરેન્દ્રને મળી લેવાશે અને તમારી સાથે પણ બે ઘડી વાતો થશે."

હું: "બહુ ઉપકાર થયો. આમ ક્યારેક ક્યારેક આવતા રહેતા હો તો કેવું સારૂં? નરેન્દ્રની પણ સંભાળ રખાય અને અમને પણ કંઇ સલાહ સૂચના આપવી હોય તો આપી શકાય."

માનભાઇ: "અરે સાહેબ, અમારી તે વળી સલાહ સૂચના શી? અમે તો અભણ માણસ. તમારી વિદ્યા ક્યાં અને અમારી ક્યાં? અમારે તો તમે કહો તે કબુલ."

હું: "નરેન્દ્રે કંઈ કહ્યું? તેની સાથે નિરાંતે વાતચીત કરી લેજો અને પછી મને જણાવવા જેવું હોય તો જણાવજો. એ જરા નવા છે તેથી સીધી રીતે મને કહેતાં કદાચ શરમાતા હોય!"

માનભાઇ: "ના રે સાહેબ, આ સંસ્થામાં શી ખામી હોય તે કહેવાનું હોય? આપની સંસ્થા જેવી આદર્શ સંસ્થા મેં તો ક્યાંય ન

બાળો! અને તેમાં વળી આપના જેવા વિદ્વાન અને સ્વાર્થત્યાગી પુરુષ—આપને તો આ બાળકોની સેવા એ જ ખરો ધર્મ લાગ્યો છે ને!"

હું: "એ તો ઠીક. પણ અમેયે માણસ છીએ ને! આપણે બધાં એક બીજાના સહકારથી વધારે પ્રગતિ કરી શકીએ. મને તો આપની સલાહ સૂચનાની ખૂબ કિંમત છે. આપ વિવેક છોડી જરૂર કહેવું હોય તે કહેશો."

માનભાઈ: "કહેવાનું તો શું હોય? અહીં કશી જ કમીના નથી. બધુંય સારું છે પણ..."

હું: "પણ શું? ગોળાને? કેમ ગોળના બંધ થઈ ગયા?"

માનભાઈ: "બધુંય સારું છે સાહેબ, પણ આ છોકરાઓને હાથે વાસણ મંજાવો છો તે ઠીક નથી લાગતું."

હું: "કેમ? એમાં તો તેમને સ્વાશ્રયની તાલીમ મળે છે."

માનભાઈ: "અરે મળ્યાં તાલીમ! મારા સાહેબ, શું પોતાનો થાળી વાટકો ઉટકે તેમાં સ્વાશ્રયની તાલીમ? તમેયે સાહેબ, નાની વસ્તુને કેવું મોટું સ્વરૂપ આપો છો!"

હું: "નાની નાની તાલીમોમાંથી જ માણસમાં પ્રાણ આવી શકે છે."

માનભાઈ: "આપણે તમારી એવી ઝીણી ઝીણી બાબતોમાં ન સમજીએ. મને તો એટલી ખબર પડે કે આ છોકરાઓને હાથે વાસણ માંજવાનું છે તે બંધ કરો તો તમારી સંસ્થા ખરેખર આદર્શ સંસ્થા થઈ જાય. લ્યો, રજા લઈશ. મારે આ ચાર વગ્યાની જ ગાડીમાં જવું છે તેથી જઈશ. કંઈ વધારે કહેવાયું હોય તો માફ કરશો અને આ મારી નાનકડી સૂચના ઉપર જરૂર વિચાર કરશો."

: ૨ :

હું: "આવો આવો વીરૂભાઈ, ન્હાયા ધોયા?"

વીરૂભાઈ: "હા જી. આપને ત્યાં ન્હાવા ધોવાની વ્યવસ્થા બહુ સરસ કહેવાય."

હું: "આટલો મોટો સંઘ રહેતો હોય ત્યાં વ્યવસ્થા વિના તો કેમ જ ચાલે? પણ નટુને મળ્યા કે?"

વીરૂભાઈ: "હા હા. નટુ જ બધી સારવારમાં હતો ને! મને નવરાવ્યો પણ તેણે અને મારાં કપડાં પણ તેણે જ ધોયાં તો! ન્હાતાં ન્હાતાં તેની સાથે વાતો પણ ખૂબ કરી."

હું: "કેમ, નડુનું કેવું લાગ્યું ? અમારે ત્યાં જરા સ્વતંત્ર વાતાવરણ છે તેથી અવિવેક જેવું કંઇ દેખાયું હોય તો કૃપા કરી જણાવશો. જરાય સંકોચ નહિ કરતા."

વીરૂભાઇ: "અરે સાહેબ, એ શું બોલ્યા ? એક વરસ પહેલાંના નડુમાં અને આજના નડુમાં આસમાન જમીનનો તફાવત દેખાય છે, તો પછી આપને ત્યાં છ છ સાત સાત વર્ષો જે છોકરાઓ રહેતા હશે તેમની તો વાત જ શી ? સાહેબ, હું તો આફરીન થઇ ગયો છું ! શી આપની કેળવણી ! આપના જેવી સંસ્થાઓની તો ખૂબ કદર થવી ઘટે પણ આપણી સમાજ હજી કદર કરતાં શીખી છે જ ક્યાં ?"

હું: "એ તો વીરૂભાઇ, કામની કદર કાળે કરીને થવાની જ. તેમાં ઉતાવળ ન ચાલે. ઠીક, કહો, એક બે દિવસ રોકાશોને ?"

વીરૂભાઇ: "ના જી. બહુ ઉતાવળનું કામ લઇને નીકળ્યો છું એટલે આજે બપોરે જ જવું પડશે."

હું: "પણ આમ ઘોડા ઉપર બેસીને ન આવતા હો તો ? આપના જેવા શિક્ષિત અને કેળવાએલા માબાપોએ તો આવી સંસ્થાઓમાં એકાદ અઠવાડિયું રહીને બધું નિરાંતે જોવું જોઇએ અને પછી અમને સલાહ સૂચનાઓ આપવી જોઇએ."

વીરૂભાઇ: "અરે સાહેબ, એ શું બોલ્યા ? આટલી આદર્શ સંસ્થાને વળી સલાહ સૂચના શાં ? બાકી તો જુઓને સાહેબ, અમારાં વકીલનાં કામ જ એવાં; પાઇની પેદાશ નહિ ને ઘડીની નવરાશ નહી. પણ આપની આજ્ઞા માથે ચડાવું છું. એકાદ વખત ફુરસદ લઇને જરૂર બે દિવસ રહી જઇશ."

હું: "તો તો ઉપકાર. કેમ, નડુના સંબંધમાં કંઇ કહેવાનું ?"

વીરૂભાઇ: "ના જી, કહેવાનું શું હોય ? એક વાત કરવાની હતી પણ હવે આજે નહિ. કોઈ વખત નિરાંતે આવીશ ત્યારે કહીશ."

હું: "અરે આજે જ વળી નિરાંત. જમવાને હજી વાર છે ત્યાં સુધીમાં આપણે વાતો કરી જ શકીએ છીએ. તમારા જેવા માબાપોની સૂચનાઓ મારે માટે ખૂબ અગત્યની હું ગણું છું."

વીરૂભાઇ: "જુઓને સાહેબ, બીજું તો કશું જ કહેવાનું નથી. અહીં આપની સંસ્થામાં બધું જ સારૂં છે પણ..."

હું: "પણ બોલીને કેમ અટકી ગયા ? જે કહેવાનું હોય, તે નિઃસંકોચ કહો."

વીરૂભાઈ: "આ એમ કે છોકરાઓને આપ જાહેર સેવાના કામમાં બહુ વખત રોક્યા કરો તો તેમના અભ્યાસમાં જરા ખામી રહી જાય. નહું જ કહેતો હતો કે સંસ્થાનાં નાનાં મોટાં 'કામો સહુ છોકરાઓએ જ કરવાનાં હોય છે અને તેમાં તેમનો રોજ ઘણો વખત પણ બગડે છે. પણ તેની સામે મને વાંધો નથી. એ તો થોડી ઘણી કામની તાલીમ મળે તે ઠીક છે. પરંતુ રજાઓના દિવસોમાં તેમ જ રાત્રે રાત્રે છોકરાઓને સમાજસેવાના કામમાં રોક્યા કરવા તે તેમની આ ઉંમરે જરૂરનું નથી. તેઓ ભણી ગણીને તૈયાર થાય પછી તેમને સેવા કરતાં કોણ રોકવાનું છે ?"

હું: "પણ વીરૂભાઇ, આપ જ ભણી ગણીને તૈયાર નથી થયાં ? છતાં આજે વકીલાત આડે જરાય બીજું કરવાનું સૂઝે છે ? સમાજ-સેવાનાં કામોમાં છોકરાઓને નાનપણથી જ નાખ્યા હોય તો પછી એ સુંદર વસ્તુનો તેમને ચસકો લાગી જવાનો છે અને જીવે ત્યાં સુધી સેવા કરવાના જ."

વીરૂભાઇ: "હું મારા સ્વાર્થમા લપટાએલો છું તેથી આપના જેવા કેળવણીકારની સાથે ચર્ચા તો ન જ કરી શકું; મારો અધિકાર પણ ન કહેવાય. આ તો મારા જેવા સામાન્ય માણસને જે લાગ્યું તે કહી નાખ્યું. જરા વધારે પડતું બોલાયું હોય તો માફ કરજો."

હું: "નહિ રે વીરૂભાઇ, આપણે તો આવી ચર્ચાઓ કરવી જ જોઇએને. લ્યો ચાલો, ભોજનનો ઘંટ થયો. વધારે વાત વળી ભોજન પછી કરીશું."

× × ×

પેલા માનભાઈ પણ ગયા અને વીરૂભાઈ પણ ગયા. માબાપોને અહીં બધુંય સારૂં લાગે છે, પરંતુ કંઇ 'પણ' રહી જાય છે. પોતાના છોકરાઓને જોઇને તેમનું હૈયું તો ઠરે છે જ. તેમનું વર્તન, તેમની રહેણીકરણી, તેમનાં શરીરો એ બધું જોઇને માબાપો ખુશી તો થાય જ છે. પરંતુ એ બધું તેમના છોકરાઓમાં પરસેવો ઉતાર્યા વિના જ આવી જાય તેમ તેઓ ઇચ્છે છે. લોકો જેને ચારિત્ર્ય કહે છે તે કાં તો અદ્ધરથી આવીને પડે અથવા તો છોકરાઓ શાળામાં જે ચોપડાં વાંચે તેમાંથી આવી જાય તેમ તેઓ ઇચ્છે છે. આ માબાપોને કેમ સમજાવવાં કે ચારિત્ર્ય એ ચોપ-ડીમાંથી કે ઉપદેશોમાંથી આવતી વસ્તુ નથી ? ચારિત્ર્ય તો બીજા માટે પર-

હું: "કેમ, નડુનું કેવું લાગ્યું ? અમારે ત્યાં જરા સ્વતંત્ર વાતાવરણ છે તેથી અવિવેક જેવું કંઇ દેખાયું હોય તો કૃપા કરી જણાવશો. જરાય સંકોચ નહિ કરતા."

વીરૂભાઇ: "અરે સાહેબ, એ શું બોલ્યા ? એક વરસ પહેલાંના નડુમાં અને આજના નડુમાં આસમાન જમીનનો તફાવત દેખાય છે, તો પછી આપને ત્યાં ૭ ૭ સાત સાત વર્ષો જે છોકરાઓ રહેતા હશે તેમની તો વાત જ શી ? સાહેબ, હું તો આફરીન થઇ ગયો છું ! શી આપની કેળવણી ! આપના જેવી સંસ્થાઓની તો ખૂબ કદર થવી ઘટે પણ આપણી સમાજ હજી કદર કરતાં શીખી છે જ ક્યાં ?"

હું: "એ તો વીરૂભાઇ, કામની કદર કાળે કરીને થવાની જ. તેમાં ઉતાવળ ન ચાલે. ઠીક, કહો, એક બે દિવસ રોકાશો ને ?"

વીરૂભાઇ: "ના જી. બહુ ઉતાવળનું કામ લઇને નીકળ્યો છું એટલે આજે બપોરે જ જવું પડશે."

હું: "પણ આમ ઘોડા ઉપર બેસીને ન આવતા હો તો ? આપના જેવા શિક્ષિત અને કેળવાએલા માણસોએ તો આવી સંસ્થાઓમાં એકાદ અઠવાડિયું રહીને બધું નિરાંતે જોવું જોઇએ અને પછી અમને સલાહ સૂચનાઓ આપવી જોઇએ."

વીરૂભાઇ: "અરે સાહેબ, એ શું બોલ્યા ? આટલી આદર્શ સંસ્થાને વળી સલાહ સૂચના શાં ? બાકી તો જુઓને સાહેબ, અમારાં વકીલનાં કામ જ એવાં; પાઇની પેદાશ નહિ ને ઘડીની નવરાશ નહી. પણ આપની આજ્ઞા માથે ચડાવું છું. એકાદ વખત ફુરસદ લઇને જરૂર બે દિવસ રહી જઇશ."

હું: "તો તો ઉપકાર. કેમ, નડુના સંબંધમાં કંઇ કહેવાનું ?"

વીરૂભાઇ: "ના જી, કહેવાનું શું હોય ? એક વાત કરવાની હતી પણ હવે આજે નહિ. કોઇ વખત નિરાંતે આવીશ ત્યારે કહીશ."

હું: "અરે આજે જ વળી નિરાંત. જમવાને હજી વાર છે ત્યાં સુધીમાં આપણે વાતો કરી જ શકીએ છીએ. તમારા જેવા માબાપોની સૂચનાઓ મારે માટે ખૂબ અગત્યની હું ગણું છું."

વીરૂભાઇ: "જુઓને સાહેબ, બીજું તો કશું જ કહેવાનું નથી. અહીં આપની સંસ્થામાં બધું જ સારું છે પણ..."

હું: "પણ બોલીને કેમ અટકી ગયા ? જે કહેવાનું હોય તે નિઃસંકોચ કહો."

વીરૂભાઈ: "આ એમ કે છોકરાઓ" આપણા યુવાનોને મળવી જોઇએ.
બહુ વખત રોક્યા કરો તો તેમના ...મડાંઓમાં મ્યુનિસિપાલીટીઓએ આ કામ
નહું જ કહેતો હતો કે સંસ્થાન અને તો લાગે છે કે મ્યુનિસિપાલીટીઓનું
કરવાનાં હોય છે અને તે... અને એ કામ જ ન થતું હોય તો મ્યુનિસિપાલી-
પણ તેની સામે મને વાંધો... કરતી હોય તેનો કશો વાસ્તવિક અર્થ નથી. એક
તે ઠીક છે. પરંતુ ર...ને આવી સમૂહગત સ્વચ્છતાને માર્ગે કેળવી દેવી જોઇએ.
સમાજસેવાના કામ...ટીઓને આ માર્ગમાં આપણે છાત્રાલયો ઘણી મદદ કરી
નથી. તેઓ ભલે પણ એ પહેલાં આપણે પોતે સમૂહસ્વચ્છતાના માર્ગે જવું
રોકવાનું છે ?"...ો પોતાના છાત્રાલયની મ્યુનિસિપાલીટીએ આ કામ બરાબર
હું: "પ... દરેક છાત્રાલયમાં દાતણની ચીરીથી માંડીને એંઠવાડ અને
છતાં આજે ...નો વિચાર બરાબર થાય અને બરાબર શાસ્ત્રીય રીતે એ બધાનો
સેવાનાં કામે...વાનો પ્રયત્ન થાય તો જ આપણાં છાત્રાલયો સામાજીક કેળવણીની
સુંદર વસ્તુ...ગણાય. આજે આપણા આખા દેશમાં કોઇ પણ એક વાત પર
કરવાનાં ...ત્નની જરૂર હોય તો તે આ છે.

નાનાભાઈ.

વીરૂ

## જુવાનોનો મહાપ્રશ્ન

કેળવણીકા:
કહેવાય. : આજે આપણી ચારે તરફ એક પ્રશ્ન આખા વાતાવરણને હલાવી
જરા વધુ ... અમદાવાદના એક જુવાને પોતાનું વેવીશાળ તોડી નાખ્યું તો
હું: ...ની એક કુમારીએ વેવીશાળ કરેલ હતું ત્યાં પરણવાની ના પાડી;
જોઇએને. સો ... એક જુવાન લગ્નના મંડપમાંથી નાસી ગયો તો તળાજામાં
પછી કરીશું." ... ના પોકારો વચ્ચે એક બુઢ્ઢો પરણી ગયો; મુંબઇમાં
...ના સગપણને તોડીને કોઇ લફંગાના હાથમાં પડી તો
× ... જુવાન કન્યાના કુંવારા ઘડા ઉતારીને નાસી ગયો.

પેલા માનભાઈના અનેક પ્રકારના સમાચારો આજે ચોતરફથી આપણા
બધુંય સારૂં લાગે છે ...ામા કરે છે. જે લોકોએ પચ્ચીશ વર્ષ પહેલાંનો જમાનો
જોઇને તેમન...
શરીર... અનુભવ્યો છે, જેમણે એ જમાનાના લગ્નવ્યવહારમાં પોતાના માન-
તેમ ... પુરું કેળવી નાખ્યું છે અને સદ્ભાગ્યે જેમને પોતાના વ્યવહારમાં
દુધિઈ પણ જાતના ઉત્પાતો નડ્યા નથી તેમને તો આવા સમાચારો સાંભ-
ળતાં કંઇ કંઇ થઇ જાય છે; અને દુનિયાનું શું થવા બેઠું છે તે સમજાતું
ન...થી એવી રીતે તેઓ કપાળ પર હાથ દઇને શોક કરે છે.

૬ બીજી બાજુ જેઓ નવા જમાનાને ઓળખવાનો દાવો કરે છે.

જેઓ આજની લગ્નપ્રથામાં આવશ્યક ફેરફારોને યથાર્થ સમજે છે અને જેમણે એ ફેરફારનાં બળોને ગતિમાં પણ મૂકયાં છે, તેઓ પણ આ સમાચારોથી ઘડીભર વિહ્‌વળ બને છે, અને ઉતાવળમાં ને ઉતાવળમાં જે કાંઇ થાય છે તે ઠીક જ થાય છે એમ માનવાનો પ્રયત્ન કરે છે.

એક વાત ચોક્કસ છે. આજના જુવાનને જીવનની નવી ફિલ્સુરી જોઇએ છીએ. આજનો આપણો લગ્નવ્યવહાર તેને પશુતા લાગ્યો છે એટલે તેને તેની સૂગ ચડી છે. આજનું આપણું રાષ્ટ્ર તેને ચેતનહીન લાગ્યું છે માટે તેને નવું રાષ્ટ્ર સ્થાપવાનો મનોરથ છે. આજનો આપણો ધર્મ તેને ઢોંગ લાગ્યો છે માટે તેને નવો ધર્મ જોઇએ છીએ. આજનાં આપણાં શાસ્ત્રો તેને અસત્યપરાયણ લાગે છે એટલે તો એને સત્યપરાયણ શાસ્ત્રોની ભૂખ લાગી છે. અને આ બધાં કારણોને લીધે તે આજે જેટલું જુએ છે તેને ફગાવી દેવા એકપગે તૈયાર થયો છે.

આપણા જેવા જૂની ઘરેડમાં ઉછરેલા લોકો આથી ભડકે પણ ભડકવાની જરાએ જરૂર નથી. જૂનું જેટલું સત્ત્વહીન થયું હોય તેને આપણે કોઇ ન વળગીએ; જૂનું સત્ત્વહીન હોય તેને વળગવા જતાં આખું શરીર ગંધાઈ ઉઠશે માટે તેને તો આપણે જ ખંખેરી કાઢો. અને પછી નવયુવાન શું કરવા માગે છે તેને શાંતિથી નિહાળો. જુવાન આજની લગ્નપ્રથામાં ફેરફાર તો માગે છે પણ તે કયો ચોક્સ ફેરફાર માગે છે તેને સ્પષ્ટતાથી આજે હજી વ્યક્ત કરી શકતો નથી. આજના જુવાન માનસમાં ફેરફાર રમી રહ્યો છે, પણ તેને ય હજી ફેરફારની ચોક્કસ દિશા હાથમાં નથી આવી. એટલે મનની આવી અસ્વસ્થ દશામાં જે ફેરફારો તે કરી નાખે તેને સંપૂર્ણ સહાનુભૂતિથી આપણે જોઇએ અને એના માનસમાં જે વસ્તુ અસ્પષ્ટ રહ્યા કરે છે તે સ્પષ્ટ રૂપ પકડે તેને માટે આપણે તેને મદદ કરીએ એ જ આપણે માટે ધર્મ છે.

લગ્નનો આ પ્રશ્ન છાત્રાલયોના વિદ્યાર્થીઓનો પણ પ્રશ્ન છે અને ઘરમાં માબાપોનો પણ પ્રશ્ન છે. છાત્રાલયનો ગૃહપતિ લગ્ન સંબંધી વિચારોની આપલે પોતાના મોટા વિદ્યાર્થીઓ સાથે કરે અને તેમના વિચારોમાં પોતાના જ્ઞાન અને અનુભવની પૂર્તિ કરે તો જતે દિવસે દેશનો જુવાન વર્ગ જે માર્ગ લેશે તેમાં આપણો પણ ફાળો હશે એમ આપણે સંતોષ લઇ શકશું.

પણ સૌથી મોટી વાત તો આ આખાયે પ્રશ્નને અનેક દૃષ્ટિથી વિચારી લેવો, એ પ્રશ્ન પર નવો પ્રકાશ પડવા દેવો અને દેશના જુવાન વર્ગનાં હિત જેના હાથમાં છે એવા આપણે એ વર્ગની પાસે આપણાં મન્તવ્યો મૂકવાં એમાં છે.

મને લાગે છે કે જુવાનોના ગૃહપતિને માથે આથી વધારે મોટી જવાબદારી બીજી ન હોઇ શકે.

નાનાભાઈ.

## જુવાનના તરંગો

જુવાની અજબ વસ્તુ છે. તેને જાળવતાં ન આવડે તો ભારે અનર્થો નીપજે, અને જાળવતાં આવડે તો મહાન સિદ્ધિઓ સાંપડે. આજનો આધેડ વર્ગ અને વૃદ્ધ વર્ગ જુવાનોને જાળવી નથી શકતો એ કડવું સત્ય છે. જે કોઇ જુવાનોને સમજવાના પ્રયત્નો કરે છે તે જુવાન માનસથી અનભિજ્ઞ હોય છે તેથી તેવા પ્રયત્નોનું કશું જ પરિણામ નથી આવી શકતું; અને કયારેક વિપરીત પરિણામ પણ આવતું દેખાય છે. આજના મોટેરાઓથી કંટાળેલો, થાકેલો અને ત્રાસેલો જુવાન અનેક સાચા ખોટા માર્ગોનું પછી શરણ લે તેમાં જરાય આશ્ચર્ય પામવા જેવું નથી. વડીલવર્ગ આજે એટલું તો બળ ધરાવે જ છે કે પોતાના દુરાગ્રહથી જુવાનને દાબી દેવામાં થોડીઘણી સફળતા મેળવે. આવા દબાએલા જુવાનો કલ્પનાના ઘોડા ઘડે અને ચિત્રવિચિત્ર તરંગે ચડી જાય તે સ્વાભાવિક છે. આવા તરંગો જાણવાનું એક મોટું સાધન તે જુવાનની રોજનીશી હોય છે. આજનો જુવાન રોજનીશી રાખતાં શીખ્યો છે. આ રોજનીશીમાં કોઇ અગત્યના કામની નોંધ કે કોઇ તત્ત્વદર્શી વિચારો કે આત્મલક્ષીપણું બહુ નથી મળતું; પરંતુ તેમાંથી તો જુવાનના તરંગો જોવા મળે છે. સમાજથી ઘવાએલો અને અપમાનિત થએલો જુવાન સારા માઠા અનેક તરંગો સેવે છે અને પછી પોતાના મનની શાંતિ અર્થે તે પોતાની રોજનીશીમાં ટપકાવી લે છે. રોજનીશીમાં ઉતરેલા આવા વિચારોને હું તરંગો એટલા માટે કહું છું કે તે વિચારોની પાછળ જે કલ્પનાબળ રહેલું હોય છે તે કલ્પના અનેક કારણોને લીધે જુવાન જીવનમાં ઉતારવા અથવા સિદ્ધ કરવા સમર્થ બની શકતો નથી. જુવાનીમાં ઘડેલી સારી માઠી કલ્પનાઓ તે કલ્પનાઓ જ રહે છે અને ઘણી વખત તો ખૂબ વેગવાન બની પછી એવી નિષ્ફળતા તરફ ઘસડાઇ જાય છે કે જુવાનને નુકશાન પણ કરી બેસે.

જુવાનીના આવા તરંગો—સારા તથા ખરાબ બંને પ્રકારના—જુવાનની રોજનીશીમાંથી આપણે બરાબર જાણવા મળી શકે છે. આવી પુષ્કળ રોજનીશીઓ વાચવાનું અને તે સંબંધે જુવાનોની સાથે ગુફતગો કરી તેમનું મન પારખી લેવાનું તથા મારી શક્તિ અનુસાર તેમને માર્ગદર્શન પણ કરાવવાનું મને અનેક વાર સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે. મારા આ સદ્‌ભાગ્યમાં મારા ગૃહપતિભાઇઓને પણ ભાગીદાર બનાવું એવી ઇચ્છાથી રોજનીશીના સારા નરસા તરંગો આ લેખમાં રજુ કરવા ધારું છું. આજે આપણે જુવાનીને પરખવા નીકળ્યા છીએ ત્યારે તેમાંથી આપણે ઘણું ઘણું મેળવી શકવાના છીએ એવી મને આશા રહે છે.

હરભાઈ.

: ૧ :

તા. ૮-૫-૧૯

આજે મારો જન્મદિવસ છે. અહીં કોઇ જ નથી જાણતું કે આજે મેં સોળ વર્ષ પૂરાં કર્યાં. ગઇ રાત્રે મનમાં નક્કી તો કર્યું હતું કે સવારે ઉઠી, નાહી ધોઇ ...ને (ગૃહપતિ) પગે લાગવા જઇશ પણ અત્યારમાં એમ કરવાની હવે ઇચ્છા નથી રહી. ...ભાઇ ભલા ગૃહપતિ તો છે જ પણ કોણ જાણે કેમ, એમના તરફ તેમને પગે લાગવા જેવો ભાવ નથી ઉત્પન્ન થતો. અત્યારે તો એમ થઈ જાય છે કે ઘરે હોઉં તો બાના પગમાં પડત, બાપુના પગમાં પડત અને બન્નેના ભાવભીના આશીર્વાદો મેળવી કૃતાર્થ થાત. પણ આગે એક વિચિત્રતા જ છે ને? ગયે વર્ષે બરાબર આ વખતે હું ઘેર હતો, તે દિવસે તો બા બાપુને પગે લાગી શક્યો જ હોત. પરંતુ ત્યારે વળી કોણ જાણે શું એ થઇ આવ્યું કે તેમને પગે લાગી જ નહિ શકેલો. બરાબર એક વર્ષ પહેલાં મારું આવું વર્તન શા માટે હશે તે મને સમજાતું જ નથી; અને હજી પણ તેવા વર્તન માટે શરમ આવે છે. આજે જો ઘેર હોત તો તો જરૂર સાષ્ટાંગ કરી ધન્ય ધન્ય થાત એવી લાગણી સ્પષ્ટપણે અત્યારે અનુભવી રહ્યો છું.

: ૨ :

તા. ૧૮-૫-૧૯ : રાત્રિના દશ

આજે મને શું થઇ ગયું છે? કોઈ કંઈક જરા કહે કે તુરત જ માઠું લાગી જાય છે અને સહેજ પણ દુઃખ થતાં રડી પણ જવાય છે. આખે દિવસે તો મને આવું કશું જ થતું નથી. આજે મને મારું મદદ

રોજના કરતાં વધારે લાગે છે. આજે મને એમ થાય છે કે બધાએ મને સાચવી લેવો જોઇએ–ગૃહપતિએ અને મિત્રોએ. જે કોઇ મને મળે તે સર્વ આજે મારું માન સાચવે, મારી હાજતો પૂરી પાડે, મારી ખુશામત પણ કરે એવા એવા ભાવો મનમાંથી પસાર થયા કરે છે. આજે શાળામાં ગયો તો ત્યાં પણ આવા જ વિચારો આવ્યા કરતા હતા. મારા મિત્રોનું ટીખળી વર્તન આજે મને અવિવેકી ભાસતું હતું; મારા શિક્ષકના હાસ્યકટાક્ષો આજે મને બાણ જેવા લાગતા હતા. અને આવું બધું હોવા છતા કોઇને કશું પણ મોઢામોઢ કહેવાની હિંમત નહોતો કરી શકતો. પેલા સુશીલને આજે માઠું નહિ લાગ્યું હોય ? એ બિચારો પોતાની હમેશની ટેવ પ્રમાણે મારી સાથે મસ્તી તોફાન કરવા આવ્યો અને મેં તેને તરછોડી કાઢ્યો. પેલો રામુ પોતાની હમેશની રીત મુજબ મારી મશ્કરી કરવા લાગ્યો અને મેં મોઢું બગાડ્યું તથા ઘુંઘવાયો. એ બિચારાને મનમાં શું થયું હશે ? હું પોતે જ નથી સમજી શક્યો કે આજે મને આ શું થઇ ગયું હતું !

: ૩ :

તા. ૮–૮–૧૯

મેટ્રિકનું પરિણામ આવી ગયું ને ત્રણ માસ તો થઇ પણ ગયા; અને હું કોલેજમાં અભ્યાસ કરવા પણ લાગ્યો. પરીક્ષા આવી ત્યારે ધાર્યું હતું કે ગણિતમાં ખૂબ સરસ માર્ક આવશે અને મને એન્જીનીયરીંગ કોલેજમાં પ્રવેશ મળશે, પણ ઉંધું થયું. ગણિતમાં ધાર્યા કરતાં પણ ઓછા માર્ક મળ્યા. આ કેમ થયું હશે ? મેં તો મારા ધાર્યા પ્રમાણેના જ માર્ક મળે તેવું લખ્યું હતું તેની મને બરાબર ખાતરી હતી અને છે. શું ત્યારે પરીક્ષક સાહેબે માર્ક ગણવામાં કંઈ ભૂલ કરી હશે ? તેઓ સાહેબ બૈરી સાથે તકરાર કરીને મારો પેપર જોવા બેઠા હશે ? શું થયું હશે ? મારા જેવા જુવાને પોતાના પરિણામ ઉપર આધાર રાખીને કંઈ કંઈ મનોરથો ઘડ્યા હોય અને તે બધા ધૂળ મળી જાય ત્યારે હૃદયને કેટલો આઘાત લાગે છે તેનો જરા સરખો પણ ખ્યાલ પરીક્ષકોને હશે ખરો ? અરે રામ, તેમને શી ખબર કે તેમના આંકડા ઉપર તો અનેક જુવાનોનું ભાવી તોળાઇને બેઠું હોય છે. મારા જેવા જુવાનની આવી ડાયરી વાંચવા માટે તેમને મળે તો પણ આવા પરીક્ષકોની આંખ ઉઘડી જાય. બીજું કશો ખાતર નહિ તો પરીક્ષકોની આંખ ઉઘાડવા ખાતર પણ આવી ડાયરીઓ આજના માસિકોના તંત્રીઓએ છાપવી જોઇએ. આવી ડાયરીઓમાં સાહિત્ય

નહિ હોય, સાક્ષરતા નહિ હોય, વિદ્વત્તા નહિ હોય; આવું આવું પંડિતોને ગમે તેવું કશું જ નહિ હોય. પણ તેમાંથી જુવાનનું સાચું હૃદય નીતરતું હશે. તેમાંથી જુવાનીના ભાવાભાવો આરપાર દેખી શકાતા હશે. અને સાચા હૃદયનો નાદ, ખરેખર ક્ષુબ્ધ થએલા હૃદયના ભાવભાવો જેમાં ચીતરાયા હોય તે સાચું સાહિત્ય નહિ? મને તો લાગે છે કે મારા જેવાની ડાયરીઓમાંથી જ સાચું અને નીતરેલું સાહિત્ય સમાજને સાંપડવાનું છે. મારું ચાલે તો આવું સાહિત્ય એકઠું કરી પ્રસિદ્ધ કરનારને હું પ્લેટીનમ ચંદ્રક ભેટ કરું!

## મોટાઇનું માપ

"ગંગારામ, વાત નીકળી છે ત્યારે કહું છું. માઠું ન લગાડશો." છગનલાલ બોલ્યા.

"કહોને, કહોને છગનભાઇ. એમાં માઠું શું લગાડવું?" ગંગારામે જવાબ દીધો.

"ત્યારે સાંભળો. આ તમારી બોર્ડિંગ પંદર વર્ષથી ચાલે છે. પંદર વર્ષમાં તમે કેટલાયે રૂપિયા બગાડ્યા ને કેટલાય છોકરાને ભણાવીને બહાર મોકલ્યા. એમાં કોઇ મોટી પદવીએ આવ્યો?" છગનલાલે પૂછ્યું.

"મોટી પદવીએ આવ્યો? એથી તમે કહેવા શું માગો છો?" ગંગારામે પૂછ્યું.

"હું, તો એમ કહું છું કે કોઇ છોકરો મોટો વકીલ બારીસ્ટર થયો? કોઇ મોટો દિવાન ન્યાયાધીશ થયો? કોઇએ મોટી મીલ કાઢી? તમે કાઢી કાઢીને કાઢ્યા ત્યારે થોડાક શિક્ષકો થયા, થોડાક વાણોતર થયા. એકાદે નાની શી દુકાન કાઢી અને બાકીના કોઇ વૈદ થયા તો કોઇ ઇજનેર થયા. પણ કોઇએ લીલું કર્યું મારા ધ્યાનમાં નથી." છગનલાલે ચલાવ્યું.

"છગનભાઇ, તમારું કહેવું હું સમજ્યો."

"સમજ્યા હો તો હવે મને જવાબ આપો." છગનલાલ ટટ્ટાર થયા.

"છગનભાઇ, મારો કોઇ વિદ્યાર્થી મોટા હોદ્દા પર નથી ચડ્યો એ વાત મને કબુલ છે." ગંગારામે કહ્યું.

"હં, એ જ વાત છે! એમાં જ હું કહું છું કે તો પછી બોર્ડિંગ શા માટે રાખવી?" છગનલાલ જોસમાં આવ્યા.

"પણ છગનભાઇ, મારા મનથી આવો હોદ્દો એ અગત્યની વસ્તુ જ નથી. માણસ હોદ્દો મેળવે તેનો મને વાંધો નથી; મારો વિદ્યાર્થી સારી પદવી પર આવે તો મને ગમે પણ ખરૂં. પણ એને હું બોર્ડિંગના નિવાસનું પરિણામ ન માનું." ગંગારામ બોલ્યા.

"ત્યારે બોર્ડિંગના નિવાસનું પરિણામ શું ?"

"અહીંના નિવાસનું પરિણામ તો એ સારો માણસ થાય એ." ગંગારામ બોલ્યા.

"સારા તો બધાય છે !"

"એમ નહિ. મારો વિદ્યાર્થી જીવનમાં ખોટું કરે નહિ, કોઇનું કાંઈ બગાડે નહિ, દુર્ગુણોમાં ફસાય નહિ, પ્રામાણિકપણે પોતાનો વ્યવહાર ચલાવે, ગરીબોને યથાશક્તિ મદદ કરે અને જરૂર પડે તો બીજાના ભલા માટે પોતાનો સ્વાર્થ છોડે–આટલું મારો વિદ્યાર્થી કરે તો હું સંતોષ માનું." ગંગારામે કહ્યું.

"ત્યારે આ કપોળ બોર્ડિંગમાંથી તો મોટા મોટા ડાકટરો થયા છે !"

"હા, એ ભલે હોય. મારે ત્યાંથી પણ કોઇ ડાકટર થશે તેની હું ના નથી પાડવાનો. પણ ડાકટર થવું કે વિદ્વાન થવું એ મોટાઇનું માપ નથી, અથવા તો મોટાઇનું ખોટું માપ છે. મોટાઇનું સાચું માપ તો અંતરની યોગ્યતા છે; મોટાઇનું સાચું માપ તો સાચી માણસાઈ છે. માણસાઇ હશે તો પદવી નહિ હોય તોય વાંધો નથી; માણસાઇ નહિ હોય તો પદવી પણ શા કામની છે ? આ મારી ધારણા છે." ગંગારામે કહ્યું.

"તમે કહો છો તે સાચું તો લાગે છે પણ જ્યારે બીજાઓ બોર્ડિંગની નિંદા કરવા માંડે છે ને બોર્ડિંગમાંથી કોઇ મોટો નીકળ્યો ? એમ સવાલ પૂછે છે ત્યારે ઘડીભર મન એ તરફ જતું રહે છે." છગનલાલ બોલ્યા.

"એ તો સમાજ પાસે મોટાઇના માપનો જુદો ગજ છે ને મારી પાસે જુદો ગજ છે એમ નથી ?" ગંગારામે સંકેલ્યું.

નાનાભાઈ.

## વિદ્યાર્થી કે તેની ભૂલો ?

ઘણી વાર આપણા જીવનમાં એવું બને છે કે અમુક-અમુક માણસો એવાં કામો કરે જેથી આપણને એ માણસો તરફ ઇતરાજી થાય અને આપણે તેનો તિરસ્કાર પણ કરીએ. ઘરમાં આપણાં પોતાનાં છોકરાંનાં

અમુક કામો આપણને ન ગમે ત્યારે આપણે તેને વઢીએ મારીએ વગેરે કરીએ પણ એ આપણાં છોકરાં છે એ વિચારથી આપણું વઢવું મૂરવું ઘડીભર ધોવાઇ ગયું લાગે છે, અને આપણે ફરીથી હતા તેવા થવા લાગીએ છીએ. એટલું તો કહેવું જ જોઇએ કે આ વઢવા મારવાની પાછળ આપણા ચિત્તમાં તેમ જ બાળકના ચિત્તમાં ખરાબ સંસ્કારો તો પડે જ છે; પણ આપણો અને બાળકોનો સંબંધ એવો બંધાઇ ગયો છે કે એ વાત આપણે ભૂલી જઇએ છીએ અને ઘરનું તંત્ર પાછું હતું તેવું ચાલે છે.

છાત્રાલયમાં આમ બનતું નથી. છાત્રાલયમાં વિદ્યાર્થીઓની થએલી ભૂલો આપણે જતી કરી શકતા નથી; અને એ ભૂલોને વિદ્યાર્થીની સાથે આપણા મનમાં એવી જડી દઇએ છીએ કે જ્યારે જ્યારે એ વિદ્યાર્થીને જોઇએ ત્યારે એ ભૂલનો નમુનો જ હોય એવું દેખાય છે; અને સાથે રહીએ ત્યાં સુધી એ જ સ્થિતિ રહ્યા કરે છે.

આ વસ્તુસ્થિતિ ભયંકર છે. જો આપણે વિદ્યાર્થી અને તેની ભૂલને છૂટાં પાડી શકીએ તો ભૂલની ખાતર વિદ્યાર્થીને અવગણતાં આપણે બંધ થશું; અને અવગણશું તો પણ તેના પરના પ્રેમને લીધે, નહિ કે દ્વેષને લીધે.

છાત્રાલયના જીવનમાં આવા અનેક પ્રસંગો આવે છે. આપણે વ્યક્તિ અને તેની ભૂલોને જુદાં પાડી શકીએ તો છાત્રાલયના ઘણાં નૈતિક કોયડાઓ ઉકલી જાય અને આપણી જાન તો રાગદ્વેષની ઉપર જાય એટલે આપણને તો અનહદ લાભ થાય.

નાનાભાઇ.

## ત્યારે આ નહિ ચાલે?

: ૧ :

"મનોહર, આ પત્તાને એક ટિકીટ ચોટાડી લાવ તો." વેણીભાઇ લખતાં લખતાં બોલ્યા.

"જી, લાવો." મનોહરે પત્તું લીધું અને તરત જ ટિકીટ ચોટાડીને પાછું લાવ્યો.

"આ ટિકીટ વાંકી કેમ છે?" વેણીભાઇએ પત્તું લેતાં લેતાં પૂછ્યું.

"જી, એ તો ઉતાવળમાં જરા ભીંસ દીધી એટલે ખસી ગઇ છે." મનહર બોલ્યો.

"અને આ ગુંદર પણ ટિકીટની બહાર આવ્યો છે." વેણીભાઇએ કહ્યું.

"હા, હા. આ ગુંદર જ ખરાબ છે."

"એમ કે ? મનોહર, હું આ બીજો કાગળ લખી નાખું છું તેને તું ફરીથી ટિકીટ ચોંટાડ. જોજે હો, ટિકીટ કેમ ચોડવી એ પણ શીખવા જેવું છે." વેણીભાઇ ફરીથી લખવા માંડ્યા.

"ત્યારે આ નહિ ચાલે ?"

"ના, એવું ન ચાલે." વેણીભાઇએ ઉપસંહાર કર્યો.

: ૨ :

"તનસુખ ક્યાં ?" ગોપાળરાવે પૂછ્યું.

"શાળામાં ગયો છે; હમણાં આવશે. આ આવ્યો જ આવે છે ને." વિનુએ જવાબ દીધો.

"કેમ ગોપાળભાઇ, શા માટે બોલાવો છો ?" તનસુખે પૂછ્યું.

"પેલી નોટીસ માટે."

"એ નોટીસ તો મેં ક્યારનીયે તમારી સહી માટે ટેબલ પર મૂકી છે." તનસુખ બોલ્યો.

"હા, એ મેં જોઇ." ગોપાળરાવ હસ્યા.

"તો તમે સહી કરી ?" તનસુખે પૂછ્યું.

"એની નોટીસ પર મારાથી સહી થાય ?" ગોપાળરાવે પૂછ્યું.

"એમ કેમ ? સભામાં જે પ્રમાણે થયું હતું તે પ્રમાણે જ મેં બરોબર નોટીસ લખી છે." તનસુખે જવાબ વાળ્યો.

"એ તો હું જાણું છું."

"તો પછી સહી કેમ ન થાય ?"

"નોટનાં પાનાં જેમ તેમ ફાડીને જેવા તેવા અક્ષરોથી નોટીસ લખી મારવી એ બરાબર નથી. એવી નોટીસો એ વિદ્યાર્થિમંડળનું અપમાન છે. આપણે નોટીસ વિના મ્હોંએ કામ ચલાવીએ એ હું સમજી શકું છું, પણ નોટીસ કાઢીએ ત્યારે તો તેમાં નોટીસના બધા ઢંગ પણ લાવીએ." ગોપાળરાવ બોલ્યા.

"ત્યારે આ નહિ ચાલે ?"

"ના, એવું ન ચાલે." ગોપાળરાવે ભાર દઇને કહ્યું.

નાનાભાઇ.

## રામબાણ ઉપાય

કેટલાક ગૃહપતિઓને ગૃહપતિ તરીકે નાલાયક થવાની હોંશ હોય છે એમ મને લાગે છે. પણ આ ભાઇઓને રીતસર નાલાયકી કેમ કેળવી શકાય તેનું જ્ઞાન નથી. નાલાયક થવાના આવા કેટલાક અખતરાઓ મેં કરી જોયા છે. એટલે ગૃહપતિભાઇઓની જાણ માટે મૂકું તો ઘણાને લાભ થશે એવી આશા છે.

ગૃહપતિ તરીકે નાલાયક થવું જ હોય તો—

૧ શારીરિક સજા કરો;
૨ દૂધનો (ફાઇન) દંડ કરો;
૩ ભોજનનો દંડ કરો;
૪ તમારા ખાસ સી.આઇ.ડી. ઉભા કરો;
૫ રસોયાને તથા નોકરોને પેધવા દો;
૬ વાતવાતમાં ચીડાઇ જાઓ.

હું તો માનું છું કે આ છમાંથી એક જ ઉપાય રામબાણ જેવો નીકળશે. છતાં તેમ ન બને તો બે અથવા વધારેને અજમાવી જોવાથી કામમાં ફત્તેહ મળશે જ. છતાંએ છએ ઉપાયો નિષ્ફળ નીવડે તો ગૃહપતિભાઇ મને જરૂર લખી જણાવે. એટલે મારા પોતાના અખતરામાં કાંઇક દોષ છે કે કેમ તેની હું ફરીથી તપાસ કરીશ.

નાનાભાઈ.

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર.

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

...મની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત [illegible] આણંદજી, [illegible]

Reg. No. B 2297

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# છાત્રાલય

(' છાત્રાલય મંડળ ' તરફથી)

વર્ષ ૪ થું
૧૯૩૦

અંક ૫ મો
મે

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

---

અન્યાય 'સાંખે' તે જુવાન નહિ.
હરેક બાબતમાં બ્હીએ તે જુવાન નહિ.
વારંવાર બાંધછોડ કર્યા
કરે તે જુવાન નહિ.
અવનવીન આદર્શો ન
રચે તે જુવાન નહિ.
ખરે વખતે પ્રાણાર્પણ ન
કરી શકે તે જુવાન નહિ.
જે તે બાબતમાં ગણતરી જ
કર્યા કરે તે જુવાન નહિ.

# જુવાનના તરંગો

: ૧ :

તા. ૯-૨-૧૯૨૭

ગૃહપતિ ......ભાઇ છે તો બહુ મઝેના. એમના આવ્યા પછી જે કેટલાક મહત્ત્વના ફેરફારો છાત્રાલયમાં થયા છે તે થવાનો સંભવ ન હતો. પણ આવું ઘેલું તેમને કોણે શીખવ્યું હશે? પેલા રામપ્રસાદનું કામ લાગે છે. નહિતર વિદ્યાર્થીઓની ટપાલ ફોડવાનો બળખામણો વિચાર તેમના મનમાં કદિ પણ ન આવે. છાત્રાલયની આવી કઢંગી રીતને લીધે જ મારે હવે કૉલેજના સરનામે પત્રો મંગાવવાના કે? છાત્રાલયની આવી રીતો કયાં સુધી સહન કરવાની?

પણ એ વાતનો વિચાર હમણાં નહિ કરૂં. આજે તો મારી પત્નીના કાગળે મને અસ્વસ્થ કરી મૂકયો છે. શું એની ભાષા? કેવા એના વિચારો? કેવી એની જોડણી? અરે પ્રભુ, આ હિંદુસંસાર તો આજના જુવાનોનું સત્યાનાશ વાળવા બેઠો છે. એનાં માબાપે તો એને ન ભણાવી પણ આ મારી માબાપને પણ ખબર નહિ પડતી હોય કે દીકરો કૉલેજમાં ભણે છે તો તેની વહુનામાં કંઈક લાયકાત લાવવા માટે તો ભણાવવાનો પ્રબંધ કરીએ?

ત્યારે મારે શું કરવું? વડોદરા કે મુંબઇ મોકલાવું? પણ પૈસા કોણ આપે? ત્યારે ઉંધું ઘાલીને આ બધું સહન જ કર્યે જવું? હજી એને પૂરો કાગળ લખતાં નથી આવડતો. કયાંઇક વાકય અધૂરૂં રહ્યું છે તો કયાંઇક કર્તા કે ક્રિયાપદ જ નથી લખ્યું! કયાંઇક કાનો માત્રા ઉડી ગયાં છે તો કયાંઇક હ્રસ્વાઇ, દીર્ઘાઇ ઉડીને બીજા કોઇ અક્ષરને વળગ્યાં છે! આટલા ઉપરથી હું સમજી શકું છું કે તેને તૈયાર કરવા માટે કેટલી દરકારની જરૂર છે. પણ એ દરકાર કોણ રાખે? સાસુ સસરા પરણાવીને છુટી ગયા; અને આ માબાપે પણ દીકરાની વહુને ઘરે લાવવાનો લ્હાવો મ્હાણી લીધો! હવે તો બાને મારે આરામ લેવાના દિવસો ગણાય એટલે વહુને માથે જ ઘરનો બધો કારભાર હોય ને!

ત્યારે આ વહુના વરનું શું? એનો અભ્યાસ આગળ ન ચાલે તો મારો ભાવી સંસાર નીરસ અને કડવો થઇ જાય. એનો અભ્યાસ આગળ ચલાવવા માટે હું નિઃસહાય છું. ત્યારે રસ્તો શો? માબાપો જુવાન દીક-

રાના મનોરથો ન સમજતાં હોય અથવા તો દીકરાની જીવનસૃષ્ટિનો ખ્યાલ સરખો પણ ન કરી શકતાં હોય તો પછી તેમને એ બધાં સર્જવાનો અને પોષવાનો અધિકાર ક્યાંથી મળે છે?

હાલ તુરત તો એક જ માર્ગ—મારે મારો કૉલેજનો અભ્યાસ ઊંધું માથું ઘાલીને પૂરો કરવો, એને ઘરના કામમાં દટાઈ જવા દેવી અને પછી સ્વતંત્ર ગૃહસંસાર રચવાનો સમય આવે ત્યારે બધું બળ ખરચીને પણ મારે જ એને તૈયાર કરવી. પ્રભુ એ નિશ્ચય ટકાવી રાખે.

: ૨ :

તા. ૧૭–૨–૧૯૨૭

મારા ગૃહપતિ સાહેબ તો એમ સમજે છે કે હવે મારી પત્નીના પત્રો આવતા બંધ થયા છે; પણ આજે આ તેનો કૉલેજના સીરનામાનો પાંચમો પત્ર છે. મારા જેવડા મોટી ઉંમરના વિદ્યાર્થીઓ ઉપર આવા પ્રતિબંધો મૂકીને મોટેરાઓ શો ફાયદો ઉઠાવવા ઇચ્છતા હશે? તેઓ માને છે કે જુવાન વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઘડવા માટે તેમણે ખૂબ કાળજી રાખવાની હોય છે, અને જુવાનો ઉપર ખૂબ નિયમન મૂકવાનું હોય છે. તેમને એમ કોણ સમજાવે કે આવાં નિયમનોથી ક્યાંય પણ ચારિત્ર્ય ઘડાતાં નથી! જે વસ્તુ હું અત્યંત નિખાલસતાથી કરી શકત અને જે બાબતમાં હું મારા ગૃહપતિની પોતાની સલાહ લઇને ચાલી શકત તે બાબતે આવા નિયમનથી કેવું સ્વરૂપ પકડયું છે તેની તેમને શી ખબર પડે? હું માનું છું કે જુવાનીના આ કાળમાં પણ પત્નીના વ્યવહારમાં સમજુ વડીલ ઘણા સરસ માર્ગદર્શક થઈ પડી શકે. મારો જ દાખલો લઉં તો મને તો આજે સહાનુભૂતિવાળા અને સમજુ વડીલની ખૂબ જ જરૂર જણાય છે. મારી પત્નીનો એકેએક પત્ર અનેક પ્રશ્નો અને મૂંઝવણોથી ભરપૂર હોય છે. તે પ્રશ્નો ઉકેલવાના કે મૂંઝવણો ટાળવાનો પ્રયત્નો કરું છું તેમ તેમ તો કોકડું વધારે ને વધારે ગૂંચવાતું જાય છે. પણ મને કોણ માર્ગ સૂઝાડે? માબાપને તો વાત જ ન કરાય. બિચારી બહેનને પત્ર લખવા માટે પણ કોઇ પડોશીની દયા ઉપર જીવવું પડે છે! આવી સ્થિતિ હોય ત્યાં માબાપ તો સાવ નકામાં જ હોય તેમાં શી નવાઇ? મારે ગૃહપતિ તરફનું દ્વાર પણ બંધ! અને કૉલેજના પ્રોફેસરોને તો આવી અંગત વાતોમાં પડવાની ફુરસદ જ ક્યાંથી હોય? મિત્ર શોધવાની ખૂબ

મહેનત કરું છું પણ સન્મિત્રોએ ક્યાં રેદા પડ્યો છે? પત્ની બિચારી સખી વિહોણી છે તેનો પોકાર તો રોજ ચાલુ જ છે. ત્યારે હવે અમારે કરવું શું? પ્રભુ સુઝાડે તે માર્ગે ચાલ્યા જવું. અરેરે! હિંદુસંસાર કેવો વિચિત્ર છે?

: ૩ :

૨૭-૨-૧૯૨૭

આ ગૃહપતિ સાહેબ કેવા વિચિત્ર ખ્યાલો ધરાવે છે તેની કશી જ ગમ પડતી નથી. મારા મનમાં તો એમ કે આ પ્રસંગવશાત્ મારી પત્ની શહેરમાં આવી ચઢી છે તો તેનો ખુબ લાભ લઈ લઇશ. મારૂં છાત્રાલય તેને બતાવીશ, મારા મિત્રો સાથે ઓળખાણ કરાવીશ, મારે રસોડે જમાડીશ, શહેરનાં સુંદર સ્થળો જોવા તેડી જઇશ; શિક્ષણની બાબતમાં કંઇ નથી થઇ શક્યું. તો પણ આવા આવા કાર્યક્રમો ગોઠવી જીવનનો લ્હાવો લઈશ અને પરિણીત જીંદગીનો કંઇક રસ જરૂર લુંટીશ. પણ આ સાહેબ તો ભારે નીકળ્યા! તેમનું ખરૂં પોત તો આજે જ પ્રકાશ્યું? છાત્રાલયમાં એને આવવાની પણ બંધી! બધું સહન થયું છે પણ આ સહન થઇ શકે તેમ લાગતું નથી. મેં તો મારી પત્નીને અનેક આશાઓ આપી છે. મારા ગૃહપતિ તો તેને મળવા જવાની પણ બંધી કરે છે. અને સાથે ફરવા હરવા તે કંઇ જવાય? વિદ્યાર્થી અવસ્થામાં આવા ચાળા કરવા તે ન શોભે! અરેરે, બિચારો ગૃહપતિ પોતાનો જુવાનીનો કાળ પણ ભૂલી ગયો જણાય છે!

ત્યારે શું મારે મારી સ્ત્રી પાસે બોદા પડવું? તેને ફરવા હરવા તો ન લઈ જવી પણ તેને મળવું પણ નહિ? ના, ના. તે કદિ પણ નદિ બને. મેં તો મારો જે કાર્યક્રમ નક્કી કર્યો છે તે પ્રમાણે જ વર્તીશ. આજ સાંજથી જ તેનો અમલ. ગૃહપતિ એને આ છાત્રાલયમાં ન આવવા દે તો એ એની મુનસફીનો પ્રશ્ન છે. મારે તે પ્રશ્નની સાથે જરા પણ લેવાદેવા નથી. પણ મારી પોતાની જ અંગીને મળવાની પણ બંધી? અને તેની સાથે મારાથી ફરવા હરવા ન જવાય? જાઓ જાઓ, એ કાર્ય કદિ પણ નહિ બને. ગૃહપતિને તે ન પોસાય તો ભલે મને રજા આપે. હું મારૂં ફોડી લઇશ. પણ જુવાનના લગ્નજીવનની આડે આવવાનો કોઇને કશો પણ અધિકાર નથી. બસ, આજ સાંજથી જ શરુ. જોઉં છું શું થાય છે.

હરભાઈ.

# છાત્રો સાથે વાતચીત

## નેતા થવું

દોસ્તો,

આવો, આજે આપણે પાછી થોડીએક વાતો કરી લઈએ.

હવે તો દરેક છાત્રાલયમાં થોડે ઘણે અંશે વિદ્યાર્થિસ્વરાજની પ્રથા તો જરૂર દાખલ થઈ ગઇ હશે. આ પ્રથા બધી રીતે પરિપૂર્ણ નહિ હોય તે બનવા જેવું છે. પરંતુ છાત્રાલયના સંચાલકો વિદ્યાર્થિસ્વરાજના તત્ત્વમાં હવે માનતા થયા છે અને તે દિશામાં પગલાં પણ મંડાવા લાગ્યાં છે એમ તો દેખાય જ છે. છાત્રાલયના સંચાલકો તમને જવાબદાર તંત્ર સોંપતા થયા છે તે જ વખતે તમારે પણ થોડો ઘણો વિચાર તે વિષયમાં કરી લેવો એ અત્યંત જરૂરનું છે. તમને છાત્રોને હક્ક મળવા માંડ્યા છે તો સાથે સાથે તમારે તમારી ફરજોનો પણ વિચાર કરવો એ ઇચ્છવા જેવું છે. છાત્રાલય માંહેની આવી સ્વરાજપ્રથાની ફતેહનો આધાર તમે છાત્રો એને કેવી રીતે ઝીલો છો તેના ઉપર રહે છે. વિદ્યાર્થિસ્વરાજની પ્રથામાંથી અતંત્ર જન્મે અથવા તો કુતંત્ર જન્મે તો તેનો પ્રયોગ કરનારા છાત્રાલયોના સંચાલકો સહેજે ભડકી જવાના છે, અને તેવા પ્રયોગો કરતાં બ્હીવાના છે. એટલા જ માટે વિદ્યાર્થિસ્વરાજની પ્રથા ફતેહમંદીથી પાર ઉતારવી હોય, તમામ છાત્રાલયોમાં તેનો પ્રવેશ કરાવવો હોય તો તમારે છાત્રોએ પોતાની સંપૂર્ણ જવાબદારીઓ સમજી લેવી જોઇશે અને ગૃહપતિઓને તમારો સાથ આપવો પડશે. આનો અર્થ એ કે તમારે તમારા હક્કોના રક્ષણ અર્થે જ તમારી ફરજો પણ વિચારવી જોઇશે અને તેના પાલન માટે જહેમત ઉઠાવવી પડશે.

વિદ્યાર્થિસ્વરાજનું એક અનિવાર્ય અંગ તે નેતૃત્વ પદ છે. છાત્રાલયના છાત્રો જેટલાં જેટલાં કામોની જવાબદારી લે તેટલાં બધાંય કામો ઉપર એક એક નેતા તો જોઇએ જ જોઇએ. આનો અર્થ તમારામાંથી પાંચ દશ જણના હાથમાં નેતૃપદ આવે. જેટલા નેતા થાય તેટલા સત્તાધારીઓ બને. સાધારણ રીતે જુવાનીનો એ સ્વભાવ હોય છે કે સત્તા મળે એટલે તેનો છૂટથી ઉપયોગ કરવા માંડવો. અને જે સત્તાનો વિવેકપુરઃસર વિચાર કર્યા વિના છૂટથી ઉપયોગ કરવામાં આવે તે સત્તા હમેશાં

સદુપયોગ માટે જ વપરાય છે તેવું નથી હોતું. ઘણી વખત તો તેવી સત્તાનો દુરુપયોગ જ થતો જોવામાં આવે છે. આવો દુરુપયોગ થાય છે તેનું એક મોટું કારણ સત્તાનો મદ હોય છે. દરેક સત્તાધારી સત્તાના મદમાં ભરાઇ પડે છે. મોટા મોટા અને સમજુ માણસોના સંબંધમાં પણ આવું બને છે તો પછી તમારા જેવા જુવાન વિદ્યાર્થીની બાબતમાં બને તેમાં શી નવાઇ ? એટલે દરેક નેતા સત્તામાં આંધળો બનવા માંડે છે અને પછી સત્તાના મદમાં નહિ કરવા જેવાં કામો પણ કરે છે. છાત્રાલયમાં જે કોઇ છાત્રે નેતાપદ ભોગવ્યું હશે તેનો આવો અનુભવ જરૂર હોવો જોઇએ. પોતે એ નેતાપદેથી મુક્ત થાય છે ત્યારે પોતાની ભૂલો તે જોઇ શકે છે અને બીજો નેતા તેવી ભૂલો ન કરે તેમ તે ઇચ્છે છે. જે છાત્રો નેતાપદે નથી આવ્યા હોતા તેમનો અનુભવ તો સવિશેષ કડવો હોય છે. નેતાની જોહૂકમીના કારણે જ તેવા વિદ્યાર્થીઓ ખુદ વિદ્યાર્થિસ્વરાજના જ વિરોધી થઇ ગયા હોય છે. તેઓ ઇચ્છે છે કે પોતાના જ મિત્રની જોહૂકમીને વશ થવું તેના કરતાં તો ગૃહપતિ શો ભૂંડો ? આમ નેતાપદ જાળવીને સાચવતાં ન આવડે તો નેતા થનાર છાત્ર પોતે પોતાના જ પગ ઉપર કુહાડો મારે છે, અને વિદ્યાર્થિસ્વરાજ જેવી સુંદર સંસ્થાના મૂળમાં ઘા કરે છે.

ત્યારે આ કેમ અટકાવાય ?

નેતા થનાર દરેક છાત્ર પોતાના અંતરમાં એક વાત સંઘરી લે તો તે પોતાની જાતને, આખા છાત્રાલયને અને વિદ્યાર્થિસ્વરાજને ખૂબ લાભ કરી શકે છે. દરેક નેતાએ સમજી લેવું જોઇએ કે પોતે કોઇ સત્તાધારી અમલદાર નથી પણ પોતાના જેવા જ સંખ્યાબંધ જુવાનોનો સેવક છે. જે તક બીજાઓને નથી સાંપડી તે સેવાની તક વિદ્યાર્થીઓની એંબી દૃષ્ટિથી તેને સાંપડી છે. નેતા એટલે છાત્રોનો મુખ્ય સેવક. આ પ્રકારનો સેવાભાવ પોતાના નેતાપદ સાથે જોડી દેનાર નેતા કદિ પણ નિષ્ફળ જવાનો નથી. તેના દરેકે દરેક પગલામાં સત્તા નથી હોતી પણ સેવા હોય છે. તે જે કંઇ નિયમન કરે છે તે સત્તાની દૃષ્ટિથી નહિ પણ સેવકની ભાવનાથી. બીજાની સેવા માટે ઉભું કરેલું નિયમન ક્યાંઇ નિષ્ફળ ગયું સાંભળ્યું નથી. સેવા વસ્તુ જ એવી છે કે તેની અસર સામાના ઉપર થયા વિના રહે જ નહિ. આની એક કસોટી : નેતાના દરેકે દરેક કાર્યમાં વિવેક, ધીરજ, નમ્રતા અને સભ્યતા હોય તો સમજવું કે તે સેવક છે;

અને તેના દરેકે દરેક કાર્યમાં ખુમારી, હુકમ, તુંડમીજાજ અને તોછડાઇ હોય તો સમજવું કે તે સત્તાધારી છે. સેવક નેતા પોતાને તેમ જ અન્યને લાભ કરી શકે છે, જ્યારે સત્તાધારી નેતા પોતાને તેમ જ અન્યને નુકશાન પહોંચાડે છે.

નેતા થવું એટલે જવાબદારીનો એક મોટો પોટલો માથે રાખીને ચાલવું. જુવાન દોસ્ત, તારામાં જવાબદારી સ્વીકારવાની તેમ જ તેને વહેવાની જેટલી ધગશ હોય છે તેટલી જ ધગશ જવાબદારીને સમજવાની અને તેને બરાબર રીતે પહોંચી વળવાની નથી હોતી તેમ કહું તો ખીજાતો નહિ. આ હકીકત છે; જુવાન માનસના લાંબા કાળના પરિચય પછી મને તે સત્ય સાંપડ્યું છે. એ સત્ય સ્વીકારીને જ આપણે આગળ ચાલવાનું રહેશે. જુવાન છાત્ર તથા તેમનો ગૃહપતિ આ સત્યને સ્વીકારીને વિવેકપૂર્વક પગલાં ભરે તો જ વિદ્યાર્થિસ્વરાજના બધા લાભો ઉઠાવી શકાય. આનો અર્થ એવો નથી જ કે જુવાન છાત્રે જવાબદારીઓ ન લેવી અને ગૃહપતિએ તેથી જવાબદારી લીધેલ જુવાન ઉપર વિશ્વાસ ન રાખવો. ગૃહપતિના પક્ષનો વિચાર અહીં છોડી દઉં. જુવાન છાત્રે શું કરવું તે વિચારીએ.

નેતાપદની સાથે સાથે તમારે માથે જે જવાબદારીઓ આવે તેની નોંધ રાખવી; એ જવાબદારીઓને અંગે જે જે કર્તવ્યો ઉભાં થાય તેની પણ નોંધ રાખવી; અને પછી એ કર્તવ્યોને અંગે જે કંઇ ફનેહ કે સ્ખલનો થાય તેની પણ નોંધ રાખવી. પછી આપણા અનુભવો લઇને આપણા ગૃહપતિને આપણે મળવું. ગૃહપતિ સાથે આપણા કામની ચર્ચા કરવી, તેનાં પરિણામો જાહેર કરવાં, આપણા ભાવિ કાર્યની દિશા મૂકવી. આટલું થયા પછી તેમની આપણે સલાહ માગવી અને તેની સલાહ માટે-તેવા માર્ગદર્શન માટે હમેશાં ખુલ્લા હૃદયવાળા રહેવું. નેતા થનાર જુવાન છાત્ર જો પોતે વિચારક હશે, પોતાના અનુભવોનું સત્યાસત્ય પારખનાર હશે, નમ્ર અને વિનીત હશે તો તે બીજાના અનુભવોનો પણ લાભ ઉઠાવી શકશે. નેતા થનાર દરેક છાત્રે આ વસ્તુ પણ ધ્યાનમાં રાખવી અને પોતાના ગૃહપતિ સાથેના નિત્ય સહકાર ઉપર જ પોતાનું નાવ હંકારવું. આવા નેતાઓનો ગૃહપતિ સંપૂર્ણ લાયકાતવાળો જ હોય તે વાત તમને કહેવાની જરૂર નથી.

હરભાઈ.

## આવી ખબર હોત તો—

દાદીમા: "તું આવ્યો બચુભાઇ? શરીરે હીમખીમ છો કે?"

બચુભાઇ: "હા, માજી. આ વખતે તો મારૂં વજન પણ આઠ શેર વધ્યું."

દાદીમા: "બહુ સારૂં થયું ભાઇ! ભગવાન તને સો વર્ષનો કરે. બોર્ડીંગમાં ગમતું'તું તો ખરૂં ને?"

બચુભાઈ: "મને તો ખૂબ લ્હેર આવતી હતી. ખોટ હતી માત્ર ત્યાં કોઇ 'મારો બચુ' કહીને ન બોલાવે તેની. ત્યાં તો બધા મોટા લોકો 'રમેશ' 'રમેશભાઇ' એવા એવા નામથી જ બોલાવે."

દાદીમા: (બચુને માથામાં ટાપલી મારે છે તથા ગાલ ઉપર બચી ભરે છે.) "એમ કે? ત્યાં દાદીમા કયાંથી કાઢો? ત્યારે હેં બચુ, ત્યાં બધા કોના કોના છોકરા ભણવા આવે?"

બચુભાઇ: "ત્યાં તો મા, અઢારે આલમ આવે. મારા જેવો નાગરનો દીકરોયે હોય, વાણિયા પણ હોય, ગરાશીઆયે હોય અને ભંગીના છોકરા પણ હોય."

દાદીમા: "હેં હેં! આ તું શું બોલે છે? અઢારે વરણ ત્યાં રહે છે?"

બચુભાઇ: "હા જ તો મા, ત્યાં કંઇ થોડું આપણું ઘર છે? ઈ તો બોર્ડીંગનો કાયદો જ એવો કે કોઇને ના કહેવાય જ નહિ. બધાને આવવાની છૂટ."

દાદીમા: "ત્યારે ખાવા પીવાનું શું થાય?"

બચુભાઇ: "શું થાય, મા? ત્યાં કંઈ જુદું કરાવાય છે? ત્યાં તો બધા ભેગા મળીને ખાઇએ પીઇએ અને લહેર કરીએ."

દાદીમા: "હાય, હાય! મારી. આ તો ભેળાવાડો! બચુ, આવું હતું ત્યારે ત્યાં તું રહ્યો જ શું કામ? દેહને વટલાવવાનું તને કોણે કીધું'તું?"

બચુભાઇ: "એમાં દેહ શાની વટલાય, મા? જેવા આપણે માણસ છીએ તેવા એ પણ માણસ જ છે ને? જુઓ, છ મહિના પહેલાં જેવો હું હતો તેવોને તેવો જ છું કે નહિ? કંઈ ફેર જણાય છે? ઉલટો વજનમાં વધ્યો અને બુદ્ધિમાં પણ વધ્યો છું."

દાદીમા: "એવું બોલ મા ભાઇ, મારો જીવ કપાઈ જાય છે. તું તો

બાળક છો પણ આ તારા બાપુને પણ ખબર નહિ પડી હોય ? અરેરે ! તારો બાપ આવડો મોટો થયો પણ હજીયે એવાને એવો જ રહ્યો !"

બચુભાઈ: "મા, બાપુ તો જાણે જ છે. બીજાની સાથે જમવામાં બાપુને કશો વાંધો છે જ નહિ."

દાદીમા: "હાય હાય, તારો બાપ પણ હજી નથી સમજ્યો ?"

બચુભાઇ: "કેમ મા, બાપુ વિલાયત ગયા હતા તે ત્યાં શું ભૂખ્યા રહેતા હશે ? તમે પણ તેમને ખુશીથી રજા આપી હતી તેમ તેઓ કહેતા હતા."

દાદીમા: "હા, પણ આ કંઇ વિલાયત છે ? ઉત્તમ બ્રાહ્મણની દેહ મળી છે તે કંઇ એમ વટલાવાય ?"

બચુભાઇ: "મને તો એમાં વટલાવા જેવું કશું જ લાગતું નથી. આપણી દેહ વટલાય એટલે શું થાય ? માજી, એ બધા જૂના વહેમો છે. તેને હવે છોડવા જોઇશે. આ નવા જમાનામાં તે નહિ ચાલે."

દાદીમા: "હાય હાય ! બચુ, આવી ખબર હોત તો તને ત્યાં મોકલત જ નહિ ને !"

* * *

પિતા: "કેમ રમુ, આ વખતે તમારી બોર્ડીંગવાળાએ મુસાફરી બહુ કરાવી ?"

રમુ: "હા, બાપુ. આ બાજુ દ્વારકા સુધી જઈ આવ્યા અને આ બાજુ ઠેઠ પ્રભાસપાટણ."

પિતા: "મુસાફરીમાં શું શું જોયું તેની વાત તો કર."

રમુ: "એટલું બધું જોયું જાણ્યું છે કે એના ઉપર તો એક લેખ લખવો પડશે."

પિતા: "ઓહો ! લેખ લખતાં પણ શીખી આવ્યો લાગે છે ! વારૂ વારૂ. એ તારો લેખ તું લખીશ ત્યારે વાંચશું. પણ અત્યારે એ તો કહે કે તને સૌથી વિશેષ મજા શું જોવામાં આવી ?"

રમુ: "કહું બાપુ ? અમારી મુસાફરીમાં બે અંત્યજ આશ્રમો અમને જોવા મળ્યા. અંત્યજોના આશ્રમો પણ આવા આકર્ષક હશે તેની તો મને ખબર જ નહિ. અંત્યજસેવામાં પડેલા સેવકો તો ભારે સુંદર કામ કરતા જણાય છે. તેમના...."

પિતાઃ "બસ કર, તારાં વખાણો બસ કર! તને કંઇ બીજું સુંદર ન લાગ્યું અને ઢેઢડાના આશ્રમો જ સુંદર લાગ્યા? મુસાફરીમાં તમારી બધાની સાથે મોટેરું કોણ હતું?"

રમુઃ "અમારા ગૃહપતિ જ તો વળી!"

પિતાઃ "પેલા હમણાં નવા નીમાયા છે તે વિનયચંદ્રજી?"

રમુઃ "હા બાપુ, અમારા આ નવા ગૃહપતિ એટલા બધા જબ્બર છે કે આખી બોર્ડીંગમાં તેમના આવ્યા પછી નવો જ પ્રાણ વ્યાપી ગયો છે."

પિતાઃ "અને આ ઢેઢવાડે જતાં પણ તેમણે જ શીખવ્યું કે?"

રમુઃ "અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું કલંક છે એ સત્ય મને આજ દિન સુધી નહોતું સમજાયું. મારા ગૃહપતિ સાહેબે આ થોડા જ દિવસોમાં એવી સરસ રીતે એ સમજાવી દીધું છે કે મને હવે તો એમ થવા લાગ્યું છે કે મારા જેવાએ એ કલંક ધોવા માટે જીવનવ્રત લેવું જોઇએ."

પિતાઃ "એ વિનયચંદ્ર જેવા વંઠેલા જુવાનીઆ બીજું શું શીખવશે?"

રમુઃ "બાપુ, તમે આજે આવું કેમ બોલો છો? મારા મનમાં તો એવી હોંશ હતી કે આ રજાઓમાં તમારી સાથે બીજા પણ થોડાએક સુંદર અંત્યજ આશ્રમો આપણે જોવા જઈશું અને તેમની થોડી ઘણી સેવા કરીને રજાના દિવસોનો કંઇક સદુપયોગ કરશું. અહીં તમે તો..."

પિતાઃ "રમુ, હવે ચૂપ કર. તારો ઉપદેશ મારે નથી સાંભળવો. આ નવા વિચારના ઊછાંછળા જુવાનીઆઓએ તો સત્યાનાશ વાળવા માંડ્યું છે. આવી ખબર હોત તો એ રેઢીઆર ગૃહપતિ થયો તે જ દિવસે તને ઘેર ન બોલાવી લેત!"

* * *

મામીઃ "કેમ ભાંકાભાઇ, પરીક્ષામાં પાસ થયા કે નહિ?"

ભાંકોઃ "હા મામી, તમારા વડીલોના આશીર્વાદથી પાસ થઈ ગયો છું."

મામીઃ "હવે શું કરવું છે?"

ભાંકોઃ "શું કેમ, વળી આગળ અભ્યાસ."

મામીઃ "તે હજી પણ મુંબઇમાં જ રહેવું પડશે?"

ભાંકોઃ "એક વરસ મુંબઇમાં; અને પછી ત્રણ વરસ અમેરિકા જવા ધારું છું."

મામીઃ "ભલે ભાઈ, તારા મામા પણ કાંઇક એવી જ વાતો કરતા

હતા. અરેરે, બિચારાં બા આજે જીવતાં હોત તો તેમને કેટલો બધો આનંદ થાત? તારા બાપુ પણ આજે હોત તો હર્ષ ઘેલા જ થઈ જાત!"

ભાંકો: "મામી, ઇશ્વરને જે ગમ્યું તે ખરું. તમે અને મામા મારે તો ખરાં બા બાપુ છો ને?"

મામી: "અરે ભાઇ, માબાપ કોઇથી થવાયું છે? પણ ભાઈ, મારે આજે તને એક વાત કરવાની છે."

ભાંકો: "ખુશીથી કહોને. અને હજી તો માસ દોઢ માસ હું ઘેર જ રહેવાનો છું ને."

મામી: "જો ભાઇ, તું હવે ઘણું ભણ્યો કહેવા. તારી ઉંમર પણ વીશ વર્ષની થઇ; વળી એકાદ વર્ષ પછી વિલાયત જવાનો પણ વિચાર કરે છે. તો હવે આપણે તારાં લગ્ન કરી નાખવાં જોઇએ. નાતનાં સારાં સારાં ઘરનાં માગાં પણ ખૂબ આવે છે. મારાથી હવે ના પણ કહેવાતી નથી. તારા મામા પણ મારા વિચાર તરફ ઢળતા થવા માંડ્યા છે. તારો શો વિચાર છે? કહે."

ભાંકો: "મામી, એ લપમાં હમણાં હું પડવા માગતો નથી. અમેરિકા જઇને પાછો આવું ત્યાર પછી વિચાર કરીશ."

મામી: "અરે ભાઇ, પરણાવ્યા વિના તે અમેરિકા મોકલાય? માણસો વાતો જ કરે ને!"

ભાંકો: "ભલે વાતો કરે. લોકોની વાતોથી ડરીને ન કરવાનું પણ આપણે કરીએ?"

મામી: "એમ ચાલે જ નહિ. હમણાં તારા મામા આવશે ત્યારે આપણે એ બાબતની ખૂબ ચર્ચા કરીશું."

ભાંકો: "આ વિષયની ચર્ચા તો અમે ખૂબ કરી છે. અમારા છાત્રાલયમાં એક ચર્ચાસંઘ છે. તે સંઘમાં હમણાં પંદર દિવસ પહેલાં જ લગ્ન વિષય ઉપર મેં ચર્ચા કરી હતી. ત્યાં પણ મેં જાહેર કર્યું છે કે જુવાને પોતાનો અભ્યાસ પૂરો ન કર્યો હોય ત્યાં સુધી લગ્નના ફાંસલામાં પડવું જ નહિ. જુવાન છોકરો હો કે છોકરી, અભ્યાસ પરિપૂર્ણ થયે પચીસેક વર્ષ જેટલી પાકી વયે જ લગ્ન કરી શકાય. માટે તો..."

મામી: "તે ભાઇ, તમારી બોર્ડીંગમાં આવા વિષય ઉપર પણ ચર્ચા કરો!"

છે ? અને પાઠ્યપુસ્તકોને ઘોળી પી જવા ઇચ્છતા વિદ્યાર્થીને બીજું વાંચવાની વળી ફુરસદ ક્યાંથી કાઢવી ? આ લોકો આવા વિચારો રજુ કરે છે ત્યારે ખરેખર હું ખીજાઉં છું. પરમેશ્વરે તેમને વિચાર કરવાની બુદ્ધિ પણ કેમ નહિ આપી હોય ?

અને ઇતર વાચન વાંચવા દઇને આપણે બીજો પણ શો સાર કાઢવાનાં છીએ ? ગમે તેવી નવલકથાઓ વાંચે, નાટકો વાંચે અને પછી નહિ કરવા જેવા વિચારો કરવા તરફ દોરવાઇ જાય. છોકરાંઓની આ ઉંમરે જે વાત તેમણે જાણવાની કશી જ જરૂર નથી હોતી, તેવી વાતો તે લોકો આવા વાચનથી જાણી લે છે અને પછી તેના જ વિચારે ચઢી જાય છે. કેટલાક છોકરાઓ તો એવા ધૃષ્ટ પણ મને મળ્યા છે કે મારી સાથે તેવા વિષયો ઉપર ચર્ચા કરવા પણ આવે! પણ હું શાનો દાદ દઉં ? એ તો આ લેખકોનો દોષ છે કે જુવાન છોકરાઓને એવા વિચારે ચડાવે છે અને એવી એવી વાતો પણ કરે છે. હું તો બધાને એવા તો દાબી દઉં કે ફરીથી મારી પાસે નામ પણ ન લે. આમ કરવામાં જ છોકરાંઓનું કલ્યાણ છે તેની મારી ખાતરી થઇ ગઈ છે. મેં તો મારા મન સાથે નક્કી કર્યું છે કે છાત્રાલયના પુસ્તકાલયમાં એક પણ નવી ચોપડી ન વસાવું અને છે એટલી પણ તાળાં કૂંચીમાં બંધ કરી રાખું. છોકરાઓને બીજું વાંચવા આપીશ તો આવા ખરાબ વિચારે ચડી જશે ને ? મારો ઇરાદો તો વાચનાલય બંધ કરી દેવાનો છે.. તો જ છોકરાઓ પોતાનાં પાઠ્યપુસ્તકોનો બરાબર અભ્યાસ કરી શકશે; અને તો જ ગમે તેવા વિચારો તેમના મગજમાં પેસતા રોકાઇ શકાશે. પછી તેમનું મન એટલું બધું નિર્મળ રહેશે કે પહેલે નંબરે પાસ થવામાં કશો જ વાંધો નહિ આવે. બસ, ગમે તેવા વિરોધો સહન કરવા પડે તો તેમ પણ કરીને વાચનાલય બંધ કરવું અને પુસ્તકાલયને તાળું મારવું તથા નવું પુસ્તક એક પણ આયાત નહિ કરવું. એ જ પાકો નિશ્ચય.

હરભાઈ.

## તેમને કોણે કહ્યું’તું ?

૨

ભોજનમાં નેતાઃ “સાહેબ, આજે સાંજે પછી દાળભાત બનાવવાનું ઠરાવ્યું છે; અને રસોયાને તે પ્રમાણે હુકમો આપી પણ દીધા છે.”

ગૃહપતિઃ "કેમ? આપણો નિયમ તો એવો છે ને કે જે દિવસે ભોજન હોય તે દિવસે રાત્રે કશું જ જમવાનું નહિ?"

ભોજનનો નેતાઃ "હા જી, એ વાત સાચી છે. પણ અડધા કરતાં વધારે ભાગના વિદ્યાર્થીઓ નાના છે અને તેમને ભૂખ લાગે છે તે સ્વાભાવિક છે. આજે બે વાગ્યાથી તેઓ મારી પાસે આવવા લાગ્યા હતા, અને રાત્રે કંઇક તો તેમને ખાવા મળવું જ જોઇએ તેવી માગણી કર્યા કરતા હતા."

ગૃહપતિઃ "અરે ભાઇ, એ નાના છોકરાઓને પોતાના પેટનું પણ કયાં ભાન હોય છે? સવારે ભારે ભોજન લીધા પછી પાછા રાત્રે જમે તો કોઇ જરૂર માંદા પડે."

ભોજનનો નેતાઃ "અરે સાહેબ, માંદા તે શું પડે? એ તો બધા બે કલાક તો નાચ્યા અને હવે મંડ્યા છે રમતો રમવા. દાળભાત તો શું પણ અત્યારે તો આખું ભોજન આપો તો પણ વાંધો ન આવે."

ગૃહપતિઃ "રમણિકલાલ, તમારી વાત સાચી હોય તો પણ તેમાં એકલો ભૂખ અભૂખનો સવાલ નથી. સેક્રેટરી સાહેબને ખબર પડશે તો નકામી મારી સાથે માથાઝીક કરશે."

ભોજનનો નેતાઃ "શા માટે? સેક્રેટરી સાહેબ શું નાના નાના વિદ્યાર્થીઓને ભૂખે મારવા કહે છે?"

ગૃહપતિઃ "એમાં ભૂખે મારવાનો સવાલ પણ નથી. રમણિક, તમારા જેવડા છોકરાઓમાં વિવેક કે જવાબદારી હજી પણ નથી આવ્યાં તે જાણી ખેદ થાય છે. આ વધારાના દાળભાતનો ખર્ચ કોણ આપશે?"

ભોજનનો નેતાઃ "એનો વિચાર આપ જરૂર કરો. દાળભાતથી બહુ ખર્ચ વધી જશે એમ મને તો નથી લાગતું."

ગૃહપતિઃ "એ જ દુઃખ છે ને? કયાં તમારૂં બધાનું ઘેર છે? બોર્ડિંગમાં મફત રાખ્યા એટલે પછી બીજો કશો વિચાર જ કરવાનો નહિ?"

ભોજનનો નેતાઃ "પણ સાહેબ, એમાં મેં ખોટું શું કર્યું છે? વિદ્યાર્થીઓ ભૂખ્યા થાય અને મારે તેમને જમાડવા નહિ એ કેમ બને? તો તો પછી હું ભોજનનો નેતા શી રીતે કહેવરાવું?"

ગૃહપતિઃ "મને પૂછ્યું તો હતું? મને પૂછ્યા વિના પરબારો હુકમ કરવાનું તમને કોણે કહ્યું'તું?"...

૨

સેક્રેટરી: "મોહનલાલ, આપણી લાઇબ્રેરી ગ્રાન્ટમાંથી હવે કેટલા પૈસા બાકી રહે છે ?"

ગૃહપતિ: "હવે તો કશું જ રહેતું નથી. સાહેબ, બારેક રૂપિયા હતા તેનાં આ બે છાપાંઓ વરસ દિવસ માટે મંગાવવાનો ઓર્ડર આપી દીધો છે."

સેક્રેટરી: "શા માટે ? એ બાર રૂપિયાનો ઉપયોગ તો બીજી રીતે કરવાનો મારો વિચાર હતો."

ગૃહપતિ: "લાઇબ્રેરી ગ્રાન્ટ કેટલી આપવી તે આપના હાથની વાત છે. પરંતુ એ ગ્રાન્ટ આપ્યા પછી કેવી રીતે વાપરવી એ તો મારે જ નક્કી કરવાનું છે. આ વાતની ચોખવટ તો સાહેબ, હું અહીં રહ્યો તે દિવસની થઇ જ ગએલી છે."

સેક્રેટરી: "તમારી વાત સાચી હશે મોહનલાલ, પરંતુ એનો અર્થ એવો નથી કે જે વાપરો તે બધુંય મને પૂછયા વિના જ વાપરો."

ગૃહપતિ: "આપને ખબર ન આપવા તેમ એનો અર્થ નથી. પરંતુ શામાં વાપરવા અને શામાં ન વાપરવા તેનો નિર્ણય મારા ઉપર છોડવામાં આવ્યો છે એમ તો હું ચોક્કસ સમજેલો છું."

સેક્રેટરી: "પણ કોઈ વખત અમને પણ કંઇ હક્ક તો હોય કે નહિ !"

ગૃહપતિ: "આપને બધા જ હક્કો સાહેબ, પરંતુ આ બાબતમાં તો મારે જ નિર્ણય કરવાનો છે એમ સમજેલો છું."

સેક્રેટરી: "મોહનલાલ, તમારી સમજણશક્તિ માટે મને માન છે ! પરંતુ લાઇબ્રેરી ગ્રાન્ટની બાબતમાં આમ જ કરવાનું છે એવું તમને કોણે કહ્યુંતું !

૩

ટ્રસ્ટી: "દેવજીભાઇ, આ વર્ષના મકાન રીપેરના જે પૈસા આપણી પાસે છે તેનો એક સરસ ઉપયોગ કરવાનું મને સુઝયું છે."

સેક્રેટરી: "કહો સાહેબ, શો વિચાર સુઝયો છે ?"

ટ્રસ્ટી: "આપણી બોર્ડીંગનો જે મોટો ઓરડો છે તેમાં એક સુંદર પાર્ટીશન લાકડાનું કરાવવું. તેમ કરાવવાથી મારા જેવાને જરા અનુકૂળતા

મળશે. આ તો જ્યારે હું આવું છું ત્યારે નીરાંતે એકલા બેસીને કંઇક છાપાંબાપાં વાંચવાં હોય તો ક્યાં બેસવું તે જ સવાલ થઇ પડે છે."

સેક્રેટરીઃ "વિચાર તો ઘણો ઉત્તમ છે. પરંતુ બજેટમાંથી પૈસા બચી શકે તેમ નથી."

ટ્રસ્ટીઃ "કેમ? પૈસા તો ઘણા છે."

સેક્રેટરીઃ "હા, પૈસા તો છે પરંતુ ઉત્તર તરફની દીવાલ તૂટી ગઇ છે અને તેમાંથી રખડતા માણસો અને રખડતાં ઢોરો અંદરના કંપાઉન્ડમાં ઘુસી જાય છે અને ખૂબ તકલીફ ઉભી કરે છે. એ દીવાલને તાત્કાલિક જ ચણી લેવાની જરૂર છે તેથી લગભગ બધા પૈસા તેમાં જ ખરચાઇ જશે."

ટ્રસ્ટીઃ "ના, એમ નહિ. એ દીવાલનું કામ આવતા વર્ષ ઉપર રાખો. આ વર્ષે તો આ પાર્ટીશનનું પનાવી ઘો."

સેક્રેટરીઃ "હવે એ કેમ બને? મેં તો દીવાલ ચણવા માટે જોઇતી ઇંટો તથા ચૂનાનો ઑર્ડર પણ આપી દીધો છે. આવતી કાલથી માલ આવવો શરૂ પણ થઇ જશે. અને બે દિવસ પછી તો કામ શરૂ કરાવવાનો ઇરાદો છે કે જેથી રજાઓ પૂરી થાય તે પહેલાં દીવાલ પૂરી થઇ જાય."

ટ્રસ્ટીઃ "દેવજીભાઇ, તમારી જોહુકમી પણ બહુ ભારે ચાલવા માંડી છે! કોઇને કશી ખબર પણ કર્યા વિના આમ ઑર્ડર આપી દેવા સુધી જવાનું તમને કોણે કહ્યું'તું?"

## વેકેશન છે

ચોકીદારને પૂછ્યું: "દરવાજે દિવસ રાત ચોવીસે કલાક સ્વાગણિયું જ કેમ રહે છે? આખા મકાનનાં કોઇ પણ બારીબારણાં ઘડીક પણ કેમ નથી ઉઘાડાં રહેતાં? આ મોટા ઓરડાની ઓશરીમાં આટલી બધી ગંદકી કેમ છે? વાચનાલયના ઓરડામાં ટેબલ ઉપર આટલા બધા ગાભા ચીંથરાં શાનાં? આવડા મોટા કંપાઉંડમાં ચારેકોર ઉકરડો કેમ?"

જવાબ મળ્યોઃ "વેકેશન છે."

આગળ ચાલતાં એક જુવાનને વિદ્યાર્થી હોય તેમ લાગવાથી ઉભો રાખ્યો અને તેની સાથે થોડી વાત કરી.

"એ જુવાન, ક્યાં જાઓ છો?"

"આ સામેના છાત્રાલયમાં."

"ત્યાંના તમે વિદ્યાર્થી છો?"

"હા ભાઈ; કેમ છે?"

"ત્યાં અમારા ગામના એક જગમોહન નામના વિદ્યાર્થી રહે છે ને?"

"હા, છે."

"અત્યારે ક્યાં હશે?"

"મારી સાથે સીનેમા જોવા આવ્યા હતા; પણ રસ્તામાં ક્યાંક રોકાઈ ગયા."

"ક્યારે આવશે?"

"કહેવાય નહિ; રાત્રે ન પણ આવે."

"કેમ, જમવા પણ નહિ આવે?"

"ના, અમે બન્નેએ રસ્તામાં નાસ્તો કરી લીધો છે."

"ચાલો તમારી સાથે છાત્રાલયમાં આવું. દીવા બત્તી થાય ત્યાં સુધી રાહ તો જોઉં."

"પણ હું છાત્રાલયમાં જતો જ નથી!"

"ત્યારે તમે વળી ક્યાં જાઓ છો?"

"એક મિત્રને ત્યાં."

"તમે ક્યારે પાછા આવશો?"

"રાત્રે દસ અગિયારે."

"પણ તમારા છાત્રાલયમાં ગૃહપતિ સાહેબ નહિ આવે?"

"એ તો ચાર પાંચ દિવસે એક આંટો આવી જાય છે."

"અહીં રહેતા નથી?"

"ના. ગામમાં રહેવા ગયા છે."

"પણ તમારે કામકાજના નિયમિત ક્રમ જેવું કંઇ નથી?"

"ના, અત્યારે નહિ."

"કેમ?"

"હમણાં અમારે વેકેશન છે!"

ત્યાંથી પાછો ફરી ચોકીદાર પાસેથી ગૃહપતિના ઘરનું ઠેકાણું મેળવી શોધતો શોધતો તેમને ઘરે ગયો. ઘરના આંગણામાં જ તેમનો ભેટો થઇ ગયો.

"આપનું નામ મયાશંકર ભાઈ?"

"હા."

"આપ જ છાત્રાલયના ગૃહપતિ કે?"

"હા. કેમ?"

"હું આપના છાત્રાલયમાં ગયો હતો. ત્યાંથી જ સીધો આપને ત્યાં આવું છું."

"એમ કે? આજે સાંજે મારૂં પ્રોગ્રામ છાત્રાલયમાં આવવાનું હતું. પરંતુ ઘેરથી બહાર નીકળતાં જ એક મિત્ર મળ્યા અને ફરવા ખેંચી ગયા. બેસોને, ઉભા ક્યાં સુધી રહેશો?"

ઘરના ઓટલા ઉપર અમે બન્ને બેઠા.

"અમારો જગમોહન અહીં છે ને?"

"હા, છે. આપને છાત્રાલયમાં મળ્યો જ હશે."

"ના, છાત્રાલયમાં તો કોઈ જ ન હતું. માત્ર એક ચોકીદાર હતો."

"એમ કેમ? અત્યારે તો બરાબર ભોજનનો જ સમય થયો છે."

"હશે. પણ એક બીજો વિદ્યાર્થી મને રસ્તામાં મળ્યો. તે કહેતો હતો કે જગમોહનને તેની સાથે ગામમાં નાસ્તો કર્યો છે અને પછી કોઈ સંગાને ત્યાં ગયો એટલે કદાચ રાત્રે પાછો પણ નહિ આવે."

"અરે એમ બને જ નહિ. રાત્રે કોઈથી બહાર સુવાય જ નહિ. અમારો નિયમ કડક છે."

"તો મારે તેનું બહુ જ અગત્યનું કામ છે; માટે આપ મારી સાથે ચાલો તો ત્યાં જઇ આવીએ."

"હું ત્યાં ઘણી જ ખુશીથી આવત પરંતુ મારે ઘેર જરા અડચણ છે તેથી ઘરે બહાર ઘડીક પણ નીકળી શકાય તેમ નથી. જે કંઇ કામ હોય તે મને જ કહેતા જાઓ એટલે કાલે સવારે હું ત્યાં જઇશ ત્યારે કહી દઇશ."

"ના, એ તો અંગત કામ છે માટે મારે રૂબરૂ જ મળવું જોઇશે. આપ ન આવી શકો તો કંઇ નહિ; હું પોતે જ પાછો ત્યાં જાઉં છું ને મળી લઇશ."

"પણ કદાચ તમને જગમોહન ન પણ મળે."

"કાં?"

"આમ તો અમારા નિયમો કડક છે પણ અત્યારે તેના પાલનમાં થોડી ઘણી શિથિલતા ચાલે છે."

"બધું આમ કેમ ચાલે છે તે કહેશો સાહેબ ?"

"હા, જુઓને હમણાં અમારે વેકેશન છે."

અંધારી રાત્રે ઠેબાં ખાતો ખાતો ઉતર્યો હતો તે વીશીમાં હું પહોંચ્યો ત્યારે વીશીવાળાનું રસોડું પણ સાફ થઇ ગયું હતું ! હરભાઈ.

## ટેવ કેમ પાડવી ?

વિદ્યાર્થી જીવનની અંદર સદ્વર્તનનાં મૂળ નાખી દેવા માટે તેવા વર્તનની ટેવ પાડવાની આવશ્યકતા છે. આ ટેવ પાડવી કેમ એ એક પ્રશ્ન છે. આજનો યુગ તો સ્વાતંત્ર્યનો યુગ છે. એ યુગની અંદર કોઇ પણ વિદ્યાર્થી પાસે પરાણે ટેવ પડાવવી તે બની શકે જ નહિ. અને અમુક પ્રકારની ટેવની જરૂર તો છે જ. ત્યારે ટેવ કેમ પાડવી ?

ટેવ એટલે એકની એક ક્રિયાને એટલી બધી વખત કરી લેવી કે પછી તે ક્રિયા એના નિયત સમયે એના એ સ્વરૂપમાં કશા પણ ખાસ પ્રયત્ન વિના થયા જ કરે. આવી ટેવ એ દરેક માણસમાંથી તેના પોતાના જ પ્રયત્નો વડે જન્મવી જોઇએ. ટેવ શબ્દમાં જ એવો અર્થ ગર્ભિત રહેલો છે કે તે માણસના પોતાનામાંથી ઉદ્‌ભવતી ક્રિયા છે, અને નહિ કે પારકાએ ઉપરથી લાદેલી.

આજે ટેવ માટે જે જે પ્રયત્નો કરવામાં આવે છે તે બધા સ્વએ કરેલા નથી હોતા પણ પરે કરેલા હોય છે. આપણે મોટેરાંઓ આપણાથી નાનાઓ ઉપર અમુક અમુક પ્રકારની ટેવ પડાવવાના પ્રયત્નોમાં પડ્યાં હોઇએ છીએ. આવી રીતે ટેવ પડાવી શકાતી જ નથી. જે જે ટેવો વિદ્યાર્થીના જીવનમાં ઉભી થએલી આપણે જોઇએ છીએ તે બધી માત્ર ઉપર જ ચોટેલી વસ્તુ હોય છે; બીજાનું દબાણ નીકળી જતાં તેને ખરી પડતાં જરા પણ વાર લાગતી નથી. હરભાઇ.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.

લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

पतना स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने

Reg. No. B 2297

श्रीयुत [illegible]
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૪ થું
૧૯૩૦

અંક ૬-૭ મો.
જુન-જુલાઈ

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

---

મારવું સહેલ છે પણ માર ખાવો અઘરો છે.

અપમાન કરવું સહેલ છે, પણ અપમાન સહન કરવું અઘરૂં છે.

ખીજવું સહેલ છે, પણ ખીજ સાંખી લેવી અઘરી છે.

સ્તુતિ સાંભળવી સહેલ છે, પણ નિંદા સાંભળવી અઘરી છે.

ખંડન કરવું સહેલ છે, પણ રચના કરવી અઘરી છે.

હિંસક બનવું સહેલ છે, પણ અહિંસક રહેવું અઘરૂં છે.

## વર્ષની શરૂઆતમાં

આપણે છાત્રાલયવાળાઓને મોટે ભાગે શાળા કોલેજોની પાછળ સમયપત્રક પૂરતું ઘસડાવાનું હોય છે, તેથી આપણાં છાત્રાલયોનું નવું વર્ષ પણ આ જૂનથી જ શરૂ થયું હશે. આગામી વર્ષમાં આપણે ઘણું ઘણું કરી નાખવાના છીએ તેવી અનેક કલ્પનાઓ આપણે ગૃહપતિઓ બાંધીએ છીએ. એ કલ્પનાના દોર ઉપર આપણે કેટલીક યોજનાઓ પણ રચીએ છીએ; આવી યોજનાઓ ઉપર આપણને પ્રીતિ હોય છે તેથી તેનો અમલ તાત્કાલિક થાય તેમ પણ ઇચ્છીએ છીએ. આપણી આવી ઇચ્છાને લીધે આપણા વિદ્યાર્થીઓ પાસે તે તે યોજનાઓ રજુ થાય છે અને તેના અમલનો આગ્રહ શરૂ થાય છે.

પરંતુ આપણા વિદ્યાર્થીઓ ઉપર છાત્રાલય કરતાં શાળા કોલેજો વધારે મોટો અધિકાર ભોગવતી હોય છે. જીવનના ઘડતર માટેની ગમે તેવી યોજનાઓ કરતાં શાળા કોલેજોના અભ્યાસક્રમો તેમને વધારે ખેંચે છે. તેઓ ખેંચાય છે અને પરિણામે તેમની મારફત જે વસ્તુ સિદ્ધ કરવાની આપણે ઉમેદ રાખી હોય છે તેમાં આપણે સફળ થઇ શકતા નથી. આવું બને છે ત્યારે આપણી ધીરજ પણ ખૂટવા લાગે છે. એક તો આપણી યોજનાઓ અને તેમાં વિદ્યાર્થીઓનો ઓછો સહકાર ભળે એટલે પછી આપણો મનને એક પ્રકારનો આઘાત પહોંચે છે. આઘાતને પરિણામે આપણે મનનું ત્રાજવું જરા શિથિલ કરી મૂકીએ છીએ. અને આપણો આગ્રહ બંધાતો જાય છે, વિદ્યાર્થીઓમાં કંટાળો અને બેદરકારી ફેલાતાં જાય છે અને છેવટે થાકીને આપણે પડતું મૂકીએ છીએ.

આવી પરિસ્થિતિમાંથી આપણે ગૃહપતિઓએ છૂટી જવું જોઇએ. આદર્શોને સિદ્ધ કરવા માટે પણ પૂરા સમયની અને અખૂટ ધીરજની જરૂર પડે છે. આપણે અધીરા ન થઇએ તો રસ્તો જાતે જ આપણી સામે આવીને ઉભો રહે છે.

એટલે આપણા છાત્રાલયના વર્ષની શરૂઆતમાં આપણે બાંધેલા આદર્શ વિચારોને એક સામટો અવકાશ આપવાનો પ્રયત્ન આપણે નહિ કરવો. આપણા વિચારોના અમલનો આધાર જેટલો આપણા આગ્રહ ઉપર છે તેટલો જ વિદ્યાર્થીઓ તે વિચારો કેટલા ઝીલે છે અને આપણને કેટલો સહકાર આપે છે તેના ઉપર પણ છે. તેથી આપણા તમામ વિચારો અને યોજનાઓ

આપણે યોગ્ય કાળે જ તેમની પાસે રજુ કરીએ અને પછી તેમને સ્વતઃ જ માર્ગ કાઢવા દઈએ તો વધારે સારૂં પરિણામ લાવી શકવાના છીએ. આપણા વિદ્યાર્થીઓ આપણા વિચારો અને આદર્શો સમજે એટલા માટે તેમણે આપણને સાચા સ્વરૂપમાં ઓળખવા જોઈશે, અને આપણે પણ આપણા આદર્શો તેમની પાસે રજુ કરતા પહેલાં તેમને સાચા સ્વરૂપમાં ઓળખવા જોઈશે. આવી અરસપરસની ઓળખાણ પિછાનને થોડો કાળ જોઈએ છીએ. વળી છાત્રાલયમાં તો જુદી જુદી પ્રકૃતિના અને જુદા જુદા મનોભાવના વિદ્યાર્થીઓ આવતા હોય છે. એ બધાયને એક સામટા એક જ પ્રવાહમાં ખેંચવા એ બહુ કઠણ કામ છે. જુદાં જુદાં મન જુદા જુદા આદર્શો જુદી જુદી રીતે ઝીલે છે અને વ્યવહાર કરવા મથે છે. આપણી પાસે આવી વસેલા આવા અનેક વિદ્યાર્થીઓના સમૂહને એકીસાથે ચલાવવા માટે થોડી-એક માનસિક તાલીમની પણ તેટલા જ સારૂ આવશ્યકતા ઉભી થાય છે. આવી તાલીમ માટે પણ કાળ અને ધીરજની અપેક્ષા રહે છે. આટલું પ્રારંભિક કામ કર્યા પછી જ આપણે આગળ વધી શકીએ.

પરંતુ એ ચાર બાબતો તો જરૂર એવી છે કે જેની રજુઆત અને અમલ વિદ્યાર્થીઓ આપણા છાત્રાલયમાં પગ મૂકે તે જ દિવસથી આપણે કરી કરાવી શકીએ. આવી બાબતોમાં સ્વચ્છતા, સુઘડતા, નિયમિતતા અને વ્યવસ્થાને આપણે ગણાવી શકીએ. આ બાબતો કોઈ મોટા અકલ્પ્ય કે અવ્યવહાર્ય આદર્શો નથી. વળી દરેકે દરેક વિદ્યાર્થી તેનો અમલ તાત્કાલિક શરૂ કરી શકે છે. આ બાબતોનો અમલ પોતે જ એક પ્રકારની તાલીમ બની રહે છે.

છાત્રાલયના વર્ષની શરૂઆતમાં આ ચારે બાબતો આપણે આપણા વિદ્યાર્થીઓ પાસે ખુબ આગ્રહપૂર્વક રજુ કરીએ; તેના અમલ માટે ચીવટ રાખીએ અને રખાવીએ. નાનાથી માંડીને મોટી ઉંમર સુધીના તમામ વિદ્યાર્થીઓ માટે આ વસ્તુઓ જરા આગ્રહ રાખવાથી વ્યવહાર્ય બનાવી શકાય છે. સ્વચ્છતા, સુઘડતા, નિયમિતતા અને વ્યવસ્થા એ ચારે સ્થૂળ સ્વરૂપમાં પણ આપણે જો આપણા વિદ્યાર્થીઓમાં પ્રવેશાવી શકીએ તો જરૂર માનવું કે આપણે તેમને બીજા આદર્શો માટે તૈયાર કર્યા છે; અને તેમને એક એવા પ્રકારની તાલીમ આપી છે કે જે તાલીમ મનુષ્યના જીવનઘડતરમાં અત્યંત મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

આપણે ત્યાં જે વિદ્યાર્થીઓ આવે છે તેમનામાં મોટે ભાગે આ ચારે બાબતોનો અભાવ હોય છે. આપણાં ઘરો અને આપણી સમાજ આ બાબતોમાં એટલી બધી બેદરકાર છે કે બાળક વિદ્યાર્થીમાં તેનું જરા જેટલું ભાન પણ ઉગ્યું નથી હોતું; ઉલટું તેઓ ઘણી વખત તો એ વસ્તુઓના અભાવનેજ જીવનનો અચૂક નિયમ સમજતા હોય છે ! આ બધાની સીધી અસર આખાયે છાત્રાલયના જીવન ઉપર થાય છે. અસ્વચ્છ વિદ્યાર્થીની વ્યક્તિઓ સારાયે છાત્રાલયને ગંદકીનું સ્થાન બનાવી મૂકે છે; સુઘડતામાં નહિ સમજનાર વિદ્યાર્થીઓ આખા છાત્રાલયને બેડોળતાનો નમૂનો કરી મૂકે છે; વ્યવસ્થાને અને જેમને હજાર ગાઉનું છેટું છે તેવા વિદ્યાર્થીઓ છાત્રાલયની દિનચર્યામાં અવ્યવસ્થાને ઓતપ્રોત કરી મૂકે છે; અને અનિયમિતતા તે જ જાણે કે રહેણીનું એક અગત્યનું સૂત્ર ગણતા હોય છે તેવા અજ્ઞાન વિદ્યાર્થીઓ છાત્રાલયના સમૂહતંત્રને શિથિલ અને અટપટું કરી મૂકે છે. આ અનુભવ આપણા સૌ કોઇનો છે.

આવી પરિસ્થિતિમાં આપણ ગૃહપતિઓનો એ ધર્મ થઇ પડે છે કે વડી વડી વાતો કરવાને બદલે અથવા તો મોટા મોટા હવાઇ કિલ્લાઓ બાંધવાને બદલે આવી જીવનની સામાન્ય ગણાતી છતાં મહામૂલી બાબતોથી આપણે આપણા છાત્રાલયના નવા વર્ષને શરૂ કરીએ. છાત્રાલયમાં વસતા વ્યક્તિગત વિદ્યાર્થીએ તથા વિદ્યાર્થીઓના સમૂહે બીજું કંઇ નહિ તો આ ચારે બાબતોનો અમલ તો પહેલેથી જ શરૂ કરી દેવો જોઇએ. આપણે ગૃહપતિ ભાઇઓએ બીજી બાબતોને ઘડીભર કોરે મૂકવી અને આ ચારે બાબતોના કડક અમલ માટે બની શકે તેટલો બધો આગ્રહ ધરાવવો. વિદ્યાર્થી છાત્રાલયની કોઇ સોંપેલી પ્રવૃત્તિ ન કરે તો ભલે, પણ તેણે સ્વચ્છ અને સુઘડ તો રહેવું જ જોઇએ. વિદ્યાર્થી છાત્રાલયના સ્વરાજતંત્રમાં મોટો કિંમતી ફાળો ન આપી શકે તો ચલાવીએ, પણ આખા તંત્રને વ્યવસ્થિત રાખવા માટે પોતા પૂરતી વ્યવસ્થા તો તેણે સાચવવી જ જોઇએ. વિદ્યાર્થી ભોજન ન લે અથવા તો પોતાનું એકાદ અંગત કામ અધૂરૂં મૂકે તે હા, પણ તેનાથી એક ક્ષણની પણ અનિયમિતતા ન સેવી શકાય. આ બધી બાબતોના અમલ માટે કોઇ ગંભીર ગંભીર નિયમો રચવાની જરૂર નથી. એ તો છાત્રાલયના જીવનમાં જ વણાઇ જવી જોઇએ. આપણે ગૃહપતિઓ એની ખૂબ ચીવટ રાખીએ, જૂના રહેલા વિદ્યાર્થીઓને એનું મહત્ત્વ સમજાવી તેમનો સંપૂર્ણ

સહકાર મેળવીએ, અને નવા આવેલા વિદ્યાર્થીઓ પાસેથી આ બાબતો સિવાય બીજી કશાની પણ તુરતને માટે અપેક્ષા ન રાખીએ અને સાથે સાથે જ આપણા અંગત જીવનમાં પણ તેને વણી દઇએ તો બહારથી નિયમો કરવા કે નિયમોના ભંગ માટે શિક્ષા ઠરાવવી કે ઘડીએ ઘડીએ એ બાબતોનો ભંગ જોઇ દુઃખી દુઃખી થયા કરવું એ બધી ઉપાધિમાંથી આપણે બચી જઇ શકીએ.

દરેક નવા વર્ષની શરૂઆતમાં આટલું આપણું પ્રથમ કર્તવ્ય હો.

હરભાઈ.

## જુવાનના તરંગો

૪-૫-૧૯...

આખું સત્ર આ વખતે તો છાત્રાલયમાં ખૂબ ખરાબ ગયું. બાકી રહ્યું'તું તે ચાલતી વખતે છેવટે પણ પેલા ઠાકોરીયા સાથેનો પ્રસંગ બની ગયો અને કડવા બની રહેલા છાત્રાલય જીવનને વધારે કડવું બનાવતો ગયો. આવતા સત્રની શરૂઆતમાં છાત્રાલયમાં જતાવેંત જ એ બાબતની સ્પષ્ટતા તો ગૃહપતિ સાથે કરી લેવી પડશે કે ફરીથી એવા પ્રસંગો ઉભા થવા ન પામે અને ગેરસમજુતોની પરંપરા ન વધે.

ટ્રેનમાં મીસ શાંતાની કંપની બહુ સુખપ્રદ નીવડી. આખી ટર્મની ગમગીનીનું સાટું એ વીશ કલાકમાં વળી ગયું. મીસ શાંતા કેટલી ચકોર યુવતી છે? અમારી કોલેજના પેલા ગણિતના પ્રોફેસરના નામાંકિત બનાવ ઉપર તે કેવાં reflections નાખતી હતી? કોલેજનાં બે વર્ષો ન કરી શક્યાં તે ટ્રેઇનના વીશ કલાકે કર્યું. હવેથી મીસ શાંતા મારાં પરમ સ્નેહી બન્યાં છે.

મુંબઇની કોલેજોનું વાતાવરણ પણ આટલું બધું સંકુચિત હશે તેમ નહિ ધારેલું. વર્ગમાં એક બીજા સ્નેહી મિત્રો વાતો પણ ન કરી શકે? મારો અને મીસ શાંતાનો આ સંબંધ બંધાયો તો હવે અમારે કોલેજમાં એક બીજાને મળવું પણ નહિ? આ જૂના જમાનાના માણસો નવા જમાનાને ઓળખતાં કયે દિવસે શીખશે?

આવતી કાલે મીસ શાંતાનો પત્ર આવવો જ જોઇએ. એ પણ કેવાં? એમના પત્રની હું કેટલી આતુરતાથી રાહ જોતો હોઇશ, તેની પણ તેમને ખબર નહિ હોય? આવતી કાલે જો પત્ર નહિ આવે તો તો. પછી મારે તેમને તાર જ કરવો પડશે.

૫-૫-૧૯...

અરેરે ! હિંદુસમાજ કેટલો વહેમી છે ? અને તેમાંયે સ્ત્રીઓની સ્થિતિથી તો તોબા ! સ્ત્રીઓને આપણે સમાન હક્ક આપવાની વાતો તો કરીએ છીએ પણ તેઓ તેવા હક્કને લાયક જ કયાં છે ? મારા સીરનામાનો પત્ર મારી પત્નીને ફોડવાની શી જરૂર હતી ? એણે મારી પાસે માગણી કરી હોત તો હું જરૂર તેને વાંચવા આપત. પણ આમ હું ગેરહાજર હોઉં ત્યારે ટપાલ આવે અને તેમાંથી મારા સીરનામાનો પત્ર ફોડાય એ તો કેવળ જંગલી !

અને પત્ર વાંચ્યા પછી એ આટલી બધી ધુંગરાઇ છે શું કામ ? મીસ શાંતાના પત્રમાં એવું છે પણ શું કે તેને આટલું બધું મોઢું ચડાવવાનું મળે છે ? હા, કદાચ પેલું સંબોધન હશે. પણ તેમાં શું ? My dear love—મારા વ્હાલા એ સંબોધન જૂના મનને જરા વિચિત્ર લાગતું હશે; પરંતુ નવા જમાનામાં તો હૃદયના પ્રેમનું એ દ્યોતક છે. આ તો પોતે તેટલા પ્રેમથી બોલાવી શકે નહિ અને મિત્રોના પ્રેમની ઇર્ષ્યા કરે ! સ્ત્રીઓના અને ખાસ કરીને જુવાન સ્ત્રીઓના સંસારમાં ધૂળ મેળવનાર આ ઇર્ષ્યા જ છે. હિંદુ સંસારમાં આજે ભાગ્યે જ એવી સ્ત્રી જોશો કે જેને પોતાના ધણીની ઇર્ષ્યા નહિ આવતી હોય અને તેના તરફ સારાંક નજરથી નહિ જોતી હોય. આ પરિસ્થિતિ ભારે હાનિકર્તા છે. તેમાંથી હવે આપણે જુવાનોએ તો નીકળી જ જવું જોઇએ. મારી પત્નીને થોડાએક આઘાતો શરૂઆતમાં લાગશે તો ભલે લાગે; પરંતુ મારે તેને બતાવી આપવું જ જોઇએ કે જુવાનોને આવી મૈત્રીમાં ઓર આનંદ આવે છે. પોતાના જીવનમાં જે કંઇ ખૂટતું અમને જણાય છે તેનું ઘડતર અમે આ રીતે વાળી લેવા માગીએ છીએ.

આજે રાત્રે આ વિષય ઉપર એની સાથે ખૂબ ચર્ચા કરી લઉં અને પછી મીસ શાંતા આવે ત્યારે સાથે બેસીને ચર્ચા કરશું. મારી પત્નીને ઉદાર ચિત્ત બનાવવી એ પહેલું કામ હું મીસ શાંતાને માથે નાખીશ.

૬-૫-૧૯...

આ ઘરમાં તે શું થવા બેઠું છે ? બેનકુર બાયડીએ બાને વાત કરી અને ઘરમાં મોટો હોળો-પોળો. અજ્ઞાન બાયડીઓ પોતાનું આમ જ બગાડે છે, મારા જેવા જુવાનીયાઓને છૂટા છેડાનો માર્ગ લેવો પડે તો હવે મને કોઇ દોષિત નહિ ગણી શકે.

બાપ્રે તો ભારે કરી ! મીસ શાંતાને અહીં આવવાની જ બંધી ! ઘરે ઉતારો આપું તો મા અપવાસ આદરે અને સ્ત્રી ધાંધલ મચાવે ! હે પ્રભુ, આ હિંદુસંસારમાંથી તો હવે વહેલો છોડાવ. મારા મનમાં તો કંઇ કંઇ મનોરથો ભર્યા હતા. મીસ શાંતાને ચાર પાંચ દિવસ શાંતિથી રાખીશ; ગામની જોવા જેવી સુંદર સુંદર જગ્યાએ તેડી જઇશ; સાંજની સહેલગાહો ગોઠવીશ; વનભોજનના લ્હાવા લઇશ; મિત્રોને ત્યાં પીકનીક યોજીશ વગેરે વગેરે. આજે અમારાં સ્વપ્નાંઓ બધાંય તૂટી પડતાં લાગે છે. મીસ શાંતા મારો આ ઘરસંસાર જુએ તો પણ મારી સાથેની મૈત્રી બંધ કરે. મને તે કેમ પોસાય ? ત્યારે હવે શું કરવું ?

ઘરમાં તેડાવીને ફજેતો કરવો એ તો ઠીક નહિ. કોઇ મિત્રને ત્યાં ઉતારો અપાવું ? ના, એમ કરવાની પણ મન ના કહે છે. ત્યારે ?

હા, ઠીક યાદ આવ્યું. સ્ટેશન ઉપર જ જમીયતરામ મહારાજની વીશી છે. તેના ઉપરના માળ ઉપર ખાસ વ્યવસ્થા કરાવું. જમીયતરામનો છોકરો મારો ભાઇબંધ છે તેનો લાભ લેવા દે. હું પણ બે ચાર દિવસ મીસ શાંતા સાથે ત્યાં જ રહીશ. મીસ શાંતાને કહીશું કે ઘરમાં મહેમાનોની ભરતી ખૂબ છે તેથી આપણને ફાવે તેવું નથી માટે આ ખાસ સગવડ કરવી પડી છે. ત્યાં રહ્યા રહ્યા જે કંઇ ગોઠવણો કરવી હશે તે ખુશીથી થઇ શકશે, અને ઘરના કંકાસથી બચી જવાશે. મારી સ્ત્રીની પૂછપરછ તો એ જરૂર કરશે પણ તેમને કહીશું કે સ્ત્રીને અચાનક તેનો ભાઇ ખૂબ બિમાર થઇ જવાનો તાર આવવાથી પિયર જવું પડયું છે. બસ મામલો પાર ઉતરી જશે !

ચાલો ત્યારે મિત્રોને ખબર કરૂં અને આ બધી ગોઠવણમાં તેમની કાંઇક મદદ લઉં.

તા. ૯-૫-૧૯...

ભારે જબરો ગોટાળો થઇ જાત. પાર્કના બીજા દરવાજાથી નીકળી ગયાં તે ઠીક થયું. બનતાં સુધી તો મીસ શાંતા કશું જ સમજ્યાં નથી. પણ જો સમજી ગયાં હશે તો તો મૈત્રી તૂટી જ સમજવી.

પણ એને આ શું સૂઝ્યું ? હિંદુસંસારનાં બૈરાં ખરેખર તોબા ! એને કહ્યું કોણે હશે કે અમે સાંજના પાર્કમાં ફરવા જવાનાં છીએ ? અને આપણાં બૈરાંઓ આમ દેખીતી રીતે તો શરમાળ અને બહુ ઓછાબોલાં કહેવાય છે. તો પછી પાર્ક જેવા જાહેર સ્થળમાં એણે આવડી મોટી રાડો

ઉપાડી તેનું શું ? અને ખૂમો પણ કેવી ? "એ રાંડ મારી શોક્ય ! કોઈના ધણીને ઉપાડી જતાં..." અરે મને તો ડાયરીમાં એ બધી ગાળો ઉતારતાંયે શરમ આવે છે. અને એ એટલેથી પણ ન અટકી તે જઈને બા બાપુ પાસે ગમે તેમ ભરાવ્યું લાગે છે. નહિતર બા આટલા બધાં રૂએ જ નહિ. આંખમાંથી ધાર ખેંચતાં નથી. અને બાપુ તો પોતાનું મોઢું હવે સમાજમાં દેખાડતાં જ શરમાશે તેવું કહ્યા કરે છે. પણ મેં એવું તે શું કર્યું છે ? મારી કોલેજના કોઇ મિત્ર સાથે એ ઘડી ફરું હરું, હસું બોલું તે કંઇ પાપ ગણાતું હશે ? આટલી નજીવી બાબતમાં આ બધાં આટલાં બધાં હેરાન હેરાન કેમ થઇ ગયાં હશે ?

પણ હવે તે બધાંને વાળવાં શી રીતે ? ગૌરી તો હું તેની પાસે જાઉં છું કે ઘૂમટો તાણીને રોવા જ બેસે છે; બા તો સાવ મુંગી જ થઇ ગઇ હોય તેમ મડદાની માફક ખાધા પીધા વિના બેસી જ રહી છે; અને બાપા ઓછામાં ઓછો વખત ઘરમાં હવે ગાળે છે. મીસ શાંતા આવ્યા પછી એક પણ શબ્દ બાપા મારી સાથે બોલ્યા નથી. આ બધાનો ઉપાય શો ?

કોલેજ ઉઘડવાને તો હજી ખાસો દોઢ માસ બાકી છે. પણ હવે અહીં પેટ બાળવા કરતાં હું તો મુંબઇ જ જાઉં અને છાત્રાલયમાં જ બાકીનું વેકેશન પૂરું કરું.

## પ્રશ્નોત્તર

પ્રશ્નઃ—સ્વચ્છતા, ચારિત્ર્ય, કસરત, વસ્તુસંભાળ, સેવાભાવ વગેરેના માર્ક આપવાથી કંઇ ફાયદો ખરો ? એવા માર્ક કેવી રીતે આપવા ?

ઉત્તરઃ—ઘણાં વર્ષો પહેલાં મેં એક એવું છાત્રાલય જોયું હતું કે જ્યાં ચારિત્ર્યના-માર્ક આપવામાં આવતા. એ છાત્રાલયમાં હું મારા મિત્રો સાથે ગએલો ત્યારે તેવા એક બે વિદ્યાર્થીઓને ઉત્તમ ચારિત્ર્યવાન વિદ્યાર્થીઓ તરીકે અમારી પાસે પેશ કરવામાં આવ્યા હતા !

દુનિયા ઉપર નવીન કેળવણીનો યુગ તો ઘણાયે વખતથી બેસી ગયો છે. આપણા દેશમાં પણ હવે તો તેના ડંકા વાગી ગયા છે. તેવે વખતે આ પ્રશ્ન કેવળ બેહુદો ગણવો જોઇએ. છતાં આવા પ્રશ્નો પણ ઉપસ્થિત થાય છે તે એટલું તો પુરવાર કરે જ છે કે આપણાં કોઇ કોઇ છાત્રાલયોમાં ચારિત્ર્ય, સેવાભાવ વગેરે બદલ માર્ક આપવામાં આવતા હશે.

ધર્મની પણ પરીક્ષા લેવાય છે અને તેમાં પણ માર્ક અપાય છે તો પછી આવી શાળાનો સંબંધે બહુ આશ્ચર્ય પામવાનું કારણ નથી.

માર્ક આપવાની પ્રથા બદલાની ભાવનામાંથી જન્મી છે. માણસને પોતાના કામનો બદલો મળવો જ જોઇએ અને બદલો ન મળે તો કામ કરાય જ નહિ તેવી જે હલકી વાત મનુષ્યસ્વભાવમાં રહેલી છે તેનો આ એક પડઘો છે. દુનિયાના વ્યવહારનાં લગભગ તમામ કામો બદલાથી જ સધાય છે તે આજની હકીકત છે. એ બદલાના તત્ત્વ ઉપર જ શાળાઓનાં ઇનામો, માર્ક, હરિફાઇ વગેરે રચાએલાં છે. એટલે આજે તો માણસ પોતાના શરીર, બુદ્ધિ તેમ જ હૃદયનો વિકાસ બદલાથી જ સાધતો દેખાય છે. માણસનો આત્મવિકાસ એ સ્વયંસાધ્ય વસ્તુ છે તે તત્ત્વ જાણે સાવ વિસરાઈ ગયું છે.

પરંતુ જરા ઉંડા ઉતરીને વિચાર કરતાં દેખાય છે કે બદલાની આશાથી સાધવામાં આવેલું કામ ખરી રીતે સિદ્ધ થયું હોતું જ નથી. એમાં સિદ્ધિની માત્ર ભ્રમણા જ હોય છે. એ ભ્રમને લીધે માણસ આત્મવંચના તેમ જ પરવંચના કર્યા જ કરે છે. આ પ્રકારની વંચનાઓ આજે ચારેકોર ચાલતી દેખાય છે. આપણાં છાત્રાલયોમાં પણ તે પ્રતિબિંબિત થતી હોય તો તેમાં કશી જ નવાઇ નથી.

ચારિત્ર્ય કે સેવાભાવ બદલાની આશાથી સાધી શકાય છે તે કેવળ ભ્રમ છે. વિદ્યાર્થીને માર્ક આપવાથી તે સેવાભાવી થશે કે ચારિત્ર્યવાન થશે તેમ માનવું એ કેવળ મૂર્ખાઇ છે. માર્ક આપવાથી થોડુંક ચારિત્ર્યનું પાલન કરતો કે કોઇકની થોડીએક સેવા કરતો વિદ્યાર્થી દેખાય તો તેથી ભૂલાવામાં ન પડવું જોઇએ. એ ચારિત્ર્ય પણ નથી અને સેવા પણ નથી. એ ચારિત્ર્યાભાસ છે, સેવાભાસ છે; અને એવા આભાસથી વિદ્યાર્થી પોતે છેતરાય છે, આપણે છેતરાઇએ છીએ અને વિદ્યાર્થીને છેતરપીંડીના માર્ગે ચડાવવામાં આપણે મદદ કરીએ છીએ. પરિણામે વિદ્યાર્થીને પક્ષે દંભ અને જૂઠાણું વધે છે, અને આપણે પક્ષે આત્મવંચના અને મૂર્ખાઇ વધે છે.

જે જે છાત્રાલયોમાં આવા પ્રકારના માર્કની પ્રથા હોય તે બધાંઓએ એ પ્રથાને તુરત જ બંધ કરવી જોઇએ. કેળવણીનું કોઇ પણ કામ માર્કની પદ્ધતિથી સધાતું નથી તો પછી આત્મવિકાસના કામની તો વાત જ શી? આપણે માર્ક આપવાથી અથવા તો એવા જ કોઇ બીજા પ્રયત્નોથી

જેટલા દૂર રહીશું તેટલા વધારે આપણા વિદ્યાર્થીઓ સેવાભાવી અને ચારિત્ર્યવાન બની શકશે.

હરભાઈ.

# ચાર રેખાચિત્રો

૧

## હરજીવન

હરજીવન જાતે બ્રાહ્મણ છે. તેની ઉંમર ચૌદ વર્ષની છે. તેના પિતા હિંદુસ્તાનની બહાર વેપાર અર્થે રહે છે. ગુજરાતીઓને ભણવાનું ત્યાં સારૂં ઠેકાણું નહિ હોવાથી તેને બોર્ડિંગમાં દાખલ કરી ગયા છે.

હરજીવન દેખાવે ભરાવદાર અને ફુટડો છે. સ્વભાવે ખૂબ વાતુડીઓ છે તેથી ઘણા મિત્રોને આકર્ષે છે. તેને અલકમલકની વાતો કરતાં બહુ આવડે છે. તેની વાતોમાં નક્કર સત્ય જ હોય તેવું કંઇ નહિ. એકાદ હકીકત લઇને તેની આસપાસ તે પોતાના રંગ પૂરે છે અને પછી સાંભળનારાઓમાં પણ ઠીક રંગ જમાવે છે.

તેનું મોઢું સિંહના જેવું દેખાય છે પણ અંતર શિયાળ જેવું છે. તેના બહારના દેખાવથી તથા ઉપર ઉપરની ચેષ્ટાથી હરકોઇ છેતરાઇ જાય. ઘણા વિદ્યાર્થીઓ અંદર અંદર વાતો કરતા સંભળાય છે કે "ભાઇ હરજીવનનું કોઇ નામ ન લેશો. હરજીવન વિફર્યો તો પછી આપણું આવી બન્યું સમજજો." તેના પોચા અને બીકણ હૃદયને ઓળખનાર કોઇ નીકળે છે ખરા. રામજી સાથે એક વખત એક પ્રશ્ન ઉપર તેને ઠીક ઠીક વાટાઘાટ થએલી. રામજીએ શરૂઆતમાં નમતું આપેલું પણ જેમ જેમ રામજી નમતો ગયો તેમ તેમ હરજીવન માથે ચડતો ગયો. બેંચ પકડ મુઝે જોર આતા હે એ ન્યાયે એ તો રામજીને મારવાની ધમકી આપવા સુધી પણ પહોંચી ગયો. પણ રામજી બડો ઉસ્તાદ. એ કોઇથી લીધો જાય તેવો છે જ નહિ. સમજાવવાથી તેમ જ નમ્યું આપવાથી પણ હરજીવન ન માન્યો, એટલે એણે છેવટનું એક વાક્ય સંભળાવી દીધું: "બેટમજી, બાપશા'બ બાપશા'બ કરીએ છીએ તો પણ માનતો નથી તે હવે કોઇ વખત એકાંતમાં એકલો મળી જજે. ચામડાની ખોળ ન ઉતારી મૂકું તો રામજી નહિ!" તે દિવસથી હરજીવન રામજીને પડછાયે પણ નથી ચાલતો. રામજી એકલો મળે તેવો સંભવ હોય ત્યાં ગોતે જાય જ નહિ; અને જાય તો ચાર પાંચ મિત્રોને સાથે લઇને જ જાય!

૨

## પ્રીતમલાલ

પ્રીતમલાલની ઉંમર તેર વર્ષની છે. તેના પિતા એક દેશી રાજ્યના અમલદાર છે. અમલદારોના ઘરમાં છોકરાંઓને રહેવા દેવાં એટલે તેમને 'ભા બાપુ' કરીને બગાડવાં એમ તેમના પિતાના મનમાં વસી ગયું તેથી તેઓ પોતે આવીને પોતાના ચિરંજીવીને છાત્રાલયમાં દાખલ કરાવી ગયા. દાખલ કરતી વખતે જ તેમણે કહેલું કે પ્રીતમલાલ સત્તાનો ખૂબ શોખીન છે. થોડી મળશે તો ઘણી પોતાની મેળે જ પચાવી પડશે! અમલદારોના દીકરાઓનો આવો જ ઉછેર હોય છે તેવા કથનને પણ તેમણે પુષ્ટી આપેલી.

પ્રીતમલાલ દાખલ થયા પછી આઠ દિવસે જ વિદ્યાર્થિમંડળની સભા ભરાઈ અને નવી ચુંટણીઓ થઈ. પ્રીતમલાલ સ્વચ્છતાના નેતા થયા. છાત્રાલયના નિયમ પ્રમાણે છાત્રાલયના સ્વચ્છતાના નેતા સંબંધેની તમામ સત્તા તેમને સોંપાઈ. સ્વચ્છતા માટે જે કંઈ પગલાં ભરવાં હોય તે નેતા પોતે ભરી શકે. તેમાં ગૃહપતિની સહાય અને સલાહ તેમને જરૂર મળે પણ ગૃહપતિની દખલગિરી ન હોય.

પ્રીતમલાલે કામ શરૂ કરી દીધું. શરૂઆતમાં તો નાની નાની બાબતોમાં સલાહસૂચના લેવા માટે આવતા; પણ પંદરેક દિવસ પસાર થયા પછી તો સાવ બંધ થઈ ગયા. વિદ્યાર્થી પોતે જ જવાબદાર બની પોતાને સોંપાએલું કામ આટોપે તે જોઈને કોને આનંદ ન થાય? પ્રીતમલાલની સેવાઓથી સ્વચ્છતાની બાબતમાં નિશ્ચિંત થવાશે તેમ દેખાવા લાગ્યું.



પણ ત્યાં તો ફરીઆદો શરૂ થવા માંડી! એક વિદ્યાર્થી આવીને કહે: "સાહેબ, આ પ્રીતમનો ત્રાસ વધતો જાય છે. કબાટ સાફ કર્યાને પા કલાક પણ નથી થયો હોતો અને તેને બતાવીએ પણ છીએ છતાં એ તો માનતો જ નથી; અને ફરીથી બધો સામાન ફેંકી કબાટ સાફ કરાવે છે."

બીજો વિદ્યાર્થી કહી જાય: "સાહેબ, આ પ્રીતમલાલથી તો તોબા ! પોતાના દાંત સામું તો જોતોયે નથી અને અમને વિના કારણ પજવે છે. દાતણ ઓછું ઘસીએ કે વધારે તેનું એને શું ? પહેલાં પોતાનું તો તપાસે ?"

ત્રીજો વિદ્યાર્થી પુણ્યપ્રકોપ ઠાલવે: "સાહેબ, આ પ્રીતમનું તે કરવું શું ? જોયા કારવ્યા વિના, બસ ગમે તેમ હાંકયે જ રાખે છે ! હજી તો સવારે ધોએલાં કપડાં મેં પહેર્યાં છે તોય કહે છે કે કપડાં ગંદાં છે માટે કાઢી નાખો, અને કૂવા ઉપર ધોવા જાઓ. હમણાં શાળાએ જવાનો વખત થશે અને ધોવા તે કયાંથી જાઉં ? આ આપ જ જુઓને સાહેબ, મારાં કપડાં શાં ગંદાં છે ?"

વિદ્યાર્થિમંડળના મંત્રી ખાનગીમાં આવીને કહી ગયા: "સાહેબ, પ્રીતમલાલમાં ઉત્સાહ ઘણો પણ સ્વચ્છતાના નેતા તરીકે એ નહિ ટકી શકે. એને કામ કરવા કરતાં સત્તા વાપરવાનો વધારે શોખ છે. કારણ હો કે ન હો, પણ સત્તા વાપરવા માટે તે શોધી કાઢે છે. વિદ્યાર્થીઓમાં તેના સંબંધમાં ખૂબ અસંતોષ ફેલાયો છે માટે આપ તેને ખાનગીમાં સમજાવજો, નહિતર હવે પછીની બેઠકમા તે ઉડી ગયો સમજજો."

મહિના પછી થએલી વિદ્યાર્થિમંડળની બેઠકમાં સર્વાનુમતિથી તેને રદ કરવામાં આવ્યો. તેમાં જ તેનું હિત સમાએલું હતું.

૩

### મોહનજી

મોહનજીની ઉંમર માત્ર બાર વરસની છે. તેનું વતન કચ્છમાં છે. તેના પિતા કચ્છમાંથી નીકળી બંગાળમાં વેપાર અર્થે જઇને વસ્યા છે. મોહનજી દશ વર્ષની ઉંમર સુધી માતા પિતાની સાથે રહેલો. પછી તેને પોતાના વતન કચ્છમાં મોકલ્યો. ત્યાં એ પોતાના ઓરમાન ભાઇની સાથે રહેતો. બે વર્ષ સુધી કચ્છની એક પ્રાથમિક શાળામાં અભ્યાસ કરી હમણાં જ તેણે ચોથું ધોરણ પસાર કર્યું છે. હવે તેને આગળ અભ્યાસ કરાવવા માટે તેમના પિતાની ઇચ્છાથી તેમના ઓરમાન મોટાભાઇ તેને અહીં બોર્ડિંગમાં મૂકી ગયા છે.

મોહનજીનો સ્વભાવ જલદી સમજાય તેવો નથી. કયારેક તે એકલો જ બેસી રહે છે તો કયારેક ટોળીઓમાં આખો દિવસ રમ્યા કરતો દેખાય છે. ઉપર ઉપરથી તે શાંત દેખાય છે પરંતુ અંદરનો ખરો તોફાની છે. તેની ઉંમરના પ્રમાણમાં તેનું શરીર બીલકુલ ખરાબ કહેવાય. કોઇ તેને

નવ વર્ષનો ભાગ્યે જ ગણે. તેની બુદ્ધિનો તો જરાય વિકાસ નહિ થયો હોય તેમ લાગે, અને છતાં તેના શરીરમાં 'સ્ફૂર્તિ' જણાય છે; તેનું મન ચંચળ દેખાય છે.

મોહનજીનાં શરીર તથા મન ખીલી શકે તેવાં તો છે જ; પરંતુ તેને ખીલવા દેવામાં નહિ આવ્યાં હોય તેમ લાગે છે. એ બેઠો હોય ત્યારે માયકાંગલો જેવો લાગે, પણ રમતો હોય ત્યારે તો તેનાથી મોટી ઉંમરનાને પણ પાણી પાય ! શાળાના અભ્યાસમાં એ મંદબુદ્ધિ છે પરંતુ પોતાની અંગત બાબતોમાં એની બુદ્ધિ ખૂબ ચકોર દેખાઈ છે.

થોડા દિવસોના અભ્યાસ પછી પણ આપણે કહી શકીએ કે 'એ 'ગરીબ ગોલા'ની નાતનો છે. નોકશાન કરે પણ પકડાય નહિ. 'ખરાબમાં ખરાબ બોલે પણ મુંગો જ જણાય ! એને પાસે બોલાવીને કે સમજાવીને કહો કે ધમકાવીને કહો પણ એની મુખમુદ્રા ઉપર કશો જ ફેરફાર ન થાય. ગરીબડું મ્હોં, જમીન ઉપર ઢળતી આંખો, હાથના આંગળાં વડે ખોતરાતી જમીન, કપાળમાં કરચલી અને કયારેક કયારેક જાણે કે ડુસકાં ભરતો હોય તેમ, નાકમાં સબડકા તાણતો મોહનજી તમે હમેશાં એક જ સરખો જુઓ. બીજાની સરખામણીમાં એનો કાયડો જગ મુશ્કેલ પડે તેવો છે.

## ૪
## ફકીરચંદ

ફકીરચંદ મુંબઇના ધનાઢ્ય ભાટીયા વ્યાપારીનો એકનો એક પુત્ર છે. તેની ઉંમર દશ વર્ષની હતી ત્યારે તેના પિતા ગુજરી ગએલા. આજે તે ચૌદ વર્ષનો છે. તેની વિધવા માતાનું એ 'રતન' છે, આંખની કીકી છે. તેના પિતા જીવતા હતા ત્યારે એકના એક પુત્રના કારણે તેને ખૂબ લાડ લડાવેલા, ખૂબ મ્હોંએ ચડાવેલો. પિતાના મૃત્યુ પછી માતાને એ ખૂબ મોંઘો થએલો. ધનાઢ્ય શેઠના મુનીમોએ પણ તેનું જતન કરવામાં બાકી નહિ રાખેલી. ભાવિ શેઠની ખુશામદ આજથી જ શરૂ થાય તો ઠીકને !

ચૌદ વર્ષનો થયો ત્યારે માંડમાંડ તેણે ગુજરાતી ચાર ચોપડી પસાર કરી છે. પૈસાદાર વિધવા માતાનો એ લાડીલો અને આધારસ્તંભ હોવા છતાં એ માતા પણ તેના તોફાનથી થાકયાં, અને તેને બોર્ડિંગમાં મૂકી ગયાં છે.

ફકીરચંદ છે પાણીવાળો છોકરો, પણ તેનું પાણી અવળે માર્ગે વહ્યું છે. ખોટાં લાડ લડાવવા જતાં તથા ફકીરચંદનો પડ્યો બોલ ઝીલવા જતાં

આજે હવે ફકીરચંદ હાથમાંથી ગયો છે. તેનામાં રહેલા ચેતનને યોગ્ય દિશા નથી મળી તેથી આજે હવે એ ચેતન ગમે તે દિશામાં રેલાઇ જાય છે- અને ખાસ કરીને તો અવળી દિશાએ જ.

તેનામાં રહેલી શક્તિએ એક માર્ગ વધારે પ્રમાણમાં પકડ્યો છે, અને તે તોફાનનો-લડાઇનો. તેનું ધાર્યું થયું હોય કે ન થયું હોય; તેને લડાઇનું કંઇ કારણ મળ્યું હોય કે ન મળ્યું હોય, પરંતુ દિવસમાં દસ પંદર વખત તેને બીજા વિદ્યાર્થીઓ સાથે લડાઇ થઇ જ હોય. 'વઢ કાં વઢનારો દે' તેના જેવી સ્થિતિ પણ ઘણી વખત તેની હોય છે. તેને લડાઈ કર્યા વિના પચતું જ નથી તેમ કહીએ તો ચાલે. કોઇ વ્યવસ્થિત ચાલતા તંત્ર નીચે મૂકો તો પણ અડપલું કરવાનો માર્ગ એ શોધી કાઢશે અને ગમે તેની સાથે લડાઇ જમાવશે.

ફકીરચંદ સંબંધેનો મોટો પ્રશ્ન તે આ તેના તોફાનનો છે. એ તોફાનને વાળવા માટે બીજા ગમે તેટલા ઉપાયો યોજો પણ તેનું તોફાન શમતું નથી. અવળે માર્ગે વહી ગએલી શક્તિઓને રોકવી તો મુશ્કેલ છે જ, પણ પાછી તેને સવળે માર્ગે વાળવી એ તો વળી વધારે મુશ્કેલ છે.

હરભાઇ.

## વિચારવાયુ

રજા ઉપરથી આવ્યાને હજી પૂરા પાંચ દિવસ થયા છે. મને એમ કે આ હોળીના દિવસોમાં છાત્રાલયમાંથી ગેરહાજર રહું તે જ મારા માટે ભલું છે. પછી બધો મામલો શમી ગયા પછી પાછા કામે ચડી જઇશું. પરંતુ એમ નસીબ ક્યાં છોડે તેવું હોય છે ? આ છાત્રાલયના ગૃહપતિનો ધંધો જે દિવસથી સ્વીકાર્યો છે તે દિવસથી નસીબ હમેશાં બે ડગલાં આગળનું આગળ જ ચાલ્યા કર્યું છે. અમુક મુશ્કેલીઓ કે મૂંઝવણોથી બચી જવા માટે દૂર ભાગવા પ્રયત્નો કરું છું ત્યાં તો વળી નવી જ મુશ્કેલીઓ અને મૂંઝવણો સામે આવીને ખડી થાય છે. હરજીવન શેઠના બાપનું કારજ છે તે પ્રસંગે મારે તેમને ત્યાં જવું અને બોર્ડિંગનો ચોપડો તેમની આગળ ધરી વધારેમાં વધારે મારાથી બની શકે તેટલું દાન ઓકાવવું એવો હુકમ સેક્રેટરી સાહેબે છોડ્યો ! નોકરી કરવી છે તો અધિકું કામ કર્યા વિના કંઇ ચાલે ? મને હમને ત્યાં ગયો તો ખરો; પણ ત્યાં તો રસ્તામાં છાત્રાલયના અનેક હિતચિંતકો મળ્યા. એક કહે: "વાર્ષિક ભોજન માટે વગમજો."

બીજો કહેઃ "મકાન મારે ચીંટજો." ત્રીજો કહેઃ "પાંચ દસ ફ્રી બોર્ડરો માટે નક્કી કરજો." એક જણ તો કહેઃ "બોર્ડિંગના છોકરાઓને જમાડવા તેડી જાઓ ત્યારે મારા ... સગાના દીકરાને જરા ઠીક ઠીક કરીને લઈ જજો. કારણ કે ફલાણા ફલાણાભાઈ તેના વેરે ચાંદલે કન્યા આપવા ધારે છે!"

હું તો નાતના વરે જઈ પણ શક્યો નહિ. રસ્તામાં જ મારું માથું પાકી ગયું અને મારા જૂના વિચારવાયુના વ્યાધિએ મારા ઉપર સખત હુમલો કર્યો. ઘેર આવી આરામ ખુરશીમાં પડ્યો અને વિચારવાયુના વમળમાં ગોથાં ખાવા લાગ્યો. આ રહ્યાં વિચારવમળો!

૧

કારજ પરણેતર જેવા નાતવરાઓમાં વિદ્યાર્થીઓને જમવા ગોઠવી એક દિવસ બચ્યો તેવી મનોવૃત્તિ ધરાવનારાઓને અને મરેલાની પાછળ તિથિઓ નોંધાવનારાઓને છાત્રાલય કાઢવાનો હરામચાસકો કોણે લગાડ્યો હશે? મરણ પરણેતરના દાનમાંથી નાતના વંડા વસાવનારાઓને વળી આ છાત્રાલયો ક્યાંથી ગળે વળગ્યાં? તેમને મારે હવે સમજાવવા પડશે કે ભાઇ સાહેબો, તમારા બાપદાદા જ બિચારા સાચા હતા. નાતના સાર્વજનિક પૈસાનો ઉપયોગ તો મોટા મોટા વંડાઓ બંધાવવામાં, અંદર અંદરના ઝઘડાઓ માટે કોરટે જવામાં અને બીજી નાતોવાળાઓને નમાવવા માટે વકીલોનાં ખીસાં ભરવામાં જ થવો જોઇએ. નાતના છોકરાઓને કેળવણી આપવી એ કંઇ નાતનો પ્રશ્ન છે? સૌ માબાપે પોતાના છોકરાઓની કેળવણીનો પ્રબંધ કરવો જ જોઇએ. ભણાવી શકે તેમ ન હોય તો છો અભણ રહ્યા! એમાં નાતનું શું બગડી જવાનું હતું? અને વળી ભણાવી ભણાવીને તો નાતના દુશ્મન બનાવવા છે ને? નાતનું ગણકારે નહિ, નાતની સામે થાય, નાતને ગાળો દે, નાતો તોડી નાખવી જોઇએ તેવો પ્રચાર કરે; એ બધા ભણેલા ગણેલા જ કે નહિ? તો પછી દૂધ પાઇને સાપ શા માટે ઉછેરવા? કેળવણીવાળાઓ કહે છે કે નાતવરાના પૈસા નાતના છોકરાઓની કેળવણી પાછળ ખરચવા જોઇએ; એ વાત તદન બેવકૂફી ભરેલી છે. એના કરતાં તો નાતનાં ભાઇબહેનો બે ચાર દિવસ મીઠું અનાજ જમે અથવા તો નાતના વંડાઓ ખરીદાય કે રીપેર કરાવાય તે શું ખોટું છે? ભણાવીને દુશ્મન બનાવવાના ધંધા શા માટે કરવા? આવતી કાલે હર-જીવનભાઇ પાસે દાન માગવા હરગીજ જઇશ નહિ. તેમને એમ સમજાવવાનો પ્રયત્ન કરીશ કે છાત્રાલયવાળાઓને એક પાઇ પણ ન આપવી. અને

છાત્રાલયો કેળવણીની સંસ્થાઓ હોવાનો દાવો કરે છે તો પછી આવા પ્રેત પાછળના પૈસા લેતાં શરમાતા નહિ હોય? કાલે તો એમના ટાંટીયા એમના જ ગળામાં. એ લોકોથી પૈસા લેવાય જ નહિ! બસ, કાં તો બે દિવસ નાત જમણુ વધારે કરાવું અને કાં તો નાતનો વંડો મોટો કરાવવા માટે સારી એવી રકમ અલગ રખાવું.

૨

છાત્રાલય ચલાવવાવાળાઓ ફ્રી બોર્ડર અને પેઇડ બોર્ડર એવો ભેદ શા માટે પાડે છે તેજ સમજાતું નથી. જો તેઓને બોર્ડિંગો ઉઘાડવી જ હોય તો તે ઉઘાડતી વખતે થોડાં ઘણાં નાણા તો તેમને એકઠાં કરવાં જ પડે છે; તો પછી સાથે સાથે વધારે નાણાં એકઠાં કેમ કરતા નહિ હોય? બે પાંચ પૈસાદારો પાસેથી વધારેમાં વધારે નાણાં કઢાવી પછી તેના વ્યાજમાંથી કાયમને માટે સંસ્થા ચલાવવી એ પ્રથા ઇચ્છવા જેવી છે. કોઇ વિદ્યાર્થી પાસેથી પાઇ લેવાની પણ નહિ અને બીજા કોઇ દાતા પાસે પાછળથી હાથ લંબાવવો પણ નહિ.

૩

વ્યાજમાંથી સંસ્થા ચલાવવી એમાં મઠ બાંધવા જેવું છે એમ આ લોકો દલીલ કરે છે કે? તેઓનું કોઇ સાંભળશો નહિ. વ્યાજમાંથી સંસ્થા ચલાવતા જતાં સંસ્થા મઠ થઇ જતી હોય તો એના જેવું ઉત્તમ શું! જૂના જમાનાના મઠો શું ખરાબ હતા? અને દુનિયા ઉપરની કઇ ધાર્મિક સંસ્થા મઠ નથી? ત્યારે ધર્મસંસ્થાથી પણ આપણી આ કેળવણીની સંસ્થાઓ ઉંચી કે મઠ બાંધતાં પણ સંકોચાઇએ? મારૂં ચાલે તો તો હું છાત્રાલયને સ્થાયી પૈસાના વ્યાજમાંથી હમેશ મઠની માફક જ ચાલતી સંસ્થા બનાવી દઉં. દુનિયાના ધર્મપંથોએ મઠો સ્થાપ્યા ત્યારે જ તેમના ધર્મો ટકી રહ્યા છે ને! મઠ ન હોત તો આજે ધર્મનું સ્થાન ક્યાં હોત! આપણો ઇરાદો કેળવણીના સુંદર સુંદર વિચારોને કેળવણીની સંસ્થાઓ દ્વારા સાચવી રાખવાનો હોય તો કેળવણીની સંસ્થાઓને પણ મઠો બનાવ્યા સિવાય છૂટકો જ નથી. તે વિના તેને સાચવી રાખવાનો બીજો એકેય માર્ગ નથી. માટે જ કેળવણીની તમામ સંસ્થાઓને ધર્મપંથોના મઠોની માફક જ કેળવણીના મઠો બનાવી દેવા જોઇએ.

૪

પણ ભ. નો સદંતર આડા ઉતરી જવાયું. મૂળ વાત છે ફ્રી બોર્ડરની. મારો એવો અભિપ્રાય છે કે બોર્ડિંગો જો કાઢવી જ હોય તો તેમાં તમામ

બોર્ડરો ફ્રી જ રાખવા. પેઈડ બોર્ડરો તો ફાટીને ધૂમાડે જાય છે: ન માને ગૃહપૂતિનું કે ન માને સેક્રેટરીનું. છાત્રાલયમાં કાંઈ પણ કામકાજ નીકળે એટલે ધડ બોલી ઉઠે: "પૈસા ભરીએ છીએ; કાંઈ મફત નથી રહેતા!" આવા બોર્ડરો ભવિષ્યમાં હોઈતું પણ નથી માનતા તેવો મારો અનુભવ છે. માબાપને પણ તેઓ ઉડાવે છે અને ફાટક કાયે ગમે તેમ બોલતા થઈ જાય છે. છોકરાઓને ધીટાડી દેવા હોય તો જ તેમને પેઈડ બોર્ડર રાખવા. આવા છોકરાઓ જ પછી માબાપને, નાત જાતને, સગાં વ્હાલાંઓને અને વડીલ મુરબ્બીઓને ત્રાસજનક થઈ પડે છે.

એના કરતાં ગિચારા ફ્રી બોર્ડરો સારા, ગરીબ રાંક જેવા. તેમને બરાબર ભાન હોય છે, અને ન હોય તો પણ આપણે ગૃહપતિઓ તેમનું ભાન જગાડી શકીએ છીએ કે તેઓ છાત્રાલયમાં રહીને મફતનું ખાય છે અને મફતિ સુએ છે, માટે તેમનાથી સુ કે ચાં કરાય જ નહિ. આવા છોકરાઓ ઉપર નાતવાળાઓનું પણ ઠીક ઠીક અહેસાન રહે છે તેથી તેઓ જીંદગીભરને માટે નાતના પણ ઓશીયાળા રહે છે. આજે નાતોની સામે બેવકુફ જુવાનીયાં વગરવિચારે જે પ્રકારનાં બંડો ઉઠાવે છે તેને શમાવી દેવાનો એક રાજમાર્ગ છે–તે એ કે નાતવાળાઓએ બની શકે તેટલી વધારે બોર્ડીંગો નાતના પૈસામાંથી ઉભી કરવી અને તેમાં ફ્રી બોર્ડરોને ભરવા. આ છોકરાઓ મોટા થશે પછી નાતની સામે થઈ જ નહિ શકે. તેમને નાતના ગુલામ રાખવા માટે તેઓ બોર્ડીંગમાં હોય ત્યારથી જ તે પ્રકારની કેળવણીનો પણ પ્રબંધ કરવો. જેમ કેટલાંક છાત્રાલયોમાં ફરજીઆત ધાર્મિક શિક્ષણની પ્રથા હોય છે તેમ જ આવાં છાત્રાલયોમાં જ્ઞાતિ ગંગાની જીવનભર ગુલામી સેવવાનું શિક્ષણ ફરજીઆત કરવું જોઈએ.

૫

કેટલાક દીઢ ડહાપણ કરે છે કે છોકરાઓને મફત ભણાવવાથી તેમનામાં ભિખારી મનોદશા પ્રગટે છે. સાવ જૂઠું. તેમ હોત તો તો બધી ધર્મસંસ્થાઓ ભિખારી મનોદશાવાળી હોત; અને સમાજના ધન ઉપર જ નભનારા ધર્મપ્રચારક મહાત્માઓ ભિખારી જ ગણાત ને! પણ ના, તેમ નથી. ભિખારીને તો બધા લાત મારે છે, જ્યારે ધર્મના સ્તંભ જેવા ધર્મપ્રચારકોને તો બધા પગે પડે છે. ધર્માદાનું ખાધાથી માણસ ધર્માદીઓ થઈ જાય છે તે વાત ખોટી પાડવા માટે આ એક જ દૃષ્ટાંત બસ ગણાશે. ધર્માદીયાને બધા ધિક્કારે છે જ્યારે ધર્માદા ઉપર નભનારા ધર્મપ્રચારકોને

તો બધા પગે પડે છે. આપણા છોકરાઓને આવી ધર્માદા સંસ્થાઓમાં ફ્રી બોર્ડર તરીકે રાખવામાં લાભ જ છે તે આ ઉપરથી બરાબર સમજી શકાય તેવું છે. લાભ બન્ને પક્ષે—નાતને પણ લાભ અને ભણનાર વિદ્યાર્થીને પણ લાભ. માટે જ તો હું એવાં જ છાત્રાલયો ઉઘાડવાં તેવો પ્રચાર કરવા ધારૂં છું અને તેવાં છાત્રાલયોમાં પછી પરાણે પણ ઘરબાર છોડાવીને નાતના છોકરાઓની ભરતી કરવાનું ધર્મકૃત્ય જીવના જોખમે પણ ઉપાડી લેવા ઇચ્છું છું.

૬

છાત્રાલયના વિદ્યાર્થીને ટાપટીપ કરીને નાતવરામાં જમવા લઇ જવો કે જેથી કરીને તેને જલદી જલદી કન્યા મળી જાય એ વિચાર મને બહુ ગમ્યો. વિચાર આપનાર મિત્રનું ભેજું ભારે ફળદ્રુપ!

પણ ના, એમ નહિ; જરા વધારે વ્યવસ્થિત યોજના કરી અમલ કરવા જેવો આ વિચાર છે. સુંદર સુંદર મુરતીયાઓના સંગ્રહ જેવાં ખાસ અલાયદાં છાત્રાલયો ઉભાં કરવાં. એક છાત્રાલયમાં રૂપાળા રૂપાળા મુરતીયાઓનો સંગ્રહ; તે બધા ભણે કે ન ભણે તેની ચિંતા નહિ. બીજા છાત્રાલયમાં બધા પૈસાદારના છોકરાઓ; તેઓ ભણેલા હો કે ન હો, રૂપાળા હો કે ન હો, પણ તેમને ટાપટીપથી રૂપાળા દેખાડવાના ખૂબ પ્રયત્નો કરવા. ગૃહપતિનું મુખ્ય કામ જ એ. ત્રીજા છાત્રાલયમાં બધા બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ; તેમનામાં બીજી આવડત હોય ન હોય તેની પરવા નહિ, પણ બધા બુદ્ધિના તો રાક્ષસ જ હોવા જોઇએ. આવા મુરતીયાની બોર્ડિંગના ગૃહપતિની ચુંટણી કરવામાં ખાસ કાળજી રાખવી પડે ખરી. ચોથા છાત્રાલયમાં ધર્મચુસ્ત મુરતીયાઓ; બીજું કરે કે ન કરે પણ આખો દહાડો ધર્મ ધ્યાનમાં તો ગાળે જ. આમ અનેક જાતનાં છાત્રાલયો ઉભાં કરવાં. પછી તેવાં છાત્રાલયોની વિશાળ પાયા ઉપર જાહેરાત કરવી કે જેથી કરીને જે કોઇ માબાપને પોતાની છોકરી માટે જે પ્રકારના મુરતીયાની જરૂર હોય તેવા મુરતીયાના છાત્રાલયમાં તે જઇને ઉભા રહે એટલે તુરત જ કામ પતે.

મારા મગજમાંથી જે કેટલીક સ્વર્ગીય કલ્પના ઝરે છે તેમ જ સોનેરી યોજનાઓ પાકે છે તેની યોજનામાંની આ યોજના તે એક સર્વોત્કૃષ્ટ છે. એ યોજનાના અમલ માટે હું મારા મિત્રોનો સહકાર માગવા ધારૂં છું. મને ખાતરી છે કે મળશે જ.

આવાં છાત્રાલયોના ગૃહપતિઓની પસંદગી કરવામાં જરા ચીવટ રાખવાની જરૂર પડશે ખરી. સુંદર મુરતીયાઓના છાત્રાલયનો ગૃહપતિ પોતે જ સુંદર હોવો જોઇએ; બુદ્ધિવાળા મુરતીયાઓના છાત્રાલયનો ગૃહપતિ પોતે જ બુદ્ધિનો છબડો હોવો જોઇએ. ઉપરાંત આવા બધા ગૃહપતિઓની પ્રામાણિકતા માટે પણ ખૂબ કાળજી રાખવી પડશે. કારણ કે આવી વ્યવસ્થિત યોજનામાં પણ લાંચ રૂશ્વત ઘુસી જવાનો પૂરો ભય છે. સંભવ છે કે ત્રીશ ચાળીશ રૂપિયાના પગારદાર ગૃહપતિને આવાં છાત્રાલયોમાં કામ કરવાથી ત્રણુસો ચારસોનો સરેરાશ દરમાયો પડવા જાય !

આ બધી સાવચેતીઓ વિચારીને પણ યોજના અમલમાં મૂકવા જેવી છે, એમ તો સૌ કોઇને લાગશે જ.

હરભાઈ.

## છાત્રાલયો સદાવ્રત ન હોવાં જોઇએ

છાત્રાલયો સામાન્ય રીતે બે દૃષ્ટિથી ચાલે છે. (૧) પોતાના ઘરને આંગણે ભણવાની નિશાળ કે કોલેજ ન હોય ત્યારે ઘણા વાલીઓને પરગામ પોતાના છોકરાને મૂકવા પડે છે. ત્યાં કોઇ સગાં સંબંધી કે મિત્રને ત્યાં પોતાના છોકરાને રાખી ન શકાય માટે પૈસા ખર્ચીને પણ છોકરાની જરૂરીઆત પૂરી પાડી શકાય તેવા સ્થળની શોધમાં ઘણા વાલીઓ હોય છે; તેમને ઘણે ભાગે છાત્રાલયો અનુકૂળ પડે છે. આવી રીતે બાળકોના શિક્ષણ પાછળ ખર્ચ કરવા તૈયાર હોય તેવા વાલીઓની સગવડ સારૂ છાત્રાલયો ચલાવવામાં આવે છે તે એક દૃષ્ટિ. (૨) ઘણાં ગરીબ માબાપને ઘેરે ઇશ્વરે બુદ્ધિશાળી બાળકો આપ્યા હોય છે. પોતાને ઘેર રહીને બાળક ભણે ત્યાં સુધી આવાં માબાપો છોકરાને ભણાવે જાય છે; પણ છોકરાને પરગામ મોકલી ત્યાંનું ખર્ચ પૂરૂં પાડવા જેટલી કમાઈ જે માબાપની હોતી નથી, અગર કમાઇ હોય છતાં જેમની વૃત્તિ 'ભીખ્યું મળતું હોય ત્યાં સુધી ઘરનું ન ખાવું' એવી હોય છે, તેવા વાલીઓના બાળકોને વિદ્યાદાન આપવામાં પુણ્ય સમજતા હોય તેવા ધનિકોના પૈસાથી કેટલાંક છાત્રાલયો ચાલે છે, તે બીજી દૃષ્ટિ.

કોઇ કોઇ છાત્રાલયમાં આ બન્ને દૃષ્ટિ રાખી હોય છે.

વિદ્યાદાન જેવું પુણ્ય નથી એ વૃત્તિથી જેમણે પોતાની દોલતનો ઉપયોગ છાત્રાલયો ચલાવવામાં કર્યો છે અને જે કરે છે તે પ્રશંસાને પાત્ર છે.

પરંતુ આવાં વિદ્યાદાનનાં ક્ષેત્રોમાં રહીને દાન લેતા વિદ્યાર્થીઓ ભિખારી છે એ ભાવના ક્ષેત્ર ચલાવનારાઓએ કદિ પોષવી ન જોઈએ. કેટલાંક છાત્રાલયોની વ્યવસ્થાની શ્રેષ્ઠતા બતાવવા સારૂ વ્યવસ્થાપકો મગરૂરીથી જાહેર કરે છે કે છાત્રાલય ઉપર ખર્ચનો બોજો ન પડે તેવી રીતે વરસમાં સો દોઢસો ગૃહસ્થો તરફથી સો દોઢસો દિવસ તો છાત્રોને મિષ્ટાન્નનું ભોજન મળી શકે છે તેવી યોજના થઈ ગઈ છે. તપાસ કરતાં જણાય છે કે એ સો દોઢસો ગૃહસ્થોએ પોતાના ઇષ્ટ સંબંધીની મરણ તિથિના રોજ અન્નદાન કરવા ધાર્યું હોય છે તે અન્નદાન તે મરણ તિથિને દહાડે છાત્રાલયમાં ભોજન આપીને તેઓ કરી લે છે. આવી રીતથી ખર્ચમાં બચાવ થાય છે; હિંદુસ્તાન ગરીબ દેશ છે તેથી આ રસ્તો ઘણાને વ્યાજબી લાગતો હશે; પરંતુ એ વાતનો વિચાર સૂક્ષ્મ નજરે કરવામાં આવે તો આટલા મુદ્દા તેને અંગે ઉભા થાય છે:—

(૧) મરણનું જમણ બ્રાહ્મણ છાત્રો કદિ જમી શકે, અને જમીને જમણ આપનારના પિતૃને કદાચ સંતોષ આપી શકતા હોય, પણ બ્રાહ્મણેતર છાત્રો મરણનું જમણ શા માટે જમે ?

(૨) છાત્રાલયમાં ગરીબ તરીકે 'ફ્રી બોર્ડર' ના લેબાસમાં જે છાત્ર રહેતો હોય તેને મરણનું જમણ વ્યવસ્થાપકો જમાડી શકે પણ દરમાસે ઠરેલું લવાજમ જેના વાલીઓ ભરતા હોય તેવા છાત્રોને વ્યવસ્થાપકો ફરજીઆત ભિક્ષુક કેમ બનાવી શકે ?

(૩) વિદ્યાદાનનું પુણ્ય સમજતા માણસો જમણ માટે પૈસા આપે છે તેના કરતાં કંઇ પણ નામ પાડ્યા વગર જ પૈસાની મદદ આપતા હોય તો એ રકમ એ સંસ્થાની ઉન્નતિ પાછળ ખર્ચાયા કરે; અને છાત્રાલયમાં સદાવ્રત ઉભું કરવાનું મન–વલણ વ્યવસ્થાપકોને રાખવું ન પડે.

(૪) જ્યાં કેવળ વેપારી–મુત્સદ્દી અને ક્ષત્રિય વર્ગના છાત્રો રહેતા હોય ત્યાં તો અન્નદાન કે વસ્ત્રદાન આપવું એ દાન આપનારની મદોન્મત્તતા સૂચવે છે અને દાન લેનાર વ્યવસ્થાપકોની વિચારશિથિલતા સૂચવે છે.

(૫) આ યુગમાં છાત્રાલયોની સગવડને લીધે (ગરીબીમાં સડતા દેશમાં) સ્વાર્થી વાલીઓની નૈતિક પડતી સારી પેઠે થતી ગઇ છે. વિદ્યાદાન માગવામાં રાજપૂત બચ્ચો પણ હીણપદ માનતો નથી. દરમાસે દોઢસો બસો રૂપીઆનો દરમાયો મેળવનાર અમલદારનો છોકરો અને કોઇને ત્યાં પાણી-

દળણાં ખાંડણાં કરી ગુજરાન કરનાર વિધવા બ્રાહ્મણીનો દીકરો ગોકળદાસ તેજપાલ બોર્ડિંગમાં સાથે રહી ભણતા હોય છે. અમલદારને એમ થતું પણ નથી કે એ સંસ્થામાં પોતાના દીકરાને પ્રવેશ મળ્યો ન હોત તો દીકરાને ભણાવવામાં જે બે હજાર રૂપીઆનું ખર્ચ થાત તેમાંથી હજાર રૂપીઆ તો તે પોતે પગારમાંથી આપી શક્યો હોત અને હજારનું કરજ કરીને પણ છોકરાને તેણે ભણાવ્યો હોત. તો જેટલું ખર્ચ પોતે પ્રામાણિકપણે પોતાની કમાઇમાંથી આપી શક્યો હોત તેટલું ખર્ચ તેણે વિદ્યાદાનની સંસ્થામાં અવશ્ય ભેટ તરીકે આપી પોતાના કુટુંબમાં ભિક્ષુક વૃત્તિની છાયા પેસવા દેવી ન જોઇએ. તેને બદલે અમલદાર અને તેની પત્ની સહગુંજનમાં રાચતાં હોય છે કે છાત્રાલયમાં પ્રવેશ મળ્યો એટલે બે હજાર રૂપીઆ બચ્યા તેનો ઉપયોગ દીકરાના લગ્નની ધામધુમમાં ઠીક ઠીક કરી શકાશે. આ મુદ્દો છાત્રાલયના પ્રશ્નો ઉકેલનારાઓ વિચારે—છાત્રો પોતે પણ વિચારે; અને દેશ પ્રત્યે પોતાનું જે કર્તવ્ય તેમને સુઝે તે આચરે.

( ૬ ) બ્રાહ્મણોના છાત્રાલયમાં પણ બને ત્યાં સુધી મરણની તિથિનાં જમણનો અને પિતૃતૃપ્તિની દૃષ્ટિથી થતા વસ્ત્રદાનનો સ્વીકાર ઓછો થવો જોઇએ. દાન આપવા આવનારની વૃત્તિ બદલાવવી એ વ્યવસ્થાપકોનું કામ છે, એ લોકશિક્ષણનું કામ છે. વ્યવસ્થાપકોએ માત્ર રસોડું ચલાવીને જ પોતાનું છાત્રાલય પ્રત્યેનું કર્તવ્ય પૂરું થયું સમજવું ન ઘટે. છાત્રાલયના વ્યવસ્થાપકો એ કોલેજના અધ્યાપકો જેવા જ લોકશિક્ષણના કામ કરનારા છે.

તા. ૮–૬–૩૦<br>પાટણ

કલ્યાણરાય ન. જોષી.

## શા માટે મોકલે છે ?

માબાપો પોતાના છોકરાઓને જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓથી છાત્રાલયમાં રહેવા મોકલતાં હોય છે. તેમાંનાં થોડાંએક દૃષ્ટિબિન્દુઓ આ રહ્યાં.

પોતાના ગામમાં ભણાવવાની સગવડ નથી.

પોતાની પાસે ભણાવવાના પૈસા નથી.

છોકરો પોતાની દેખરેખ નીચે ભણે તેમ નથી.

છોકરાની માતા ગુજરી ગઇ છે.

છોકરાને ઓરમાન માના છે.

છોકરો કોઇને ગાંઠતો નથી

છોકરે ઘર અને ગામ માથે લીધું છે.
પોતાને છોકરાના અભ્યાસ ઉપર ધ્યાન રાખવાની ફુરસદ નથી.
ગામડાને બદલે શહેરમાં રહે તે સારું.
માબાપ બરમા કે આફ્રિકા રહે છે.
છોકરો બહુ જ તોફાની છે.
છોકરો સાવ મંદબુદ્ધિ છે.
છોકરો મોઢે ચડાવેલો છે.
છોકરાને એકલા રહેતાં શીખવવું છે.
છોકરો ઉડાઉ બહુ છે.
છોકરોને બીડી પીવાનું વ્યસન છે.
છોકરો જૂઠું બોલ્યા જ કરે છે.
છોકરો જરા હાથવાવડો છે.
છોકરાની ઉંમર મોટી થઇ ગઇ છે, છતાં ભણ્યો ઓછું છે.
છોકરાનો સ્વભાવ ચીડીયો છે.
છોકરો બાઘેડુ છે.
છોકરો ઠરીને ઠામ બેસતો જ નથી.
છોકરો ખૂબ આળસુ છે.
છોકરો મોટો ખાઉકડ છે.
છોકરાનું શરીર દોદળું છે.
છોકરાને હવાફેરની જરૂર છે.
ઘરે સારો પૌષ્ટિક ખોરાક આપવાની વ્યવસ્થા નથી.
છોકરાના શરીરમાં કાંઇક રોગ છે.
છોકરા ઉપર સારા સંસ્કારો પાડવા છે.
છાત્રાલયના સંચાલકોમાં વિશ્વાસ છે.
છાત્રાલયની કેળવણીમાં શ્રદ્ધા છે.
છોકરાને છાત્રાલયમાં રાખવાથી કન્યા વહેલી મળવાનો સંભવ છે.
છોકરો પરણેલો છે માટે ઘેર રહીને અભ્યાસ કરી શકે તેમ નથી.
છોકરાને પરદેશ મોકલવો છે માટે છાત્રાલય મારફત સારી એવી સ્કોલરશીપ મળે તેનો સંભવ છે.

હરભાઇ.

# મોઢું કેમ ગંધાય છે?

• કેટલીક વખત સાવ નજીવી લાગતી બાબતોનું મહત્ત્વ પણ બહુ ભારે હોય છે. આપણા ગૃહપતિઓને બડી બડી વાતો કરવાની અને આંખે ઉડીને વળગે તેવી મોટી વસ્તુઓને જ લક્ષમાં રાખવાની ટેવ હોય છે. આપણે ધ્યાનમાં રાખવાની જરૂર છે કે આપણા છાત્રાલયમાં દર વરસે જે નવી ભરતી થાય છે તે વિદ્યાર્થીઓ ઘણી બાબતોમાં અજ્ઞાન તેમ જ બેદરકાર હોય છે. ભરતી થએલ વિદ્યાર્થીઓની ઉંમર ઉપર કોઈ દિવસ ભરોંસો રાખવો નહિ. ઉંમરમાં ગમે તેટલા મોટા હોય તેમ જ ભણતરમાં પણ ગમે તેટલા આગળ વધેલા હોય છતાં શરીરની બાબતમાં તેઓ છેક જ બાળક હોય છે. તેમના અજ્ઞાનને જ પરિણામે તેઓ કેટલીએ વખત શરીરના નાના મોટા રોગોના ભોગ થઇ પડે છે.

અમારા છાત્રાલયમાં દર વર્ષની શરૂઆતમાં આ મુદ્દા ઉપર લક્ષ આપવાની પ્રથા છે. અમારા ગૃહપતિભાઇ નવા આવેલા વિદ્યાર્થીઓને તેમના શરીરધર્મો સમજાવવામાં તેમ જ તેનો અમલ કરાવવામાં જ પોતાનો ઘણો ખરો વખત ગાળે છે. અમલી કામ ઉપરાંત વિદ્યાર્થીઓ સાથે પ્રસંગોપાત વાતચીત તેમ જ વિદ્યાર્થીઓના હસ્તલિખિત પત્રોમાં સાદી ભાષામાં નાની નોંધો વગેરેના પ્રયોગો પણ કરવામાં આવે છે. મોઢું કેમ ગંધાય છે તે બાબતની તેવી જ એક નાનકડી નોંધ અમારા ગૃહપતિભાઇ માધવજીભાઇએ વિદ્યાર્થીઓ તરફથી પ્રગટ થતા 'વિદ્યાર્થી' નામના માસિકમાં લખી છે. ઉપરથી જોનારને તે નાની બાબત લાગે, છતાં આપણે ગૃહપતિઓ તો સમજી શકીએ છીએ કે તેનું મહત્ત્વ ભારે છે. એ આખી નોંધ અક્ષરશઃ અહીં ઉતારી છે. હરભાઈ.

મોઢું ત્રણ કારણોને લઇને ગંધાય છે. (૧) આંતરડામાં મળ એકઠો થઇ સડો થવા લાગે ત્યારે; (૨) ખરાબ વસ્તુઓ જેવી કે ડુંગળી, લસણ, તાડી, દારૂ, બીડી, તમાકુ વગેરે ખરાબ વાસવાળી ચીજો ખાવા પીવાથી; (૩) દાતણ બરાબર નહિ કરવાને કારણે દાંત અને જીભમાંથી. આ ત્રણે પ્રકારની ગંધનો લાભ જ્યાં જ્યાં મોટો જનસમૂહ એકઠો થયો હોય ત્યારે ત્યારે ઘણાને મળ્યો હશે જ.

નંબર એકવાળી દુર્ગંધ દૂર કરવા માટે ખૂબ પ્રયત્ન કરવો જોઇએ. તેમાં બેદરકાર રહેવાથી કોઈ વાર ઘણાં ભયંકર પરિણામ સહન કરવાં પડે. આંત-

રહામાં એકઠા થએલા મળથી અનેક જાતના રોગો ઉત્પન્ન થાય છે. દુર્ગંધ એ પ્રથમ ચેતવણી છે; એનાથી ન ચેતીએ તો જરૂર પરિણામ આવે તે સહન કરવું જોઇએ. ઘણાખરા રોગોનું મૂળ આવા મળનો ભરાવો હોય છે.

નંબર બીજા અને ત્રીજાવાળી ગંધ દૂર કરવી સહેલી છે. એને માટે તો ઉપર જણાવેલ પદાર્થો ન ખાવા એ અને દાતણ બરાબર અને નિરાંતે કરવું એ જ છે.

નંબર એકવાળી દુર્ગંધ દૂર કરવા માટે ખોરાક ખૂબ ચાવીને અને પચે એટલો ખાવો. જ્યારે ને ત્યારે જે આવ્યું તે ઓરવું નહિ. ખોરાક થૂંક સાથે મળી જઇ પ્રવાહી જેવો એકરસ થઇ જાય ત્યાં સુધી ચાવીને ગળે ઉતારવો. ભૂખ ન લાગી હોય ત્યારે રાત્રે અતિ મોડા અથવા ઉજાગરો કરવો પડશે એમ લાગે ત્યારે ન ખાવું એ સારૂં છે. ઉપરાંત જમ્યા પછી જ્યારે જ્યારે તરસ લાગે ત્યારે ખૂબ પાણી પીવું. એક જગ્યાએ બેસી રહેવા કરતાં હલન ચલન અને શારીરિક મહેનત પડે તેવાં કામો અથવા રમત રમવાની ટેવ પાડવી. આટલું કરવાથી સાધારણ ગંધ દૂર થઇ જશે. પરંતુ જો લાંબા વખતથી ચાલુ હોય તો લોહી સુધારવા માટે ડૉક્ટરની દવાની જરૂર રહે ખરી.

મા. ગો. પ.

## નહોતું કીધું ?

ગૃહપતિઃ "રામુ, અઢી તો થઇ ગયા છે, અને તું અહીં પથારીમાં લાંબો થઇને કેમ સૂતો છે?"

રામરાયઃ "સાહેબ, મને બહુ જ પેટમાં દુખે છે."

ગૃહપતિઃ "દોઢ વાગ્યા સુધી કંઈ જ નહિ અને અત્યારે એકાએક પેટમાં દુખવા આવ્યું કેમ? ત્યારે એમ જ કહેને કે શાળાએ જવાનું પેટમાં દુખે છે!"

રામરાયઃ "સાહેબ, હું આજે શાળામાં ગયો જ નથી."

ગૃહપતિઃ (સહેજ ભોંઠા પડે છે) "કેમ? શાળાએ જ નથી ગયો?"

રામરાયઃ "નાજી, મને તો આજ સવારના આઠ વાગ્યાનું પેટમાં દુખવા આવ્યું છે."

ગૃહપતિઃ (ભોંઠપ સાથે મૂંઝવણ ભળે છે.) "આઠ વાગ્યાથી? ત્યારે તેં દવાખાનાના નેતાને કેમ ખબર ન કર્યા? મને કેમ ન કહ્યું? હું તો અગિયાર-વાગ્યા સુધી અહીં જ હતો."

રામરાયઃ "દવાખાનાના નેતાને મેં પેટમાં દુખવા આવ્યું કે તરત જ કહ્યું હતું; અને તેણે મને પાંચ ટીપાં પેનકીલરનાં આપ્યાં પણ હતાં. છતાં મને દર્દ મટયું જ નહિ ત્યારે હીરા સાથે મેં આપને ઓરડામાં કહેવરાવ્યું પણ આપ ઓરડામાંયે ન હતા અને ભવનમાંયે કયાંઇ ન હતા તેમ હીરાએ કહ્યું."

ગૃહપતિઃ ( માથું ખજવાળે છે. જરા મ્હોં લેવાઇ જાય છે. પણ બહાદુરી રાખવા પ્રયત્ન કરે છે. ) "હા, હા, હું સહેજ બહાર ગયો હતો. વારૂ, પણ તો તો પછી ત્યારે આજે ભાત જ ખાવા હતા ને."

રામરાયઃ "સાહેબ, હું આજે જમ્યો જ નથી. પેટમાં દુખવા આવ્યું છે ત્યારથી આ પથારીમાં પડ્યો છું તે અહીંથી ખસ્યો જ નથી."

ગૃહપતિઃ ( વધારે અસ્વસ્થ બને છે. વાત ફેરવે છે. ) "તારી સારવારમાં કોણ છે ? તેં કંઇ ચા કૉફી લીધાં કે નહિ ?"

રામરાયઃ "અગિયાર વાગ્યા સુધી હેમુ હતો. પછી તો એને શાળાનો વખત થઇ ગયો ને એ શાળાએ ગયો. એ હતો ત્યાં સુધી ચા કૉફી કરાની ઇચ્છા ન હતી, અને બારેક વાગ્યે ઇચ્છા થઇ ત્યારે અહીં મારી પાસે કોઇ ન હતું. રજામાં હેમુ આવશે ત્યારે કહીશ તેમ માનેલું પણ હેમુ આવ્યો જ નથી."

ગૃહપતિઃ ( ફરજનું ભાન જાગે છે અને વધારે મૂંઝવણ થાય છે. મૂંઝવણ ટાળવા વળી વાત બદલાવે છે. ) "કાલે રાત્રે શું ખાધું હતું ?"

રામરાયઃ "રોટલી અને શાક."

ગૃહપતિઃ ( સહેજ તેજ થાય છે. ) "રોટલી કેટલી ખાધી હતી ?"

રામરાયઃ "આઠ. સવારે કંઇ ભાવ્યું ન હતું તેથી રાત્રે બહુ ભૂખ લાગેલી અને આઠ રોટલી ખાઇ ગયો."

ગૃહપતિઃ ( રોફમાં આવે છે ) "એ જ તારૂં દુઃખ છે ને રામુ ? તને ખબર તો છે જ કે તારી હોજરી બરાબર નથી અને તને રાત્રે વધારે ખાધું પચતું નથી. છતાંએ તેં તો રોટલી ખાધી તે ?"

રામરાયઃ "સાહેબ, માફ કરો. મેં ખાધું તો મારૂં કર્યું હવે મારે જ ભોગવવું પડે છે ને ? મને બે દસ્ત આવી ગયા છે અને હવે ખૂબ ભૂખ લાગી છે. કંઇ ચા કૉફી મળે તો સારૂં."

ગૃહપતિઃ (મોટે સ્વરે) "તે એ તો હવે કરાવશું જ ને ? એટલા માટે તો આવ્યો છું. પણ રાત્રે તારે રોટલો રોટલી ખાવાં જ નહિ એમ સને નહોતું કીધું ?"

૨

ગૃહપતિઃ "દામુ, તું ક્યારની આટલી બધી બૂમો કેમ પાડે છે ? મારાથી તો ઑફિસમાં કામ પણ કરી શકાતું નથી."

દામોદરઃ (વધારે બૂમો પાડે છે.) "મરી ગયો રે સાહેબ, મારાથી સહન નથી થતું. અંદર ખૂબ લબકારા થાય છે. કંઇક કરોને ભાઇશા'બ !"

ગૃહપતિઃ (દામોદરની વધારે નજીક જાય છે.) "પણ છે શું ? આટલી બધી રાડો શાની પાડે છે ? તને શું થયું છે તે 'સાહેબ મરી ગયો', કરે છે ?"

દામોદરઃ "અરે સાહેબ, આ મારો ગોઠણ તો જુઓ. પાકીને કેવો થયો છે ? મારાથી આ પગ આમે નથી થતો અને તેમે નથી થતો. અસહ્ય પીડા થાય છે."

ગૃહપતિઃ (દામોદરની છેક જ નજીક જાય છે અને જુએ છે તો ગોઠણ ઉપર પૈસા જેટલો ભાગ પાકીને પીળો થઇ ગયો છે અને તેને લીધે આખા ગોઠણ ઉપર મોટો સોજો આવેલો છે.) "અરે, આ શું થયું ? હજી કાલે તો કંઇ જ નહોતું અને આજે આ શું ?"

દામોદરઃ "સાહેબ, મને આ ત્રણ દિવસથી પાક્યું છે. ગઇ રાત્રે તો એટલા બધા લબકારા થયા છે કે એક ઘડીની ઊંઘ પણ નથી આવી."

ગૃહપતિઃ (સંકોચાય છે.) "એમ ? ત્રણ દિવસથી પાક્યું છે ત્યારે તેં મને વાત કેમ નથી કરી ?"

દામોદરઃ "સાહેબ, પરમ દિવસે હું તમારી પાસે લંગડાતો લંગડાતે આવ્યો હતો. પણ તમે તો મારૂં કહેવું જ સાંભળ્યું નહિ."

ગૃહપતિઃ (સહેજ ખીજાવાનો ડોળ કરીને) "એ બને જ નહિ. તું આવ્યો હો અને તારૂં ન સાંભળું એ બને જ કેમ ? હું ક્યાં હતો અને શું કરતો હતો ?"

દામોદરઃ "તમે ઑફિસમાં હતા અને કંઇક વાંચતા હતા."

ગૃહપતિઃ "હં બરાબર, હું કામમાં હોઇશ. ચાલો એ તો પત્યું, પણ તેં હજી પાટો કેમ નથી બંધાવ્યો ?"

દામોદરઃ "પાટો ક્યાંથી ને શેનો બંધાવું? આ તો હવે પાકીને ટશીયો થઇ ગયું છે."

ગૃહપતિઃ (નીચે બેસે છે. બરોબર તપાસે છે તો પાકેલા ભાગમાં પસ ભરપૂર ભરાઇ ગયું છે. પોતે સહેજ ઝંખવાય છે.) "દામુ, આ તો બહુ પાક્યું છે, ભાઇ! આને તો આપણે ડૉક્ટર પાસે લઇ જવું પડશે. આજ તો હવે મોડું થઇ ગયું. કાલે સવારે જઇશું."

દામોદરઃ "મારી રાત કેમ નીકળશે સાહેબ? મારાથી જરાય સહન નથી થતું. આને કપાવવું હોય તો અત્યારે જ કપાવો."

ગૃહપતિઃ (વિચારમાં પડે છે. વાત બદલાવે છે.) "ચાલને, એ તો હમણાં જ ડૉક્ટર સાહેબને પૂછાવું છું અને હા કહે તો દવાખાને મોકલું છું. પણ આ આટલું બધું પાક્યું શી રીતે?"

દામોદરઃ "સાહેબ, ચાર પાંચ દિવસ પહેલાં ટેકરામાં રમવા ગયા હતા ત્યાં હું પડી ગયો. મારો ગોઠણ છોલાયો અને તેના ઉપર પાણી પડવાથી આ બધું પાક્યું."

ગૃહપતિઃ (ઉત્સાહમાં આવે છે.) 'હં, ત્યારે એમ જ કહોને કે ભાઇ સાહેબનો જ વાંક છે?"

દામોદરઃ "સાહેબ, બધા છોકરા રમવા જતા હતા એટલે મારૂં મન પણ થઇ ગયું."

ગૃહપતિઃ "પણ તારૂં શરીર કેટલું દોદળું છે તેનું તને ભાન નથી? સહેજ ઉતાવળો ચાલવા જાય છે ત્યાં તો લથડી પડે છે અને આ ઉંચા નીચા ટેકરાઓમાં કૂદકા મારવા ક્યાં ગયો?"

દામોદરઃ "એ ભૂલ થઇ ગઇ સાહેબ! અરર, જુઓ જુઓ, મને ચાસ્કા આવવા લાગ્યા."

ગૃહપતિઃ (ગુસ્સો બતાવવાનો પ્રયત્ન કરતો) "તેં હાથે કરીને કર્યું છે તો હવે મનને કરીને ભોગવો. તારે આવી રમતોમાં ભાગ લેવો જ નહિ એમ મેં તને પહેલેથી નહોતું કીધું?"

૩

ગૃહપતિઃ "કેશુ, ગયા મહિનામાં તેં કેટલો ખર્ચ કર્યો?"

કેશવલાલઃ "કેમ સાહેબ, મને મોઢે નથી."

ગૃહપતિ: " હિસાબી રહેતા હતા કે તારા ખાતામાં ગયા માસમાં પાંચ રૂપૈયા ઉધારેલા છે."

કેશવલાલ: " હશે કદાચ."

ગૃહપતિ: ( ખીજાઇને, હશે શા માટે ? ) " ચોપડીઓના પૈસા તો તેની અગાઉના મહિનામાં ઉધરાવલા છે; અને ચાલુ માસની ફી તો હજી ભરી નથી. ત્યારે આ પાંચ રૂપિયા ખર્ચ્યા શામાં ?"

કેશવલાલ: " સાહેબ, મેં બધો હિસાબ વિગતવાર રાખેલો છે. કહો તો વાંચી સંભળાવું."

ગૃહપતિ: " હા તે મારે સાંભળવો જ પડશે. જા લઇ આવ."

કેશવલાલ: " ( પોતાના હિસાબની નોટ લઇને આવે છે અને વાંચે છે.) " બાર આના ઘોડાગાડી; આઠ આના પોલિસને; ચાર આના નાસ્તો; ચાર આના કપડાં સંધાવ્યાં; બાર આના ઘોડાગાડી; ચાર આના નાસ્તો; બે રૂપિયા ચાર આના ચંપલ."

ગૃહપતિ: " આ બે વખત ઘોડાગાડી અને બે વખત નાસ્તો શાનો? આ વળી પોલિસને આઠ આના શા ? અને ચંપલ તો હજી તેં બે માસ પહેલાં જ લીધા હતા તેનું કેમ? નવા શા માટે લીધા ?"

કેશવલાલ: " એનો મોટો ઇતિહાસ છે સાહેબ, તમને ફુરસદ હોય તો સંભળાવું."

ગૃહપતિ: " મારે ફુરસદ લેવી છે. આટલા બધા પૈસા આ રીતે ખરચાય તો પછી અમારે તમારા માબાપને જવાબ શો આપવો ? અહીં આગળ અમે તમારા વાલી છીએ, અને તમે ક્યાં કેટલા પૈસા શા માટે ખરચો છો તેનું અમારે રોજેરોજ બરાબર ધ્યાન રાખવું જોઇએ."

કેશવલાલ: " સાચી વાત છે સાહેબ, મારે આખા માસના ખરચનો ઇતિહાસ આપવો જ જોઇએ. તો સાંભળો.

" પોલિસને આપેલા પૈસા રસ્તો બતાવવાની ફીના છે. બે વખતની ઘોડાગાડીના પૈસા ભૂલો પડયા પછી રસ્તો હાથ લાગ્યો ત્યારે છાત્રાલયથી ઘણે દૂર હતો તેથી ગાડી કરીને આવવું પડેલું; અને એ બન્ને વખત મોડું ખૂબ થઇ ગએલું તેથી લાગેલી ભૂખ શમાવવા ચાર ચાર આનાનો નાસ્તો કરવો પડેલો.

"ગયા મહિનામાં શહેરની અંદર તથા બહાર દૂર દૂર રખડવું પડ્યું તથા ભૂલા પડી જવાથી જ્યાં ત્યાં ભટકવું પડ્યું તેના પરિણામે ચંપલ વહેલાં તૂટી ગયા અને આ ચોમાસાના દિવસોમાં રસ્તામાં ખૂબ પથરા નીકળ્યા છે તેથી ઉઘાડે પગે ચાલવું જોખમ ભરેલું છે માટે નવા ચંપલ ખરીદ્યા સિવાય છૂટકો ન હતો."

ગૃહપતિઃ ( ધીરજ ખૂટી ગઇ છે. સહેજ અસ્વસ્થ પણ થયા છે. ) "અરે કેશુ, તું આ શું ગોટાળીયું બોલી ગયો ? ભૂલો શું અને પોલિસ શું ? એ બધું શું છે ?"

કેશવલાલઃ "કેમ સાહેબ, શહેર જોવાની મનમાં જીજ્ઞાસા બહુ તેથી અવારનવાર રજાના દિવસોમાં શહેરમાં ફરવા નીકળું છું અને રસ્તા યાદ નથી રહેતા તેથી ભૂલો પડું છું. એક વખત તો ક્યાંઇક સાવ અજાણ્યા સ્થળમાં નીકળી ગએલો તે પોલિસને આઠ આના આપીને સાથે લેવો પડેલો."

ગૃહપતિઃ ( જરા ચીડાઇને ) "પણ તું એટલું બધું રખડવા રજા વિના ગયો જ કેમ ?"

કેશવલાલઃ "રજા હોય ત્યારે જ ફરવા જઇ શકાય અને રજાના દિવસે તમને ખૂબ શોધ્યું પણ તમે તો મળો જ નહિ એટલે પછી વગર રજાએ જતો. રજા પડે તે પહેલાં રજા લેવાનું ચૂકી જતો."

ગૃહપતિઃ ( ભોંઠા પડે છે. માથું ખજવાળે છે. ) "પણ એમ કંઇ દૂર દૂર ભટકવા જવાય ? ક્યાંઇક ગમે ત્યાં ચડી ગયો હો અને પત્તો ન ખાય તો પછી અમારે તમારા માબાપને મોઢું શું બતાવવું ?"

કેશવલાલઃ "હવે તો ઘણું ખરૂં ફરી લીધું છે અને જોઇ પણ લીધું છે, એટલે રજા વિના જવાનું નહિ બને."

ગૃહપતિઃ ( ખીજ ચડે છે પણ ખુબ ઢીલા થઇ ગયા છે તેથી હવે ગરમી આવતાં વાર લાગે છે. ) "વારૂ વાર, તારી ભૂલને માટે તારે પસ્તાવો કરવો જોઇએ. જ્યાં સુધી શહેરથી પરિચિત ન થા ત્યાં સુધી તારે એકલાં શહેરમાં જવું જ નહિ એમ મેં તમને નહોતું કીધું ?"

હરભાઈ.

## ચોરીઓ

સો સવાસો વિદ્યાર્થીઓવાળા ઠીકઠીક મોટા એવા સાર્વજનિક છાત્રાલયમાં વર્ષની શરૂઆતમાં ચોરીઓનો એક મોટો વા વાતો હોય છે. આજ એક જણનું ચોરાય તો કાલે બીજાનું; એમ રોજ ને રોજ કંઈ ને કંઈ ચોરી થયા જ કરતી હોય છે. આવી ચોરીઓના પ્રકારો પણ વિવિધ હોય છે. એક જણની સોય કે પેન્સિલ ચોરાય છે તો બીજાની ઘડીયાળ કે પૈસા પણ ચોરાય છે. નાનામાં નાની ચીજથી માંડીને મોટી વસ્તુઓ કે રૂપિયાનાં પાકીટો ચોરાય છે. આવી ચોરીઓની ફરિયાદો રોજ અનેક વાર ગૃહપતિ પાસે આવ્યા કરે છે અને તેને મૂંઝવ્યા કરે છે. નાની સોય ચોરનાર અને પૈસાનું પાકીટ ચોરનાર ચોરીની દૃષ્ટિએ તો એક સરખા જ ગુન્હેગાર ગણાય એટલે હાથ લાગે તેવા ચોરી કરનાર વિદ્યાર્થીઓને ઘણી વખત લગભગ એક સરખી સજા પણ થાય છે. આવી સજાઓના પ્રકાર ભલે જુદા હોય પણ ગુણમાં તે એક બીજાથી ભાગ્યે જ ઉતરે તેવી હોય છે. ઘણી વખત તો પાકીટ ચોરનાર વિદ્યાર્થીને માર દંડ કે બરતરફી જેવી જે કંઈ શિક્ષા થાય તે પેન્સિલ ચોરનાર વિદ્યાર્થીને મ્હેણાં કે ઠપકાની શિક્ષા કરતાં વધારે ઓછી નુકશાન કરનારી હોય છે. ઉપર ઉપરથી આપણને તે ભેદ કળાતો નથી પરંતુ વસ્તુતઃ એ ભેદ છે ને છે.

આવી ચોરીઓની વિચારણામાં તેમ જ ચોરીઓને ટાળવા માટે આપણે જે ઉપાયો અજમાવીએ છીએ ને ઉપાયોના નિર્ણયમાં આપણને ઉપયોગી થઈ શકે તેવા કેટલાક વિચારો કરવાની અગત્ય છે. આપણી પાસે જે જાતની ચોરીઓની ફરિયાદો આવે છે તે વસ્તુતઃ ચોરીઓ કહી શકાય તેવી ચોરીઓ છે કે નહિ; અને તેવી ચોરીઓના મૂળમાં ચોરી કરવાનો બદઈરાદો કેટલા પ્રમાણમાં છે તે જાણવાની જરૂર છે. આ હકીકત આપણે જાણી લઈએ તો આજે આપણને જે ચોરીઓ દેખાય છે તે નહિ દેખાય; તેમ જ તેવી ચોરીઓ માટે આપણે જે પ્રકારની શિક્ષાઓનું શરણ લઈએ છીએ તેવી શિક્ષાઓ પણ નહિ કરીએ.

ચાલો આપણે વિચારીએ કે ભાતભાતની ચોરીઓ શા માટે થાય છે.

ચોરીનો સૌથી મોટો પ્રકાર અને જેને પરિણામે આપણાં છાત્રાલયોમાં ખૂબ મોટા પ્રમાણમાં ચોરો આપણને હાથ લાગે છે, તે ભિખારીવૃત્તિનો છે. વિદ્યાર્થી ગમે તેટલા પૈસાદાર માબાપનો છોકરો હોય પણ

તેનામાં ભિખારીવૃત્તિ જે પેસી ગએલી હોય છે તે વૃત્તિને લીધે નાની નાની વસ્તુઓ ચોરી લેવાની તેને એક કુટેવ પડી ગઇ હોય છે. આવી ચોરીની પાછળ કોઇ પણ પ્રકારનો સ્વાર્થ સાધવાની કે કોઇ પણ પ્રકારની પોતાને પડતી તંગીની વૃત્તિ હોતી જ નથી. એક સારા એવા ગણાતા માબાપનો દીકરો પોતાના સાથીનું ચકચકતા હાથાનુ ચપ્પુ ચોરી લે છે. તેની પાસે બીજાં બે ચપ્પુઓ તો છે; પરંતુ તેના ભાઇબંધના ચપ્પુનો હાથો તેને ખૂબ ગમે છે અને તેથી તેના ભાઇબંધની ગેરહાજરીનો લાભ લઇ તેનું ચપ્પુ ઉઠાવી લે છે. તેણે ધાર્યું હોત તો એવા જ હાથાનુ ચપ્પુ તે ખરીદી પણ શકત, અને તેમાં તેનાં માબાપ આડાં આવત પણ નહિ. તેને બીજા ચપ્પુની આવશ્યકતા પણ ન હતી. છતાંએ તે ચોરે છે. ચોરે છે કારણ કે તેનામાં રહેલી વૃત્તિ ભિખારીની વૃત્તિ છે. એક ભિખારીની પાસે પોતે ખાઇ શકે તેટલું અનાજ હોય અથવા તો પોતાને જરૂરી જેટલાં કપડાં હોય, છતાં તે બીજું વધારે અનાજ અને બીજાં વધારે કપડાં માટે વલખાં મારે છે. પોતાની પાસેની વસ્તુઓને સંતાડી રાખી તે બીજા પાસે તે જ પ્રકારની નવી વસ્તુઓ માટે માગણી કરે છે, અથવા તો લાગ સાધીને કોઇની ઉપાડી લેવાની પણ હિંમત કરે છે. સામાન્ય ભિખારાઓની આવી જે વૃત્તિ હોય છે તેવી જ બરાબર ઉપર કહેલા વિદ્યાર્થીઓની હોય છે. બીજાની ઉપાડી લીધેલી ચીજની તેને કશી જરૂર નથી અથવા તે વાપરવા જતાં પોતાની ચીજો નકામી પડી રહેવાની છે તેનો તેને જરા પણ ખ્યાલ નથી. એ તો પોતાની હલકી વૃત્તિને આધીન થાય છે, અને ચોરી કરે છે.

ચોરીના બીજા પ્રકારનું મૂળ ગરીબીમાં છે. ગરીબ માબાપનો છોકરો નાની નાની ચોરી કરતાં જરા પણ અચકાતો નથી. આપણે ત્યાં ગરીબીની સાથે જ આળસ અને હરામ હાડકાપણું સમાજમાં પોષાય છે તેથી ગરીબ માબાપનો છોકરો તે બન્ને બાબતોનો ભોગ થઇ પડેલો હોય છે. ગરીબીમાં પણ ગૌરવ માનવાની પ્રથા હોત, અને ગરીબીમાંથી નીકળી જવાનો એક માત્ર ઉપાય સતત ઉદ્યોગને માનવામાં આવતો હોત તો ગરીબ વિદ્યાર્થી આપણાં છાત્રાલયોમાં ચોરી કરતો ન માલુમ પડત; પરંતુ ઉદ્યોગ દ્વારા પોતાની ગરીબીનું સાટું વાળતો દેખાત.

ગરીબ માબાપનો છોકરો કેવી ચોરીઓ કરે છે ? પોતે પોતાના બીજા મિત્રોની સાથે જ નવાં પુસ્તકો ખરીદ્યાં છે; છાત્રાલયમાં આવીને જુએ છે તો પોતાના મિત્રો પોતપોતાનાં નવાં પુસ્તકો ઉપર પૂઠાં ચડાવવા માટે

રંગબેરંગી કાગળો લાવેલા છે. પોતાનાં પુસ્તકો ઉપર પણ આવાં જ પૂઠાંઓ ચડાવવાં તેનું મન તો થાય છે પણ તેવાં પૂઠાં ખરીદવા માટે હવે તેની પાસે પૈસા નથી. પોતાનો ભાઇબંધ ક્યાંઇક આડો અવળો થાય કે તુરત જ તે એકાદ પૂઠું ઉપાડી લે છે ને ટ્રંકમાં સંઘરે છે.

શાળાના શિક્ષકે તમામ વિદ્યાર્થીઓને કંપાસની પેટી ખરીદી લેવાનું કહ્યું છે. આ વિદ્યાર્થી પાસે પેટી ખરીદ કરવાના પૈસા નથી. તેની નજીકમાં જ એક પૈસાદાર માબાપનો દીકરો રહે છે; તે ઉડાઉ પણ છે અને સાથે સાથે બેદરકાર પણ છે; અને ચીજ ખોવાઇ જાય પછી તેને શોધવાની બહુ કાળજી તે નથી કરતો પણ બીજે કે ત્રીજે જ દિવસે નવી ખરીદ કરી આવે છે. પેલો ગરીબ વિદ્યાર્થી તેના પડોશીની આ ટેવથી જાણીતો છે. પૈસાદાર વિદ્યાર્થીની ગેરહાજરીનો લાભ લઇ તે તેની કંપાસપેટી ઉઠાવી લે છે, તેના ઢાંકણ ઉપર સુંદર અક્ષરે પોતાનું નામ લખી નાખે છે અને પછી ટ્રંકમાં મૂકી દે છે. ચાર છ દિવસ પછી કોઇ પણ પ્રકારના સંકોચ વિના તે પેલી પેટીનો ઉપયોગ કરી શકે છે.

આ અને આવા બીજા પ્રકારો તે ગરીબાઇની ચોરીના છે.

ચોરીના ત્રીજા પ્રકારનું મૂળ માબાપોની ખોટી દમનનીતિમાં રહેલું હોય છે. ઘણાંએ માબાપોને એવી ટેવ હોય છે કે કારણ હો કે ન હો પણ વાતવાતમાં પોતાના બાળકને ટોકવું અને બાળકની વ્યાજબી માગણીઓને પણ ન સ્વીકારવી. પોતાના છોકરાને એક ચીજની ખરેખર જરૂર છે; તે પોતે અપાવી શકે તેવી માબાપની સ્થિતિ છે છતાંએ 'તેની કશી જરૂર નથી.' 'તે વિના ચલાવતાં શીખો.' એવાં ઉપદેશવાક્યોથી માબાપ પોતાના બાળકને દબાવી દે છે. આવું બાળક ધીમે ધીમે તે તે વસ્તુઓ પરત્વે વધારે ને વધારે લોલુપ બનતું જાય છે. બાળક ખાવા બેસે; હજી તો તેણે પેટપૂરતું પણ ખાધું નથી હોતું ત્યાં તો ટોકાટોક શરૂ થાય છે અને બાળકને ભૂખ્યા રહીને ઉઠવાની ફરજ પડે છે. ઘરમાં એકાદ ચીજ લાવવામાં આવે છે; તે ચીજનો ઉપયોગ બાળક માટે જ થવાનો છે છતાં સેંકડો ચખંત કરગર્યા પછી તેને તે નથી મળતી. છોકરામાં અધીરાઇ વધતી જાય છે અને દિવસે દિવસે તેવું મેળવવા માટે તે અસ્વસ્થ થતો જાય છે.

આવા વિદ્યાર્થીઓ છાત્રાલયમાં વિધ વિધ પ્રકારની ચોરીઓ કરે છે.

વિદ્યાર્થી છાત્રાલયમાં આવે છે ત્યારે જુએ છે કે તેના અનેક સાથીઓ

પાસે કાંડાની તેમ જ ખીસાની ઘડીયાળો છે. ઘેરથી નીકળતી વખતે તેણે બાપા પાસે એક ઘડીયાળની માગણી કરેલી; પરંતુ 'હમણાં પૈસા નથી.' અથવા તો 'ત્યાં સચવાય નહિ.' તેવા બ્હાનાથી તેને ઘડીયાળ મળેલું નહિ. છોકરો જે તે બાબતથી અસંતુષ્ટ તો રહેતો જ આવ્યો હોય છે; તેના મિત્રો પાસે તે ઘડીયાળો જુએ છે અને પોતાની પાસે ઘડીયાળ નહિ હોવાથી તેનો અસંતોષ અનેકગણો વધી પડે છે. એનાથી તે સહન નથી થતો. તેના મનમાં એવી એક ઉગ્ર વૃત્તિ જન્મે છે કે તેની પાસે ઘડીયાળ તો હોવું જ જોઇએ. પણ તે ક્યાંથી પોષે ? માબાપે આપ્યું નહિ; પાસે પૈસા નથી; જીવનમાં સંતોષવૃત્તિ કેળવાઈ નથી. બાળક હોવાથી મન ઉપર સંયમ તો ક્યાંથી જ આવ્યો હોય ? અંતે તે એક યા બીજા મિત્રનું ઘડીયાળ ચોરી લે છે. પરિણામની તેને દરકાર નથી. એને તો એક વખત ઘડીયાળના માલેક થવાની હોંશ હતી અને તે હોંશ પોતાની રીતે તે પૂરી પાડે છે.

છાત્રાલયમાં બપોરે નાસ્તા માટે ચેવડો મળવાનો છે. પોતાના ભાગ પૂરતો તો તેને મળે જ છે. પરંતુ ઘેર હતો ત્યારે ચેવડો ખાવા માટે માબાપે વારંવાર ના કહેલી; ખાવા દે તો બહુ જ થોડો. ચેવડો તેને બહુ ભાવે છે અને એક વખત તો ધરાઇ ધરાઇને ખાવાની તેને હોંશ છે. બપોરના તમામ વિદ્યાર્થીઓને પોતપોતાનો ભાગ મળી જાય છે પછી થોડોએક ચેવડો વધે છે. આ વિદ્યાર્થીની નજર તેના ઉપર પડે છે. ગમે તે ઉપાયે કોઇ ન હોય ત્યારે એ કોઠારમાં પહોંચે છે અને ચેવડાનું મોટું પડીકું વાળી કોટના અંદરના ખીસામાં સંતાડી શહેરના બગીચામાં એકલો ચાલ્યો જાય છે. દૂર દૂર ગોંદરી ઉપર એકલો બેઠો બેઠો ચેવડો ખાવાની મોજ માણે છે; અને પછી પાછો આવી પેટમાં દુખે છે માટે જમવું નથી એમ કહી નિરાંતે સુઇ જાય છે. આજે તેના સંતોષ અને આનંદનો પાર નથી. સંતોષ અને આનંદ ચોરીથી મેળવી શકાયો છે તેની એને પરવા નથી.

માબાપ, શિક્ષક કે ગૃહપતિની આવી દમનનીતિને પરિણામે તો બીજી અનેક પ્રકારની ચોરીઓ બને છે. ચોરીને ભાગી જવું, ચોરીથી નાટક સીનેમા જોવાં, ચોરીથી ખાઇ લેવું, ચોરીથી સુઇ જવું વગેરે પ્રકારનાં કામો પણ ચોરીનાં જ કામો છે.

ચોરીનો ચોથો પ્રકાર તે ઉડાઉવૃત્તિનું પરિણામ હોય છે. આવી ઉડાઉ-વૃત્તિ માબાપના અતિ લાડથી બાળકમાં આવી હોય છે. જેમ ખોટી

મુંજીવૃત્તિથી બાળકમાં ચોરી કરવાની ટેવ પડે છે તેમ જ ખોટા લાડના પરિણામે જન્મતી ઉડાઉવૃત્તિથી પણ બાળક નાની નાની ચોરીઓ કરવા પ્રેરાય છે. માબાપને એકનો એક દીકરો હોય, સાધારણ રીતે પૈસે ટકે સુખી હોય એટલે પછી છોકરાના ઉછેર માટે આંધળા બનીને લાડે ચડી જાય. આવી પરિસ્થિતિમાંથી મોટો થઇને છોકરો છાત્રાલયમાં આવે ત્યારે તેની એ બુરી ટેવ તેની પાસે ચોરી કરાવે છે.

વિદ્યાર્થી વાળ રાખવાનો શોખીન છે. વાળ કપાવવા માટે, વાળમાં નાખવાનું તેલ ખરીદવા માટે અને વાળને ઓળવાનો દાંતીયો ખરીદવા માટે તેને માસિક એક રૂપિયાથી દોઢ રૂપિયાનું ખર્ચ આવે છે. માબાપને તેવા ખર્ચની સામે કશો વાંધો નથી; તેમને તે ખર્ચ નડતું નથી. પરંતુ છાત્રાલયનો આદર્શ સાદાઇનો છે. વળી સમૂહમાં એટલો વખત કાઢવો અને એટલાં સાધનો સાચવવાં આકરાં પડે છે. ગૃહપતિ કશું જ દબાણ નથી કરતા; પરંતુ તેલની શીશી ઢોળાઇ જાય કે મિત્રો વિનોદમાં વાપરી નાખે ત્યારે અથવા તો દાંતીયો ખોવાઇ જાય કે તૂટી જાય ત્યારે તાત્કાલિક જ ખરીદવા માટે પૈસા નથી આપતા. વિદ્યાર્થીની લાડવૃત્તિ ઘવાય છે અને ઉડાઉવૃત્તિ જોર કરવા લાગે છે. તેલની શીશી તેમ જ દાંતીયો તેને જોઇએ જ જોઇએ. તે મેળવવા માટે ગમે તે ઉપાયો અજમાવવા તેનું મન આગ્રહ ધરાવે છે. આવો વિદ્યાર્થી પોતાનાં એકાદ મિત્રના ખીસામાંથી થોડાએક પૈસા ઉડાવી લે અથવા તો ખુદ ગૃહપતિના ટેબલમાંથી જ લાગ જોઇ જોઇતા પૈસા ઉપાડે તો તેમાં નવાઇ નહિ. વિદ્યાર્થીના ખીસામાં બે રૂપિયા પડ્યા હોય અથવા તો ગૃહપતિના ટેબલના ખાનામાં પચીસ પચાસ રૂપિયા પડ્યા હોય છતાં વિદ્યાર્થીના ખીસામાંથી કે ગૃહપતિના ખાનામાંથી આઠ બાર આના જ ઉપડી જાય તેવા પ્રસંગોથી આપણે છાત્રાલયવાળાઓ ખૂબ પરિચિત છીએ.

આવા વિદ્યાર્થીને સાંજના ગામમાં ફરવા જવાની ટેવ તો હોય જ. ગામમાં જાય એટલે સીનેમાના શો કે જાદુગરોના જાદુના ખેલો ગમે ત્યાં ચાલતા જ હોય. તેની ઉડાઉવૃત્તિ તો તેની સાથે જ હોય છે. અને ઉડાઉવૃત્તિને પોષણ ન મળે તે તેને જરાય રુચતું નથી હોતું. તેની પાસે પૈસા નથી. કોઇના તે ઉછીના પૈસા લે છે અને સીનેમા કે જાદુના ખેલો જોયે છૂટકો કરે છે. આ પૈસા તેણે પાછા તો આપવા જોઇએ જ. તેની ઉડાઉવૃત્તિને લીધે ગામમાં કોઇ કોઇ દુકાનદારોનું દેવું પણ તેણે કર્યું હોય છે.

ગૃહપતિ પાસે આટલા બધા પૈસા માગતાં તેને સંકોચ થાય છે. દેવું ન ભરે તો ગામમાં જવાનું અને લહેર ઉડાવવાનું બંધ થાય છે. પરિણામે તેણે કોઈના તેટલા પૈસા ચોર્યે જ છૂટકો. ચોરી છૂપીને સીનેમા જોવા માટે અથવા તો ગામના દુકાનદારોનું દેવું પતાવવા માટે ચોરી કરનાર વિદ્યાર્થીઓને આપણે ક્યાં નથી ઓળખતા ?

વિદ્યાર્થીની અતૃપ્ત જીજ્ઞાસાવૃત્તિ એ પણ ચોરીનું એક મોટું કારણ હોય છે. આપણા સમાજની રચના એવી હોય છે, આપણી રૂઢિઓ અને રીતરિવાજો એવા તો ઢંગ હોય છે, આપણી શિક્ષણપદ્ધતિ એટલી તો જૂની ઘરેડની અને ખરાબ હોય છે કે બાળકની સ્વભાવિક એવી જીજ્ઞાસાવૃત્તિ કદિ પણ સંતોષાતી જ નથી. નાની નાની બાબતોમાંથી જીજ્ઞાસાવૃત્તિ અતૃપ્ત રહેતી જાય છે તે મોટામાં મોટી બાબતમાં પણ તેને સંતોષાવાનો અવકાશ મળતો જ નથી. જીજ્ઞાસાવૃત્તિ કોઈની કદિ દબાવી દાબી શકાતી જ નથી. જીજ્ઞાસાવૃત્તિ એ એક એવા પ્રકારની સ્વાભાવિક અને ઉગ્ર મનોવૃત્તિ છે કે જેને દબાવવાથી અનેક જાતનાં નુકશાનકારક પરિણામો નીપજે. ચોરી તો શું પણ અનેક જાતના ગુન્હાઓ આ જીજ્ઞાસાવૃત્તિની અતૃપ્તિનું પરિણામ હોય છે.

આવી અતૃપ્ત જીજ્ઞાસાવૃત્તિથી જે ચોરીઓ થાય છે તેનાં દષ્ટાંતો આપવાની જરૂર નથી. કોઇ પણ પ્રકારની નવી ચીજ પોતાના કોઇ પણ સાથી પાસે વિદ્યાર્થી જુએ છે કે તુરત જ તેની જીજ્ઞાસાવૃત્તિ જાગે છે, તેવી નવી ચીજ તેને તો મળવાની નથી; તેનો સાથી તેને જોવા તોડવા અને નીરખવા આપતો નથી: એટલે પછી તેણે કોઈક વખત તે ચીજ અથવા તેની જ બીજાની ચીજ ચોરે જ છૂટકો.

આપણાં છાત્રાલયોમાં આપણે ઘણાયે એવા દાખલાઓ જોઇએ છીએ કે જેમાં ચોરાઇ ગયેલી ચીજ સાજીતાજી પાછી મળે જ નહિ. ભાંગી તૂટી તે હાથ લાગે છે, અને મૂળ માલેકને કશા ખપની રહેતી નથી.

આવી અતૃપ્ત જીજ્ઞાસાવૃત્તિથી જે ઘણી ચોરીઓ થાય છે તેના એક મહત્ત્વના કારણ તરીકે જાતીય પ્રશ્નની જીજ્ઞાસાની અતૃપ્તિ ગણાવવામાં આવે છે. ઘણાએ સમર્થ માનસશાસ્ત્રીઓનો એવો અભિપ્રાય છે કે જે અનેક પ્રકારની ચોરીઓ કિશોરો અને કુમારો કરતા હોય છે તેનું કારણ જાતીય પ્રશ્નની બાબતમાં અતૃપ્ત રહી ગએલી જીજ્ઞાસાવૃત્તિ હોય છે. આ વિષયની

ઉંડી ચર્ચામાં આપણે અહીં નહિ ઉતરીએ. પણ આવા પ્રકારની અતૃપ્ત જીજ્ઞાસાવૃત્તિને પણ નાની મોટી ચોરીઓનું એક કારણ ગણવામાં કૃશો વાંધો નથી.

ઉપર આપણે ચોરીઓના થોડાએક પ્રકારો જોયા. એવા પ્રકારોના મૂળમાં રહેલાં કારણોના નાશથી જ ચોરીઓનો નાશ કરી શકાય છે.

હરભાઈ.

## વાતચીત

છાત્રાલયમાં રસ લેનાર એક અતિથિ એક વખત અમારા આંગણે ચડી આવ્યા હતા. વાત ચાલતાં ચાલતાં છાત્રાલય ઉપરની સીધી વાત ઉપર ચડી ગયા. તેમાંની કેટલીક નોંધવા જેવી અહીં નોંધું છું.

અતિથિ: " તમે તમારા છાત્રાલયની શરૂઆત કેટલા વિદ્યાર્થીથી કરેલી ? "

હું: " પાંચ વિદ્યાર્થીથી."

અતિથિ: " ત્યારે તો શરૂઆતમાં તમે છેક જ નાનું મકાન ચણાવ્યું હશે ? "

હું: " ના જી. શરૂઆતમાં અમારે મકાન હતું જ નહિ. શરૂઆતમાં મકાન હોવું એ અગત્યનું નથી જ."

અતિથિ: " કેમ ? મકાન વિના રહેવું કયાં ? અને છાત્રાલય શરૂ કરવું હોય તો મકાન તો પહેલેથી જ બાંધવું જોઇએ ને ? "

હું: " એ ખ્યાલ જ ખોટો છે; ઘણી વખત તો હાનિકર્તા પણ થઇ પડે છે. અમે અમારા છાત્રાલયની શરૂઆત ભાડાના મકાનથી કરી હતી. આપણે ત્યાં આજે એક એવી માન્યતા પ્રવર્તે છે કે પોતાના ઘરના મકાન વિના છાત્રાલય શરૂ કરી શકાય જ નહિ. એટલા માટે તો નાતવાળાઓ છાત્રાલયનો વિચાર જ મકાનથી શરૂ કરે છે; અને બીજા બધા વિચારોને એક કોરે રાખી મકાન માટે ફંડ પણ ઉઘરાવવા માંડે છે."

અતિથિ: " એમાં ખોટું શું છે ? મને તો એ વાત વ્યાજબી લાગે છે. પહેલેથી જ પોતાનું મકાન થઇ ગયું હોય તો પછી મકાનની કાયમ માટેની ચિંતા મટે. અને વળી મકાન બંધાઇ ગયું હોય એટલે પછી છાત્રાલય એટલું કાયમી થઇ ગયું સમજવું."

હું: " મને એ વિચારસરણી જ દોષિત લાગે છે. છાત્રાલય શરૂ

કરનાર માટે મહત્ત્વનો વિચાર છાત્રાલયના કેળવણી વિષયક આદર્શનો હોવો જોઇએ. એ નક્કી થયા પછી એ આદર્શ પોતાનો કરીને સર્વસ્વ ત્યાગીને છાત્રાલયમાં બેસી જનાર ફકીરી દિલનો ગૃહપતિ હોવો જોઇએ. આ બે બાબતો હસ્તગત થયા પછી છાત્રાલય ખોલવામાં આવે પછી ભલે તે ધર્મશાળામાં શરૂ થાય તો પણ એવું છાત્રાલય આગળ જતાં એક સાચી કેળવણીની સંસ્થા બની જવાનું છે. બાકી મકાનથી શરૂ થનાર છાત્રાલય કેટલીક વખત ભવિષ્યમાં કાઢનારાઓ માટે એક મોટા બોજા સમાન થઇ પડે છે. છાત્રાલયનું પોતાનું મકાન છે અને મોટું એક ફંડ છે માટે હવે તેને શરૂ તો રાખવું જ જોઇએ એ મનઃસ્થિતિ ઉભી થાય છે; અને સડી ગએલા અંગને પણ સમગ્ર શરીરના હિતની ખાતર કાપી નાખવાને બદલે સાચવી રાખવાની વૃત્તિ જન્મે છે. જ્ઞાતિ માટે, સમાજ માટે અને ખુદ વિદ્યાર્થીઓ માટે પણ આવી સ્થિતિ નુકશાનકારક ગણાય."

અતિથિ: "તો પછી ફંડની બાબતમાં તો આપ મારી સાથે સંમત છો ને?"

હું: "આપના શા વિચારો છે?"

અતિથિ: "મકાન આપણે પહેલેથી ન કરીએ એ તો જાણે કે ઠીક. વખત જતાં છાત્રાલયની સ્થિતિ સારી થાય તો પોતાનું મકાન તો પોતે બનાવી શકશે એ તો વાત સાવ કાઢી નાખવા જેવી નથી. પણ છાત્રાલય શાંતિથી ચાલે અને કાઢનારાઓને પાછળથી હમેશની ઉપાધિ ન રહે એટલા માટે શરૂઆતથી જ સારૂં એવું ભંડોળ તો એકઠું કરી લેવું જ જોઇએ ને? આ વિષયમાં તો મને લાગે છે કે તમે સંમત હશો જ."

હું: "ના જી. હું અહીં પણ સંમત નથી. હા, મકાનને માટે શરૂઆતથી પૈસા ન ઉઘરાવ્યા હોય તેથી સામાન્ય ભંડોળમાં પૈસા એકઠા કરી શકવા એ સહેલું બને છે ખરૂં. અને એટલા માટે કેટલાક આગેવાનો કુનેહ વાપરીને પહેલું સ્થાયી ભંડોળ એકઠું કરી લે છે. આ સ્થિતિ પણ બહુ ઇચ્છવા જેવી નથી. જો કે મારા આ વિચારોની સાથે આપના જેવા ઘણા અસંમત છે અને હશે, પરંતુ હું તો મારા વિચારો કહું છું."

અતિથિ: "આપના વિચારો જાણવા હું ઉત્સુક છું જ. સંમત થવું કે અસંમત થવું એ તો પૂરા વિચારો જાણ્યા પછી કહી શકાય. પણ કહો તો ખરા કે સ્થાયી ભંડોળ શા માટે ન કરવું?"

હું: "એનું કારણ તો એમ છે કે સ્થાયી ફંડથી માણસ બેફીકર બને છે. પોતે જે કામ કરતો હોય છે તે કામના ખર્ચ માટેની જવાબદારી જો તેને માથે ન રહે તો ખર્ચ કરવામાં તેમ જ કાર્ય કરવામાં તે થોડો ઘણો પણ બેદરકાર રહી જાય એ મનુષ્યસ્વભાવ છે. આ સ્વભાવને અપવાદો બહુ જ થોડા. આને બદલે સંસ્થાના કાર્યવાહકો પોતાના કાર્ય ઉપર જ નિર્ભર રહેતા હોય અને એ કાર્યની જ કિંમત ઉપર સમાજ પણ પૈસા આપતો હોય તો સંસ્થામાં જે પ્રકારનો પ્રાણ-જે પ્રકારની નવીનતા રહે તે સ્થાયી ફંડથી ચાલતી સંસ્થામાં કદિ પણ ન રહી શકે. વળી સ્થાયી ફંડનું એક પરિણામ એ પણ આવવાનો સંભવ છે કે કાર્યવાહકો અંદર અંદર તકરારે ચડે અને સ્થાપકો કે ટ્રસ્ટીઓ સત્તાના લોભી અને સત્તાના મદવાળા બને. આ પરિસ્થિતિ પણ કેળવણીની કોઇ પણ સંસ્થા માટે લાભદાયી ન ગણાય. હું કહું છું તે બધુ સંસ્થાઓમાં ચાલી રહેલું હોય છતાં આપણે તેને પારખી ન શકીએ તે તદ્દન સ્વાભાવિક છે, કારણ કે આપણી આંખ એ રીતે જોવાને ટેવાએલી જ નથી. માટે જ કહું છું કે મારા વિચારો સાથે સંમત થનારા ઘણા ઓછા મળવાનો સંભવ છે."

અતિથિ: "તમારી વાત છેક કાઢી નાખવા જેવી નથી જ. છતાંયે મને હજી એમ તો લાગ્યા જ કરે છે કે સંસ્થાઓએ સ્થાયી ભંડોળ રાખવામાં કશો જ વાંધો નથી. વારૂ, હવે આપને એક બીજો સવાલ પૂછું?"

હું: "જરૂર પૂછો."

અતિથિ: "આપને ત્યાં ગૃહપતિની શી વ્યવસ્થા છે? આપ પોતે ગૃહપતિના કામ ઉપરાંત બીજું શું કામ કરો છો?"

હું: "હું પોતે એકલો ગૃહપતિ જ છું. અમારી સંસ્થામાં એવો નિયમ છે કે ગૃહપતિ થાય તેણે બીજું કશું કામ કરવું જ નહિ. એક બીજી વાત પણ જણાવી દઉં. અમારા છાત્રાલયમાં અત્યારે સો જેટલા વિદ્યાર્થીઓ છે. તેમને રહેવા માટે અમે ત્રણ જુદાં નિવાસગૃહો રાખ્યાં છે; અને એ ત્રણે ઉપર એક એક સ્વતંત્ર મારા જેવો જ ગૃહપતિ રાખવામાં આવેલ છે."

અતિથિ: "આ તો વધારે પડતી વાત કહેવાય. એક તો આખા દિવસને માટે ગૃહપતિ રાખવો અને તે પણ ૩૦-૩૫ વિદ્યાર્થીઓ દીઠ એક એક? માફ કરજો સાહેબ, પણ તમારો આ વિચાર મારે ગળે ઉતરી શકે તેમ મને નથી લાગતું. હું તો શિક્ષકનું કામ કરતો હોય તેવા સુંદર અને

કામઢા માણસને ગૃહપતિ રાખવાના મતનો જ છું. પરંતુ ધારો કે સ્વતંત્ર અને આખા દિવસના કામ માટે ગૃહપતિ રાખવાના વિચારમાં સંમત થાઉં તો પણ ત્રણ ત્રણ ગૃહપતિ રાખવાનો વિચાર તો મને ઉડાઉ લાગે છે."

હું: "હા, ઉપરથી વિચાર કરતાં તેમ જરૂર લાગે તેવું છે. પણ એનું કારણ તો એમ છે કે આપણે છાત્રાલયની વિચારણા શુદ્ધ કેળવણીની દષ્ટિથી કરી શકયા જ નથી. છાત્રાલયને આપણે બહુ બહુ તો સુંદર અને વ્યવસ્થિત વીશી ગણીએ છીએ. આવી વીશીની ઉપર ગૃહપતિને આપણે એક સમજુ વ્યવસ્થાપક તરીકે મૂકીએ છીએ. પણ આ વિચાર હવે બદલાવો જોઇશે.

"આપણા વિદ્યાર્થીઓ શાળાઓમાંથી જે મેળવે છે તેના કરતાં અનેકગણું વધારે ઘર અને હવે ઘરનું સ્થાન સાચવી રહેલાં આપણાં છાત્રાલયોમાંથી મેળવે છે. જ્યાં આપણો વિદ્યાર્થી દિનરાત શ્વાસ લઇ રહ્યો છે, અને એ શ્વાસ વાટે અનેક પ્રકારના પ્રાણ પી રહ્યો હોય છે તે ઠેકાણાને આપણે કેવળ એક વીશી જેવું સ્વરૂપ આપી દઇએ તો તેમાં ભાવિ સમાજને ભારે નુકસાન થવાનું છે. આ દષ્ટિથી વિચાર કરતાં ઘરોને અને ઘરોના જેવાં ગણાવા મથતાં છાત્રાલયોને શાળા મહાશાળા કરતાં પણ અનેકગણું વધારે મહત્ત્વ આપવું ઘટે છે. વિદ્યાર્થીના સાચા કેળવનાર શિક્ષક નહિ પણ માબાપ અને આપણી જેવા ગૃહપતિઓ છે તે વાત હવે તો સમજી જવાના દિવસો આવ્યા ગણાય. તમે આ દષ્ટિથી વિચાર કરશો તો તમને હવે દેખાશે કે સારા એવા છાત્રાલયને એક નહિ પણ વધારે ગૃહપતિઓની આવશ્યકતા રહે છે. આવા ગૃહપતિઓ સામાન્ય શિક્ષકના કરતાં પણ વધારે લાયકાતવાળા હોવા જોઇએ. શાળાનો શિક્ષક બુદ્ધિનો જીવ હશે તો ચાલશે પણ છાત્રાલયના ગૃહપતિમાં તો જેને આપણે ચારિત્ર્યશીલતા કહીએ છીએ તે હોવું જોઇએ. તેનામાં એકલું જ્ઞાન કે એકલો વ્યવહાર હશે તે નહિ પાલવે. આવો માણસ શિક્ષકના કરતાં પણ વધારે કિંમતી હોય છે. માટે જ કહું છું કે ગૃહપતિની લાયકાત પણ શિક્ષકના કરતાં વધારે હોવી જોઇશે."

## સ્વયંસ્ફુરિત નાટ્યપ્રયોગો

એક છાત્રાલયમાં વિદ્યાર્થીઓએ નાટ્યપ્રયોગો કરવાનો વિચાર કર્યો. કંઇક વસ્તુ માટે મને પૂછવા આવ્યા. મેં તેમને બીજી જ સલાહ આપી...

કંઇ પણ સંવાદોને ગોતવા પાછળ સમય અને શક્તિ ખર્ચવાને બદલે મેં તેમને સ્વયંસ્ફૂરિત નાટ્યપ્રયોગો ભજવવાની સલાહ આપી.

નાટ્યપ્રયોગોને દિવસે હું હાજર રહ્યો હતો.

અલબત્ત આ વિદ્યાર્થીઓ આ જાતના પ્રયોગ માટે તદ્દન તાજા અને બીનઅનુભવી હતા, છતાં એકંદર જેટલા પ્રયોગો ભજવાયા તે જોયા પછી હાજર રહેલાઓ સર્વેએ પોતાનો સંતોષ જાહેર કર્યો. શરૂઆતમાં વિદ્યાર્થીઓને એમ લાગતું હતું કે તેઓ નિષ્ફળ જશે; પરંતુ પ્રયોગો પૂરા થયા પછી તેમનામાં પણ આશા પ્રગટી અને આવા પ્રયોગો ખૂબ સફળતાપૂર્વક ભજવી શકાય તેમ તેઓનો પણ અભિપ્રાય બંધાયો.

આપણાં છાત્રાલયોમાં નાટ્યપ્રયોગ ભજવવાની પ્રથા ચાલે છે. આવા પ્રયોગો પાછળ વિદ્યાર્થીઓનાં સમય શક્તિ ખૂબ ખર્ચાય છે અને કૃત્રિમતા પણ ઘણી પોષાય છે. જ્યારે સ્વયંસ્ફૂરિત પ્રયોગો ભજવવામાં સમય શક્તિની કરકસર થાય છે, નાટકીયા કૃત્રિમતા ટાળી શકાય છે, વિદ્યાર્થીઓની બુદ્ધિશક્તિ ખીલે છે, અને તેમનામાં તાત્કાલિક વિનોદશક્તિ પ્રગટે છે.

આ પ્રયોગ હરેક છાત્રાલયવાળાઓએ અજમાવવા જેવો છે. માત્ર આવા સ્વયંસ્ફૂરિત પ્રયોગો વખતે વ્યવસ્થા જાળવવી આકરી હોય છે તેથી તે બાબતમાં પહેલેથી જરા વધારે કાળજી લેવાય તેવી પેરવી ગૃહપતિએ કરવાની રહે છે.

નાટ્યપ્રયોગોથી વિદ્યાર્થીઓમાં અભિનય શક્તિ ખીલે છે; પરંતુ તે સાથે જો આવા પ્રયોગો વિદ્યાર્થીઓની પોતાની ઇચ્છા મુજબના હોય તો તેઓ પોતાના સાચા સ્વરૂપમાં ખીલી ઉઠે છે.

**હરભાઇ.**

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.

**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.**

લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

---

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B'2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૪ થું
૧૯૩૦

અંક ૮ મો
ઑગસ્ટ

:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

જુવાની પરરક્ષણને ધિક્કારે છે,
સ્વરક્ષણને ચાહે છે.

જુવાની પરાધીનતા તોડે છે,
સ્વાધીનતા પોષે છે.

જુવાની નમ્રતાને ફિક્કી ગણે છે,
ખુમારીમાં રાચે છે.

જુવાની મુરબ્બીવટ નથી વાંચ્છતી,
સમાનધર્મ મૈત્રી શોધે છે.

જુવાની દયાને ધુત્કારી કાઢે છે,
પ્રેમ પાછળ ગાંડી થઇ ઘૂમે છે.

## દયા

દયા રાખનારને માટે દયા એ સદ્‌ગુણ છે; પરંતુ જેની દયા ખાઈએ તેના ઉપર હમેશાં તે ઉપકારક જ બને છે તેવું નથી હોતું. સામા માણસની દયા ખાવાથી ઘણી વખત આપણે તેનું અપમાન કરીએ છીએ; અને પછી ધીમે ધીમે તે જ દયા તેને નુકશાન કરનારી પણ નીવડે છે.

દયા એ ઘણી વખત ખુશામતનો એક પ્રકાર થઇ પડે છે. જેમ ખુશામત કરવાથી સામો માણસ બગડે છે તેવી જ રીતે દયાથી પણ બગડે છે. એટલે દયા એ એક જાતની સૌમ્ય ખુશામત છે તેમ કહીએ તો ખોટું નથી. અહીં જ દયા અને પ્રેમનો ભેદ રહેલો છે.

દયા યથાકાળે શોભે ખરી, પણ એ તો ક્ષમાનો પ્રકાર હોય ત્યારે. આપણું અપમાન કરનાર ઉપર અથવા તો આપણું બગાડનાર ઉપર આપણે દયા કરીએ છીએ તે દયા ક્ષમાનું રૂપ છે. આપણું બૂરું કરનાર ઉપર આપણે ચીડાઇએ નહિ, આપણું ખરાબ ઇચ્છનારને આપણે ઉદારતાથી હસી કાઢીએ, આપણો દુશ્મન હોય અને તેનું બૂરું કરવાનો અવકાશ આપણા હાથમાં આવીને પડ્યો હોય તેવે ટાણે પણ આપણે તેના ઉપર દયા કરી જઇએ, એ બધાય ક્ષમાના પ્રસંગો હોય છે. પરંતુ આપણે ઉઘાડી આંખે દેખતા હોઇએ કે આ વખતે દયા ખાવી એ સામી વ્યક્તિનું અહિત કરવા બરાબર છે તેવે વખતે દયા દુશ્મન બની જાય છે. આવી દયાએ બાળકોને લૂલાં પાંગળાં બનાવ્યાં છે; તરુણોને અવળે માર્ગે જવા દેવામાં મદદ કરી છે; અને જેના જેના ઉપર આવા પ્રકારની દયાનો પ્રયોગ કરવામાં આવ્યો હોય છે તે બધાંયને પરાધીન અને પરતંત્ર બનાવ્યાં છે. માબાપોની આવી દયા બાળકોને શરીર અને મનનાં રોગી બનાવે છે; શિક્ષકોની આવી દયા તેના વિદ્યાર્થીઓને પરાવલંબી બનાવે છે અને ગૃહપતિઓની આવી દયાના કારણે જ છાત્રાલયમાં આળસ અને પ્રમાદ પોષાય છે.

દયા ઘણું જ સૂક્ષ્મ હથિયાર છે. બીજાના ભલા માટે તેને વાપરતાં ખૂબ વિચાર કરવો પડે છે. જે માણસ કેવળ નિસ્વાર્થ બની શકે, તે જ માણસ દયાનો પ્રયોગ કરવાનો અધિકારી બની શકે.

હરભાઇ.

# જમણ પછી હાથ ધોવાની કાળજી

છાત્રાલયોમાં શું કે ઘરમાં શું, જમ્યા પછી હાથ ધોવામાં નાનાં માણસો ઘણી ઉતાવળ કરે છે, કેટલીકવાર બેદરકાર પણ રહે છે. આમ થવાથી હાથમાં મેલ ઘણો જામતો જાય છે. બે આંગળાં વચ્ચેના ખાડામાં, નખની પોલાણમાં તથા નખના મૂળમાં કચરો જામીને સડે છે. ખસ ગુમડાં વગેરે એ મેલ દ્વારા ઉભાં થાય છે. જમીને હાથ લૂછવાનું સાધન ઘણે ભાગે ધોતીઉં જ હોય છે તેથી ધોતીઉ ગંદું થાય છે. જમણમાં મોટે ભાગે હળદર, ઘી, તેલ વગેરે વપરાય છે તેથી ચીકાશ અને પીળાશનું મિશ્રણ હાથ ઉપર ઠીક ઠીક કરતું જાય છે.

શૌચ પછી જેમ હાથ ધોવાની ખૂબ કાળજી રાખવી જોઇએ, તેટલી જ બલ્કે તેથી પણ વધારે કાળજી જમ્યા પછી હાથ ધોવામાં રાખવી જોઇએ.

(૧) હાથ ધોવા માટે સારી માટી, ધૂળ કે સાબુનો પ્રબંધ અવશ્ય રાખવો જોઇએ.

(૨) હાથ ધોવામાં પાણીનો લોભ થવો ન જોઇએ. નળમાં પાણી ન મળવાને લીધે, કૂવામાંથી પાણી સીંચવાની મહેનત બચાવવાને લીધે, પાણી ભરવા માટે બે ડગલાં આગળ જવાની મહેનત કે સમય બચાવવાના કારણે અગર વારાફરતી હાથ ધોવાના હોય ત્યાં પાછલા માણસની ઉતાવળને લીધે પુરતું પાણી હાથ ધોવામાં વાપરતા નથી. તે માટે જે તજવીજ શકય હોય તે ગૃહપતિએ કરવી જોઇએ.

(૩) દરેક વિદ્યાર્થીએ હાથ લૂછવાનો રૂમાલ જુદો રાખવો જોઇએ.

(૪) હાથ લૂછવાનો રૂમાલ વખતોવખત ધોવડાવવો જોઇએ.

(૫) ધોએલો હાથ લૂછ્યા વગર બે હાથ સાથે ચોળીને કે ભીનાશને મોઢે કે કાંડે યા તો પગ પર ફેલાવીને હાથ કોરા કરવાની ટેવ તજી દેવી જોઇએ.

(૬) દિવસે હાથ ધોવામાં જેટલી સંભાળ રખાય તેના કરતાં રાત્રે ધોવામાં વધારે સંભાળ રાખવી જોઇએ.

(૭) ઘણા લોકો હાથ ધોતા પહેલાં થાળીમાં પીરસેલું મીઠું હાથના ટેરવા ઉપર લગાડે છે અને એ રીતે સ્વચ્છતા સાધે છે.

(૮) ઘણાં ઘરોમાં જમી રહ્યા પછી બાજરાનો લોટ ચપટી ચપટી સૌને આપવામાં આવે છે. તે લોટથી હાથની સ્વચ્છતા સાધવામાં આવે છે.

(૯) જે ઘેર લીંબુ રોજ ખાવાનો રિવાજ હોય છે ત્યાં લીંબુનાં છોતરાંથી હાથને ભોજનને અંતે સ્વચ્છ કરવાની પ્રણાલિકા હોય છે. ૦

થોડા દિવસ જમી રહ્યા પછી છાત્રોના હાથની સ્વચ્છતાની પરીક્ષા થતી રહે તો કોઇ પણ એક રીત એ છાત્રાલયમાં પ્રચલિત થયા વગર નહિ જ રહે.

તા. ૨૪-૭-૩૦ }
પાટણ }

કલ્યાણરાય ન. જોષી.

## ગૃહપતિનું આંગણું

: ૧ :

આંગણું ન્હાનકડું હતું પણ ચોખ્ખું હતું. ન્હાના ન્હાના ક્યારાઓમાં થોડાક ફુલછોડ વાવ્યા હતા. બે ઝાડ હતાં: એક આસોપાલવ ને એક બોરસલી. બન્ને ઝાડ હજુ બાળક હતાં, પણ યોગ્ય સંભાળ ને ચાકરીને પરિણામે ઠીક જામ્યાં હતાં અને પવન વાતો ત્યારે પોતાનાં ગુચ્છાદાર માથાં હલાવી ઘરવાસીઓને ચમ્મર કરતાં હતાં. એક નાજુક ચોતરો હતો. ગૃહના કામકાજથી નિવૃત્ત થઇ ગૃહપતિ ઘેર આવતા ત્યારે શાંત મને ગૃહપતિ અહીં બેસતા. કોઇ ચાંદની રાત્રે આ ચોતરાની આસપાસ ગૃહપતિનો વાર્તાલાપ થતો અને વિદ્યાર્થીઓની મિજલસ જામતી. કોઇ કોઇ વાર કોઈ અભ્યાસશીલ વિદ્યાર્થી પોતાના તોફાની દોસ્તોથી કંટાળી આ ચોતરા પર આવી બેસતો અને એક ચિત્તે અહીં વાંચી શકતો. આંગણું ગૃહપતિના ઘરનું હતું, ગૃહપતિનું ન હતું.

: ૨ :

આંગણું ઠીક ઠીક મોટું હતું. એક બાજુ ગૃહપતિનું ઘર હતું અને ત્રણ બાજુ કાંટાળા તારની અક્કડ વાડ હતી. દરવાજે પાટિયું હતું: "રજા સિવાય અંદર આવવું નહિ." આંગણામાં એક બાજુ નાનામોટા પાંચ છ ખાટલા પડ્યા હતા. એની જ બાજુમાં થોડુંક ભાંગલું ફર્નિચર પડ્યું હતું. એક તરફ બે ચાર ઢોર બાંધેલાં જણાતાં. તે પર પતરાંનું છાપરું હતું. છાપરું ગંદું હતું. ઢોરનાં છાણમૂતર વળાઇ વળાઇને ત્યાં ખાડા પડ્યા હતા. ફળિયામાં એક ઠેર નળ હતો અને ત્યાં બે ચાર પથરા પડ્યા હતા. ઢોળાતા પાણીની યોગ્ય વ્યવસ્થાને અભાવે સાબુવાળા પાણીનાં ખાબોચિયાં ત્યાં ભરાતાં ને ગૃહપતિનાં નાગોડિયાં બાળકો તે ખૂંદતાં. આસપાસ બીના-

શને લીધે ખડ ઉગી ગયું હતું. મોકળાશ ઠીક ઠીક હતી પણ ત્યાં કાંઇ વાવી શકાય તેમ ન હતું, કેમ કે ગૃહપતિ સાહેબનાં ઢોર વાવેલું કે ઉગેલું ખાઇ જતાં કે ખૂંદી નાખતાં. એક બાજુએ મેંદી ઉગીને ઝાડ જેવી ઉંચી થઇ ગઇ હતી: તેના પ્રાકૃતિક વિકાસમાં આડે આવવું કાઇને યોગ્ય લાગ્યું ન હતું. આંગણામાં આડાંઅવળાં દોરડાં બાંધી વળગણીઓ બાંધી હતી; ત્યાં વિદ્યાર્થીઓની 'બા' ના સાડલા અને તેનાં બટુકોનાં પહેરણ ઝબલાં ચારેકાર તોરણની પેઠે લટકતાં રહેતાં.

વિદ્યાર્થી આ ફળિયામાં ભાગ્યે જ આવી શકતો કારણ કે 'જી'નો હુકમ હમેશાં સૌને 'ઑફિસ' માં જ મળતો. ભ.

## એક પિતાની ડાયરીમાંથી વાનગી

જુવાનો તો ડાયરી રાખે છે પરંતુ જુવાન હૃદયને ઓળખવાનો પ્રયત્ન કરનારા પિતાઓ પણ ઘણી વખત નાની નાની નોંધો પોતાની ડાયરીમાં કરે છે. તેવા એક જુવાન વિદ્યાર્થીના પિતાની ડાયરી મને જોવાનું સદ્ભાગ્ય મળ્યું. તેમાંથી થોડુંએક મેં ચૂંટી લીધું છે. તેમની રજાથી એ અહીં છાપું છું. ભવિષ્યમાં આવાં બીજાં અનેક ટાંચણો પસંદ કરી કરીને મૂકવાનો પણ ઇરાદો છે. જુવાન હૃદયી પિતાઓ મને પોતાની આવી ડાયરીઓ આપે તો મારા ઉપર અને સમાજ ઉપર કેટલો ઉપકાર થાય ? જુવાન હૃદયના તરંગો, વિચારો, મનોરથો અને અભિલાષાઓ આપણે જાણવા ઉત્સુક છીએ—એટલા માટે કે આપણે હાથે જુવાનોને અન્યાય ન થઇ જાય તો પછી જુવાનને પિતાના મથી રહેલા પિતાઓના પણ વિચારો આપણે જરૂર જાણીએ કે જેથી આજે તેમને પણ ઘણી વખત થતો અન્યાય અટકે. હરભાઇ.

* * *

બાળકો થાજે મા, થાજે તો જાજે મા, અને જાજે પણ રીસાજે તો માં જ !

* * *

અમારું માબાપોનું હૃદય જુવાન બાળકો ઓળખતાં થઇ જાય તો પ્રેમની દુનિયામાં કેવું પરિવર્તન થાય ? ઘેર ઘેર સ્વર્ગ જામે.

* * *

સમજુ અને પોતાની જાતને ડાહ્યાં ગણતાં માબાપો પણ પોતાના જુવાન બાળકને ન ઓળખી શકે તેવું નહિ બનતું હોય ?

* * *

જુવાન છોકરાંઓનાં હૃદય ઘણાં આળાં હોય છે. સાવ સાચી વાત. પરંતુ માબાપોનાં હૃદયો ક્યારેક તો એથીયે વધુ આળાં થઇ જાય છે એમ છોકરાંઓ સમજી જાય તો ? એવી પળો ઓછી હશે; પણ જેટલી ઓછી તેટલી વધારે તીવ્ર એમાં તો શંકા નથી જ.

* * *

આજે આ ચિ....ને થયું છે શું ? 'બાપુ' ગમે તે કારણે પણ સહેજ દુઃખી દેખાય તો એક ક્ષણ પણ એ બેદરકાર રહે એ અસંભવિત; સિવાય કે તેનો સ્વભાવ બાળસુલભ ટીખળ ઉપર ચડી ગયો હોય અથવા તો પોતે જ કંઇક દુઃખી થયેલ હોય. છતાં આજે તે આમ મારાથી દૂર કેમ રહે છે ?

* * *

ચિ....ને નવરાશ મળે કે તુરત જ તેની સાથે જીવનની અનેકવિધ વાતો કરવાના શોખીન મારા જેવાને આજે આ શું થયું છે ? બોલવાની આટલી બધી તીવ્ર ઇચ્છા હોવા છતાં આજે હોઠ ઉઘડતા કેમ નથી ? મારા જીવનનો પણ આ એક કોયડો જ છે ને ? કોને ખબર પડે છે કે હૃદયની લાગણીઓના વેગો કઇ દિશામાં વહી રહ્યા છે ?

* * *

મોટેરાંઓ મરજી પડે ત્યારે જાહેરમાં રોઇ શકતાં હોય તો ?

* * *

આમ તો કંઇ સમજાતું નથી. પરંતુ એટલું તો હું દેખી જ શકું છું કે ચિ...ઉપરથી ગમે તેવા દેખાવાના પ્રયત્નો કરે છતાં અંતરથી ખૂબ દુઃખી છે. મારા વર્તનથી તેમ થવા પામતું હોય તો મારા જેવા પિતાને એ ન શોભે. મારો ધર્મ તો તેને હરેક રીતે સુખી કરવાનો છે તે કેમ ભૂલાય !

* * *

આજના મારા વર્તનથી ચિ ...ને કંટાળો આવ્યો હશે ? ના, ના. તેમ માનવું એમાં તો એનું અપમાન છે. હું એ તો બરાબર સમજી શકું છું કે એ મારૂં dearest child છે તો હું તેનો dearest papa છું.

* * *

ઘણીએ વખત હું ભૂલી જાઉં છું કે ચિ....આખરે તો હજી બાળક છે, અને તેની સરખામણીએ તો હું જરૂર મોટો છું. પરિણામે ક્યારેક ક્યારેક એવું પૂછાઇ જવાય છે અથવા તો વર્તાઇ જવાય છે કે જેથી તેનું હૃદય મુંઝાય. આમાં પણ મારા જેવાએ ખૂબ દરકારવાળા બનવું પડે.

---

# અણગમતી પ્રવૃત્તિમાં સડવું ક્યાં સુધી ?

ઘણાં છાત્રાલયોમાં એવા છાત્રો વસે છે કે જેમની ઇચ્છા, જેમની શક્તિ અને જેમનું વલણ તેમના હાથમાં મૂકવામાં આવેલા કાર્ય તરફ બીલકુલ પ્રેમ બતાવી શકે નહિ. વડીલોની આજ્ઞાથી, બીજું કાંઇ ન સૂઝવાથી અગર બીજું સૂઝતું હોય તે વડીલને સંતોષ ન આપી શકે માટે પોતાને અણગમતી પ્રવૃત્તિમાં એવા છાત્રો જોડાઇ રહેલ છે. આવા છાત્રો પોતાની જાતને બહુ જ ખરાબ બનાવે છે; તેથી પણ વધારે ખરાબી તેમના ચેપથી અન્ય છાત્રોમાં પ્રસરે છે.

હવે જમાનો આવી પહોંચ્યો છે કે માબાપો સાચી વ્યવસ્થા પોતાના છોકરા માટે કરે; છોકરાઓ પણ પોતાના મનની સાચી વાત માબાપને જણાવી દે. આ ગાંધીયુગમાં વડીલ અને બાળકો વચ્ચેનો વિનયનો પડદો હતો તે તૂટી ગયો છે, તેથી છાત્રો ધારે તો સાચી વાત પોતાનાં માબાપને સહેલાઇથી કહી શકે તેમ છે. ગૃહપતિ પણ આ બાબતમાં છાત્રોની તેમ જ માબાપની ખીજમત ઉઠાવી શકે છે. દેશના ઘણા યુવાનોને કંઇ કરવું નથી હોતું ત્યારે કંઇક કરે છે એવું તેમના મનને અને વડીલોને સમજાવવા સારૂ તેઓ એકાદા છાત્રાલયમાં દાખલ થઇ જાય છે. વડીલના પૈસાની બરબાદી થાય છે, યુવાનના સમયની બરબાદી થાય છે અને તે બન્ને કરતાં વિશેષ મૂલ્યવાન યૌવનનો ઝળકાટ બરબાદ થાય છે; પરિણામે દેશને ભયંકર નુકશાન થાય છે. આવું ભયંકર નુકશાન છાત્રાલયો નહોતાં ત્યારે ઓછું થતું હતું. આ છાત્રાલયના યુગમાં આ ભયંકર નુકશાન પરદેશી વેપારીઓની યુક્તિથી દેશને થતા આર્થિક નુકશાન કરતાં ઘણે દરજ્જે વધારે થયા કરે છે.

છાત્રાલયોનો આશ્રય મળવાથી ઘણી સાહસિક ઊર્મિઓ વણખેડાએલી દબાઇ રહે છે; ઘણાં ક્ષાત્રતેજ ધુંધવાઇ ધુંધવાઇ ઠરી જાય છે; ઘણી કારીગીરી અને હિકમતો ગર્ભાશયમાં જ સડી જઈ તેની કસુવાવડ થાય છે; અને ઘણી અપૂર્વ શક્તિનાં બીજ સમાજની શિષ્ટતાના રક્ષણનાં છોતરાં અને કોચલાં ફોડી બહાર ન આવી શકવાથી તે અપૂર્વ શક્તિ મૃત દશામાં પડી રહે છે.

યુવાનો આત્મનિરીક્ષણ કરી અણગમતી પ્રવૃત્તિમાં સબડ્યા કરવાનું છોડી દે; માબાપો બીજા કશા ખાતર નહિ તો અખતરા ખાતર ખોટો

પક્ષપાત છોડી દઈ પોતાના પુત્રોને તેમને રુચતા માર્ગ ઉપર આથડવા દે, તેમને સાહસ માટે રીઢા થવા દે. ગૃહપતિઓ આવા યુવાનોને અને યુવાનોના વાલીઓને પોતાની શિક્ષક તરીકેની પ્રતિષ્ઠા ઘટી જવાની બીક રાખ્યા વગર સાચી વાત કહી દેશને થતું પારાવાર ભયંકર નુકશાન અટકાવે.

તા. ૧-૮-૩૦ } કલ્યાણરાય ન. જોષી.
પાટણ

## આજે મારૂં ભાષણ છે!

રામભાઇ મારા મિત્ર છે. તેમના વિચારો હમેશાં ઘણા ઉન્નત હોય છે. આદર્શોથી પ્રેરાઇને તેમણે કોલેજના અધ્યાપકની મોટા પગારની જગ્યાને નકારી અને આજે એક છાત્રાલયમાં ગૃહપતિ થઇ બેસી ગયા છે. ગૃહપતિપદ દ્વારા જુવાનોને પ્રેરવાના તેમના મનોરથો છે. પોતે એમ.એ. થએલા છે અને તત્ત્વજ્ઞાનના ખાસ અભ્યાસી છે. પોતાના વિચારોને સમાજ પાસે રજુ કરવાની એકેએક તક લેવા તેઓ ચૂકતા નથી. તેમના શહેરના જે જે લોકો તેમને ઓળખે છે તેઓ પણ કંઇ ને કંઇ બાબત ઉપર અવારનવાર તેમનાં વ્યાખ્યાનો ગોઠવ્યા જ કરે છે.

પરંતુ જુવાન રામભાઇના આદર્શોએ હજી મૂર્ત સ્વરૂપ નથી પકડયું. વિચારમાં તેઓ ખૂબ આગળ છે; વિચાર રજુ કરવામાં એથીયે આગળ છે. પણ તેમના વિચારો વિચારોથી જ અટકી જાય છે; વિચારોના વ્યવહારની તેમના અંતરમાં ધગશ ઘણી છે પણ તેવા વ્યવહારનો અવકાશ તેઓ જોઇ શકતા નથી.

તેમના છાત્રાલયની મુલાકાતે હું ઘણી વાર જઉં છું. તેવા વખતે અનેક પ્રકારની વાતો અમે કરીએ છીએ.

અમારી વાતો ચાલતી હોય ત્યારે અવાર નવાર વિદ્યાર્થીઓ પણ વચ્ચે આવી જાય. તેવા વિદ્યાર્થીઓ સાથે રામભાઇ જે ટૂંકી વાતો કરી નાખે તેમાંના થોડાએક નમુના આ રહ્યા.

: ૧ :

વિદ્યાર્થી: " સાહેબ, શંકરને તાવ ઓછો થતો જ નથી. સહેજ પણ બરફની કોથળી બેસાડીએ છીએ કે તુરત જ ચાર ડિગ્રી ઉપર આવીને ઉભો રહે છે."

રામભાઈ: "કંઈ ફિકર નહિ બરફ મૂકજે જ રાખો. જોજો, જરા પણ ગફલતમાં નહિ રહેતા; અને બરફ તો આગળ પાછળ અપગણુ રાખો જ. બધા વારાફરતી ગોઠવાઈ ગયા છે કે ?"

વિદ્યાર્થી: "હા જી. બબ્બે કલાકના વારા ગોઠવ્યા છે; અને એની સાથે બબ્બે વિદ્યાર્થીઓને રાખ્યા છે."

રામભાઈ: "એ સરસ કર્યું. રાતની વ્યવસ્થા પાકી રાખજો અને રાતના વારામાં મોટા વિદ્યાર્થીઓ સિવાય કોઈને નહિ રાખતા."

વિદ્યાર્થી: "તેમજ કર્યું છે. આપનો વારો ૭ થી ૯ નો ગોઠવ્યો છે તે કહેવા માટે આવ્યો છું."

રામભાઈ: "એ જરા બરાબર ઠીક ન કર્યું !"

વિદ્યાર્થી: "કેમ સાહેબ ? એ જ ઠીક છે. ૭ થી ૯ આપ હો તેથી તમામ વિદ્યાર્થીઓ ભોજન વગેરે શાંતિથી પતાવી શકે છે; અને વળી એ જ વખત એવો છે કે જ્યારે શંકર બકવા માંડે છે. વારો ન ગોઠવ્યો હોત તો પણ ૭ થી ૯ સુધીમાં આપને આવવું જ પડત."

રામભાઈ: "તે બરાબર છે, પણ આજે મને ૭ થી ૮ મુક્ત રાખો તો સારૂં. જો કે સેવાદળવાળાઓને હજી પણ કહેવડાવી તો શકાય કે રાતની સભા આઠને બદલે નવ સાડાનવે રાખે, પણ કર્તવ્યધર્મ એમ કહે છે કે આપણી સગવડ ખાતર આપણે બીજાઓને મુશ્કેલીમાં ન મૂકવા જોઈએ."

વિદ્યાર્થી: "સેવાદળમાં શું છે સાહેબ ?"

રામભાઈ: "આજે ૮ થી ૯ મારૂં ભાષણ છે."

હું: (વચ્ચે) "શો વિષય છે રામભાઈ ?"

રામભાઈ: "મારા ભાષણનો વિષય છે 'કર્તવ્યધર્મ'. જુઓને, હું એ જ બાબત ઉપર મુદ્દાઓ નોંધી રહ્યો છું."

: ૨ :

વિદ્યાર્થી: "સાહેબ, આપ સવારે ફરવા ગયા હતા ત્યારે આપણો ચોકીદાર આપને મળવા આવ્યો હતો."

રામભાઈ: "શું કામ હતું તે પૂછી લીધું કે નહિ ?"

વિદ્યાર્થી: "હા જી; ગઈ રાત્રે એના ઘરમાં ચોરી થઈ છે."

રામભાઈ: "એના ઘરમાં બીજું કોઈ નથી શું ?"

વિદ્યાર્થી: "એની સ્ત્રી અને એનો એક બાર વર્ષનો પુત્ર છે; અને

૭ દિવસથી અણઉતાર તાવ આવે છે, અને બે દિવસથી તો એનો દીકરો પણ તેમાં સપડાયો છે."

રામભાઈ: "તો આપણે એમ કરો; રાત્રે મોટા મોટા વિદ્યાર્થીઓના ચોકીના વારા ગોઠવો અને ચોકીદારને બે ત્રણ દિવસ માટે છૂટો કરો."

વિદ્યાર્થી: "હા જી, એ બરાબર છે; આપણે એ જરૂર ગોઠવશું. પણ ચોકીદાર કહી ગયો છે કે બપોરે ચાર વાગે તેને ફોજદારીમાં જવાનું છે અને ઘેર તેની સ્ત્રી તથા દીકરા પાસે કોઈને રહેવાની જરૂર છે માટે બે ત્રણ વિદ્યાર્થીઓને ત્યાં મોકલવા, અને પોલિસવાળાઓ તેને હેરાન કરવાને બદલે કંઈક મદદ કરે તે માટે આપે ફોજદાર સાહેબ પાસે ચાર વાગ્યા પહેલાં જરૂર જઈ આવવું."

રામભાઈ: "અરે રામ. મારી કેવી સ્થિતિ થાય છે? આજે બરાબર ૨ થી ૪ વાગ્યા સુધી અમારા મિત્રમંડળની બેઠક છે અને મારે ત્યાં હાજર રહ્યા સિવાય ચાલે તેમ જ નથી."

વિદ્યાર્થી: "પણ સાહેબ, આપણો ચોકીદાર કહેવાય. આજે એને ખરી ભીડ છે, તે વખતે તો આપણે બધું છોડીને તેને મદદ કરવી જ જોઈએ ના?"

રામભાઈ: "હું એ બધુંય બરાબર સમજું છું. તમારા બધામાં સેવાનો પ્રેરણાદાયી મંત્ર પણ મેં જ ફૂંક્યો છે ને? પરંતુ..."

હું: "પરંતુ રામભાઈ, તમારે એ માંદા છોકરાના ખાટલા પાસે આજે બેસવું જોઈએ અને ફોજદારીમાં તો ચોકીદારને સાથે લઈને જવું જોઈએ. આવા ગરીબ માણસો—અને તેયે આપણા પોતાના. તેમને યોગ્ય કાળે મદદ ન કરીએ તો તો પછી થઈ રહ્યું ને? મિત્રમંડળની બેઠકમાં આજે ભલે તમારી ગેરહાજરી પૂરાય."

રામભાઈ: "એમ ચાલે તેમ નથી ભાઈ, આજની બેઠકમાં મારું પોતાનું જ ભાષણ રાખવામાં આવેલું છે!"

હું: "આજના ભાષણનો શો વિષય છે?"

રામભાઈ: "સેવાધર્મ."

:૩:

વિદ્યાર્થી: "સાહેબ, નીચે આપણો ધોબી આવ્યો છે અને આપને મળવા માગે છે."

રામભાઈ: "હું એ લુચ્ચા ચોર ધોબીને મળવા માગતો નથી."

વિદ્યાર્થી: "પણ સાહેબ, એ ટાઢ કલાકથી તપે છે; અને બેઠો બેઠો રડ્યા જ કરે છે."

રામભાઇ: "એને એના પાપનું ફળ મળવું જ જોઇએ. એ ભલે રડતો. આજે હવે મારૂં હૃદય પીગળવાનું નથી. એને મેં ત્રણ વખત તો જતો કર્યો છે; આ વખતે તો હવે તેનું ભાન ઠેકાણે લાવવું જ પડશે."

વિદ્યાર્થી: "પણ સાહેબ, એ બિચારાને દશ વાગે ફોજદારીમાં બોલાવ્યો છે. મારી પાસે કરગરીને એણે કહ્યું છે કે આપની ચિઠ્ઠી લઇને જશે તો જ ફોજદાર એને આજે છૂટો રાખશે, નહિતર તો એને બિચારાને પોલિસના મારની પણ બીક લાગે છે."

રામભાઇ: "તે હું શું કરૂં? મેં એના ઉપર ઘણી વખત રહેમ રાખી. આજે તો હવે એ માર ખાશે ત્યારે જ પાંશરો થશે."

હું: (વચ્ચે) "તે રામભાઇ, તમારા ધોબીને છે શું તે આ તમારો વિદ્યાર્થી એની આટલી બધી વકીલાત કરવા લાગ્યો છે?"

રામભાઇ: "એ અમારાં કપડાં ધોવા લઈ જાય છે અને પછી સારાં સારાં કપડાં રાખી લઇ કહે છે કે એ કપડાં તો ખોવાઇ ગયાં! તેને ખૂબ ધમકાવીએ ત્યારે પાછો બે દિવસે આવીને આપી જાય છે."

હું: "એ તો ધોબીઓનું એમ જ ચાલે. પણ આજે આ ફોજદારી ને એ બધું શું છે?"

રામભાઇ: "આ વખતે એણે એથીયે વધારે હરામખોરી કરી છે. ધોવાનાં કપડાં બાંધી જતી વખતે અંદર એક વિદ્યાર્થીનો નવો ને નવો કોટ નાખી દીધો. બીજા એક વિદ્યાર્થીએ તે જોયું અને તેને પકડ્યો."

હું: "પછી?"

રામભાઇ: "પછી આ વખતે તો મેં રીતસર ફરીયાદ જ નોંધાવી છે. હવે તો તેને ઠેકાણે લાવ્યે જ છૂટકો."

હું: "પણ એ માને છે કે નહિ?"

વિદ્યાર્થી: (વચ્ચે) "હા જી; એ બિચારો માને છે એટલું જ નહિ પણ રડતો રડતો માફી માગે છે; હવે ફરિ નહિ કરવાનું વચન આપે છે. એ એમ પણ કહે છે કે આ વખતે તેને માફ કરો. હવે પછી જો એવું કંઇ પણ બનશે તો એ પાછો આવી વિનતિ નહિ જ કરે. આપણે કહીએ તેટલો દંડ ભરવા પણ તૈયાર છે. પણ પોલિસ દાદાઓથી એ બ્હીએ છે માટે

કરગરતો આવ્યો છે."

રામભાઇ: "એ લુચ્ચો છે! તમે બાળક છો તેથી ભોળવાઇ જાઓ છો. આજે એને જતો કરો એટલે કાલે પાછો એનો એ સમજવો."

વિદ્યાર્થી: "એના વતી હું આપને કહું તેથી આપને ગળે નહિ ઉતરે; એની એવી વિનતિ છે કે આપ તેનું પાંચ મિનિટ સાંભળો. પછી આપને યોગ્ય લાગે તો જ તેને પોલિસોના હાથમાંથી ઉગારી લેજો."

રામભાઇ: "ના, એ નહિ બને. હું એને મળવા ઇચ્છતો નથી અને નવરો પણ નથી."

હું: (વચ્ચે) "રામભાઇ, એને જે કહેવાનું છે તે તો તમારે સાંભળવું જ જોઇએ. પાંચ મિનિટ સાંભળવામાં શી અડચણ છે?"

રામભાઇ: "ઠીક, એને કહો કે આજે બપોરે ચાર વાગે મને મળે."

વિદ્યાર્થી: "પણ સાહેબ, દશ વાગે તો ફોજદારીમાં હાજર થવાનું છે. ત્યાંથી છૂટો થશે તેવો તેને સંભવ જ નથી. માટે તો અત્યારના પહોરમાં એ મળવા આવ્યો છે."

રામભાઇ: "પણ ત્યારે અત્યારે તો હું જરાય નવરો નથી. તમે જુઓ છો ને કે હું તૈયાર થઇને જ બેઠો છું. મારે તો હમણાં જ જવાનું છે."

હું: (વચ્ચે) "વળી આજે અત્યારમાં ક્યાં જવાનું છે, રામભાઇ?"

રામભાઇ: "આજે અત્યારમાં પેલા મિશનરી લોકોએ શહેરમાં મારું વ્યાખ્યાન ગોઠવ્યું છે."

હું: "આજના વ્યાખ્યાનનો શો વિષય છે!"

રામભાઇ: "પ્રેમધર્મ."

હરભાઇ.

## ઇમર્જન્સી

**: ૧ :**

...છાત્રાલયના ગૃહપતિ પગારદાર હોવા છતાં સેવાભાવી ને દૂરદેશીવાળા હતા. સ્થિતિને અંગે એમને શહેરની હાઇસ્કૂલમાં શિક્ષકની નોકરી કરવી પડતી હતી છતાં ઉદાર વિચારના અને સ્વાતંત્ર્યના ફાયદા સમજનાર હતા. એમનું મિત્રમંડળ કેળવણીના અદ્યતન વિચારો ધરાવનારું હતું તેથી એ ભાઈ પણ એમના સંપર્કથી શિક્ષણનાં પત્રોપુસ્તકો વાંચતા રહેતા.

અઠવાડિક રજામાં તેમ જ બીજી રજાઓમાં તેઓ ભાતભાતના

કાર્યક્રમો ગોઠવતા. કોઈ વખત પાસેના કોઈ ગામડામાં જતા, કોઈ વાર નજીકના આંબાવાડિયામાં કે વનમાં રજાનો દહાડો ગાળતા, તો કોઈ વાર તરી શકાય તેવાં જળાશયો તરફ જઈ ચડતા. આવે બધે પ્રસંગે લગભગ આખો દહાડો બહાર જ રહેવાનું થતું તેથી ભોજનનો પ્રબંધ પણ જુદી જુદી રીતે સાથે જ કરવો પડતો. કોઈ વાર એકલાં ફળો કે કાચાકોરા પર ચલાવી લેતા, કોઈ વાર વિદ્યાર્થીઓની ટુકડીઓ ઓછા સમયમાં અને ઓછી મહેનતથી પકાવી શકાય તેવો ખોરાક પોતાને હાથે જ રાંધી લેતી, તો કોઈ વાર છાત્રાલયમાંથી તૈયાર ફરાળ પણ મગાવવામાં આવતું. આ ઉપરાંત સ્વયંપાકનો કાર્યક્રમ એમના ગૃહની એક વિશિષ્ટતા હતી. મહિનામાં એકાદ બે વાર વિદ્યાર્થી પોતાનો ખોરાક એકલો કે ટુકડીમાં પોતાને હાથે જ પકાવતો અને તેની સઘળી તૈયારી તેણે જાતે જ કરવી પડતી. ગૃહ તરફથી તો તેને ગૃહનું વિદ્યાર્થીમંડળ નક્કી કરે તેટલી રકમ–પૈસા મળતા.

એક વાર ગૃહનો એક રસોયો રજા પર ગએલો. બે રસોયા કામકાજ ચલાવતા હતા, તેમાં એક અચાનક માંદો પડ્યો અને ગૃહ મુશ્કેલીમાં આવી પડ્યું. મોટા મોટા ત્રણચાર પ્રાહણ વિદ્યાર્થીઓ એકલા રસોયાની મદદે જઈ ચડ્યા ને એમ એક અઠવાડિયું ચાલ્યું છતાં કશી મુશ્કેલી પડી નહિ, કશી ફરિયાદ આવી નહિ.

ગૃહપતિએ આ પ્રસંગે પોતાની ડાયરીમાં લખ્યું: “શિવશંકર રજા પર ગયો અને કુંવરજી માંદો પડ્યો. પ્રાણલાલ એકલો રહ્યો તે રસોડાની વ્યવસ્થાને કેમ પહોંચી વળશે તેની મને ભીતિ હતી. પણ પ્રદ્યુમ્ન, રમાનાથ ને હરિહરે રંગ રાખ્યો. પણ એ તો જરા મોટી ઉંમરના અને સામાન્ય કુટુંબમાંથી આવેલા એટલે મહેનત કરી શકે તેવા ગણાય. કમલનયને જે તત્પરતા બતાવી તેથી હું ખરે મુગ્ધ થઈ ગયો છું. લક્ષાધિપતિના એ છોકરાએ સ્વેચ્છાથી જ રસોડાની મુશ્કેલી સફળતાથી પાર કરવામાં જે ફાળો આપ્યો તે ખૂબ જ સરસ લેખાય. મને આમાં સ્વાતંત્ર્યનો વિજય જણાય છે. વિદ્યાર્થીને જવાબદારીનું ભાન થતાં તે કેવું ફક્કડ કામ કરી બતાવે છે તેનો આ દાખલો છે.

: ૨ :

નીલકંઠરાય ... ના નિના છાત્રાલયના સુપ્રિન્ટેન્ડેન્ટ હતા. પોતે ગ્રૅજ્યુએટ હતા અને ઘરના સુખી હતા. એ છાત્રાલયના સેક્રેટરી સાહેબ એમના પિતાના

મિત્ર થતા તેથી એમના આગ્રહથી તેમણે આ ઉપકમાણી સ્વીકારી હતી. સેક્રેટરી સાહેબ જૂના વિચારના અને 'અભ્યાસ' ને મૂળ વસ્તુ સમજી એની આસપાસ બોર્ડિંગ હાઉસની બધી પ્રવૃત્તિ રચાવી જોઇએ એવા આગ્રહી હતા. નીલકંઠરાયને કશો ઘરાળ ઉલાળ ન હતો. પોતે તાજા જ વિધુર થયા હતા અને એમ.એ. માટે વાંચતા હતા એટલે આ 'જૉબ' એમણે વગર આનાકાનીએ સ્વીકારી હતી. સેક્રેટરી સાહેબ વાનપ્રસ્થ સરકારી નોકર હોઈ પોતાનો ઘણો ખરો વખત બોર્ડિંગમાં જ ગાળતા (કે અર્પણ કરતા!), એટલે નીલકંઠરાયનો બોજો સહેજે હળવો રહેતો.

'અભ્યાસ' મૂળભૂત વસ્તુ હોઈ સવાર સાંજ વિદ્યાર્થીઓનો ઝોક એ પર જ રહેતો. બીજી કશી પ્રવૃત્તિ થઇ શકતી નહિ, કરી શકાતી નહિ. રમત અઠવાડિયામાં બે વાર રમાતી. ધોવાને માટે રવિવાર જ રહેતો. પરિણામે આ બોર્ડિંગમાં વિદ્યાર્થીઓનાં શરીર નબળાં, ફિક્કાં ને ગંદાં જણાતાં. પણ વાર્ષિક પરીક્ષા વેળા તેમનાં સુંદર પરિણામો સૌ કોઇને તેમની અદેખાઇ કરાવતાં. સેક્રેટરી સાહેબ તે માટે ગર્વ લેતા અને એ બધાને અભિનંદન આપવાના વાર્ષિક મેળાવડામાં ભાર દઇને અભિમાનપૂર્વક બોલતા.

છોકરાઓ ૪૦ હતા પણ રસોયો એક જ હતો. જીવરામ રસોયો વેકેશનોમાં સેક્રેટરી સાહેબને ત્યાં ઘણી વાર રસોઇ કરતો જોવામાં આવતો.

સવારના આઠેક વાગ્યાનો સમય હતો. રસોડામાં મોટા મોટા ટોપ ચડી ગયા હતા; જીવરામ મેલે પોતીયે કણેક ગુંદી રહ્યો હતો.

એક બાઇ દોડતી આવી ને જીવરામને કહેઃ "તારી વહુને સરપ કરડ્યો છે એટલે જલદી ઘેર ચાલ." જીવરામ તો ટોપી માથે મૂકતો ને લોટી નાખતો ઘર ભણી દોડ્યો. એક વિદ્યાર્થીને પોતાના જવાનું કહેતો ગયો.

હવે શું થાય? ચાળીશ જણનું રાંધે કોણ? સેક્રેટરી સાહેબ સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે હાજર હતા. તેમણે હુકમ છોડ્યો: "નીલકંઠરાય, બધા વિદ્યાર્થીઓને હાથોહાથ લગાડી દ્યો રસોડામાં. આટલુંયે મહેનતનું કામ નહિ કરે તો શું કરશે?"

રસોડાનો દેખાવ જોવા જેવો હતો. કોઇ કોઇને નહિ જેવી રસોઇ આવડતી પણ તે આવડા મોટા રાંધણાને શી રીતે પહોંચી વળે? વળી દરેકને પોતાના પાઠો તૈયાર કરી સાડા અગિયારે તો નિશાળભેગું થવાનું જ હતું. પછી જોઇ લ્યો મજા! એક તો અણઆવડતવાળા ને તેમાં એકલા

'અભ્યાસ પરાયણ' વિદ્યાર્થીઓ ! ઘોંઘાટ, ધમાચકડી ને અવ્યવસ્થામાં જ સૌ સાચું પાકું જમીને સાંજ ચાર વાગે પરવાર્યા.

તે જ સાંજે નીલકંઠરાય સાથે સેક્રેટરી સાહેબ આ પ્રમાણે વાતચીત કરતા સંભળાયા: "આ મહાજનિયાઓ કેવા હરામ હાડકાંના બની ગયા છે તે જોયું ને ? કોઈક દહાડો હાથે રાંધવાનું આવ્યું તેમાં તો મારી પાસે ડેપ્યુટેશન લાવવા માગે છે એવી બાતમી મને આપણો વિઠ્ઠલ આપી ગયો છે. એમને આવી ઇમર્જન્સી ( અણધાર્યા પ્રસંગ ) માટે કાંઇક ગોઠવણ જોઇએ છીએ. આવવા દો મારી પાસે. હું જરા ખંખેરીશ એટલે પાંસરા થશે. જાણે સાવ લૂલા પાંગળા ! મોટા બાદશાહના દીકરા !"

સેક્રેટરી સાહેબને કોણ કહેવા જાય કે એ બધા 'લૂલા પાંગળા ને બાદશાહના દીકરા' એમના પેલા 'અભ્યાસ' ના વળગાડને પરિણામે જ રહ્યા છે ? કોણ સમજાવે કે એ બધો તમારો જ દોષ છે ?

ડરપ

## જુવાનના તરંગો

[૧]

તા. ૫ : ૬ : ૧૯—

જ્યારે ચિત્ત આનંદમાં હોય છે અને આસપાસનું વાતાવરણ સંતોષકારક હોય છે ત્યારે કેવા સરસ વિચારો આવે છે ? અને કોઇ કોઇ વાર એ જ મનમાં અતિ ભયંકર વિચારો સ્થાન મેળવે છે ! ઘણીએ વાર પાછળથી એ વિચારો યાદ આવે છે ત્યારે મારાથી જ માની નથી શકાતું કે એ વિચારો મારામાં ક્યાંથી પ્રવેશ્યા ? ઘણી વાર શૂન્યાકાશની જેમ હું પણ મૂઢની માફક બેસી રહું છું અને ચિત્તપ્રદેશ વિચારમુક્ત હોય છે.

આ બધાનું શું પરિણામ ? વિચારોને જેમ આવે તે જ રીતે જવા દેવા ? તેમાંના સારાનરસા વિચારોનું પ્રથક્કરણ કરીને પ્રગતિને પંથે કેમ ન જઇ શકાય ? મારા માનસિક રોગોનું ઔષધ હું જ વૈદ બનીને કેમ ન શોધું ? વિચારો આવે ને જાય પણ તે બહાર ન પડે ત્યાં સુધી અંતરમાં અત્યંત અસંતોષ રહી જતો હોય તેમ ઘણી વાર ભાસે છે. કોઇની પાસે દિલ ખોલીને સારાનરસા વિચારો વ્યક્ત કરવાનું બહુએ મન થાય છે પણ કોની પાસે એ વિચારો કહી બતાવું ને હળવો થાઉં ?

જુવાનીમાં તોફાન અને મસ્તી સ્વાભાવિક છે. જુવાનો ઉકળતા, ધણુ-ધણુતા, ઉભરાતા, ધુંધવાતા, ફફડતા, ગુંગળાતા હોય છે. બાળકમાંથી સીધા કંઈ માણસ થઈ જવાય? જુવાની એ બેની વચ્ચેનો સંધિસમય છે. જુવાનોથી ચાલુ સમાજવ્યવસ્થા, દેશની ગુલામી કે વડીલો અને માબાપની સંકુચિત વૃત્તિ સહન નથી થઈ શકતી. જ્યાં ને ત્યાં તે પોતાના વિચારો અને વિરોધો બહાર પાડવા મથે છે; પણ તેને કોઈ સાંભળતું કે ઉત્તેજન આપતું નથી. ઘણી વાર તેને સાંખી લેવાને બદલે સામેથી ઠપકો મળે છે, તો ઘણી વાર તેની મશ્કરી પણ થાય છે. એવું થાય છે ત્યારે ઉકળતા, ઉભરાતા જુવાનો ધુંધવાયા કરે છે. કોઈ નબળા પોચા હોય છે તે ફફડે છે અને ઘણી વાર ગુંગળાઈ જાય છે.

[ ૨ ]

તા. ૬ : ૬ : ૧૯—

'માબાપો અને તેનાં સંતાનો વચ્ચેનો સંબંધ કેવળ પ્રેમનો અને મમતાનો છે. સલાહ અને શીખામણ આપવી એ એમનું કર્તવ્ય છે. પણ તેમણે પોતાના પુત્ર કે પુત્રીની ઇચ્છાઓ–મહત્ત્વાકાંક્ષાઓ અને આદર્શો જાણવાનો પ્રયત્ન પણ સાથે સાથે કરવો જોઈએ.

ઘેર આવ્યો તેને બીજે દિવસે મને શું મળ્યું? ઉત્સાહભેર આનંદથી ઉછળતો હું ઘેર આવ્યો અને મેં અહીં શું જોયું? મારે જે ઉત્તેજન અને વ્હાલના બે શબ્દો જોઈતા હતા તે પણ ન મળ્યા! મને ખાવાનું નથી જોઈતું; મને પૈસા નથી જોઈતા. મને નથી જોઈતો મોજશોખ, વૈભવ કે ગાડીઘોડા. કંઈએ મારે તો નથી જોઈતું. મને જો કોઈ સાચી રીતે સમજી પિછાની શકતું હોય અને આ રીતે મારી ઉણપો પૂરી શકતું હોય તો તે જ મને તો ગમે. એથી વિશેષ કરવા માટે હું ઝંખતો નથી.

માબાપ ઇચ્છે છે કે છોકરાઓ વિનયી થાય, આજ્ઞાંકિત થાય અને છતાંયે હુશિયાર, ચાલાક અને બહાદુર થાય. પણ એ બધી વસ્તુઓ કઈ જગ્યાએથી આવે? એ વસ્તુઓ જોઈતી હોય તો પણ કંઈ એકદમ મળે છે? મહેનતથી, ખંતથી અને પ્રેમપૂર્વક એ વસ્તુઓ સંતતિમાં ઉતારી શકાય એ માબાપ કેમ ભૂલી જાય છે? આ જમાનો બંડનો છે. ચારે બાજુ બંડ અને બળવો જ દેખાય છે. ઘરમાં, સમાજમાં, દેશમાં, જગતમાં બધેય જૂનું તોડી નવું કરવાની પ્રબળ વૃત્તિ દેખાય છે. હજી તો જૂનું

તૂટયું નથી એટલે પહેલું કામ તો ભાંગતોડ અને ભાંગફોડ કરવાનું જ છે. ઘરમાં જ્યારે જ્યારે આવું બને છે ત્યારે ત્યારે ભાંડખોર વૃત્તિ એકદમ જુવાનના હૃદયમાં જોર કરી ઉઠે છે.

[ ૩ ]

તા. ૭ : ૬ : ૧૯—

ગદ્ધાપચ્ચીશીની વાત વડીલો પાસેથી મેં પહેલી વાર સાંભળી. જુવાનની લાગણીઓ અને જુવાનની આશાઓને આ ગદ્ધાપચ્ચીશીની મૂર્ખાઈઓ અને બાલિશતા સાથે સરખાવતાં વડીલોને કંઈએ નહિ થતું હોય? જો જુવાનની મોટી આશાઓને અને સ્વતંત્ર વિચારોને ગદ્ધાપચ્ચીશીનાં ગાંડપણ ગણીને ઉતારી જ પાડવાં હોય તો પ્રેમ અને બ્રહ્મની મિથ્યા વાતો શા માટે કરવી? ૧૬ થી ૨૫ વર્ષ સુધીની આ અવસ્થાને બધા કેમ ધુત્કારી કાઢે છે અને એની મશ્કરી કરે છે? એ જ અવસ્થામાં માણસ પોતાનું ચારિત્ર્ય ઘડે છે અને ભવિષ્યનું પોતાનું કર્તવ્ય નક્કી કરે છે. એ અવસ્થામાંથી પસાર થતી વખતે જ બાળકમાંથી માણસ થવાય છે. એ જ આખા જીવનનો સુંદરમાં સુંદર સમય છે કે જ્યારે સર્જનશક્તિ ખીલે છે અને સર્વત્ર આનંદ પ્રવર્તતો હોય છે. ૨૫ વર્ષ પછી જીવનમાં પ્રવેશ કરવાનો સમય આવે છે અને જ્યારે બધા દુઃખોની સામે થવાનો પ્રસંગ આવે છે ત્યારે માણસ સહેજે શાંત બની જાય છે. તેની ઘણીખરી આશાઓ અને સ્વપ્નાંઓ ભાંગી પડે છે, અને તે એક સામાન્ય માનવીની માફક સમાજની ધુંસરીએ જોડાઈ જાય છે. જો આ ગદ્ધાપચ્ચીશીમાં જુવાને પોતાના વિચારો મક્કમ કર્યા હશે અને પોતાની જાતને આવતા દુઃખ માટે તૈયાર કરી હશે તો આ વર્ષ પછી તે શાંત નહિ થાય. જે જુવાન ૧૬ થી ૨૫ વર્ષ સુધીમાં પણ છોકરીની માફક ઘરને ખૂણે શાંત અને ડાહ્યો બેસી રહેશે તે ૨૫ વર્ષ પછી જરૂર કચરાઈ જશે અને કોઈ તેનો ભાવ નહિ પૂછે. હું આ ગદ્ધાપચ્ચીશીની વાતમાં જરાય માનતો નથી. એવી મૂર્ખાઈ ભરેલી વાતો માનવા જેટલો હું મૂર્ખ નથી. મને એ વાતમાં શ્રદ્ધા જ નથી.

જ્યાં સુધી હું વિચાર અને આચારમાં શુદ્ધ છું ત્યાં સુધી કોઈની તાકાત નથી કે મને કંઈએ કરી શકે. જો ઈશ્વર જેવી કોઈ ચીજ હોય તો તે પણ આની સાક્ષી પૂરશે. મને કોનો ડર? કોનો ભય? મારે તો સીધા જ ચાલ્યા જવું છે. પછી ભલે ગમે તેટલાં સંકટો આવે. મારે સહેલો માર્ગ નથી જોઈતો; સીધો જોઈએ છીએ.

સિ.

## છાત્રાલયમાં કાંતણ

એક ગૃહપતિ મિત્ર પોતાના છાત્રાલયમાં ચાલી રહેતા કાંતણ કામનો ઉલ્લેખ પોતાના એક પત્રમાં કરે છે. તેઓનો અનુભવ એવો થાય છે કે કાંતવાની અંદર નાના મોટા તમામ વયના વિદ્યાર્થીઓને ખૂબ રસ પડવા લાગ્યો છે. શરૂઆત તકલીથી થએલી; આજે હવે છાત્રાલયમાં પાંચ છ રેંટીયાએ પણ પ્રવેશ મેળવી લીધો છે. વિદ્યાર્થીઓ નવરા પડે કે તુરત જ વાતો કરતા કરતા તકલી ફેરવ્યા જ કરે છે; અને ઘણાએ શોખીન છોકરાઓ રેંટીયા ઉપર પણ કાંત્યા કરે છે.

કાંતવાની બાબતમાં આમ સંતોષ જાહેર કરવા છતાં તે ભાઇ થોડીએક ફરિયાદો પણ રજુ કરે છે. સારી પૂણીઓની ખૂબ મુશ્કેલી નડે છે; વિદ્યાર્થીઓને હાથે બગાડ બહુ થાય છે; જેટલા રેંટીયા છે તેટલા પણ વારંવાર કંઇ ને કંઇ રીતે બગાડ્યા કરે છે, અને એકંદર રીતે વણાટકામને માટે જે પ્રકારનું સુતર જોઇએ તેવા પ્રકારનું સુતર થવું જોઇએ તેટલા પ્રમાણમાં એકકું થતું નથી.

આ ગૃહપતિ મિત્રની હોંશ જેટલી આવકારદાયક છે, તેટલી જ તેમની મુશ્કેલીઓ પણ વિચારવા જેવી છે. રાષ્ટ્રઉત્થાનના આ યુગમાં દરેક છાત્રાલય કંઇ નહિ તો કાંતણ પ્રવૃત્તિ તો જરૂર ચલાવે જ. ભણતરની પાછળ કલાકોના કલાકો ગાળનાર વિદ્યાર્થી દરિદ્રનારાયણની સેવા માટે કલાક બે કલાક આપે તો કંઇ વિશેષ નથી.

પરંતુ કાંતવાની પ્રવૃત્તિને શાસ્ત્રીય ઢબ ઉપર મૂકયા વિના જો આપણે ચાલીએ તો તો કદાચ આપણે રાષ્ટ્રની અસેવા કરી બેસીએ. ગૃહપતિ ભાઇની મૂંઝવણોના મૂળમાં કાંતવાની પ્રવૃત્તિ પાછળ શાસ્ત્રીયતા હોવાની અગત્ય છે તેનો અભાવ દેખાય છે. સાધારણ રીતે આજે તો કાંતવાનો ખૂબ પવન ચાલ્યો છે, એટલે નાના મોટા સૌ કોઇ કાંતવા પાછળ થોડા ઘણા ઘેલા બને તે ઇષ્ટ જ છે. કાંતવાની આ પ્રવૃત્તિને આજની ઘડીએ આપણે જેટલી વધારીએ તેટલું આપણે વિદ્યાર્થીઓનું તેમ જ રાષ્ટ્રનું કલ્યાણ કરવાના છીએ. તકલી ઉપર કાંતનો વિદ્યાર્થી ધીમે ધીમે વધારે સુતર ઉત્પન્ન કરવા માટે રેંટીયા ઉપર બેસતો થઇ જાય તેવા હરેક પ્રયત્નો આપણે કરવા જોઇએ. દરેક છાત્રાલય આજે વધારે પ્રમાણમાં રેંટીયાલય થઇ જાય તે બહુ જ ઇચ્છવા જેવું છે.

પરંતુ આપણે ઉપર જોઈ ગયા તેમ તેને શાસ્ત્રીય ઢબ ઉપર ઉપાડી જવું જોઈએ. સારી પૂણીઓના અભાવે આજે તો ગમે તેવી પૂણીઓથી ચલાવી લેવામાં આવે છે. અરે, મુંબઈ જેવા મોટા શહેરોમાં તો બગાડમાંથી તૈયાર કરેલી મીલની પૂણીઓ પણ ખૂબ મોટા પ્રમાણમાં વપરાય છે! આનો અર્થ રાષ્ટ્રનું ભારે મોટું નુકશાન છે. આ આપત્તિમાંથી બચી જવા માટે દરેક છાત્રાલયે પોતાને ત્યાં પીંજણો વસાવવાની અગત્ય રહે છે. બારડોલી જાતની મધ્યમ પીંજણ એવી છે કે જે સહેલાઈથી દરેક છાત્રાલયમાં રાખી શકાય. આવી બે પીંજણો હોય તો બસ થઈ પડે. દરેક છાત્રાલયના વિદ્યાર્થીઓ એથી પોતા પૂરતી પૂણીઓ પોતે જ બનાવી લે. આપણે ત્યાં પીંજણ હોય એટલે આપણે સારામાં સારૂં રૂ ખરીદી ઉત્તમમાં ઉત્તમ પૂણીઓ બનાવવાના. પરિણામે આપણા સુતરની જાત તેમ જ જથ્થો વધી જવાનો. પ્રવૃત્તિના હિત ખાતર દરેક ગૃહપતિભાઈ પોતે જ પીંજવામાં પાવરધા થઈ જાય તે ઇચ્છવા જેવું છે.

પૂણીઓનો પ્રશ્ન પતી જાય એટલે બીજી મુશ્કેલીઓ અડધી તો પતી જ ગઈ સમજવી. આજે જે બગાડ થાય છે તેના મૂળમાં એકલી વિદ્યાર્થીઓની બેદરકારી નથી હોતી. ગડફાગોટાવાળી પૂણીઓ કાંતવા બેસવાથી સુતર વારંવાર તૂટયા જ કરે છે. એવા તૂટવાથી જે કંટાળો પેદા થાય છે તેને પરિણામે કાંતનારને હાથે ખૂબ બગાડ થવા પામે તે તદ્દન સ્વાભાવિક છે. આવો બગાડ અટકાવવા માટે વિદ્યાર્થીઓને પોતાના સુતર પૂરતા જવાબદાર બનાવી દેવા, પૂણીઓની જાત સુધારવી અને ત્રાકની કાળજી રાખવી એ અત્યંત મહત્ત્વનું છે. ત્રાક ડરડાઈ જાય તો તુરત જ તે બદલાવવી અથવા તો ડરડ કાઢયા પછી વાપરવી તેવો નિયમ દરેક કાંતનાર માટે થઈ જવો જોઈએ.

રેંટીયા વાપરતાં સહેજસાજ બગડે તે પણ સ્વાભાવિક છે. આ મુશ્કેલીનો તો એક જ ઉકેલ છે અને તે દરેક ગૃહપતિભાઈએ પોતે રેંટીયાના સમાર પૂરતું કામ પોતે જાતે શીખી લેવું અને પોતાના વિદ્યાર્થીઓને શીખવાડી દેવું. આ યુગ જ હાથપગ વાપરવાનો આવ્યો છે. મગજના કામ સાથે હાથપગ વાપરતાં ન આવડે તેવા માણસો પણ શિષ્ટ ગણાય તે જમાનો ગયો. રેંટીયા ઉપર કાંતતાં આવડે એટલું જ માત્ર બસ નથી; રેંટીયા ક્યાં કેવી રીતે બગડી શકે, અને બગડે ત્યારે સામાન્ય કારી-

ગંરીથી પણ કેવી રીતે સુધારી શકાય તેટલું જ્ઞાન સૌ કોઈ માટે આવશ્યક લેખાય. આવું કામ શીખી લેતાં એક અઠવાડિયું પણ લાગવાનો સંભવ જણાતો નથી.

સુતરની જાત સુધારતા જવી એ તો વણાટશાસ્ત્રનું એક અતિ મહત્ત્વનું રહસ્યઅંગ છે. જે માણસ લોઢવાથી માંડી વણવા સુધીની ક્રિયામાં પડી જાણે તે સમજી શકે છે કે કાંતનારાઓ પાસે સુતરની જાત સુધારવાનું કામ અત્યંત જરૂરી છે. સુતર એકધારૂં હોય, વળદાર હોય અને ધીમે ધીમે વધારે ઉંચા આંકનું બનતું જતું હોય તેવા પ્રયત્નો દરેક ગૃહપતિએ પોતાના છાત્રાલયમાં વહેલી તકે આદરી દેવા જોઈએ. સાથે એ પણ લક્ષમાં રાખવાની જરૂર છે કે વણતી વખતે ઉપયોગમાં આવે તેવા સુતર માટે, સુતર ત્રાક ઉપરથી ઉતર્યા પછી ફાળકા ઉપર અમુક આંટીઓનું પ્રમાણ સચવાયું હોય, ફૂંકરાયેલું હોય વગેરે.

આથી વિશેષ વિગતોમાં અહીં ઉતરવાની જરૂર નથી. દરેક ગૃહપતિભાઈ આટલી વાત લક્ષમાં લઈ લે તો પછી પોતે કેમ શાસ્ત્રીય જ્ઞાન મેળવી લેવું તેનો ઉકેલ પોતે જાતે જ સહેલાઈથી કરી શકશે.

હરભાઈ.

* * *

સામાની પરિસ્થિતિનો લાભ લેવો એ હીનવૃત્તિ છે. નર્યા સ્વાર્થમાંથી એ જન્મતી હોય છે. પરંતુ જ્યાં પ્રેમસંબંધ હોય ત્યાં તેવી પરિસ્થિતિનો લાભ લેવા માટે યોજાએલાં પગલાં સામાને હિતકર જ હોય છે. પ્રેમને અને સ્વાર્થને કદિ બનતું નથી હોતું. તેથી પ્રેમના પ્રેરાએલા જે કંઇ પગલું ભરાય તે સ્વાર્થ વિનાનું હોય છે. હા, એ પ્રેમ છે કે મોહ તે બરાબર તપાસી લેવું જોઈએ.

* * *

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.

લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઈ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૪ થું
૧૯૩૦

અંક ૯ મો.
સપ્ટેમ્બર

:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

હરેક આત્મા હોય છે તેથી વધારે સારો બનવા ઇચ્છે છે.

સારો બનવા માટેના પ્રયત્નો એ જ ઉત્ક્રાંતિ.

માણસ ખરાબથી દૂર રહે તેટલાથી જ તે ઉન્નતિને માર્ગે છે તેમ નથી માનવાનું; પણ ખરાબથી દૂર રહી સારા તરફ જવાનાપ્ર યત્નોમાં જ તેની ઉન્નતિ રહેલી છે.

પરંતુ

સારો બનવાની સાથે સાથે બીજાને સારો બનાવવાના પ્રયત્નો જે કરે છે તે માણસ મટી દેવ બનવા તરફ જાય છે.

સંસ્થાનાયક તમારા સુધીના દરેક જણે આ રહસ્યને અપનાવ્યું છે, અને આથી જ તમે કાર્યની સાથે સાથે લેખન દ્વારા આ પ્રચાર કરો એ જરૂરનું છે. કેળવણીકારો જ્ઞાનપ્રચારમાં લેખનની કિંમત કેટલી આંકવી તે સારી રીતે સમજે છે!"

લખાણની પાછળ રહેલી રેંટિયા ભક્તિ લખાણની ભાષામાંથી આપોઆપ જ નીતરી આવે છે. આપણા રાષ્ટ્રની ઉન્નતિ અર્થે દેશભરમાં રેંટિયો કેટલો સર્વવ્યાપી બની જવો જોઇએ તેનો ખ્યાલ આજે હવે આપવાપણું છે જ નહિ. રેંટિયા અને તકલીની શક્તિ આજે હવે જગમશહુર બની ગઇ છે.

પરંતુ સુતરનું શું ? સુતર અને સોનું બરાબર છે એ વાક્ય ખૂબ સમજવા જેવું છે. આપણા જેવા ગરીબ રાષ્ટ્રને આજે સુતરનો એક ધાગે પણ બગાડવો પોસાય તેમ નથી. સુતર ઉત્પત્તિની આખી પ્રવૃત્તિ પાછળ રાષ્ટ્રના આર્થિક સ્વાતંત્ર્યના પ્રશ્નનો ઉકેલ પડેલો છે. પાઇ પાઇનો હિસાબ રાખનાર અને સદુપયોગ કરનાર વેપારી જ આખરે કોટ્યાધિપતિ બની શકે છે તે મુજબ એક એક તારનો હિસાબ રાખનાર અને તેનો સદુપયોગ કરનાર કાંતનાર જ દેશને સમૃદ્ધ બનાવી શકવાનો છે. કાંતવાની પ્રવૃત્તિ વધારે ને વધારે વ્યાપક બનતી જાય છે એ આપણે દેખીએ છીએ. હવે સુતરની સંભાળ અને ઉપયોગની પ્રવૃત્તિ પણ તેટલી જ વ્યાપક બનવી જોઇએ. આજે તો કેટલુયે સુતર સંભાળના અભાવે નકામું જાય છે. કાંતવામાં બેકાળજી રહેનાર શેર રૂએ દોઢ પાશેર જેટલી ઘટ આણે; કાંતેલા સુતરને શાસ્ત્રીય ઢબે ઉતારવાની કળા નહિ જાણનાર કાંતનાર ફાળકાના ફાળકા ઉબેળાવી મૂકે; કાંતતી વખતે સુતરના તાંતણા માટે કેટલો વળ આવશ્યક છે તે નહિ જાણનાર ફીસા સુતરના જ ઢગલા પેદા કરે–આ બધું આજે ઠીક પ્રમાણમાં ચાલી રહ્યું છે, અને તે આપણને કોઇ રીતે પણ પોસાય તેવું નથી. કાંતવા કંતાવવાનાં કેન્દ્રો ઉભાં થવા લાગ્યાં છે તેની સાથે જ સુતરને કરકસરથી સંભાળનારા અને તેને સુતરનું નામ યોગ્ય રીતે આપી શકાય તેવું બનાવવા મથનારા સંખ્યાબંધ સ્વયંસેવકો ઉભા થવા જોઇએ. આવા સ્વયંસેવકોની સેવા વડે જ દેશને આર્થિક મુક્તિ અપાવી શકાય. આપણાં છાત્રાલયોના મોટી ઉંમરના વિદ્યાર્થીઓ આ કામ જરૂર ઉપાડી શકે. પોતાના અભ્યાસમાંથી રોજના બે કલાક જેટલો વખત ફાજલ પાડી

તેઓ આ પ્રવૃત્તિને પોષે. પોતે જાતે જ જાણકાર બની જાય અને પછી ઘેરઘેર અને કેન્દ્રેકેન્દ્ર ભટકી તમામ કાંતનારાઓને કાંતવાના શાસ્ત્રીય ચીલે ચઢાવી દે.

સુતરને માટે એક બીજી પ્રવૃત્તિ પણ હાથ ધરવા જેવી છે. કાંતનારાઓના વર્ગમાં આજે પ્રજાનો મધ્યમ વર્ગ મોટા પ્રમાણમાં છે, અને પૈસાદાર વર્ગ પણ ઠીક સંખ્યામાં વધ્યો છે અને વધતો જાય છે. આ મધ્યમ વર્ગના અને પૈસાદાર વર્ગના લોકોને ઉત્પન્ન થતા સુતરની કાળજી અને કિંમત હજી સમજાયાં નથી. તેમના કાંતવા મારફત પણ દેશને જે આર્થિક નુકશાની ચાલી રહી છે તેને મીટાવવી જોઇએ. તેમને આ વાત સમજાય ન જાય ત્યાં સુધી આપણે સુતરફેરીયા ઉભા કરવા જોઇએ. આ ફેરીયાઓ જાડી ઝીણી ખાદી તેમ જ પૂણીઓ સાથે રાખીને ફેરી કરે. આ ફેરીયાઓ કાંતવાના નિષ્ણાત હોવા જોઇએ. સુતરને બદલે ખાદી આપવી અથવા તો પુણીઓ આપવી તે એમનું કામ. લને લને અને મહોલ્લે મહોલ્લે પુકારી પુકારીને તેઓ ફેરી કરે. કાંતનાર વ્યક્તિ સુતરને બદલે ખાદી કે પૂણી માગે ત્યારે એ બ્હાને ફેરીયો તેના ઘરમાં પેસે. ઘરમાં પેસી ઘરની તકલીઓ અને રેંટીયા સંભાળે. તકલી ઉપર કેમ કાંતવું તે શીખવે. તકલી ઉપરથી સુતર કેમ ઉતારવું તે બતાવે. રેંટીયામાં ખોડખાંપણ હોય તો તે સુધારે. ત્રાકનું શાસ્ત્ર સમજાવે. મોઢીયાનું શાસ્ત્ર બતાવે. રેંટીયા ઉપરથી સુતર કેમ ઉતારવું તે બતાવે. સુતરને કુંકારવાની અને આંટીઓ પાડવાની ક્રિયાઓથી વાકેફ કરે. સુતરની જાત કેમ સુધરતી બનાવી શકાય તે જાતે જ કાંતી બતાવીને શીખવે. આવાં આવાં અનેક ઉપયોગી કામો ફેરી મારફત કર્યા કરે. આ કામમાં પણ આપણાં છાત્રાલયોના દેશપ્રેમી જુવાનો જરૂર પડી શકે છે.

હરભાઈ.

## મોહન મને માર્યા કરે છે!

**: ૧ :**

[છાત્રાલયના ભંડકના એક ખૂણામાં વિશ્વનાથ બેઠો બેઠો રડ્યા કરે છે. તેની આસપાસ પાંચ દસ વિદ્યાર્થીઓનું ટોળું વીંટળાઇ વળેલું છે: તેના મિત્રો જેવા બે વિદ્યાર્થીઓ તેને સમજાવવા અને છાનો રાખવા ખૂબ પ્રયત્નો કરે છે, પણ જેમ જેમ છાના રાખવાના પ્રયત્નો થતા જાય છે તેમ તેમ

વિશ્વનાથ વધારે ડુસકાં મૂકીને રડતો જાય છે. આખરે એક મોટો વિદ્યાર્થી ગૃહપતિને ખબર કરે છે. ગૃહપતિ ભંડકમાં આવે છે.]

ગૃહપતિઃ "વિશ્વનાથ, વિશ્વનાથ, આટલો બધો રડે છે શા માટે?"

(વિશ્વનાથ રડવું શરૂ રાખે છે.)

ગૃહપતિઃ "રામજી, તમે જાણો છો શા માટે આ વિશ્વનાથ રડ્યા કરે છે તે?"

રામજીઃ "સાહેબ, અમે તો ક્યારનાએ વિનવીએ છીએ. પણ કંઇ જ નથી બોલતો અને ઉલટો વધારે ને વધારે રડતો જ જાય છે."

ગૃહપતિઃ (વિશ્વનાથની નજીક બેસી જઇને અને તેના વાંસામાં હાથ ફેરવતાં ફેરવતાં) "વિશ્વનાથ, વિશુ, આમ રડ્યા કર્યે શો ફાયદો? તારા રડવાનું કંઇ પણ કારણ જણાવે તો તેનો ઉપાય પણ થાય. છાનો રહે અને બોલ જોઇએ શા માટે રડે છે?"

(વિશ્વનાથ વધારે જોરથી ડુસકા મૂકવા લાગે છે.)

નરહરિઃ "સાહેબ, મને તો લાગે છે કે એનું કોઈ નજીકનું સગું મરી ગયાના આજે ખબર આવ્યા હશે! નહિતર આટલું બધું તે રડવું શા માટે આવે?"

રામજીઃ "નારે ના, આજે ભોજન જરા મોડું થવાનું છે તેથી ભૂખના માર્યા રોવાઇ જતું હશે."

હરિહરઃ "એવું તો કશુયે નહિ હોય ભાઇ, એ તો જરા ભાઇ સાહેબને રોવાણી લાગી હશે તે રોવા મંડ્યા!"

(બે મોટા વિદ્યાર્થીઓ સિત્કારથી અને નાક ઉપર આંગળી મૂકીને બધાને ચૂપ રહેવા સૂચવે છે. ગૃહપતિ તેમની સામે આંખ કાઢી મુંગા રહેવા આજ્ઞા કરે છે.)

ગૃહપતિઃ "વિશુ, જો તું આમ રડયા જ કરવાનો હો, અને અમને કશું ન જ કહેવાનો હો તો પછી હું જાઉં. છાનો રહે ત્યારે મને બોલાવજે."

(વિશ્વનાથ સહેજ ધીમો પડે છે.)

નરહરિઃ (વિદ્યાર્થીઓને) "હા હા, ચાલો આપણે પણ જઇએ. એ રોઇ રહેશે એટલે પછી નીરાંતે આવશું."

ગૃહપતિઃ (વિદ્યાર્થીઓને) "તમે બધા ભંડક છોડીને ચાલ્યા જાઓ.

આમ ખાલી બેઠા થઈને પણ તેને વધારે રડાવો છો. જાઓ બધા, ભાગો અહીંથી. "

(બેચાર ગંભીરતાથી, બે ત્રણ મૂછોમાં હસતા, બે જણ કટાક્ષમય હાસ્ય કરી એક બીજાની સામે જોતા જતા, અને ત્રણ જણા ખડખડાટ હસતા એમ બધાય વિદ્યાર્થીઓ ભંડક છોડીને ચાલ્યા જાય છે. )

ગૃહપતિઃ ( વિશ્વનાથ કંઈક શાંત થતો દેખાય છે તેને ) "વિશ્વનાથ, હવે મને કહે જોઈએ કે તને આજે આટલું બધું રડવું શા માટે આવ્યું ?"

વિશ્વનાથઃ ( આંખો લૂછતો અને સહેજ ઉંચું જોવાનો પ્રયત્ન કરતો ). " કંઈ નહિ સાહેબ. "

ગૃહપતિઃ " ના, એમ નહિ ચાલે. તારે મને તો કહેવું જ પડશે. "

વિશ્વનાથઃ " એવું ખાસ કશું નથી. "

ગૃહપતિઃ " અરે, આટલું આટલું રડ્યો અને રડીને આંખો પણ સુઝાવી તોયે કહે છે કે ખાસ કંઈ નથી ! એ ખોટી વાત છે. તારે કહેવું જ પડશે. તું મને કારણ જણાવ. પછી હું તને અત્યારે કશું જ વધારે પૂછવાનો નથી. આપણી વધારે વાતો તો રાત્રે ચાલશે. "

વિશ્વનાથઃ " એ તો સાહેબ, વારે ને ઘડીએ મોહન મને માર્યાં કરે છે. "

:૨:

[ વિદ્યાર્થી પંચાયતની બેઠક મળેલી છે. સામાન્ય રીતે આવી બેઠક દર પંદર દિવસે રવિવારે મળતી હોય છે, પરંતુ આજે તે આઠ દિવસ વહેલી મળી છે. હરિશ્ચંદ્ર અને મોહનનો કેસ આઠ દિવસ લંબાઈ શકાય તેમ નથી. હરિશ્ચંદ્રે મોહનને માથામાં અણીદાર પથરો મારી જખમ કર્યો છે. મોહન પથારીવશ થયો છે. પંચાયતની બેઠક મોહનની પથારી પાસે જ મળી છે. ગૃહપતિ પંચાયતના એક સભ્ય છે તેથી તે પણ હાજર છે. અંદર અંદર ચર્ચા કરી લીધા પછી હરિશ્ચંદ્રને બોલાવવામાં આવે છે. ]

પંચાયતના પ્રમુખઃ " જુઓ હરિશ્ચંદ્ર, તમારી હાજરીમાં જ આ સાક્ષીની જુબાની અમે લઈએ છીએ. "

( સાક્ષી વિદ્યાર્થી ઉભો થાય છે. )

પ્રમુખઃ " હરિશ્ચંદ્રે મોહનને માથામાં પથરો માર્યો ત્યારે તમે ક્યાં હતા ? "

સાક્ષી: "નિવાસગૃહની ઓશરીના પગથીઆ ઉપર બેઠો હતો."

પ્રમુખ: "મોહન અને હરિશ્ચંદ્ર વચ્ચે કંઇ પણ તકરાર થએલી તમે જોઇ હતી?

સાક્ષી: "ના."

પ્રમુખ: "મોહન હરિશ્ચંદ્રને ખીજવતો હતો ખરો?"

સાક્ષી: "ના."

પ્રમુખ: "મોહને હરિશ્ચંદ્રના કંઇ પણ ચાળા કર્યા હોય તેમ તમે જાણો છો?"

સાક્ષી: "ના."

પ્રમુખ: "પથરો મારતા પહેલાં હરિશ્ચંદ્રે મોહનને કંઈ કહેલું ખરું?"

સાક્ષી: "ના."

પ્રમુખ: "ત્યારે તમે જે જોયું તે કહો જોઇએ."

સાક્ષી: "મોહન અમારા નિવાસગૃહમાંથી નીકળી પ્રાર્થનામંદિર તરફ શાંતિથી ચાલ્યો જતો હતો. હરિશ્ચંદ્ર કોણ જાણે ક્યાંથી પાછળથી નીકળી આવ્યો. ચોકમાંથી જ તેણે અણીદાર પત્થર ઉચક્યો તે મેં જોયો. પછી બરાબર નિશાન તાકીને કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના એ પત્થર એણે મોહનના ઉઘાડા માથામાં ફટકાર્યો. મોહન ચીસ પાડી નીચે બેસી ગયો અને હરિશ્ચંદ્ર આવ્યો હતો તેટલી જ શાંતિથી પાછો ક્યાંઇક ચાલ્યો ગયો."

પ્રમુખ: "બેસી જાઓ. (પંચાયતના સભ્યોને) આ સાક્ષી એટલી બધી સજ્જડ છે કે હવે બીજા કોઇ સાક્ષીની જરૂર મને જણાતી નથી. માટે હવે હરિશ્ચંદ્રને પોતાને જે કંઇ કહેવું હોય તે કહેવાની છૂટ આપવી."

ગૃહપતિ: "બરાબર છે. હરિશ્ચંદ્ર ઉભા થાઓ."

(હરિશ્ચંદ્ર ઉભો થાય છે.)

પ્રમુખ: "તમે મોહનના માથામાં પથરો માર્યો છે?"

હરિશ્ચંદ્ર: "હા."

પ્રમુખ: "પથરો મારવાનું કારણ કહેશો?"

હરિશ્ચંદ્ર: "કશું જ નહિ."

પ્રમુખ: "કારણ વિના આવી ઇજા કરાય જ નહિ. તમે કારણ છૂપાવો છો."

હરિશ્ચંદ્રઃ "પથરો માર્યો ત્યારે કશું જ કારણ ઉભું થયેલું નહોતું."

પ્રમુખઃ "ત્યારે તમે શા માટે પથરો માર્યો?"

હરિશ્ચંદ્રઃ "મારે મારવો હતો માટે."

પ્રમુખઃ "વિના કારણ કોઇને મારો તો પંચાયત તમને ભારે સજા કરશે."

હરિશ્ચંદ્રઃ "ભલે કરે."

પ્રમુખઃ "તમારે પોતાને આ બાબતમાં કંઇ પણ કહેવું છે?"

હરિશ્ચંદ્રઃ "કશું જ નથી કહેવું."

(પંચાયતના સભ્યો વિચારમાં પડે છે. શું કરવું તે સૂઝતું નથી. અંદર અંદર મસલત ચલાવવા માંડે છે. દરમ્યાન ગૃહપતિ પ્રમુખના કાનમાં કંઇક કહે છે. પ્રમુખ જોવા માટે હાજર રહેલા તમામ વિદ્યાર્થીઓને બહાર જવાની આજ્ઞા કરે છે. મોહનની પથારી પાસે માત્ર પંચાયતના સભ્યો અને હરિશ્ચંદ્ર એટલા જણા જ રહે છે.)

ગૃહપતિઃ "ભાઇ હરિશ્ચંદ્ર, તમને આજે આ શું થયું છે? મોહનને તમે પત્થર માર્યો તે વાત તો તમે કબૂલી. હવે તેનું કારણ ન જણાવો ત્યાં સુધી અમારે ન્યાય શી રીતે કરવો?"

હરિશ્ચંદ્રઃ "સાહેબ, તે વખતે કશું જ કારણ નહોતું. મોહનને પથરો મારી માથું ફોડવાની મારી ઇચ્છા ઘણા વખતની હતી. કાલે તેનો અમલ કર્યો."

ગૃહપતિઃ "પણ તમારા કાર્યનું પરિણામ શું આવે તેનો વિચાર કર્યો હતો?"

હરિશ્ચંદ્રઃ "હા જી. છાત્રાલયમાંથી ડિસમિસ થાઉં."

ગૃહપતિઃ "એવું જાણતા છતાં આવું કર્યું માટે તમારા મનમાં કંઇક ભારે રોષ મોહનની સામે ભરાએલો હોવો જોઇએ."

હરિશ્ચંદ્રઃ "એ વાત સાચી છે. મોહન સામે મને ખૂબ ખીજ છે. આ મોહન પોતે પણ તે જાણે છે. ખીજ ગઇ કાલે ઉતારી."

ગૃહપતિઃ "ત્યારે એ ખીજ શી હતી તે જ કહોને?"

હરિશ્ચંદ્રઃ "એમાં કારણભૂત મોહન પોતે જ છે. મારી ગમે તે વાતમાં એ આડો આવ્યા જ કરે છે, અને મને મારતો ફરે છે. એને હું કશું જ

કહેતો નથી કે કશું કરતો પણ નથી. મારી ખીજનું કારણ એ છે કે ઘડીએ ને પળે મોહન મને માર્યા જ કરે છે!"

:૩:

[પોતાની ઓફિસમાં ગૃહપતિ ઉંડા વિચારમાં મગ્ન બેઠા છે. સાંજ તો સાવ પડી ગઇ; હમણાં દીવાબત્તી પણ થશે. એક એક મિનિટ જતી જાય છે અને ગૃહપતિની ચિંતામાં અનેક ઘણો વધારો કરતી જાય છે; ખુરશી ઉપરથી ઉભા થઇ ઓફિસમાં આંટા મારવા લાગે છે. તેમ કરતાં પણ ચેન નથી પડતું એટલે પાછા ધબ દઇને ખુરશીમાં પડે છે. ઓફિસનાં પગથીઆં ઉપર સહેજ પણ અવાજ થાય કે ચમકીને તે સામું જુએ છે, પણ કોઇ નહિ દેખાવાથી પાછા ગમગીન બની શનશામ બેસી રહે છે. બધા વિદ્યાર્થીઓ જમવા બેઠા છે તેથી આખા છાત્રાલયમાં નિરવ શાંતિ ફેલાએલી છે. આ શાંતિ ગૃહપતિના મનને બેવડી અશાંત કરે છે.

પાંચ મિનિટ વધારે અને ગૃહપતિ ઓફિસની બારીમાંથી દૂર ત્રણ જણાને આવતા જુએ છે. ગૃહપતિ જરા તાકીને જુએ છે. આછા અંધારામાં એ ત્રણેનેય ઓળખે છે, અને તેના ચહેરા ઉપરની ગમગીની એકએક ઉડી જાય છે, મ્હોં ઉપર શાંતિથી ટાઢી રેખાઓ અને મંદ હાસ્ય છવાઇ રહે છે. ત્રણે જણા ઓફિસમાં આવી પહોંચે છે.)

ગૃહપતિ: "કેમ રામજી, ભાઇશ્રી કયાંથી હાથ લાગ્યા?"

રામજી: "અરે સાહેબ, એ તો તળાવની પાળ ઉપર દૂર દૂર બેઠા હતા."

(ગૃહપતિના મ્હોં ઉપર ચિંતાની એક રેખા દેખાય છે.)

ગૃહપતિ: "ત્યાં એ શું કરતો હતો?"

નાનજી: "ગોઠણ સુધી પાણીમાં પગ ઝબોળ્યા હતા, અને હાથથી પાણી સાથે રમત કરતો હતો."

ગૃહપતિ: "કેમ બાલુભાઇ, આ જમવા ટાણે જ ફરવા જવાનું સુઝ્યું કે? અને તને ખબર પણ નથી કે આજે તો આપણે બધાયને સિનેમા જોવા જવાનું છે?"

(બાલુ નીચે જોઇને ઉભો છે. કશું જ બોલતો નથી.)

ગૃહપતિ: " રામજી, તું તો બાલુનો દોસ્ત છે. તને તો એણે અત્યારે ભાગી જવાનું કારણ કહ્યું જ હશે."

રામજી: " હું અને નાનું ક્યારના પૂછ્યા કરીએ છીએ પણ કશો જ જવાબ નથી આપતો. ફરવા જવાનું મન થયું હતું એમ કહીને હસી કાઢે છે. "

ગૃહપતિ: " ફરવા જવાનું મન તો ભલે થયું. પણ બાલુ, તને આવે વખતે જ આવું કેમ સૂઝે છે ? કોઇને પણ કીધા કારવ્યા વિના આ રીતે તું ત્રીજી વખત ભાગી ગયો. આ તો ઠીક છે, પણ કંઇક આડુંઅવળું કોઇ વખત થયું તો અમારે તારા માબાપને જવાબ શો આપવો ? જો તારી ઇચ્છા આમ જ કર્યા કરવાની હોય તો તો હું તારા પિતાને બોલાવું એટલે તે આવીને તને તેડી જાય."

( બાલુ સહેજ ઝંખવાણો પડે છે. )

નાનજી: " સાહેબ સાચી વાત કહે છે. અને આજે પાછું તેં આમ શા માટે કર્યું એ તો તારે હવે સાહેબને કહેવું જ પડશે. "

રામજી: " એ વિના તો હવે ચાલે જ નહિ. "

( બાલુ કશું જ બોલતો નથી. )

ગૃહપતિ: " બોલને ભાઇ, શા માટે તળાવ ઉપર નાસી ગયો હતો ? તને ભૂખ પણ નથી લાગી ? અને સિનેમા જોવા આવવાની પણ ઇચ્છા ન થઇ ? "

બાલુ: ( ધીમેથી ) " સિનેમા જોવા આવવું ન હતું; અને ભૂખ લાગી હતી તે જરા મોડેથી આવીને જમી લેત. રસોયાને મારી થાળી રાખી મૂકવાનું કહીને ગયો હતો. "

ગૃહપતિ: " પણ આમ કરવાનું કારણ શું, એ તો કહો ? "

( બાલુનું મોઢું સહેજ ઢીલું પોચું બને છે. )

રામજી: " એમાં રડવા જેવો શાનો થઇ જાય છે ? કહેવું તો જોઇએ જ ને ? "

નાનજી: " સાચી વાત છે. એક તો નાસી જવું અને પછી સાહેબ શાંતિથી કારણ પૂછે તો તેનો જવાબ ન આપવો એ ક્યાંનો ન્યાય ? "

( બાલુથી રડી પડાય છે. ગૃહપતિ સહેજ ઉભા થઇ તેને પોતાની

પાસે ખેંચે છે, તેના વાંસામાં થાબડે છે અને આંસુ લૂછે છે.)

ગૃહપતિ: "એમાં રડવાનું શું, ગાંડાભાઇ? જે હોય તે કહી દેને! આજે મને કહે તો જ હું તેનો ઉપાય બીજે વખતે કરી શકું ને? બોલ જોઇએ, ભાઇ!"

(ગૃહપતિ ઇશારાથી રામજી તથા નાનજીને ચાલ્યા જવા સૂચવે છે. બન્ને જણા ધીમે પગલે ઓફિસ છોડી જાય છે. ગૃહપતિ બાલુને પોતાની પાસે બેસાડે છે.)

ગૃહપતિ: "જો બાલુ, એમ રડવાથી આપણો દિ' ન વળે. હવે અહીં કોઇ નથી. કહે જોઇએ, શા માટે તારે આમ વારે વારે ભાગી જવું પડે છે?

(બાલુ સ્વસ્થ થવાનો પ્રયત્ન કરે છે. આંસુ લૂછી ગૃહપતિ સામે જુએ છે; પાછી નજર નીચી કરે છે. ગૃહપતિ વાંસામાં પંપાળ્યા કરે છે.)

ગૃહપતિ "બોલ ભાઇ, કહે જોઇએ."

બાલુ: "શું કરું સાહેબ, મારે આજે બધાની સાથે સિનેમામાં નહોતું આવવું. સાથે જમવા બેસું તો પછી વગર છૂટકે સાથે આવવું જ પડે. રામુ અને નાનુ મને છોડે નહિ. તેમાંથી ઉગરવા માટે હું ફરવા ચાલ્યો ગયો."

ગૃહપતિ: "પણ શા માટે સિનેમા જોવા નહોતું આવવું?"

બાલુ: "ત્યારે શું કરું સાહેબ? જ્યારે જ્યારે કંઇ પણ જોવા જવા માટે જવાનું બને છે ત્યારે જતાં આવતાં આખો રસ્તો વિના કારણ મોહન મને માર્યા જ કરે છે!"

## જુવાનના તરંગો

૨૨ : ૧૨ : ૧૯—

"...... જુદા જુદા તારાઓને ઓળખવા, તેમની રચના જાણવી, તેમને વિષે પ્રચલિત દંતકથાઓ જાણવી, તેમના રૂપરંગ જોવા, તેમની ભૌગોલિક સ્થિતિ સમજવી અને નવરા પડીએ ત્યારે તેમની સામે તાકી રહેવું એ બહુ રસિક કાર્યક્રમ છે. તેવું જ પક્ષીઓનું પણ છે. સહુના અવાજ પારખવા, તેમનું સૌંદર્ય નીહાળવું, તેમની ખાસિયતો સમજવી એ પણ એટલું જ મજાનું છે. તેવું જ ફૂલોનું:

" ...... માણસ જેમ પ્રેમ કરે છે તેમ પ્રેમની અપેક્ષા પણ રાખે છે. આ વૃત્તિથી કોઇ માણસ નિરાશ થાય—જ્યારે તેને લાગે કે પોતાની ધારણા પ્રમાણેનો પ્રત્યુત્તર મળવો મુશ્કેલ છે ત્યારે તેણે પોતાની તે વૃત્તિને બીજા કોઇ માર્ગે વાળી લેવી એ સારૂં છે. જેમ જેમ વધારે જડ વસ્તુ તરફ મમત્વ રહે તેમ તેમ માણસ વધારે સલામત છે. માણસ માણસના પ્રેમમાં ઘણા અંતરાયો આવે. સામી વ્યક્તિની મનોદશા ઘડીએ ઘડીએ પલટાતી રહે. તેના કરતાં માણસ કોઇ પ્રાણી કે પક્ષી તરફ મમતા ધરાવે તો માણસના પ્રમાણમાં તે પ્રાણી કે પક્ષી વધારે મક્કમ હોય. તેનેય છોડીને માણસ ફૂલ તરફ પોતાનો પ્રેમ વાળે. તેનેય છોડીને સર્વવ્યાપી તારાઓ સાથે મૈત્રી સાધે. જેને તારાઓ સાથે પ્રેમ હશે તે કેવો સુખી હશે? તારાઓ તો તેને કદિ પણ નિરાશ નહિ કરતા હોય !

" મને તારાઓમાં અને પક્ષીઓમાં રસ છે. પક્ષીઓને પારખવાં અને સાંભળવાં મને બહુ ગમે છે. તારાઓ સામે તાકી રહેવું અને મનની કંઈ કંઇ મુરાદો તેમને કહેવી મને ગમે છે. પણ એ પ્રેમ હું મારો બધો શોક ભૂલી જાઉં તેવી સફળતા આપશે તે દિવસે હું કેટલો સુખી હોઇશ ?

" પણ આ વૃત્તિ પાછળ કોઇ કડવા અનુભવની પ્રેરણા તો નહિ હોય ને ?"

૨૩ : ૧૨ : ૧૯—

" આજે પહેલ વહેલા ત્રણ તારાઓ ઉગ્યા: શુક્ર, ગુરુ અને મંગળ. ગુરુ અને ચંદ્ર સાવ પાસે હતા ત્યારે તેનો દેખાવ એરીંગ જેવો લાગતો હતો; સોનાની ગોળ મોટી ટીકડી હોય અને નીચે મોતી ઝબકતું હોય તેમ લાગતું હતું. મંગળ રાતો છે તે સિવાય તેમાં બીજું કશું સૌંદર્ય નથી. સૌથી સુંદર તો શુક્ર. તેનો રંગ પણ અજબ—સ્વચ્છ સ્ફટિકશો. ગુરુ કરતાં પણ નિર્મળ અને તેજસ્વી. મનસ્વી પણ ખરો. સૌથી વહેલો ઉગે. દસ વાગે ત્યાં તો અદૃશ્ય થઇ જાય. સવારે સૌથી મોડો આથમે. ઘણી વખત તો સૂર્યોદય પછી પણ એ ભાઈ દેખાતા હોય છે. અંધારીયાની પાછલી રાતે જ્યારે શુક્ર ચળકે છે ત્યારે તો કોઇ અજબ કવિતા શો લાગે છે !"

૨૪ : ૧૨ : ૧૯ —

" ......નું પુસ્તક પૂરૂં કર્યું. ગામડાનાં સુખી કુટુંબોને શહેરની મીલ-જીવનની મલિનતાઓ કેવી રીતે નષ્ટપ્રાય કરી મૂકે છે તેનો એમાં કરુણ ચિતાર છે. ગામડીયાઓનો અને શહેરીઓનો, ગામડાંઓનો તેમ જ શહે-

રેનો લેખકનો અભ્યાસ કેટલો બધો ઉંડો છે? નવલકથા સારામાંની એક છે. ગુજરાતીમાં એવી ક્યારે સરજાશે?

"...... આજે મેં મારા મન ઉપર એક સારો વિજય મેળવ્યો. એવો હું હમેશાં મેળવતો રહું. પ્રભુ મને તેમાં સહાય થાય.

"જીંદગીમાં આપણે ન ઇચ્છીએ તેવા કરુણ પ્રસંગો બને છે તે વખતે આપણને ખૂન કરવાનો અને રડવાનો-બધુંય કરવાનો અધિકાર છે. પણ જીંદગી જીવવી હોય તો એ બધું છોડી દઇ પોતાની નાવને સમતોલ કરી લેવામાં જ પુરુષાર્થ સમાએલો છે.

"...... સુંદર ચાંદની છે. મૃગશીર્ષ હમણાં જ માથે આવશે. વ્યાધ કેવો ચળકે છે? શિકારીઓ કેમ આવા આકર્ષક લાગતા હશે? જ્યાં સુધી મનુષ્યમાં પાશવતા છે ત્યાં સુધી લોહીમાં તેને Romance લાગશે જ.

"વાતાવરણ મનોહારી છે. બહુ આનંદ છે.

"આ કૂતરાઓ કેવું કારમું ભસે છે? આ શિયાળીયાંઓનું રૂદન અને સિંહની વેદનાચીસો કવિતાને ઉડાડી દે તેવાં છે. વાતાવરણમાં કેવો જબ્બર તફાવત એક મિનિટમાં થઇ જાય છે? મન ઉપર આવી અસરો થવા દેવી બહુ સારી નથી; નહિ તો તો કોઇ કામ પૂરેપૂરૂં પાર ન પડે."

૨૫ : ૧૨ : ૧૯—

"સાચે જ રામના હૃદય જેવી અને વિશ્વામિત્રના તપ જેવી નિર્મળ અને તેજસ્વી ચાંદની છે. શિયાળાની ઠંડી અને વાતાવરણની શાંતિ ચંદ્રના અમીમાં ઉમેરો કરે છે. તારાઓ તેજસ્વી નથી પણ મીઠા તો લાગે જ છે. અંતરમાં ઉન્માદ આવે છે અને દૂર દૂર શાંતિમાં ભમવા જવાનું મન થાય છે. આવી સરસ ચાંદનીમાં, આવી પ્રછન્ન શાંતિમાં, આવી ગુલાબી ઠંડીમાં, અગમ્ય ટેકરીઓમાં અનંતતાને ખોળે આળોટવાનું મન થાય છે. દૂરદૂર ક્ષિતિજરેખા સાથે જ વણાઇ ગએલી સાગરની રૂપેરી વેલ સંત્રીની ખુલ્લી તલવાર જેવી દુનિયાને પડખે પડી છે. પડખેની વાડીમાંથી ખૂચનાં ફૂલોની મધુર સુવાસ વહે છે અને અંતરમાં શાંતિ ભરે છે. કોઇ બોલતું નથી. બુલબુલ હમણાં બોલ્યું હતું. સૌંદર્ય, સંગીત અને શાંતિનો સુમેળ છે. કવિતાકાળ છે. મનમાં કૈં કૈં કારણ વિના ઉન્માદ આવે છે. બધે ચેતન ચેતન લાગે છે. કવિતા બહાર આવવા મથામણ કરી રહી છે પણ આવતી નથી. કંઇક ખૂટે છે એમ લાગ્યા કરે છે. આવી વૃત્તિ મેં ઘણી વાર અનુભવી છે.

'શ્રીપતિ.'

## સહકાર

આપણે ગૃહપતિઓને આપણા વિદ્યાર્થીઓના શિક્ષકોના સહકારની અત્યંત જરૂર છે. વિદ્યાર્થીઓ પાંચથી ૭ કલાક શાળામાં અભ્યાસ વખતે રહે છે તે વખતે તેમના જીવનનાં અનેક પાસાંઓનો પરિચય શિક્ષકોને પણ થાય છે. વિદ્યાર્થીના જીવનના સમગ્ર ઘડતર માટે વિદ્યાર્થીની અનેક બાજુને અવલોકવાની—અવલોકનનાં અનેકવિધ દૃષ્ટિબિન્દુઓથી અવલોકવાની આવશ્યકતા રહે છે.

છાત્રાલયોમાં વિદ્યાર્થીઓની બુદ્ધિ વિષયક પ્રવૃત્તિઓમાં આપણે ગૃહપતિઓએ સહાય પણ કરવાની હોય છે. આવાં કારણોને લીધે આપણો વિદ્યાર્થીઓના શિક્ષકો સાથેનો સહકાર અત્યંત આવશ્યક બને છે. શાળાના શિક્ષકો સાથે આપણે નિત્ય પરિચયમાં રહીએ અને શિક્ષકો આપણી હાજરીમાં વિદ્યાર્થીઓમાં ભળેહળે; આપણે પણ શિક્ષકોની હાજરીમાં ભળીએ હળીએ; એટલે કે આપણે, વિદ્યાર્થીઓ અને શિક્ષકો અંદર અંદર નજીકના પરિચયમાં આવીએ એવો પ્રબંધ રચવો એ વિદ્યાર્થીની કેળવણી દૃષ્ટિથી અનિવાર્ય છે. આવા પરિચયને પરિણામે આપણો અને શિક્ષકોનો સહકાર પણ વધારે સંગીન સ્વરૂપ પકડે છે.

પરંતુ સવાલ એ છે કે આવો સહકાર મેળવી શકીએ એ માટે કેવા કેવા ઉપાયો આપણે ગૃહપતિઓએ હાથ ધરવા જોઇએ ? આજે તો શિક્ષકોને બોલાવવા છતાં તેઓ આવતા નથી અને આપણે પણ તેમનો સહકાર મેળવવા ભાગ્યશાળી થઇ શકતા નથી. આનો ઉપાય એક જ છે. આપણાં છાત્રાલયોમાં જેટલા જેટલા આકર્ષક કાર્યક્રમો ગોઠવાતા હોય તે તમામની અંદર શિક્ષકોને ભાગીદાર બનાવવાના પ્રયત્નો કરવા. આકર્ષક એવા કાર્યક્રમો બહુ ન ગોઠવાતા હોય તો પણ આપણે તે ગોઠવવા. શરૂઆતમાં આવા કાર્યક્રમોની અંદર શરમે ભરમે શિક્ષકોને પરાણે ખેંચી લાવવા પડશે; પરંતુ એક વખત વિદ્યાર્થીઓના રસિક કાર્યક્રમોની અંદર ભાગ લેવાનો રસ લાગ્યા પછી અને વિદ્યાર્થીઓ જેવા નિર્દોષ આત્માઓની સાથે નિર્દોષ રમતગમત દ્વારા તેમને ઓળખવાનો ચસકો લાગ્યા પછી આપણું કામ ઘણું સહેલું થઇ જવાનું છે.

આવા થોડાએક કાર્યક્રમોનો વિચાર કરીએ.

સૌથી આકર્ષક રસિક અને વિદ્યાર્થીઓની સાથે એક થઇ જવાનો

કોઇ પણ કાર્યક્રમ હોય તો તે નાટ્યપ્રયોગો છે. નાટ્યપ્રયોગો શાળાની અંદર સારું સ્થાન ભોગવે છે; તો પણ આજે હવે છાત્રાલયોમાં એનો પગપેસારો થવા માંડ્યો છે. આપણે છાત્રાલયવાળાઓએ આવા નાટ્યપ્રયોગોના કાર્યક્રમની અંદર શિક્ષકોને માત્ર નોતરીને જ બેસી રહેવાનું નહિ. નાટ્યપ્રયોગો દ્વારા વિદ્યાર્થીઓની વિનોદશક્તિ ખીલે, અભિનયકળા વિકસે, સામાજિક હિંમત આવે એ વગેરે ઉદ્દેશોને પાર પાડવામાં શાળાના શિક્ષકો આપણને ખૂબ સહકાર આપી શકે. પ્રયોગો પસંદ કરવામાં, યોગ્ય અભિનયો તૈયાર કરવામાં, નાટ્યભૂમિની રચના કરવામાં વગેરે પ્રકારનાં કામોમાં શિક્ષકોને યોજી લેવા જોઇએ. નાટ્યપ્રયોગનો કાર્યક્રમ એટલો બધો રસિક અને આપણને રોકી રાખનારો છે કે એક વખત શિક્ષક તેમાં પડે પછી તેમાંથી બહાર નીકળી શકવાનો નથી. વળી એના રસિક હોવાના કારણે જ્યારે જ્યારે એવા પ્રયોગો ભજવવાના આવે ત્યારે ત્યારે આપણી તેમ જ આપણા વિદ્યાર્થીઓની માગણી શિક્ષકો નકારી શકવાના નથી. આ રીતે આપણી અને વિદ્યાર્થીઓની સાથે ભળવાની એક સુંદર તક આપણે શિક્ષકોને આપી શકીએ.

આવો જ બીજો આકર્ષક કાર્યક્રમ નાની મોટી મુસાફરીઓ છે. આજે આપણાં છાત્રાલયોમાં મુસાફરીઓનું મહત્ત્વ સમજાઇ ગયું છે. જ્યારે જ્યારે પણ અનુકૂળતા મળે ત્યારે ત્યારે આપણે આવી નાની મોટી મુસાફરીઓ ગોઠવ્યા કરીએ છીએ. આવી મુસાફરીના પરિણામે વિદ્યાર્થીઓ અને આપણે ઘણું ઘણું મેળવીએ છીએ. એ આપણો સર્વનો અનુભવ છે. આવી મુસાફરીના કાર્યક્રમોમાં પણ આપણે શિક્ષકોને નોતરવા જોઇએ. મુસાફરી એ વસ્તુ જ સ્વતઃ એવી છે કે જે હરકોઈ માણસને આકર્ષે. શિક્ષક જેવો આત્મા તેનાથી આકર્ષાયા સિવાય રહી શકવાનો જ નહિ. આજે હજી આપણે એવા કાર્યક્રમોમાં તેમને ભાગ લેતા નથી બનાવ્યા માટે આપણને ખબર નથી; પરંતુ જે ઘડીએ આપણી મુસાફરીઓમાં શિક્ષકભાઇઓ જોડાયા તે ઘડીએ આપણી મુસાફરીનો રંગ બદલાઇ જવાનો છે. ઐતિહાસિક કે ભૌગોલિક દૃષ્ટિથી મુસાફરીના હેતુઓ શિક્ષકોના સહકારથી જ વધારે સારી રીતે સાધી શકાય. ઉપરાંત જે પ્રકારની સર્વ સામાન્ય એવી માનવતા ભરેલી દૃષ્ટિ આપણે આપણા વિદ્યાર્થીઓમાં કેળવવા ઇચ્છીએ છીએ તેમાં પણ આપણને શિક્ષકોની મદદ ખૂબ કિંમતી થઈ પડવાની.

સહકારનો આવો જ એક ત્રીજો માર્ગ તે આપણા છાત્રાલયના ઉત્સવો છે. તહેવારોના દિવસોએ તેમ જ સત્રોના અંતમાં નાના નાના

ઉત્સવો ઉજવવાની દૃષ્ટિ આપણામાં હવે આવી ગએલી દેખાય છે. એવા ઉત્સવો સામાજિક દૃષ્ટિથી કેટલા બધા ઉપકારક છે તે હવે આપણે સૌ કોઇ સમજતા થઇ ગયા છીએ. વળી આવા ઉત્સવોમાં આનંદ ઉત્સાહ અને વિનોદોની જે જે જમાવટ અને ખીલવટ થાય છે તે પણ વિદ્યાર્થીના સર્વાંગી વિકાસમાં ઓછાં ઉપયોગી નથી. આવા ઉત્સવોમાં પણ આપણે શિક્ષકોને મેળવી શકીએ છીએ. આજે આપણા ઉત્સવોમાંથી આપણે જે જાતનો આનંદ વિનોદ લૂંટીએ છીએ તે એ શિક્ષકોના મળવાથી અનેકગણો વધી જવાનો. એટલે આવા ઉત્સવોના જેટલા જેટલા પ્રસંગો આપણે યોજીએ તે બધાયમાં આપણે તેમને તેડી લાવવાના રહે.

શિક્ષકોનો સહકાર મેળવવાના આવા અનેક રસ્તાઓ આપણા છાત્રાલયમાં આપણે ઉભા કરી શકીએ છીએ. આપણે એ પણ ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે છાત્રાલયોના ભોજન જેવા આનંદના પ્રસંગોમાં પણ આપણે તેમને નોતરવા જ જોઇએ. ઉપર ઉપરથી ભોજન જેવી વસ્તુ ભલે આપણને નજીવી દેખાય; પરંતુ તેવા પ્રસંગો પણ આપણુ સૌ કોઇને ખૂબ નજીક લાવે છે; અને તેમાંથી જ અરસપરસમાં સદ્ભાવ અને પ્રેમ કેળવાય છે.

હરભાઈ.

## એમાં શું ?

'બા' ને સળેખમ થએલું ત્યારે બોર્ડિંગના દવાખાનામાંથી યુકેલિપ્ટસની શીશી ઘેર મંગાવેલી તે હજુ ઘેર જ પડી હતી. આજે દવાખાનામાં એ જડતી ન હતી એટલે વિદ્યાર્થીઓ શોધતા હતા. ગૃહપતિ ઘેર આવ્યા ત્યાં શીશી તો પોતાની અભરાઇ પર જોઇ. પત્નીને કહેઃ "દવાખાનામાંથી કોઈ વાર દવા જોઇતી હોય તો મંગાવીએ પણ ઉપયોગ થઇ રહે ત્યારે પાછી મોકલી દેવી જોઇએ. જુઓ, આ દવા માટે આજે ગૃહમાં શોધાશોધ થઇ રહી હતી."

પત્નીઃ "મને મટયું ત્યાં કાકાને સળેખમ થયું અને તેને મટયું ત્યાં મારી બા બે દિ' આવ્યાં'તાં એને થયું. બે દિ' પડીયે રહે! એમાં શું?"

* * *

ગૃહપતિઃ (પોતાનાં પત્નીને) "ત્યારે હવે હું ગૃહમાં જાઉં છું."

પત્નીઃ "ઠીક ઠીક સાંભર્યું. જુઓ, આ બાળ બહુ કનડે છે ને હજુ મારે રસોઇ કરવી છે. મને એમ કે નાનીબેન આજે ગામમાંથી આવશે એટલે મેં તો ઘઉંની ટીપો ખાલી કરી છે, પણ હમણાં જ કાગળ ખબર

લાવ્યો કે એ તો નહિ આવી શકે. ઘઉંમાં મટકાં પડયાં છે એટલે સમો કરવા છે ને એરંડિયું દેવું છે. જરા એક બાઈને મોકલજો તો ?"

ગૃહપતિઃ "બાઈ અત્યારમાં ક્યાંથી નવરી હોય ? અને એવી રીતે વારંવાર બાઈનો ઉપયોગ આપણે ન કરી શકીએ. હજુ તો હમણાં જ આ બાળના જન્મ વેળા તેં એને અહીંની અહીં રાખી હતી."

પત્નીઃ "તે...? એમ કોઇ વાર સગવડે અગવડે માણસ આગળથી કામ લઇએય તે! એમાં શું ?"

* * *

રવિવાર હતો એટલે સેક્રેટરી સાહેબ બોર્ડિંગમાં આવ્યા હતા અને ગૃહપતિ સાથે ઓફિસમાં ગૃહના કામકાજ વિષે વાતચીત કરી રહ્યા હતા. એવામાં પટાવાળે આવીને ગૃહપતિના હાથમાં ચિઠ્ઠી આપી. મહીં લખ્યું હતું: "બાપુજી, મારે માટે ઓફિસમાંથી એક ઘા કોરા ને એક ઘા અંકિલા કાગળો અને એક પેન્સિલ લેતા આવજો. કાલે મારે નોટો બાંધવા માટે જોઇએ છીએ. લી. બચુબેન."

ચિઠ્ઠી વાંચી ગૃહપતિએ ગજવામાં મૂકી.

કામકાજથી પરવારી ગૃહપતિ ઘેર આવ્યા ત્યાં બચુ દોડતી સામી આવી ને બાપુના હાથ ખાલી દેખી રીસમાં બોલીઃ "ભૂલી ગયા ને? જાઓ, આજે મારે જમવું જ નથી."

ગૃહપતિનાં પત્નીઃ (રસોડામાંથી) "હું તને નો'તી કહેતી કે એ જરૂર ભૂલી જશે ને લાવશે નહિ ? આપણું કયું કામ એને સાંભરે છે ? બોર્ડિંગનું તો નાનકડું કામ પણ એને હૈયે ચોંટી રહે છે !"

ગૃહપતિ હાથ મ્હોં ધોઇ વસ્ત્ર બદલાવી રસોડામાં પ્રવેશ્યા ને પાટલા પર બેસી બોલ્યાઃ "તમે એમ છોકરાંની ભેર લઇ જ્યારે ત્યારે બોલો છો પણ પહેલાં મારું કાંઇક સાંભળવું જોઇએ, મને કાંઇક પૂછવું જોઇએ..."

પત્નીઃ "શું પૂછે ને શું સાંભળે ? છોકરીને ભણાવવી ને કાગળ પેન્સિલ કે ચોપડી જોઇએ ત્યારે કાં તો ખીજાવું ને કાં તો ભૂલી જવું."

ગૃહપતિઃ "પણ મેં કાગળની ના ક્યાં કહી જ છે ? મારી વાત સાંભળો તો ખરાં. બચુબેન માટે મેં ગામમાંથી કાગળ પેન્સિલ મંગાવ્યાં છે. ચંદુ સાઇકલ પર ગયો છે તે હમણાં આવ્યો દેખાડું."

પત્નીઃ "ગામમાંથી મંગાવ્યાં ? બચુ સારૂ એ ચાર કાગળ ને પેન્સિલનો કટકોય તમારી ઓફિસમાં નો'તો તે ગામમાંથી મંગાવ્યાં ? લે !"

ગૃહપતિ: "ગામમાંથી જ મંગાવવા જોઇએ ને? કોઇ દહાડો એકાદ બે કાગળ જોઇતા હોય તો તો જાણે ઠીક, પણ આમ અવારનવાર બબ્બે ઘા કાગળ કાંઇ ઓફિસમાંથી લવાય ખરા? આપણને કોઈ ટોકનારૂં નહિ એટલે આપણાથી એનો લાભ ન જ લેવાય. એ તો ચોકખી ચોરી જ ગણાય."

પત્ની: "રાખો રાખો હવે, તમે તો મોટા ધર્મી બની ગયા લાગો છો! બચુડી સારૂ બે કાગળ ઓફિસમાંથી લાવ્યા એમાં ચોરી થઇ ગઇ! આપણી સારૂ થોડાક જ લાવવા'તા? છોકરાં સારૂ આમ કો'ક દિ' કાંઇ લાવવુંય પડે! એમાં શું?"

* * *

વેકેશન પૂરૂં થયું હતું અને ગૃહમાં વિદ્યાર્થીઓ આવવા લાગ્યા હતા.

ગૃહપતિ જમવા બેઠા હતા; પત્ની પીરસતાં હતાં. પોતાની થાળીમાં ચાલુ ખોરાક ઉપરાંત મેસુબ અને મોહનથાળનાં બટકાં, મગજનો લાડુ, હલવો અને સુત્રફેણી એ બધી વાનીઓની પ્રસાદી જોઇ ગૃહપતિ કહેઃ "આજે આ અણકોટ કેમ પૂર્યો છે, ભલા?"

પત્ની: "તમે તો બહુ ટોળી રહ્યા! આમાં અણકોટ જેવું શું છે?"

ગૃહપતિ: "કેમ? આપણે હરરોજ શું આવું મિષ્ટાન્ન જમીએ છીએ?"

પત્ની: "એટલે? કોઈક દહાડો આવું આતું ક્યાંકથી આવી ચડે તે પણ ન ખવાય શું?"

ગૃહપતિ: "ખવાય ખવાય; પણ કહો તો ખરાં કે આ બધું કોને ત્યાંથી આવ્યું છે? બાપુજીનો સુરેન્દ્ર મુંબઇથી આવવાનો હતો. એણે તો મોકલાવ્યું નથી ને?"

પત્ની: "ના રે ના, સુરેન્દ્રભાઈ તો હજુ આજે રાત્રે આવનાર છે. એ બિચારાનો તો આવે ત્યારે કાંઇક કાંઇક મોકલવાનો બહુ જીવ ખેંચાય, પણ તમારાં ભાભુ કાંઇ મોકલવા દે એવાં ક્યાં છે? આ તો આપણા હરરાય, દેવસુત ને સૂર્યપ્રભ રજા પૂરી થતાં આવ્યા તે થોડું થોડું ભાતું આપણા નટુ માટે આપી ગયા છે."

ગૃહપતિ: "એ...મ! કેટલુંક આપી ગયા છે?"

પત્નીએ એક ડબરો ઉઘાડી તેમને ભાતું બતાવ્યું. કમમાં કમ પાંચ શેરથી સાત શેર ભાર એમાં હતો. જોઇને ગૃહપતિના ચહેરા પર ખિન્નતા

છવાઇ. તે બોલ્યાઃ "આટલું બધું ભાતું ? અને આ તો હજુ ત્રણ જ વિદ્યાર્થીઓનું ! હજુ બીજા તો આવતા જાય છે. એ બધાને ખબર પડશે કે આગળ આવનાર વિદ્યાર્થીઓએ આપણે ત્યાં ભાતું આપ્યું છે એટલે તે લોકો કાંઇ નહિ લાવ્યા હોય તો શહેરમાંથી વેચાતું લાવી ભાતા તરીકે આપી જશે. અને તમે સમજો છો કે આ ભાતું આપણે ન લેવાય ? કોઇ વિદ્યાર્થી પ્રેમથી કોઇ દહાડો કાંઇ આપી જાય તેને આપણે નકારી ન શકીએ. પણ આ તો રીતસરનું..."

પત્નીઃ "લ્યો! તમે તો મને છેક જ ઉધડી લીધી! આપણે ક્યાંક ગામ પરગામ જઇએ આવીએ છીએ ત્યારે આપણા સંબંધીને ત્યાં કાંઇ આપતાં લેતાં નથી કે ? છોકરાઓ તો આપણા પેટના દીકરા જેવા છે તે જરા જરા ખાવાનું દઇ ગયા. એમાં શું ?"

* * *

થોડી વારે એક ઘોડાગાડી ગૃહના આંગણામાં આવીને ઉભી રહી. મુંબઇથી આવતો હર્ષદ તેમાંથી ઉતર્યો. પોતાનો સામાન તથા કેરીનો એક કરંડિયો એણે ગાડીમાંથી ઉતાર્યો ને કરંડિયો ગૃહપતિને ઘેર મૂકાવ્યો !

* * *

આવાં કેટલાંય નાનાં મોટાં 'એમાં શું' હરેક ગૃહપતિના નિત્યજીવનમાં બનતાં હશે. જાગ્રત ગૃહપતિ તેનાથી હરરોજ ચેતતો રહે છે અને જીવનને ઉન્નત બનાવતો રહે છે.

આ લખતાં એક વાત કહેવી અગત્યની છે કે આવાં 'એમાં શું'થી ભડકી કોઈ પણ સાચો ગૃહપતિ પોતાના જીવનને વિદ્યાર્થીઓના જીવનથી છૂટું ન પાડી દે. કેવળ જડતા કે કેવળ ઢીલાપણું એ બેની વચ્ચેની અતિ સૂક્ષ્મ રેખાને એ બહુ વિવેકપૂર્વક આંકે, અને ગૃહપતિપદને આદર્શભૂત ને ઉજ્જ્વલ કરે.

ક્ષેમ

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.**
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૪ થું
૧૯૩૦

અંક ૧૦-૧૧
ઓક્ટોબર-નવેમ્બર

:: તંત્રી ::
હરભાઇ ત્રિવેદી

ખંડન કરવું સહેલું છે પણ મંડન કરવું મુશ્કેલ છે.

બળવો કરવો સહેલો છે પણ બળવો સમાવવો મુશ્કેલ છે.

અન્યાયનો વિરોધ કરવો સહેલો છે પણ ન્યાય સાચવવો મુશ્કેલ છે.

જે મંડન કરી શકે, જે બળવો સમાવી શકે અને જે ન્યાયની તુલા સાચવી શકે તેને જ ખંડન કરવાનો, બળવો કરવાનો અને અન્યાયનો વિરોધ કરવાનો અધિકાર છે.

# નાનાભાઇ જેલજાત્રાએ

'છાત્રાલય'ના વાંચનારાઓ માટે આનંદ સમાચાર છે. 'છાત્રાલય' માસિકનું તંત્ર જેમણે આજ દિન સુધી ચલાવ્યું છે અને પોતાના અનુભવ તથા જ્ઞાનની લાણી કરી તરણ કેળવણીના કૂટ પ્રશ્નો ઉકેલવા માટે ભગીરથ પ્રયત્ન કર્યો છે તે નાનાભાઇ આખરે જેલજાત્રાએ સિધાવ્યા છે.

'છાત્રાલય' વાંચનાર કદાચ જાણતા હશે કે નાનાભાઇએ છેલ્લા પાંચ માસથી સંસ્થા સાથેના પોતાના રીતસરના સંબંધ છોડ્યો હતો, અને સાંકડા ક્ષેત્રને ત્યાગીને પૂજ્ય મહાત્માજીએ આદરેલા બૃહત્ કેળવણીના વિશાળ ક્ષેત્રમાં ઝંપલાવ્યું હતું. કેળવણીની સંસ્થાઓમાં તત્ત્વ અને વ્યવહારની દૃષ્ટિથી સ્વાતંત્ર્યના સિદ્ધાંતનો પ્રવેશ કરાવવા પાછળ આટલી બધી તપશ્ચર્યા પછી પણ સ્વાતંત્ર્ય માટેની ખરી કેળવણી તો તેમને આજના ધર્મયુદ્ધના રણક્ષેત્ર ઉપર દેખાઇ. તેઓ પોતે વીરમગામના સરદાર તરીકે કામ કરતા હતા. તેમની રાષ્ટ્રસેવાનો ખરો આંક તો વીરમગામ તાલુકાની જનતા જ મૂકી શકે તેમ છે. પાંચ પાંચ માસ સુધી વીરમગામ તાલુકાની જનતાની મૂગી સેવા બજાવી તેમણે તેનામાં અજબ પ્રાણ ફૂંક્યા છે. રાષ્ટ્રના મુક્તિસંગ્રામમાં વીરમગામ તાલુકો આજે જે કંઇ કરી બતાવે છે એ નાનાભાઇની અથાક મહેનતનું જ ફળ છે તેમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

આખરે તેમને પણ સરકારની મહેમાનગીરી ચાખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. તેઓને ચાર માસની સખ્ત મજુરીની સજા ફરમાવવામાં આવી છે, અને આજે તેઓ સાબરમતી મંદિરમાં શાંતિની રમત રમી રહ્યા છે.

નાનાભાઇ બહાર હતા ત્યાં સુધી તંત્રી તરીકે તેમનું જ નામ ચાલુ રાખવું મને યોગ્ય લાગ્યું હતું. આપણા 'છાત્રાલય મંડળ' તરફથી પ્રગટ થતી આ પત્રિકાના તંત્રીપદે રહી તેમણે છાત્રાલયોની અનુપમ સેવા બજાવી છે. આજે હવે જ્યારે તેઓ જેલમાં ગયા છે ત્યારે અનિચ્છાએ પણ મારે તંત્રી બનવું પડે છે.

નાનાભાઇની જેલજાત્રાનો પ્રસંગ એ 'છાત્રાલય' માટે અભિમાનનો પ્રસંગ છે. પ્રભુ જેલમાં તેમની તબીયત નિરોગી રાખે અને ફરી પાછા તેઓ આપણી વચ્ચે આવી પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપણને આપે તેમ આપણે ઇચ્છીએ.

છાત્રાલયના વાચકો મારી મર્યાદાઓને નભાવી લેશે અને 'છાત્રાલય'ને પોતાનું જ ગણી બનતી સહાય કર્યા કરશે એટલી પ્રાર્થના. હરભાઈ.

## અવિશ્વાસ

મનુષ્ય આત્મા બધું સહન કરી શકે છે પણ અવિશ્વાસ નથી સહી શકતો. માણસમાં અવિશ્વાસ રાખવો—ખાસ કરીને તરુણમાં અવિશ્વાસ રાખવો એટલે તેની સહનશીલતાની દોરી ઉપર કાપ મૂકવો.

મોટેરાંઓ આ અવિશ્વાસને જુદાં જુદાં નામો આપે છેઃ દેખરેખ, માર્ગદર્શન, અનુભવનું ડહાપણ વગેરે. બાળક બાલ્યઅવસ્થામાં હોય છે ત્યાં સુધી આ બધાનો અર્થ સમજી નથી શકતું; તેનામાં તેની સામે થવા જેટલું બુદ્ધિબળ પણ નથી હોતું. પરંતુ વડીલોની દેખરેખ, માર્ગદર્શન કે અનુભવના ડહાપણને વધાવી તો નથી જ લેતું તે ઉઘાડી આંખે જોનાર જોઇ શકે છે. બાળક પોતાનો વિરોધ રીસાઇ કે ખીજાઇને બતાવે છે. આંધળા વડીલો એને અજ્ઞાન કહી પોતાના પંથે પડે છે.

પરંતુ માણસ તરુણાવસ્થામાં આવે છે ત્યારે એવા નિષ્ક્રિય વિરોધોથી સંતોષ નથી મેળવી શકતો. તેની ખીજ અને રીસમાંથી ક્રોધ જન્મે છે, તિરસ્કાર જન્મે છે અને ઘૃણા પેદા થાય છે. ક્રોધ અને તિરસ્કારનો માર્યો તે મનમાં વેરઝેર સેવે છે. અને પછી ગમે તે ભોગે વેર વાળી સંતોષ મેળવવાનાં સ્વપ્નાં સેવે છે. આવું વેર વડીલોને નુકશાન પમાડે તેવું તો હોય જ; પણ તેવા વેરથી તરુણને પોતાને પણ ઓછું નુકશાન નથી થતું હોતું.

પોતાની શક્તિનો, પોતાની નીતિનો, પોતાના આચારનો કે પોતાના વિચારનો અવિશ્વાસ કોઇ કરે તો એ તરુણ નથી જ સહી લેવાતો. તરુણનું ઉછળતું હૃદય સામાનો વિશ્વાસ સંપાદન કરવા માટે અને તેવા વિશ્વાસને પાત્ર નીવડવા માટે ઝંખતું હોય છે. મેળવેલો વિશ્વાસ ટકાવી રાખવા માટે તે પ્રાણાર્પણ કરવા સુધી જઇ શકે છે. પરંતુ સમાજ તરુણની કાર્યશક્તિમાં વિશ્વાસ મૂકતાં અચકાય છે. સમાજનાં મોટેરાંઓને તેમ કરવામાં ભય દેખાય છે. અને પછી પોતાના અવિશ્વાસને ન્યાય્ય ઠેરવવા દેખરેખ, માર્ગદર્શન કે અનુભવના ડહાપણ રૂપી ઓઠાં શોધે છે.

આજનો તરુણ હવે છેતરાવાનો નથી. આજના તરુણ દ્વારા કાર્યસિદ્ધિ કરવી હોય તો તેની કાર્યશક્તિમાં, તેના ચારિત્ર્યમાં અને તેની ભાવનાઓમાં વિશ્વાસ રાખતાં શીખવું જોઇએ.

તરુણમાં અવિશ્વાસ રાખો અને સંસારમાં ઝેર રેડાશે; તરુણમાં વિશ્વાસ રાખો અને સંસાર અમૃતમય દેખાશે. હરભાઈ.

## જુવાનના તરંગો

:૧:

તા. ૧૯-૬-૧૯...

મંગળવારે લખવાનું શરૂ કર્યું અને તે જ વખતે શ્રી ...ભાઈના ગ્રેજ્યુએટ પુત્ર મળવા આવ્યા. બી.એ. પાસ થઈને પણ શું કરવું? પરિણામ આવ્યા પછી જ તેને માટે ખરી મૂંઝવણ શરૂ થઈ છે. આજના એવા નિર્બળ જુવાનો માટે કરુણા સિવાય બીજું કશું મારા હૃદયમાં નથી. તેમની તો દયા જ આવે છે! એ હવે શું કરશે? મજુરી તો આવડે નહિ. ત્યારે કોઈ સ્કૂલમાં માસ્તર થશે કે કોઈ ઑફિસમાં કારકુન થશે. બીજું એનાથી શું થઈ શકે તેમ છે? તેની શરીરસંપત્તિ પણ ક્યાં સારી છે? આજની આખીયે શિક્ષણપદ્ધતિ સડેલી છે. અને દેશ ગુલામીમાં છે ત્યાં સુધી આ સ્થિતિ નહિ જ સુધરે. કોઈ જગ્યાએ ચેતન નથી, ઉત્સાહ નથી. જ્યાં જોઈએ ત્યાં આર્થિક દબાણમાં માણસો કચડાતાં દેખાય છે, અને પેટ માટે ગમે તે કરવા તૈયાર થઈ જાય છે! જાતને વેચે છે, અંતઃકરણને પાયમાલ કરે છે અને માનસિક દૃષ્ટિએ અતિશય નીચી કોટિ ઉપર જાય છે; હિંમત રહેતી નથી અને દૃષ્ટિ સંકુચિત થતી જાય છે. પછી તે realities of life સાથે સમાધાન આદરે છે, અને તેનું મરણ થાય છે. આ આપણા જુવાનો! આ આપણા ગ્રેજ્યુએટો! આવું અપમાન અને આવું દુઃખ સહન કરવા કરતાં આપઘાત કરે તો પણ સારું નહિ? અને બાળલગ્ન! એ ભૂત તો કોઈને છોડતું જ નથી! તે બિચારાનાં લગ્ન ત્રણ વર્ષ ઉપર જ થયાં છે. હવે એ લગ્નના બંધને એને કેદી જ બનાવી મૂક્યો છે. તે શું કરશે? ઓ જુવાન, તારી આ દશા?

* * *

કાલે સાંજે ...ને ત્યાં જમવા ગયા હતા. જમવામાં મજા જ ન આવી. જમવાનો રિવાજ બહુ જૂનો છે, પણ મને તે ગમતો નથી. સરખે સરખાં એકઠાં થઈ જમતાં હોય, લહેર કરતાં હોય તો તો ઠીક, પણ આમ જે આવે તેને ભેગાં કરી ભોજન કરવું તેમાં શી મજા?

કાલે સાંજના બહુ જ માથું દૂખતું હતું. રાત્રે ......ને ત્યાં ભોજનનું આમંત્રણ હતું. ભોજનમાં શીખંડ મુખ્ય હતો. બીજી પણ ઘણી વાનીઓ હતી. શીખંડ તો મારાથી ખવાયો જ નહિ. મને ખાવાની કોઇ વસ્તુ ઉપર 'બહુ ખાઉં' તેવો ભાવ તો થતો જ નથી ! જુદી જુદી વાનીઓ ગમે પણ થોડુંક ખાઉં એટલે સંતોષ થઇ જાય. રાતના માથું સખત દૂખવા માંડયું અને ઊંઘ એક દોઢ વાગ્યા સુધી ન આવી. પથારીમાં તરફડીમાં મા્યાં કર્યાં. ઊંઘ ન આવે ત્યારે માણસની કેવી ખરાબ દશા થાય છે? મનમાં કંઇ કંઇ તર્ક, વિતર્ક, કુતર્ક આવ્યા જ કરે; અને આપણી ઇચ્છા ન હોય તો પણ મન કે બુદ્ધિ પોતાનું કામ કર્યા કરે અને આપણને સતાવે. ઊંઘ ન હોય તો માણસ કદાચ બે દિવસમાં ગાંડો જ બની જાય. ઊંઘ કેવી જરૂરની અને સુંદર વસ્તુ છે ! અને મન પણ કેવું વિચિત્ર છે કે વિચારો કર્યા જ કરે અને છતાં થાકે નહિ ! વિચારો પણ કેટલા બધા હશે કે ખૂટે જ નહિ ! વિચારોની વિવિધતા પણ આશ્ચર્યજનક હોય છે !

* * *

લોકો ચોરી શા માટે કરતા હશે ? પૈસાદારો છડે ચોક, ધોળે દિવસે મોટી ચોરી જ કરી રહ્યા છે ને ? આવડા મોટા પગારો લેવાનો એમને શો અધિકાર છે ? ગરીબોને ભોગે અને ગરીબોને દુઃખ દઇને, તેમના મુખમાંથી અન્ન ખેંચી લઇને લોકો પૈસાદાર થાય તે ચોરી નહિ તો બીજું શું ? ત્યારે મોટો ચોર કોણ ? મોટા પગારના અમલદાર કે તેના ઘરનો નજીવા પગારનો નોકર ? અમલદારોના ઘરમાં ચોરી થવાનો બનાવ જ્યારે જ્યારે બને છે ત્યારે ત્યારે ગરીબ તવંગર વચ્ચેનો અણુછાજતો સંબંધ એકદમ દેખાઈ આવે છે.

પૈસાદાર એટલે પ્રામાણિક અને ગરીબ એટલે અપ્રામાણિક, ચોર, લુચ્ચો, લફંગો ! કેવું વિચિત્ર ? મનુષ્યસ્વભાવમાં ગરીબ તવંગરના ભેદ જેવું કશું હોઇ શકે જ નહિ. ઈશ્વરે બધાને એ વિષયમાં તો સરખા જ નથી કર્યા ? ઉલટું કદાચ આ કહેવાતા દુર્ગુણો પૈસાદારમાં જ વધારે હશે, નહિતર એ પૈસાદાર કેવી રીતે થયા હોય ? સ્વાર્થી થયા વિના પૈસાદાર થવાનું શક્ય જ નથી.

: ૧ :

તા. ૨૧-૬-૧૯...

બહાર કેવી મજા છે ? વરસાદ આવું આવું થઇ રહ્યો છે. કોઇ કોઇ છાંટા તો પડવા પણ માંડ્યા છે. આકાશ મેઘાચ્છાદિત છે અને સામેના રસ્તા

ઉપરનાં મોટાં ઝાડો લહેરથી ઝૂલે છે. કુદરત આખી આનંદમગ્ન છે અને પક્ષીઓ પણ કિલકિલાટ કરે છે. ગઇ કાલે સાંજે વરસાદ આવ્યો હતો. આજે પણ આવશે. વર્ષાઋતુની ભવ્યતા અને મજા ઉનાળાના સુકા દિવસો પછી કેવાં ગમે છે? વર્ષા કેવી ઉદાર અને વિશાળ હૃદયની છે? પૃથ્વી ઉપર અમી વરસાવવું એ જ એનું કામ. એ આપણને કેટકેટલું આપે છે? એના વડે જ આપણે જીવતાં નથી? અને ઉનાળો? બધું સુકવી દે છે. આશા હોય ત્યાં નિરાશા અને સુખ ત્યાં દુઃખ, અને આનંદ હોય ત્યાં દિલગીરી ફેલાવે છે. કેવું વિચિત્ર!

પણ વર્ષાની આકર્ષકતા એથી જ નથી વધતી. વર્ષાનું સૌંદર્ય ઉનાળાની શુષ્કતાથી અધિકતર થાય છે. અને સુખ દુઃખનું પણ એવું જ નથી શું? વરસ પછી વરસ આવે છે અને શિયાળો, ઉનાળો, ચોમાસું પણ એક પછી એક ક્રમ પ્રમાણે ચાલ્યાં આવે છે. કાયમ શિયાળો કે કાયમ ઉનાળો કે કાયમ ચોમાસું કોઇ દિવસ હોઇ શકે? તેમ જ સુખ અને દુઃખ પણ એક પછી એક જીવનમાં આવે છે અને આવવાનાં. સદાને માટે સુખ કે સદાને માટે દુઃખ આ જગતમાં કોઇને માટે ન જ હોય. ત્યારે હું પણ દુઃખ માટે તૈયાર કેમ ન રહું? મને સર્વદા સુખ ક્યાંથી મળે? દુઃખ અને સુખ મને સરખાં જ ગમવાં જોઇએ. કારણ કે દુઃખ ન હોય તો સુખની ખબર ન પડે. સુખનો આનંદ દુઃખ વિના કેમ અનુભવાય?

મારા માર્ગમાં મુશ્કેલીઓ આવે તે પણ મને તો ગમે. કારણ કે એવે વખતે મને મારી શક્તિઓ વાપરવાની તક મળે છે, અને મારી કિંમત બતાવી શકાય છે. સંકટમાંથી કે મૂંઝવણમાંથી વિજયી થઇને બહાર આવવું એ સૌથી મોટું સુખ નથી? એથી આત્મસંતોષ થાય છે અને મનનું રંજન થાય છે. મારે મુશ્કેલીઓની સાથે સાથે જ તેમાંથી સફળતાપૂર્વક બહાર નીકળવાની શક્તિ જોઇએ છે, મારા ઉપર વધારે સંકટો આવશે તો જ મારી બુદ્ધિ અને શક્તિ ખીલશે અને કેળવાશે ને? અને મારી જાતમાં વિશ્વાસ છે, પણ મારે મારી શક્તિને કસવી છે અને આગળ વધવું છે.

...... ......મારું હૃદય સાચે જ અતિ કોમળ થઇ ગયું છે. લાગણી પ્રધાન થવું ગમે છે. પણ તેવા થઇએ ત્યારે સહન પણ ઓછું નથી કરવું પડતું. સહેજ સહેજમાં લાગી આવે તે કેવું? અને ન લાગી આવે તે પણ ખરાબ

નહિ? પત્થર જેવા થવા કરતાં ફૂલ જેવા થવું વધારે સારૂં નહિ? લાંબો વખત પત્થર જેવા બનીને રહેવા કરતાં થોડો વખત જીવવું પણ ફૂલ જેવા કેમ ન થવું? મને ફૂલ ગમે છે તો હું ફૂલ જેવો જ રહીશ. ભલે વહેલો ચીમળાઇ જાઉં. પ્રેમને મારા મુખ્ય સિદ્ધાંત તરીકે સ્વીકાર્યો પછી લાગણીને મારાથી દૂર કેમ કરાય? પ્રેમ અને લાગણી તો સદાને માટે સાથે ને સાથે જ જવાનાં. લાગણી ન જોઇતી હોય તો પ્રેમને પણ દૂર કરવો રહ્યો.

શ્રી૦

## વિચારવાયુ

ગુરુકુળના અધ્યાપક મારૂં છાત્રાલય જોઇ ગયા અને તેમની સાથે થોડીએક વાતચીત કરી તેને પરિણામે મારૂં મન ઘણું સ્વસ્થ થઇ ગયું હતું. મને એમ કે હવે તો વિચારવાયુનો વ્યાધિ ફરીથી દેખા નહિ દે. પણ એ વ્યાધિ મારો પીછો છોડતો જ નથી. સંયોગો પણ એવા આવીને ઉભા રહે છે કે વ્યાધિને પણ દેખા દીધા વિના ચાલે નહિ!

ગઇ કાલે સાંજે પેલી નવી સ્થપાએલી સ્કૂલના પ્રિન્સીપાલ સાહેબ અચાનક મળી ગયા. તેમણે જે વાત કરી તેનાથી રાત્રે એકાએક વિચારવાયુ વધી પડ્યો. મનેયે કોણ જાણે શું સુઝયું કે નાટક સિનેમાની વાતો તેમની સાથે હાંકયા કરી! આખી રાત વિચારવાયુએ હેરાન કર્યો. આ રહ્યાં તેમાંનાં એકાદ બે પ્રકરણો.

: ૧ :

આ નવી કેળવણીવાળા એમના મનમાં શું સમજતા હશે? સિનેમાએ દુનિયાનું જાણે કે ઓછું બગાડયું છે તે હવે સિનેમેડ્યુકેશનની પાછળ પડ્યા છે. સિનેમાથી તે કોઇ દહાડો કેળવણી અપાતી હશે? વિચાર જ કેવો હાસ્યાસ્પદ છે?

વિદ્યાર્થીઓની આંખો બગડે એ દલીલ તો જાણે કે સાવ નબળી છે, પરંતુ સિનેમા જોવાનો ચસ્કો લાગે તેનું શું? મારૂં તો ચોક્કસ માનવું છે કે છોકરાઓને સિનેમાને રવાડે ચડાવ્યા તે ઘડીએ જ પાયમાલી શરૂ થઇ સમજો. આજે જ એ વાતનો કેટલો ચસ્કો છે તે જુઓ ને? રોજ બે ચાર વિદ્યાર્થીઓ તો સિનેમા જોવા જવાની રજા લેવા આવ્યા જ હોય! પૈસાની બરબાદી પણ કંઇ ઓછી નથી થતી. આવી પરિસ્થિતિ વર્તે છે તેને

ટાળવાને બદલે આવા હાલી મવાલી નવી કેળવણીવાળાઓ તો છોકરાઓને સિનેમા જોવા જવાની હિમાયત કરતા ફરે છે !

મારી વાત કંઈક તેને ગળે ઉતરવા જતી હતી ત્યાં તો ભાઇસાહેબ બીજી નવી દલીલ લાવ્યા. 'સિનેમા જોવા જવાની જીજ્ઞાસાને દબાવવાથી જુવાનોને નુકશાન થાય છે.' એમ કે ? હવે જાઓ જાઓ, નુકશાન થવાવાળાના દીકરાઓ ! જે જે કંઈ છોકરાઓને નુકશાન કરે તેવું હોય એમ આપણે માનતા હોઈએ તે બધું જોરથી દબાવી દેવાથી છોકરાઓને નુકશાન થાય, એમ કે ? કેવી બેહુદી વાત ? સામાન્ય અક્કલવાળો માણસ પણ સમજી શકે કે તેનાથી તે નુકશાન થાય કે લાભ ? આવા લોકોને સમજાવવા પણ કેમ ? તેમનાં ભેજાંઓ એટલાં બધાં સડેલાં હોય છે કે તેમાં સાચી વસ્તુ પેસવા પામતી જ નથી. અને આ સડેલા છોકરાઓને પણ એટલું જ જોઈએ છીએ. ને આવા લોકોની વાતને વળગી રહી પછી છાત્રાલયોમાં તોફાન મચાવે છે, અને સ્વાતંત્ર્યને નામે મોટી અવ્યવસ્થા ઉભી કરી દે છે.

મારૂં ચાલે તો તો આ નવી કેળવણીની રેઢીયાર વાતોને તો બંધ કરી જ દઉં, એટલું જ નહિ પણ તમામ સિનેમાઓને કાયદાની એક જ કલમથી બંધ કરાવું. આજે એક નિશ્ચય તો દૃઢ જ કે હવેથી આવા માણસોના જરા પણ પરિચયમાં મારા છોકરાઓને તો ન જ આવવા દઉં.

: ૨ :

અને નાટક જોવા મોકલ્યા વિના તો રહેવાય જ નહિ. એમ ? આ જુવાન છોકરાઓને નાટક બતાવવાં જ જોઇએ, કેમ ? અને નાટક દેખાડવાની દલીલ કેવી ? અભિનયકળાનો ઉદ્ધાર ! અને રંગભૂમિ મારફત સામાજીક સડાનો નાશ ! વાહ રે અભિનયકળાના શોખીનો ! અને વાહ રે સામાજીક સુધારકો ! તમારી છાતીને પણ ધન્ય છે ને ! નાટકો દ્વારા આ કામ સિદ્ધ કરાવવા માગો છો, કેમ ?

આપણા દેશમાં અભિનયકળાનો ઉદ્ધાર નહિ થાય તો કયો ગગો કુંવારો રહી જવાનો હશે ? અભિનયકળાના ઉદ્ધાર દ્વારા શું કરાવવું છે ? નાચ અને નખરાં કે ? આ જુવાન છોકરાઓ નાચ અને નખરાં નહિ શીખે તો દુનિયા જાણે કે રંડાઇ જવાની હશે ! હવે સમજ્યો કે આ લોકો વારંવાર નાટ્યપ્રયોગો કરાવવાની પણ શા માટે હિમાયત કરે છે તે. છોકરાઓને નાચતાં અને નખરાં કરતાં શીખાવવું છે માટે. બસ આજથી

એક બીજો નિશ્ચય કે મારા છાત્રાલયમાંથી નાટ્યપ્રયોગો બંધ. નાટકો જોવા તો શાનો જ જવા દઉં ? આ તે વંઠાડી મુકવાની જ વાતો છે ને ?

" અને રંગભૂમિ મારફત સામાજીક સુધારણા સાધવી છે ? એ ભાઇ, આ રંગભૂમિ તો નખોદ વાળવા બેઠી છે, નખોદ! એની મારફત સામાજીક સડો શરૂ તો થઇ ચૂક્યો છે. હવે એ જ રંગભૂમિ દ્વારા સામાજીક સુધારણા કેમ કરવાના છો તે જરા સમજાવશો ? જ્યારથી નાટકોએ આપણા દેશમાં પ્રવેશ કર્યો છે ત્યારથી સ્ત્રીઓ સ્વચ્છંદી બની છે; પુરુષો લબાડ અને વ્યભિચારી થયા છે; જુવાન છોકરાઓ ઉછાંછળા બન્યા છે અને સામાજીક કુરિવાજો ઘર ઘાલવા માંડયા છે. આવી પ્રથા તે નાબુદ કરવા જેવી ગણાય કે ટકાવવા જેવી ? નાટકો પ્રવેશ પામ્યાં ત્યારથી જુવાનીઆઓ છાકટા માફક રસ્તા ઉપર નાટકી ગાયનો ગાતા અને હજારો નખરાં કરતા ચાલ્યા જતા દેખાય છે. સ્ત્રીઓમાં નાટકી નફટાઇ છડેચોક આવી છે. બાબરાં વધારવાં, નાટકી ચાલે ચાલવું અને કપડાંની નાટકી ફેશનો વધારવી એ આજકાલની જાણે કે એક મહાન પ્રવૃત્તિ બની ગઇ છે. આમાંથી સમાજને બચાવી લેવો હોય તો એક જ રાજમાર્ગ છે, અને તે કાયદો બનાવરાવીને પણ નાટ્યભૂમિને જડમૂળથી ઉખેડી નાખવી ! લલિત કળાઓનો ઉદ્ધાર થવાને બદલે નાશ થઇ રહ્યો છે તે આપણે સમજવું જોઇએ. નાટયભૂમિની સામે જબ્બર યુદ્ધ આરંભવું એ હવેથી મારૂં ધર્મકૃત્ય બનો.

ઉરભાઇ.

## આટલી મહેરબાની કરો !

: ૧ :

ગૃહપતિ: " ઓહો, શાંતિભાઇ, આમ એકાએક ક્યાંથી ? કઇ ગાડીમાં આવ્યા ? "

શાંતિભાઇ: " આજે સવારની ગાડીમાં ઉતર્યો. સ્ટેશન ઉપરની ધર્મશાળામાં ઉતારો કરી નાહી ધોઇ અહીં આપની પાસે જ સીધો આવું છું."

ગૃહપતિ: " ધર્મશાળામાં ? તમારે તો અહીં ઉતરવું જોઇએ ને ! આમ કરીને તો તમે મને શરમમાં નાખો છો."

શાંતિભાઇ: " કંઇ નહિ સાહેબ, હવે રમણ અહીં ક્યાં છે કે ન ઉતરીએ તો ખોટું દેખાય ! "

ગૃહપતિઃ "રમણ ભલે ને અત્યારે ન હોય, પણ તેથી કંઇ રમણ સાથેનો અને રમણ દ્વારા તમારી સાથેનો બંધાએલો સંબંધ ચાલ્યો ગયો છે?"

શાંતિભાઇઃ "સાચી વાત સાહેબ, તમારી કૃપા છે તો બધું ઠીક થઇ રહેશે."

ગૃહપતિઃ "બોલો હવે, મારા સરખું કંઇ કામકાજ?"

શાંતિભાઇઃ "કામકાજ તો બીજું શું હોય? રમણને પાછો આપનો બનાવો. પંદર દિવસથી રમણ ઘેર આવ્યો છે પણ મને અને તેની માતાને ઊંઘ પણ નથી આવતી. છેવટે ન છૂટકે અહીં આવ્યો છું. મારી વિનતિ સ્વીકારો અને રમણને પાછો દાખલ કરો."

ગૃહપતિઃ "શાંતિભાઇ, આ કંઇ વિનતિ કરવાનું સ્થળ ગણાય? રમણને માટે આ સ્થળ મને જો યોગ્ય લાગ્યું હોત તો હું શું કામ તેને ઘેર મોકલત? રમણ અહીં રહે તેમાં તેનું કશું જ શ્રેય નથી."

શાંતિભાઇઃ "એ ગમે તેમ કહો. મને તો અહીં રહેવામાં જ રમણનું શ્રેય દેખાય છે. અહીંના વાતાવરણની અસર તેના ઉપર થયા વિના રહેવાની જ નથી. એ સહેજ સહાજ અતડો અને તોછડો છે, પણ મારી ઉપર કૃપા કરીને તેને નિભાવો અને પાછો રાખો."

ગૃહપતિઃ "રમણ અતડો અને તોછડો છે તેમ મેં કોઇ દિવસ કહ્યું જ નથી. એમ તો એ ઘણો સુશીલ અને નમ્ર સ્વભાવનો છે. પણ આજે તેની વય એટલી બધી મોટી થઇ ગઇ છે અને વયના પ્રમાણમાં બુદ્ધિમાં તે એટલો બધો પાછળ રહી ગયો છે કે અહીં તે ન ચાલે. અહીં તો ઉલટું તેના મનમાં પોતાની જાત સંબંધમાં અવિશ્વાસ ઉત્પન્ન થતો જાય છે. તેને અહીં રાખવાથી તેનું બગડે તેમ જ છે એવી મને ખાત્રી થઇ ત્યાર પછી જ મેં તેને ઘેર મોકલ્યો છે."

શાંતિભાઇઃ "આપની વાત સાચી છે. અભ્યાસમાં એ બહુ જ પાછળ રહી ગયો છે. પણ હવે તો તેના માટે આપના સિવાય બીજું કોઇ સ્થાન હોય તેમ હું જોતો નથી."

ગૃહપતિઃ "એ વાત પણ બરાબર નથી. મારી સલાહ તો મેં તમને કાગળમાં જણાવી દીધી છે. તેને બુદ્ધિના અભ્યાસમાંથી હવે લઇ લ્યો અને કોઈ સરળ હુન્નર ઉદ્યોગમાં પરોવો. હુન્નર ઉદ્યોગ હસ્તગત કરવાની તેનામાં સારી કળા છે તેમ હું જોઇ શક્યો છું."

શાંતિભાઇઃ "આપની સલાહ સાવ વ્યાજબી છે. પણ તેને થોડું એક અંગ્રેજી આવડે તો ઠીક માટે જ મારી વિનતિ આપે સ્વીકારવી પડશે."

ગૃહપતિ: "એ મોહ છોડો. તેમ કરવા જતાં તેને આપણે નુકશાન પહોંચાડશું. તેને એકાદ સરસ હુન્નરશાળામાં મોકલો."

શાંતિભાઇ: "આપની સલાહ પ્રમાણે હું જરૂર વર્તીશ. પણ બે વરસ તેને અહીં રાખવાની મંજુરી આપો. આપ તેને રાખશો જ તેમ માનીને હું તેને અહીં મારી સાથે જ લઇ આવ્યો છું."

ગૃહપતિ: "રમણ સાથે છે? ક્યાં છે?"

શાંતિભાઇ: "અહીં, નીચે જ ઉભો છે."

ગૃહપતિ: "અરે, અરે, તેને ઉપર બોલાવો. રમણ? રમણ!"

શાંતિભાઇ: "રમણભાઇ, ઉપર આવ તો જોઉં. ગુરુજીને પગે પડ. તેમના ચરણમાં જ તારૂં સ્થાન છે. સાહેબ, આપની ઇચ્છામાં આવે તે કરો પણ રમણને રાખવો તો પડશે જ. આટલી મહેરબાની કરો."

: ૨ :

ગૃહપતિ: "પધારો કેશવલાલભાઇ, અત્યારની ગાડીમાં આવ્યા?"

કેશવલાલ: "હા જી. હમણાં જ આવ્યો."

ગૃહપતિ: "નાહ્યા ધોયા?"

કેશવલાલ: "ના જી. મને થયું કે પહેલાં આપને મળી લઉં પછી નિરાંતે નાહી ધોઇશ."

ગૃહપતિ: "બહુ સારૂં. મારો તાર તો આપને વખતસર મળ્યો હતો કે?"

કેશવલાલ: "હા જી. તાર મળ્યા પછી મને પુષ્કળ વખત રહેતો હતો."

ગૃહપતિ: "માફ કરજો, આપને તસ્દી આપવી પડી છે. હમણાં સત્રના છેલ્લા દિવસો ચાલે છે તેથી એટલો બધો કામમાં રહું છું કે મારે આપને તાર કરવો પડ્યો. નહિતર તો હું પોતે જ ચિ. વિષ્ણુને મૂકી જાત."

કેશવલાલ: "ઓહો, તો તો અમે ધન્ય થઇ જાત ને! આપનાં પવિત્ર પગલાં અમારે ઘેર ક્યાંથી હોય?"

ગૃહપતિ: "એ શું બોલ્યા કેશવલાલભાઇ? આપને ઘેર આવવાની તો મારી ફરજ છે. ચિ. વિષ્ણુ અમારો વિદ્યાર્થી થયો પછી તો વખત મેળવીને પણ આવવું જોઇએ. હું નથી આવી શક્યો એ બદલ મને આપે માફ કરવો જોઇએ."

કેશવલાલ: "આપની સુજનતાનો પાર નથી. આપનો પ્રેમ તો એટલો બધો છે કે એ પ્રેમના માર્યા જ મારે તુરત દોડવું પડ્યું."

ગૃહપતિઃ "શું કહું કેશવલાલભાઇ, આ છોકરાઓએ તો મને પ્રેમથી બાંધી લીધો છે. આપે થોડીએક હિંમત બતાવી હોત તો આ વિષ્ણુને છોડતાં જે દુઃખ થાય છે તેમાંથી હું તો બચી જાત."

કેશવલાલઃ "શું કરીએ ભાઇસાહેબ! અમારી નાતના રિવાજો બહુ બુરા છે. વિષ્ણુના સસરાને મેં કેટલીયે સમજાવ્યો કે ભાઇ, એમાં તારી જ દીકરીનું ભવિષ્ય બગડે છે. પણ એ એકનો બે ન થયો તે ન જ થયો!"

ગૃહપતિઃ "આપના જેવા ભણેલા ગણેલા અને સંસ્કારી લોકોએ તો આવી બાબતમાં ખૂબ મજબૂત રહેવું ઘટે. વિષ્ણુનો સવાલ એક કોરે રાખીએ તો પણ આપણા સમાજમાંથી આવડા પંદર પંદર વર્ષના છોકરાઓને અને બાર બાર વર્ષની છોકરીઓને પરણાવવામાં આવે છે તે કુરૂઢિને ટાળવી જ જોઇએ. ગમે તે સંકટે પણ આપના જેવા તેમાં પહેલ નહિ કરે તો પછી બિચારા સામાન્ય માણસો શું કરી શકવાના છે?"

કેશવલાલઃ "આપની વાત તો સો ટકા સાચી છે. પણ આમાં મારો ઉપાય જ નહોતો. એક બાજુ વિષ્ણુની બા અને બીજી બાજુ તેના સાસુ સસરાઃ હું તો એ બે પક્ષોની વચ્ચે કચરાઇ જ ગયો, સાહેબ! પણ અમારી નાતમાં એટલું સારૂં. આ પરણેતર તો માત્ર નામનું. હથેવાળો મેળવવાનો વિધિ કરી લીધો એટલું જ. છોકરા છોકરીનો ઘરસંસાર તો હવે પાંચ વરસ પછી શરૂ થવાનો. હજી પાંચ વરસ સુધી તો શુદ્ધ બ્રહ્મચર્ય! અમે સાસરે પણ નહિ તેડવાના."

ગૃહપતિઃ "આપના જેવા ડાહ્યા લોકો પણ આવું બોલે ત્યારે મારે, હવે મૂંગા જ રહેવાનું બહુ સારૂં."

કેશવલાલઃ "પણ હું તો આપને એક વિનતિ કરવા આવ્યો છું."

ગૃહપતિઃ "વિનતિ શા માટે? આપ તો મને સલાહ આપી શકો તેવા છો. ખુશીથી કહો."

કેશવલાલઃ "મેં આપને કહ્યું તેમ આ પરણેતર તો નામનું છે. ચિ. વિષ્ણુ પરણેલો કહેવાય જ નહિ. માટે હરકોઇ ઉપાયે પણ આપ તેને રાખો જ રાખો."

ગૃહપતિઃ "એ તો ન જ બની શકે. માટે તો મેં આપને તાર કરીને બોલાવ્યા. હું તો..."

કેશવલાલઃ "એ બનાવવું જ પડશે. મારી ખાતર અને ચિ. વિષ્ણુ ખાતર એટલું તો કરો જ."

ગૃહપતિ: "અમારો નિયમ જ એવો છે કે તેમાં કશો જ ફેરફાર ન થઇ શકે. હું કરાવવા પણ ન ઇચ્છું."

કેશવલાલ: "કેમ સાહેબ? આમાં તો નિયમને બાધ પણ નહિ આવે. આ કંઈ પરણેતર કહેવાય?"

ગૃહપતિ: "અરે કેશવલાલભાઇ, તમે પણ નહિ સમજો? પરણવાનો વિધિ તો થયો ને? અમારી જેવી કેળવણીની સંસ્થા સંસારસુધારામાં સીધી રીતે તો કશું જ ન કરી શકે, પણ આવા નિયમો કરીને આડકતરી રીતે પણ કંઇક કરવાનો સંતોષ તો માને જ ને! હરેક પ્રકારનાં બાળલગ્નો સામે અમારો વિરોધ છે તે આવા દાખલાઓ બને ત્યારે અમે બતાવી શકીએ છીએ. મને માફ કરજો પણ આમાં કશું જ નહિ બની શકે. તમારે ચિ: વિષ્ણુને લઇ લેવો જ પડશે."

કેશવલાલ: "એમ તો ન ચાલે. તમારે કંઇક તો કરવું જ જોઇએ. તો હું કમીટીને અરજી કરૂં."

ગૃહપતિ: "કશું જ નહિ કરી શકાય. કમીટીને અરજી કરવાની સલાહ પણ હું નહિ આપી શકું."

કેશવલાલ: "આ તો ત્યારે અન્યાય થાય છે. તો પછી અમારી દાદ ફરીયાદ કોઇ સાંભળે જ નહિ?"

ગૃહપતિ: "આ બાબતમાં તો નહિ જ."

કેશવલાલ: "તો પછી હું આપને અંગત વિનતિ કરૂં છું કે આપ જાતે જ મહેનત લ્યો અને મારા ઉપર આટલી મહેરબાની કરો!"

: ૩ :

ગૃહપતિ: "પધારો દેવરામભાઇ! જરા રાત્રે મોડા તસ્દી આપવી પડી છે તો માફ કરજો."

દેવરામ: "કંઇ નહિ સાહેબ, રાત્રે કશું ખાસ કામ હોતું નથી. નહિતર, આપ બોલાવો અને અમે ન આવીએ તે કંઇ ચાલે? આપ આટલી આટલી સેવા બજાવી રહ્યા છો ત્યારે કોઇ વખત અમારે રાત્રે આવવાનું બને તેમાં તે શું મોટી વાત કહેવાય? કહો સાહેબ, મારા સરખું શું કામકાજ છે?"

ગૃહપતિ: "આપને તો ચિ. સુમન માટે બોલાવવા પડેલ છે. આપ જુઓ છો ને કે તેને થએલ ખસનો રોગ તો રોજ રોજ વધતો જ જાય છે. ડાક્ટર પાસે તપાસ કરાવી છે અને ડાક્ટરનું કહેવું એવું થયું છે કે

આ કેવળ ચામડીનો રોગ નથી. તેના લોહીમાં જ કંઇક બગાડ થયો છે, અને તેથી ત્રણેક માસ સુધી દવામાં તેમ જ ખોરાકમાં ખાસ કાળજી લેવી પડશે. જો તેમ નહિ કરીએ તો તેના લોહીમાં આવા રોગના જંતુઓ કાયમી ઘર કરી જવાના અને પછી તો આજ મટશે અને પાછો ફરીથી એવો ને એવો રોગ જામશે."

દેવરામઃ "સાચી વાત છે, સાહેબ. ડાકટર સાહેબ મને પણ મળ્યા હતા અને વાત કરતા હતા કે સુમનને માટે ખૂબ કાળજી લેવી પડશે, નહિતર રોગ શરીરમાં ઘર કરી જશે તેવો ભય રહે છે."

ગૃહપતિઃ "માટે જ મેં આપને અત્યારે તસ્દી આપી છે. મારો અભિપ્રાય એવો છે કે ચિ. સુમનને સૂકી હવાવાળા કોઇ આરોગ્ય સ્થળ ઉપર લઇ જવો, અને હુશિયાર ડાકટરની સારવાર નીચે ત્રણ ચાર માસ રાખવો. રોગને તો મૂળમાંથી જ ડાંભ્યો સારો. તેમાંયે વળી સુમનનું શરીર."

દેવરામઃ "મને પણ એ જ રસ્તો સૂઝે છે, પણ મારી મુશ્કેલીનો પાર નથી. આપ તો જાણો જ છો કે મારાથી જંપીને ઘેર પણ બેસાતું નથી તો પછી ત્રણ ચાર માસની ગેરહાજરીનું તો કયાંથી જ બને?"

ગૃહપતિઃ "એ તો સારામાં સારો રસ્તો. મારા અભિપ્રાય પ્રમાણે તો તમારે હરકોઇ ઉપાયે તેમ જ કરવું જોઇએ. પણ ધારો કે તેમ કરવામાં ખૂબ મુશ્કેલી ઉભી થતી હોય તો પછી તેને મુંબઇ લઇ જઇ સારા ડાકટર પાસે તપાસ કરાવી યોગ્ય સૂચનાઓ લેવી, અને પછી ઘેર રહીને તે પ્રમાણે વર્તવું."

દેવરામઃ "આપ જાણો છો કે પહેલો માર્ગ તો મારાથી લઇ શકાય તેમ છે જ નહિ. ખાતાની એટલી બધી જવાબદારીઓ રહે છે કે તેમ તો ન જ બને. મને બીજો રસ્તો ઠીક લાગે છે. આપ કહો ત્યારે મુંબઇ લઇ જઇ તપાસ કરાવરાવી આવું. અને પછી તો સાહેબ, તેને ઘેર રાખવો કે અહીં છાત્રાલયમાં રાખવો એ બન્ને સરખું જ છે ને?"

ગૃહપતિઃ "ના, સરખું ન કહેવાય. આપ પોતે જ કેળવણી ખાતાના આટલા વર્ષના અનુભવી હોઇ એક સારા કેળવણીકાર ગણાઓ. મારા કરતાં આપ વધારે સમજી શકો છો કે સુમનને અહીં નહિ રાખવામાં તેના કરતાં બીજા સો વિદ્યાર્થીઓનો સવાલ રહેલો છે."

દેવરામઃ "એ તો હું સમજું જ છું. પણ ચિ. સુમનને આપ

અલાયદો રાખી શકો છો. તેમ કરવાથી મારી અને આપની બન્નેની મુશ્કેલી દૂર થશે."

ગૃહપતિઃ "આપની મુશ્કેલી દૂર થશે તે વાત સાચી; મારી તો વધશે જ. પણ તેનું કંઇ નથી. મને તો ચિ. સુમનના હિતમાં અને છાત્રાલયનો સમગ્ર વિચાર કરતાં એ જ વ્યાજબી લાગે છે કે આપે તેને ઘેર જ લઇ જવો."

દેવરામઃ "તમે સાહેબ, એમ બોલશો તો પછી શું થશે? મારી મુશ્કેલીઓનો પાર નથી એ તમે જાણો છો. તમારે તો મને મદદ કરવી જ જોઇએ. ચિ. સુમનને અલાયદો રાખી યોગ્ય સારવાર કરવાનો વધારાનો ખર્ચ ગમે તેટલો થાય તેની મને ચિંતા નથી. મારે તો તેનું શરીર સુધારવું એ મને મારો ધર્મ લાગે છે. માટે તમારે મને મદદ કરવી જ પડશે."

ગૃહપતિઃ "આપ કેળવણીના જાણકાર થઇને આમ બોલો છો ત્યારે મને આશ્ચર્ય થાય છે! આપના જેવા પણ આ બાબતમાં ન સમજે તો પછી સામાન્ય માબાપની તો વાત જ શી? આપ સમજી શકો છો કે ઘેર જેવી સંભાળ લેવાય તેવી બીજે ક્યાંઇ ન જ લેવાય. તેમાં પૈસાનો પ્રશ્ન જ નથી. પૈસા જે કદિ પણ ન આપી શકે તે માબાપની પ્રેમભરી કાળજી આપી શકે છે."

દેવરામઃ "એ વાતમાં મારે કશો જ મતભેદ નથી. મારી મૂંઝવણ તો વખતની છે. મારે ખૂબ ગેરહાજર રહેવું પડે છે અને મારા સિવાય તેની યોગ્ય કાળજી ન જ લેવાય તેમ મને લાગ્યા કરે છે. માટે જ આપને તસ્દી આપવી પડે છે."

ગૃહપતિઃ "આપની સાથે દલીલ કરવી મને નથી ગમતી. મારા અને તમારા કરતાંએ સુમનની માતાની લુખીસુકી સંભાળ તેને વધારે લાભ કરશે. આપની સાથે આટલી વાતચીત કર્યા પછી પણ મારો અભિપ્રાય એનો એ જ રહે છે કે તેને આપે ઘેરે જ લઇ જવો."

દેવરામઃ "આપનો અભિપ્રાય મને સોએ સો ટકા મંજુર છે. અને છતાંએ મારી નમ્ર વિનંતિ છે કે ચિ. સુમનને આપ જ સાચવો. આટલી મહેરબાની કરો!"

હરભાઈ.

# છાત્રાલયમાં વનભોજન

છાત્રાલયમાં રહેનાર વિદ્યાર્થી વધારેમાં વધારે સ્વાવલંબી બને એ તરફ તો સતત પ્રયત્ન થવો જોઇએ. પોતાનાં કપડાં ધોવાં, ઓરડો સાફ કરવો તથા વ્યવસ્થિત ગોઠવવો, થોડું બાગકામ કરવું, પોતાના થાળી વાડકા માંજવા વગેરે કામો તો દરેકે કરવાં જ જોઇએ. તે ઉપરાંત દરેક વિદ્યાર્થીએ રાંધવાની કળા જાણવી એ પણ જરૂરી છે.

જે છાત્રાલયને પોતાની શાળા હોય તે જો ખૂબ પ્રયત્ન કરે તો સ્વયંપાક પોતાના છાત્રાલયમાં દાખલ કરી શકે. વેડછી આશ્રમમાં આ પદ્ધતિએ જ કામ ચાલે છે. પરંતુ હાલનાં ઘણાં છાત્રાલયોમાં આ વસ્તુ સંભવિત નથી. રજાને દિવસે તો વિદ્યાર્થીઓ ધારે તો જરૂર જાતે ભોજન બનાવી શકે. મહારાજ દરરોજ રસોઇ કરે અને આપણે એ તૈયાર ભોજન આરોગીએ એ યંત્રવત્ કાર્યક્રમ આપણને સાલવો જોઇએ. અઠવાડિયામાં એકાદ વાર રસોડામાં જાતે રાંધીને જમવાનું બધાને ન રુચે પણ વનભોજન તો જરૂર પસંદ પડે.

વધારે વિદ્યાર્થી હોય તો એકથી વધુ ટુકડીમાં અનુકૂળ પડે એવી રીતે વહેંચાઇ જવું. જુદી જુદી ટુકડી જુદી જુદી રસોઇ બનાવે. રસોઇ તદ્દન સાદી અને ઓછી ખર્ચાળ હોય. બજારમાંથી તૈયાર ચીજ તો એક પણ લાવી ન જ શકાય. દરેક ટુકડીએ છાત્રાલયની આંબાવાડી અથવા સારો છાંયડો હોય એવી સરસ જગ્યા સાફ કરી લેવી. જગ્યા સાફ કરવાથી માંડીને ચૂલો બનાવવો, સળગાવવો, રાંધવું, પાટલા માંડવા, પીરસવું વગેરે બધું જ કામ માંહોમાંહે વહેંચીને કરી લેવું. કોઇ ચૂલો બનાવે, કોઇ શાક રાંધે, કોઇ રોટલી વણે, કોઇ દાળ બનાવે, કોઈ પાણી ભરે તો કોઇ પાટલા માંડે. આમ બધુંય કામ હસતાં હસતાં કરી નાખે.. રસોઇ તૈયાર થઈ રહ્યા પછી બધા ભેળા મળીને જમે. કોની રસોઇ સારી થઇ છે એની હરિફાઈ પણ ચાલે. જમતા જાય ને પોતાના અનુભવની રમુજી વાતો કહેતા પણ જાય.

રાંધવાની કળા શીખવવા માટે છાત્રાલયમાં ખાસ વર્ગ ન ખોલી શકાય. જીવનમાં આપણને ઉપયોગી થઇ પડે એટલું તો આવા અનુભવથી શીખી જવાય છે. ઘણાં છાત્રાલયોમાં દરરોજ સ્વયંપાક બનાવી ન શકાય. મોટા ભાગનાં છાત્રાલયોમાં રજાને દિવસે પણ જાતે રસોઇ બનાવી ન

શકાય. પરંતુ મહિને એક વાર અથવા બે મહિને એક વાર અને ઓછામાં ઓછું સત્રમાં એક વાર વનભોજન તો જરૂર બની શકે. જીવનમાં ઉપયોગી થઇ પડે એટલું રાંધતાં પણ શીખી જવાશે. આ ચોગાનમાં ઝાડના છાંયડા નીચે મિત્રોની સાથે રાંધવામાં અને જમવામાં જે આનંદ પડશે એ તો અનુભવી જ વર્ણવી શકે. એમાં ખૂબ આનંદ મળશે અને સાથે સાથે શીખવાનું પણ મળશે. દરેક છાત્રાલય આ પ્રયોગ અજમાવી જુએ. છાત્રાલયમાં વનભોજન એ અનિવાર્ય વસ્તુ હોવી જોઇએ.

નરોત્તમદાસ પટેલ.

## "બળવો કરવો છે."

### એક પત્ર

મુરબ્બીશ્રી,

આપ અહીં આવી ગયા અને અમારી સાથે થોડીએક વાતચીત કરી ગયા તે બદલ ઉપકાર. પણ અમારા મનનું સમાધાન થયું નથી. અમારા છાત્રાલયમાં ધર્મના નામે જે અમુક શ્લોકો મોઢે કરાવવામાં આવે છે તે એક ભારે જુલમ છે. ખાસ કરીને તો એનો બોજો નાના વિદ્યાર્થીઓ ઉપર બહુ પડે છે. આખા સત્રમાં પોણોસોથી સો જેટલા શ્લોકો મોઢે કરવાના હોય છે. અને આ તો ધર્મ રહ્યો! એટલે તેમાં જો અપૂર્ણતા રહે તો જુદા જુદા પ્રકારની શિક્ષાને પાત્ર થવાનું હોય છે. તેથી ગમે તે ભોગે પણ શ્લોકો તૈયાર તો કરવા જ જોઇએ. અમારા ગૃહપતિ સાહેબ ભલા છે, પણ નોકરીથી બંધાએલા છે. એ તો કહે છે કે મેનેજીંગ કમીટીના હુકમ પ્રમાણે ચાલવાને પોતે બંધાએલા છે તેથી કશો જ ફેરફાર થઇ શકે તેમ નથી.

આપે આવીને અમને જેમ તેમ સમજાવી દીધું છે પણ અમારે ગળે કશી જ વાત ઉતરી નથી. જે ક્રિયાના કરવાથી અમને કશો જ લાભ ન દેખાતો હોય, તેમ જ જે ક્રિયા અમારે પરાણે બીજાના દબાણથી કરવી પડતી હોય તેવી ક્રિયા અમારે શા માટે કરવી? આપ કહેતા હતા કે અમે આ સંસ્થામાં દાખલ થયા ત્યારે જ એ નિયમને સ્વીકારીને દાખલ થયા છીએ એટલે હવે અમારે તેનું પાલન કરવું. પણ દાખલ થતી વખતે જે ખોટા દબાણનો અમને ખ્યાલ પણ નહોતો તેનું ઘણું ઉગ્ર ભાન આજે હવે થયું છે. એવા દમનને જાણ્યા પછી અમારે શા માટે વશ થવું? અમુક નિયમો સ્વીકારીને અમે દાખલ થયા તે સાચી વાત. પરંતુ તે નિયમો

અમને જે નુકશાન કરનારાં અને અન્યાયી જણાતા હોય તો અમારે શા માટે તેની સામે ન થવું ?

આપ તો સ્વાતંત્ર્યના પૂરેપૂરા હિમાયતી છો. કોઈની કોઈ પણ પ્રકારની ગુલામી ન સ્વીકારવી તેવો પાઠ અમને ભણાવતા ગયા છો. તો પછી આવા અન્યાયી કાયદાઓની ગુલામી અમારે શા માટે સ્વીકારવી ? એવા જુલમી કાયદાઓને તો તોડવામાં જ પુરુષાર્થ રહેલો છે એમ આપે જ શીખવ્યું છે. તો પછી ધર્મને નામે અમારા ઉપર ઠોકી બેસારવામાં આવેલા આ વિપયતી સામે અમે બળવો કરીએ તેમાં ખોટું શું છે ?

આ પત્રથી તે બાબતમાં અમે આપની મંજુરી માગીએ છીએ. આવા અમને દેખાતા જુલમી કાયદાની સામે અમારે બળવો કરવો છે. અમારા આ વિચાર ઉપર આપ નિરાંતે વિચાર કરી જોજો, અને પછી મંજુરી લખી મોકલશો. અમારે બળવો કરવો છે તે વાત ચોક્કસ છે. આપનું પીઠ બળ માગીએ છીએ; તે મળશે તેવી આશા છે.

આપના

……ના વિદ્યાર્થીઓના પ્રણામ.

ઉત્તર

વ્હાલા ભાઈઓ,

તમારા બધાની એક સામટી સહીવાળો પત્ર મને મળ્યો છે. સાથે તમારા મોનીટરની લખેલી એક નાનકડી ચબરખી છે જેમાં તમે મને જણાવ્યું છે કે આખો પત્ર તમારા ગૃહપતિ સાહેબને વંચાવીને તમે મોકલ્યો છે. તે મને બહુ જ ગમ્યું. આવા ગૃહપતિ મેળવવા તમે ભાગ્યશાળી થયા છો તે બદલ તમને મુબારકબાદી. ગૃહપતિ અને વિદ્યાર્થીના અરસપરસના વિશ્વાસ અને પ્રેમ ઉપર જ કેળવણીની આવી સંસ્થાઓ વિકસી શકે છે. મારી ખાત્રી છે કે જેમ વખત વહેતો જશે તેમ તમારા ગૃહપતિને તમે તેના સાચા સ્વરૂપમાં પિછાનશો અને તમારા બધાય પ્રશ્નોના ઉકેલ તેમની જ મદદથી મેળવી શકશો. આજે તો તમે મારામાં જે વિશ્વાસ મૂક્યો છે અને મારા તરફ જે સદ્‌ભાવ બતાવ્યો છે તે ખાતે તમારો આભાર માનું છું; અને આપણી મૂળ વાત ઉપર આવું છું.

કોઈ પણ સંસ્થામાં આપણે દાખલ થઈએ તે વખતે તેના જે જે નિયમો સ્વીકારીને દાખલ થઈએ તે તે નિયમોનું પાલન આપણે માટે જરૂરી

સુધી તે સંસ્થામાં આપણે રહીએ ત્યાં સુધી આવશ્યક બને છે. તેમ હું માનું જ છું. મારી એ માન્યતા ચોક્કસ છે અને તેમાં ફેર નથી પડવાનો. પણ એનો મેં એવો અર્થ તો કદિ પણ નથી કર્યો કે એવા નિયમો ભવિષ્યમાં આપણને અન્યાયી અને જુલમ ભરેલા લાગે તો તે વખતે પણ આપણે તેને વશ વર્તી રહેવું. તે વખતે બેલાશક આપણે તેનો સામનો કરી શકીએ છીએ. આપણને જો ઘણાનો ટેકો હોય તો તેમાં ફેરફાર કરાવી શકીએ છીએ, અને નહિતર આપણા દિલને સત્ય જ સૂઝ્યું છે તેની ખાત્રી થતાંની સાથે જ આપણે તે સંસ્થા છોડી દઇ શકીએ છીએ.

ગઇ. આપણે વાતચીત થઇ ત્યારે જ મેં પૂછ્યું હતું કે તમે બળવો કરો અને પરિણામે સંસ્થા છોડવાનો વખત આવી લાગે તો તેમ કરવા તમે તૈયાર છો કે નહિ. તમે બધાએ તે વખતે એક અવાજે ના ભણી હતી. આનો અર્થ તો એવો થયો કે બળવો કરવો છે પણ તેનાં પરિણામો સહન નથી કરવાં. આ ન ચાલે. એટલા જ માટે મેં તમને એવી સલાહ આપી હતી કે તમે સમજાવટથી કામ લો અથવા તો એટલા અન્યાયને સહી લ્યો; અને પછી ભવિષ્યમાં અન્યાયને દૂર કરવાના પગલા તરીકે વિદ્યાર્થીઓને સાચો ન્યાય મળે તેવી સંસ્થા ઉભી કરવાનો નિશ્ચય કરો.

બીજી પણ એક વાત મેં તમને કહી હતી તેની યાદ આપું. તમે આ પહેલાંના તમારા ગૃહપતિની કારકીર્દીમાં બળવો કરવાની વાત પણ ઉચ્ચારી નહોતા શકતા; તેઓ તમને સાંભળતા જ ન હતા અને વાતને શરૂઆતથી જ દાબી દેતા હતા; તમે પણ કશું નહોતા કરતા. એ તમારા સ્વભાવમાં રહેલી નબળાઇ તમારે કબુલ કરવી જ જોઇએ. આજના તમારા ગૃહપતિ ભલા છે; તમારી સાથે પ્રેમથી રહે છે અને મિત્ર દાવે વરતે છે. તમારી સાથે સાચા ખોટાની, ન્યાય અન્યાયની ચર્ચા પણ કરે છે. તેમના જ પ્રયત્નોના કારણે તમારામાં આજે કંઇક પણ પ્રાણ આવ્યો છે. તમે આજે બળવો કરવાની જે વાત કરો છો તે પેલા સ્વભાવમાં રહેલી નબળાઇનું પ્રતિબિંબ તો નથી? આ વાત તમારે બરાબર તપાસી લેવી ઘટે છે. મોચામાં પાંઠુ મારવાની અનુકૂળતા તો તમે નથી સાધી લેતા? આ વસ્તુને તમારા અંતરના ઉંડાણમાં ઉતરીને તમારે તપાસી લેવી તેવી મારી ભલામણ છે.

એક બીજી પણ વાત લખું. એ પણ મેં તમને કહી હતી. તમે આજે ખરાબ અને ભાર રૂપ તેવા નિયમોની સામે બળવો કરવા ઉભા થયા છો.

તો પછી તેવા નિયમો જ્યાં જ્યાં તમને દેખાય એટલે કે સીધી રીતે તમારા ઉપર અસર કરનારા હોય ત્યાં ત્યાં તમારે તેવો બળવો પોકારવો જ જોઇએ. બળવાનો સિદ્ધાંત જીવનના એકેએક અંગને સ્પર્શે તો જ તેનો સાચો અમલ થયો કહેવાય.

તમારી શાળાના શિક્ષક તમને 'ઇમ્પોઝીશન' આપે છે; તમારી શાળાના શિક્ષક તમારી પાસે ગોખણપટ્ટી કરાવે છે; તમારાં માબાપ કેટલાક વિષયો તમારી પાસે ફરજીઆત ભણાવે છે. આ બધા જુલમો નથી? તમારા ઘરના અને તમારી શાળાના તમામ નિયમો તમને ન્યાય ઉપર રચાએલા લાગે છે? હરગીજ નહિ તો પછી તમારો ધર્મ તો એ બધાયની સામે બળવો પોકારવાનો છે. તમારા છાત્રાલયમાં ગોખાવાતા શ્લોકોની સામે બળવો કરો તે જ ઘડીએ શાળા અને ઘરના જુલમી નિયમો સામે પણ વખત આવ્યે બળવો કરવા તમે બંધાએલા છો એ વાત ધ્યાનમાં રાખજો. તેવો સમય આવી લાગે ત્યારે બીજી કશી જ લાગણીને અવકાશ ન હોવો જોઇએ. તેવે વખતે તો એક જ વાત. માબાપ હો, સગો ભાઇ હો, શિક્ષક હો કે મિત્ર હો: જે વસ્તુ આપણને અન્યાયથી ભરેલી લાગે અને જેની પાછળ જોહુકમી અને દબાણ દેખાય તે વસ્તુની સામે સીધો બળવો. આ વાત ઉપર વિચાર કરી જોજો. તમને તે યથાર્થ લાગતી હોય અને તે પ્રમાણે અમલ કરવા ગમે તે ભોગે પણ તમે તૈયાર હો તો તમારે ત્યાંની આજની પરિસ્થિતિ સામે પણ બળવો કરવાનો તમને હક છે—અરે, તેમ કરવાની તમારી ફરજ છે.

મને આશા છે કે હવે તો તમારા મનનું સમાધાન થશે જ. તમે શા નિર્ણય ઉપર આવો છો તે જાણવા હું ઉત્સુક છું માટે અવશ્ય જણાવશો.

હરભાઇ.

## મારી ફુરસદે

મારા છાત્રાલયના કેટલાક શુભચિંતકોએ મને મારી ફુરસદે મળવાની ઇચ્છા બતાવેલી. અમારું શહેર કંઇ બહુ મોટું નથી. નહિ ગામડું અને નહિ શહેર એવું. તેથી શહેરના સારા સારા ગણાતા શહેરીઓનો અમારા છાત્રાલય સાથે થોડો ઘણો પરિચય તો ખરો જ. હું પણ બધાયને ઓળખું. મારા તરફ અને છાત્રાલય તરફ તેમનો સદ્‌ભાવ પણ સારો. મારા આવ્યા પછી મેં એ પણ જોએલું કે તેમાંના કેટલાકને છાત્રાલયના પ્રશ્નમાં થોડો ઘણો રસ પણ પડતો હતો. આવા કેટલાક ભાઇઓએ મારા અહીં આવ્યા

પછી મારા ઉપર ચિઠ્ઠીઓ લખીને એવી ઇચ્છા દર્શાવેલી કે મારી ફુરસદે તેઓ મને મળવા ઇચ્છે છે. શહેરીઓનો સહકાર મળે તેમાં તો છાત્રાલયનું હિત રહેલું છે તેમ હું માનનારો, અને મને પણ અંગત લાભ થાય તેવી મારી માન્યતા પણ ખરી. આવા વિચારથી મેં એક આખો રવિવાર અલાયદો રાખ્યો અને ત્રણ ઠીક ઠીક ગણાતા અગ્રણીઓને સવારથી સાંજ સુધીમાં જુદો જુદો વખત નક્કી કરી જણાવી દીધું. એ રવિવારે એ ત્રણે શુભચિંતકો સાથે જે વાતચીત થઇ તે આ નીચે નોંધું છું. એ વાતચીત હતી તેના કરતાં મળવા આવનાર સજ્જનોનાં ભાષણો હતાં તેમ કહેવું વધારે સાચું છે, કારણ કે આવકાર આપવા સિવાય બીજું કશું બોલવાનો મને તો અવકાશ જ ન હતો.

### વિઠ્ઠલજીભાઈ

( ગામના પ્રતિષ્ઠિત વૃદ્ધ વેપારી )

હું: " પધારો વિઠ્ઠલજીભાઇ, આજે તો અત્યારના પહોરમાં જ આપને તસ્દી આપવી પડી છે તો માફ કરજો. "

વિઠ્ઠલજીભાઈ: " કંઇ નહિ, માસ્તર! મને તો આ વખત બહુ જ અનુકૂળ છે. ગુલાબી ઠંડી પણ પડવા માંડી છે અને અત્યારમાં જરા ફર્યાં હોઇએ તો તબીયત પણ ઠીક રહે. વળી આપણને નિરાંતનો વખત પણ મળી શકે. "

હું: " ખરી વાત કહી. વખત આપને અનુકૂળ ન હોય તો પણ મારે તો સ્વાર્થ છે એટલે મેં તો વખતનો વિચાર કર્યો જ નથી. હવે કહો, આપને શી શી સૂચનાઓ કરવાની છે ?"

વિઠ્ઠલજીભાઈ: " સૂચનાઓ તો શું હોય ? આ તો મને આવાં જાહેર કામોમાં નાનપણથી જ રસ છે તેથી મનમાં થયું કે ચાલને જઇ આવું અને બે વાતો કરી આવું."

હું: "આપણે છાત્રાલયમાં એક આંટો મારી આવશું ?"

વિઠ્ઠલજીભાઇ: "ના રે, કશી જરૂર નથી. છાત્રાલય તો મારૂં જોએલું જ છે. તમે તો માસ્તર, હમણાં આવ્યા. બાકી મારો આ છાત્રાલય સાથેનો સંબંધ તો તેની સ્થાપના વખતનો છે. હું તો એની રગેરગ જાણું છું."

હું: "સાચી વાત. માટે જ તો આપની સૂચનાઓને હું કિંમતી

ગણીશ. આપ જેવાઓની સલાહથી સંસ્થાનું કામ વધારે સંગીન બનશે તેમાં મને શંકા નથી."

વિઠ્ઠલજીભાઇ: "આ તો ભાઇ, અનુભવની વાતો છે. અમે એમ માનીએ છીએ કે બીજાના અનુભવથી સૌ કોઇએ ડાહ્યા થવું જોઇએ. હમણાં હમણાં જરા તબીયત નાદુરસ્ત રહે છે અને તેમાં વળી ઉમર પણ જણાતી જાય છે, નહિતર તો આઠ પંદર દિવસે એક આંટો તો ખરો જ. થોડા દિવસ પહેલાં તમારા છોકરાઓની કેટલીક વાતો સાંભળી ત્યારે મનમાં થયું કે ચાલને જઇ આવું અને રૂબરૂ મળી આવું.

"જુઓ ભાઇ, તમે આ સંસ્થામાં આવ્યા ત્યાર પછી ઘણા નવા સુધારા કરેલા સાંભળ્યા છે. અને તમે પણ જુવાન લોહી છો ને ? તમારો કામમાં વેગ હોય જ. પણ એક વાત મેં સાંભળી તે મને નથી ઠીક લાગી. આજે તો બસ, એ એક જ વાત તમને કહેવાનો વિચાર છે.

"મેં સાંભળ્યું છે કે છોકરાઓ વધારે વધારે બાંગરા અને રખડાઉ થતા જાય છે. ગમે તેની સામે ગમે તેમ બોલે છે. મોઢામાં બોડપ જેવું નામ નથી. અને વળી જ્યારે જ્યારે રજા હોય ત્યારે ત્યારે આખો દિવસ ગમે ત્યાં રખડ્યા કરે છે. કારણની તપાસ કરતાં એમ જણાયું છે કે તમે તેમને ખૂબ છૂટ આપો છો. હું જાણું છું કે તમે નવા જમાનાના જુવાન લોકો સ્વતંત્રતામાં માનનારા છો, અને ગમે તે ભોગે પણ સ્વતંત્રતા આપતાં અચકાતા નથી. પણ બાપુ, આ ઘરડાનું જરા સાંભળજો. બહુ છૂટમાં માલ નથી. અને સ્વતંત્રતા ક્યારે સ્વચ્છંદ બની જશે તેની કંઇ ખબર રહે છે ? અમે જૂના જમાનાના લોકો તો દબાણમાં માનીએ. બીક વિના કોઇ સુધર્યું નથી, એ અમારા અનુભવ ઉપર છેક જ ન ચાલતું હોય તો તમારી મરજી. પણ જરા દાબમાં તો રાખતાં શીખો ! આવા છોકરાઓ ઉપરથી જો કાબુ ગયો તો પછી પરિણામ બહુ ભયંકર આવશે.

"અને ભાઇ, તમને રાખવામાં પણ એ જ માટે આવે છે ને ? છોકરાઓને છૂટા જ રાખવા હોત તો તો તમારું કામ જ શું હતું ? તેમના ઉપર જરા દાબ રહે અને તેઓ સુધરે એ હેતુથી જ તમને પગાર આપવામાં આવે છે તે સમજજો.

"વધારે તો શું કહું ? પણ તમારે તમારો ધર્મ સમજવો જોઇએ, અમારા જેવા અનુભવીઓનું કહેવું માનવું જોઇએ અને દેશના ભલા ખાતર

આ છોકરાઓ ઉપર છેવટે સાપનો ફુંફાડો તો રાખવો જ જોઇએ. આમ સ્વતંત્ર રીતે તેઓ શું કરે એ અમારી આંખે જોઇ શકાતું નથી.

" મારું કહેવું તમારી ફુરસદે જરા વિચારજો અને પછી તે પ્રમાણે કરશો તો ફાયદો થશે."

હેમશંકરભાઇ

[અમારાં ગામના મૂળ વતની અને મુંબઈની કૉલેજના પ્રોફેસર]

હું: "પધારો હેમશંકરભાઇ! આપ તો રજાઓમાં આરામ લેવા અહીં આવો છતાંએ મારા જેવા ક્યાં આરામ લેવા દે તેવા છે?"

હેમશંકરભાઇ: "ના રે ના, એવું કંઇ જ નથી. મેં જ માગી લીધું છે ને? હું તો કૉલેજમાં ભણતો હતો ત્યારથી જ આ સંસ્થા સંબંધમાં રસ લેતો આવ્યો છું. મારો અને સંસ્થાનો સંબંધ તો એ રીતે જોતાં ઘણો જ જૂનો છે."

હું: "હા જી, એટલે જ તો આટલી બધી કાળજી ધરાવો છો ને! નહિતર તો જરા આરામ લેવાનો વખત હોય ત્યારે પણ આરામ છોડીને શું કામ આવો? આપને તો જમ્યા પછી સહેજ આરામ લેવાની પણ ટેવ હશે?"

હેમશંકરભાઇ: "ના ના, એવું કંઇ નથી. આવી સેવાના પ્રસંગો મળતા રહે તેમ તો હું હમેશાં ઝંખતો જ આવ્યો છું. અને તેમાંયે વળી આ સંસ્થા!"

હું: "આપ જેવા વિદ્વાનની સલાહ સૂચનાથી આવી સંસ્થાઓનો ઉત્કર્ષ જ થાય છે. ખરા બપોરે પધારીને આપે તો મને ઉપકૃત કર્યો છે. હવે જે હુકમ હોય તે ફરમાવો."

હેમશંકરભાઇ: "હુકમ જેવું કશું જ ન કહેવાય. આપણે તો મિત્રો કહેવાઇએ. મિત્રભાવે મને જે કંઇ સૂઝ્યું તે તમને ન કહું તો કોને કહું? મારે તો એક જ મુદ્દા તરફ તમારૂં ધ્યાન ખેંચવાનું છે."

હું: "જરૂર કહો. મારાથી બનશે તેટલો તેનો અમલ કરવાના પ્રયત્નો પણ હું અવશ્ય કરીશ."

હેમશંકરભાઇ: "વાત તો માત્ર વિદ્યાર્થીઓની રમત ગમતની છે. હું મુંબઇમાં હતો ત્યારે મેં સાંભળ્યું હતું કે તમે અહીં આવીને બધી જ દેશી રમતો દાખલ કરી છે. અને અહીં આવ્યા પછી તમારા વિદ્યાર્થીઓને અવારનવાર રમતો રમતાં જોઉં છું તેથી એ બાબતમાં મારી ખાત્રી થઇ છે.

"વાત સુંદર છે; ફેરફાર આવશ્યક હતો અને ઉપકારક છે. પરંતુ આપણી દેશી રમતો હજી સુધી વ્યવસ્થિત નથી થઇ, ત્યાં સુધી તેવી રમતો રમાડવા જતાં વિદ્યાર્થીઓ વધારે અવ્યવસ્થિત બને છે અને વખત પણ વધારે બગાડે છે. બીજા દેશોની રમતોમાં ખૂબ વ્યવસ્થા આવેલી છે. તે રમાડવાથી વિદ્યાર્થીમાં વ્યવસ્થાશક્તિ અને નિયમપાલનના ગુણો વિકસે છે.

"તમે કહેશો કે પરદેશી કરતાં દેશી રમતો રમાડવી તે વધારે સારું છે, અને દેશી રમતોને પણ શા માટે નિયમસરની અને વ્યવસ્થિત ન બનાવાય? વાત બરાબર છે. પરંતુ રમતોમાં વળી દેશી પરદેશીનો ભેદ શો ? એટલું આંતરરાષ્ટ્રીય તત્ત્વ આવી કેળવણીની સંસ્થાઓમાં હોવું જ જોઇએ તેવો મારો મત છે. અને દેશી રમતોને વ્યવસ્થિત બનાવવા પાછળ શા માટે સમય અને શક્તિ ખરચવાં ? જે તૈયાર છે તેનો જ ઉપયોગ કરી લઇએ. બુદ્ધિશાળી માણસ તો તે જ સાચો ગણાય કે જે બીજાની તૈયાર વસ્તુઓને ઉપાડી ઝટ તેનો ઉપયોગ કરે. જેની પાછળ બીજાઓએ સમય અને શક્તિ ખરચ્યાં જ છે તેની પાછળ આપણે શા માટે ખરચીએ ?

"અને બીજી વાત એમ છે કે દેશી રમતો વ્યવસ્થિત નથી માટે જ તે કવખતે પણ રમાય છે. જુઓને તમારા વિદ્યાર્થીઓ ! સવારે પણ મોઈ ડાંડીયો ટીચે અને રાતે પણ હુતુતુ રમે ! રમત રમવાનો ખરો સમય સાંજ. તે જ વખતે રમવાથી લાભ છે. માટે જ ટેનીસ અને ક્રિકેટ કે ફૂટબોલ જેવી રમતો સાંજે જ રમાય છે. સવારે રમત રમવી હોય તો આંતરૂદાર રમતો જ રમાવી જોઇએ તેવો મારો દૃઢ મત છે.

"રમતોની બાબતોમાં મેં તો ખૂબ વિચારો કર્યાં છે; સાક્ષાત અનુભવી પણ લીધું છે. મને મારા વિચારમાં ફેરફાર કરવા જેવું કશું જ નથી જણાયું. તમે તમારી ફુરસદે આના ઉપર વિચાર કરી જોશો અને તમને તેમાં ખરેખર સત્ય જણાશે."

**નંદરામભાઈ**

[નોકરીમાંથી નિવૃત્ત થએલા ન્યાયાધીશ]

હું: "પધારો નંદરામભાઇ, બરાબર ફરવા જવાને વખતે જ આપને હેરાન કર્યા છે. માફ કરજો."

નંદરામભાઇ: "કાંઇ ફિકર નહિ. પાર્ક તરફ ફરવા જવાને બદલે અહીં આવ્યો છું. ધીમે ધીમે ચાલતાં જરા મોડું થયું છે. તમારે રાહ જોઇને બેસી રહેવું પડ્યું હશે તો માફ કરજો."

હું: "ના જી, આજે તો મેં બીજું કશું પ્રોગ્રામ રાખ્યું જ નથી. આપ આવો ત્યાં સુધીમાં આ થોડાંએક માસિકો ફેરવતો હતો."

નંદરામભાઇ: "હં, આજનું છાપું જોયું ? દેશ તો ભારે ઉકાળે ચડ્યો છે! પણ સરકારને દબાવી દેતાં શી વાર, ભાઇ ? સત્તા પાસે શાણપણ શા કામનું ?"

હું: "એ તો કોણ જાણી શકે ! આવડા મોટા પ્રજાના પૂર પાસે ગમે તેવી સત્તાને પણ નમ્યું આપવું પડે. બાકી ભારે થવા બેઠી છે એમ તો લાગે છે."

નંદરામભાઇ: "તમે ઠીક વાત કાઢી હું તમને આજે એ સંબંધમાં કહેવા માગતો હતો."

હું: "ખુશીથી કહો. આપ આટલા વર્ષોના અનુભવી છો અને વળી પ્રખર ધારાશાસ્ત્રી છો. આપના કહેવામાં જરૂર કંઇક વજુદ તો હશે જ ને! આપના જેવા વૃદ્ધ વડીલોની સલાહસહાયથી સંસ્થાને અચૂક લાભ થાય તેમ હું માનું છું."

નંદરામભાઇ: "લાભ તો ભાઇ, અમારી સૂચનાઓનો અમલ થાય તો થાય ને ? તમે તો હમણાં આવ્યા, પણ મારો તો આ સંસ્થા સાથેનો ઘણો જ જૂનો સંબંધ છે. હું તો હમેશાં એના ઉત્કર્ષ માટે ચિંતા કરતો જ આવ્યો છું. તમારા જેવા જુવાનો સાથે મારો મતભેદ થયા કરે છે, પણ તેથી હું કાંઇ ગાંજ્યો જતો નથી. આટલાં વર્ષો સરકારી નોકરી કરી છે તે એટલું તો શીખ્યા જ હોઇશું ને ?

"પણ તમને હવે સીધી જ વાત કહું. જુઓ ને, આજે જે આ તોફાન ફાટી નીકળ્યું છે તેમાં તમારા વિદ્યાર્થીઓ જોનજોતામાં પડી જશે તેવો મને ભય લાગે છે. મુંબઇમાં રોજ રોજ કંઈ ને કંઇ તૂત ઉભાં થયા કરે છે. એ બધાં આપણે આંગણે અહીં થવાં જ જોઈએ એ શા માટે ? અને બધું તમારી સંસ્થામાંથી જ શરૂ થાય તેમાં મને જોખમ લાગે છે. સરઘસો તો તમારા છોકરાઓ કાઢે; પ્રભાત ફેરીઓ તો તમારા છોકરાઓની; રેંટીયા પ્રચારમાં તો તમારા છોકરાઓ; વિદેશી કાપડનો ત્યાગ કરાવે તો તમારા છોકરાંઓ ! આ બધું શું ? આ તે કેળવણીની સંસ્થા છે કે રાજકારણની ?"

"માફ કરજો, આજે જરા આકરૂં બોલી જવાય તો. પણ મારા મનમાં ઘણા દિવસથી આ વસ્તુ ભરાઈ રહી છે તે આજે તમારી પાસે કાઢું છું.

તમારે ને મારે રાજકીય બાબતોમાં મતભેદ છે તે ભલે રહ્યો. પણ આ તો કુમળાં મગજનો સવાલ છે. આજે જો આ કુમળાં મગજને રાજકીય વાતવરણના વમળમાં ઘુમરી ખાવા દઇએ તો તેમને ભારે નુકશાન થાય.

"અને આ જુવાનોને વળી રાજકારણ શું ? આજે તો તેમનો ધર્મ ખૂબ વિદ્યાભ્યાસ કરવો તે જ છે. તેઓ વિદ્યાભ્યાસ કરી રહ્યા પછી જે કરવું હોય તે ભલે કરે. અને આજે તેમનામાં અનુભવ ક્યાં ? વિવેકાવિવેકની નિર્ણયશક્તિ ક્યાં ? આવા કાચી વયનાને રાજકારણ જેવી ઉકળતી કઢાઇમાં હોમીએ તો તો બિચારા તવાઇ જ જવાના છે.

"તમારા એક બે મોટા વિદ્યાર્થીઓ સાથે એકાદ વખત આ સંબંધમાં મેં વાત કાઢેલી. તેઓને તો એક નાકું પકડાવી દીધું હોય તેમ લાગ્યું. તેમની પાસે દલીલ ક્યાંથી હોય ? મને તે વખતે જ લાગેલું કે આમને તો હમણાં દલીલથી મ્હાત કરી દઉં. પણ આવી વાતચીત તમારી સાથે કરું તે જ ઠીક તેથી તે વખતે કશું બોલ્યો નહિ.

"જોજો, આ પ્રશ્ન ખૂબ મુલાયમ છે. સ્થિર ચિત્તે એના ઉપર વિચાર કરજો. કંઇ વધારે ચર્ચા કરવા જેવું હોય તો તમારી ફુરસદે જરૂર મળજો. પણ કંઇક કરજો તો ખરા જ."

હરભાઇ.

## ઓછું શાક

વિદ્યાર્થીના ઘડતરમાં સંસ્થાની નજીવી બાબતો ઘણીયે વાર ન ધારીએ તેવો ભાગ ભજવે છે. કેટલીયે નજીવી બાબતોથી નિર્દોષ વિદ્યાર્થીઓના માનસમાં ચેપી રોગ પેસી જાય છે. ઘણીયે વાર કહેવામાં આવે છે કે સંસ્થામાં ભણતા વિદ્યાર્થીઓમાંથી હૃદયની નૈસર્ગિક ઉદારતા ચાલી જાય છે.

તેમ થવાનાં ઘણાંયે કારણો હોઇ શકે. પણ સૌથી અગત્યનું કારણ તો રસોડામાંથી જન્મે છે. વિદ્યાર્થીઓના દેહના મોટા રોગનું કારણ જેમ રસોડું છે તેમ તેમના માનસિક રોગના જંતુઓ પણ રસોડામાંથી જ ચોંટે છે.

કોઇ વાર રસોયાનો પક્ષપાત તો કોઇ વાર અંગત ટીકાઓનું વાતાવરણ વિદ્યાર્થીને ડંખે છે. દિલ દાઝ્યા વિદ્યાર્થી કાં રીઢા થઇ જાય છે, કાં નિષ્ઠુર થઇ જાય છે અને કાં તો નિર્લજ્જ થઇ જાય છે.

પણ તેમાંયે શાક ઓછું આપવાથી તો દરેક વિદ્યાર્થીને કંગાલિયતનો ચેપી પાઠ શીખવીએ છીએ. નાના કુમળા મગજ ઉપર શાક થાળીમાં પીરસાય ત્યારથી જ ખરાબ અસર થાય. રસોયો કોઇની થાળીમાં વધારે પીરસે

છે કે નહિ તે જોવા તેની આંખો ચારે તરફ ફરી વળે. કોઇને ઉતાવળથી સહેજ વધારે દેવાઇ જાય તો થાય અદેખાઇ અને છેવટે ટીકા!

કેટલીયે વાર ઉદ્દામ દિલના વિદ્યાર્થીઓનું આ શાકના અસંતોષને લઇને માનસ કંગાલ થયું છે. કેટલીયે વાર સુવાન, તોફાની અને ખુમારીભર્યા વિદ્યાર્થીઓનાં ગુમાન એ ચપટીક શાકે ઉતાર્યાં છે. અને એક વાર દિલમાં રોગ પેઠો એટલે તેનો ઓસડ દુર્લભ. કેટલીક વાર એ રોગો સારાયે જીવનભર પ્રસરી રહે છે.

ઘણીયે સંસ્થાઓમાં શાક અયથાને ઠેકાણે વપરાય છે. વૈદકીય સિદ્ધાંત કહે છે કે શાક પુષ્કળ ખાવું જોઇએ, કારણ ઘણી વાર તેમાં જીવનતત્ત્વો વધારે હોય છે. બીજી દૃષ્ટિએ શાક જેવી રોજની આવશ્યક વસ્તુમાં લોભ કરી વિદ્યાર્થીઓને તેમની કંગાલ સ્થિતિનું દરરોજ ભાન કરાવવું એ એક જાતનું તેમનું નૈતિક પતન છે.

માણસ કાંઇ એકલો શાક જ ફાકતો નથી. પણ તમે કહો કે 'શાક ઓછું છે' એટલે દરેક મન શાક ઉપર જ ચોટે. એ રીતે ઓછું ખાતા વિદ્યાર્થીને વધારે ખાવાની લાલસા પેદા થાય છે. ઘર અને છાત્રાલયમાં એટલો તફાવત છે. ઘરે ઓછું મળવાની બીક નથી માટે શાક પ્રમાણ પૂરતું ખવાય. છાત્રાલયમાં વધારે નહિ મળવાનાં ફરમાન છે માટે જોઇએ તે કરતાં વધારે ખાવાની ક્ષુદ્રતા જન્મે છે.

દાળ જોઇએ તેટલી મળે, ભાત જોઇએ તેટલા મળે, રોટલી જોઇએ તેટલી મળે તો શાક કાં ન મળે? શાક કાંઇ દૂધ ઘી જેટલું મોંઘું નથી કે ખર્ચ કર્યું પાલવે નહિ. કેટલીયે સંસ્થાઓમાં તો અઠવાડિયે એક વાર શાક લાવવાની પ્રથા મેં જોએલી.

માટે મને તો આપણા વિદ્યાર્થીઓના પતનનું મુખ્ય કારણ રસોડું જ લાગે છે. વિદ્યાર્થીના ખોરાક ઉપર કાપ મૂકી આપણે તેમને મિતાહારી બનાવવાને બદલે ખાઉધરા બનાવ્યા છે. સંયમ તો પાળ્યા પળાય કંઇ પરાણે પળાવ્યા પળતા હશે? વિદ્યાર્થીની થાળીમાં ચપટી ચપટી શાક નાખી તેમની પાસે વલખાં મરાવીએ છીએ અને એ રીતે તેમને પામરતાના પાઠ શીખવીએ છીએ.

અન્ય સર્વ કારણો જતાં કરીએ તો પણ નૈતિક પતનની દૃષ્ટિએ શાક પુષ્કળ પ્રમાણમાં અપાય તો એટલે દરજ્જે વિદ્યાર્થીનું પતન થતું અટકે.

વિઠ્ઠલદાસ.

# પિતાની ડાયરીમાંથી

'પ્રાપ્તે તુ ષોડશે વર્ષે પુત્રં મિત્રવદ્ આચરેત્' એ ઉક્તિ બોલવી બહુ સહેલી છે પણ આચરવી તો અત્યંત કઠિન જણાય છે. ચિ૦ ...ની ઉંમર વીશ વર્ષની થઇ; પણ તેની સાથે મિત્ર તરીકે વર્તવામાં ખૂબ મુશ્કેલી આવે છે. કંઈ વાતનો કે કંઇ ચર્ચાનો પ્રસંગ નીકળે એટલે તુરત જ પિતા થઇ જવાય છે! એ મારાથી નાનો છે એટલું જ નહિ પણ મારો દીકરો છે એ ભાવ મનમાંથી ખસતો જ નથી. પરિણામે એની દલીલોમાં ગમે તેટલું તથ્ય હોય છતાં મારા અભિપ્રાય પ્રમાણે જ ચલાવું જોઇએ તેવો આગ્રહ મનમાં રહ્યા જ કરે છે. મિત્રથી પરાસ્ત થતાં કશું જ થતું નથી, પણ દીકરા પાસે હારી જતાં મનમાં સહેજ દુઃખની લાગણી થઇ આવે છે. ત્યારે 'પુત્રાત્ ઇચ્છેત્ પરાજયં' એ તો આદર્શ જ હશે કે?

*         *

ગઇ કાલે મોહનભાઇ મળ્યા અને તેમણે જે વાત કરી તેથી મનમાં ભારે મંથન ચાલી રહ્યું છે. ચિ. ...એ પોતાની બધી મૂંઝવણો મોહનભાઇ પાસે ખાલી કરી અને સલાહ માગી. એ તો જાણે કે ઠીક, પણ મારી પાસેથી જે પ્રકારની અનુકૂળતા જોઇએ છીએ તે માટે પણ તેમને જ કહ્યું અને મોહનભાઇએ મને ભલામણ કરી. આ શું? દીકરાઓ બાપા પાસે ખુલ્લા દિલથી વાત જ ન કરી શકે એ તે શું હશે? ચિ. ...એ પોતાની બધી મૂંઝવણો મને કહી હોત તો હું પણ સરસ ઉકેલ લાવી આપી શકત, તેમાં મને શંકા નથી. પણ એણે મને કેમ ન કહ્યું? મેં પણ ક્યાં કોઇ દિવસ પૂછ્યું છે કે ભાઇ તારે કંઇ અમુક વિષયમાં કહેવાનું છે? બાપ દીકરો એ નજીકમાં નજીકના સંબંધીઓ, અને છતાં કેટલું અંતર?

મોહનભાઇનો ચિરંજીવી પણ પોતાના દિલની બધી વાતો મોહનભાઇને નથી કહેતો પણ તેમના એક મિત્રને કહે છે તેમ જાણવામાં આવ્યું છે. પિતા પુત્ર વચ્ચે આવો પડદો એ સાહજિક હશે? તે ઇષ્ટ છે? મોહનભાઇ તો કહેતા હતા કે તેનો દીકરો જો પોતાની બધી વાતો કહેવા નહિ આવે, તો પોતે જ પૂછશે. પોતાની વાતો તેને કહેશે અને એ રીતે મિત્રસંબંધ કેળવશે. કેવો સુંદર વિચાર! હું પણ તેમ કાં ન કરું?

*         *         *

આજે મને નવી વાત સમજાઇ છે. ચિ. ....એ ઘરની તે દિવસની ધમાલની બધી વાત મોહનભાઇને જઇને કહી અને પોતે શું કરવું તે બાબતમાં સલાહ માગી. મને આ ખબર મોહનભાઇએ પોતે જ આપ્યા. જ્યારે જ્યારે આવું બને છે ત્યારે ત્યારે મોહનભાઈ મને તુરત જ વાત કરે છે. તેટલા માટે મોહનભાઇ તરફ ખરેખર મને પૂજ્યભાવ પ્રગટે છે. પોતે આમ જુવાનોના સલાહકાર બને અને સાથે જ માબાપને પણ પરિચિત રાખી તેમનાં પણ સલાહ અને સહાનુભૂતિ મેળવે એ અત્યંત આદરણીય છે. પણ મને મોહનભાઇની ઇર્ષા પણ આવે છે તે મારે કબુલ કરવું જોઇએ. મોહનભાઇ એક વડીલ મિત્ર જેવા છે, તો હું તો ખુદ બાપ છું ને ? જે વાત તેમને કહેવાય તે મને કાં કહે નહિ?

પણ તેમાંથી જ મને તો પાઠ મળ્યો. તે દિવસે ચિ. ... મારી પાસે આવ્યો હતો અને એકાંતમાં તે સંબંધમા વાત કાઢવાનો પ્રયત્ન કરતો હતો. પરંતુ હું એ ન સમજ્યો. મને થયું કે કુટુમ્બની આવી વ્યાવહારિક જંજાળમાં આવા નિર્દોષ જુવાનને શું કામ નાખવો ? પણ હું ભૂલ્યો. એને તેની ચર્ચા નહોતી કરવી પણ ઉભી થએલી પરિસ્થિતિમાં પોતાનું સ્થાન નક્કી કરવું હતું. મને અભિમુખ થાય તેવા આવા તો અનેક પ્રસંગોને મેં ગુમાવ્યા હશે. હવેથી તો તેમ ન બને, અને તેને ઓળખવાના તથા સમજવાના તમામ પ્રસંગોને વધાવી જ લેવા તેવો નિયમ રાખીશ.

* * *

ચિ. ......ને પોતાના મિત્રો સાથે મુસાફરીએ જવું હતું. મેં ના કહી અને કારણ આપ્યું પૈસાની મુશ્કેલી. પૈસાની મુશ્કેલી છે તે વાત સાચી છે. આપણે સાચી વાત મૂકીને દીકરાઓને અટકાવી શકીએ. પરંતુ આ તો મેં તેને ત્રીજી વખત ના કહી. ત્રણ સત્રથી એ કહ્યા કરે છે અને હું તેને દરેક વખતે એક એક સત્ર આગળ ઠેલ્યા કરૂં છું. આ વખતે મેં તેને અટકાવ્યો ખરો પણ મને ગમ્યું નથી. પંદર દિવસ પછી જ વ્યવહારનું ખર્ચ આવવાનું છે તેથી મુસાફરીમાં પૈસા નાખી ન દેવાય એવી તેની બાની દલીલ છે. ગમે તેવી આર્થિક મુશ્કેલી વેઠીને વ્યવહારના ખર્ચો કરાય છે તો પછી દીકરાની કેળવણી માટે આવા ખર્ચો શા માટે નહિ ?

હરભાઈ.

# ટ્રેનમાં

: ૧ :

કેશુ: "વિશુ, હવે આ તરફ બેસવા જેટલી જગ્યા થઇ છે; અહીં આવ. તારો સામાન ત્યાં ભલે પડયો."

વિશુ: "આ પથારીને જરા પહોળી કરીને આવું છું; પછી નીરાંતે બેસીએ. રાત્રે સુવા માટે સગવડ કરશું ને?"

કેશુ: "ચાલ ત્યારે હું પણ પથારી પાથરી જ લઉં."

વિશુ: "બોલ લે, હવે ફડાકા મારીએ!"

કેશુ: "ફડાકા તો ઠીક પણ અત્યારે તો મારા મનમાં એક પ્રશ્ન ઘોળાઇ રહ્યો છે તેની જ વાતો કરીએ."

વિશુ: "તું તો એવો ને એવો જ રહ્યો. તારાં મનમાં કંઇ ને કંઇ ઘોળાયા કરતું જ હોય! ઘોળાયા કરવા શું કામ દે છે? તડ ને ફડ કરી નાખ ને મારી માફક?"

કેશુ: "તારા જેવો મારો સ્વભાવ નહિ તો! મને તો જ્યાં સુધી વાતનો અંત આવે નહિ ત્યાં સુધી ચેન પડે જ નહિ."

વિશુ: "પણ વાતનો અંત લાવતાં વાર કેટલી? અંત પણ તારે જે લાવવાનો હોય છે કે બીજાને? પણ ચાલ મૂકી દે એ પડ. બોલ, શું ઘોળાયા કરે છે?"

કેશુ: "આ વખતે મને છાત્રાલયમાં જરાયે ગમ્યું નથી. આ વર્ષે પાસ થઇ જાઉં તો તો પીડા પતે. પછી તો કોલેજમાં જઇશું એટલે કોલેજની હોસ્ટેલમાં જ રહેવાનું. પણ પાસ થવાય એવું દેખાતું નથી. અને તો તો સુવો જ પડયો!"

વિશુ: "કેમ નથી ગમતું? તારાં નહિ ગમવાનાં કારણો કહીશ?"

કેશુ: "એ કયાં ગણાવ્યાં ગણી શકાય તેમ છે? આખું વાતાવરણ ડોળાઇ ગયું છે. આભ ફાટયું છે. તેમાં હવે સુધારાને પણ અવકાશ નથી."

વિશુ: "કેશું, તારૂં બધું આવું ને આવું. ગોળ ગોળ વાતો કર્યા કરે છે. કોઇ દિવસ સીધું બોલવાનો જ નહિ કે!"

કેશુ: "તને પણ નથી ગમતું એમ તું પણ કહેતો હતો. તું બહુ સીધું બોલવાવાળો છે તો ગણાવી દે તારૂં કારણ!"

વિશુઃ "મારૂં કારણ તો સીધું જ છે; સાવ ઉઘાડું. આ વર્ષે નવા સેક્રેટરી સાહેબ આવ્યા છે તે ગૃહપતિને બહુ દબાવ્યા કરે છે. ગૃહપતિ છે બહુ ભલા, પણ વાત વાતમાં દબાઇ જાય છે અને પરિણામે આપણને સોસવું પડે છે. હું તો આ. સ્થિતિથી કંટાળી ગયો છું અને આવતા સત્રથી બોર્ડીંગ છોડવાનો પણ છું."

કેશુઃ "તેં નિશ્ચય પણ કરી લીધો?"

વિશુઃ "ત્યારે તારી માફક મનમાં ધોળાયા કરૂં? આપણે એવા નહિ: અહીં તો તડ ને ફડ."

કેશુઃ "પણ તો પછી રહીશ કયાં? બાપાને શું કહીશ? એ બધા વિચારો કરી લીધા?"

વિશુઃ "એ હવે કરી લઇશું. હજી તો આખું વેકેશન પડયું છે ને? તેમાં અત્યારથી શી હાયવોય?"

કેશુઃ "તારૂં તો ભારે સુખ ભાઇ! મારે તો નિશ્ચયે થાય નહિ અને ભારે મૂંઝાયા કરૂં. તું મદદ ન કરે?"

વિશુઃ "કોણુ ના કહે છે? એમ સીધું બોલ તો વિચાર પણ કરીએ. બાકી નકામી હાયવોય અને ચિંતા કરવાનું મને ન ગમે."

કેશુઃ "બોલ ત્યારે શું કરશું? છાત્રાલયમાં પાછા ન જવું હોય તો બાપાને શું કહેવું અને બીજે કયાં રહેવું? આ બે વાતનો જ નિર્ણય કર એટલે પછી મારો રસ્તો સીધો."

વિશુઃ "તું તો મૂંઝાય ત્યારે ભેજું પણ ગુમાવી બેસ. વાતમાં કંઇ માલ નથી. આ તો ચકલી નાની ને ફડકો મોટો! જરા જેટલો વિચાર કરીએ એટલે તુરત નિકાલ."

કેશુઃ "મને તો કશું જ સુઝતું નથી. તું સુઝાડને?"

કેશુઃ "જો, હવે પાછા જઇએ ત્યારે શહેરમાં કોઇ એક પોળમાં કે ગમે ત્યાં એક સુંદર, નાનકડું ઘર શોધી લેવાનું. છાત્રાલયમાં જ કંઈ રહી શકાય છે? આપણું નાનકડું ઘર તે આપણું છાત્રાલય. બીજા બે ત્રણ જણાને મેં તૈયાર કર્યા છે. આપણે પાંચ જણા તો બસ. આપણા પાંચનું આપણે એને છાત્રાલય બનાવશું. છાત્રાલયનું છાત્રાલય અને ઘરનું ઘર. ત્યાં આપણા પોતાના નિયમો પણ ખરા અને આપણી પોતાની સ્વતંત્રતા પણ ખરી."

કેશુ: " એ વિચાર તો જાણે કે બહુ સુંદર છે. પણ બાપાને શું કહીશું ?"

વિશુ: " એ પણ સીધી વાત છે. છાત્રાલયમાં ખરચ આવે છે માસિક ૨૨ થી ૨૫ રૂપિયા. આપણે ક્યાં ત્યારે શ્રીમંત છીએ? મજાનું ઘર ભાડે રાખી, બધા સાથે રહી હાથે રસોઇ કરી લઇશું. સારામાં સારું ભોજન કરીશું તો પણ વીશથી વધારે રૂપિયા આવવાના નથી. બાપા પણ ખુશી થશે, આપણું કામ સરશે અને છાત્રાલયની બલામાંથી છૂટશું. કેમ, છે કબુલ?"

કેશુ: " કબુલ, કબુલ તારા ફળદ્રુપ ભેજા ઉપર તો વારી જવાય છે! બસ હવે એ જ નિશ્ચય. હું તો ઘેર જઇને એ જ નિર્ણય પહેલો કરાવી લઇશ; પછી જ નિરાંતવો થઇ શકીશ."

વિશુ: " ભલે, તું તારે કૂદી લેજે! આપણે તો જતા પહેલાં આગલે દિવસે બાપા સાથે વાત કરીને નક્કી કરી લઇશું."

: ૨ :

બાબુ: " કાં હેમુ, ઊંઘ લઇ લીધી?"

હેમુ: " વાહ, આપણને તો ખૂબ મજા આવી. ગઇ રાત આખી ઊંઘ જે નહોતી આવી તેનો બદલો ગાડીમાં વળી ગયો."

બાબુ: " પણ મારે તારો સામાન સંભાળવા માટે જાગવું પડ્યું તેનું શું? હવે તું અહીં આવીને બેસ એટલે હું ઊંઘી જાઉં."

હેમુ: " અરે તને તે વળી ગાડીમાં ઊંઘ જ કે'દિ' આવે છે? અને એમ તો હજી મારી ઊંઘ બાકી છે. છેક જ સવાર પડે ત્યારે બોલાવજે."

બાબુ: " આમ આવે છે કે ટાંગો ખેંચીને હેઠો પાડું! હવે વળી ઊંઘવાનું કેવું? સવારને પણ ક્યાં વાર છે?"

હેમુ: " તારો આગ્રહ બહુ છે તો લે આ આવ્યો. બોલ શું કામ છે?"

બાબુ: " કામ તો બીજું કશું નથી પણ એક બાબત ઉપર વિચાર કરવાનો છે."

હેમુ: " એક શું દસ ઉપર વિચાર કરીએ. હવે મારું મગજ તાજું થઇ ગયું છે."

બાબુ: " મશ્કરી જવા દે. તે દિવસ આપણે વિચાર કરતા હતા તે બાબતમાં શું કરવું છે?"

હેમુઃ " કઇ બાબત ? મને કશું યાદ નથી. "

બાબુઃ " તું કાં તો ભૂલકણો છે અને કાં તો મને બનાવે છે ! "

હેમુઃ " આ બાબતમાં એ બેમાંથી કઇ નથી ! સાચે જ મને યાદ નથી. "

બાબુઃ " તે દિવસે તળાવ ઉપર આપણે ફરવા ગયા ત્યારે મેં તને કહ્યું હતું કે હવે વેકેશનમાં ઘેર રહેવું જરાએ ગમતું નથી. "

હેમુઃ " તે બા બાપાને કહી દે કે હવે તને પરણાવી દે ! "

બાબુઃ " જો પાછો મશ્કરી કરવા લાગ્યો ! હું તને કહું છું કે અત્યારે મશ્કરી રહેવા દે. "

હેમુઃ " નહિ કરૂં જા, બોલ હવે. '

બાબુઃ " જો, મેં તને કહ્યું હતું કે જ્યારથી આપણા ગૃહપતિ બદલાયા છે ત્યારથી આપણે ત્યાંની આખી વ્યવસ્થા એટલી બધી તો સુંદર થઈ ગઇ છે કે હવે મને ઉલટું ઘેર જ ગમતું નથી."

હેમુઃ " સાચી વાત છે. મારે ઘરે તો નહિતર જોઇએ તેટલી સગવડ અને અનુકૂળતાઓ છે, પરંતુ મને આપણા છાત્રાલયની શાંતિ અને તેમાંયે આપણા ગૃહપતિનો સહવાસ એ બેઉનાં ગમતાં જ નથી. "

બાબુઃ " તારે તો ઠીક કહેવાય. તું તો ઘરનો શ્રીમંત રહ્યો એટલે ગમે તે કરી શકે. પણ મારા પિતા તો રહ્યા ગરીબ. અમારા ઘરમાં શાંતિ તો મળે જ ક્યાંથી ? જગ્યા થોડી અને માણસો ઘણાં. મારો ઇરાદો આ વખતે ફર્સ્ટ ક્લાસમાં આવવાનો છે તેથી અભ્યાસ માટે એકાંતની ખૂબ જરૂર પડશે. "

હેમુઃ " તે એકાદ અઠવાડિયું રહીને પાછો ચાલ્યો જ જજે. "

બાબુઃ " તેમ ન બને. બા બાપાને એમ લાગે કે આ છોકરો હવે ગરીબ ઘરથી શરમાય છે. મારે એમ તો નથી જ કરવું. અને તેમાંયે મેં સાહેબની રજા માગી હતી પણ તેમણે કહ્યું કે આ વખતથી વેકેશનમાં વિદ્યાર્થીઓની અમુક જ સંખ્યા રાખવાનો ઠરાવ મેનેજીંગ કમીટીએ કર્યો છે તેથી તેઓ લાચાર છે. "

હેમુઃ " પણ હું જવાનો છું ને. તું કહે તો તેની વ્યવસ્થા હું કરાવી આપું. "

બાબુઃ " શી રીતે ? બા બાપાને ખોટું ન લાગે તેનું શું ? "

હેમુ: "હું સાહેબને લખીશ કે મારે મારી સાથે બાબુની જરૂર છે. આ વેકેશન દરમ્યાન થોડીએક સેવા કરવા જવા, શહેરમાં ફરવાનો મારો ઇરાદો છે તેવે વખતે કોઇ મિત્ર સાથે હોય તો વધારે સારું. એવો મિત્ર તારા સિવાય બીજો કયો મળવાનો છે?"

બાબુ: "પણ તેથી શું?"

હેમુ: "તેથી શું શું? તને તો આગળ કલ્પના કરવાનું મગજ પણ નથી દેખાતું! સાહેબ તે પ્રકારની માગણી તારા પિતા પાસે કરશે, કમીટી પાસેથી તારી મંજુરી માગી લેશે અને આપણું કામ સરશે."

બાબુ: "ખરેખર, તો તો બહુ સુંદર! જો તું આ મશ્કરીમાં ન કહેતો હો તો બાપાને વાતવાતમાં કહી પણ દઉં. આ વ્યવસ્થાથી આપણને ગૃહપતિ સાથે નિરાંતે રહેવાનો પણ પ્રસંગ મળશે એ વધારામાં."

હેમુ: "જરાય મશ્કરી નથી. મારો તો એ જ ઇરાદો છે કે આપણા સાહેબનો સંગ સેવવો. મને ચોક્કસ લાગી ગયું છે કે તેમના સહવાસથી મારામાં કંઇ નવીન જ પ્રાણ પૂરાવા માંડ્યો છે. તું જરૂર નક્કી કરજે."

હરભાઇ

## આવું તમને ક્યાંઇ મળે નહિ!

"કેમ રામુ, શી તકરાર છે?"

"બીજી શું હોય સાહેબ? આજના શાકની દશા તો જુઓ."

"શાનું શાક છે?"

"શકરીઆંનું."

"શકરીઆંનું શાક તો બહુ સારું."

"પણ સાહેબ, નથી એની છાલ ઉતારેલી કે નથી તેને રાંધતા પહેલાં ધોએલાં. શાકમાં ધૂળ કાંકરીનો પાર નથી અને ખાસો ખીચડો કરી મૂક્યો છે!"

"છાલ ન ઉતારે એ તો સારું. એમાં જ પોષક તત્ત્વો રહેલાં હોય છે. બાકી ધોવાની બાબતમાં રસોયાને કહેવામાં આવશે."

"પણ આ રોજની પીડા ક્યારે ટળવાની છે? આજે શાક ખરાબ, કાલે રોટલીની કોર કાચી તો પરમ દિવસે દાળમાં પાણીનો દરિયો! આવું ક્યાં સુધી? અમે તે માણસ છીએ કે નહિ?"

"રામુ, તમને બધાને અનાજ નીંદવાની ટેવ પડી ગઇ છે. રસોયો પણ માણસ જ છે ને ? હોય, કોઈ દિવસ ભૂલ પણ થઈ જાય; તેમાં આટલી બધી હોહા શી ?"

"આ કોઇ દિવસનો સવાલ નથી સાહેબ. આ કોઇ દિવસ નહિ થયું હોય તેનો સવાલ છે !"

"અરે ભાઇ, બીજી બોર્ડિંગો જોઇ છે ? ત્યાં તો આનાથી હજારગણું ખરાબ ખાવાનું હોય છે. આપણે ત્યાં અનાજની ખરીદી ઉપર જે દેખરેખ રખાય છે તે બીજે ક્યાં ભાળી ?"

"પણ તો પછી હવે રાંધવાની બાબતમાં પણ દેખરેખ રહેવી જ જોઇએ ને ! નહિતર પછી સોંપો બધું અમને એટલે અમે જ બધું જોઇ લઇશું."

"અરે એમ તે કંઇ સોંપાય ? રસોયા સાથે રોજ બાખડો ને ! મને તો લાગે છે કે તમારે જરા ખામોશ પકડવી જોઇએ. જરા તરા ભૂલ થઇ ગઇ તોયે શું ? હું તો માનું છું કે આવું તમને ક્યાંય મળે નહિ !"

હરભાઈ.

## એ ખવાશે શે ?

"હવે ચાલો ને, તમારી તો વાત જ ખૂટતી નથી ! કેટલું બધું મોડું થઇ ગયું છે ? તમે જમી લો તો અમારો આરો આવે ને !"

"મેં તો આ પતાવ્યું એ તો રામુ સાથે જરા વાત કરતો હતો. રામુ, ત્યારે હમણાં તું જા: આપણે સાંજે મળશું."

"ચાલો, હવે તો બીજું કંઇ બાકી નથી ને ? આ છોકરાંઓ પણ રાહ જોઇને બેઠાં છે."

"છોકરાંઓને પીરસવા લાગો. હું આ આવ્યો: જરા હાથ મોઢું ધોઇ લઉં."

"અરે બધું તૈયાર જ છે."

"એમ કેમ ?"

"આજે મારા શરીરને જરા કસર છે તેથી જમવાનું બોર્ડિંગના રસોડેથી મગાવ્યું છે."

"ભૂંડી કરી!"

"કેમ એમ બોલો છો? કોઇ દિ' એમ પણ હોય? અને હજી કંઇ ઠરી નથી ગયું. બિચારો મા'રાજ ઉની ઉની રસોઇ મૂકી ગયો છે. લ્યો હવે હાથ પગ ધોઇ લ્યો."

"પણ આજે તેં ભારે કરી. આજે મને એટલી બધી ભૂખ લાગી છે કે મારા મનમાં તો એમ કે તને બીજો લોટ બંધાવીશ!"

"તે હજી પણ ખાજો ને. રોટલી કંઇ ઓછી નથી આવી."

"ખાઇ રહ્યા હવે! હવે તો પેટનો ખાડો થોડો ઘણો પૂરાવા પૂરતું ભાણા ઉપર બેસવાનું."

"ના, એમ નથી. આજે તો મેં મા'રાજને ખાસ કહ્યું હતું તેથી બધી જ રસોઇ ધ્યાન દઇને કરી છે. રોટલી પણ આજે તો સારી છે અને દાળની વાસ પણ મિઠી આવે છે. આજે તો તમને ભાવશે જ."

"શાક કાકરીઆંનું છે કે?"

"હા. પણ એણે ઠીક કર્યું હોય એમ લાગે છે."

"અરે ઠીક શું કપાળ! બોર્ડિંગનું બાફણું તે કોઇ દિ' ઠીક હોતું હશે? ઇ તો એવું ને એવું."

"પણ હવે પાટલા ઉપર તો બેસો!"

"અરે પણ એ ખવાશે શે?"

હરભાઈ.

## શાળાનાં લેસન

છાત્રાલયમાં એક મોટું કામ તે શાળાનાં લેસન કરવાનું હોય છે! કેટલેક ઠેકાણે તો ગૃહપતિને માથે સૌથી મોટી ફરજ વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખી તેમની પાસે શાળાનાં લેસન તૈયાર કરાવવાં અને તેમને મદદ કરવી તે હોય છે. માબાપો તો એવી જ આશા રાખે છે કે, તેમના દીકરાઓને ઉપર ધોરણ ચડાવવામાં ગૃહપતિએ મદદ કરવી જ જોઇએ. એવાં પણ માબાપો જોયાં છે કે જેઓનો ગૃહપતિ માટેનો ખ્યાલ એક ખાનગી માસ્તરથી આગળ ગએલો નથી હોતો!

આવા સંયોગોમાં આપણે ગૃહપતિઓએ પણ આ પરિસ્થિતિને થોડે ઘણે અંશે અધીન તો થવું જ પડે છે. વિદ્યાર્થીઓ પણ આપણી પાસેથી તેવી આશા રાખતા હોય છે.

છાત્રાલયમાં શાળાનાં લેશન ભલે થાય; આપણે તેને જરૂર હોય ત્યાં મદદ પણ ભલે કરીએ. પણ ઘરનાં લેસન કરવાના સમયમાં છાત્રાલયને શાળા બનાવી દઇએ છીએ તે ન બનાવીએ. તેટલું તો આપણે જોવું જ જોઇએ.

વિદ્યાર્થી શાળામાં હોય છે ત્યારે અનેક રીતે બંધાએલો હોય છે. તેને પોતાની જગ્યાએથી ખસવાનું નથી હોતું. ઇચ્છાએ કે અનિચ્છાએ તેણે મૂંગા જ બેસી રહેવાનું હોય છે. સાથી સાથે વાત કરવાની કે મદદ લેવાની તેને છૂટ નથી હોતી. અને ગમે તેવા અરસિક કાર્યક્રમને પણ તેણે વળગી રહેવાનું હોય છે. ટૂંકમાં તે શરીરથી, મનથી અને હૃદયથી એમ ત્રણ રીતે બંધાએલો હોય છે. આનું પરિણામ એ આવે છે કે શાળા વિદ્યાર્થી માટે કેદખાનું બની ગઇ છે. અને શિક્ષક જેલર બની ગયો છે. માટે જ તો શાળામાંથી વહેલામાં વહેલા છૂટવા માટે દરેક વિદ્યાર્થી ઝંખી જ રહ્યો હોય છે.

શાળામાં વિદ્યાર્થીની આવી સ્થિતિ હોય છે, તેમાં છાત્રાલયને પણ આપણે શાળાની જ આવૃત્તિ બનાવી દઇએ તો તો પછી વિદ્યાર્થી માટે છૂટનું બીજું એકેય સ્થાન રહેતું જ નથી.

છાત્રાલયને આપણે સંસ્કારી ઘરનો એક પ્રકાર ગણીએ છીએ; તો પછી સંસ્કારી ઘરમાં જેટલી અનુકૂળતા, જેટલું સ્વાતંત્ર્ય અને વિકાસ માટેનો જેટલો અવકાશ આપણે કલ્પીએ તેટલું બધુંય છાત્રાલયમાં હોવું ઘટે.

શાળાનાં લેશન કરવાના વખતે વિદ્યાર્થીઓને શરીરની છૂટ અત્યંત આવશ્યક છે. આપણા છાત્રાલયમાં ઘણી વખત એવો જ રિવાજ હોય કે છે લેસન કરવાના સમયે દરેક વિદ્યાર્થી પોતપોતાના આસન ઉપર જ ચુપચુપ પલાંઠી વાળીને બેસે, અને પોતાનું લેસન કરે. ઘણે ઠેકાણે તો એવું પણ જોવામાં આવ્યું છે કે વિદ્યાર્થીને પગ લાંબા કરીને કે અમુક રીતે આડા તેડા બનીને બેસવા દેવાની પણ છૂટ નથી હોતી. આવી બાબત ઉપર શરીર-આરોગ્યની દ્રષ્ટિથી ધ્યાન આપવામાં આવે તે જુદી વાત છે; પરંતુ લેસનની ગંભીરતા કે શિષ્ટતા ખાતર આવું કરવામાં આવે છે તેમ પણ દેખાય છે. વિદ્યાર્થીના શરીર ઉપર લેસન કરતી વખતની આવી શિસ્ત આપણાં છાત્રાલયમાં ન જ હોવી જોઇએ. વિદ્યાર્થીના શરીરને નુકશાન ન પહોંચે તેવી રીતે ગમે તેમ બેસવાની તેને છૂટ હોય, વિદ્યાર્થીની ઇચ્છા થાય ત્યાં બેસીને લેસન કરવાની આડે કોઇ ન આવે તેવું હોય, તો જ છાત્રાલય ઘર બની શકે. ઉનાળાના દિવસોમાં બહાર ખુલ્લી હવામાં તે લેસન કરી શકે, ચોમા-

સાના દિવસોમાં વરસાદ વરસ્યા પછી ઓશરીમાં કે પંગથાર ઉપર બેસી કુદરત મહાલતો મહાલતો તે અભ્યાસ કરી શકે, અને શિયાળામાં શરીર આસપાસ ધાબળો કે ગોદડું વીંટીને પણ તે વાંચી લખી શકે... આમ વિદ્યાર્થી શારીરિક દૃષ્ટિથી સાવ જ મુક્ત હોવો ઘટે.

શાળામાં વિદ્યાર્થી મનથી મુક્ત નથી હોતો તેમ પણ છાત્રાલયમાં ન હોય. શાળામાં તો વિદ્યાર્થીને રુચે કે ન રુચે તેણે અમુક વખતે અમુક કામ કરવું જ અથવા તો અમુક વાત પરાણે પણ સાંભળવી જ. તેવી સ્થિતિ હોય છે. છાત્રાલય ઘર બનવા મથતું હોય તો ત્યાંથી એ ટળી જવું જોઇએ. કેટલાંક છાત્રાલયોમાં ગૃહપતિઓ પોતાની સગવડ ખાતર સમયપત્રક બનાવ્યું હોય છે; તેમાં અમુક વખતે અમુક જ લેસન કરાય તેવો પ્રબંધ રાખ્યો હોય છે. આ વાત ઠીક નથી. છાત્રાલયમાં તો વિદ્યાર્થી ઘરે છે; ત્યાં તો મરજી થાય ત્યારે ઠીક પડે તે લેસન કરે અને ન ગમે તો બીજું કરે. કેટલીક વખત વિદ્યાર્થી કંઇ પણ કારણસર કંટાળી જાય છે અને લેસન જ બંધ કરે છે. આવે વખતે જ કેટલાક ગૃહપતિઓને તેમની પાસે પરાણે પણ લેસન કરાવવાની આદત હોય છે તે ઇચ્છવા જેવી નથી. વિદ્યાર્થીને રુચે તે કામ કરે અને ન રુચે તો ન પણ કરે તેટલું સ્વાતંત્ર્ય તમામ છાત્રાલયોમાં હોવું જોઇએ.

વિદ્યાર્થીના હૃદયની વાત કરીએ તો શાળામાં તો તે બાબત છેક જ અવગણના હોય છે. શાળાનું કામ ચાલતું હોય ત્યારે વિદ્યાર્થી વિદ્યાર્થી સાથે બીજી કોઇ વાત તો શાનો જ કરી શકે, પણ અભ્યાસની બાબતમાં પણ એક બીજાની મદદ લેવાની છૂટ નથી હોતી. ત્યાં તો શાંતિના નામે સ્મશાનવત્ ચૂપકી પ્રવર્તતી હોય છે અને શિસ્તના નામે અવિશ્વાસનું વાતાવરણ ફેલાએલું હોય છે. આપણાં છાત્રાલયોમાંથી એ બન્ને પરિસ્થિતિને નાબુદ કરવી જોઇએ. લેસનના વખતે વિદ્યાર્થીઓ ટોળીઓમાં પણ બેસી શકે, ટોળીઓ બદલાવી પણ શકે અને શાળાના લેસનથી થાક્યા હોય તો બીજાને અડચણ ન આવે તેવી રીતે લહેરથી બીજી ત્રીજી વાતો પણ કરી શકે. કેટલાંક છાત્રાલયો માટે એવું સાંભળવામાં આવ્યું છે કે લેસનના સમયે શાંતિ અને વ્યવસ્થા જાળવવા ખાતર એક વિદ્યાર્થી બીજાની પાસે ન જાય અને અંદર અંદર વાતો તો ન જ કરે. આ સ્થિતિ હોય તો ટળી જવી જોઇએ. છાત્રાલયમાં રહેતો વિદ્યાર્થી ચોવીશે કલાક અમુક એક ઓરડામાં

...ક્ષિતું પ્રાણી બની જાય તો તો તેના જીવનવિકાસમાં ખામી રહી જવાની. ...ના જીવનને તો વહેતો પ્રવાહ અને તે યે મુક્ત પ્રવાહ રહેવા દેવાની જરૂર ...હે છે. જડ અભ્યાસની ઘરેડમાં બાંધી રાખવાને બદલે તેનાં શરીર, મન ...મને હૃદયને મુક્તપણે વિચરવા દેવામાં જ તેનો સાચો વિકાસ છે.

હરભાઈ.

## દેશી રમતો

છાત્રાલયોમાં હવે તો દેશી રમતો જ રમાવી જોઈએ તે વાત ...ર્યોને આપણને બે જેટલાં વર્ષો થઇ ગયાં. દેશી રમતોને શાસ્ત્રીય ઢબે ...યાર કરવાની વિચારણા થઇ ગઇ અને તેની શાસ્ત્રીયતા ઉભી કરવા માટે ...ટલાક ગૃહપતિ ભાઇઓએ સ્વેચ્છાથી તેની જવાબદારી પણ લીધી. આ ...ાતને પણ ઘણો વખત થઇ ગયો. તે ગૃહપતિ ભાઇઓ પૈકી માત્ર ...ભાઇ રામનારાયણ પાઠકે જ પોતાની જવાબદારી અદા કરી છે. હુતુતુની રમતને શાસ્ત્રીય પાયા ઉપર મૂકવા માટે તેમણે જે લેખ લખી મોકલેલો તે છાત્રાલયમાં છપાઇ પણ ગયો છે.

રાષ્ટ્રમાં લડત ઉપડી છે છતાં છાત્રાલયો તો હજી જેમનાં તેમ જ ચાલવાનાં છે. રમતોને શાસ્ત્રીય ઢબે રચવાવાળામાંથી કેટલાક ભાઇઓ આજે જેલમાં છે તે પણ સારું. પરંતુ એટલા માટે તો આપણે જે બહાર છીએ તેમણે તેઓનું કામ ઉપાડી લેવું જોઇએ. છાત્રાલયના ઉત્સાહી ગૃહપતિભાઈ દેશી રમતોને શાસ્ત્રીય ઢબે રમાડતા થઇ જાય અને સહેજ કાળજી અને રસ લે તો કેટલીયે દેશી રમતોને આપણે શુદ્ધ શાસ્ત્રીય બનાવી શકીએ.

દેશી રમતોની બાબતોમાં આ એક વધારે વિનતિ. ગૃહપતિભાઇઓ તરફથી સહાય મળશે જ તેવી આશા રાખું છું. હરભાઈ.

## સ્વભાષાનું ગૌરવ

આપણા શિષ્ટ લોકોમાં એક કુટેવ પડી ગઇ છે કે વાત વાતમાં અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કર્યા કરવો. આ કુટેવ હમણાં હમણાંથી તો જાણે કે વારસામાં અપાતી હોય તેમ જુવાન લોકોમાં આ જ પ્રકારનો પવન વાતો દેખાય છે. પાંચમી છઠ્ઠી ચોપડી ભણનાર વિદ્યાર્થીઓ એકડા થાય કે વાત વાતમાં અંગ્રેજી શબ્દોનો ઉપયોગ શરૂ જ હોય. ઘણી વખત તો આવા શબ્દોના ઉપયોગો એવા ખોટી રીતે કરવામાં આવતા હોય છે અથવા તો

એવા અનર્થ ઉપજાવે તેવી રીતે કરવામાં આવતા હોય છે કે સાંભળનારને સખેદ હસવું પણ આવે.

આ રોગમાંથી આપણે જલદી નીકળી જવું જોઇએ, અને સાથે આપણા નવી પેઢીના જુવાનોને પણ તેમાંથી મુક્ત કરવા જોઇએ. એનો ઉપાય એક જ છે કે આપણી વાતચીતમાં ખુબ ચીવટપૂર્વક પર ભાષાના શબ્દોનો ત્યાગ કરવો.

સ્વભાષાનું ગૌરવ એ પણ એક સ્વદેશપ્રીતિનું સૂચક છે. રાષ્ટ્રનાં બીજાં અંગોના વિકાસ સાથે ભાષાવિકાસ પણ અત્યંત આવશ્યક છે. ભાષાનો વિકાસ ભાષાના અભિમાન વિના શક્ય નથી; અને એવું સ્વભાષાનું અભિમાન રાખવું એ પણ સ્વદેશના અભિમાનનું જ એક અંગ છે.

હરભાઈ.

## સૌને માટે

પાટણ વિદ્યાર્થિમંડળના મંત્રી ભાઇ નટવરલાલ માં. રાવળ તરફથી વિદ્યાર્થી જીવનને લગતા કેટલાક પ્રશ્નોવાળી પત્રિકા આ અંક સાથે મૂકવામાં આવી છે. છાત્રાલયનાં વાંચનાર જે ભાઇ બ્હેનો કેળવણીના આવા પ્રશ્નોની વિચારણામાં રસ લેતાં હોય તેવાં તમામ ભાઇ બ્હેનોએ તેના ટૂંકા જવાબો લખીને તેમને ઠે. પંડ્યા અભ્યાસગૃહ–પાટણ એ સરનામે મોકલી આપવા વિનતિ છે.

આવા પ્રશ્નો સંબંધે અનેક મગજો વિચાર કરે એ અત્યંત આવશ્યક છે. એક જ પ્રશ્નને જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓથી અવલોકવાની જરૂર રહે છે. તેમ કરવાથી કેળવણીના પ્રશ્નો ઉપર ઘણો વધારે પ્રકાશ પાડી શકાય છે. કેળવણીના ક્ષેત્રમાં આજે અનેકવિધ પ્રયોગો ચાલી રહ્યા છે તેવા સમયે આવા પ્રશ્નોના અનેકવિધ દૃષ્ટિથી એકઠા કરવામાં આવેલા જવાબો કેળવણીમાં કામ કરનારાઓને જરૂર ઉપકારક થઇ પડવાના.

તંત્રી.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. બાબાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઇ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

पत्नी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने

Reg. No. B 2297

~~શ્રીયુત [illegible]~~

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# છાત્રાલય

(' છાત્રાલય મંડળ ' તરફથી )


વર્ષ ૪ થું ૧૯૩૦

અંક ૧૨ મો ડિસેમ્બર

:: તંત્રી ::

હરભાઇ ત્રિવેદી


માણસ જાતના સુધાર માટે,
માણસ માણસના સહકાર માટે,
માણસનામાં વફાદારી કેળવવા માટે,
માણસને સત્તા સોંપવા માટે,

અત્યાર સુધીમાં

કાયદો, વ્યવસ્થા, શિક્ષા, લાલચ, ખુશામત વગેરે અનેક સાધનોનો પ્રયોગ કરવામાં આવ્યો પણ પરિણામ શૂન્ય.

તો હવે

સંપૂર્ણ સ્વાતંત્ર્ય રૂપી સમર્થમાં સમર્થ
સાધનનો પ્રયોગ માનવજાત કરી જુએ અને
પરિણામ સો ટકા સફળ આવવાનું છે.

કારણ કે

સ્વાતંત્ર્યનો અધિકાર માણસ જન્મથી સાથે લઇને જ આવે છે અને મરે ત્યાં સુધી તેને માટે ઝંખે છે.

# સૌનો હાથ

આ અંક સાથે છાત્રાલયનું ચાલુ ચોથું વર્ષ પૂરું થાય છે. આ પત્ર છાત્રાલય મંડળનું હોઇ એક રીતે એ આપણા બધાનું જ છે. છાત્રાલયે ચાર વર્ષ સુધી સમાજની સેવા બજાવી છે અને ઇશ્વરકૃપાથી આ વર્ષ પૂરું કરે છે.

છાત્રાલય મંડળના એક મંત્રી–અને ખરી રીતે કહીએ તો 'છાત્રાલય' ચલાવવાની હોંશવાળા મંત્રી શ્રી. જગજીવનદાસ ના. મહેતાએ આ વર્ષ દેશને ચરણે આપીને સત્યાગ્રહ અર્થે ઝુકાવ્યું છે. છાત્રાલય ચલાવવામાં તંત્રી શ્રી. નાનાભાઇ હોવા છતાં પત્રની પાછળ તેની ખર્ચની દોરી સંભાળવાનું કામ એ ભાઇ જ કરતા અને હજુ પણ કરે. આ વર્ષની તેમની તેમ જ શ્રી. નાનાભાઇની ગેરહાજરીમાં માસિકે બન્ને બાબતમાં ઠીક ઠીક નુકશાન સહન કર્યું છે. શ્રી. નાનાભાઇની ખોટ પત્રને લાગી છે તે કદાચને પૂરાય પરંતુ શ્રી. જગજીવનભાઇની સહાય અટકી એટલે તો કાલે માસિકને જ અટકવું પડે. 'છાત્રાલય' ના હૃદયનું આ લોહી ફરતું રાખવાનું કામ આજે આખા સમાજનું છે.

અમારી સૌ ગ્રાહક ભાઇઓ તેમ જ ગૃહપતિ ભાઇઓને ખાસ વિનતિ છે કે આવતે વર્ષે તેઓ છાત્રાલયનાં ગ્રાહકોની સંખ્યા ૬૦૦ માંથી ૬૦૦૦ નહિ તો ૧૨૦૦ ની તો બનાવે જ બનાવે. આમ થાય તો જ છાત્રાલય પોતાના પગ પર ઉભું રહે. ગૃહપતિ ભાઇઓ માત્ર પોતાની સલાહ સાથે માબાપોને વિનતિ કરે તો આટલી સંખ્યા ઉભી કરવી એ રમત વાત છે!

સૌ ભાઇઓ 'છાત્રાલય' ને નવે વર્ષે આટલી ભિક્ષા નહિ આપે!

તંત્રી.

# કાકાસાહેબનું પ્રવચન*

આજનો પ્રસંગ અદ્‌ભુત છે. દશ વર્ષ પહેલાં હું અહીં આવેલો ત્યારના વાતાવરણમાં અને આજના વાતાવરણમાં ફેર છે. જ્યારે હું અહીં પહેલવહેલો આવ્યો ત્યારે અહીંના વિદ્યાર્થીઓમાં વૈશ્વદેવ વિષે ચર્ચા ચાલતી હતી, પણ આજે આપણા વિશ્વેદેવાઃ જુદા જ બની ગયા છે. આજે આપણો વૈશ્વદેવ રેંટિયો બની ગયો છે.

---

* શ્રીદક્ષિણામૂર્તિ સંસ્થાની ૨૧મી વર્ષગાંઠને દિવસે (તા. ૧૭ : ૧૨ : ૩૦) સંસ્થાના કાર્યવાહકો તથા વિદ્યાર્થીઓ સમક્ષ આપેલા પ્રવચનમાંથી.

અહીં હું જ્યારે પહેલો આવ્યો ત્યારે અહીંના વિદ્યાર્થીઓ છાપાં પણ નહોતા વાંચતા; પણ આજે જો તંત્રીઓની પરિષદ બોલાવવી હોય તો તે અહીંના વિદ્યાર્થીઓમાંથી જ બોલાવી શકાય એવી સ્થિતિ હું જોઉં છું. પહેલાં સ્વદેશી અને ખાદી માટે મારે શ્રી. ગિજુભાઈ સાથે પણ લડવું પડતું હતું. આજે એ જ ગિજુભાઈ લડતના ક્ષેત્ર ઉપર ખડા થઈ ગયા છે. સાચે જ મને લાગે છે કે આ સંસ્થાએ ખૂબ પ્રગતિ કરી છે.

જ્યારે હું અહીં પહેલવહેલો આવ્યો ત્યારે ગાંધીજી ચંપારણ્યમાં હતા. મારા મિત્ર જીવતરામ કૃપાલાણીને એ લડતમાં સરકારે ખોટા બહાનાથી ગિરફતાર કર્યા. અમે આશ્રમના લોકો વિચાર કરતા હતા કે મિત્રની ગિરફતારીનો પ્રસંગ કેમ ઉજવવો? અમે એ જેલજમણ કરીને ઉજવ્યો. આજે ટ્રેઇનમાંથી ઉતરતાં હરભાઈએ મને વાત કરી કે સંસ્થાની સ્થાપનાને દિવસે વિદ્યાર્થીઓએ જેલજમણ કરવાનું નક્કી કર્યું છે. મને ખૂબ આનંદ થયો. જ્યારે તમારા સર્વસ્વ એવા નાનાભાઈ જેલમાં છે ત્યારે તમે બીજું શું કરી શકો? તેઓ જે જારનો રોટલો અને દાળ ખાય છે એ તમે આજે ખાવ એ વિચારની પાછળ સંસ્થાની પ્રગતિનો ઇતિહાસ રહેલો છે.

નાનાભાઈએ જેલમાં આજે મારું સ્થાન લીધું છે. જેલમાં મારું કામ વિદ્યાપીઠ ચલાવવાનું હતું. વિદ્યાપીઠનો આચાર્ય થયો ત્યારે અને માત્ર પાંત્રીશ વિદ્યાર્થીઓ મળેલા; પણ જેલમાં તો મને એંશી વિદ્યાર્થીઓ મળેલા. મેં તેઓને માટે વિવિધ વર્ગો ગોઠવી આપ્યા. આ વાતની બાપુજીને ખબર પડી એટલે જ્યારે I. G. P. એ બાપુજીને કહ્યું કે તમારા સહવાસમાં કાકાને મૂકવાનો છું ત્યારે તેમણે ના પાડી. તેમણે કહ્યું કે કાકાને ત્યાંથી ન ખસેડતા. પણ મને તો ત્યાં મોકલ્યો જ. આજે જ્યારે જેલની વિદ્યાપીઠનો ભાર વિદ્યાપીઠના માજી કુલનાયક નાનાભાઈ વહી રહ્યા છે ત્યારે મને ખૂબ આનંદ થાય છે.

બાપુજી જ્યારે આશ્રમમાં રહેતા ત્યારે આશ્રમમાં ખૂબ નાના મોટા કજીયાકંકાસ ચાલતા; અને સંસ્થાઓને એવા કજીયાકંકાસોની ખૂબ આવશ્યકતા હોય છે, કેમ કે એ કજીયાઓ આધ્યાત્મિક કજીયાઓ હોય છે. પરંતુ જ્યારે બાપુજી જેલમાં ગયા ત્યારે અમે એક પ્રકારનું આધ્યાત્મિક દબાણ અનુભવ્યું. અમે આશ્રમમાં ખૂબ સુલેહસંપથી કામ કર્યું. આજે જ્યારે નાનાભાઈ તમારી વચ્ચે નથી ત્યારે તમે એ પ્રકારનું આધ્યાત્મિક દબાણ અનુભવી રહ્યા હશો એમ હું માનું છું.

કેળવણીએ આજે વ્યાપક સ્વરૂપ પકડ્યું છે. જેમ એક નાનો સરખો માર્ગ મળી જતાં ગંગા પર્વતો ભેદીને બધે ફેલાઇ જાય છે તેમ આજે કેળવણીએ નિશાળની ચાર દીવાલો ભેદી વ્યાપક સ્વરૂપ પકડ્યું છે. આ લડત એ એક કેળવણી છે. તમે કેળવણીનું આ સ્વરૂપ સમજો. અત્યારે તમારાથી તમારા અભ્યાસમાં રચ્યુંપચ્યું રહેવાય નહિ. તમે યુદ્ધના ક્ષેત્ર ઉપર ન હો અને અહીં હો તો પણ તમે લડતનું ઘણું કામ કરી શકો. તમે ખાદી ખૂબ પેદા કરો, ખૂબ કાંતો અને ખૂબ પીંજો. યુદ્ધમાં લડનાર તેમ જ ઘરે રહી દારૂગોળો તૈયાર કરનાર બન્ને સૈનિક ગણાય છે. તમે અહીં રહી ખાદીનો ખૂબ દારૂગોળો પેદા કરી શકો.

સરકાર અત્યારે રેંટિયાની શક્તિ પૂરેપૂરી સમજતી નથી. પણ હું માનું છું કે એક વખત એવો આવશે જ્યારે સરકાર રેંટિયો ખૂંચવી લેવાનો પ્રયત્ન કરશે. એ વખતે તમે તકલી કાંતજો. અને તકલી કેટલી મઝાની વસ્તુ છે! એક ઠીકરાનો કડકો અને એક વાંસની સળી લઇને તમે સહેલાઇથી તકલી તૈયાર કરી શકો. અને એમાં કળાની ઉત્તમ કેળવણી રહેલી છે.

આ સંસ્થા એ નાનાભાઇનું મોટામાં મોટું બાળક છે. એ બાળકને છોડીને નાનાભાઇ લડતમાં કેમ ગયા હશે તેનો આપણે વિચાર કરીએ. આ સંસ્થાની કેળવણી તેજસ્વી છે એ સિદ્ધ કરવા નાનાભાઇ જેલમાં ગયા છે. નાનાભાઇનો આ દાખલો તમે તમારા જીવનમાં ઉતારો. તમે જેમ જેમ મોટા થતા જાવ, જેમ જેમ મૂછનો દોરો ફૂટતો જાય, તેમ તેમ તમે લડતના મેદાન ઉપર જઇને ખડા થઇ જાવ અને જ્યાં સુધી અહીં છો ત્યાં સુધી ખૂબ કાંતો પીંજો. આપણે બહિષ્કારમાં મીલના કાપડને મહત્ત્વ આપીને ખાદીને અવગણી છે. એ આપણી એક મોટી નબળાઇ છે. મીલના કાપડમાં બહિષ્કાર સફળ કરવાની તાકાત નથી. એને સફળ કરવાનો એક માત્ર ઉપાય ખાદી છે.

તમારામાંથી કેટલાક સુતારીકામ પણ શીખે છે. એ લોકોને હું બાપુજી સાથે હરિફાઇ કરવાનું સૂચવું છું. બાપુજી અત્યારે બધા ચાલુ રેંટિયાઓની સુંદરતા લઇને એક સર્વાંગ સુંદર રેંટિયો જેલમાં બેઠા બેઠા બનાવી રહ્યા છે. તમે પણ એક સુંદર રેંટિયો બનાવો. આપણે તે બાપુજીને મોકલીશું. આપણે પૂછીશું કે આમાં શા શા દોષો રહેલા છે?

હવે થોડુંએક શિક્ષકોને કહી લઉં. તમારી દેખતાં કહેવામાં કશો જ વાંધો નથી. શિક્ષકોને એટલે રાષ્ટ્રીય શિક્ષકોને. અહીંના તમામ શિક્ષકો

રાષ્ટ્રીય હશે એમ હું માની લઉં છું. ભારતવર્ષના રાષ્ટ્રીય શિક્ષકોએ એક બાબતમાં ખૂબ નિરાશા ઉત્પન્ન કરી છે. તેઓએ ખાદી કે રેંટિયાનું શાસ્ત્ર ઉપજાવ્યું નથી. આપણે ત્યાં જે ગણ્યાંગાંઠ્યાં એ વિષયનાં પુસ્તકો છે તે શિક્ષકો નહિ એવા લોકોએ લખેલાં છે, જ્યારે ખરી રીતે શાસ્ત્રો રચવાં એ શિક્ષકોનો ધંધો છે. તમે લોકો એ દિશામાં કંઇક કરશો એવી આશા રાખું છું.

આ લડત જેમ જેમ આગળ વધશે તેમ તેમ આપણે પૈસાની તંગી ખૂબ અનુભવવાના છીએ. એટલે તમે કરકસર અચૂક કેળવજો. અને બ્હેનોને એથી વિશેષ હું શું કહું ? કરકસર એ તો બ્હેનોનો જ વ્યવસાય છે. ગાંધીજી કહે છે કે આ બ્હેનોનો યુગ છે. બાપુજી બ્હેનોનાં વખાણ કરતાં ધરાતા જ નથી. બ્હેનોએ જે અદ્‌ભુત વીરતા દેખાડી છે તે જોઇને જે લોકો એક વખત આપણી બ્હેનોને તિરસ્કારતા હતા તે પૂજવા લાગ્યા છે. હવે તો આપણી રૂઢિઓની બદીમાં પણ કાંઇક તત્ત્વ છૂપાયું હશે એમ પણ ઘણા કહે છે. હવે પરદેશીઓને આપણા સમાજશાસ્ત્રમાં અને સામાજીક આદર્શોમાં નવીન શ્રદ્ધા ઉપજી છે.

બ્હેનોમાં નિર્ભયતાની ખૂબ જરૂર છે. એ નિર્ભયતા સ્વતંત્રતામાંથી આવવાની છે. બ્હેનોને હું કહું છું કે તમે કોઇ પણ ભોગે સ્વતંત્રતાનું રક્ષણ કરો. કોઇ તમારી સ્વતંત્રતા ઉપર તરાપ મારે ત્યારે ગમે તેમ કરીને તેમની સાથે લડો. એ સ્વતંત્રતામાંથી જ્યારે ભારતીય શિયળ જન્મશે ત્યારે મારા આનંદનો પાર નહિ રહે.

બ્હેનોએ હવે સંગ્રહનો મોહ કાઢી નાખવો જોઇએ. અત્યારે આપણો એકેએક સંગ્રહ સરકારના હાથમાં જઈ પડવાનો છે. સરકારના હાથમાં એ સંગ્રહ આવી પડે તે પહેલાં આપણે તેને સળગાવી કેમ ન દઇએ ? બ્હેનો હવે સંગ્રહનો મોહ છોડો !

- દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.

## અનુભવ

ઘણે ભાગે આપણને અનુભવ ઉપર ચાલવાની ટેવ હોય છે. સામાજીક નીતિ તો એવી છે કે એક માણસે બીજાના અનુભવથી ડાહ્યા થવું. એટલે તો એક માણસ કંઇ પણ મુશ્કેલીમાં હોય ત્યારે તે બીજાના અનુભવ ઉપર ચાલવાનાં ફાંફાં મારે છે અથવા તો બીજો માણસ તેવા માણસ

પાસે પોતાનો અનુભવ રજુ કરી તેને તેમ ચાલવાનો આગ્રહ કરે છે. આ પ્રકારની સામાજીક નીતિનું બંધન વ્યક્તિ સ્વીકારે તે પહેલાં એક એવો પણ કાળ આવી જાય છે કે જ્યારે માણસ પોતાના જ અનુભવ ઉપર ચાલવાનું પસંદ કરે. પરંતુ ઉપરની સામાજીક નીતિ એટલી બધી વ્યાપક બની ગઇ છે કે વ્યક્તિને તેમ વર્તવામાં વિઘ્ન નાખ્યા જ કરે. આ વિઘ્નથી વ્યક્તિ ભારે ઉપદ્રવમાં રહ્યા કરે છે. અનુભવ કરવાની અને તે ઉપર પ્રગતિ રચવાની ગમે તેટલી જીજ્ઞાસા હોવા છતાં અનુભવ કરી શકાય જ નહિ, અને કરી શકાય તો કરેલા અનુભવને કસોટીએ ચડવાનો અવકાશ મળે જ નહિ તેવો ક્રમ આજે સમાજમાં ચાલ્યા કરે છે. અને કસોટીએ ચડ્યા વિનાનો વ્યક્તિનો અનુભવ સાચે માર્ગે દોરી શકવાની તાકાત મેળવી શકતો નથી.

બીજાના અનુભવ ઉપર ચાલવાની પ્રથા તેમ જ બ્હીતાં બ્હીતાં પોતાના અનુભવ ઉપર ચાલવાની મહેચ્છા બંને વ્યક્તિ તેમ જ સમાજ બેઉને હાનિકર નીવડે છે. પારકાના અનુભવ ઉપર ચાલવાથી માણસ પરાધીન, અપંગ અને વહેમી બને છે. પોતાને જાણે કે કશું વ્યક્તિત્વ છે જ નહિ તેમ માની સાચું દેખાતું હોય તેમાં પણ શ્રદ્ધાપૂર્વક તે ચાલી શકતો નથી, અને બીજાની મોરછાપ ન મળે ત્યાં સુધી પોતાની જાતને નિષ્ફળ જ માન્યા કરે છે. પોતાનો અનુભવ કરવાની આજે સમાજમાં છૂટ નથી તેથી, અને સ્વાનુભવનો કાળ તો ઘણે ભાગે જુવાની હોય છે તેથી જે કંઇ સ્વાનુભવો છૂપા છૂપા કોઇ વ્યક્તિ કરે છે તે અપૂર્ણ અને ત્રુટીઓવાળા હોય છે. આવી અપૂર્ણતામાંથી જાતમાં ખોટો વિશ્વાસ જન્મે છે, વાતવાતમાં છેતરાઇ જવાની મનોદશા ઉભી થાય છે અને સૌથી વધારે તો ભૂલોની પરંપરા ઉપર ચાલતાં શીખી જવાય છે.

સમાજમાંથી આ બન્ને વસ્તુ જવી ઘટે છે. છાત્રાલય એ પણ એક નાનકડો સમાજ છે. તેથી ત્યાંથી પણ બીજાના અનુભવ ઉપર ચાલવાનો દુરાગ્રહ અથવા તો ભૂલોની પરંપરા ઉભી કરતો સંકુચિત અને બીકણ સ્વાનુભવ બન્ને જવાં જોઇએ. દરેક વ્યક્તિને હરકોઇ પ્રકારના અનુભવ કરવાની છૂટ હોવી જોઇએ. એ અનુભવ ભૂલ વિનાના તો નથી જ હોતા; પરંતુ નિભર્યતાથી અને પોતાનામાં રહેલી શક્તિઓના વિશ્વાસથી એ અનુભવો થયા હોય છે; અને સમાજ પણ તેવા અનુભવો તરફ અને તેવા અનુભવોમાંથી ઉત્પન્ન થતી ભૂલો તરફ સહાનુભૂતિભરી દૃષ્ટિ રાખતો હોય છે. તેથી એક અનુભવે કરેલી ભૂલો પુનરાવર્તન નથી પામતી પણ ભૂંસાઇ

જઇ શકે છે. માણસ અનુભવ કરતી વખતે ભૂલ કરે છે તે ભૂલની તેને ખબર રહે છે; તે ભૂલથી પોતાને તેમ જ સમાજને નુકશાન થઇ શકે છે તેનું તેને ભાન હોય છે; તેવી ભૂલો તરફ સમાજ તિરસ્કારની નજરથી નહિ પણ સહાનુભૂતિની નજરથી જુએ છે તે તે જોઈ શકે છે—આ બધાંય કારણોને લીધે ફરીથી તેની ભૂલ ન થાય તેની કાળજી તે જ માણસ રાખે છે અને બીજો અનુભવ અત્યંત ચીવટપૂર્વક, શાંતિપૂર્વક અને ગભરાયા વિના કરે છે કે જેથી ભૂલનું પુનરાવર્તન ન થાય. આવા સ્વાનુભવો કરવાની અને સ્વાનુભવોમાંથી જન્મતી ભૂલોને દૂર કરવાની છૂટ હરેક વ્યક્તિને હોવી જોઇએ. આમ હોય તો જ તે વ્યક્તિ પોતાને તેમ જ સમાજને ઉપકારક તેવા અનુભવો મેળવી શકે છે અને તેમાંથી વ્યક્તિત્વ ખીલવી શકે છે.

સ્વાનુભવ ઉપર ચાલતા માણસ પાસે વિરોધ બતાવવા કે સરખામણી કરવા માટે બીજાંના અનુભવો તટસ્થતાથી રજુ કરવામાં આવે તેમાં વ્યક્તિ તથા સમાજ બંનેનું હિત છે; પરંતુ વ્યક્તિ ભૂલ કરી બેસશે અથવા તો ભૂલ કરી બેસે છે માટે તેનામાં અનુભવ કરવાની તાકાત જ ઓછી છે તેમ સ્વીકારી લઈ, બીજાના અનુભવો તેના ઉપર પરાણે ઠોકી બેસાડવાની ભૂલ કરવામાં આવે તો તે માણસને આપણે વ્યક્તિત્વ વિનાનો અને અપંગ બનાવવાના છીએ. વ્યક્તિ પોતે અનુભવ કરી રહી હોય તેવે વખતે બીજાના તેવા જ પ્રકારના અનુભવ તેની પાસે રજુ કરવામાં વાંધો ન હોય. તેવા અનુભવોના દર્શનથી વ્યક્તિ ઘણી વખત પોતાનો અનુભવમાર્ગ વધારે સ્પષ્ટતાથી જોઇ શકે છે. પરંતુ પારકાના અનુભવનો આગ્રહ હોય તો તેને તેવો અનુભવ કશો જ કામમાં આવવાનો નથી.

ભૂલો કરતાં છતાં પણ સ્વાનુભવ કરવાની પૂરી છૂટ અને સરખામણી તથા વિરોધ જોવા માટે પરાનુભવના દર્શનની તક એ જ બે વસ્તુ વિશિષ્ટ વ્યક્તિત્વના વિકાસ માટે આવશ્યક છે.

હરભાઈ.

### લવાજમ મોકલો

આવતા અંકથી આપણું નવું વર્ષ શરૂ થશે. લવાજમ માટે વી.પી. કરવું પોસાય તેમ નથી. માટે કૃપા કરી દરેક ગ્રાહક મનીઓર્ડરથી જ લવાજમ મોકલી આપે. મનીઓર્ડરના ખર્ચ ઉપરાંત વી.પી.માં બીજા વધારે બે આનાનું ખર્ચ લાગે છે, માટે સૌ મનીઓર્ડરથી એક રૂપીઓ મોકલે અને ખર્ચ બચાવે.

# ‘મારૂં રતન’ . . . ‘મારૂં નસીબ !’

: ૧ :

એક પિતા લખે છેઃ—

ચિ......ને આપને ત્યાં મોકલ્યે આજે પૂરા બે માસ થયા. તે અરસામાં આપના તરફથી ખુશખબરનો માત્ર એક જ પત્ર આવ્યો છે. આપ જાણો છો કે બાળકોને ઉત્તમમાં ઉત્તમ કેળવણી મળે તેવા મારા આગ્રહને લીધે જ મેં તેને ત્યાં મૂકયો છે. આપ જે રીતે કેળવણી આપવામાં માનો છો તેમ જ જે પદ્ધતિથી કેળવણી આપો છો તેમાં મને વિશ્વાસ છે. ચિ...મારૂં રતન છે. દરેક બાળક દરેક માબાપનું રતન હો. એ રતનને આપ જીવની પેઠે જાળવવાના છો તેવી શ્રદ્ધા મારા મનમાં છે. તે અહીંથી આવ્યો ત્યારે, તેના શરીરે સહેજ કસર રહેતી હતી. ત્યાં આવ્યા પછી આપની મારફત તેણે ડાકટરી સારવાર કરી છે અને હવે શરીર સુધારા ઉપર છે એવા તેના પત્રો આવ્યા કરે છે. પરંતુ મને આપના પત્રની આશા છે. તો કૃપા કરી એક પત્ર લખી મને તેના શરીરની બાબતમાં નિશ્ચિંત કરશો. આપ કુશળ હશો. તસ્દી માફ કરશો.

બીજા પિતા લખે છેઃ—

ચિ. ......ને ત્યાં મૂકી ગયે આજે પંદર દિવસ થયા. ત્યાર પછી તેના તરફથી એકેય પત્ર નથી તેથી મનમાં ચિંતા રહ્યા કરે છે. તેની સાથે જ અમારા પાડોશીનો મોહન પણ ત્યાં આવેલો છે. તેના પિતા ઉપર તેના બે પત્રો આવી ગયા. કેવું સુંદર લખે છે ! અને કેવું મીઠું ! માબાપને તો પત્ર જોતાં જ ઠંડક થાય. પણ મારા ચિ... વિષે તે જે લખે છે તેથી તો પેટમાં લ્હાય બળે છે. મોહન જણાવે છે કે એ તો ગમે ત્યાં રખડ્યાં કરે છે; નથી ખાવાપીવાનું ભાન કે નથી શરીરની દરકાર. અહીં ઘરે હતો ત્યારે બાળકની જેમ ખાતો અને તેથી વારે વારે તેનું પેટ છૂટી પડતું. આપને શું લખું ? મારાં નસીબ જ એવાં છે તેમાં આપ શું કરો ? આજે તેને ચૌદ વર્ષ થયાં છે પણ હજી તેના શરીરનું ભાન તેને નથી. મારૂં નસીબ જ્યાં અવળું છે ત્યાં આપને કેટલી તકલીફ આપું ? પણ મારી આપને વિનતિ છે કે કૃપા કરી બની શકે તેટલો જાપતો તેના આહાર ઉપર રાખશો. મારાથી તો નથી બન્યું પણ આપ તેના ભોજનને નિયમિત રીતે મિત બનાવશો તો મારા જેવાના ઉપર ઉપકાર કર્યો માનીશ. આપ આપનાથી બનતું તો કરો જ છો અને કરશો. પછી તો મારૂં નસીબ !

: ૨ :

એક પિતા લખે છે:—

ચિ... ત્યાં આવી ગયો છે. તેના દોઢ વર્ષના ત્યાંના વસવાટ દરમ્યાન આપનાથી તે એટલો બધો પ્રસન્ન થયો છે કે રજામાં જેટલા દિવસ તે અહીં રહ્યો છે તેટલા બધાય દિવસ આપનાં અને આપની સંસ્થાનાં ગુણગાન જ ગાયા કર્યાં છે. કેટલીક વખત તો હું પણ કંટાળી જતો અને પછી કહેતો કે પોતાની સંસ્થાનાં આવાં ખોટાં વખાણ શાં કરે છે? પણ તેને વખતેથે એ તો હસતો અને જવાબ વાળતો કે સત્ય હકીકત કહેવામાં વખાણ નથી. પણ જવા દઈએ એ વાતને. આપને પણ આવું આવું નથી રુચતું તે હું જાણું છું.

મારો પુત્ર આ વખતે પોતાના અભ્યાસની બાબતમાં ખૂબ આશાવાદી થયો છે. તે બાબત તરફ આપનું લક્ષ ખેંચવા ધારું છું. તે કહેતો હતો કે આપ તેને એટલી મદદ કરવા તૈયાર છો કે જેને લીધે તે આ વર્ષે બે ધોરણનો અભ્યાસ પૂરો કરી શકે. ચિ. ...ની બુદ્ધિશક્તિના સંબંધમાં મારો તો ઊંચો અભિપ્રાય હોય જ, કારણ કે સીદીભાઈને સીદકાં વહાલાં હોય તેમાં શી નવાઈ? પણ હું જાણું છું તે પ્રમાણે આપનો પણ ઘણો ઊંચો અભિપ્રાય છે. તેની બુદ્ધિશક્તિવાળો છોકરો એક વરસમાં બે ધોરણનો અભ્યાસ કરી પણ શકે. પરંતુ મારી આપને એક વિનતિ છે. તેની ઉંમર હજી કંઈ બહુ મોટી નથી. તેની ઉંમરના પ્રમાણમાં તેનું શરીર બરાબર વિકસ્યું હોય તેવો મને સંતોષ નથી. આપણાં બાળકો આપણું ધન છે; તે જ આપણું રતન છે. તેના સ્થૂળને બરાબર જાળવવાની જરૂર છે તેમ હું માનું છું. આજની કેળવણી શરીરને નીચોવી નાખનારી તો છે જ. તેમાં વળી બેવડો બોજો વહોરી લેવામાં આવે તો તો.

## અનિયમિતતા

છાત્રાલયના ખરા તંત્રી જેલ ગયા છે તે સૌ ભાઈઓ જાણે છે. તેમની ગેરહાજરીમાં તેમની મદદને અભાવે 'પત્ર' મોડું પ્રગટ થાય છે તો સૌ વાંચકભાઈઓ દરગુજર કરે એ વિનતિ. અમે એ માટે ખરેખર દિલગીર છીએ અને એ દૂર કરવાને અમારાથી પૂરતો પ્રયત્ન કરીએ છીએ.

શરીર છેક જ જાય. હું માનું છું કે આપનો પણ આવો જ અભિપ્રાય છે. તો ચિ...ને આપ જરૂર સમજાવશો. એની બુદ્ધિને પૂરતો ખોરાક મળી રહે અને સંતોષી રહે એટલા માટે તેને ઇતર વાચન વગેરેમાં મદદ કરશો, પણ બે વરસના અભ્યાસક્રમને એક વરસમાં પૂરો કરાવવાની બાબતમાંથી તેને રોકશો. એ છોકરો મારું રતન છે. તેને જતનથી જાળવવા માટે આપની આટલી મદદ માગું તો અવિવેક નહિ લેખતા.

બીજો પિતા લખે છે:—

ચિ...ને ત્યાં મોકલવામાં સહેજ મોડું થયું છે તો માફ કરશો. મારાથી આવી શકાય તેવી સ્થિતિ ન હતી અને સંગાથ બે દિવસ મોડો મળ્યો માટે આમ થયું છે.

આ વખતે તો ચિ...એ બહુ ભારે કરી ! જેટલા દિવસ તે અહીં રહ્યો તેટલા દિવસ તેણે એક જ હઠ પકડી કે હવે ત્યાં પાછા ન આવવું. હું આપને મારા દુઃખની શી કથની કહું ? મારા નસીબમાં કોણ જાણે હું કેવુંયે લખાવી આવ્યો છું ! એકેય દિવસ એવો નથી ગયો કે જ્યારે તેને મારે વઢવું પડયું ન હોય, અને તેને રોવું પડયું ન હોય ! આપને અને આપની સંસ્થાને હું બરાબર પિછાનું છું. પણ એણે એકેય દિવસ આપને કે આપના બીજા વિદ્યાર્થીઓને ભાંડવામાં બાકી નથી રાખી. સંસ્થાની અને આપની એણે રોજ નિંદા જ કર્યા કરી છે. આ હકીકત મારે આપને લખવી જોઇએ માટે લખું છું.

મારા નસીબને દોષ દેતો આપને એટલી વિનંતિ કરી લઉં કે હવે તેના અભ્યાસ તરફ પણ આપણે લક્ષ આપવાની જરૂર રહે છે. આ વખતે મેં તેને કેટલુંયે સમજાવ્યો, અરે ઘણી વખત તો ટાંક ટાપલી પણ કરવી પડેલી. પણ તે માને જ શાનો ? આખું વેકેશન રખડવા જ કર્યો છે અને તે જ પ્રમાણે ત્યાં પણ કરશે તેની મને બીક છે. કોણ જાણે કેમ તેને અભ્યાસ કરવો ગમતો જ નથી. એ એમ કહેતો હતો કે આપ તેને મદદ કરવા તૈયાર છો; પણ પોતાના વર્ગમાં તે પાછળ રહી ગયો છે તેથી હવે ખૂબ શરમાય છે. ત્રીજી શ્રેણીમાં તેને આ બીજું વર્ષ છે અને આ વરસે પણ પાસ થાય તેવાં ચિન્હો દેખાતાં નથી. હું આમાં આપને શું કહું ? જ્યાં મારું નસીબ જ ફૂટેલું છે ત્યાં આપ શું કરશો ? પણ મારા ઉપર દયા કરીને આપ હવે તેને સુધારશો તો મહદ્ ઉપકાર માનીશ. કાંઈ

પણ રીતે તેનું ચિત્ત રખડવામાંથી પાછું ફરે અને અભ્યાસ તરફ વળે તેવું કરવા મહેરબાની કરશો. આપ આપનાથી બને તેટલું કરશો એ જ વિનતિ. બાકી તો મારું નસીબ !

: ૭ :

એક પિતા લખે છે:—

ચિ...... આ વખતે ત્યાં થોડો વહેલો આવે છે. તેને વહેલાં નીકળવાનું હતું તે મને તેણે કહેલું નહિ તેથી તેના માટે થોડાંએક કપડાં તથા બીજી ચીજો લેવાની હતી તે રહી ગઈ છે. મેં તેને કહ્યું તો છે કે ત્યાંથી તું લઇ લેજે. પણ તેનું દુઃખ છે; એને જરૂર હોય તેવી ચીજ વસ્તુઓ વિના પણ ઘણી વખત તે ચલાવી લે છે, અને જાતે ખૂબ હેરાન થાય છે. મને આ નથી ગમતું; પણ મને તે જણાવા જ દેતો નથી ને ! એની ઉંમર હવે મોટી થઇ છે. તેની સાથે યુક્તિ પ્રયુક્તિથી માબાપને પટાવી લેવાની તાકાત પણ મોટી થઇ છે ! તેના કરકસરના દૃષ્ટિબિંદુને હું સમજી શકું છું, પરંતુ જોઇતી વસ્તુઓમાં પણ આટલી બધી કરકસર શા માટે હોય? મને ઇશ્વરે આપ્યું છે અને ચિ...... તો મારે એકનું એક ફરજંદ છે ને? મારા રાંકના ઘરે એ રતન છે. પરમાત્માએ મારા ઉપર આવું રતન સંપડાવવાની કૃપા કરી છે તો હવે મારે તેને દરેક રીતે જાળવવું એ મારો ધર્મ છે. મારી લાગણી પણ તેવી જ હોય અને છે. મેં એ રતનને આપના હાથમાં પણ એટલા માટે સોંપ્યું છે કે તે વધારે તેજસ્વી થાય અને તેની કિંમત અંકાય. આપ મારા વડીલ ભાઇ જેવા છો માટે જ તેને આપને સોંપતાં હું અચકાતો નથી. તેને કેટલી ચીજની તાત્કાલિક જરૂરીઆત છે તે મેં જાણી લીધું હતું તેથી તેની જુદી યાદી આ સાથે મોકલું છું. તેમાંની કેટલીક ચીજો તો તે લેવાનો જ નથી એ હું જાણું છું. આપ પણ તે જોઇ શકશો. તેના મનમાં હમેશાં એ ખ્યાલ રહ્યા કરે છે કે બાપુને નકામો ખર્ચ ન જ કરાવવો. પણ યાદી જોયા પછી આપની પણ ખાત્રી થશે કે તે નકામો ખર્ચ છે જ નહિ. ગયા સત્રમાં તેણે કેટલી કરકસરથી ખર્ચ કર્યો છે એ તેના હિસાબના ખાતા ઉપરથી જોઇ શકીએ છીએ. મારા વડીલ ભાઇ તરીકે હું આપને વિનતિ કરું છું કે તે ન કહે તો પણ એટલું તો આપ તેને આગ્રહપૂર્વક અપાવશો જ. જવાબ લખવા કૃપા કરશો.

બીજા પિતા લખે છેઃ—

ચિ...ને ત્યાં પહોંચતાં થોડુંએક મોડું થશે તો માફ કરશો. આપે તેના વિષે છેલ્લા અહેવાલમાં જે લખ્યું છે તે અક્ષરશઃ સાચું છે. તેના હિસાબના ખાતામાં ગયા સત્રમાં તેણે કરેલો ખર્ચ જોતાં હું તો હેબતાઇ જ ગયો! અને આ બધા ખરચો પણ કેટલા નકામા? આખા સત્રમાં ૭ બાટલી તો માથામાં નાખવાના તેલની છે અને ત્રણ દાંતીયા છે! કેળવણી માટે જરૂરી એટલાં બધાંય સાધનો લેવાની મારી ના નથી; પરંતુ આ તો ફોગટનું જ ખર્ચ લેખાય! અને તેવું ખર્ચ પણ મર્યાદામાં હોય તો ચલાવી લેવાય; પણ હદ બહારનું આવું ખર્ચ શે પોસાય? આ બાબતમાં મેં તેને ખૂબ કહ્યું છે. આપના મારા ઉપરના પત્રો ઉપરથી હું એ પણ સમજી શકું છું કે આપે પણ તે બાબતમાં શક્ય તેટલો અંકુશ રાખવાની કોશીશ કરી છે. પરંતુ મારૂં નસીબ જ એવું હોય ત્યાં આપ જેવા શું કરે! આપની પાસે ચિ...ને મૂકતી વખતે હું સહેજ ખંચાતો હતો કારણ કે આપને ત્યાંના સ્વાતંત્ર્ય વિષેની ચિત્રવિચિત્ર વાતો મને જાણવા મળી હતી. પરંતુ આખરે એક મિત્રના આગ્રહને વશ થઇને મેં તેમ કર્યું. આજે હવે મારે આપને જણાવવું જોઇએ કે મારી બીક ખોટી હતી. આપને ત્યાંનું સ્વાતંત્ર્ય અધિકારપરત્વે હોય છે એ મેં બરાબર ઓળખ્યું છે. માટે જ હું આજે મિત્રભાવે આપની પાસે માગી લઉં છું કે મારા પુત્રની બાબતમાં આપે જ હવે વિધાતા બનવાનું.

હું બહુ પૈસાદાર માણસ નથી. મારી આવકના પ્રમાણમાં મારે ખર્ચ છે જ. તેમાં વળી મારે હજી બીજાં ત્રણ બાળકોની કેળવણીનો પ્રશ્ન બાકી છે. આવે વખતે ચિ...એ પોતાના ખર્ચ ઉપર જરૂરી તેટલો કાપ મૂકવો જ જોઇએ. આ વાત મેં તેને કહી છે પણ તેના ઉડાઉ સ્વભાવ આડે તેને તે જોઇએ તેટલી ગળે નથી ઉતરતી. ટાપટીપ પાછળ કરેલો ખર્ચ પણ તેને જરૂરી જણાયો છે! હું પોતે તેની સાથે દલીલો કરતાં થાક્યો છું ને હવે તો એ વાત આપના હાથમાં જ છોડું છું. આપના હાથમાં એ પ્રશ્ન સહીસલામતીથી ઉકલી જશે તેની શ્રદ્ધા છે. છતાંયે ન જ ઉકલે તો પછી મારાં નસીબ!

હરભાઇ.

# વિચારશક્તિ

તરુણ વિદ્યાર્થીઓ સ્વતંત્ર વિચારશક્તિ મેળવે એવો લોભ આપણો સૌનો હોય છે. એવી વિચારશક્તિ મેળવવા માટે અને કેળવવા માટે શિક્ષણની દરેક પ્રકારની સંસ્થાઓ પ્રયત્ન કરે છે; તેવી રીતે આપણે છાત્રાલયવાળાઓ પણ મહેનત કરીએ જ છીએ. આપણા પ્રયત્નોમાં આપણે ત્યાંના ચર્ચાસંઘો, ગૃહપતિ સાથેની વાતચીત વગેરે મુખ્ય ગણાય. આવા પ્રયત્નો દ્વારા વિદ્યાર્થીઓ કંઈક વિચારો મેળવે છે ખરા.

પરંતુ વિચારો કેળવવાની બાબતમાં આપણે થોડુંએક વિચારવાનું રહે છે. શાળાઓ નિબંધો લખાવવાની બાબતમાં કરે છે તેનું જ કંઈક આવા ચર્ચાસંઘોમાં કે વાતચીતના પ્રસંગોમાં બને છે. નિબંધોમાં સ્વતંત્ર વિચારો આવે–ભલે પછી એ ગમે તેવા પ્રાથમિક દશાના હોય–તેના કરતાં બીજાના વિચારો ઉતારાય અને તેયે બીજાની તર્કપ્રણાલિના શબ્દો વાટે, તેવા નિબંધો ઉત્તમ ગણવા એ શાળાની આજની પદ્ધતિ છે. આવી જ રીતે ચર્ચાસંઘોમાં વિદ્યાર્થી બીજા વિચારકના વિચારો રજુ કરે અને પોતે તેને સંમત છે તેમ વાણી દ્વારા વ્યક્ત કરે એટલે તેમ બોલનાર વિચારક તરીકેનું માન મેળવી શકે છે. આપણી વાતચીતમાં પણ વિદ્યાર્થી બોલે તેના કરતાં ગૃહપતિને જ વધારે બોલવાનું હોય છે! વિદ્યાર્થી તો વચ્ચે વચ્ચે પ્રશંસાભરી દષ્ટિથી સંમતિ આપે અને બહુ બહુ તો એકાદ નાનકડી શંકા કાઢે. આમ આજે તો બીજાના વિચારોને ગમે તેમ ઝીલાવવા અને પાછા ઓકાવવા એવી પદ્ધતિ વિચારશક્તિ કેળવવાની બાબતમાં ચાલી રહી છે.

પરંતુ આ પદ્ધતિ બરાબર નથી. પારકા વિચારોને પોતાના કરવા માટે પણ તેને વાગોળવાની જરૂર રહે છે. આપણે તો બીજાના વિચારો કેટલા પ્રમાણમાં વિદ્યાર્થી બહાર મૂકી શકે છે અને આપણે રજુ કરેલા આદર્શોનો મુખપાઠ કરી શકે છે, તે જ જોવામાં રાચીએ છીએ. આ પદ્ધતિથી વિદ્યાર્થી કશું જ ઝાઝું મેળવી શકતો નથી, સિવાય કે થોડાએક વિચારોનો એંડવાડ!

વિચારશક્તિ કેળવવા માટે ઝાઝા વિચારોની કે મોટા મોટા આદર્શોની રજુઆતની કશી જરૂર નથી. વિદ્યાર્થીની કાર્યશક્તિ જેટલા પ્રમાણમાં ખીલશે, તેટલા પ્રમાણમાં તેની વિચારશક્તિ કેળવાવાની છે. જે વિચાર વિદ્યાર્થી પાસે ધરવામાં આવે અથવા તો જે આદર્શ મૂકવામાં આવે તે

વિચારને અને તે આદર્શને જીવનમાં ઉતારવાના જેટલા પ્રયત્નો થાય તેટલા પ્રમાણમાં તે વિદ્યાર્થી વિચારક બનવાનો. એક વિચાર કે એક આદર્શ પણ કાર્યમાં પરિણમે એટલે વિદ્યાર્થીની વિચારશક્તિ વિકસી સમજવી. વિચારશક્તિના વિકાસનો આધાર કાર્યશક્તિના વિકાસ ઉપર રહે છે.

હરભાઈ.

## અધ્યાપનમંદિર

કેળવણીના ક્ષેત્રમાં અધ્યાપનમંદિરની આવશ્યકતા હવે સિદ્ધ થઈ ચૂકી છે; તેનો અમલ પણ હવે તો થવા લાગ્યો છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં કામ કરતા શિક્ષકો માટે ઠેકઠેકાણે અધ્યાપનમંદિરો ખોલાય છે. જ્યાં રાજ્ય વધારે નથી કરી શકતું ત્યાં ખાનગી સાહસો ખેડાય છે અને તે ઇચ્છવા યોગ્ય પણ છે.

છાત્રાલયની સંસ્થા એ હવે કેળવણીની સંસ્થા ગણાવા લાગી છે અને તેટલા માટે છાત્રાલયના ગૃહપતિઓ માટે પણ અધ્યાપનમંદિરની જરૂરીઆત ઉભી થઇ છે. અલબત્ત, આ દિશામાં હજી શરૂઆત પણ નથી થઇ. છતાં તેની જરૂરીઆત અને ઉપયોગિતા સમાજે સ્વીકાર્યાં છે અને બહુ જ થોડા વખતમાં તેવાં અધ્યાપનમંદિરો શરૂ થઈ જશે જ. 'શ્રીદક્ષિણામૂર્તિ' સંસ્થાએ એક રીતે કહીએ તો આ વિચાર ઉભો કર્યો છે અને તેની શરૂઆત કરવાની જાહેરાત પણ એણે જ કરી છે. પરંતુ એવું અધ્યાપનમંદિર વ્યવહારમાં શરૂ કરી શકાયું નથી. એ વિચારના ઉત્પાદક અને તેવું અધ્યાપનમંદિર ચલાવવાની સિદ્ધ લાયકાતવાળા શ્રી. નાનાભાઇ લડતમાં પડ્યા અને ત્યાંથી આજે જેલનિવાસ ભોગવે છે. પણ તેમણે હાથ લીધેલું ધર્મકર્તવ્ય સફળતાથી પાર પાડ્યા બાદ અને ફરીથી તેમને આવાં કામોનો અવકાશ મળશે કે તુરત જ તેઓ અધ્યાપનમંદિરનું કામ હાથ ધરશે તેમાં શંકા નથી.

ગૃહપતિ માટેના અધ્યાપનમંદિરની વિચારણા સાથે જ છાત્રાલય જેવી વિશાળ કેળવણીની સંસ્થા માટે અધ્યાપનમંદિરને અંગે વિચારવા જોગ બે ત્રણ મુદ્દાઓ તરફ આપણું લક્ષ જવું ઘટે છે.

છાત્રાલયનો સૌથી અગત્યનો પ્રશ્ન ખોરાકનો છે. છાત્રાલયોની ઉત્પત્તિનું મૂળ કારણ તપાસતાં પણ ખોરાક મોખરે આવીને ઉભો રહે છે. મોટાં શહેરોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે ખાનગી તેમ જ શાળા કૉલેજો તરફથી ખાવાપીવાની સગવડો ઉભી કરવા માટે જે સંસ્થાઓ ઉભી કરવામાં

આવી તે આજનાં છાત્રાલયોની જનની. આપણે જેને બોર્ડિંગો કહીએ અથવા તો હોસ્ટેલ્સ કે રેસીડન્સી કહીએ તે જ છાત્રાલયોની જન્મદાત્રી. આવાં સ્થળોની ઉત્પત્તિનું મોટામાં મોટું કારણ તે જમવાની વ્યવસ્થા. આજે હવે ભલે છાત્રાલયોમાં કેળવણીના વિચારો પ્રવેશવા લાગ્યા હોય, પરંતુ તેથી કરીને મૂળ ઉદ્દેશને વિસરી શકાય તેમ નથી. છાત્રાલયોના વિચારની સાથે જ તેની ભોજનવ્યવસ્થાનો વિચાર પ્રધાનપણે આપણી પાસે ઉભો થાય છે, અને ઉભો થવો જ જોઇએ.

ગૃહપતિઓ માટેના અધ્યાપનમંદિરમાં ગૃહપતિઓને આ વસ્તુની તાલીમ આપવામાં આવશે જ. અને ગૃહપતિને પણ રાંધવા વગેરે માટે તૈયાર કરવામાં આવે જ. પરંતુ આખરે તો એ વાત છાત્રાલયોના રસોયાના હાથમાં રહેવાની છે. આ સત્ય જો આપણે બરાબર સમજીએ તો છાત્રાલય માટેના અધ્યાપનમંદિરમાં રસોયાની તાલીમ માટેનો યોગ્ય પ્રબંધ કરવાનું પણ આપણી સામે રહે જ છે. છાત્રાલયો માટે જે અધ્યાપનમંદિર ખોલાય તેમાં ઓછામાં ઓછા ત્રણ માસ માટે રસોયાનું તાલીમખાતું પણ ઉભું કરવું જોઇએ. આ તાલીમખાતામાં જુદી જુદી વાનીઓ બનાવવાનું, ઋતુ ઋતુને અનુકૂળ તેવા ભોજનનું, ભોજનમાં વિવિધતા કેમ અણાય તેનું, શાકભાજીની જાતનું, ઘી તેલના સ્વરૂપનું, પકવાપકવતાના ભાનનું, જુદા જુદા ખોરાકની શરીર ઉપર થતી જુદી જુદી અસરનું, એમ ખોરાકશાસ્ત્ર અને પાકશાસ્ત્રનું જ્ઞાન અપાવું જોઇએ. વળી ખોરાકની કઇ કઇ ચીજને સુમેળ છે અને કઇ કઇ ચીજને કુમેળ છે તે પણ તેને સમજાવવું જોઇએ. જુદી જુદી ધાતુઓની ખોરાક ઉપર અને રાંધવાની ક્રિયા ઉપર શી શી અસરો થાય છે તે પણ તેને જણાવવું જોઇએ. અને સૌથી વધારે રાંધતી વખતની સ્વચ્છતા અને સફાઇનું યોગ્ય જ્ઞાન તેમને મળવું જોઇએ. અમુક માણસો માટે ખોરાકની ચીજોનું પ્રમાણ તથા મસાલા વગેરેના પ્રમાણનું ભાન પણ તેને હોય જ. ટૂંકમાં વિદ્યાર્થીના શરીર બંધારણમાં ખોરાક, રાંધવાની કળા, પીરસવાની કળા, વગેરેની કેવી કેવી જાતની અસર થાય છે તેની તાલીમ રસોયાને મળવી જરૂરની છે.

ખોરાકશાસ્ત્ર, પાકશાસ્ત્ર, પીરસવાની કળા વગેરે હાથ કર્યા પછી પણ રસોયાને એક અતિ મહત્ત્વનો મુદ્દો હાથ કરવાનો રહે છે અને તે વિદ્યાર્થી તરફનો માતૃવત્ પ્રેમ. આવો પ્રેમ લાગ્યો લવાતો નથી એ આપણે સમજીએ છીએ. પરંતુ રસોયાની લાગણીઓને અવકાશ મળે–તેનો વિકાસ થાય–

પરંતુ સંચાલકોમાં અને વિદ્યાર્થીઓમાં 'મહેમાન દૃષ્ટિ' પેસી જાય છે ત્યારે ખૂબ માઠાં પરિણામો આવવાનો ભય રહે છે. આ 'મહેમાન દૃષ્ટિ' એટલે મહેમાન કઇ દૃષ્ટિથી જોશે તેનો ખ્યાલ, અને તેની દૃષ્ટિને બધું જ પથ્ય દેખાય તેવી વિચારસરણી. કોઇ પણ મહેમાન આપણે ત્યાં આવી ચડે અથવા તો આવવાની ખબર પડે કે તરત જ આપણે પહેલો વિચાર એ કરીએ છીએ કે મહેમાન કઇ જાતના છે, એની સામાજીક પ્રતિષ્ઠા કેટલી છે અને છાત્રાલય જોયા પછી તે કઇ દૃષ્ટિથી વાત કરવાના છે, અથવા તો સમાજમાં શું કહેવાના છે. આ વિચાર છાત્રાલયના સંચાલકો પાસે આવ્યા પછી મહેમાન સાથેની ગૃહપતિની વાતચીત, મહેમાન સાથેની વિદ્યાર્થીઓની ગોષ્ટી અને આખા છાત્રાલયની વ્યવસ્થા તેટલા વખત માટે એ ધોરણ ઉપર રચાય છે. કેટલીક વખત તો એમ પણ બનવા પામે છે કે કોઇ મોટા મહેમાન માટે છાત્રાલયના આખાયે વાતાવરણને ખૂબ કૃત્રિમ બનાવી દેવું પડે! છાત્રાલયના વિદ્યાર્થીઓ આવી પરિસ્થિતિ ઓળખી કાઢી શકે છે; ઘણી વખત તો તેમને તે રુચતું પણ નથી હોતું. પરંતુ આ તો વારંવાર બનતા બનાવો હોય છે, તેમ જ બીજાં પણ અનેક છાત્રાલયોમાં આમ બનતું હોય છે તેથી વિદ્યાર્થી તેમાં ટેવાઇ જાય છે.

આ પ્રકારની મહેમાન દૃષ્ટિ સંસ્થાને હાનિકર નીવડે છે. સંસ્થાના વિદ્યાર્થીઓ અને સંચાલકો, અરે, સામાન્ય નોકરો સુદ્ધાં પોતાના તમામ કામકાજને મહેમાનની દૃષ્ટિથી જ ચલાવવા ટેવાઇ જાય છે. પરિણામે આખીયે સંસ્થાના વાતાવરણમાં બહિર્મુખતા પ્રવેશી જાય છે. આવી સંસ્થામાં ઘણું ઘણું સુંદર ચાલી રહ્યું હોય છે તે સાચું; પરંતુ એ બધુંય સુંદર સુંદર તે સુંદર હોય છે માટે નહિ પણ બીજાને તે સુંદર દેખાવું જોઇએ માટે ચલાવવામાં આવે છે. આવી બહિર્મુખ દૃષ્ટિ વ્યક્તિના જીવનમાં પ્રવેશે છે ત્યારે વ્યક્તિના સમગ્ર જીવનને તે કૃત્રિમ અને ઢોંગી બનાવી મૂકે છે. આવી બહિર્મુખતાથી મહેમાનો પણ છેતરાઇ જાય છે. અને એ રીતે છાત્રાલયના વિદ્યાર્થીઓ, સંચાલકો અને જોવા આવનાર મહેમાનો બધાય વંચનાના વમળમાં પડી અરસપરસ વંચનાની જ લેવડદેવડ ચલાવ્યા કરે છે.

છાત્રાલય જેવી સાર્વજનિક સંસ્થામાં આપણે વધારે પ્રમાણમાં અંતર્મુખતા લાવવાની જરૂર છે. છાત્રાલયનાં તમામ પ્રકારનાં કામકાજો બીજા કોઇની દૃષ્ટિથી નહિ પણ વિદ્યાર્થીઓની દૃષ્ટિથી અને છાત્રાલય સમગ્રની

દૃષ્ટિથી જ ચાલવાં જોઇએ. છાત્રાલયના સંચાલકો અને વિદ્યાર્થીઓમાં એટલી હિંમત અને એટલી આત્મશ્રદ્ધા આવી જવાં જોઇએ કે જેથી સામાની દૃષ્ટિનો વિચાર કર્યા વિના પોતાનું કામકાજ ચલાવ્યે જ જાય. છાત્રાલયમાં ચાલતું કામકાજ સર્વાંગ સુંદર જ હોય તેમ માનવાનું કારણ નથી; તેમ માનવું તે ભૂલ પણ છે. છાત્રાલય એ જુવાન વિદ્યાર્થીઓનું પ્રયોગક્ષેત્ર હોય છે અને તેથી પ્રયોગમાં જે ત્રૂટીઓ રહેવાનો સંભવ છે તે અહીં પણ છે જ. વળી છાત્રાલયનો કોઇ એક પ્રયોગ સિદ્ધ થઇ ચૂક્યો હોય તેમ પણ ન બને. એકાદ પ્રયોગ ચોક્કસ સિદ્ધિ મેળવી લે તો પણ છાત્રાલયમાં તો નવા નવા જુવાનોની ભરતી થયા જ કરે છે. જુવાનોની એક પેઢીને જે વસ્તુ સાચી લાગી હોય તે બીજી પેઢીને ન પણ લાગે. છાત્રાલયના સંચાલકોએ પોતાના વિદ્યાર્થીઓ સાથે મળીને એકાદ બાબતનો કાયમી તોડ આણ્યો હોય પરંતુ નવા વિદ્યાર્થીઓની ભરતી થતાં તે તોડ રદ કરવો પડે. આમ છાત્રાલય એ તો નિત્ય નવીન અને નિત્ય જુવાન સંસ્થા છે. આથી છાત્રાલય જોવા આવનાર કોઇ પણ માણસ કોઈ પણ પ્રકારની ચોક્કસ નિયમબદ્ધતા કે રૂઢિ પ્રણાલિકાની અપેક્ષા રાખે તો તેમાં તે નિરાશ જ થાય. વળી છાત્રાલયમાં આજે આકર્ષક તેવી નિયમિતતા અને સુઘડતા દેખાય અને છ માસ બાદ તેમાં થોડીએક શિથિલતા આવેલી જણાય. નવી ભરતીના પરિણામે આવા ફેરફારો અપરિહાર્ય હોય છે; તેથી છાત્રાલયની પ્રતિષ્ઠામાં સહેજ પણ ઘટાડો થશે તેમ માનવાનું કારણ નથી. છાત્રાલય એ તો એક વહેતા ઝરા જેવી નિત્ય નવા પ્રવાહથી ભરપૂર સંસ્થા છે. તે કોઇ બાંધેલા આરાવાળું તળાવ નથી. માટે જ છાત્રાલયમાં આજે દેખાતી વસ્તુ પાછી બે વર્ષે પણ જો એમની એમ જ હોય તો તેમાં તેનો વિકાસ નથી તેમ સમજવું. છાત્રાલયમાં થતા નિત્ય ફેરફારો તેની જુવાની અને નવીનતાના સૂચક છે.

આવી સંસ્થાઓ જોવા આવનાર મહેમાનોને પણ એ વાતથી જ્ઞાત કરી દેવા જોઇએ કે સંસ્થાઓમાં ખરૂં જોવાનું તે એમનું નૈસર્ગિકપણું હોય છે. છાત્રાલયોમાં જે પ્રવૃત્તિઓ ચાલતી હોય તેને તેના નગ્ન સ્વરૂપમાં જોવી એ જ તેનું સાચું નિરીક્ષણ છે. છાત્રાલય જેવી સંસ્થાઓમાં વસતા વિદ્યાર્થીઓમાં પણ એટલી નિડરતા આવી જવી જોઇએ કે તેઓ કોઇની પણ શેહમાં દબાયા વિના જેવા હોય તેવા દેખાય. વિદ્યાર્થી આટલા નિડર થઇ જાય અને જોવા આવનાર મહેમાનોની જોવાની દૃષ્ટિ ફરી જાય તો પછી બંને એક બીજાને બરાબર સમજી શકવાના છે. આવા મહેમાનો અને

આવા વિદ્યાર્થીઓ પછી એક બીજાની ખૂબ નજીક આવે તો તેમાં બંનેને લાભ થાય છે. જોવા આવનાર વિદ્યાર્થીઓને બરાબર ઓળખી શકે છે અને વિદ્યાર્થીઓ પણ જેવા હોય તેવા પોતાના સ્વરૂપને તેની પાસે ધરી શકે છે. જોનાર વિદ્યાર્થીનો મિત્ર અને પ્રશંસક બની શકે છે, અને વિદ્યાર્થીઓ પોતાની ત્રુટીઓનો જે કંઈ માર્ગ તેની પાસેથી મળી શકે તેમ દેખે તો વગર સંકોચે અને આનંદપૂર્વક તેવો માર્ગ મેળવી શકે છે.

હરભાઈ.

## આવતો અંક વી.પી. થશે.

જાનેવારીથી 'છાત્રાલય' નું વર્ષ બદલાય છે એટલે નવું લવાજમ રૂપીઓ એક મોકલી આપશો. ૨૦મી જાનેવારી પછી રૂ. ૧-૨-૦ નું વી.પી. લવાજમ માટે આપના ઉપર રવાના થશે. વી.પી. આ વખતથી પોસ્ટ ઓફિસે દસને બદલે ત્રણ દિવસ જ રાખવાનું ઠરાવ્યું છે. એટલે જરા આળસમાં રહેશો તો 'છાત્રાલય'ને તો બે આના ખર્ચ લાગશે જ. આપણે તે બચાવી મંડળનું દ્રવ્ય વેડફાતું અટકાવવું હોય અને સાથે આપને પણ બે આનાનો વધારે ફાયદો કરવો હોય તો મનીઓર્ડરથી તુરત લવાજમ મોકલી આપો. વી.પી.થી રૂ. ૧-૪-૦ કુલ ભરવા પડે છે. મનીઓર્ડરમાં રૂ. ૧-૨-૦ નું જ ખર્ચ છે.

કૃપા કરી આ બાબત ધ્યાનમાં લેશો ? વ્યવસ્થાપક



## આ અંકના પરબીડિયા ઉપરનો આપનો ગ્રાહક નંબર નોંધી લેશો.

**લવાજમ મોકલતી વખતે તેમ જ બીજા પત્રવ્યવહાર માટે ગ્રાહક નંબર લખશો તો અનુકૂળતા થશે.**

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઈ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઈ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૫ મું
૧૯૩૧

અંક ૧ લો
જાન્યુઆરી

:: તંત્રી ::
હરભાઇ ત્રિવેદી

દરેક આત્માને શાંતિ રુચે છે, અશાંતિ નહિ.
દરેક આત્માને વ્યવસ્થા જોઇએ છીએ,
અવ્યવસ્થા નહિ.
દરેક આત્માને સુઘડતા ભાવે છે, ગંદકી નહિ.
દરેક આત્માને પ્રેમની ઝંખના છે, વેરની નહિ.

અને

દરેક આત્માને આ બધાં તત્ત્વોમાંથી જન્મતા સુખની વાંચ્છના છે; તેના અભાવે પેદા થતા દુઃખની નહિ.

# નવું વર્ષ

ચાલુ માસથી "છાત્રાલય" નવા વર્ષમાં પ્રવેશ કરે છે. છેલ્લાં ચાર વર્ષો પસાર કરી શકાયાં છે તે જગન્નિયંતાની કૃપા. ચાલુ વર્ષ એ જ પરમાત્મા નિર્વિઘ્ને પાર પાડે તેવી આપણી સૌની પ્રાર્થના.

ગત વર્ષ ભારે કટોકટીનું પસાર થયું ગણી શકાય. ગત વર્ષની શરૂઆતમાં જ અમદાવાદ મુકામે છાત્રાલય સંમેલનની ત્રીજી બેઠક થઈ અને તે વખતે 'છાત્રાલયે' અનેક અવનવીન આદર્શો રચ્યા. એ આદર્શોની દિશામાં એક પગલું પણ માંડીએ ત્યાં તો પૂજ્ય ગાંધીજીનું મહાભિનિષ્ક્રમણ થયું, અને આપણા તમામનું જીવન એકધારું એ દિશામાં વહેવા લાગ્યું. એ મહાભિનિષ્ક્રમણની સાથે જ કેળવણીકારનું ઘડીભરનું ક્ષેત્ર બદલાયું. કેળવણીના ભવ્ય આદર્શો પોતાની સિદ્ધિ અર્થે જે સંપૂર્ણ સ્વાતંત્ર્યની અપેક્ષા રાખે છે તે સ્વાતંત્ર્ય અર્થે આપણો દેશ એક અભૂતપૂર્વ એવા ધર્મયુદ્ધે ચઢ્યો. રાષ્ટ્ર કેળવણીનું સુકાન બદલાયું. તેનો કર્તવ્યપંથ ન્યારો બન્યો.

મે માસની મધ્યમાં આ પત્રના તંત્રી શ્રી. નૃસિંહપ્રસાદ ભટ્ટ આ અહિંસાત્મક યુદ્ધમાં પડ્યા. તેમણે વીરમગામ તાલુકાની સરદારી સ્વીકારી. અહીંની તેમની ગેરહાજરી દરમ્યાન 'છાત્રાલય'નું તંત્ર મારા શીર ઉપર આવી પડ્યું. જે જે ભાઈઓ 'છાત્રાલય'ને વિચારની કે નાણાંની મદદ કરતા હતા તેમાંના ઘણા ખરા જેલવાસી થયા. ઑક્ટોબરની આખરમાં શ્રી. નાનાભાઇ પણ સરકારના મહેમાન બન્યા. અને ત્યારથી તો કામે અને નામે બન્નેએ હું તંત્રી બન્યો—બનવું પડ્યું !

ગત વર્ષની આવી પરિસ્થિતિમાં 'છાત્રાલય' પત્ર મારફતે ગુજરાત કાઠિયાવાડનાં છાત્રાલયોની જે પ્રકારની સેવા કરવાના અમે મનોરથો સેવ્યા હતા તે પાર પાડી શક્યા નહિ હોઇએ. 'છાત્રાલય' મારફત જે અનેક પ્રકારના કોયડાઓનો ઉકેલ આણવા અમે ઇચ્છતા હતા તે ઇચ્છાઓ બર નહિ લાવી શકાઇ હોય; અને છતાંએ 'છાત્રાલય'ના તમામ વાંચનારાઓએ જે ઉદાર દૃષ્ટિથી 'છાત્રાલય'ને નભાવ્યું છે તે બદલ અમે તેમના ખરેખર ઋણી છીએ. અને ઇચ્છીએ છીએ કે 'છાત્રાલય' ઉપર તેઓ તેવી જ મીઠી નજર રાખે અને હરેક જાતનો સહકાર આપે. આવતું વર્ષ, મિત્રોના એવા સહકારથી સફળતાપૂર્વક પૂરું થાઓ તેવી પરમ કૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના છે.

તંત્રી.

# આજના યુવાનને*

૧૯૨૦ માં હું ભાવનગર પહેલી વાર આવ્યો. આજે એને દશ વર્ષ થઇ ગયાં. તમે જો એ સમય દરમ્યાન મને બોલાવ્યો હોત તો તમને પ્રિય થઇ પડે એવું ઘણું ઘણું મેં તમને કહ્યું હોત. આજે શ્રીદક્ષિણામૂર્તિના ચિત્રકાર સોમાભાઇનાં ચિત્રો જોવા હું ગયો. તેમનાં ચિત્રો જોઇને મુગ્ધ થઇ ગયો. પરંતુ હજી પણ મનમાં શંકા રહ્યા કરે છે કે મેં એમાં વખત ગાળ્યો એ યોગ્ય કર્યું છે કે કેમ? ભારતવર્ષના સ્થાપત્ય અને કલા ઉપર હું આશક થએલો છું. જો તમે મને પહેલાં બોલાવ્યો હોત તો કલા, શિલ્પ, સાહિત્ય, કાવ્ય, સમાજશાસ્ત્ર, ઇતિહાસ કે અર્થશાસ્ત્ર ઉપર તમને હું ઘણું કહી શક્યો હોત. પણ આજે નહિ. આજનો સમય જુદો છે.

મુંબઇના શહીદ બાબુરાવને માટે તમે હમણાં પ્રાર્થના કરી. અત્યારે હું એ પ્રાર્થનામય છું એમ કહું તો ચાલે. મુંબઇમાં એ સ્થાન મેં જોયું છે. લોકો ત્યાં ફૂલો ચડાવી પૂજા કરે છે. એ સારૂં કરે છે કે ખરાબ એ તો કોણ જાણે. ભાવના ડાહી પણ હોય અને ગાંડી પણ હોય. ભાવના ડહાપણ અને ગાંડપણથી પર છે. તમે એ ભાવના ઝીલો. તમે એ બલિદાનનું મહત્ત્વ સમજો.

વીર બાબુ ગેનુ માટેની તમારી લાગણી જોઇ મારી નિરાશા સહેજ ઓછી થઇ. તમારા હૃદયમાં પણ દેશને માટે લાગણી વસેલી છે. પણ તમારામાંથી કોઇએ પોતાના અંગ ઉપર એક પણ વિદેશી કપડું નહિ પહેર્યું હોય એમ હું માની લઉં? જેઓએ વિદેશી કાપડ પહેર્યાં છે તેઓ જો વીર બાબુગેનુ માટેની પ્રાર્થના વખતે ઉઠીને બહાર ચાલ્યા ગયા હોત તો મને તેઓ તરફ માન થાત. જે વિદેશી કાપડને હદપાર કરવા માટે બાબુ ગેનુએ અક્ષરશઃ પોતાના પ્રાણ પાથર્યા તે પરદેશી કાપડ તમે કેમ પહેરી શકો?

તમે મને બોલાવો છો; પણ હું શું કહું? આપણી ન્યાત ભિન્ન છે. તમે લડાઇના કેવળ પ્રેક્ષકો છો, અને હું સૈનિક છું. અમે આમરણાન્ત લડી લેવા નીકળ્યા છીએ. એવે વખતે હું પ્રેક્ષકોને સહી શકતો નથી. તમે દુશ્મન બનજો, પણ પ્રેક્ષકો ન બનતા.

*ભાવનગરની શામળદાસ કોલેજમાં તા. ૧૭-૧૨-૩૦ના રોજ આપેલું વ્યાખ્યાન.

મ્હૈસુરની યુવક પરિષદમાં અમેરિકન મિશનરી રેવ૦ મોટ આવ્યા હતા. ત્યાંથી પાછા ફરતાં તેઓ ગાંધીજીને મળવા આશ્રમમાં આવ્યા. દુનિયાના યુવકોના માનીતા રેવરંડ મોટ દસ મિનિટમાં ગાંધીજીને શું પૂછશે એ કુતુહળે હું પણ ત્યાં ગયો. ભૂખ્યા વરુની પેઠે એમણે એક પછી એક પ્રશ્નપરંપરા શરૂ કરી. બીજી વાતો નહિ કરૂં. બે પ્રશ્નોએ મારૂં ખૂબ ધ્યાન ખેંચ્યું. "તમારા જીવનમાં એવી કઇ એક વસ્તુ છે કે જેના આનંદમાં તમે કટોકટીને સમયે પણ ટકી શકો છો ?" રેવ૦ મોટે પૂછ્યું. ગાંધીજીએ જવાબ આપ્યો: "હિન્દુસ્તાનની પ્રજામાં જ્ઞાન કે બીજું કશું હોય કે ન હોય; હિન્દુસ્તાનની પ્રજાના સ્વભાવમાં અહિંસા રહેલી છે. આ એક શ્રદ્ધા મને ટકાવી રહેલી છે. આ શ્રદ્ધામાં વિશ્વાસ રાખીને મારી પ્રજા દ્વારા જગતને હું અદ્વિતીય એવી ક્રાંતિ કરી દેખાડવાની ઉમેદ રાખી શકું છું. બીજી પ્રજાઓ ગમે તેટલી સંસ્કૃત હોય, પણ યુદ્ધ સમયે પશુની માફક હિંસક બને છે. ભારત વર્ષની નાડીમાં અહિંસા રહેલી છે." રેવ૦ મોટે બીજો પ્રશ્ન પૂછ્યો: "તમને સૌથી વધારેમાં વધારે ચિંતાજનક અને દુઃખદ કઇ વસ્તુ છે ?" "ભારતવર્ષના ભણેલા લોકોની Hardness of hearts." બાપુજીએ જવાબ શરૂ કર્યો. "અંગ્રેજી કેળવણીની કુટિલતાએ તેઓના હૃદય પાષાણ જેવાં બનાવી મૂક્યાં છે." હું ચિંતામાં પડ્યો. મારા મનમાં બીક પેઠી કે ગાંધીજી જેઓની ઉપર અજબ શ્રદ્ધા રાખી બેઠેલા છે એવા ગ્રામ્ય જનોને કેળવણી આપી તેમને કેળવાએલા એટલે પાષાણહૃદયી તો નથી કરી રહ્યો ને ? રાષ્ટ્રીયતાનાં લેબલ મેળવવાથી વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય નથી થતા. રાષ્ટ્રીય વિદ્યાર્થીઓ પણ તમારા ચેપમાંથી બચી નથી શકયા. એ ચિંતામાં ને ચિંતામાં મેં બે રાત ઉજાગરા કર્યા. પરંતુ જ્યારે ગાંધીજીની કૂચ સાથે એક વિદ્યાર્થીના અપવાદ સિવાય વિદ્યાપીઠના સૌ વિદ્યાર્થીઓ નીકળી પડ્યા ત્યારે મને નિરાંત થઇ. અને બીનપગારે મારા અધ્યાપકો પણ લડતમાં જોડાયા અને મારા આનંદનો પાર ન રહ્યો.

છાપાંઓમાં મેં વાંચ્યું કે ગૂજરાત કોલેજની ઉપરનું પિકેટીંગ સફળ થયું. પણ જ્યારે મેં સાંભળ્યું કે એ વિદ્યાર્થીઓ કોલ્હાપુરથી ભાવનગર સુધી પ્રસરી ગયા છે ત્યારે મને ખૂબ દુઃખ થયું. તેઓ જો એ પિકેટરોનો સામનો કરી ત્યાં જ રહ્યા હોત તો મને તેમને માટે માન ઉપજત. પણ તેમણે પલાયનનો-કાયરનો માર્ગ સ્વીકાર્યો.

મેં આટલું કહ્યું છતાં તમને શું કહેવું તેના હું વિચારમાં છું. તમને રોજ નવી નવી વાતો જોઈએ છે. પણ નવું હું ક્યાંથી કાઢું ? દેશભક્તિ અને દેશધર્મના ઉદ્‌ગારો સાંભળી સાંભળીને તમારાં હૃદયો રીઢાં થઈ ગયાં છે. ખાદી વિષે સાંભળી સાંભળી તમે કંટાળ્યા છો. પણ હું તો તમને ખાદી પહેરવાનું જ કહેવાનો. અમે જ્યાં સુધી છીએ ત્યાં સુધી હું હિન્દમાં વિદેશી કાપડનો એક ટુકડો સુખેથી ન વેચાય એ અમારો સંકલ્પ છે. તમે કોલેજ ન છોડી શકો, તોય રેંટિયો ચલાવી શકો છો, ખાદી ધારણ કરી શકો છો. જો તમે એમ કહો કે ખાદીમાં કલા નથી તો હું તમને એમ કહું કે કલા વિષે તમને કશી ગતાગમ નથી. કલકત્તામાં મારા એક મિત્ર છે. તેમણે માત્ર કલા ખાતર જ ખાદી પહેરવી સ્વીકારી છે. તમે ધીમે ધીમે કંટાળીને ખાદીનો વિરોધ કરવો છોડી દીધો છે એ એક સારું ચિન્હ છે. કંટાળીને એમ હું જાણી જોઈને કહું છું. તમે તત્ત્વ ખાતર વસ્તુ નથી લેતા. નવી વસ્તુ ભાળીને સ્વીકારી લો છો. એ જેમ જેમ જૂની થતી જાય તેમ તેમ કંટાળતા જાવ છો; અને છેવટે છોડી દો છો. પણ અમે તો તમને રોજ રોજ એની એ જ વસ્તુ કહેવાના. બીજું કશું સાંભળવાની મારી પાસેથી અપેક્ષા ન રાખશો. હું પુના ગયો હતો. એક કોલેજમાં ભણતા જુવાન મને મળવા આવ્યા. મને કહે કે "જોખમનું કે બીજા કશાનું જોખમ ન હોય એવો અમને કાર્યક્રમ ન બતાવો ?" હું મારી જાતને કાબુમાં ન રાખી શક્યો. હું મારો ધર્મ ચૂક્યો. મારાથી ન રહેવાયું અને સહેજ કડવું બોલી જવાયું: "કેમ નહિ ? ગાંધીજીએ જોખમવાળો બધો કાર્યક્રમ તો બ્હેનોને સોંપ્યો છે, એટલે જોખમ વિનાનાં ઘણાં કામ કર્યા વિનાનાં પડી રહ્યાં છે." એને ગમે તેમ તોય તે પણ મારો એક દેશબાંધવ હતો ને ? મેં એને સમભાવપૂર્વક ઘણાં કામો બતાવ્યાં. તમે એવો જોખમ વિનાનો કાર્યક્રમ તો મારી પાસે નહિ માગો ને ? નહિ માગો એમ માની લઉં છું.

આપણે લોકો આ કેળવણીની બહુમતીમાં અટવાઈ કરીઅર અને સલામતી શોધવા જતાં નામર્દ બની ગયા છીએ. આપણામાં આત્મવિશ્વાસ રહ્યો નથી.

તમને હું બીજું કશું નથી કહેતો. તમને જેલમાં જવાનું, લાઠી ખાવાનું કે આ કોલેજ છોડવાનું પણ નથી કહેતો. જો એમ કરવાની તમારામાં શક્તિ હોત તો મારે અહીં આવવું પણ ન પડત. પરંતુ તમને હું એક જ વસ્તુ કહું છું. તમે આ કરીઅર અને પરીક્ષાની ઘરેડ છોડો.

એ છોડ્યા પછી તમારામાં આત્મશ્રદ્ધા અને હિંમત આવશે.

તમે મને આજે કેમ બોલાવ્યો છે તે હું જાણું છું. ગાંધીજી પાસે પાંચ મહિના અને દસ દિવસ રહીને આવ્યો એટલે તમે મને અદેખાઇથી પીખી નાખશો એમ જાણતો જ હતો. તમને ગાંધીજી તરફ પ્રેમ અને માન છે એ હું જાણું છું. તમને તેમને વિષે કશુંક જાણવાની જીજ્ઞાસા હોય તે પણ સ્વાભાવિક છે. જ્યારે તેઓ પ્રથમ જેલમાં ગયા ત્યારે તમારી જેવા વિદ્વાનોથી ડરીને એમણે ખૂબ ખૂબ વાંચી લીધું. તમારામાં જો જીજ્ઞાસા હોય તો જૂનાં 'યંગ ઇન્ડીયા' ઉથલાવી એ ચોપડીઓની યાદી જોઇ લેજો. તમે આશ્ચર્યચકિત થઇ જાવ એટલું તેમણે વાંચ્યું અને ઉપરાંત ઘણું લખ્યું. પરંતુ આ વખતે ? આ વખતે તેમણે રેંટિયા સિવાય કશી પ્રવૃત્તિ હાથ ધરી જ નથી. એ બધું વાંચીને એમણે જોઇ લીધું કે સાચી વસ્તુ રેંટિયો છે. તેમણે રેંટિયાને તારણહાર માન્યો છે. ગરીબોને એક રૂપિયામાં સર્વાંગ સુંદર રેંટિયો મળે એવું કરવા તેઓ રેંટિયા ઉપર અથાગ પ્રયોગો કરી રહ્યા છે. રેંટિયા અને ગીતામાં તેઓ પોતાનો બધો વખત ગાળે છે.

તેઓએ ખોરાકમાં તાજાં ફળ તેજી દીધાં છે એ તો તમે જાણો જ છો. પણ તેમનો સાચો ખોરાક તો પ્રજાની અહિંસાપરાયણતા છે. એ રાષ્ટ્રીય દેહ છે. રાષ્ટ્રની વૃત્તિની તેમના શરીર ઉપર ભારે અસર થાય છે. મારો એક વિદ્યાર્થી મારી સાથે લડીને સરકારી કોલેજમાં ભણવા ગએલો. બાપુજીએ કૂચ કરી ત્યારે ફરી બાપુ પાસે એ આવ્યો અને અભ્યાસ છોડી લડતમાં જોડાયો. એના આનંદમાં ગાંધીજી બીજે દિવસે ૧૦ માઇલ વધારે ચાલી શક્યા.

ખેડા જીલ્લાના વીર ખેડુતોને મેં કહેલું કે ગાંધીજીનો સાચો ખોરાક તો તમારી ટેક છે, તમારી તાલીમમય અહિંસાપરાયણતા છે. એ અહિંસાપરાયણતાને લીધે તો ગાંધીજી ટકી રહ્યા છે.

જ્યારે મારે તેમનાથી છૂટા પડવાનું થયું ત્યારે તેમણે મને કહ્યું કે તું પિકેટીંગમાં નહિ પડતો. એ શું, પિકેટીંગ ? કાપડનું ? ના, વિદેશી કાપડ તો હિન્દમાંથી જવું જ જોઇએ એ અમારો દૃઢ નિશ્ચય છે અને કાપડીઆઓને હૃદય છે એવી અમારી માન્યતા છે. ત્યારે દારૂનું ? ના. દારૂડીઆઓમાં પણ હૃદય અને સમજશક્તિ રહેલાં છે એવી અમારી ખાત્રી છે. ત્યારે એ શું પિકેટીંગ ? હું એ શબ્દો નહિ બોલું.

કાકાસાહેબ કાલેલકર.

## બીજા ખાતર

'મારા ખાતર' એ વિચારસરણી પાછળ મતાગ્રહ રહેલો છે. એક કામ વિદ્યાર્થીને ગમે કે ન ગમે પણ 'મારા ખાતર' તેની પાસે તે કરાવવું તેની પાછળ મારા મતનો દુરાગ્રહ તેના ઉપર લાદવો એવી બુદ્ધિ ઘણે મોટે અંશે રહેલી છે. આજના લગભગ તમામ વડીલો આવી બુદ્ધિથી પ્રેરાઇને જુવાનીયાઓ પાસે ઘણાં કામ કરાવવાની અપેક્ષા રાખે છે. આજના જુવાનો તે ઇચ્છતા નથી અને તેથી જ જુવાન અને વડીલ વચ્ચેનું ઘર્ષણ વધતું દેખાય છે. આવા ઘર્ષણના પરિણામે બન્ને વચ્ચેનું અંતર પણ વધે છે અને પછી તો એક બીજાને સાચા અર્થમાં સમજવાની પણ બન્ને પક્ષ ના કહે છે. જેમ વડીલ ખાતર જુવાને કરવું જોઇએ તેમ માનનાર વડીલ વર્ગ મોટો, તેમ જ વડીલ ખાતર પોતે કરવું જોઇએ તેમ માનનાર જુવાન વર્ગ પણ નહિ જેવો, બલ્કે શૂન્ય. આવી સ્થિતિમાં વડીલ અને જુવાન વચ્ચે મેળ બેસતો જ નથી. આવો મેળ બેસારવો હોય તો વડીલ વર્ગે 'મારા ખાતર'ના વિચારને તિલાંજલિ આપવી જોઇશે. એક વસ્તુ મને ગમે છે માટે મારાથી નાનાએ તે કરવી જોઇએ; એક વસ્તુ મને ઉપયોગી લાગે છે તેથી મારાથી નાનાએ તેને પણ તે ઉપયોગી થશે તેમ સ્વીકારવું જોઇએ; એક વસ્તુમાં મને નીતિ દેખાય છે માટે મારાથી નાનાએ પણ તેમાં નીતિ જોવી જોઇએ. એ પ્રકારની વડીલની વિચારસરણી ટકી શકે નહિ, ન ટકવી જોઇએ. સ્વમતનું નિવેદન એક વાત છે; સ્વમતનો દુરાગ્રહ બીજી વાત છે. 'મારા ખાતર' એમ બોલનાર અને વિચારનાર વડીલ મતાગ્રહી છે.

'બીજા ખાતર' એ વિચારસરણી પાછળ સત્યાગ્રહ રહેલો છે. એક વસ્તુ મને વડીલ તરીકે પસંદ હોય કે નાપસંદ હોય, તે જ વસ્તુ મારાથી નાનાને પણ પોતા પૂરતી પસંદ હોય કે નાપસંદ હોય, પણ તે જ વસ્તુ બીજાના હિતમાં હોય, તે જ વસ્તુથી બીજાની સેવા થતી હોય, તે જ વસ્તુ બીજાના શુભને માટે હોય તો તેનો આગ્રહ વડીલે રાખવો અને જુવાન પાસે રખાવવો. આવા આગ્રહની પાછળ વડીલ કે જુવાન કોઇનો કશો હલકો સ્વાર્થ કે હલકી વૃત્તિ પોષાતાં નથી હોતાં તેથી તેવો આગ્રહ તે શુભ આગ્રહ છે-સત્યનો આગ્રહ છે. આવા શુભાગ્રહમાં-સત્યાગ્રહમાં બીજાનું કલ્યાણ જ થાય છે અને થવાનું છે તેની ઝીણવટથી ખાત્રી કરેલી હોવી

જોઇએ એ તો નિર્વિવાદ છે. જેમ 'મારા ખાતર' એ વિચારસરણીવાળા મતાગ્રહથી શું અને કેટલું નુકશાન થવાનું છે તે ઓળખી કાઢવું વિકટ છે; તેવી જ રીતે 'બીજા ખાતર' ની વિચારસરણીના શુભાગ્રહથી બીજાને શું અને કેટલું કલ્યાણ થવાનું છે એ શોધી કાઢવું તેથી પણ વધારે વિકટ છે. જેમ કેટલુંક સારૂં હોય છે પણ સાચું નથી હોતું, જેમ કેટલુંક રંગીવિક હોય છે પણ વિકાસક નથી હોતું, તેમ જ 'બીજા ખાતર' નો આગ્રહ શુભ હોય છે પણ સત્ય નથી પણ હોતો. આ સૂક્ષ્મ ભેદ દરેક શુભાગ્રહીએ પિછાનવાનો તો રહે જ છે.

મતાગ્રહીને પોતાના મતાગ્રહનું પાલન કરાવવા માટે સામા ઉપર જુલમ કરવો પડે છે, જ્યારે શુભાગ્રહીને-સંસાગ્રહીને પોતાના આગ્રહનું પાલન કરાવવા માટે પોતા ઉપર નિર્દય બનવું પડે છે અને દુઃખ વ્હોરી લેવું પડે છે. જે પરિસ્થિતિ સામા ઉપર આપણને નિર્દય બનાવે તે મતાગ્રહ, અને જે પરિસ્થિતિ આપણા ઉપર આપણને નિર્દય બનાવે તે શુભાગ્રહ. આ કસોટી ઉપર ચડાવી જોતાં જણાય છે કે 'મારા ખાતર' વિચારનાર મતાગ્રહી છે અને 'બીજા ખાતર' વિચારનાર શુભાગ્રહી છે.

હરભાઇ.

## હમણાં આવું છું!

: ૧ :

[ગૃહપતિ પોતાની ઓશરીના હીંડોળા ઉપર બેઠા છે. હાથમાં તાજું આવેલું છાપું છે; તેનાં પાનાં ફેરવતા જાય છે અને વચ્ચે વચ્ચે ઓશરીના ખૂણામાં તોફાન મસ્તી મચાવતાં બાળકોને તેમ નહિ કરવા હાકલ મારતા જાય છે. વેલજી નામનો વિદ્યાર્થી પ્રવેશ કરે છે, અને ઓશરીના પહેલા પગથિયા ઉપર અદબ વાળી ઉભો રહે છે. થોડીવારે ગૃહપતિ બાળકોને કંઇ કહેવા માટે છાપામાંથી ઉંચું માથું કરે છે તે વખતે વેલજીને દેખી જાય છે.]

ગૃહપતિ: "કેમ વેલજી, ત્યાં કેમ ઉભા છો? ઉપર આવો જોઇએ."

[વેલજી ધીમે પગલે ઉપર આવે છે, અને હીંડોળાની સામે આવીને ઉભો રહે છે.] "કેમ, આજ ક્યાંય ઉતાવળ નથી? નવરા તો થઇ ગયા હશો. ન્હાવાનું નથી સૂઝતું?"

વેલજી: "ના જી, હવે ન્હાવાનો છું. આજે રવિવાર છે. અને રવિવાર તો આપણો સાફસૂફનો દિવસ ખરો ને?"

ગૃહપતિઃ "હા, હા. એ તો હું ભૂલી જ ગયો. તમે તો મંત્રી, ખરું ને ? કેમ સાફસુફનું કામ પૂરું થઇ ગયું ?"

વેલજીઃ "હવે બે ઓરડા બાકી છે."

ગૃહપતિઃ "ત્યારે એ પતાવી દો ને ભાઇ ! વળી બે ઓરડા બાકી રાખીને શા માટે ફરવા નીકળ્યા છો ?"

વેલજીઃ "ફરવા નથી નીકળ્યો; આપને બોલાવવા આવ્યો છું."

ગૃહપતિઃ "કેમ ?"

વેલજીઃ "આપણે ઠરાવ કર્યો છે ને કે દર અઠવાડિયે ઓરડાની ગોઠવણમાં કલાયુક્ત કંઇ કંઇ ફેરફાર કરવા ?"

ગૃહપતિઃ "હા, હા. અરે, એ તો મારા ધ્યાનમાંથી જ સરી જતું હતું. વાત સાચી છે. તે ગોઠવણનું શું છે ?"

વેલજીઃ "ચાર ઓરડાઓ ગોઠવાઇ ગયા છે; હવે બે બાકી રહ્યા છે."

ગૃહપતિઃ "તે બે સાફસુફ કરીને ગોઠવાવી દો. પછી હું જોવા આવું."

વેલજીઃ "ના જી, આપને તો હમણાં જ આવવું પડશે."

ગૃહપતિઃ "કેમ ?"

વેલજીઃ "પેલો મેટ્રિકનો ઓરડો છે તેની ગોઠવણની સામે કેટલાકનો વાંધો છે. મેં તો મને ઠીક લાગે તેમ ગોઠવણ કરી છે. ચારપાંચ જણાએ મને મદદ પણ કરી, પરંતુ બે ત્રણ જણને તે રુચતું નથી. કહે છે કે ગયે અઠવાડિયે પણ તેમનું કોઇએ સાંભળ્યું નહોતું. મને તેઓ સૂચવે તેમ કરવામાં વાંધો નથી પણ આપ આવી જાઓ પછી નક્કી કરીએ."

ગૃહપતિઃ "વાંધો વળી શાનો હોય ? તમને મદદ કરવી એક બાજુ રહી અને વાંધા કેમ ઉઠાવે છે ?"

વેલજીઃ "માટે જ કહું છું કે આપ જાતે આવી જાઓ."

ગૃહપતિઃ "આ જુઓને, થોડાએક તાજા સમાચાર જાણી લઉં, અને બાળકોને રસ્તે ચડાવી દઉં એટલે તુરત જ આવું."

વેલજીઃ "પણ સાહેબ, ગયે અઠવાડિયે આપ નહોતા આવ્યા; તેને આગલે અઠવાડિયે આપ શહેરમાં ચાલ્યા ગયા હતા. એમ દર વખતે કંઇ ને કંઇ નીકળ્યા જ કરે છે. જો તેમ થયા કરે તો વિદ્યાર્થીઓનો અસંતોષ વધે અને પછી આ કામ બંધ કરવું પડશે."

ગૃહપતિઃ "એમ બની જ કેમ શકે ? છાત્રાલયમાં કલાયુક્ત ગોઠવણ

લાવવી જ છે. તે માટે મારે અને તમારે ખૂબ મહેનત ઉઠાવવી જ પડશે. એ તો કોઇ વખત કામ હોય તો એમ પણ બને. જાઓ, બીજા બે ઓરડાનું કામ શરૂ કરો ત્યાં હું આવી પહોંચું છું."

વેલજી: "પણ સાહેબ, પાછું હરવખત માફક રહી જશે, અને..."

ગૃહપતિ: "અરે, કહું છું કે તમે જાઓ; હું હમણાં જ આવું છું."

: ૨ :

[ આજે શાળાઓ બંધ છે. છાત્રાલયમાં વિદ્યાર્થિમંડળની ખાસ બેઠક એક અગત્યના પ્રશ્ન ઉપર ચર્ચા કરવા માટે બોલાવવામાં આવેલી છે. આખાયે છાત્રાલયમાં આજે ગરમાગરમ વાતાવરણ જણાય છે. એક પક્ષ અતિ ઉત્સાહમાં આવી જઇને પોતે જીતવાનો જ છે તેવી મનોદશામાં મસ્ત થઇ બેફિકર ફરે છે; બીજો પક્ષ પોતાની જીત ચોક્કસ કરવા માટે મુંગું મુંગું પ્રચારકાર્ય કરી રહ્યો છે. આજની બેઠક ત્રણેક કલાક તો જરૂર ચાલશે જ તેમ લાગવાથી મંત્રીએ વહેલો વખત ગોઠવ્યો છે. બે વાગ્યા; બેઠક ભરાવાનો ઘંટ થયો; વિદ્યાર્થીઓ મુખ્ય ઓરડામાં એકઠા થવા લાગ્યા. મંત્રી ગૃહપતિને વખતસર હાજર રાખવા બોલાવવા આવે છે. ગૃહપતિ પોતાના ઓરડાની બારી પાસે ખાટલા ઉપર લાંબા થઇને પડ્યા છે. હમણાં જ ઉંઘમાંથી જાગ્યા જણાય છે. ]

મંત્રી: "સાહેબ, બેઠકનો ઘંટ થઈ ગયો છે."

ગૃહપતિ: "આજે કેટલા વાગે બેઠક રાખી છે?"

મંત્રી: "બે વાગે."

ગૃહપતિ: "કેમ એટલી બધી વહેલી? ચાર વાગે રાખી હોત તો બસ થઇ પડત."

મંત્રી: "ના જી. આજના મુદ્દા ઉપર ગરમાગરમ ચર્ચા થવાની છે. વિદ્યાર્થિમંડળના બન્ને પક્ષો ખૂબ જોસમાં છે. આજે તો ત્રણેક કલાક કામ ચાલશે જ તેવો સંભવ છે."

ગૃહપતિ: "આજનો ચર્ચાનો વિષય શો છે? અને કોણ ચર્ચા ઉપાડી કરનાર છે?"

મંત્રી: "ચર્ચાનો વિષય છે છાત્રાલયમાં જ્ઞાતિભેદ રાખવો કે નહિ તે; અને મોહન તે શરૂ કરનાર છે."

ગૃહપતિ: "તમે ગઇ કાલનું છાપું વાંચ્યું? મુંબઇમાં એક ઓર્ડિ-

ગમાં આ જ વિષય ઉપર ભારે તકરાર થઇ. વિદ્યાર્થીઓ કોઇ પણ રીતે એકમત ન થઇ શક્યા ત્યારે તેમને આખરે ગૃહપતિ પાસે જવું પડ્યું. તે તમારું કંઇક એવું તો નહિ થાય કે ?"

મંત્રીઃ "કંઇ કહેવાય નહિ. પણ એટલા માટે તો આપ આજે પહેલેથી જ હાજર રહો તેમ વિનતિ કરવા આવ્યો છું. વળી આપ હાજર રહો તો વિદ્યાર્થીઓને દોરી પણ શકો ને !"

ગૃહપતિઃ "હા, મારો વિચાર પણ શરૂઆતથી જ હાજર રહેવાનો છે. સારું થયું તમે યાદ દેવડાવવા આવ્યા, નહિતર હું તો સૂઇ જ રહેત."

[ મુખ્ય ઓરડામાં કંઇક ગડબડ ચાલતી સંભળાય છે. ]

મંત્રીઃ "સાંભળો સાહેબ, શરૂ થઇ ચૂક્યું. આપણે હવે જવું જ જોઇએ, નહિતર ચર્ચા વ્યવસ્થિત પણ કદાચ ન રહે."

ગૃહપતિઃ "હા, તમે ચાલતા થાઓ. તમે રહ્યા મંત્રી; તમારે તો હાજર રહેવું જ જોઇએ. હું જરા મ્હોં ધોઇને આવી પહોંચું છું."

મંત્રીઃ "ના સાહેબ, આજે તો હું આપને લઇને જ જવાનો. દર વખતે પછી આપને કંઇ કંઇ કામ નીકળે જ છે. અને આપ કાં તો હાજર રહી શકતા નથી, અને રહી શકો તો છેલ્લી પાંચ દશ મિનિટ. આજે તો આપે હમણાં આવવું જ પડશે."

ગૃહપતિઃ "પણ હું ના કયાં કહું છુ ? તમે જાઓ એટલે તમારી પાછળ આવ્યો જ સમજો."

મંત્રીઃ "વળી કંઇક કામ નીકળશે હો સાહેબ !"

ગૃહપતિઃ "ના ના. અત્યારે કશું જ કામ નથી. જરા મ્હોં ધોઇ સ્વસ્થ થઇ આવી પહોંચું છું."

મંત્રીઃ "મને એ રુચતું નથી. હું તો આપને તેડીને જ જઇશ. હું આમ જાઉં અને આપને કંઈ..."

ગૃહપતિઃ "ના રે ભાઇ ના. મેં ના ન કહી ? મારે અત્યારે કશું જ કામ નથી આવી પડવાનું. તમે ચલાવતા થાઓ. હું હમણાં જ આવું છું."

: ૩ :

[ આજે તહેવાર છે. છાત્રાલયના રસોડે આજે મિષ્ટાન્ન છે. ભોજનશાળાને આજે શણગારવામાં આવેલી છે. વિદ્યાર્થીઓ આનંદમાં ભોજનશાળામાં ગોઠવાઇ ગયા છે; પીરસવાનું શરૂ છે. ભાતભાતની વાનીઓ પીરસાતી જાય

છે. ભોજનનો નેતા અહીંથી તહીં ઉલ્લાસમાં ફરે છે અને બધાયની સગવડ ઉપર ધ્યાન આપતો જાય છે. અચાનક એક ઠેકાણે એક વિદ્યાર્થી અને રસોયા વચ્ચે કંઇક ચકમક ઝરે છે. રસોયો તાડુકા નાખે છે; વિદ્યાર્થી ભાણા ઉપરથી ઉભો થઈ બહાર ચાલ્યો જાય છે. ભોજનનો નેતા દોડીને ગૃહપતિ પાસે જાય છે. ગૃહપતિ પોતાના રસોડામાં જમવાની તૈયારી કરતા જણાય છે.]

ભોજનનો નેતા: " સાહેબ, સાહેબ, એકદમ ભોજનશાળામાં ચાલો."

ગૃહપતિ: " પણ એટલું બધું શું છે ? "

ભોજનનો નેતા: " રમણિક અને રસોયા વચ્ચે કંઇક બોલાચાલી થઇ છે, અને રમણિક ભાણા ઉપરથી ઉઠીને બહાર ચાલ્યો ગયો છે."

ગૃહપતિ: " શું થયું છે એ તો કહો ? "

ભોજનનો નેતા: " હું બીજા કામમાં હતો એટલે મને ખબર નથી. પણ હોહા એટલી બધી છે કે આપે આવવું જ પડશે. આપના સિવાય એ પતે તેમ જણાતું નથી."

ગૃહપતિ: " તમે બધા કંઇ ને કંઇ કરી જ બેસો છો. અને મહારાજને પણ અક્કલ ન આવી ! બરાબર ધરણ વખતે સાપ કાઢ્યો ! "

[ભોજનશાળામાં ઘોંઘાટ વધતો જણાય છે; અને મોટી મોટી રાડો ઠેઠ ગૃહપતિના રસોડામાં સંભળાય છે. ]

ભોજનનો નેતા: " સાંભળો સાહેબ, ગડબડ વધે છે. આપ હવે જલદી ચાલો, નહિતર આજના ભોજનની મજા ચાલી જશે."

ગૃહપતિ: " પણ તમે આટલા બધા ઉતાવળા શા માટે થાઓ છો ? હું આવું જ છું. અને પછી બધું ટાઢું થઇ ગયું સમજો."

ભોજનનો નેતા: " પણ સાહેબ, જેટલું વધારે ગરમ થશે તેટલી વધારે મહેનત ટાઢું પાડતાં થશે. માટે જલદી કરો તો ઠીક."

[ હોહા વધે છે. ]

ગૃહપતિ: " આજે તો મારે જરા દહીં ભાત જ ખાવાના છે. તમે બધું પીરસતા થાઓ ત્યાં આ આવ્યો સમજો. આજે ભોજનનો સમય બરાબર ધ્યાનમાં ન રહ્યો અને સહેજ મોડું થઇ ગયું. પા કલાક વહેલું જમી લીધું હોત તો કેવું સરસ ! "

ભોજનનો નેતા: " સાહેબ, અત્યારે હવે દહીં ભાત જમવા બેસો તો તો ત્યાં થઇ જ રહ્યું સમજો. હવે તો આવીને જમજો."

ગૃહપતિઃ "ઠીક, ભલે એમ કરો. તમે ચાલતા થાઓ. હું આવું છું."

ભોજનનો નેતાઃ "પણ સાહેબ, પહેરણ પહેરવા રહો તે પણ ઠીક નહિ. જુઓ, સાંભળો; અવાજો વધતા જ જાય છે અને આપણે જલદી નહિ પહોંચીએ તો ભારે થશે."

ગૃહપતિઃ "અરે પણ પહેરણ પહેરતાં તે કેટલી વાર? તમે ચાલવા માંડો જોઇએ. તમારી પાછળ આવ્યો સમજો."

ભોજનનો નેતાઃ "સાહેબ, સહેજ પણ મોડું થાય છે તેમાં આખો ખેલ બગડે છે. આવજો વખતસર..."

ગૃહપતિઃ "અરે ભાઇ, કહ્યું નહિ કે તમે ચાલતા તો થાઓ. હું હમણાં જ આવું છું ને!"

હરભાઈ.

## આપણે આટલું કર્યું?

ગત વર્ષની કાર્યશ્રેણી આપણી જાતને આટલા પ્રશ્નો પૂછે છેઃ—

છાત્રાલયને શુદ્ધ કેળવણીની સંસ્થા બનાવી?

વિદ્યાર્થીઓ પાસે જાહેર જીવનની ચોખવટ અને શુદ્ધિ મૂક્યાં?

નાની મોટી બીડીનો ત્યાગ કર્યો–કરાવ્યો?

વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચે જીવનભર ટકી રહેનારી મૈત્રી બંધાય તેવા માર્ગો યોજ્યા?

વિદ્યાર્થીના ખોરાક માટે હંમેશ બનતી રસોઇ માટે આપણે સંતોષકારક કાળજીવાળા બન્યા?

આપણો વિદ્યાર્થી પરાશ્રયી અને પરાધીન મટ્યો?

છાત્રાલયનાં નાનાં મોટાં કામો જાતે જ કરવામાં ગૌરવ લેતો આપણો વિદ્યાર્થી થયો?

વિદ્યાર્થીની કેટલી કુટેવો ઓછી થઈ?

વિદ્યાર્થીમાં કેટલી સુટેવો પ્રવેશી?

સામાજીક બહિષ્કારની મર્યાદાઓ સમજતા અને તેનું પાલન કરતાં આપણે થયા?

છાત્રાલયમાં ઘડીયાળ જેવી નિયમિતતા આવી?

વિદ્યાર્થી ગૃહપતિ વચ્ચેનો ગજગ્રાહ શમ્યો? અથવા તો નિરોગી બનાવાયો?

આપણા છાત્રાલયમાં વિદ્યાર્થિસ્વરાજની સ્થાપના થઇ ?

પીવાના પાણી વાટે વિદ્યાર્થીઓના શરીરમાં રોગના જંતુઓ ન પ્રવેશે તેની યોગ્ય કાળજી રાખતા આપણે થયા ?

છાત્રાલયનું પુસ્તકાલય સુધર્યું ? સમૃદ્ધ થયું ?

છાત્રાલયનો કોઠાર આપણાં ધ્યાન અને શક્તિ રોકી રાખે તેવી વસ્તુ છે તે આપણે ગળે ઉતર્યું ?

સ્વાતંત્ર્યનો સાચો અર્થ આપણે અને આપણા વિદ્યાર્થીઓ સમજ્યા ?

આપણી ઓથે જીવતા જુવાનના તરંગો આપણે પિછાન્યા ! એ તરંગોને ન્યાય આપતા આપણે થયા ?

આપણા છાત્રોનાં મન-હૃદય આપણી વધારે નજીક આવ્યાં ?

લાંબી રજાઓમાં છાત્રાલયની રચના કેવા પ્રકારની રાખવી તે સંબંધમાં આપણે કંઇ યોજનાઓ કરી ?

સુઘડતા અને વ્યવસ્થા છાત્રાલયજીવનમાં ઓતપ્રોત થઈ ગયાં ?

શિક્ષા, દંડ કે ઇનામ જેવી નુકશાન કરનારી બાબતોનો બહિષ્કાર કર્યો ?

આપણા વિદ્યાર્થીઓનાં માબાપોને ખરી રીતે ઓળખવા માટે આપણે કંઇ કર્યું ? એવી માબાપોની ઓળખાણ ઉપર આપણો સહકાર સંબંધ બંધાયો ?

વિદ્યાર્થીનાં આંખ, કાન, નાક, દાંત અને ચામડી ખૂબ કાળજી જેવાં હોય છે તે તરફ આપણું લક્ષ પહોંચ્યું ?

છાત્રાલયમાં થતી નાની મોટી ચોરીઓની પાછળનું માનસશાસ્ત્ર આપણે શોધ્યું અને ઓળખ્યું ?

...અના વિચાર ... જલદી કરો તો ઠીક ...કરવાના ઉપાયો વધારે મહેનત ટાઢું પાડતાં થશે.

[ હો...

ગૃહપતિ: "આજે તો મારે જરા દહીં ભાત જ ખાવા... બધું પીરસતા થાઓ ત્યાં આ આવ્યો સમજો. આજે ભોજનીઆ હોવાને બરાબર ધ્યાનમાં ન રહ્યો અને સહેજ મોડું થઇ ગયું. પા... મોટી થઇ ! જમી લીધું હોત તો કેવું સરસ !"

ભોજનનો નેતા: "સાહેબ, અત્યારે હવે દહીં ભાત જમમાં આપણે કંઇ તો ત્યાં થઇ જ રહ્યું સમજો. હવે તો આરીને જમજો."

થયા !

આપણા છાત્રાલયમાંથી બીડી વિદ્યાર્થીઓ ઓછા થયા ?

આપણા છાત્રો જે શાળાઓમાં અભ્યાસ કરવા જતા હોય તે શાળાઓના શિક્ષકો સાથે આપણે સહકાર સાધ્યો ?

આપણા વિદ્યાર્થીઓનો સાચો વિશ્વાસ આપણે સંપાદન કર્યો ?

આપણા વિદ્યાર્થીઓની બળવાખોર જુવાનીને આપણે યોગ્ય માર્ગે વાળી ?

આપણા ગામ કે શહેરની વસતીને આપણા કામથી આકર્ષી શક્યા ? તેમનો સહકાર સાધી શક્યા ?

આપણામાંથી તેમ જ આપણા વિદ્યાર્થીઓમાંથી ભિખારી વૃત્તિ નાબુદ થઈ ?

આપણા છાત્રાલયના વાતાવરણમાં કળા ઉગી ?

આપણા છાત્રાલયના વાતાવરણમાં નીતિમત્તા જામી ?

છાત્રાલયનાં રસોડાં સ્વચ્છતા અને આરોગ્યના હિમાયતી બન્યાં ?

શાળાનાં સેશન ચાલતાં હોય તે સમયે શુદ્ધ શિક્ષણની દૃષ્ટિએ આપણું ગૃહપતિઓનું મદદનું કામ ચાલે તેટલું શિક્ષણશાસ્ત્રનું જ્ઞાન આપણે મેળવી લીધું ?

આપણા છાત્રાલયમાં રમાતી બધી રમતો દેશી છે ?

આપણા છાત્રાલયમાં માતૃભાષાની શુદ્ધિ અને તેનું ગૌરવ વધે તેવી યોજનાઓ થઈ છે ?

સ્વાનુભવથી જ સાચી પ્રગતિ શક્ય છે તે તત્ત્વનો અમલ આપણા છાત્રાલયમાં થાય છે ?

આપણા વિદ્યાર્થીઓની વિચારશક્તિ કેળવાય તેવું આપણે કંઈ કર્યું ?

છાત્રાલયોનાં ગૃહપતિઓ માટે અધ્યાપનમંદિર અત્યંત આવશ્યક છે માટે તેવી એક યોજના 'છાત્રાલય મંડળ' દ્વારા આપણે ઉભી કરવી જોઈએ, એ વિચાર આપણને ગમ્યો ?

છાત્રાલયમાંથી બહિર્મુખતા ઓછી થાય અને અંતર્મુખતા વધતી જાય તેવાં કંઈ પગલાં આપણે ભર્યાં ?

આપણા છાત્રાલયમાં કાંતણ પ્રવૃત્તિ સંતોષકારક ચાલે છે ?

આખા છાત્રાલયમાં વપરાતી પુણીઓ આપણા જ વિદ્યાર્થીઓ આપણી જ પીંજણ ઉપર બનાવે છે ? આપણે ત્યાંનો સુતરનો જથ્થો અને તેની જાત આપણને સમાધાન આપે તેવાં છે ?

છાત્રાલયમાં શાળ ચાલે છે ? આપણા તમામ વિદ્યાર્થીઓ આપણી સંસ્થામાં બનતી ખાદી જ વાપરે છે ?

આપણા કેટલા વિદ્યાર્થીઓ વણાટમાં નિષ્ણાત થયા?
આપણું છાત્રાલય પોતાના અસ્તિત્વથી રાષ્ટ્રને પોષે છે કે સૂકવે છે!
આ બધાય પ્રશ્નોના જવાબો આપણે આપણા અંતરાત્માને આપી દઈએ.

હરભાઈ

## ક્યારે જવું?

છાત્રાલયના નોટીસ બૉર્ડ ઉપર નીચેની નોટીસ ચોંટાડેલી છેઃ—

"ઘણા વિદ્યાર્થીઓ ગમે ત્યારે છાત્રાલયની બહાર ચાલ્યા જાય છે. આ યોગ્ય નથી. માટે હવેથી કોઈ પણ વિદ્યાર્થીએ અમને જણાવ્યા સિવાય બહાર જવાનું નથી. ગૃહપતિ"

આ નોટીસ નીકળી તે જ દિવસે સાંજ સુધીમાં થોકડાબંધ ચિઠ્ઠીઓ ગૃહપતિ ઉપર આવી પડેલી. બધી ચિઠ્ઠીઓનો ભાવ એક જ હતો; માત્ર શબ્દો જુદા જુદા. એક નમુનો વાંચવાથી તેનો ખ્યાલ આવી શકશે.

"મુરબ્બી શ્રી,

આજની ચાંદની ખૂબ સુંદર છે. ઘરમાં ભરાઈ રહેવું ગમતું નથી. તેથી તળાવ ઉપર ફરવા માટે અમે નીચે સહી કરનારાઓ જઈએ છીએ. જતા પહેલાં આપને જણાવવાની અમને આજ્ઞા છે માટે જણાવીએ છીએ. બે કલાક પછી પાછા ફરશું.

આપના બાળકો [સહીઓ]"

બીજે દિવસે છાત્રાલયના નોટીસ બૉર્ડ ઉપર ફેરવાએલ નોટીસ આવીઃ—

"વિદ્યાર્થીઓ ગમે ત્યારે ગમે તે ઠેકાણે જાય તે અમને વ્યાજબી લાગતું નથી. હવેથી કોઈએ અમને કહ્યા વિના બહાર જવાનું નથી તે સૌ ધ્યાનમાં રાખે. ગૃહપતિ"

સાંજના ગૃહપતિ ઓફિસના કામમાં બેઠા હતા તે વખતે એકેક બબ્બે વિદ્યાર્થીઓ વારાફરતી તેમની પાસે આવવા લાગ્યા. ગૃહપતિને તો કામમાંથી ઉંચું માથું કરવાની પણ ફુરસદ નહોતી. વિદ્યાર્થીઓ કંઈક બોલી જાય અને પાછા ફરે. ગૃહપતિ સહેજ ઉંચું જુએ, ત્યાં તો બોલનાર અદૃશ્ય! વિદ્યાર્થીઓ શું બોલી ચાલ્યા જતા હતા તેના બે ત્રણ નમુના આ રહ્યા.

"સાહેબ, આજે સવારની ગાડીમાં મામા પરદેશથી આવ્યા છે. તેથી તેમને મળવા જાઉં છું. સાત વાગે પાછો ફરીશ."

" જી, અહીં બેઠાં કંઇ ગમતું નથી તેથી બાગમાં બૅન્ડ સાંભળવા જાઉં છું. હમણાં જ પાછા આવીશ."

"સાહેબ, આજે મિત્રને મળવાનો વાયદો છે તેથી બહાર જતો હતો. થોડુંએક ચાલ્યો ત્યાં યાદ આવ્યું કે આપને કહ્યા વિના જવાનો હુકમ નથી માટે કહેવા પાછો ફર્યો છું. મળીને ભોજન પહેલાં પાછો ફરીશ."

ત્રીજે દિવસે નોટીસ બૉર્ડ ઉપર નવી નોટીસ દેખાઇઃ—

"વિદ્યાર્થીઓ બહાર જવાની બાબતમાં હમણાં હમણાં વિવેક ગુમાવતા જાય છે. કયો વિદ્યાર્થી સંસ્થામાંથી ક્યારે અને શું કામ બહાર ગયો છે તેની પાકી ખાત્રી મારી પાસે હોવાની હું આવશ્યકતા જોઉં છું. આથી દરેક વિદ્યાર્થીને ખબર આપવામાં આવે છે કે હવેથી તમણે મને રૂબરૂ મળીને વાતચીત કર્યા પછી જ બહાર જવાનું છે. ગૃહપતિ"

આ નોટીસ પ્રગટ થઇ તે દિવસે બપોરે જ્યારે ગૃહપતિ જમવા બેઠા હતા ત્યારે તેમના રસોડામાં એક પછી એક વિદ્યાર્થીઓ જમા થવા લાગ્યા. ગૃહપતિ આ બધા એકી સાથે આજે કેમ એકઠા થવા લાગ્યા છે તે સમજી શક્યા નહિ. પાંચ સાત વિદ્યાર્થીઓ ગૃહપતિ જમતા જતા હતા તે વખતે કંઈ ને કંઇ વાતો કર્યે જતા હતા. પણ ટોળુ વધતું જતું દેખીને ગૃહપતિ સહેજ ગભરાયા. પછી તો તેમણે નવા આવનારને પૂછવા માંડ્યુંઃ—

"કેમ આવ્યા છો?"

"કંઇ નહિ સાહેબ, આપની સાથે વાતચીત કરવા."

"કેમ આવ્યા છો?"

"અમસ્તો, આપની રૂબરૂ; સહેજ."

દશેક મિનિટ થઇ હશે ત્યાં ટોળું ગૃહપતિના ઘરમાંથી બહાર નીકળવા માંડ્યું. પાંચેક મિનિટ બાદ ગૃહપતિ જમી રહી પાછળની ખડકીનું બારણું ઉઘાડી હાથ મ્હોં ધોવા બહાર નીકળે છે ત્યાં તો આખું ટોળું ગામ ભણી પ્રયાણ કરી રહ્યું છે. ગૃહપતિ મામલો સમજી ગયા હોય તેમ ઘરમાં પેસી ગયા અને બારણાં બંધ કરી દીધાં.

બીજે દિવસે નોટીસ બૉર્ડ ઉપર નીચેના શબ્દોમાં નોટીસ દેખા દીધીઃ—

"રજાના દિવસોમાં કે રજા ન હોય તે દિવસોમાં છાત્રાલયની બહાર જવામાં વિદ્યાર્થીઓની અંદર ભારે અનિયમિતતા

ચાલી રહેલી છે. આ વસ્તુસ્થિતિ નભાવી શકાય નહિ. છાત્રાલયની એકંદર વ્યવસ્થા ખાતર હવેથી નિયમ કરવામાં આવે છે કે બહાર જવા માટે મારી લેખિત કે મૌખિક મંજુરી મેળવ્યા પછી જ બહાર જઇ શકાશે. તેની મંજુરી મેળવવા માટે વિદ્યાર્થીએ વ્યાજબી કારણો પણ જણાવવાં પડશે.

ગૃહપતિ "

તે દિવસે સાંજ સુધીમાં ભાગ્યે જ રડ્યો ખડ્યો વિદ્યાર્થી ગૃહપતિને મળવા આવ્યો હશે !

હરભાઇ.

## છાત્રાલયમાં ખાદી

છાત્રાલયોમાં વસતા વિદ્યાર્થીઓ આજે પૂર્ણ અંશે ખાદી જ પહેરતા હોવા જોઇએ એવી આશા આજની ઘડીએ પ્રગટ કરવી એ એક રીતે તો છાત્રોનું અપમાન કર્યા બરાબર છે. પરંતુ જ્યારે હજી એ સ્થિતિ આપણી આંખ આગળ દેખાય છે કે છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓએ પરદેશીનો ત્યાગ જરૂર કર્યો છે પણ શુદ્ધ ખાદી ધારણ નથી કરી ત્યારે દુઃખી દિલે પણ આમ લખવાનું મન થઇ જાય છે.

દરેક યુવક જાણે છે કે આજના આપણા ધર્મયુદ્ધનું મંડાણ સ્વાધીનતાના તત્ત્વ ઉપર છે, અને તેનો ઘણો મોટો આધાર યુવકના ત્યાગ ઉપર છે. આપણા દેશનો જુવાન આજે જે કંઇ કરી બતાવે છે તે કલ્પનાને પણ ટપી જાય તેવું છે. આવા સમર્થ ત્યાગને તો જીવનના નાના મોટા આદર્શોની પૂર્ણતા જ શોભે. સર્વસ્વ હોમવા તૈયાર થએલો જુવાન નાની નાની બાબતોમાં તો આદર્શ જ હોય. છાત્રાલયનો વિદ્યાર્થી પરદેશી કાપડના ત્યાગની વાતો કરે તે ત્યારે જ શોભે કે જ્યારે તે પોતે તો શુદ્ધ ખાદી જ વાપરતો હોય. સ્વદેશી મીલનું કાપડ પરદેશી કાપડનો સંપૂર્ણ રીતે બહિષ્કાર નથી કરી શકવાનું તે દીવા જેવી ઉઘાડી વાત છે. આપણા દેશની મીલોના ઇતિહાસથી અને તેની વર્તમાન સ્થિતિથી થોડો ઘણો પણ વાકેફ હોય તે માણસ આ વાત સહેજે સમજી શકે તેમ છે. માટે જ પરદેશીના બહિષ્કારની બાબત હિમાયત કરનારાઓએ અને તે બાબતનો પ્રચાર કરનારાઓએ ખાદીનાં જ વસ્ત્રો પહેરવાં અને પહેરાવવાં તે અત્યંત આવશ્યક બને છે. આજના આપણા છાત્રાલયોના વિદ્યાર્થીઓ પરદેશી કાપડના બહિષ્કારની વાત કરતા તો જ શોભે જો તેઓએ સંપૂર્ણ અંશે ખાદી પહેરી

હોય. જુવાન છાત્રો પોતાના જીવન માટે ઘણા ભવ્ય આદર્શો રચી શકે છે અને તેને પાર પાડવા માટે ગમે તે કરી છૂટવાના નિશ્ચયો પણ કરતા હોય છે. જીવનના સૂક્ષ્મ આદર્શોને સેવનારો અને તેને પાર પાડવાના મનોરથો કરનારો જુવાન પહેરવેશ જેવા સ્થૂળ આદર્શને પણ જીવનમાં ન ઉતારી શકે, એ બને જ કેમ ? પોતા ઉપર અનેક સંકટો વેઠવાની તૈયારી કરનાર જુવાનને જાડી કે ખડબચડી ખાદી પહેરી લેતાં કેટલી વાર ?

અને જુવાન આજે સમાનતામાં રાચે છે, ભ્રાતૃભાવનાં સ્વપ્નમાં સેવે છે, અને ગરીબોની સેવા કરવાના કોડ ધરાવે છે. આ બધી બાબતોની સિદ્ધિ અર્થે ખાદી કેટલું સબળ સાધન છે તે સમજાવવાની જરૂર રહે છે ખરી ? ખાદીથી થતો દેશનો આર્થિક ઉકેલ; ખાદીથી ભરાતું ગરીબ માણસોનું ભૂખ્યું પેટ, ખાદીથી શક્ય બનતો વિશાળ જનતાનો નિકટ પરિચય- આ બધું આજે આપણે સહેજે સમજી શકીએ તેમ છીએ. વિદ્યાભ્યાસ કરતા સાચા વિદ્યાના અર્થીને આ વાત સમજી જતાં અને ગળે ઉતારતાં કેટલી વાર લાગવાની હતી ? માટે જ દરેક છાત્રાલયમાં ખાદીનો પોશાક એક જીવનમત બની ગયો હોવો જોઇએ.

પણ એટલો ખાદીનો પોશાક પહેરીને બેસી પણ ન રહેવાય. તો તો અનેકોના વસ્ત્રોનો ભાર બીજા થોડા ઉપર આવી પડે; તો તો સાચી સ્વાધીનતા ન પોષાય. ગરીબોની સેવા કરનારે પોતે સ્વાધીન બન્યા વિના એટલે કે થોડો ઘણો સક્રિય ભાગ લીધા વિના સંતોષ મનાય જ નહિ. આપણી ખાદી તો જ શોભે જો તેની ઉત્પત્તિમાં આપણો પણ હિસ્સો હોય.

એટલે છાત્રાલયના તમામ વિદ્યાર્થીઓએ નિયમિત કાંતતા બની જવું એ પહેલો ધર્મ. આપણે જે ખાદી ધારણ કરીએ છીએ તે તૈયાર થવામાં આપણી પણ થોડી મહેનત છે તે વિચાર કેટલો બધો આલ્હાદક છે ? છાત્રાલયના છાત્રોએ કાંતીને તૈયાર કરેલા સુતરમાંથી જે ખાદી તૈયાર થાય તે કોણે કેટલી વાપરવી તે બાબતનો મીઠો કલહ જીવનને સંતોષ આપનારો દેખાય છે. દરેક ખાદી પહેરનાર નિયમિત કાંતવાનો નિશ્ચય કરી લે તો ખાદીના પહેરવેશની મીઠાશ ઓર વધે. અને કાંતવાનું કંઇ એમ ને એમ બની જવાનું છે ? સુંદર સુતર માટે સુંદર રૂમાંથી બનાવેલી સુંદર પુણીઓ જોઇએ. આવી પુણીઓ કોઇ બનાવી આપે અને આપણે કાંતીએ તેમાં શો દહાડો વળે ? આપણને જે જાતના રૂની જરૂર હોય, આપણને જે પ્રકારની પુણીઓ જોઇતી હોય, તે બધું એટલું બધું સ્પષ્ટતાથી કોણ

## હરેક વાચનાર આટલું કરે તો?

છાત્રાલય માસિકને પોતાના પગ પર નભતું થવા માટે થોડા-એક ગ્રાહકો જોઈએ છીએ. વાંચનાર પોતે ગ્રાહક ન હોય તો રૂા. ૧) ભરી ગ્રાહક થાય, અને પોતાના એકાદ મિત્રને પણ બનાવે.

---

સમજે જેટલું આપણે સમજીએ ? માટે જ છાત્રાલયના વિદ્યાર્થીઓનો તેટલો જ ધર્મ પુણીઓ તૈયાર કરવી એ બને છે. દરેક છાત્રાલયમાં પીંજણનું મીઠું આલ્હાદક સંગીત રોજ પ્રભાતે ચાલતું હોવું જ જોઈએ. અંદર અંદરના એક સામટા સહકારથી નાના મોટા તમામ માટે એક સરખી પુણીઓ તૈયાર કરવાનું કામ આખી સંસ્થા સહેલાઈથી પાર પાડી શકે. આપણે ત્યાં આપણા રોજના ખોરાક પૂરતી પુણીઓ રોજ તૈયાર થતી હોય એ છાત્રાલયનો જીવનક્રમ બની ગયો હોવો જોઈએ.

રેંટિયાઓ અને પીંજણોની સ્થાપના છાત્રાલયોમાં થઈ ગઈ એટલે પછી શાળો અનિવાર્ય જ બને છે. આપણે પસંદ કરેલા રૂમાંથી, આપણે બનાવેલી પુણીઓ વડે, આપણા હાથે જ કાંતેલા સુતરને બીજા પાસે વણાવવાને બદલે આપણે પોતે જ વણી લઈએ એ વિચાર કેટલો સુંદર છે ? નાનકડાં ઘરોમાં ભલે એ શક્ય ન હોય પણ અનેક જીવોથી ઉભરાઈ જતા એક મોટા કુટુંબ જેવા ગૃહ (છાત્રાલય)માં તો એ શક્ય છે અને ઇષ્ટ છે.

ત્યારે ખોરાકનો વિચાર આપણે ત્યાં જેટલો જરૂરી છે અને સ્વાશ્રય ઉપર ટકી રહે તેવી વિચારસરણીથી ભરેલો છે, તેટલો જ અગત્યનો વિચાર ખાદીના પહેરવેશની સાથે સંકળાએલી આ બધી ક્રિયાઓનો છે. દરેક છાત્રાલયમાં આવો ક્રમ દાખલ થઈ ગયો હોય તો એ છાત્રાલય પોતે તો સ્વાધીન બને જ છે-સ્વતંત્ર બને છે. હરભાઈ.

## પરબીડિયા ઉપરનો આપનો ગ્રાહક નંબર નોંધી લેશો?

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-"શ્રીસારસ્વતી" છાપખાનામાં પારી. ભીખાભાઈ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઈ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૫ મું
૧૯૩૧

અંક ૨-૩ જો
ફેબ્રુઆરી-માર્ચ

:: તંત્રી ::

હરભાઇ ત્રિવેદી

---

અસદ્ વસ્તુઓ જેટલી ચેપી હોય છે તેટલી જ સદ્ વસ્તુઓ પણ ચેપી હોય છે. તફાવત માત્ર એટલો જ કે અસદ્ વસ્તુઓ આપણને ચોંટતી આવે જ્યારે સદ્ વસ્તુઓને આપણે ચોંટતા જવું જોઇએ.

## આદર્શસેવી વિરુદ્ધ ઢોંગી

માણસ કોઇ પણ પ્રકારનું ચારિત્ર્ય સંપાદન કરવા માટે મથતો હોય છે ત્યારે આસપાસની જનતાના અનેકવિધ આક્ષેપોના પ્રહાર તેને સહન કરવા પડે છે. આવા આક્ષેપોમાં સૌથી પીડા કરે તેવો આક્ષેપ હોય તો તે 'ઢોંગી' નો છે. ચારિત્ર્યના સંપાદન અર્થે જે જે ઉચ્ચ આદર્શો માણસે નક્કી કર્યા હોય તે આદર્શોનો નિર્દેશ વાણી દ્વારા કરાવાઇ જવાય એ સહજ છે. વળી એ આદર્શોને પહોંચી વળવા માટે જે સાધનોના ઉપયોગની આવશ્યકતા રહેલી હોય છે તે સાધનોનો વપરાશ પણ માણસ શરૂ કરે છે. માણસ મનુષ્ય સહજ નિર્બળતાઓથી ભરેલો તો હોય જ છે. તેથી આદર્શોની સિદ્ધિ માટે વાપરી રહેલાં સાધનોમાં જ્યારે જ્યારે મોળો પડતો દેખાય ત્યારે ત્યારે આસપાસના માણસો તેને 'ઢોંગી' ઉપનામથી નવાજે છે તે આવા માણસોનો હમેશનો અનુભવ હોય છે. માણસ સહેજ પોચો હોય તો તે આવા આક્ષેપોથી ગભરાઇ જાય છે. અને આદર્શો પાછળની મહેનત તે ફાંફાં માત્ર છે તેમ માની તેને છોડી દે છે.

ઉપર જણાવ્યા તેવા માણસોને લોકો 'ઢોંગી' કહે છે તેનું એક બીજું પણ કારણ હોય છે. સમાજમાં સાથેસાથે એક એવો વર્ગ હયાતી ધરાવે છે કે જે પોતાના કેવળ બાહ્યાચારથી અને તેવા આચારના વાણી દ્વારા નિર્દેશથી પોતાની જાતને આદર્શવાદી ગણાવવાનો શોખી હોય છે. આવા લોકોને આદર્શોનો મોહ નથી હોતો; તેમ જ તેવા આદર્શોની પ્રાપ્તિ અર્થેનાં સાધનોના ઉપયોગની તો ગંધ સરખી પણ નથી હોતી. તેમને તો પોતે અમુક પ્રકારના આદર્શસેવી માણસ ગણાવું હોય છે; અને તે દ્વારા ચારિત્ર્યશીલતાની મહોરછાપ લેવી હોય છે. આવા લોકો ખરેખર ભયંકર હોય છે. બાહ્યાચારને ટકાવી રાખી, દુનિયાની મહોરછાપ મેળવવા માટે ગમે તેવાં કાવતરાં તેઓ રચી શકે છે. આવાં માણસો વસતા હોય તેમની વચ્ચે ઉપર કહ્યો તેવો કોઇ આદર્શની પાછળ મરી ફીટવા મથનાર માણસ જઇ ચડે એટલે પછી તે માણસના ખરેખર ભોગ મળ્યા સમજવા. પોતે પોતાની ચાલાકીથી આબાદ રીતે બચી જાય છે, અને પેલા પ્રામાણિક પ્રયત્ન કરનારને 'ઢોંગી' ગણાવી કાઢી શકે છે. આવા વખતે ખરી કસોટી તો મનુષ્યને ઓળખવાનો દાવો કરનાર કેળવણીકારની હોય છે. કયો માણસ આદર્શસેવી છે અને કયો માણસ ઢોંગી છે તે શોધી કાઢ્યા વિના ગમે તેને અન્યાય થઇ જવાનો

ભય રહે છે. કેળવણીકાર આવો અન્યાય કરી બેસે તો સમાજમાં મોટો અનર્થ પેસી જાય માટે તેણે સાચી વસ્તુ શોધી કાઢવાની ચાવી હાથ કરવી જોઇએ.

આદર્શસેવી માણસ આદર્શોની પ્રાપ્તિ પાછળ મરી ફીટવાના પ્રયત્નો કરતો હોય છે, જ્યારે ઢોંગી માણસ પોતાનામાં તે આદર્શો સિદ્ધ થયા છે તેમ સાબીત કરવાના પ્રયત્નો કરતો હોય છે. આદર્શપ્રાપ્તિ માટે મથામણ દેખાય તો માણસ આદર્શસેવી ગણવો; અને પ્રાપ્તિ માટેની જાહેરાત દેખાય તો ઢોંગી સમજવો.

હરભાઈ ત્રિવેદી.

## પારકી થાપણ

કોઇ પણ છાત્રાલયમાં છાત્રો એ છાત્રાલયને સોંપવામાં આવેલી પારકી થાપણ છે. એ વસ્તુ ભૂલી શકાતી નથી, ને ભૂલાવીયે ન જોઇએ. પણ પારકી થાપણ ગૃહપતિઓને શા માટે સોંપવામાં આવી છે તે પ્રશ્નના ઉકેલમાં જ આકાશ-જમીનનું અંતર પડવાનો પૂરેપૂરો સંભવ છે, અને અંતર પડે છે પણ ખરૂં.

છાત્રો એ એકની દૃષ્ટિએ વાંગડ છે, જ્યારે બીજાની દૃષ્ટિએ ભવિષ્યમાં જગતની અંદર ઉંચું માથું કરીને ઉભા રહેવાની લાયકાત કેળવતો કુમાર અથવા યુવાન છે. એકની દૃષ્ટિએ છાત્રો એ રખડાઉ છે, જ્યાં ત્યાં ભરાઇ પડે એવા છે, જ્યારે બીજાની દૃષ્ટિએ છાત્ર એ સાહસી છે. છતાં બન્ને જણની દૃષ્ટિએ છાત્રો એ પારકી થાપણ છે.

એક વાર એક છાત્રાલયના વિદ્યાર્થીઓ તથા ગૃહપતિઓ વગેરે એક પ્રવાસમાં ગયા હતા. પ્રવાસ દરમ્યાન એક ભયંકર બનાવ બન્યો. એક જૂના વખતના કારખાનાના ઉંચા ભૂંગળા ઉપર વિદ્યાર્થીઓ ચડવા માંડ્યા. નીચે ગૃહપતિ વગેરે મુરબ્બીઓ બેઠા હતા. ભૂંગળું ખૂબ ઉંચું હતું. ચડવું એ ચોકખું જોખમ હતું. ભૂંગળાને ટેકાવી રાખનાર ત્રણ લોઢાના તારનાં મોટાં દોરડાં હતાં. ભૂંગળા ઉપર ચડવા માટે એકલી નીસરણી જ સાધન નથી, પણ લોઢાના તારો પણ છે; એવું ભાન વિદ્યાર્થીઓને થયું એટલે એ દોરડાં ઉપર ચડવાનું કામ શરૂ થઇ ગયું. દોરડું સાવ કાટ ખાઇ ગયું હતું. એક બે જણ ચડ્યા ત્યાં સુધી તો લોઢાનો તાર વજન સહન કરી રહ્યો; ત્રીજો એક ભારે શરીરનો વિદ્યાર્થી ઉપર ચડ્યો એટલે તે દોરડું મોટા અવાજ સાથે તૂટ્યું, બે જણ જોરથી નીચે પછડાયા, એક જણ બેભાન થઇ ગયો. આ તો

પ્રત્યક્ષ પરિણામ હતું. પણ તે દોરડું તૂટવાને લીધે આખું ભૂંગળું જોરથી ધ્રૂજી ઉઠ્યું, અને ઠેઠ ઉપર ચઢીને બેઠેલા વિદ્યાર્થીઓ ધ્રૂજી ઉઠ્યા. પણ એથીયે વધારે ભયંકર ધ્રૂજારી તો નીચે બેઠેલા ગૃહપતિઓને આવી. ભૂંગળા ઉપરથી વિદ્યાર્થી નીચે પડે, એ કલ્પના જ કેટલી કંપાવનારી છે !

આ વખતે એક પ્રશ્ન ઉભો થયો કે વિદ્યાર્થીઓને સાહસમાં કેટલી હદ સુધી જવા દેવા. વિદ્યાર્થીઓ ઉપર ચોકીદારની જેમ કામ કરતા ગૃહપતિઓને તો આ સવાલ ઉપજ્ઞ થતો જ નથી. તેઓ તો 'પારકી થાપણ' ને રાતે આઠ વાગ્યા પછી કમ્પાઉન્ડની બહાર જવા દેવામાંય અને પોતાને માટે જવામાંય મહા સાહસ માને છે; પણ હાલ જ્યારે છાત્રાલયમાં, સમાજના બીજાં બધાં અંગોમાં થાય છે તેવા પરિવર્તનનો યુગ બેઠો છે તે વખતે, આ પ્રશ્ન ઘણા ગૃહપતિઓને મૂંઝવે એ સ્વાભાવિક છે.

સાહસ એ એક વૃત્તિ છે. તેની મર્યાદા બાંધી જ ન શકાય. એક જણને વહાણુ કે સ્ટીમરમાં બેસવા માટે અનેક શુકનો ને બાધા આખડીઓની જરૂર છે; એક ખારવાને મન દરિયો એ જ જમીન છે. બીજાની દૃષ્ટિએ તો જીવવું એ પણ એક જોખમ જ છે, કારણ કે જમીન પર ચાલતાં કે ખાટલામાં સૂતાં સર્પ નહિ કરડે તેની શી ખાત્રી ? ઠેસ વાગીને પડી નહિ જવાય એની શી ખાત્રી ? ખાવામાં ગરોળીનું ઝેર નહિ આવે એની શી ખાત્રી ?

આ સાહસની વૃત્તિ જેટલે અંશે કેળવી શકાય તેટલે અંશે કેળવવી એમાં પુરુષાર્થ છે. જો 'પારકી થાપણ' ની જ ચિંતામાં તેને સાચવવાનો દાવો રાખનારાઓ ગળી જાય તો તો ભવિષ્યનો સમાજ નિઃસત્ત્વ નીવડશે. અને અત્યારે એવી સ્થિતિ સમાજમાં ઘણે અંશે પ્રવર્તે છે. જેને યુવાન ગણવા જોઇએ એવી ઉંમરના માણસોમાં પણ આ સાહસવૃત્તિ ઓછી છે. યુવાન એટલે તેજી ઘોડો; તેના ચેતનથી થનગનાટ કરતા શરીરને કાબુમાં રાખવા લગામની જરૂર હોય. ચાબુકની જરૂર તો ખચ્ચર કે ટટ્ટુને હોય. અત્યારે આપણા યુવાનની સ્થિતિ ટટ્ટુ જેવી છે. તેમને ચાબુકો મારીને સાહસ માટે ઉભા કરવા પડે છે.

વિદ્યાર્થીઓને સાહસમાં પ્રેરવા પહેલાં એક સૂચના જરૂરી છે. વિદ્યાર્થીઓની પહેલાં પોતાની જાતને જોખમમાં નાખવા માટેની પૂરી તૈયારી જોઇએ. તે તૈયારી પરાણે કરવામાં આવી છે એ ભાવ પણ મનમાં ન

જોઇએ. સ્વયંભૂ સાહસવૃત્તિ જ બીજાઓને પ્રેરણા આપી શકે છે.

અને આવી રીતે 'પારકી થાપણ' ને સાહસોમાં નાખવામાં ધારો કે એકાદ જાન ગુમાવી બેસીએ તો ? તો સમાજને શું જવાબ દેવો ? તો સામે જ એક બીજો પ્રશ્ન પૂછી શકાય કે ચોવીશે કલાક છોકરાઓને રક્ષણ નીચે રાખી મૂકીને ભવિષ્યમાં સમાજ આગળ એક નામર્દ માણસનો વધારો કરશો ત્યારે તમારી પાસે જ ઉંચી કોટિના નાગરિકોની આશા રાખનાર સમાજને શો જવાબ દેશો ? ઇશ્વર ઉપરની અમુક શ્રદ્ધાથી જ મનુષ્ય જીવે છે. જો એ શ્રદ્ધા ન હોત તો દુનિયામાં એક પણ મહાન ગણી શકાય એવું કામ થઇ જ ન શક્યું હોત. અશ્રદ્ધા એ જ નાસ્તિકતા છે. પણ આથી 'ઇશ્વરે ધાર્યું હશે તેમ થશે' એમ માનીને બેદરકાર રહેનાર શિક્ષક અથવા ગૃહપતિ નાલાયક છે. પોતાને સોંપાએલ 'થાપણ'ની પૂરેપૂરી જવાબદારીનું ભાન અને સાથે સાથે જ તે થાપણ જેવા છાત્રોને પોતે પૂરેપૂરા સ્વતંત્ર છે એ જાતનું ભાન ઉત્પન્ન કરાવવું એ બંને વસ્તુને જે સાથે સાધી શકે તે જ ખરો 'પારકી થાપણ' સાચવનાર ગૃહપતિ અથવા તો શિક્ષક છે.

મૂળશંકર ભટ્ટ.

## એક રેખાચિત્રમાંથી

અનેક પ્રકારના વિદ્યાર્થીઓના સહવાસમાં નિત્ય રહેવાનું હોવાથી અને જુવાન વિદ્યાર્થીઓનો સૂક્ષ્મતાથી અભ્યાસ કરવો એ જીવનનો પ્રિય વિષય હોવાથી, નાના મોટા વિદ્યાર્થીઓનાં રેખાચિત્રો દોરવાનો મને શોખ છે. આ શોખ વિદ્યાર્થી જીવન વટાવીને સંસારચક્રના કોઇ એક આરામાં ગોઠવાઇ જવાનો પ્રયત્ન કરતા મોટી ઉંમરના જૂના વિદ્યાર્થીઓ સુધી પણ ઘણી વખત જાય છે. આવાં રેખાચિત્રો કેટલીક વખત કોઇ એક પ્રકારને ધ્યાનમાં રાખીને કલ્પનામાંથી ઉપજાવી કાઢું છું, અને કોઇ વખત એક પ્રકારને નજરમાં રાખી તેનું જ કેવળ ચિત્ર દોરું છું.

મારા એક મોટી ઉંમરના જૂના વિદ્યાર્થી છે. મારી સાથે તેઓ વર્ષો સુધી રહ્યા છે. વિદ્યાર્થી જીવનમાં તેમ જ એ સ્થિતિ વટાવી ગયા પછીના જીવનમાં પણ તેમનું એક રેખાચિત્ર દોરવાનો મેં પ્રયત્ન કર્યો છે; એ રેખાચિત્ર પૂરું કર્યા પછી મને જણાય છે કે તેમાંનો કેટલોક ભાગ રેખાચિત્રના પાત્રથી અપરિચિત વાંચનારને પણ ગમે તેવો અને ઉપયોગી છે. મારા એ વિદ્યાર્થી–મિત્ર ઘણો કાળ સુધી છાત્રાલયમાં રહેલા છે, અને તેમના જીવનના

ઘડતરમાં છાત્રાલયે સારો એવો ફાળો આપેલો છે. આ દષ્ટિથી વિચારતાં આ રેખાચિત્રનો ભાગ છાત્રાલયના ગૃહપતિ ભાઈઓને પણ જરૂર રસિક લાગવાનો છે.

એમના ઉપરોક્ત પ્રકારના સ્વભાવનું સમગ્ર દર્શન કોઈ એક ઉપમાથી કરાવવું હોય તો તેમને હું કલમી આંબો કહું. કલમી આંબાને બહુ જ ઓછા વખતમાં કેરીઓ આવે છે. કલમી આંબાનો ફાલ બહુ જ સમૃદ્ધ હોય છે. પણ કલમી આંબાની જાત પોતાની નથી હોતી. જે આંબાની ડાળ કાપીને તેનો ઉછેર કરવામાં આવ્યો હોય છે તે આંબાના સારા નરસા તમામ અંશોનો કલમી આંબો વારસદાર બનેલો હોય છે. એકાદ બે વર્ષની આવરદામાં ઢગલાબંધ કેરીઓથી લચી પડતા કલમી આંબાને જોઈને મનમાં જે આનંદ થાય તે આનંદ તેમને જોઈને થાય ખરો. પરંતુ કલમી આંબાનાં મૂળ સ્વયંભૂ નથી—ઉંડાં નથી. વનસ્પતિશાસ્ત્રની આ ઉપમાથી બહાર આવીને વિચાર કરીએ તો પારકાની ડાળમાંથી ઉભો થએલો, મીઠાં ફળોથી લચી પડતો એમનો સુસમૃદ્ધ આંબો પોતાનાં સ્વતંત્ર મૂળીયાંઓને એક સ્વતંત્ર આંબા જેટલાં જ ઉંડાં નાખી શકે તેટલું બળ તેઓ જરૂર બતાવી શકે તેવી આશા રાખવાને સંપૂર્ણ કારણો છે. એક કાળ એવો હતો કે જ્યારે એ પોતે કોઈ સમૃદ્ધ વૃક્ષની કાપી નાખેલી સમૃદ્ધ શાખા છે તેનું ભાન તેમને નહોતું. આજે એ કાળ વીતી ગયો છે. વનસ્પતિ સૃષ્ટિમાં નથી બનતું તે માનવ સૃષ્ટિમાં શક્ય બને છે. અવિરત ચાલ્યાં આવતાં સનાતન સત્યોમાંથી નવાં નવાં મિશ્રણો કરીને જેમ નવાં સત્યો મૂકવાની પ્રેરણા અને બુદ્ધિ મનુષ્યને જન્મથી મળેલ છે તે ન્યાયે પારકાની એક ડાળ બની રહેલા એમને આજે એવી સ્થિતિએ પહોંચેલ કહી શકાય કે જ્યારે એમનો વિકાસ સ્વયંભૂ થયો છે તેવું કોઈ પણ માણસને દર્શન કરાવી શકે. એમને આ વસ્તુ પણ સમજવાની જરૂર હતી. જેટલા પ્રમાણમાં એ વસ્તુને તેઓ સમજ્યા હતા તેટલા પ્રમાણમાં તેમણે પોતાની અંદર રહેલી સ્વયંભૂ શક્તિઓનો જોઈએ તેટલો આદર નહોતો કર્યો. આમ કેમ બનવા પામ્યું હશે, તેનો વિચાર કરવા બેસીએ તો વર્ષો સુધી તેમની સાથે રહેલાઓ માટે આપણને દયા છૂટે છે ! એ ગમે તેમ હો પણ સ્વતંત્ર પ્રવૃત્તિઓનું સિંચન તેમના જીવન ઉપર અત્યંત આવશ્યક હતું. એ બનવા પામ્યું અને તેની સાથે જ તેમનું પરાવલંબન પણ છૂટવા માંડ્યું. એક કાળ એવો હતો કે જ્યારે તેમનાં સ્વતંત્ર સર્જનો માટે પણ તેઓ પોતે પારકાને યશ આપતા.

એવું યશઅર્પણ જેમ સ્વાભાવિક રીતે બને છે તેમ નમ્રતાનું સૂચક ન હતું; તેઓ ખરેખર એમ માનતા હતા કે તેઓ જે કંઇ વિચારે છે અથવા વર્તે છે તેની ઉપર બીજાની અખંડ છાયા રહેલી છે. હકીકતને સ્વીકારીને બોલીએ તો એ છાયા હતી ખરી; પરંતુ એ છાયા પાડનારાઓનો ભ્રમ અને એમનો પોતાનો વિભ્રમ એ બે વસ્તુને દૂર કરીએ તો એ છાયા નીચે પણ કેટલાંય એવાં સ્વતંત્ર સર્જનો થયા કરતાં કે જેનો યશ તેમના સ્વભાવના મૂળભૂત ધર્મને જ આપવો જોઇએ. તે કાળે તેઓ પોતે સ્વતંત્ર વિચાર આચાર કરવાની ના કહેતા. તેમ કરવાની તેમનામાં તાકાત નથી તેમ નહોતા માનતા, પરંતુ તેમ કરવાની તેમને જરૂર જણાતી નહોતી. આ જાતની નમ્રતા ભરેલી બુદ્ધિ તેમના વિકાસમાં અવરોધ કરી રહી હતી. તેઓ પોતે પાછા નહોતા પડતા, તેમ આગળ પણ નહોતા જતા. આ પરિસ્થિતિ ટાળવા માટે તેમને સ્વતંત્ર પ્રયત્નો કરવાની જરૂર હતી. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે એવા સ્વતંત્ર પ્રયત્નો પણ તેમણે બુદ્ધિપૂર્વક નહોતા કર્યા....................

પોતાનામાં રહેલા મૌલિક સદંશો પારકાની મહેનતથી ઉછેરાતા હતા એટલે એમનો વિકાસ ધંધામાં જોડાયા ત્યાં સુધી (વિદ્યાર્થી જીવન પૂરું કર્યા બાદ તેઓ શિક્ષકના ધંધામાં જોડાએલા છે.) hot house growth જેવો હતો. લતામંડપની અંદર લાકડાનાં મોટાં મોટાં કૂંડામાં ઉછેરવામાં આવેલાં ફુલ ઝાડ આંખને અત્યંત મનોહર દેખાય છે; ચિત્તને આલ્હાદ આપનારાં હોય છે, પરંતુ એ પારકાના આશ્રયે વિકાસ પામેલાં છે. અફાટ કુદરતની વચ્ચે સ્વપ્રયત્નો વડે પોતાનો વિકાસ સાધી રહેલા કુદરતના અપ્રતિમ સૌંદર્યવાળાં બાળકો જેવાં એ બાળકો નહિ. મનુષ્યનો વિકાસ hot house growth ના તત્ત્વ ઉપર કરવામાં આવે તો બહિર્ દૃષ્ટિને એ મનોહર દેખાય, પરંતુ તેમનાં મૂળ ઉપરછલાં ને અલ્પજીવી હોય છે. કુદરતમાં સ્વતંત્ર વિકસી રહેલા ફુલ ઝાડને મનુષ્યના સુયોગ્ય રક્ષણ અને સંભાળની જરૂર રહે ખરી, તેમ જ કુદરતના એ ફુલ ઝાડને સમારીને આંખને સુઘડ દેખાય તેવા બનાવવાની પણ જરૂર રહે ખરી. પરંતુ એ તો કુદરતના અપ્રતિહત સ્વાતંત્ર્યમાં ઉછેરાયા પછીનું કામ હોવું જોઇએ. એમના જીવનમાં એમ ન બન્યું; અને તેથી વિદ્યાર્થી જીવન છોડ્યા પછી તદ્દન સ્વતંત્ર અને બેદરકાર જીવન સાંપડ્યું ત્યારથી ઘડીભર તો એવી બ્હીક લાગવા માંડેલી કે કાં તો આ છોડ હમણાં જ પોતાની કૂંડાની મર્યાદાઓને તોડીને બહાર આવશે, કુદરતમાં expose થશે અને આખરે પોતાનું આયુષ્ય પૂરું કરશે,

તેમનામાં જે જે સારાં તત્ત્વો છે તે બધાં પોતાનાં મૌલિક છે કે બહારથી રોપવામાં આવેલાં છે તેના વિચારો કરવાનો અવકાશ તેમણે સ્વીકારેલા શિક્ષક જીવનમાં ઓછો થવા લાગ્યો. ગમે તે કારણ હો, પરંતુ જે દેખાયું છે અને દેખાવા લાગ્યું છે તે બધાની પાછળ તેઓ પોતે વ્યક્તિ તરીકે રહેલા છે જ તેનું ભાન ધીમે ધીમે તેમને થવા માંડયું. પરિણામ એ આવ્યું કે તેમને પોતાને અને તેમના વિદ્યાર્થીઓને તેમનામાં રહેલા સદંશોનાં સુફળો ચાખવા મળ્યાં. એ સુફળોનું તેમના પોતાના જીવન ઉપરનું સીધું પરિણામ તે એમનો ખીલતો જતો આત્મવિકાસ.

એમનું શિક્ષક જીવન સહેજ જોઇએ.

જીવનમાં શાંતિને ચાહવી, ધીરજથી કામ કર્યા જવું અને કર્તવ્યપથે ચાલતાં માનાપમાનને ગળી જવાં, એટલા તેમના સ્વભાવગત સદ્‌ગુણો ઉપર તેમના શિક્ષક જીવનની શરૂઆત થઇ. આ ગણાવ્યા તે ગુણો શિક્ષકનામાં હોવા જોઇએ; અને તેમનામાં એ છે એ તો, એક અકસ્માત ગણી, શકાય! એટલા એક અકસ્માત ઉપર તેમની પાસે શિક્ષક જીવન સ્વીકારાવવું, અને તેમણે તે સ્વીકારવું એ એક જોખમ ગણી શકાય. એમણે શિક્ષક જીવન સ્વીકાર્યું ત્યારે તેમના તે સ્વીકાર પહેલાંના ૨૪ કલાક અગાઉ પણ પોતાને શિક્ષક જીવન સ્વીકારવું છે અથવા તો શિક્ષક જીવન માટે પોતે લાયક છે તેવો વિચાર પણ નહિ કર્યો હોય. અભ્યાસી જીવન કેટલાંક કારણોને લીધે બંધ કરવું પડેલું પણ અભ્યાસની વૃત્તિ તો અતૃપ્ત રહી જ હતી. આવા સંયોગોમાં એમણે શું કરવું તેના વિચારો તેમની અને તેમના આપ્તજનોની સામે ખડા થયા. શાંતિ, ધીરજ અને કર્તવ્યનિષ્ઠા જેવાં તત્ત્વો જે શિક્ષકને માટે અત્યંત આવશ્યક છે તે તત્ત્વોનું અસ્તિત્વ તેમના જીવનમાં હતું એટલા જ કારણસર શિક્ષક જીવન સ્વીકારવાનો અભિપ્રાય તેમની પાસે રજુ કરવામાં આવ્યો. એમને પોતાને કયું જીવન સ્વીકારવું તે સંબંધમાં બહુ વિચાર કરવાની જરૂર નહોતી—વૃત્તિ પણ નહોતી. એમને તો અભ્યાસી જીવનની અપૂર્ણતાઓ ટાળવી હતી. તે અપૂર્ણતાઓ ટાળી સંતોષ મેળવવો હતો. અને પોતાની એવી મુરાદ બર લાવવા માટે જે કોઇ ધંધો સુયોગ્ય અવકાશ આપી શકે તે હાથમાં લઇ લેવો હતો. તેમણે શિક્ષકનો ધંધો વગર આનાકાનીએ સ્વીકાર્યો, તેનું આ કારણ. શિક્ષક બનવાથી તેમને હરખે ન હતો અને શોક ન હતો. શિક્ષક બનીને પોતે તો પોતાની અભ્યાસી વૃત્તિને સંતોષી રહ્યા હતા. તેઓ વિદ્યાર્થી

માટે વાંચતા હતા તેના કરતાં ઘણું વધારે પોતાના માટે વાંચતા હતા. વિદ્યાર્થીઓને જરૂરી હોય તેવા વિષયો શીખવવાનું માથે લેવાને બદલે પોતાને મનપસંદ વિષયો શીખવવાનું મળી આવે તો તેમને વધારે ગમે.

તેઓ શિક્ષક બન્યા તે ભલે પારકી પ્રેરણાથી બન્યું હોય. પરંતુ આજે તો તે ભેદ ભૂંસાઇ ગયો છે, અને પોતે મૂળ સ્વભાવે જ શિક્ષક હોય તેવી તૈયારી કરી શકયા છે. આનાં બીજાં કારણો અનેક હશે, પરંતુ પેલા ત્રણ સદ્ગુણો-શાંતિપ્રિયતા, ધૈર્યશીલતા અને કર્તવ્યપરાયણતા-એણે જ એમને આ ધંધામાં ધક્કો માર્યો, વેગ આપ્યો અને સ્થિર કર્યા એ વાત નિર્વિવાદ છે.

એ introvert-type છે. માનસશાસ્ત્રમાં અંતર્મુખ સ્વભાવવાળા માણસોનો જે નિર્દેશ છે તે કોટિમાં તેમને મૂકી શકાય. પરંતુ introvert type પરિસ્થિતિને પોતાના રંગે રંગી દે તેવી તાકાતવાળો હોય છે, જ્યારે તેઓ પરિસ્થિતિથી introversion તરફ વળ્યા છે તેમ કહી શકાય. આપણા અધ્યાત્મશાસ્ત્રમાં જેને આત્મલક્ષી કહીએ તેવા સ્વભાવનાં બીજ તેઓ જન્મથી જ સાથે લઇને આવેલા હોય તેમ જણાય છે. આ બીજ તેમના હૃદયમાં અવારનવાર અંકુરિત થયાં હશે. એનું પરિણામ એ આવ્યું કે એ અંકુરિત થએલા બીજને લીધે લાગણીઓ મુલાયમ બની; લાગણીઓની મુલાયમતાએ પરિસ્થિતિને પોતાના ઉપર પ્રહાર કરવા દીધા; આવા પ્રહારોને લીધે તેઓ અંતર્મુખ માણસ બની ગયા છે. આવી અંતર્મુખતા તેમના વિદ્યાર્થી જીવનમાં પણ જણાતી અને આજે તેમના શિક્ષક જીવન વખતે પણ તે એટલી જ સ્પષ્ટતાથી જોઇ શકાય છે. વધારે સાચી રીતે કહેવા માગીએ તો બહિર્મુખતાના શાંત વિરોધમાં જન્મેલી તેમની અંતર્મુખતા છે એટલે જ એમની અંતર્મુખતા બહિર્મુખતા ઉપર ઝાઝી અસર કરી શકતી નથી. સમાજની બહિર્મુખ વ્યક્તિઓ તેમની અંતર્મુખતા ઉપર અસર કરી શકે છે. તેમનું કુટુંબજીવન તપાસો, તેમનું સાથીજીવન તપાસો, તેમનું શિક્ષકજીવન તપાસો યા તો તેમનું શિષ્યજીવન તપાસો-જ્યાં જાઓ ત્યાં બહિર્મુખતાથી દુઃખી થઇ અંતર્મુખતા તરફ ઢળતા દેખાય છે. આવી અંતર્મુખતાથી પોતાને અનેક લાભો તેઓ કરી શકતા હશે, પરંતુ બહિર્મુખતાના વિરોધમાં જન્મતી અંતર્મુખતા બીજાના ઉપર અસર ન કરે-ન કરવા ઇચ્છે તેટલી એ અંતર્મુખતાની લાગણી ભલે પવિત્ર હોય પણ સમાજોપયોગી તો નથી જ. કંઇ પણ કામ કરવાનું હોય તેને વખતે વિચારના

પ્રદેશને ડોળી નાખીને એ મંથનમાંથી પોતાને ઉપર લઇ જઇ શકે તેવું તત્ત્વ શોધી કાઢવાની જે ઉગ્ર વૃત્તિ અંતર્મુખ માણસોમાં હોય છે તે એમનામાં નથી દેખાતી. કામથી છૂટા અને જંજાળથી અલિપ્ત તેઓ હમેશાં એક બાળક જેવા વિચારશૂન્ય અને આનંદી દેખાય છે. પરંતુ મૂંઝવણમાં નાંખી દે અથવા તો ગોટાળે ચડાવી દે તેવી કોઇ પણ પરિસ્થિતિ ઉભી થતાંની સાથે જ તેમનો અંતર્મુખ સ્વભાવ પ્રગટ થાય છે. અને બહારની પરિસ્થિતિને લાત મારવાને બદલે અથવા તો તેની તરફ બેદરકાર બનવાને બદલે પોતે ખિન્ન બને છે ને અંતર્મુખ સ્વભાવનો આશરો લઇ તેમાંથી ઉગરી જવાના ઉપાયો શોધે છે. બહિર્મુખતાના વિરોધમાં જન્મતી આ અંતર્મુખતા હોવાથી તેઓ પરિસ્થિતિમાં ભળી જઈ શકે છે. He does not create the circumstances but many a times he becomes the creature of circumstances.

તેઓ સંગીતપ્રિય છે. સંગીતની માફક-થોડુંએક ચીતરવું એ પણ એમને ગમે છે. એમને ઓળખનારને ઘણી વખત એમ લાગી જાય કે સંગીત અને ચિત્ર જેવી કળાઓને એમના જીવનમાં જો ખૂબ અવકાશ આપવામાં આવ્યો હોય તો આથી તો અનેકગણા તેઓ વિકસી શકે. આમ છતાં આ બંને વસ્તુઓ તેના સંપૂર્ણ સ્વરૂપમાં તેમના જીવનમાં ઉગવા પામી નથી. આનું ઘણું સબળ કારણ તે સદંશો ખીલવવાની બાબતમાં તેમણે નક્કી કરેલી તેમની સામાજીક વૃત્તિ છે. તેઓ ઘણા મોટા પ્રમાણમાં સામાજીક માણસ છે. એક જબરજસ્ત વ્યક્તિ બની શકે તેવો એમનો માનસિક બંધારણ છે. આમ છતાં એક જબરજસ્ત વ્યક્તિ બનીને એક મહાન સમષ્ટિને ઘડવામાં વ્યક્તિ તરીકે તેઓ પોતાનો ફાળો આપે એવા તેમનાં મનોરથો છે. પ્રખર વ્યક્તિત્વ દાખવીને પોતાની ઇચ્છા પ્રમાણેની બળવાન સમષ્ટિ ઉભી કરવી ને બીજી બાજુ બળવાન સમષ્ટિના એક અંગ તરીકે પોતાનું પ્રખર વ્યક્તિત્વ વિકસાવ્યે જવું એ બેઉ તત્ત્વોના ઘર્ષણમાં તેઓ પહેલા તત્ત્વને હમેશાં જતું કરે છે. તેમના આગળથી સમાજ કોઇ જાદુથી ગુમ થઇ જાય તો તેઓ જરૂર પોતાની જાતને નિરાધાર કલ્પી લે! આમ છતાં કોઇ પણ સમાજ તેના વ્યક્તિત્વ ઉપર તરાપ મારે તો એ સમાજને તેઓ સહન ન કરી શકે. ખરો માર્ગ પોતાના વ્યક્તિત્વના બળે રચાતી સમાજને વધારે બળવાન બનાવવી એ છે. આ સત્ય તેઓ જાણે પણ છે અને છતાં સમાજ પાસે પોતાના વ્યક્તિત્વને હમેશાં ગૌણ બનાવી નાખવાની સુશીલતા

દાખવવામાં તેઓ ગૌરવ સમજે છે. તેમના જીવનમાં સંગીત, ચિત્ર વા કોઇ પણ કલા સમર્થ રીતે નથી ખીલી શકી તેનું આ કારણ છે. માણસમાં વ્યક્તિગત ધૂનપ્રિયતા ન હોય તો આવાં ઉત્તમ કલાનાં અંગો સંપૂર્ણ રીતે જીવનમાં ઉતારી શકાતાં નથી. તેમની કલાપ્રિયતા, એ હમેશાં સમાજને ઉપકારક રહે તે સ્થિતિમાં અને તેટલા પૂરતી વિકસવાની છે. જો પોતાનો વ્યક્તિગત શોખ સમાજને સહેજ પણ ઓછો ઉપયોગી જણાય તો એ શોખની ધૂનને જતી કરવી તેમાં જ હમેશાં જીવનનું સાફલ્ય તેઓ માને છે. એમને આજે રાજકારણ કે એવા જ કોઇ બીજા વિષય તરફ વધારે પડતા ઢળી જતા દેખીએ તો તેના મૂળમાં પણ આ જ કારણ છે. તેમના સ્વભાવમાં રહેલી સમાજને ઉપકારી બનવાની તત્પરતા તેમને હમેશાં સામાજીક વિષયો તરફ ઢસડી જાય છે. વ્યક્તિની પ્રખરતા આકર્ષવાને બદલે વ્યક્તિની સમાજપ્રિયતા અને સમાજ ઉપયોગિતા તેમને વધારે આકર્ષે છે. પયગમ્બરો તેમને પ્રિય ન પણ હોય જ્યારે ક્રાંતિકારો તેમના જીવનનું ધ્યેય પણ બની જાય. તેઓ જો સહેજ વધારે કલ્પનાપ્રધાન હોત અને ઉદ્દામ વૃત્તિના હોત તો દુનિયાના કોઇ પણ એક અંગના તેઓ બંડખોર બની ગયા હોત. બંડખોરપ્રિયતા, એ એમનો સ્વભાવ બન્યો છે, પણ બંડખોર વૃત્તિને તેમણે જમાવી નથી.

હરભાઈ

## એક અનુભવ

"શ્રી......

મારો લેખ લખવાનો ધંધો નથી. મને લેખ લખતાં આવડતાં પણ નથી. છતાં આપનું 'જાતીય પ્રશ્ન' ઉપરનું વ્યાખ્યાન વાંચીને હું આપને આ પત્ર લખવા પ્રેરાયો છું. કારણ કે મને એમ થાય છે કે મારે મારા ભાઇઓને થોડીક નહિ જેવી સૂચના જે મારા આ કાગળમાંથી અને વળી મારા પોતાના અનુભવથી થાય તે કરવી કે જેથી ભવિષ્યમાં હાનિકારક પરિણામોનો પાક ન નીપજે. જો આપને યોગ્ય લાગે તો આપ તે પ્રગટ કરશો.

"જાતીય પ્રશ્ન" જેના ઉપર આપે વ્યાખ્યાન કર્યું છે (અને જે નવેમ્બરના 'શ્રીદક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકના અંકમાં પ્રગટ થયું છે.) તે પ્રશ્ન આજકાલ આપણા દેશમાં આપના કહેવા પ્રમાણે ચર્ચાવો જ જોઇએ અને જેમ વધારે ચર્ચાય તેમ વધારે સારૂં. આ પ્રશ્નને તો આપણા દેશમાં એક હેડમાસ્તરની માફક લાંબી રજા ઉપર મોકલ્યો છે. આજે હું એક કોલેજમાં,

એક સંસ્થામાં રહી અભ્યાસ કરું છું. નહિ ચર્ચાએલા પ્રશ્નો વિષે મારું કેટલું અજ્ઞાન હતું તે નીચેના એક દાખલા ઉપરથી સારી રીતે સમજાશે. હું મુંબઇની સંસ્થામાં દાખલ થયો તે પહેલાં હાઇસ્કૂલમાં અભ્યાસ કરતો હતો. ત્યારથી મારે મન એવો સવાલ થતો હતો કે હું કસરત કરું છું છતાં મારું શરીર સારું કેમ થતું નથી? જ્યારે બીજા મારી સાથે કસરત કરતા હતા તે મારા કરતાં તેમના શરીરનો બાંધો વધારે મજબૂત અને સારો કરી શકતા હતા. આનું કારણ મેં એક ભાઇને પૂછ્યું, જેમનો ધંધો વૈદ્યનો હતો. તેમણે તો મને એક પડીકી આપી અને તે દરરોજ જમ્યા પછી ઘી તથા સાકર સાથે મેળવીને લેવાની કહી. તે પ્રમાણે મેં તે દવા ખાધી છતાં મને ફાયદો નહિ લાગવાથી મેં તે છોડી દીધી. ત્યાર પછી મારી મેટ્રિકની પરીક્ષા આવી એટલે હું તેની દરકાર કરું જ શાનો?

"ખરી વાત તો એ હતી કે મને ખબર જ ન હતી કે વીર્યપાત એટલે શું! અથવા તો વીર્ય એટલે શું? આથી ખોટી રીતે ખોટો ખ્યાલ મારા મગજમાં ભ્રમણ કરતો હતો. મેટ્રિક પાસ થયો અને મારું ગામ છોડ્યું. ત્યાર પછી હું મુંબઇમાં આવ્યો. ત્યાં કૉલેજમાં દાખલ થયો પરંતુ મને પેલી બાબતનું ધ્યાન રહેતાં કસરત ઉપરથી મારી પ્રીતિ ઓછી થઇ. છતાં મારા મનથી મને એમ થયું કે ઘણાનાં શરીર સારાં થાય અને મારું ન થાય તો તે મારા શરીરના કોઇ પણ ભાગનો વાંક હોવો જોઇએ. તે માટે ડૉકટરની પાસે મારા એક મિત્રની ઓળખાણથી જવાનો વિચાર કર્યો.

"હું મારે ગામ હતો ત્યારે મારા એક મિત્રને મેં પૂછેલું કે જનનેન્દ્રિયની ચામડી નીચે લાલ ભાગ ઉપર જે ધોળો પદાર્થ રહે છે તે શું હશે? મને જવાબ મળ્યો કે એ ઘટ્ટ વીર્ય! ન્હાતી વખતે તે ભાગને સાફ નહિ કરવાની પણ સૂચના આપી! મેં તેમનું કહ્યું માનેલું. પછી હું મુંબઇમાં ડૉકટર પાસે ગયો ત્યારે મેં તેમને વાત કરી કે મારું માથું આખો દિવસ દૂખ્યા જ કરે છે, અને મારું મગજ કામ કરતું નથી. ત્યારે તેઓએ મને બારીકાઇથી તપાસ્યો; અને મારા રોગનું કારણ પેલો કચરો જ હતો તેમ કહ્યું. પછી તો મારે કેટલી અને કેવી સંભાળ રાખવી તે મને તેમણે સમજાવ્યું. જ્યારથી એ ભલા ડૉકટરની સલાહનો હું અમલ કરવા લાગ્યો છું, ત્યારથી મને બીલકુલ બેસી રહેવું ગમતું જ નથી. આવું જ્ઞાન તો નાના બાળકોની માતાઓ બાળકોને નવરાવતી વખતે પરોક્ષ રીતે પણ આપી શકે તેવું છે.

"ડૉક્ટર સાહેબે મને કેટલીક ચોપડીઓ વાંચવાની ભલામણ કરેલી છે. પણ તે બધી હું હજી મેળવી શક્યો નથી. આ સાથે મારા મિત્રોને મારી સલાહ છે કે જેમ બીજા વિષયોનું જ્ઞાન મેળવીએ છીએ તેમ આનું પણ થોડુંક જ્ઞાન તો મેળવવું જ જોઇએ. વધારેમાં મને ડૉક્ટરે કહેલાં વીર્યપાતનાં કારણો, જેમાંના મને યાદ છે તે આ નીચે આપું છું:—

૧ આજુબાજુની સોબત અથવા તો વાતાવરણ સારૂં ન હોવું.
૨ જે મિત્રો વેશ્યાના ઉંબર ઉપર પગ મૂકતા હોય તેનાતી સાથે સોબત.
૩ તેને લગતી વધારે વાતો સાંભળવી.
૪ મનની નિર્બળતા.
૫ રાતના હદ ઉપરાંત ઊંઘ.
૬ ઊંઘ ન આવતી હોય છતાં પથારીમાં પડી રહેવાથી–પથારીની ગરમીથી.
૭ ખટ્ટા તીખા તથા સ્વાદિષ્ટ ખોરાક ખાવાથી.
૮ બજારની સડેલ ચીજો ખાવાથી.
૯ એકાંતમાં નવરા બેસી રહેવાથી.
૧૦ છોકરી કે સ્ત્રીની પાછળ ભ્રમણા કરવાથી.

"આપણામાં એક ખામી છે કે છોકરા તથા છોકરીઓ છૂટથી વાત ન કરી શકે, સાથે ફરી ન શકે. આનું પરિણામ એ આવે છે કે છોકરાના મનમાં છોકરીની ભ્રમણા રહ્યા કરે છે, અને છોકરીના મનમાં છોકરાની ભ્રમણા રહ્યા કરે છે. જો છોકરા અને છોકરીઓને બીજા દેશોની માફક છૂટથી ફરવા દેવામાં આવે તો આવાં પરિણામો નહિ જ આવે. આ અલગ રાખેલી વાતોનાં પરિણામો છે."

લિ. "વિદ્યાર્થી."

ભાઇ 'વિદ્યાર્થી' નો આ પત્ર સકારણ છાપ્યો છે. આખા પત્રમાંથી એક જુવાનનો જે અનુભવ નીતરી આવે છે તેને બાદ કરીએ તો મહત્ત્વના એવાં બે મુદ્દાઓ આપણને જાણવા મળે છે. જુવાન, જુવાનીના ઉંબરામાં પગ મૂકે છે ત્યારે તેને 'જાતીય પ્રશ્ન' ખૂબ મૂંઝવતો હોય છે એ વાત સો ટકા સાચી છે. તેને કેટલુંયે જાણવાની જીજ્ઞાસા અને જરૂર હોય છે: તેને તેનું સાચું જ્ઞાન ન મળતાં તે ખોટે રસ્તે ચડી જઇ નુકશાન ભોગવી રહ્યો છે એ પણ દુઃખદ સત્ય છે. 'વિદ્યાર્થી' ભાઇ પોતે જ પોતાનો અનુભવ ટાંકીને આપણને જણાવે છે કે તેની મૂંઝવણોના ઉકેલ માટે તેને ગમે

તેની પાસે જવાની જરૂર પડે છે, અને પછી આંધળો આંધળાને દોરે એ ન્યાયે જુવાન ગમે ત્યાં ભટક્યા કરે છે. જુવાન આમ ભટકતાં ભટકતાં થાકી જઇ વૈદ્ય ડૉક્ટરનું શરણ લે છે. આવે વખતે કોઇ સાચો અને લાયક વૈદ્ય ડૉક્ટર મળી જાય તો તો ઠીક, નહિતર વૈદ્ય ડૉક્ટરો પાસેથી પણ તેને નુકશાનકારક માર્ગ જ સાંપડે છે. આપણા જુવાન 'વિદ્યાર્થી' ને તેવા લાયક ડૉક્ટર સાંપડ્યા એ તો તેનાં ધન્યભાગ્ય સમજવાં. આપણે ત્યાં આવી સ્થિતિ પ્રવર્તે છે તે વખતે હરેક જુવાનને પોતાની મૂંઝવણનો યોગ્ય ઉકેલ મળે તેવો પ્રબંધ થવો જ જોઇએ, નહિતર તો જુવાનોની જુવાની વેડફાઇ જવાની છે. આવો યોગ્ય ઉપાય તે જુવાનનો વડીલો સાથેનો આવી બાબતમાં રહેવો જોઇતો ઉઘાડો, નિર્ભય અને હાર્દિક સંબંધ.

જુવાનના મૂંઝવણના કાળે તેને યોગ્ય માર્ગનું દર્શન વડીલોએ જ કરાવવું જોઇએ. આજ દિન સુધી આ વિષય પરત્વે વડીલો અને બાળકો વચ્ચે ખોટી શરમનો જે પડદો પડેલો છે તે હવે વહેલી તકે તૂટી જવો જોઇએ. જો આમ નહિ થાય તો અનેક જુવાનોનાં જીવન નીચોવાઇ જશે, અને ભાવી પેઢી નિર્માલ્ય અને નિર્બળ થશે તેમાં શંકા નથી. આ સાથે બીજો એક મહત્ત્વનો વિચાર એ પણ કરવાનો રહે છે કે જુદી જુદી વયના જુવાનોને અનુકૂળ પડે અને માર્ગદર્શક થાય તેવી નાની નાની પુસ્તિકાઓ પણ પ્રગટ કરવાની અત્યંત જરૂર રહે છે. જુવાન જ્યારે મૂંઝાય છે અને કંઇ માર્ગ દેખતો નથી ત્યારે તે ગમે તેવા સાહિત્ય તરફ વળે છે; તેને આશા હોય છે કે તેવા સાહિત્યમાંથી તેને કંઇક માર્ગ અવશ્ય મળી રહેશે. પરંતુ તેવું નિરોગી સાહિત્ય બહુ જ ઓછું હોય છે એટલે ખાસ કરીને આપણી ભાષાની આ ખોટ વહેલી તકે ટળવી જોઇએ.

ભાઈ 'વિદ્યાર્થી' બીજો મુદ્દો રજુ કરે છે તે છોકરા છોકરીઓના નિખાલસ અને શુદ્ધ સહવાસનો. તેમની ફરિયાદ સાચી જ છે કે આજે તો સમાજ જુવાન છોકરા છોકરીઓને પ્રયત્નપૂર્વક નોખાં રાખ્યા કરે છે. બહાર જ આવું બને છે તેમ નથી. ખુદ કુટુમ્બોમાં અને ઘરોમાં પણ આવી જ સ્થિતિ પ્રવર્તે છે. આમ પ્રયત્નપૂર્વક છોકરા છોકરીઓને જુદાં રાખવાથી તેમના મનનું આકર્ષણ વધતું જ રહે છે; અને મન ઉપરના ખોટા દબાણના કારણે એ આકર્ષણ અશુદ્ધ સ્વરૂપ પકડ્યા કરે છે. આવી અશુદ્ધિ વિકૃતિમાં પરિણમે તેમાં નવાઇ શી? આ વસ્તુસ્થિતિ આજે

સમાજને ભલે ન દેખાતી હોય અથવા તો ન ખૂંચતી હોય, પરંતુ જુવાન તે રોજ જોયા કરે છે, મનથી મૂંઝાયા કરે છે. તે સ્થિતિ જુવાનને એટલી બધી તો ખંચે છે કે ઘણી વખત તેનાથી તે સહન પણ નથી થતું. જુવાન આ ટાળવા મથે છે અને સમાજ તેની આડો ઉભો છે. આનો એક સચોટ ઉપાય છે અને તે સહશિક્ષણનો પ્રયોગ. સ્ત્રી અને પુરુષ એવા જાતિના નકામા અને વધારે પડતા ભેદોને વજન આપ્યા સિવાય બાલ્યકાળથી જ છોકરા છોકરીઓને એક જ શાળામાં કે પવિત્ર અને ઉંચા વાતાવરણમાં એકી સાથે જે અભ્યાસ કરવા દેવાની તક મળવી જોઇએ આવા સહવાસથી એક બીજા એક બીજાને વધારે સારી રીતે ઓળખી શકશે, અને વધારે જીવનશુદ્ધિ સાધી શકશે.

હરભાઈ.

## ગૃહમાં સ્વચ્છતા દિન

... ગઈ કાલે ગૃહમાં સ્વચ્છતા દિન ઉજવાયો. 'ઉજવાયો' ક્રિયાપદ વાંચીને કોઇ એવી ભ્રમણામાં ન પડે કે તે દિવસે વિદ્યાર્થીઓએ મીઠાં મીઠાં ભોજન લીધાં હશે કે રમતગમત કે સંગીતના જલસા કર્યાં હશે. સ્વચ્છતા દિનને દિવસે અવશ્ય વિદ્યાર્થીઓને થોડું ઘણું મિષ્ટાન્ન મળ્યું હશે, પણ સાથેસાથે તે દહાડે વિદ્યાર્થીઓએ જે પરસેવો ઉતાર્યો છે તે ખરેખર વખાણવા યોગ્ય જ છે. સાંભળ્યું છે કે આ સ્વચ્છતા દિનનો પ્રથમ વિચાર વિદ્યાર્થીમંડળે પોતાની જ પ્રેરણાથી કરેલો, અને એ વિચાર જે રીતે કાર્યમાં મુકાયો છે તે જોઇને અમને અતિ હર્ષ થાય છે. સોમવારની વહેલી સવારથી તે સાંજ સુધી, રસોડાથી માંડીને પાયખાનાની સ્વચ્છતા પાછળ નાના મોટા વિદ્યાર્થીઓ જે હોંશ અને ખંતથી મંડ્યા હતા તેનું દ્રશ્ય ખરેખર આલ્હાદક હતું, અને એક જીવતાં છાત્રાલયનો ખ્યાલ આપતું હતું. સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે આપણે સ્વચ્છતા તરફ આપણે ઘેર પણ કાંઈ બહુ લક્ષવાળા હોતા નથી. અને અહીં છાત્રાલય જેવાં સ્થળોને તો વિદ્યાર્થીઓ ધર્મશાળા કે પારકું સ્થાન માનીને તેની સ્વચ્છતા ને સુઘડતા તરફ બહુ બેદરકાર રહે છે. પણ આ પ્રસંગે આપણે જોયું કે વિદ્યાર્થીઓએ એ સામાન્ય માન્યતાને ખોટી પાડી છે, અને બતાવી આપ્યું છે કે અમે જે સ્થાનમાં રહીએ છીએ તેને અમારું પોતાનું જ ગણીએ છીએ અને તેની સ્વચ્છતા માટે અમે હરદમ જાગ્રત છીએ ને રહેવાના.

સ્વચ્છતા દિન નો વિચાર જો કે આપણે છાત્રાલયવાળાઓએ

હમણાં નવો ઉભો કર્યો હશે, પણ ખરી રીતે આ વિચાર નવો નહિ પણ ખૂબ જૂનો છે. આપણા લોકોમાંથી સ્વતંત્ર વિચારશક્તિ ઓછી થઇ અને પછી વિચારપૂર્વક યોજાએલાં લોકપર્વો કે દિવસો 'સાપ ગયા ને લીસોટા રહ્યા' એવા બની ગયા. આપણાં 'ગ્રહણ' એ આપણા આવા સ્વચ્છતા દિન હતા; આપણાં 'સુતકો' એ પણ આવા સ્વચ્છતાના જ પ્રસંગો ગણાય. પણ આપણે એ બધા દિવસો અને પ્રસંગોને ધાર્મિકતા અને વહેમનાં જાળાં ચડાવીને વિકૃત કરી દીધા અને એ પ્રાણ વગરનાં પૂતળાંને હજુ પણ પૂજી રહ્યા છીએ. છાત્રાલયો એ દેશના નવા ઘડતરમાં જબરો ફાળો આપનારાં સ્થાન હોઇને એ સ્થળેથી જ આવા જૂના પણ મૃતઃપ્રાય થએલા વિચારોને પુનર્જીવન મળે છે એ ખરેખર ખુશી થવા જેવું છે.

વળી આવા સ્વચ્છતા દિનમાં અમે ગૃહ સાથેની વિદ્યાર્થીઓની એકાત્મ ભાવનાની પણ ઝાંખી કરીએ છીએ. પોતાને ઘેર એક સળી પણ ન હલાવનારા વિદ્યાર્થીઓને સાવરણો લઇને ગૃહનાં ફળિયાં સાફ કરતા કે પાયખાનાની દુર્ગંધમાં ફિનાઇલ છાંટતા કે કીચાના મોટા ગંજને ઉથલાવતા કે રસોડાની મેશમાં કામ કરતા જોઇએ ત્યારે આપણને ખરેખર જૂના ઋષિકાળના વિદ્યાર્થિજીવનની યાદ આવે છે.

વળી છાત્રાલયમાં યોજાતા આવા પ્રસંગો ગૃહપતિ અને છાત્રને વધુ ને વધુ નજીક લાવનારા પ્રસંગો પણ છે. દરરોજ ઉંચા આસન પર બેસી પ્રવચનો કરનાર ને ગંભીરપણે વિદ્યાર્થીઓ વચ્ચે ફરનારો ગૃહપતિ પણ ધૂળ માટીનાં તગારાં વિદ્યાર્થીઓની જ સાથે ફેરવતો હોય છે, એ ક્રિયા જો કે મૂંગી છે છતાં વિદ્યાર્થીઓના દિલમાં ઉંડી અસર કરનારી છે.

એકંદરે આ પ્રસંગ યોજવા માટે અમે ગૃહના નાના મોટા સૌ વિદ્યાર્થીઓનું તેમ જ ગૃહપતિ ભાઇઓનું અભિનંદન કરીએ છીએ. અને ઇચ્છીએ છીએ કે આવા જ બીજા પ્રસંગો યોજી વિદ્યાર્થિજીવનને વધુ ઉજળું બનાવવાનો લ્હાવો સૌ લે.

ગિરીશ.

## તાલીમ

માણસને પોતાના જીવનમાં અનેક પ્રકારની તાલીમની જરૂર રહે છે. ખાવાની તાલીમ, બેસવાની તાલીમ, હાલવા ચાલવાની તાલીમ, બોલવાની તાલીમ, ઉભા રહેવાની તાલીમ, કામ કરવાની તાલીમ, આમ અનેક પ્રકારની

તાલીમ માણસના જીવનમાં ન હોય તો તેનામાં ગમે તેટલી શક્તિ હોય તો પણ તે નકામી જાય છે અને પરિણામ લાવી શકતી નથી. આવી તાલીમ ખરી રીતે માણસના જીવનમાં ઉગી જવી જોઇએ અને નસેનસમાં દઢ થઇ જવી જોઇએ. આવી તાલીમવાળો માણસ કંઇ પ્રકારનું જીવન સહેતુક જીવતો જણાય છે; બાકીનું જીવન જાણે કે ગમે તેમ ઘસડાતું હોય તેવી પ્રતીતિ થયા કરે છે.

આવી તાલીમ ઉપદેશથી નથી આવતી. આવી તાલીમ તેના પાઠો પઢાવવાથી નથી આવતી. આવી તાલીમ જોહુકમીથી પરાણે નથી લાવી શકાતી. આવી તાલીમ સત્તાના જોરે પણ નથી આવી શકતી. આવી તાલીમ માટે તો પ્રેમાળ અને વિવેકભર્યા વાતાવરણની જરૂર રહે છે. દરેક સંસ્થામાં એક એવા પ્રકારનું વાતાવરણ જ પેદા કરી દેવું જોઇએ કે એ વાતાવરણથી બહાર જવાનું કોઇ પણ વિદ્યાર્થીને મન જ થાય નહિ. સંસ્થામાં વાતચીત કરવાની એક ઢબ જ એવી પડી ગઇ હોય કે દરેકને તે ઢબે જ વાત કરવામાં આનંદ આવે. સંસ્થામાં એવી શાંતિથી જ જમવાની કે હરવા ફરવાની પ્રણાલિકા પડી ગઇ હોય કે એ પ્રણાલિકામાંથી બહાર જનાર વિદ્યાર્થીને પોતાને એ ન રુચે. ટૂંકમાં સમગ્ર સંસ્થાનું વાતાવરણ એવી તો રીતે રચાઇને તૈયાર થઇ ગયું હોય કે તેમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય હોય છતાં વ્યવસ્થાની, શાંતિની કે એવી જીવનની ખેમૂલ બાબતોની તાલીમ મળ્યા જ કરે.

કોઇ પણ સંસ્થાના જીવનમાં આવી તાલીમ ઓતપ્રોત કરી દેવા માટે સંસ્થાના જીવનથી તે અંત સુધી તે ટકી રહે તેવા પ્રયત્નો જારી રાખવાને ગૃહપતિ તેમ જ સંસ્થાના સંચાલકો ધાર્મિક બંધનથી બંધાએલા છે. જીવનની આવી તાલીમ વિના કોઇ પણ પ્રકારની કેળવણી ઉગી શકતી નથી. માટે કેળવણીના પ્રથમ અને મહત્ત્વના પગથિયા તરીકે છાત્રાલયમાં આવી તાલીમ માટેનું સુયોગ્ય વાતાવરણ ઉભું કરીએ તો જ કેળવણીનો રાજમાર્ગ સુલભ અને સફળ થઈ શકે.

હરભાઈ.

## " અમારૂં છાત્રાલય."

શ્રીયુત તંત્રી સાહેબ,

આપના 'છાત્રાલય'ના કેટલાક અંકો વાંચ્યા પછી મને "અમારા છાત્રાલય" વિષે આપને થોડીએક માહીતિ આપવાની પ્રેરણા થઈ છે.

મેં કેટલાંએક છાત્રાલયો જોયાં છે. પરંતુ મારે કહેવું જોઇએ કે એ બધાં છાત્રાલયો અમારા છાત્રાલયના પ્રમાણમાં ઘણાં જ સંકુચિત ગણાય. કોઈ છાત્રાલયમાં અમુક જ કોમના વિદ્યાર્થીઓ જ આવી શકે તો કોઈકમાં અમુક ઉંમરના અને અપરિણીત વિદ્યાર્થીઓ જ આવી શકે; વળી કોઈકમાં તો અમુક અભ્યાસ કર્યો હોય તે જ વિદ્યાર્થી આવી શકે. આવી અનેક જાતની સંકુચિતતા આજનાં છાત્રાલયોમાં દેખાય છે. આપ જાણીને ખુશ થશો કે અમારા છાત્રાલયમાં કોઇ પણ જાતની સંકુચિતતા નથી. ભણેલ હોય કે અભણ, પરિણીત હોય કે અપરિણીત, બાળક હોય કે વૃદ્ધ, સ્ત્રી હોય કે પુરુષ, અને ગમે તે જાતનો હોય એ બધાને અમારા છાત્રાલયમાં સ્થાન છે.

આપના છાત્રાલયોના અંકોમાં મેં અનેક જગ્યાએ તાલીમ સંબંધે અને ખોરાક સંબંધે વાંચેલું છે. મને લાગે છે કે આજે અનેક છાત્રાલયો એ વસ્તુ સંબંધે વિચાર કરી રહ્યાં હશે, જ્યારે અમારા છાત્રાલયે આજે એ વસ્તુમાં સંપૂર્ણ સફળતા ને સિદ્ધિ પ્રાપ્ત કરી છે.

અમારે ત્યાં પ્રભાતનું પ્રથમ કિરણ ફૂટતાં જ દરેકને જાગૃત કરવામાં આવે છે, તથા દરેકને પોતપોતાનાં બિછાનાં લઇ નિવાસગૃહમાં (Barrack) બબ્બેની જોડીમાં બેસાડી દેવામાં આવે છે. અમારો નિત્યક્રમ પણ તાલીમબદ્ધ ચાલે છે. દિશાએ જવાથી માંડીને ભોજન સુધીનું બધું જ કામકાજ તાલીમબદ્ધ અને બબ્બેની જોડીમાં જ કરાવવામાં આવે છે. આ બધું તાલીમબદ્ધ ચાલે માટે અમારા ગૃહપતિ (warder) સાહેબ અમને જે હુકમો આપે છે તેમાંના થોડાએક આપને લખી જણાવું જેથી આપને ત્યાં તેનો અમલ કરવો હોય તો તે વસ્તુ સરસ થાય. "ઉપાડ બિસ્રા થાળીપાટ." આ હુકમ સાથે જ અમે છાત્રાલય તરફથી મળતાં બિછાનાં અને થાળી વાટકો લઇ ઉભા થઇ બહાર જઇએ છીએ. "વાંક નીચે" એ હુકમ સાંભળતાં જ અમે વાંકા વળીએ છીએ. "રાખ બિસ્રા" ના હુકમ સાથે જ જમીન ઉપર બિસ્રા મૂકી દઇએ છીએ. પછી અમને થાળીવાટકા જેને થાળીપાટ કહે છે, એ લઇને હોજ પાસે લઈ જવામાં આવે છે. અને ત્યાં જાજરૂવાળાને બબ્બેની જોડીમાં, હારમાંથી જુદા થવાનો હુકમ્ થાય છે.

છાત્રાલયોમાં ઘણા મુખ્ય પ્રશ્નોમાંનો ખોરાક એ એક પ્રશ્ન છે. અને છાત્રાલયોમાં આરોગ્યની દૃષ્ટિએ અને પૌષ્ટિકતાની દૃષ્ટિએ ખોરાકમાં ઘણી વાર ફેરફાર કરવામાં આવે છે. આપને જાણીને આનંદ થશે કે અમારે ત્યાં ઘણા

જુના કાળેથી જે ખોરાક આપવામાં આવે છે એ ખોરાકમાં અત્યાર સુધી ફેરફાર નથી કરવો પડ્યો, અને કરવો ઘટે તેવો બીલકુલ સંભવ નથી. અમારે ત્યાં ઘી, દૂધ જેવા શરીરને આળસુ બનાવી દેનારા ખોરાક બીલકુલ આપવામાં નથી આવતા. અમારે ત્યાંના મુખ્ય ખોરાકમાં જાર તથા અનેક જાતના ખડનું તથા પાંદડાંનું પૌષ્ટિક સત્ત્વ વિદ્યાર્થીઓને મળે એ હેતુથી ખડપાંદડાંની ભાજી આપવામાં આવે છે. આ અમારો મુખ્ય ખોરાક.

સ્વાશ્રયના અમે હિમાયતી હોવાથી તથા સ્વાશ્રયનો પરમાનંદ વિદ્યાર્થીઓને પણ મળે એવી દૃષ્ટિથી અમારે ત્યાં દરેક વિદ્યાર્થીને જે લોટના રોટલા એ ખાય છે, એ અનાજ તેની પાસે જ દળાવવામાં આવે છે; જે રસ્તા ઉપર તે ચાલે છે ત્યાં કાંકરી પાથરવા પત્થર ફોડાવવામાં આવે છે. આપણી કહેવત પ્રમાણે "પાકેલ ઘડે કાંઠા ન ચડે" તેમ મોટાઓ તરફ આ બાબતમાં ઓછું ધ્યાન આપવામાં આવે છે, પરંતુ છોકરાઓ તરફ અમારે ત્યાં ખાસ ધ્યાન આપવામાં આવે છે. તેમને ગમે તેટલી શારીરિક શિક્ષા કરીને પણ આત્માને ઉન્નત બનાવનાર સ્વાશ્રય શીખવવામાં આવે છે. આ જ પધ્ધતિનો પ્રયોગ મોટાઓ સાથે પણ કોઈક કોઈક વાર કરવામાં આવે છે, કારણ કે અમારે ત્યાં વિદ્યાર્થીઓના શરીરને ભોગે પણ સ્વાશ્રય જેવા સુંદર ગુણ તેનામાં રેડવામાં આવે છે. અલબત્ત ખોરાક સંબંધે ને આ જાતના સ્વાશ્રય સંબંધે ફરિયાદો ઘણી આવે છે, પરંતુ વિદ્યાર્થિજીવનને અતિ ઉપયોગી એવી આ બાબતો વિષે અમે તેમની ફરિયાદો તરફ બીલકુલ ધ્યાન આપતા નથી.

છેલ્લે થોડીએક વાતો આપને ટૂંકમાં જણાવી દઉં કે અમારે ત્યાં કેળવણીની છેલ્લી શોધ પ્રમાણે ઉદ્યોગને પ્રધાન સ્થાન આપવામાં આવ્યું છે. ઉદ્યોગમાં ઘંટી, પત્થર ફોડવાનું, કાથી વણવાનું વગેરે કામો આપવામાં આવે છે. વિદ્યાર્થીઓ જીવનમાં એ વસ્તુ સાધ્ય કરે માટે સવારમાં વખતના બચાવ માટે દાતણ, સ્નાન જેવી નાની વસ્તુ તરફ બીલકુલ ધ્યાન નથી આપતા.

એક વાતનો દરેક છાત્રાલય પ્રયત્ન કરે છે કે વિદ્યાર્થી પ્રામાણિક થાય. મારે કહેવું જોઈએ કે વિદ્યાર્થીમાં પ્રામાણિકતા આવે તેને માટે અમારે ત્યાં જેટલો સુંદર ઉપાય છે તેટલો સુંદર ઉપાય બીજા કોઈ છાત્રાલયમાં નથી જ. અમારા છાત્રાલયને જે ઉપાય જડ્યો છે એ જો અમે બીજાને ન બતાવીએ તો અમારું છાત્રાલય સ્વાર્થી ગણાય, માટે અમે એ ઉપાય બતાવીએ છીએ. અમારે ત્યાં જ્યારે દરેક વિદ્યાર્થીને પાછા નિવાસગૃહમાં

જવાનો હુકમ કરવામાં આવે છે.ત્યારે દરેકની જડતી લેવામાં આવે છે, એ રીતે વિદ્યાર્થીઓને પ્રામાણિકતાના પાઠ ભણાવવામાં આવે છે.

હું આશા રાખું છું કે મારા આટલા લખાણથી અનેક છાત્રાલયે ચાલકોને ગૂંચવતા સવાલોના નિવેડા આવી જશે. અને અમારા છાત્રાલ સ્વાશ્રય, તાલીમ, પ્રામાણિકતા માટે કેટલા સુંદર ઉપાયો યોજવામાં આ છે એ ઉપર વિચાર કરશે.

છેલ્લે અમારા છાત્રાલયની સર્વોત્કૃષ્ટતા સિદ્ધ કરતી એક જ વ આપની પાસે હું મૂકીશ. છેલ્લા એક વરસમાં અમારે ત્યાં ૬૦ થી હજાર વિદ્યાર્થીઓ થઈ પડ્યા હતા. અને એ જેલ છાત્રાલયની એક શા યરોડા છાત્રાલયમાં તો એટલા બધા વિદ્યાર્થીઓ વધી પડ્યા કે છાત્રાલય કંમ્પાઉન્ડ બહાર ૧૫ તંબુઓ નાખવામાં આવ્યા હતા. એ જ.

લિ.
જેલ છાત્રાલયની શાખા
યરોડા છાત્રાલયનો
એક અનુરાગી છાત્ર અલહાદ.

## એક પત્ર

હિંદુસ્તાનની બહાર પરદેશમાં અભ્યાસ અર્થે ગએલા એક નવજુવાન તેના એક વડીલ મિત્રે, એ જુવાનના એક પત્રના ઉત્તર રૂપે એક પ લખેલો. એ પત્ર હરકોઇ જુવાનને ઉપયોગી અને ઉપકારક જણાયો તે અમે તેમાંથી અગત્યનો ભાગ "છાત્રાલય" માં પ્રગટ કરવાની માગણી કર આ માંગણી તેમણે સ્વીકારી છે અને તેથી તેમાંનો ઉપયોગી ભાગ અ અહીં પ્રગટ કરીએ છીએ.

તંત્રી.

......આશા નિરાશાની કંઇ ને કંઇ વાતો ન હોય તેવો તમારો ભાગ્યે જ કોઇ પત્ર હશે ! ભલા માણસ, હવે તો એવી બાબતોથી થાકો ! આશ નિરાશા રૂપે ઝેલાં ખાવાને બદલે તમારો અંતરાત્મા કહે તે માર્ગે કર્તવ્ય ગણીને ધપ્યે જાઓ. પરિણામ શુભ જ આવવાનું છે. આશા રાખવાથ દુઃખી થવાય છે, અને નિરાશા સેવવાથી જીવન હારી જવાય છે. માટે બન્ને ત્યાજ્ય છે. આશા નિરાશાને જીતવા મથનાર માણસ પ્રગતિને પંથે છે. આશ

નિરાશા જોણે જીત્યાં છે તેણે સુખ દુઃખને પણ જીત્યાં સમજવાં. તેવો માણસ સ્થિતમત દશાને પામી શકે છે. ચાલો ત્યારે આપણે પણ તે પંથે પડીએ!

"તમારા જીવનમાં તમને અસ્થિરતા અને અસ્પષ્ટતા ઘણી વાર જણાય છે. અને તેના ઉપાય તરીકે તમે આત્મનિરીક્ષણનો પ્રયોગ અજમાવો છો તે મને બહુ ગમે છે. પણ આત્મનિરીક્ષણથી કંટાળી જશો નહિ, તેમ જ થાકી પણ જશો નહિ. આત્મનિરીક્ષણ એટલી બધી સૂક્ષ્મ અને મુલાયમ વસ્તુ છે કે તેને બહુ જ સંભાળીને વાપરી શકીએ. આત્મનિરીક્ષણનો પ્રયોગ કરનારે તુલાને સૂક્ષ્મતાથી જાળવવી પડે છે. જો તેમ ન કરીએ તો આત્મનિરીક્ષણના બહાના નીચે કદાચ આત્મવંચના પણ થઇ જાય.

"ભાવીના વિચારો તમને મૂંઝવે છે કે? અને કેટલીક વખત તમારી સુંદર મનોહર સ્વપ્નસૃષ્ટિ સરી પડતી દેખાય છે કે? ગાંડાભાઇ, એ વિચારોને જવા દો. આપણું ભાવી આપણા જ હાથની વાત છે, તો પછી તે તે આપણને મૂંઝવનાર કોણ? આપણે જ તેને ન મૂંઝવીએ? તમારે તો તમારી ઇચ્છામાં આવે તેવું ભાવી ઘડવાનું છે. તમારામાં એ તાકાત પણ મેં દેખી છે. તમે તે કરી શકવાના જ છો તેવી મારી શ્રદ્ધા છે. તમે તમારા એક પત્રમાં જ નથી લખ્યું કે તમે સામાન્ય નહિ પણ અસામાન્ય માણસ બનવા ઇચ્છો છો? તો પછી અસામાન્ય માણસને આદર્શોની સિદ્ધિ તો સહજ હોવી જોઇએ. તેમ થવું જ જોઇશે ને? નહિતર તો પછી તમે અસામાન્ય શી રીતે? અને આદર્શોની આડે શું આવે છે? બીજાઓ તરફની લાગણી? ભારે ભયંકર ભૂલ કરી નાખી. બીજાઓ તરફની લાગણી તો આપણા આદર્શોની સિદ્ધિમાં પૂરક બની રહે છે. માણસ જે આદર્શો રચે છે તેને પહોંચી વળવા માટે જ્યારે થોડી ઘણી પણ વ્યક્તિગત નિર્બળતાઓ અનુભવે ત્યારે ત્યારે તે પારકાની લાગણીથી પ્રેરાવાના થોડાએક હૃદયના પ્રયોગો કરે છે. વખત જતાં તેનામાં પારકા માટેની તેવી લાગણી જન્મે છે, અને પછી પોતાની જૂની લાગણીઓ સાથે, પારકા માટેની નવી પેદા થએલી લાગણીઓના સામટા બળ વડે માણસ આદર્શોને પહોંચવામાં સફળ બને છે. દરેક મહાપુરુષના જીવનમાં આ સત્ય આપણને જોવા મળે છે. પારકા તરફની આપણા અંતરમાં ઉભી થતી લાગણી આપણા આદર્શોની આડે આવતી જો દેખાય તો સમજી લેવું કે તે લાગણી નથી પણ હૃદયની નિર્બળતાઓ છે. તેવી નિર્બળતાઓને તો વહેલી તકે દૂર કર્યે જ છૂટકો.

"સમાનવાદના જમાનામાં તમે પૈસા કમાવાની દૃષ્ટિ રાખી ત્યાં પરદેશમાં ભણવા ગયા છો એ વાત તમને ખટકે છે, કાં ? અહીં પણ તમે ભૂલો છો. તમે ત્યાં એક મોટી ડિગ્રી લેવા ગયા છો તે વાત સાચી. તમારા ત્યાંના અભ્યાસના પરિણામે તમે અહીં આવી પૈસા કમાઈ શકશો તે વાત પણ સાચી. પણ તેથી તમે આજના કહેવાતા પૈસાદાર જ બની રહેશો, અથવા તો પૈસા કમાવા માટે જ કેવળ ગમે ત્યાં ભણો છો એ બંને અનુમાનો ખોટાં છે. ખોટાં ન હોય તો ખોટાં પાડવાં એ તમારા જ હાથની વાત છે. તમારે તે ખોટાં પાડવાં જ પડશે. કોઈ પણ માણસ પોતાની બુદ્ધિને ખૂબ ખીલવે તેનું પરિણામ તે બુદ્ધિને પૈસા ખાતર વટાવવાના દુરુપયોગમાં જ આવે એવું બને શા માટે ? હું અહીં બેઠો બેઠો મને મનગમતા વિષયોનો ઘણો ઊંડો અભ્યાસ કર્યો જ કરું છું. કદાચ તેટલા ખાતર જ મારે પરદેશમાં પણ આવવું પડશે. પણ એ વધારાના જ્ઞાનને વટાવવાનો-તેના વડે વધારે પૈસા કમાવાનો વિચાર મને કદિ જ અભડાવી શકતો નથી. જ્ઞાનમાત્ર પવિત્ર છે અને પૈસાથી તેને માપવા નીકળવું એ આભડછેટ છે. આ વાત જો તમે બરાબર સમજી ગયા હશો તો પછી તમને સહેજે ઓછું આવવાનું નથી. હવે ધારો કે તમારા જ્ઞાનના પરિણામે તમને ઘણા પૈસા આપોઆપ જ મળી રહે; તો પણ શું ? સમાનવાદ ઝંખતો તમારા જેવો જુવાન થોડોક જ તેનો પોતા પૂરતો ઉપયોગ કરવાનો છે ? હું એમ માનતો નથી. તમે પણ એમ ન જ માનો તેમ ઇચ્છું છું. તમારા પૈસા તો ગરીબોને સુખી કરવામાં, જરૂરવાળાઓને ઉપયોગી થવામાં અને હિંદુસ્તાનમાં સમાનતાનો પ્રચાર કરવામાં વપરાઓ. ઇશ્વર પાસે પણ આપણે એ જ પ્રાર્થીએ.

"લગ્ન વિષેના તમારા વિચારો ઘણા ભવ્ય અને ઉદાત્ત છે. મને તે ખૂબ ગમ્યા છે. આ તમારા વિચારો વાંચતાં તો મને એમ માનવાનું મન થઈ જાય કે કદાચ તમે અપરિણીત રહેશો ! પણ...

"લગ્ન એ જો પ્રેમપરાકાષ્ટામાં પરિણમે, લગ્ન એ જો ભેદમાંથી અભેદને જન્માવી શકે તો લગ્ન જેવી ઉત્તમ પ્રથા બીજી એકેય મનુષ્ય ભેજામાંથી નથી જન્મી તેમ આપણે સ્વીકારવું જોઈએ. તમે લખો છો કે લગ્ન એ તો વ્યક્તિગત પ્રગતિનું બાધક છે. પણ સહેજ વિચાર કરતાં તમને જ જણાશે કે સમષ્ટિની ઉન્નતિ અર્થે, સમષ્ટિમાં સમાઈ જતી વ્યક્તિ જ ખરી પ્રગતિ સાધી શકે છે. લગ્નથી વ્યક્તિ સમષ્ટિમય થઈ જતી હોય, લગ્નના

પરિણામે અભેદ અનુભવી રહેલી એવી અસંખ્ય વ્યક્તિઓથી સમાજ ઉભરાઈ જતો હોય, બલ્કે એવી જ અભેદવાદી અને અભેદજીવી વ્યક્તિઓનો જ સમાજ બની રહેતો હોય, તો એ લગ્નપ્રથા વ્યક્તિ તેમ જ સમષ્ટિ બન્ને માટે આશીર્વાદ સમાન છે અને તેથી આવશ્યક છે. અપરિણીત જીવનના પરિણામે માણસના હૃદયનો એક નાનકડો ખૂણો ખાલી શુષ્ક રહી જાય તેની તો મને યે પરવા નથી; પણ પરિણીત જીવનના પરિણામે માણસના હૃદયનો એકેએક ખૂણો પ્રકાશિત થઈ જતો હોય, પરિણીત જીવનને લીધે માણસ બીજા માણસના હૃદયના ખૂણેખૂણાને પારખી શકવા સમર્થ થઈ શકતો હોય, લગ્નજીવનથી માણસનું હૃદય ખૂણો બની રહેવાને બદલે ખૂણામાંથી અસંખ્ય ખૂણાઓવાળું અને અસંખ્ય ખૂણાઓને સંઘરનારું બની જતું હોય, તો તેવા લગ્નજીવનથી વંચિત રહેવું તેને હું પાપ સમજું. પણ આ બધું બને જ તે માટે તો આજની લગ્નપ્રથામાં, આજની સમાજ વ્યવસ્થામાં, આજની માન્યતાઓમાં ભારે મોટા ફેરફારો કરવા પડશે. તેવા ફેરફારો કરનાર ઘડીભર જગતને આકરો લાગશે, ઘડીભર સમાજને પાઠ્ઠ મારનાર જણાશે. સમાજ પણ તેવા માણસને પાપી, અનીતિવાન અને કદાચ અધર્મી પણ કહેશે. પણ તેમ આચરવાની હિંમત આજના જુવાનને બતાવ્યા સિવાય છૂટકો નથી. જે કોઈ જુવાન પરણે તે ઉપરના આદર્શને ધ્યાનમાં રાખીને પરણે તો તો...?"

શા.

## રામલાલ

: ૧ :

"રામ, ભાઇ, આ હીરો જમીને તૈયાર થઇને આવી પણ ગયો. તારે તો હજી ન્હાવાનું પણ બાકી છે. હવે જલદી પતી જા, નહિતર નિશાળનું મોડું થશે." નરશીભાઇએ પોતાના ચૌદ વર્ષના દીકરા રામને વખતસર શાળામાં મોકલવાની ચિંતા બતાવતાં કહ્યું.

"આ આવ્યો, બાપુ! આ હવે એક જ દા બાકી છે. હીરા, આમ આવ તો; જો હું હમણાં જ તૈયાર થઇ જઇશ."

"ઈ ભણી રહ્યો હવે!" રામની બા પુતળીબ્હેન ચીડાઇને વચ્ચે જ બોલ્યાં. "એમ ભાભાપા કરવાથી તે એના જેવા ભણતા હશે? મારો ને એક તમાચો તે પાંશરો નેતર જેવો થઇ જાય! ચૌદમું રતન ચખાડ્યા વિના

મૂર્તિ મૂરતી નહિ માને..(રામ તરફ ફરીને) હવે મોઇ ડાંડીયો છોડવો છે? આ બિચારો હીરો ક્યાં સુધી ઉભો રહે! આજ તો મોઇ ડાંડીયાને ગાળી ન નાખું તો તો મારૂં નામ ફેરવી નાખજે! (હીરા તરફ ફરીને) ભાઇ હીરા, તું તારે જા બાપુ! ઇ રખડુને ભરોંસે રહીશ તો તું પણ ભણતર ગુમાવીશ. તું તારે ચાલતો થા. એને આવવું હશે તો આવશે એકલો."

"પણ બા, હવે તો આ એક જ દાવ રહ્યો છે." ડાંડીયા ઉપર મોઇ મૂકતાં મૂકતાં રામે બાને જવાબ આપ્યો.

"હવે હાલ ને દાવાળાના દીકરા! આવે છે કે અહીંથી ફેંકું છાણું મારૂં?" બા હવે ખરેખર ખીજાઇ હતી.

"રામ, હવે એટલેથી બસ કરો. બાકીનો દા સાંજે લેજો. ચાલ અંદર આવ, અને નાહી લે." બાપુએ સહેજ કડક થઇને કહ્યું.

રામલાલે મોઇ ડાંડીયો પડતાં મૂક્યાં અને ઘરમાં આવ્યો.

ચૌદ વર્ષનો રામલાલ શરીરે કદાવર હોવાથી સત્તર વરસ જેવડો લાગતો હતો. મોઢા ઉપર મૂછનો દોરો પણ ફૂટવા માંડ્યો હતો. અડધા કલાકમાં ન્હાવાનું અને ખાવાનું પતાવી રામલાલ નિશાળે ચાલ્યો ગયો.

: ૨ :

"રામલાલ, બાપા પાસે પૈસા છે એટલે એમ માનતો હોઇશ કે તારે તો ભણવાની કશી જરૂર જ નથી. પણ યાદ રાખજે કે ભણીશ નહિ તો ભીખ માગતાં પણ પેટ નહિ ભરાય!" રામલાલના શિક્ષક હેમુભાઇ સહેજ ગુસ્સે થઇને રામને ઠપકો આપવા લાગ્યા.

"પણ સાહેબ! મને વ્યાકરણ ગોખવું ગમે નહિ તેનું હું શું કરૂં! મને કોઇ વ્યાકરણ ગોખવાનું કહે તેના કરતાં ઝાટકે મારે તે મને વધારે ગમે." રામલાલે પોતાને જે કહેવાનું હતું તે ચોખ્ખી ભાષામાં કહી નાખ્યું.

શિક્ષક આથી વધારે ચીડાયા અને રામલાલના ગાલ ઉપર જોરથી તમાચો મારતાં બોલ્યા: "લે ત્યારે આ ઝાટકો. એક તો લેસન કરી આવવું નહિ અને સામે બકવાદ કરવું, કેમ? લે આ બીજો ઝાટકો." કહીને તેણે એ જ ગાલ ઉપર બેવડા જોરથી બીજો તમાચો માર્યો.

એક તમાચો માર્યો ત્યાં સુધી તો રામલાલે ગમ ખાધી હતી; પણ આ બીજો તમાચો તેનાથી ન સહન થયો. પાસે જ સ્લેટ પડી હતી તે

આ અંકનો વધારો

# બાલસાહિત્ય ગુચ્છ

સંપાદકો

## ગિજુભાઈ અને તારાબેન

અંદરના નમુના મુજબ સાઇઝ અને ટાઇપમાં

**૨૫ પુસ્તકોનો ગુચ્છ  પોસ્ટેજ સાથે રૂા. ૨-૮-૦**

છૂટક કિંમત દોઢ આનો  પોસ્ટેજ બે પૈસા જુદું

---

શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળાનાં ૮૦ પુસ્તકો પ્રગટ થયા પછી અમારે એવી જ બીજી ઘણાં પુષ્પોવાળી માળા કાઢવાની ઇચ્છા હતી. પરંતુ તે વખતે દેશે સ્વાતંત્ર્ય-મુક્તિ માટે ઝંપલાવ્યું હોઇ શ્રી. ગિજુભાઈ-તારાબેને પણ એમાં પોતાનો ફાળો આપવા યત્નમાં ઝંપલાવેલું એથી એવી બીજી લાંબી માળા ગૂંથવાનો અવકાશ ન રહ્યો. પરંતુ એ માળાની તૈયારી માટેનું જે સાહિત્ય ગોઠવેલું તૈયાર જ હતું તેને બાળકોથી લાંબો સમય દૂર ન રાખવું એમ ધારી આજે આવડો નાનકડો ગુચ્છ-૨૫ પુષ્પોનો ગજરો બાળકોના હાથમાં મૂકી હાલ તુરત સંતોષ લેવો પડે છે.

## ગ્રાહક તરીકે નામ નોંધાવો

પહેલું પુસ્તક માર્ચ આખર પ્રગટ થશે

**શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર : ભાવનગર**

નીકળ્યોઃ "જેને જેને ઘેર પશુ, પક્ષી, ઢોરઢાંખર જે કાંઇ જાનવર હોય તે લઇને અરધા કલાકમા કચેરીમા હાજર થાય!"

ગામના તમામ લોકો પોતપોતાના ગાય, ભેંશ, બળદ, બકરી લઈ હાજર થયા. એક તબોળણ આવી નહોતી હીરાએ તે જાણી લીધું અને તબોળણને તેના જાનવર સાથે પકડી મંગાવવા હુકમ કર્યો. તબોળણ બકરા સાથે આવી. તરત જ હીરાએ સિપાઇઓને હુકમ કર્યોઃ "આ તંબોળણને અહીં ને અહીં જ ગરદન મારો." તબોળણ કરગરવા લાગી, કાલાવાલા કરવા લાગી· "વાક ગુન્હા વિના શું કરવા મારો છો?" એમ કહી આજીજી કરવા લાગી. પણ હીરાએ વધારે સખ્તાઇથી કહ્યુંઃ "બસ! હમણાં જ એનું ગળું ઉડાવો"

તંબોળણે કહ્યુંઃ "મારો વાક ગુન્હો

# ગુચ્છમાં ગૂંથાએલાં પુષ્પોની યાદી

## દરેક પુસ્તકના પૂંઠા ઉપર અકેક ચિત્ર

## આવડી સાઇઝનાં ૩૨ પાનાં: મજબૂત મોહક પૂંઠું.

૧ લાલ અને હીરા ગિજુભાઈ
૨ ભેંશનાં શીંગડામાં ”
૩ ગામડામાં ગયો હતો ”
૪ આંબો રોપ્યો ”
૫ વિલાયતી વાતો ”
૬ ટુચકાઓ સંપાદક ગિજુભાઈ
૭ બે બાળનાટકો ગિજુભાઈ
૮ દાદાજીની તલવાર ”
૯ તડતડ તડતડ તડડડડ મોંઘીબેન
૧૦ વેકનો વારો રામભાઈ પાઠક
૧૧ નવાં વરતો ગિજુભાઈ
૧૨ વસંત આવી ”
૧૩ તિળ ધ્યા ગુળ ધ્યા તારાબેન
૧૪ હેમુભાઈના પાઠો
૧૫ જીવજંતુ ગિજુભાઈ
૧૬ ઠેકઅઠેકા તારાબેન
૧૭ ટેક ગિજુભાઈ
૧૮ મેઠિયો દેડ ”
૧૯ તારાબેનના પાઠો
૨૦ માજીએ કહેલી મોંઘીબેન
૨૧ જોયુ ને આંખ ઠરી ગિજુભાઈ
૨૨ અટરપટર વાતો ”
૨૩ ઘમ્મર વલોણું તારાબેન
૨૪ ચતુર કરોળિયો ચંદ્રશંકર ભટ્ટ
૨૫ પંચામૃત સંપાદક ગિજુભાઈ



૭ ૩ ૩૧ ભાવનગર સરસ્વતી છાપખાનું

ઉપાડીને જોરથી શિક્ષકના માથા ઉપર મારી. સ્લેટના ટુકડા થઇ ગયા અને શિક્ષકના માથામાંથી લોહીની ધાર ચાલી. શિક્ષક તમ્મર ખાઇને નીચે બેસી ગયા. વર્ગના વિદ્યાર્થીઓ હેબતાઇ ગયા. રામલાલે શાંતિથી પોતાનું દફતર ઉપાડયું અને છાતી કાઢનો ઉતાવળે પગે વર્ગ છોડીને ઘર તરફ ચાલતો થઇ ગયો.

: ૩ :

"તમે તમારા રામનાં પરાક્રમ સાંભળ્યાં કે નહિ?" બજારમાંથી સીધા આવીને પોતાનો કોટ ઉતારતા હતા તે જ વખતે નરશીભાઇને તેમનાં પત્ની પુતળીબ્હેને સંભળાવ્યું. "લ્યો, ભરો હવે દંડ! અને ઉપરથી દીકરાને બેસાડો ઘરે!"

"શું થયું ! રામે કાંઇ તોફાન કર્યું ?" નરશીભાઈ આવું સાંભળવા માટે રોજના ટેવાએલા હતા તેથી સહેજ પણ ક્ષુબ્ધ થયા વિના હકીકત જાણવા માટે ટાઢે પેટે બોલ્યા.

"તોફાન શું, માસ્તરનું માથું ફોડી આવ્યો!" પુતળીબ્હેન ખૂબ ખીજાયાં. "નસીબમાં હશે તો કોરટે પણ જવું પડશે. ઇ માસ્તર ખૂબ ડંસીલો છે, છોડે એવો નથી. નિશાળના મોટા માસ્તરે રૂપિયો દંડ તો લખી મોકલ્યો છે. હજી વધારે થવાનું વળી બાકી હશે." બોલવાનું પૂરું કર્યું ત્યારે પુતળીબ્હેનના મ્હોં ઉપર દુઃખ સ્પષ્ટ દેખાતું હતું.

"પણ આખી વાત તો કહો. શું થયું? કેમ થયું?" નરશીભાઇની જીજ્ઞાસા વધતી જતી હતી. સહેજ ચિંતાતુર પણ દેખાતા હતા.

"તે પૂછો ને તમારા કુંવરને જ!" પુતળીબ્હેને સંયમ ખોવા માંડ્યો. "જુઓ પણે ખૂણામાં બેઠો બેઠો કોઇ બીજા પરાક્રમની તૈયારી કરે." આંગળી ચીંધાડી દૂરના ખૂણામાં બેસી લાકડી છોલતા રામલાલને બતાવ્યો.

નરશીભાઇ ઉતાવળા રામલાલ પાસે ગયા. ખીજાયા વિના બધી હકીકત પૂછી. રામલાલે જરા પણ ગભરાયા વિના આખી વાત બની હતી તેવી કહી દીધી. માસ્તરે બીજી વખત હાથ ન ઉગામ્યો હોત તો પોતે કશું જ ન કરત તેની ખાત્રી આપી; અને નિશાળમાં જવું હરામ તેવો પોતાનો નિશ્ચય દૃઢતાથી જાહેર કર્યો.

: ૪ :

આજ સવારની વહેલી ગાડીમાં અમદાવાદ સ્ટેશને ઉતરી નરશીભાઇ

પોતાના દીકરા રામલાલ સાથે સીધા જ 'સંસ્થા છાત્રાલય'માં આવ્યા છે. ગૃહપતિએ નાહી ધોઇ પરવારીને વાતચીત કરવાનું કહેલું તેથી નવ વાગ્યાનો સુમાર થવા આવ્યો છે તે વખતે ગૃહપતિની ઓફિસમાં બાપ દીકરો આવીને બેઠા છે. થોડી વારે ગૃહપતિ ત્યાં આવે છે; નરશીભાઇ ઉભા થઇ નમસ્કાર કરે છે, અને રામલાલને ઓળખાવે છે.

નરશીભાઇ: "આપનો પત્ર મળ્યા પછી તેનો વિગતવાર જવાબ આપવા વિચાર હતો. પરંતુ પછી તો નક્કી કર્યું કે મારે જાતે જ આવીને મળી જવો. એટલે હવે રૂબરૂ વાત કહી શકીશ."

ગૃહપતિ: "કંઇ ફિકર નહિ. તમે રૂબરૂ આવ્યા તે મને બહુ ગમ્યું. આપના ચિરંજીવીનું નામ રામલાલ કે ?"

નરશીભાઇ: "જી હા."

ગૃહપતિ: "શું ભણે છે ?"

નરશીભાઇ: "ત્રીજી શ્રેણીમાં હતો."

ગૃહપતિ: "ઉંમર કેટલી ?"

નરશીભાઇ: "ચૌદમું પૂરું થયું અને પંદરમું બેઠું."

ગૃહપતિ: "ઉમરના પ્રમાણમાં અભ્યાસમાં ખૂબ પાછળ ગણાય !"

નરશીભાઇ: "હા, એમ તો ખરું. પણ આપણાં છોકરાંઓ આજની શાળાઓમાં ભણી ભણીને શરીર મનની શક્તિઓને ખૂબ ઘેસવી નાખે છે તેવો મારો ચોક્કસ મત છે. તેને પરાણે અને જલદી ભણાવવાનો બહુ મોહ મેં નથી રાખ્યો."

તો રામ કશું ન બોલ્યો, પણ પછી બીજો તમાચો વધારે જોરથી પડવાથી રામ ઉશ્કેરાયો અને શિક્ષકના માથામાં છૂટી સ્લેટ મારી. શિક્ષકનું માથું ફૂટ્યું. શિક્ષકે રામને ડિસમિસ કર્યો. પણ આપને અહીં રાખવામાં તો કશો વાંધો નહિ આવે કે ?"

ગૃહપતિ: "ના, સિવાય કે એમનામાં કોઇ એવું દૂષણ દેખાય કે જે વિદ્યાર્થીઓના મોટા સમૂહને નુકશાન કરનારૂં હોય. બાકી અમારે તો કશો વાંધો છે જ નહિ. શાળા અમારી પોતાની છે તેથી પ્રમાણપત્રની જરૂર નથી. અને અમે કોઇ વિદ્યાર્થીઓને મારતા નથી કે જેથી સામો માર ખાવાનો ભય રહે."

નરશીભાઈ: "હા, એ તો હું જાણું છું. આપની સંસ્થાનાં વખાણ અનેક વખત છાપાંઓમાં વાંચ્યાં છે. અને વળી અમારે ત્યાં હમણાં બે વર્ષથી જે નવા ડૉક્ટર આવ્યા છે તે કહેતા હતા કે તેઓ પોતે વિલાયત હતા ત્યારે આપ પણ ત્યાં જઇ ચડેલ. ખરૂં કહું તો ડૉક્ટર સાહેબના ખાસ કહેવાથી જ રામને અહીં લઇ આવ્યો છું."

ગૃહપતિ: "બહુ ઠીક કર્યું. હું ગયે વર્ષે પરદેશની શિક્ષણસંસ્થાઓ જોવા ગયો હતો ત્યારે જર્મનીમાં ડૉક્ટર સાહેબનો ભેટો થઇ ગએલો. પછી તો હું તેમની સાથે એક અઠવાડિયું રહેલો."

નરશીભાઇ: "ડૉક્ટર સાહેબ આપની બધી વાતો કરે છે. તેમની વાતચીત ઉપરથી મેં એમ નક્કી જ કર્યું છે કે રામને યોગ્ય પ્રવૃત્તિઓ અહીં મળી જ રહેશે, અને તેનો સાચો વિકાસ અવશ્ય થશે."

ગૃહપતિ: "આપની શુભેચ્છાઓ ફળો."

: ૫ :

રામલાલને 'સમર્થ' સંસ્થામાં રહ્યે બે વર્ષ થઇ ગયાં છે. તે આજે છઠ્ઠી શ્રેણીમાં કામ કરે છે. તેને સોળ વર્ષ પૂરાં થઇ સત્તરમું બેસી ગયું છે. એક તરફથી તેની ઉંમરનું નવું વર્ષ શરૂ થયું અને બીજી તરફથી તેનાં અભ્યાસનું પણ નવું વર્ષ શરૂ થયું. બરાબર આ જ વખતે દેશમાં અહિંસાત્મક યુદ્ધનો આરંભ થયો. 'સમર્થ' સંસ્થામાં રહીને રામલાલે સ્વાતંત્ર્યનો જે પ્રાણ પીધો હતો તેણે હવે તેના અંતરમાં પણ ઉકળાટ પેદા કર્યો. પંદર દિવસ પછી 'સમર્થ' છાત્રાલયની એક ટુકડી યુદ્ધક્ષેત્ર ઉપર ઉપડી

જવાની હતી. જનાર સૈનિકોનાં નામો નોંધાવા માંડ્યાં હતાં. કોઇએ માતપિતાની મંજુરી અગાઉથી જ, મેળવી લીધી હતી તો કોઇને મંજુરીની અપેક્ષા જ ન હતી. રામલાલે, ઉપડનારી પહેલી ટુકડીમાં પોતાનું નામ નોંધાવી દીધું અને ઘેર માતપિતાને પત્ર લખી નાખ્યોઃ—

"પૂજ્ય બા તથા બાપુની સેવામાં,

"હજી તો મહિનો એક માંડ થયો હશે, જ્યારે મારી વર્ષગાંઠ નિમિત્તે મેં પત્રથી તમારા બંનેના આશીર્વાદો મેળવેલા. તે વખતે બાએ તો ગાંડાં થઇ જઇને મને પત્ર લખેલો! બાપુ, મને 'સમર્થ' છાત્રાલયમાં મોકલ્યો તે મારા ઉપર તો જાણે કે મોટો ઉપકાર તમે કર્યો જ છે; પણ બા તો 'સમર્થ'ને અંતરની આશીષો દિનરાત દીધા જ કરે છે. બા માને છે કે 'સમર્થ' ન હોત તો હું આજનો રામલાલ ન હોત. અને બા બાપુ, એ વાત સાવ સાચી છે. મને તમે 'સમર્થ'માં ન મૂકયો હોત તો હું આજનો રામલાલ ન જ હોત તેમ હું સો ટકા માનું છું.

"પણ બા, આ પત્રથી હું આજે એક બીજા પ્રકારના આશીર્વાદ માગું છું. તું તે આપીશ? બાપુ તો આપશે જ તેવી મને ખાત્રી છે. પણ બા, તું? મને સહેજ શંકા રહે છે કે તું મને તો કદાચ આશીષ આપીશ કારણ કે હું તારો વ્હાલો દીકરો છું. પણ 'સમર્થ'ને તેં જેટલી આશીષો આપી છે તેટલા જ શાપો કદાચ વરસાવીશ. પણ ના બા, તું તેમ નહિ કરતી હો! મને જેટલી આશીષો મોકલ તેટલી જ 'સમર્થ'ને પણ મોકલજે. જો ને, 'સમર્થ' ન હોય તો તારો રામ કયાંથી હોય?

"તમને ખબર તો છે ને કે રાષ્ટ્રમાં સ્વરાજપ્રાપ્તિ અર્થે એક જબ્બર સંગ્રામ મંડાયો છે. આ સંગ્રામના સેનાધિપતિ મહાત્મા ગાંધી છે. મહાત્માજીનું આ યુદ્ધ જગતના ઇતિહાસમાં અદ્વિતીય છે. એમણે નિશ્ચય કર્યો છે કે જગતમાંથી હિંસાને અને વેરઝેરને નાબૂદ કરવાં. જગતમાંથી શસ્ત્રો અને લડાઇઓને નાબૂદ કરવી. એ મહાત્મા એવા તો જબરા પ્રાણબળવાળા છે કે તે તેમ કર્યે જ જંપશે. અન્યાયી અને અત્યાચારી અંગ્રેજ સરકાર સામે તેમણે અહિંસાત્મક યુદ્ધના મોરચા માંડ્યા છે. આજે તે દેશના તમામ જુવાનોને માતૃભૂમિની મુક્તિ અર્થે બલિદાન બની જવાની હાકલ કરે છે. દેશમાંથી અસંખ્ય જુવાનો નિર્ભય બનીને સર્વ ત્યાગી આજે ચાલી નીકળ્યા છે અને એ મહાત્માના ઝંડા નીચે જમા થવા લાગ્યા છે.

અમારી સંસ્થામાંથી પણ પંદર દિવસ પછી એક ટુકડી ઉપડવાની છે. મેં એ ટુકડીમાં મારૂં નામ નોંધાવી દીધું છે. આ ધર્મયુદ્ધમાં મારી જાત ભલે હોમાઇ જાઓ પણ તેમાં મહાત્માજી વિજયી થઇને બહાર આવો તેવી આશીષો બા અને બાપુ તમે મને તુરત જ મોકલશો. તમારી આશીષ મને મળશે ત્યારે મારા મનમાં અસાધારણ આનંદ અને સંતોષ થશે. યુદ્ધમાં જીવતો રહીશ તો વિજયને વરી આપના પગમાં સાષ્ટાંગ પ્રણિપાત કરવા આવી પહોંચીશ. યુદ્ધમાં ખપી જઇશ તો તમારી બન્નેની કીર્તિ અમર થઇ જશે.

આપના આશીર્વાદોની રાહ જોતો
બાળક રામના પ્રમાણ."

: ૬ :

આજે ગામમાં ઉત્સવ છે. ગામના મુખ્ય મુખ્ય રસ્તાઓને ધ્વજા પતાકાથી શણગારવામાં આવેલા છે. ગામના બાળક, જુવાન અને વૃદ્ધોમાં આજે જાણે કે ઉત્સાહનાં પૂર ચઢ્યાં હોય તેમ જણાય છે. આજ સાંજની પાંચ વાગ્યાની ગાડીમાં નરશીભાઇ રામલાલને લઇને ઘેર આવવાના છે. પુતળીબ્હેન તો આજે ગાંડાં થયાં હોય તેમ જણાય છે! ઘરમાં જાણે કે સાત ખોટના દીકરાનો લગ્નપ્રસંગ હોય તેવી ધામધૂમ મચાવી છે. ભાત ભાતનાં ફૂલ અને આશોપાલવનાં પાનના હારોથી આંગણાને શણગાર્યું છે. પુતળીબ્હેને ગામનાં બાળકો માટે નાસ્તાની ગોઠવણ કરી છે, ગામની કન્યાઓ માટે ઇનામો રખાવ્યાં છે અને તમામ સગાંસંબંધીઓ અને સ્નેહીઓને આજે પોતાને આંગણે જમવા નોતર્યાં છે.

ત્રણ વાગવાનો શુમાર થયો છે. ગામની શાળાના અંગ્રેજી શિક્ષક પુતળીબ્હેન પાસે આવ્યા અને મંદ મંદ હસતા બોલ્યા: "બ્હેન, આજે નરશીભાઇ આવે છે કે?"

"હા ભાઇ." પુતળીબ્હેનના મોઢા ઉપર હર્ષ તો માતો નથી.

"રામલાલની તબીયત હવે તો સારી છે કે? તેમના પગને ઓપરેશન કરાવ્યું હતું તે હવે કેમ છે?" રામલાલ સંબંધે જાણવાની આતુરતાને થોડી દબાવતાં માસ્તરે પૂછ્યું.

રસોડા તરફ જવાની ઉતાવળમાં હોવા છતાં ઓશરીની કોરે ઉભા રહીને પુતળીબ્હેને સહેજ દુઃખી સ્વરે જવાબ વાળ્યો: "માસ્તર સાહેબ, રામની તબીયત તો સારી છે. પણ ઓપરેશન બાબતમાં તેના બાપુ વિગતવાર

કશા જ ખબર નથી લખતા. એ તો લખે છે કે રામની તબીયતની ચિંતા કરશો નહિ. ત્યાં આવ્યા પછી રૂબરૂ વાત કરશું."

"એનો અર્થ જ એ કે રામલાલની તબીયત ચિંતા કરવા જેવી નથી." હેમુભાઇએ પુતળીબ્હેનને સાંત્વન આપવાનો પ્રયત્ન કર્યો. "બ્હેન, તમારો રામ તો હીરો નીકળ્યો હો! નાનપણમાં જેવો તોફાની હતો તેવો જ મોટપણે પ્રાણવાન બન્યો! તમારી કુખ ઉજાળી! તમે અને નરશીભાઇ આજે ધન્ય થઇ ગયાં."

"પણ માસ્તર, રામ તોફાની તો રહ્યો જ હશે. જુઓ ને, બે ત્રણ વર્ષ ઉપર તમારા માથામાં કેવો ઘા કર્યો હતો?" પુતળીબ્હેને નિર્દોષ હાસ્ય કર્યું.

હેમુભાઇ સહેજ ઝંખવાણા પડી ગયા. પણ સ્વસ્થતા જાળવી હસવાનો પ્રયત્ન કરતા બોલ્યા: "ત્યારે જ તો આજે અન્યાયી સરકાર સામે લડી શકે છે ને? જુઓને બ્હેન, જે છોકરાઓએ દબાઇ જઇને મારો માર ખાધો છે તેમાંના કોઇનાં કશાં પરાક્રમ સાંભળો છો? એ તો જેને માસ્તરના અન્યાયની સામે થતાં આવડ્યું તેને જ જબરજસ્ત સરકારના અન્યાયની સામે પણ થતાં આવડ્યું. રામે તો ભારે કરી!"

પુતળીબ્હેનને રસોડામાંથી કોઇએ સાદ માર્યો તેથી 'આવું છું' કહીને તે અંદર દોડ્યાં. હેમુભાઇને તેમના એક મિત્રે બહારથી હાકલ મારી અને સ્ટેશન ઉપર જવાનો વખત થઇ ગયો હતો એટલે તે પણ બહાર ગયા.

: ૭ :

ગામલોકોનાં ટોળેટોળાં ચાર વાગ્યાને સુમારે સ્ટેશન તરફ ઉતાવળે ઉતાવળે જઇ રહ્યાં હતાં. ગામ આખું હલકી ઉઠ્યું હતું અને કોઇ અસામાન્ય વીરને વધાવવા સ્ટેશન તરફ જઇ રહ્યું હતું.

સ્ટેશન ઉપર ગીરદીનો પાર ન હતો. ગામના સ્વયંસેવકદળે ભીડને સાચવવાની સુંદર વ્યવસ્થા કરી હતી. બરાબર પાંચ વાગે ગાડી સ્ટેશનમાં આવી. એક સેકન્ડ ક્લાસના ડબાની બારીમાંથી નરશીભાઇએ ડોકું બહાર કાઢ્યું અને પ્લેટફોર્મ 'ઇન્કીલાબ ઝીન્દાબાદ' અને 'મહાત્મા ગાંધી કી જય' ના પોકારોથી ગાજી ઉઠ્યું. છેક જ નાના છોકરાઓ વચ્ચે વચ્ચે રામલાલ કી જય પણ બોલાવતા હતા.

રામલાલને ફૂલ અને સુતરના હારોથી જાણે કે નવરાવી દેવામાં આવ્યો.

સ્વયંસેવકોની મદદથી ગીરદીને ચીરીને રામલાલ અને નરશીભાઇ સ્ટેશન બહાર આવ્યા અને તેમના માટે ખાસ શણગારેલી એક મોટરમાં બેઠા. અગાઉથી ગોઠવણ કર્યા પ્રમાણે એક જબ્બર સરઘસના આકારમાં રામલાલની મોટરને ચલાવવામાં આવી. ગામના મુખ્ય મુખ્ય લતાઓમાં સરઘસને ફેરવીને રામલાલની ઇચ્છા પ્રમાણે ગાંધી ચોકમાં ઝંડાવંદન માટે મોટરને ઉભી રાખવામાં આવી. ગામના જુવાન સૈનિકોએ રામલાલને લશ્કરી સલામી આપી અને પ્રથમ રામલાલે અને પછી તમામ લોકોએ રાષ્ટ્રીય ધ્વજને વંદન કર્યું. તુરત જ સરઘસ સભાના આકારમાં ગોઠવાઇ ગયું, અને મોટરમાં જ ઉભા રહીને રામલાલ થોડુંએક બોલ્યા:—

બ્હેનો અને ભાઇઓ !

"હું હજી છેક જ બિમાર નથી મટી ગયો. ધરાસણાની ધાડમાં સરકારે જે થોડાએક ઉપર સૌથી વધારે કૃપા વરસાવી તેમાંનો હું એક છું. ઉપકાર માનો મહાત્માજીનો અને પરમ કૃપાળુ પરમાત્માનો, કે હું આજે તમારી વચ્ચે જીવતો આવી શક્યો છું. એક સારજંટે મારા જમણા પગ ઉપર એવો તો ભારે પ્રહાર કરેલો કે મારે મહિનો દિવસ ઇસ્પિતાલમાં પડ્યા રહેવું પડ્યું. મિત્રો, ચોંકશો નહિ, ઉદાસ થશો નહિ. આ મારો જમણો પગ (મોટરને ટેકવીને પગ ઉંચો કરે છે) તે સાચો પગ નથી. એ ઘાના પરિણામે પગ પાકેલો, સડેલો અને પછી ડૉક્ટરે તેને કાપી નાખ્યો છે. આ પગ તો લાકડાનો બનાવટી પગ છે. (સભામાંના નિસાસાઓ સ્પષ્ટ સંભળાય છે.) અને પોતાને પગ કપાવાનું સહેજ પણ દુઃખ નથી. પરંતુ એક માસ સુધી સાવ નકામું ઇસ્પિતાલમાં પડ્યા રહેવું પડ્યું તેનું અસાધારણ દુઃખ છે. શરીરના કારણે આમ પડ્યા રહેવું પડે અને સંખ્યાબંધ સાથીઓના જેલ ગયાના ખબર પડ્યા પડ્યા સાંભળી રહેવું પડે એથી વિશેષ દુઃખ બીજું નથી જ.

"પણ હવે તો બહુ જ થોડા દિવસોમાં આપ સર્વની કૃપાથી હું સાવ સાજો થઇ જઇશ, અને પાછો યુદ્ધક્ષેત્ર ઉપર આપના આશીર્વાદ લઇને પહોંચી જઇશ. હજી હું થોડા દિવસો આપની વચ્ચે રહેવાનો છું. માટે ફરીથી મળવાની ઉમેદ રાખી આજે તો તમારી રજા લઉં છું."

સભા જયનાદો વચ્ચે વીખેરાઇ. નરશીભાઇ રામલાલને લઇને ઘર તરફ વળ્યા. સ્નેહીસંબંધીઓ મોટરની પાછળ પાછળ નરશીભાઇના ઘર તરફ

ચાલવા માંડ્યા.

નરશીભાઇને આજે એક મોટી ચિંતા હતી. તેમને બીક લાગવા માંડી હતી કે પુતળીબ્હેનને કદાચ હરખવાયુ થઇ જશે ?

હરભાઈ.

## થોડીએક ગોઠવણ

છાત્રાલયમાં અનેક પ્રકારના વિદ્યાર્થીઓ વસતા હોય છે–કોઇને વાંચવાનો વધારે શોખ હોય તો કોઇને લખવાનો વધારે શોખ હોય; કોઇને રમવાનો વધારે શોખ હોય તો કોઇને પડ્યા રહેવાનો વધારે શોખ હોય. આમ છાત્રાલય એ તો જુદી જુદી મનોવૃત્તિઓવાળા જુવાન વિદ્યાર્થીઓની એક સંયુક્ત કુટુમ્બસંસ્થા જેવું સ્થળ બની રહ્યું હોય છે. આવી મનોવૃત્તિઓ વળી એક જ વખતે વ્યક્ત થવાનો સંતોષ માગે છે તેમ પણ નથી હોતું. બે વિદ્યાર્થીઓને વાતો કરવાનું મન થાય તે જ વખતે બીજા ચારને કોઇ એક આંતરદ્વાર રમત રમવાનું મન થાય; કોઇ બે વિદ્યાર્થીઓને ગંભીર થઇને અભ્યાસ ઉપર બેસવાની હોંશ જાગે ત્યારે બીજા બેને તે જ વખતે વિનોદો અને ઠઠ્ઠા મશ્કરી કરવાની ખ્વાહેશ થાય; કોઇ વિદ્યાર્થીને એકાંત ખૂણામાં પડ્યા પડ્યા વાંચ્યા કરવાનું મન થાય તે જ વખતે બે ચાર વિદ્યાર્થીઓને ચોકમાં કોઇ રમત રમવાનો શોખ થઇ આવે. આમ એક જ વખતે એક જ કામ ચાલી શકે તેવું પણ છાત્રાલયમાં બનવું મુશ્કેલ હોય છે. જ્યારથી આપણે કેળવણીની બાબતમાં પશ્ચિમનું અનુકરણ કરતા થઇ ગયા છીએ ત્યારથી વિદ્યાર્થીઓના નિત્ય જીવનની બાબતમાં પણ એક પ્રકારની દ્દઢ ધરેડ સ્વીકારી છે. આપણાં છાત્રાલયોમાં પણ આ ધરેડે ઠીક ઘર ઘાલ્યું છે. બધા ઉઠે એક સાથે; બધા દાતણ કે શૌચ કરે સાથે; બધા પ્રાર્થના કરે એક સાથે; બધા નાસ્તો કરે એક એક સાથે; બધા વાંચવા બેસે એક સાથે; બધા જમવા બેસે એક સાથે; બધા કપડાં ધુએ એક સાથે; બધા રમવા માંડે એક સાથે. આમ જીવનનો બધો વ્યવહાર એક સાથે જ થવા માંડે. એક મોટા કુટુમ્બની વ્યવસ્થામાં શિસ્તની દષ્ટિથી આ મજાનું બહુ લાગે છે અને ઉપયોગી પણ ખરૂં, પરંતુ કુટુમ્બ વ્યવસ્થા માટે જેમ સમૂહગત શિસ્તની જરૂર રહે છે તેમ જ વ્યક્તિસ્વાતંત્ર્યની પણ એટલી જ જરૂર રહે છે. આવા સમૂહો જ્યાં એકઠા થયા હોય ત્યાં જરૂરી તેટલી બાબતોમાં વ્યક્તિસ્વાતંત્ર્યને અવકાશ મળી શકે તેટલો પ્રબંધ

કરવામાં જો ન આવે તો વ્યક્તિવિકાસ રૂંધાઈ જવાનો. આપણાં આજનાં છાત્રાલયોમાં થોડીએક ગોઠવણનો વિચાર કરી લેવામાં આવે તો વધારાનાં ખર્ચનો સહેજ પણ વિચાર કર્યા વિના કે વધારે શક્તિના ખર્ચની જરાયે ચિંતા કર્યા વિના છાત્રાલય જેવા સમૂહતંત્રમાં પણ આપણે વ્યક્તિસ્વાતંત્ર્યને અવકાશ મળે તેવું કરી શકીએ.

છાત્રાલયમાં જો નિવાસગૃહ પદ્ધતિ હોય તો તેના જુદા જુદા વિભાગો પાડી શકાય; અને જો ઓરડાઓની પદ્ધતિ હોય તો તો કશો વાંધો ન જ આવે, તેવા જુદા જુદા વિભાગોને વા તો જુદા જુદા ઓરડાઓને જુદી જુદી પ્રવૃત્તિઓ માટે અલગ ઠરાવી દેવાય. એક વિભાગ વાંચવા માટેનો. આ વિભાગમાં વાંચવા માટેનાં યોગ્ય પુસ્તકો તેમ જ આવશ્યક વર્તમાનપત્રો મૂકવામાં આવે. આ વિભાગ હવા પ્રકાશથી ભરપૂર હોય. આ વિભાગમાં બીજી કોઈ પણ પ્રવૃત્તિ કરવાવાળાને આવવાપણું ન જ હોય. વિદ્યાર્થીને પોતાની શાળાના પાઠો કરવા હોય તો પણ પોતાનાં પુસ્તકો સાથે ત્યાં આવી શકે અને વાંચી શકે તેવો નિયમ હોય.

એક જુદા વિભાગને લેખનવિભાગ તરીકે યોજી શકાય. અહીં નાનાં નાનાં ઢાળીયાં હોય, લેખન સામગ્રી રાખવાની વ્યવસ્થા હોય અને લેખન માટે જરૂરી એવાં બની શકે તેટલાં સાધનો પડ્યાં હોય. એ વિભાગની વ્યવસ્થા એવી હોય કે લખતી વખતે વિદ્યાર્થીના શરીરને કે આંખને નકામો બોજો ન પડે. લખવા માટે જરૂરી તેટલી શાંતિ અહીં રહે તે આ વિભાગનો એક અચૂક નિયમ હોય.

એક નાનકડો વિભાગ આંતરદ્વાર રમતો રમવા માટે રખાય. આ વિભાગમાં છાત્રાલય રાખી શકે તેવી રમતો ગોઠવેલી પડી હોય. અહીં નવકુંકરી રમાય, ગંજીપો રમાય, ચેસ રમાય અને એવી કોઈ પણ રમત રમી શકાય. આ વિભાગમાં થોડોએક અવાજ થવાનો સંભવ છે તેથી એને વાચનલેખનના વિભાગથી થોડોએક દૂર રાખવામાં આવે તે વધારે ઇષ્ટ છે.

વાતો અને વિનોદો માટે છાત્રાલયના કંપાઉન્ડનો દૂરનો કોઈએક ખૂણો નિયત કરી શકાય. આવા ખૂણામાં વિદ્યાર્થીઓ પોતાનો નાનકડો બાવર બનાવે તેટલી વ્યવસ્થા છાત્રાલયે કરી આપવી જોઈએ. વિદ્યાર્થીઓને થોડીએક અનુકૂળતા આપવામાં આવે અને તેમના ઉત્સાહને પ્રોત્સાહન આપવામાં આવે તો નાનકડા બગીચા, બાવર, ઝૂંપડીઓ, નાની નાની રાવટીઓ વગેરે

પોતાના હાથે જ તૈયાર કરવામાં તેમને ખૂબ મજા આવે છે. આવી પોતાને હાથે તૈયાર કરેલી સુંદર જગ્યાઓમાં વિદ્યાર્થીઓ ઘડીભર આરામ માટે, વિનોદો માટે, મશ્કરી મજાક કરવા માટે બેસવા જવામાં આનંદ અને અભિમાન માને છે. દરેક છાત્રાલય આટલું જો કરે તો ઘણા વિદ્યાર્થીઓને સ્વાતંત્ર્ય તો મળે જ, પણ છાત્રાલયનો એક મોટો દોષ જરૂર ઉકલી જવાનો.

છાત્રાલયથી થોડે દૂર છાત્રાલયને પોતાનું રમતનું મેદાન તો હોય જ. ન હોય તો વહેલી તકે તે થઇ જવું જોઇએ. તેમાં બે મત નથી જ. બહિરદ્વાર રમતોનો આખો કાર્યક્રમ આવા મેદાન ઉપર જ ચાલે. સવાર સાંજ છોડીને વચલા વખતમાં કોઇ નાના વિદ્યાર્થીઓનું રમત રમવા તરફ મન જતું હોય તેવું દેખાય તો છાત્રાલયના ખુદ ચોગાનમાં જ ઘોડીઓ કે હીંચકા કે નીસરણીઓ કે લપસણીઓ ગોઠવી દઇ શકાય. વિદ્યાર્થીઓ આવી રમતોમાં પરોવાઇ રહી શકશે અને સાથે સાથે બહિરદ્વાર રમતોનો વધારે પડતો અને કટાણે મળતો શ્રમ તેમને નહિ પડે.

આમ છાત્રાલયના વિદ્યાર્થીઓના પ્રકારોને ધ્યાનમાં રાખીને આપણે જેટલા વિભાગો યોજી શકીએ તેટલા યોજવા અને તેમાં જરૂરી તેટલાં સાધનો વગેરેની અનુકૂળતા કરી આપવી. વ્યક્તિગત વિદ્યાર્થીઓને આટલો સ્વાતંત્ર્યનો અવકાશ મળી રહે તો પછી સમૂહગત પ્રવૃત્તિઓનો તે વિરોધ તો નહિ જ કરે, પણ તેમાં હોંશથી ભાગ લેશે. પછી તો સમૂહગત પ્રવૃત્તિઓ પણ તેમની પોતાની જ બની જાય છે. એક સાથે પ્રાર્થના, કે એક સાથે ભોજન કે એક સાથે કવાયત વગેરે સમૂહ પ્રવૃત્તિઓ આવા સ્વતંત્ર વિદ્યાર્થીઓને પછી તો લાભ કરી શકવાની છે. હરભાઇ.

## ગૃહપતિ ભાઇઓને

ગૃહપતિઓ માટેના તાલીમ વર્ગની જાહેરાત આ સાથે પ્રગટ કરવામાં આવી છે તે તરફ તમામ ગૃહપતિભાઇઓનું અમે લક્ષ ખેંચીએ છીએ. છાત્રાલય એ એક કેળવણીની અનુપમ સંસ્થા બનાવી શકાય તેવી વસ્તુ છે. તેની ઉગ્ર-કલ્પના પ્રથમ શ્રી. નાનાભાઇને આવી તેમ કહીએ તો ખોટું નથી. આજે સમાજમાં ચારેકોર અજ્ઞાનાંધકાર છવાઇ રહ્યો છે તે વખતે એ અંધકાર ફેડવા માટે અને જ્યાં સુધી એ ફીટે નહિ ત્યાં સુધી સમાજનાં ઉગતાં બાળકોને તેની નુકસાનકારક અસરમાંથી ઉગારી લેવા માટે 'છાત્રાલય' ની સંસ્થાને એક ઉત્તમ સાધન બનાવી શકાય તેવી કલ્પના શ્રી.

નાનાભાઇના મનમાં આજથી વીશેક વર્ષ પહેલાં જન્મેલી. એ કલ્પનાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું અને છાત્રાલય ખાતર કોલેજની પ્રોફેસરગીરી છોડાવી. પોતાના સ્વપ્નને જીવંત વસ્તુ બનાવવા માટે તેમણે ધનની લાલસા તજી, શરીરનો આરામ ત્યજ્યો અને મનના શોખો ત્યજ્યા. આજે વીશ વર્ષે એ કલ્પના પોતે જાણે કે સજીવ કરી શક્યા છે તેમ તેમને સંતોષ છે.

પોતે કરેલા કેળવણીના આ પ્રયોગને સમાજમાં પ્રવેશ કરાવવા માટે તેઓ ઘણા કાળથી ઝંખ્યા કરે છે. આટલા માટે જ દક્ષિણામૂર્તિની સંસ્થામાં ત્રણેક વર્ષ ઉપર એક ગૃહપતિ અધ્યાપનમંદિરની સ્થાપના કરવામાં આવેલી. આ અધ્યાપનમંદિર દ્વારા છાત્રાલય ચલાવનારાઓને યોગ્ય તાલીમ આપવી અને કેળવણીના પ્રદેશમાં છાત્રાલયો પણ પોતાનું સ્થાન મેળવે તેવા ફેરફારો છાત્રાલયની સંસ્થામાં કરવા એવા તેમના મનોરથો હતા અને છે. પરંતુ કમનસીબે આ અધ્યાપનમંદિર પોતાનું રીતસરનું કામ શરૂ કરી શકે તે પહેલાં જ તેમને એક લાંબી માંદગીના સપાટામાં આવવું પડ્યું. માંદગીમાંથી વરસેક દિવસે કંઇક કામ કરવા જેવા થઇ આવ્યા ત્યાં દેશમાં ધર્મયુદ્ધ જાગ્યું અને તેમના અંતરાત્માએ તેમને તેમાં ઝંપલાવવાની આજ્ઞા કરી. આમ મનમાં નક્કી કરી રાખેલું કામ ઘણા કાળને માટે ઢીલે પડ્યું.

આજે યુદ્ધવિરામ છે. શ્રી. નાનાભાઇ પાછા દક્ષિણામૂર્તિમાં આવી બેઠા છે. હજી તેમને પૂરો થાક તો નથી જ ઉતર્યો. પણ તેમનો અત્યંત પ્રિય વિષય તે કેમ છોડે ? ગૃહપતિ અધ્યાપનમંદિરની નાની એવી પણ શરૂઆત કર્યા વિના તેઓ રહી શકે તેમ નથી. પરિણામે ગુજરાત કાઠિયાવાડનાં છાત્રાલયોના ગૃહપતિ ભાઇઓ માટે પંદરેક દિવસ માટેનો એક તાલીમ વર્ગ ખોલવાનું તેમણે નક્કી કર્યું છે. આ તાલીમ વર્ગ ચોરવાડ મુકામે તારીખ પાંચમી મેથી વીશમી મે સુધી ચાલશે. આ તાલીમ વર્ગમાં છાત્રાલય જીવનની સાક્ષાત્ તાલીમ મળવા ઉપરાંત જુવાનોની કેળવણી માટેના અટપટા અને અગત્યના કોયડાઓનો તાત્ત્વિક તેમ જ વ્યવહારુ ઉકેલ લાવવાની પણ પેરવી કરવામાં આવશે. તાલીમ વર્ગમાં ગૃહપતિભાઇને સવારથી સાંજ સુધીનું ગીચ સમયપત્રકવાળું કામકાજ રહેશે એ તો સમજી શકાય તેવું જ છે. વાચન, ચર્ચા, પ્રશ્નોત્તર, વ્યાખ્યાન અને સાક્ષાત જીવન એ આ તાલીમ વર્ગના ખાસ વિષયો રહેશે. ગુજરાત કાઠિયાવાડનાં છાત્રાલયોમાં કામ કરતા તમામ ભાઇઓ આ તાલીમ વર્ગનો અચૂક લાભ લેશે તેવી અમારી તેમને ભલામણ છે.

તંત્રી.

# હું હતો ત્યારે

છાત્રાલયના જૂના વિદ્યાર્થી ભવાનીદાસ આજ આઠ વર્ષ પછી સંસ્થાની મુલાકાતે આવ્યા છે. આઠ વર્ષ પહેલાં તેઓ આ છાત્રાલયમાં રહેતા. ત્યાર પછી અભ્યાસ અધૂરો મૂકીને કમાવા અર્થે તેઓ આફ્રિકા ગએલા. આજે તેઓનો આફ્રિકામાં ધીકતો ધંધો ચાલે છે. સંસ્થાને દર વર્ષે તેઓ કંઇ ને કંઇ મદદ મોકલતા જ રહે છે. આઠ વર્ષ પછી દેશમાં આવ્યા કે તુરત જ તેમણે પહેલી મુલાકાત આ સંસ્થાને આપી. વિદ્યાર્થીઓની અંદર ભળવાનો તેમનો શોખ તેઓ વિદ્યાર્થી હતા તે કરતાં પણ આજે વધ્યો હોય તેમ જણાય છે. છાત્રાલયના ગૃહપતિ શાંતિભાઇને તેમણે આવતાં વેંત જ કહી દીધેલું કે ગૃહપતિએ તેમની સાથે રહેવાની કશી જ જરૂર નથી. છાત્રાલયના એક મોટી ઉંમરના વિદ્યાર્થી સાથે તેમણે એક કલાકમાં જ ઓળખાણ કરી લીધી. શશિકાંતને પણ ભવાનીદાસ જોડે ખૂબ મજા પડવા લાગી. ભવાનીદાસ અને શશિકાંત વચ્ચે ઘણીએ જાણવા જેવી વાતો થએલી. તેમાંની એક વાત આ પ્રમાણે હતી.

: ૧ :

[ભોજનશાળામાં વિદ્યાર્થીઓ જમવા બેઠા છે. ભવાનીદાસ અને શશિકાંત પાસે પાસે બેઠા છે. જમતા જાય છે અને ધીમે સાદે વાતો કરતા જાય છે. ગૃહપતિ શાંતિભાઇ વિદ્યાર્થીઓની હારો વચ્ચે ફર્યા કરે છે; અને મીઠા મંદ મંદ હાસ્યથી વિદ્યાર્થીઓનાં મન હરી લેતા જણાય છે. એક વિદ્યાર્થી આંગળી ઉંચી કરે છે. ભોજનનો નેતા તેની પાસે પહોંચે છે.]

ભવાનીદાસ: "શશિભાઇ, એ વિદ્યાર્થીને શું છે? આંગળી કેમ ઉંચી કરી?"

શશિકાંત: "એમને કંઇક જોઇતું હશે અથવા તો કંઇક ફરિયાદ કરવાની હશે."

ભવાનીદાસ: "પણ તેમાં આંગળી ઉંચી કરવાનું શું કારણ?"

શશિકાન્ત: "આંગળી ઉંચી કરવાથી ભોજનના નેતા તેની પાસે જાય છે. વિદ્યાર્થીને જે કંઈ કહેવાનું હોય તે ભોજનના નેતાને કહે છે. પછી નેતાના પ્રદેશની એ વાત હોય તો નેતા તેનો નિકાલ લાવે છે; અને ગૃહપતિ સુધી જવા જેવી વાત હોય તો નેતા તુરત જ ગૃહપતિ પાસે પહોંચે છે અને ગૃહપતિ તેનો તુરત જ નિકાલ લાવી આપે છે."

ભવાનીદાસ: "પણ તે વિદ્યાર્થી નેતાને બોલાવી ન શકે ?"

શશિકાન્ત: "એમ અવાજ કરવાથી ભોજનશાળામાં અશાંતિ વધે છે. આંગળી ઉંચી કરવી એ સારી રીત માલુમ પડી છે."

ભવાનીદાસ: "એમ એક વિદ્યાર્થી બોલે તેમાં અશાંતિ શાની થાય ?"

શશિકાંત: "પછી એ એક વિદ્યાર્થીનો સવાલ નથી રહેતો. પછી તો ગમે તેવા મામુલી કારણ માટે પણ વિદ્યાર્થીઓ નેતાને બોલાવવા માંડે છે અને ભોજનશાળામાં ઘોંઘાટનો પાર નથી રહેતો તેવો અમારો અનુભવ છે."

ભવાનીદાસ: "પણ આ તો..."

[ એટલામાં નેતા ગૃહપતિને લઇને પેલા વિદ્યાર્થી પાસે આવે છે. ગૃહપતિ ધીમે અવાજે તેને કંઇક પૂછે છે અને પછી નેતાને તેટલા જ ધીમા અવાજે કંઇક ફરમાવે છે. નેતા ઉતાવળે પગે કંઇક લેવા જતો હોય તેમ ચાલ્યો જાય છે અને ગૃહપતિ એટલામાં જ ધીમે પગલે આંટા મારે છે. ]

ભવાનીદાસ: "શશિભાઇ, આ નેતા આમ દોડ્યો કયાં જાય છે ? અને શાંતિભાઇ આટલામાં જ કેમ રોકાઇ ગયા ?

શશિકાન્ત: "ગૃહપતિ સાહેબે નેતાને કંઇક લેવા મોકલ્યા જણાય છે. જે વિદ્યાર્થીએ આંગળી ઉંચી કરી તેને હું જાણું છું તેથી અનુમાન કરી શકું છું કે તેને શાક નથી ભાવતું અને શાકને બદલે ગોળ કે સાકર જોતાં હશે."

ભવાનીદાસ: "નેતા હવે શું કરશે ?"

શશિકાન્ત: "કોઠારી પાસે જઇને માગશે અને લઇ આવશે."

ભવાનીદાસ: "પણ અત્યારે કોઠારી એમ આપશે ખરા કે ?"

શશિકાંત: "એટલા માટે તો ગૃહપતિ સાહેબ ભોજન પૂરું થાય ત્યાં સુધી ભોજનશાળામાં ફરતા રહે છે. આવી જે જે અડચણો ઉભી થાય તેનો તાત્કાલિક નિકાલ કરી શકાય છે અને વિદ્યાર્થીઓમાં તેથી ભારે સંતોષ રહે છે."

ભવાનીદાસ: "આવી પ્રથા કયારથી દાખલ થઇ છે ? કોણે કરી છે ?"

શશિકાંત: "આ રીત શાંતિભાઇએ દાખલ કરી છે. તેમના આવ્યા પછી આવા તો કેટલાયે ફેરફારો થયા છે."

ભવાનીદાસ: "ત્યારે તો હવે વિદ્યાર્થીઓને રાડો પાડવાની નહિ હોય અને કડવી ફરિયાદો પણ કરવાની નહિ હોય."

શશિકાંત: "જરૂર નહિ. શાંતિભાઇ ભોજન વખતે હમેશાં હાજર જ

હોય છે અને વિદ્યાર્થીઓની વ્યાજબી માગણીઓને પૂરા માનથી સંતોષવામાં આવે છે."

ભવાનીદાસ: "આ તો ઘણું સરસ! હું હતો ત્યારે તો આવું કશું જ ન હતું. ત્યારે તો અમે દશ વખત સાદ મારીએ ત્યારે એક વખત નેતા આવે અને તેયે તેના હાથની સત્તા ન હોય એટલે અમને કશી પણ દાદ ન મળે. હું હતો ત્યારનામાં અને અત્યારનામાં તો ભારે મોટો ફેરફાર દેખાય છે!" [ચાલુ]

હરભાઇ.

## સત્રાંત દિવસો

આ દિવસો દરેક સંસ્થામાં સત્રના આખરી દિવસો હશે. આ દિવસો સંબંધમાં થોડોએક વિચાર આપણે કરી લેવો ઘટે છે.

શાળા કૉલેજોમાં સત્ર આખરના સાત આઠ દિવસો હમેશાં બગડે જ બગડે તેવો એક સામાન્ય શિરસ્તો આજે પ્રચલિત છે. આ શિરસ્તાનો પડઘો આપણાં છાત્રાલયોમાં પણ પડવા માંડ્યો છે. શાળા કૉલેજમાં વેકેશન પડવાનું હોય તે પહેલાંના સાત આઠ દિવસો છાત્રાલયનું કામકાજ પણ અવ્યવસ્થિત રીતે ચાલ્યા કરતું માલૂમ પડે છે. છાત્રાલયના સત્રાંત દિવસો એટલે તો શાળાના જ સત્રાંત દિવસો. આમ હોવાથી અંતના એ છેલ્લા સાત આઠ દિવસો આખાના આખા બગડે છે. શાળામાં પણ વિદ્યાર્થીના દિવસો બગડે અને છાત્રાલયમાં પણ શાળા બહારનો સવાર સાંજ અને રાતનો વખત બગડે. આમ એકાદ અઠવાડિયું છેક જ અનિયમિત રીતે અને અવ્યવસ્થિત રીતે પસાર કરવાથી કેવળ બુદ્ધિને જ નુકસાન થાય છે તેમ નહિ, પણ વિદ્યાર્થીઓમાં ખોટી રીતે વખતને બગાડવાની એક કુટેવ પેસી જાય છે એ ભારે મોટું નુકસાન છે. એ દિવસોમાં વિદ્યાર્થીઓને કશું જ કામ સૂઝતું નથી; ઘેર જવા માટેની તૈયારી પણ કરી શકતા નથી. એ તૈયારી માટે પણ છેલ્લો દિવસ કે છેલ્લી રાત રાખે છે કે જેથી છાત્રાલયનો છેલ્લો દિવસ કે છેલ્લી રાત ખૂબ જ ઘોંઘાટવાળી, અને અંધાધુંધીવાળી આપણને દેખાય. આપણું ગૃહપતિઓનું મન પણ એ જ કુટેવને ઉત્તેજન આપે કે આપતું હોય તેવું બની ગયું છે. આપણે પણ આપણા મિત્રો સાથે 'હોય એ તો, છેલ્લા દિવસ રાત આમ જ જાય.' એવી વાતો કરવામાં ગૌરવ માનીએ છીએ!

કેળવણીની સંસ્થાઓમાંથી આ સ્થિતિ જવી જોઈએ. સત્રના છેલ્લા દિવસો હો કે પહેલા, પણ જ્યાં સુધી અભ્યાસનું કામ બંધ ન કર્યું હોય તેમ જ છાત્રાલયમાંથી ઘેર જવા માટે બહાર ન નીકળ્યા હોઈએ ત્યાં સુધી ઘડિયાળની ઘડી

સુધી કામમાં જ પરોવાઇ જવાની ટેવ આપણે નમામાં લોકોએ પાડવી અત્યંત જરૂરી છે. પશ્ચિમના પ્રદેશોમાં આ ટેવ માત્ર નથી રહી, પણ જીવનનો એક ભાગ બની ગયો છે. દિવસના બાર વાગે કામ બંધ કરવાનું હોય અને તેયે દોઢ બે માસના લાંબા ગાળા માટે, તેમ છતાં કામ તો બારના ટકોરા પડે ત્યાં સુધી ચાલે, અને તેયે રોજની શાંતિથી, રોજની નિયમિતતાથી અને રોજની જ વ્યવસ્થાથી. આપણા દેશમાં જીવન જીવવાની આ રીત સ્વીકારવી એ ઘણું મહત્વનું છે. આની પહેલ આપણી કેળવણીની સંસ્થાઓથી થવી જોઇએ અને તેમાંયે છાત્રાલયો કરે તે વધારે સંગત છે, કારણ કે જીવન જીવવાની તાલીમ વિદ્યાર્થીને છાત્રાલયમાં મળે છે તેવી બીજે નથી મળતી.

હરભાઇ.

---

# રાત્રિશાળાઓ

આ પત્રનાં વાંચનારાં ભાઈ બ્હેનો,

આપના જાણવામાં જે જે રાત્રિશાળાઓ હોય તે તેનાં નામો અને સિરનામાં નીચેને શરનામે મોકલી અમને આભારી કરશો. અમે રાત્રિશાળાઓની એક યાદી કરવા ઇચ્છા રાખીએ છીએ.

**અક્ષરજ્ઞાન કાર્યાલય**
**શ્રીદક્ષિણામૂર્તિ ભવન**
ભાવનગર

આપનો
ગિજુભાઇ

---

[ એપ્રીલનો અંક એપ્રીલના ત્રીજા અઠવાડિયામાં મળશે. ]

પરબીડિયા ઉપરનો આપનો ગ્રાહક નંબર નોંધી લેશો ?

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો. વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર.

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-"શ્રીસરસ્વતી" છાપખાનામાં પારી. જીવાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઇ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલય

(તેમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે)
છાત્રાલય મંડળ તરફથી
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

વર્ષ ૫ મું ૧૯૩૧ — અંક ૪ થો એપ્રીલ

:: તંત્રી ::

હરભાઈ ત્રિવેદી

---

### સત્તાધીશ આમ જીવે:

સેવાનું નામ લે અને ગુલામી માગે.
સહકારનું નામ લે અને અધીનતા ઇચ્છે.
સમાનતાનું નામ લે અને મહેરબાની કરે.
પ્રેમનું નામ લે અને દયા કરે.

### સેવક આમ જીવે:

ગુલામી હોય તે તોડે અને સેવાની મનોદશા ઉભી કરે. અધીનતાથી ઉપજતી માનહાનિ પ્રગટ કરે અને તેને સ્થાને સહકારી વાતાવરણ સ્થાપે. મહેરબાનીથી અળગાય અને સમાનતા માટે જીવ દે. દયાને તિરસ્કારનું સૌમ્ય સ્વરૂપ ગણે અને પ્રેમનું સામ્રાજ્ય ખડું કરે.

## આવકાર

આ પત્રના આદ્યતંત્રી શ્રી. નાનાભાઇ ગયા ફેબ્રુઆરી માસની ૧૮ મી તારીખે સાબરમતી જેલમાંથી છૂટીને પાછા આવી ગયા છે. આમ તો એમની તબીયત ઠીક લથડી ગએલી પણ દસ જ દિવસનો સાધારણ આરામ લઇને તા ૧ લી માર્ચથી તેઓ દક્ષિણામૂર્તિના પોતાના કામ ઉપર તો ચડી જ ગયા છે. અને તેથી હવે પછીના "છાત્રાલય" ના અંકોમાં તેમના અનુભવો વાંચનારને અવશ્ય મળશે. સંસ્થામાં તેમના સમગ્ર કામની દિશા સહેજ વ્યવસ્થિત થઇ જશે એટલે તુરત જ આ પત્રનું તંત્રીપદ પણ તેઓ પાછું સ્વીકારે તેવા પ્રયાસો શરૂ છે. ધર્મયુદ્ધમાંથી પાછા ફરી પોતાના હમેશના વ્યવસાયમાં બેસી જતા શ્રી. નાનાભાઇને આવકાર આપવામાં ચાલો આપણે પણ આપણો સૂર મેળવીએ.

તંત્રી

## મિથ્યાભિમાન

માણસમાનાં જે દુર્ગુણો હોય છે તે પૈકી મિથ્યાભિમાન એ એક એવો દુર્ગુણ છે કે જેને કાઢવો સૌથી વધારે આકરો પડે માણસને ચોર મટાડી શકાય, માણસને જૂઠું બોલતો બંધ કરી શકાય, માણસને અનીતિમાંથી ઉગારી લઇ શકાય, માણસને હિંસાના માર્ગમાંથી ચલિત કરી શકાય પણ માણસને મિથ્યાભિમાની ન મટાડી શકાય.

અને છતાંય દરેક શિક્ષણકારને માથે આ ફરજ સૌથી વધારે મોટી રહેલી છે. બાળપણથી જ મિથ્યાભિમાનના ચેપમાંથી બાળકને ઉગારી લીધું હોય અને કૈશોરાવસ્થામાં તેને તેનું ભાન કરાવી દીધું હોય તો તે ઘણે અંશે આ દુર્ગુણથી દૂર રહી શકે છે.

મિથ્યાભિમાનના મૂળમાં માણસનો અહંતાભર્યો સ્વભાવ રહેલો છે. બાળક તો પ્રાથમિક દશામાં હોઇને અહમ્‌થી હમેશાં ભરેલું હોય છે. બાલ્યાવસ્થામાં આ અહમ્‌ને ખૂબ છૂટથી અવકાશ આપવામાં આવ્યો હોય, અને આજે બાળકના અહમ્ ઉપર વડીલોના જે હથોડાઓ પડે છે તેમાંથી તેને ઉગારી લીધું હોય, તો જ્યારે પણ તેનું અહમ્ મોટી ઉમરે મિથ્યાભિમાન તરફ ધપકાઇ જતું દેખાય ત્યારે તેને સ્વાનુભવ કરાવીને તેમાંથી બચાવી લેવું અઘરૂં નથી પડતું. બાળકના અહમ્‌ને નિર્દોષ અવકાશ આપવો તે મિથ્યાભિમાનના તત્ત્વને તોડવાનું પ્રથમ પગથિયું છે.

બાળક કિશોર કે કુમારાવસ્થામાં હોય છે ત્યારે મિથ્યાભિમાનનું તત્ત્વ ખૂબ જ જોર કરી રહ્યું હોય છે. " દુનિયામાં હું જ ડાહ્યો છું, અને બાકીના મૂર્ખો છે." તેવો ખ્યાલ લગભગ તમામ જુવાન જાણેઅજાણે પણ સેવી રહ્યો હોય છે. આજે નજર આવતા જુવાનના સાચા ખોટા બળવાઓની પાછળ આ ખ્યાલ જ રહેલ હોય છે. આવા વખતે વડીલો એક ભયંકર ભૂલ કરે છે તેથી આ મિથ્યાભિમાનનું તત્ત્વ અનેકગણા જોરથી વિકસવા પામી શકે છે. જુવાન જ્યારે પણ આવા મિથ્યાભિમાનની લાગણી નીચે કામ કરી રહ્યો હોય ત્યારે તેને વતાવવો જ નહિ એ તેને નિર્મૂળ કરવાનું સૌથી ઉત્તમ સાધન છે. એ ભલે ગમે તે રીતે બોલે કે વર્તે પણ તેથી મોટાઓએ તે બાબતમાં છેક જ તટસ્થ રહેવું, અને અવગણવો તો જરા પણ નહિ. વિરોધ એ મિથ્યાભિમાનનો શત્રુ નથી પણ મિત્ર છે. મિથ્યાભિમાનનો વિરોધ કરવાથી તેનું બળ વધે છે અને જુસ્સો બેવડો થાય છે. માટે જુવાન અવસ્થામાં મિથ્યાભિમાનના દુર્ગુણને ડામી દેવાનો સૌથી ઉત્તમ માર્ગ તો મોટાઓની તટસ્થ વૃત્તિ છે.

પણ ઘણી વખત એમ પણ બને છે કે મિથ્યાભિમાની જુવાન પોતાના પથે જતાં પછાડ ખાય. આવા વખતે પણ "હું નહોતો કહેતો ?" કે "અમે માનતા જ હતા." કે 'લ્યો, હવે ભોગવો ફળ !" એવાં મેણાંથી મોટેરાઓએ દૂર રહેવું. એ પણ મિથ્યાભિમાનનાં જ પોષક નીવડે છે. મિથ્યાભિમાનીને તો પોતાના અનુભવથી જ શીખવા દેવો. સહાય માટે કે માર્ગનિર્દેશ માટે વડીલોની પાસે એ જાય ત્યારે શાંતિથી માર્ગદર્શન જરૂર કરાવી શકાય.

હરભાઈ.

## હું હતો ત્યારે

[ અનુસંધાન ગતાંક પાને ૫૮ થી ]

: ૨ :

[ આજે હુતુતુની રમત રાખવામાં આવેલી છે. ભવાનીદાસ અહીંના વિદ્યાર્થી હતા ત્યારે હુતુતુ રમવાનો તેમને ખૂબ શોખ હતો તેથી તેમની ઇચ્છા પ્રમાણે આજે હુતુતુનો વારો નહિ હોવા છતાં હુતુતુ રમવું તેમ નક્કી કરવામાં આવ્યું છે. શશિકાંતને તો ભવાનીદાસે છૂટા કર્યા જ નથી. શશિકાંત મારફત છાત્રાલયની જાણવા જેવી બાબતો જાણી લેવી તેમ તેમણે

નક્કી કર્યું છે. એક તરફ રમત ચાલે છે, બીજી તરફ શશિકાંત અને ભવાનીદાસ વચ્ચે વાતચીત ચાલી રહી છે. ]

ભવાનીદાસ: "શશિભાઇ, આપણે ત્યાં હુતુતુની રમત ખૂબ સરસ ખીલી દેખાય છે."

શશિકાંત: "હા, એ પણ શાંતિભાઇનો પ્રતાપ."

ભવાનીદાસ: "એમનો પ્રતાપ કેમ?"

શશિકાંત: "શાંતિભાઇને દેશી રમતોનો ખૂબ શોખ છે. અહીં જેટલી જેટલી દેશી રમતો રમાય છે તેમાંની ઘણી તો તેઓએ નવી જ દાખલ કરી છે અને જે જે જૂની હતી તે બધીય રમતોને શાસ્ત્રીય ઢબ ઉપર ખૂબ જહેમત ઉઠાવીને તેમણે જ મૂકી છે."

ભવાનીદાસ: "તે હવે અહીં બધી દેશી રમતો જ રમાય છે શું?"

શશિકાંત: "હા, બધી જ દેશી રમતો. શાંતિભાઈ આવ્યા તે પહેલાં ક્રિકેટ અને ફુટબોલનું એટલું બધું તો જોર હતું કે એ બે રમતો ખસે અને તેને સ્થાને દેશી રમતો આવે એ મને તો શક્ય જ લાગતું નહોતું. પણ શાંતિભાઇએ તો અશક્યને પણ શક્ય બનાવી દીધું છે."

ભવાનીદાસ: "અને કેમ ન બનાવે? જુઓ ને, રમતો ચાલે છે ત્યારે પોતે કેટલો રસ લે છે? હું હતો ત્યારે તો રમતોમાં ગૃહપતિ આવે તે દિવસે તો અમારો આનંદ માય જ નહિ તેવા દિવસો હતા. પણ ગૃહપતિ તો આવે પંદરેક દિવસે એક વાર."

શશિકાંત: "શું? પંદર દિવસે એક વખત? અમારા શાંતિભાઇ તો રોજ રમતમાં હાજર. આજે જ આમ મધ્યસ્થ (અમ્પાયર) થઇને ઉભા છે. બાકી એ તો રોજ રમવાના."

ભવાનીદાસ: "રોજ તમારી સાથે રમે?"

શશિકાંત: "હા; કેમ નહિ? તમે કહો છો ને કે ગૃહપતિ રમતમાં આવે ત્યારે તમને ખૂબ ઉત્સાહ ચડે. તો પછી અમારે તો એ ઉત્સાહનું પૂર રોજ અનુભવવાનું! અને તેયે ગૃહપતિ રમતના મેદાન ઉપર માત્ર હાજર રહે તેમ નહિ; રોજ અમારી સાથે અમારા જેટલા જ ઉત્સાહથી રમે."

[ એટલામાં કોઈ એક વિદ્યાર્થી ઠોકર લાગવાથી પડી જાય છે. ગૃહપતિ વીજળીની ઝડપે દોડી જાય છે અને બે મિનિટમાં દવાની એક શીશી અને પાટો લઇને આવી પહોંચે છે. વિદ્યાર્થીના અંગૂઠામાં ચીરો પડ્યો છે. પોતે

તેને થોડે દૂર લઇ જાય છે અને રમનારાઓને રમત શરૂ રાખવાની સૂચના કરતા જાય છે. ]

ભવાનીદાસ: " આ શાંતિભાઇ પેલા વિદ્યાર્થીને લઇને ક્યાં ચાલ્યા ? "

શશિકાંત: " એને પગે વાગ્યું છે એટલે ઘા સાફ કરી પાટો બાંધવા લઇ જાય છે. "

ભવાનીદાસ: " પણ ક્યાં ? "

શશિકાંત: " પણે નિવાસગૃહના પગથિયા ઉપર. "

ભવાનીદાસ: " ત્યાં કેમ ? "

શશિકાંત: " ત્યાં લઇ જવાથી જરા શાંતિ અને એકાંત મળે, અને અહીં વિદ્યાર્થીઓની રમતમાં વિક્ષેપ ન થાય. "

ભવાનીદાસ: " તે જેમને લાગે તેમને પાટો ગૃહપતિ પોતે જાતે જ બાંધે ? હું હતો ત્યારે તો એમ નહોતું. ત્યારે તો અમારે દવાખાનાનો ખાસ નેતા રહેતો. આવું કંઇ બને એટલે દવાખાનાના નેતાને બધું જ છોડીને દોડી જવાનું. "

શશિકાંત: " દવાખાનાના ખાસ નેતા તો અત્યારે પણ છે; જુઓ પેલા રાતું બાંડિયું પહેરીને રમે તે. આજે પણ તેને માથે આવાં કામો કરવાનાં. પણ શાંતિભાઇ પોતેયે આવા પાટાપીંડ જાણે છે, અને દવાખાનાના નેતા ખાસ કામમાં રોકાએલા હોય છે ત્યારે તેમને બોલાવતા નથી અથવા તો તેમની રાહ પણ જોતા નથી. શાંતિભાઇ પોતે જ એ કામ પતાવી દે છે. "

ભવાનીદાસ: " પણ તેથી દવાખાનાના નેતામાં પોતાની ફરજ તરફ બેદરકારી ન જન્મે ? "

શશિકાંત: " બેદરકારી ? ઉલટું દવાખાનાના નેતા વધારે હોંશથી કામ કરે છે અને ગૃહપતિને તકલીફ નહિ આપવાના પ્રસંગો શોધતા રહે છે. "

ભવાનીદાસ: " હું હતો ત્યારે જે ગૃહપતિ હતા એ તો એમ કહેતા કે તેવી પ્રથા રાખવાથી વિદ્યાર્થીમાં આળસ અને બેદરકારી પોષાય છે. "

શશિકાંત: " અને અમારા શાંતિભાઇ જીવી બતાવીને પુરવાર કરી દે છે કે આવી પ્રથાથી વિદ્યાર્થીઓ વધારે સાવચેત, સેવાભાવી અને ઉત્સાહી બને છે. "

: ૩ :

[ છાત્રાલયના મોટા ચોકમાં વિદ્યાર્થિમંડળની બેઠક ભરાએલી છે, એક-

મોટો વિદ્યાર્થી પ્રમુખસ્થાને છે; તેની ડાબી બાજુ સામાન્ય મંત્રી બેઠા છે. સામાન્ય મંત્રી પાસે જ ભવાનીદાસ અને શશિકાંત છે. પ્રમુખની જમણી બાજુ સહેજ પાછળ ગૃહપતિ શાંતિભાઇ બેઠા છે. સભાનું કામકાજ શરૂ થાય છે. ]

ભવાનીદાસઃ " શશિભાઇ, અત્યારે અહીં કેટલું કેટલું કામ ચાલશે ?"

શશિકાંતઃ " વિદ્યાર્થિમંડળનાં તમામ ખાતાંઓના નેતાઓ આજે અહીં પોતપોતાનો અહેવાલ રજુ કરશે. એ અહેવાલ ઉપર પછી સવાલ જવાબ થશે. આવી બેઠક દર મહિને એક વાર થાય છે, અને તે વખતે જે જે વિદ્યાર્થીને જે કંઇ જણાવવાનું હોય કે પૂછવાનું હોય કે ફરિયાદ રજુ કરવાની હોય કે ચર્ચા કરવાની હોય તેવા તમામ મુદ્દાઓ અહીં રજુ થાય છે."

ભવાનીદાસઃ " પણ તેમ કરવાથી તો વખત ખૂબ જતો હશે."

શશિકાંતઃ " જાય જ, પણ તે અમને જરૂરી લાગ્યો છે. પહેલાં તો નેતાઓ અંદર અંદર ચર્ચા કરી લેતા અને સત્રમાં માંડ એક વખત સામાન્ય સભા થતી; તેથી વિદ્યાર્થીઓમાં નેતા સામે ખૂબ અસંતોષ ફેલાએલો રહેતો. પરિણામ એ આવતું કે નેતા શાંતિથી કામ કરી શકતો નહોતો અને વિદ્યાર્થીઓનો ધુંધવાટ કદિ ઓછો થતો ન હતો."

ભવાનીદાસઃ " પણ આવી બેઠકોમાં ખુલાસા કરવામાં આવે તેથી બધા વિદ્યાર્થીઓના મનનું સમાધાન થઇ જાય અને ધુંધવાટ ઓછો થાય તેમ હું નથી માનતો."

શશિકાંતઃ " ભલે. પણ અહીં તો હવે તેવો અસંતોષ ખૂબ વધી ગયો હોય અને સામાન્ય સભાની બહુમતિને વ્યાજબી કારણો મળે તો નેતાને રદ પણ કરી શકાય છે."

ભવાનીદાસઃ " સત્રની વચ્ચે પણ ?"

શશિકાંતઃ " હા."

ભવાનીદાસઃ " પણ તેમ કરવાથી તો..."

[ એકાએક સભામાં સહેજ ઘોંઘાટ વધે છે. પ્રમુખ ગૃહપતિ સાથે કંઇક મસલત કરતા જણાય છે. [illegible] ોડાદ મિનિટ પસાર થાય છે અને પ્રમુખ તાળી પાડીને સભાને શાંત કરે છે અને [illegible] બોલવા માંડે છે. ]

પ્રમુખઃ " ભાઇઓ, આ બનીના [illegible] નેતાનો દોષ નથી પણ

સંસ્થાની કંઇક મુશ્કેલીના કારણે તેમ બનવા પામેલું. આ બાબતમાં યોગ્ય અજવાળું પાડવા માટે હું મુરબ્બી શાંતિભાઇને વિનતિ કરું છું. તમે સૌ શાંતિથી સાંભળો."

[ બત્તીની બાબતમાં બંનેની જે મુશ્કેલી હતી તેનો ખુલાસો ગૃહપતિ કરે છે; અને બે દિવસમાં તેના પૈસા મળી જવાની સંસ્થાના મંત્રીજીએ ખાત્રી આપી છે તેમ જાહેર કરે છે. વિદ્યાર્થીઓ શાંત થાય છે. ]

ભવાનીદાસ: "હું પણ શશિભાઇ, શાંતિભાઇ સભામાં હાજર રહેલા છે છતાં તેમને પ્રમુખ કેમ નથી બનાવ્યા ?"

શશિકાંત: "એવો કંઇ નિયમ નથી. શાંતિભાઇએ જ તે નિયમને રદ કર્યો છે. વિદ્યાર્થિમંડળની સભાઓમાં તો વિદ્યાર્થીઓ જ પ્રમુખ થાય છે."

ભવાનીદાસ: "પણ તો પછી તેવી સભાઓમાં ગૃહપતિની હાજરીની જરૂર જ શી હોય ? તેમને હાજર રાખવા અને તેમને પ્રમુખ ન બનાવવા એ તો તેમનું અપમાન કર્યા જેવું ગણાય."

શશિકાંત: "અમે પણ એક વખત એવા જ વિચારો ધરાવતા હતા. પણ શાંતિભાઇએ એ વિચારો ખોટા છે તેમ બરાબર સમજાવી દીધું છે. ગૃહપતિ એ તો વિદ્યાર્થીઓનો વડીલ, મિત્ર અને માર્ગદર્શક રીલ્સુફ છે તેમ શાંતિભાઇએ અમને સમજાવ્યું છે; એટલું જ નહિ પણ અમને ગળે પણ ઉતાર્યું છે. આવા ગૃહપતિના આદર્શનો મીઠો સુવાસ અમે તો રોજ રોજ અનુભવીએ છીએ."

ભવાનીદાસ: "હું હતો ત્યારે તો આથી કંઇ ઉલટું જ હતું. આવી સભાઓમાં ગૃહપતિ સાહેબ પોતે પ્રમુખ હોય તો જ હાજર રહે; બાકી તો વિદ્યાર્થીઓ પોતાની મેળે ચલાવે."

શશિકાંત: "પણ તેમ કરવાથી કામ અટપટું અને મુશ્કેલ બને છે. જુઓ ને, તમે હમણાં જ ન જોયું ? બત્તીના સવાલનો કેવો તુરત જ નીકાલ આવી ગયો ?"

ભવાનીદાસ: "વાત તો સાચી જ છે. વળી ગૃહપતિ હાજર હોય છે તેથી નકામો ઘોંઘાટ થતો નથી કે નકામો વખત પણ બગડતો નથી. અને સભાનું ગૌરવ જળવાઇ રહે છે એ વધારામાં."

શશિકાંત: "એ જ વાત સાચી છે. શાંતિભાઇના આવ્યા પછી તો આવો ફેરફાર ભારે અજબ કામ કરી રહ્યો છે. અમને તો ગૃહપતિની હૂંફ પણ મળે છે અને તેમની કડકાઈ પણ મળે છે."

મોરો વિદ્યાર્થી પ્રમુખસ્થાને છે; તેની ડાબી બાજુ સામાન્ય મંત્રી બેઠા છે. સામાન્ય મંત્રી પાસેજ ભવાનીદાસ અને શશિકાંત છે. પ્રમુખની જમણી બાજુ સહેજ પાછળ ગૃહપતિ શાંતિભાઇ બેઠા છે. સભાનું કામકાજ શરૂ થાય છે. ]

ભવાનીદાસઃ " શશિભાઇ, અત્યારે અહીં કેટલું કેટલું કામ ચાલશે ? "

શશિકાંતઃ " વિદ્યાર્થિમંડળનાં તમામ ખાતાંઓના નેતાઓ આજે અહીં પોતપોતાનો અહેવાલ રજુ કરશે. એ અહેવાલ ઉપર પછી સવાલ જવાબ થશે. આવી બેઠક દર મહિને એક વાર થાય છે, અને તે વખતે જે, જે વિદ્યાર્થીને જે કંઇ જણાવવાનું હોય કે પૂછવાનું હોય કે ફરિયાદ રજુ કરવાની હોય કે ચર્ચા કરવાની હોવ તેવા તમામ મુદ્દાઓ અહીં રજુ થાય છે. "

ભવાનીદાસઃ " પણ તેમ કરવાથી તો વખત ખૂબ જતો હશે. "

શશિકાંતઃ " જાય જ, પણ તે અમને જરૂરી લાગ્યો છે. પહેલાં તો નેતાઓ અંદર અંદર ચર્ચા કરી લેતા અને સત્રમાં માંડ એક વખત સામાન્ય સભા થતી; તેથી વિદ્યાર્થીઓમાં નેતા સામે ખૂબ અસંતોષ ફેલાએલો રહેતો. પરિણામ એ આવતું કે નેતા શાંતિથી કામ કરી શકતો નહોતો અને વિદ્યાર્થીઓનો ધુંધવાટ કદિ ઓછો થતો ન હતો. "

ભવાનીદાસઃ " પણ આવી બેઠકોમાં ખુલાસા કરવામાં આવે તેથી બધા વિદ્યાર્થીઓના મનનું સમાધાન થઇ જાય અને ધુંધવાટ ઓછો થાય તેમ હું નથી માનતો. "

શશિકાંતઃ " ભલે. પણ અહીં તો હવે તેવો અસંતોષ ખૂબ વધી ગયો હોય અને સામાન્ય સભાની બહુમતિને વ્યાજબી કારણો મળે તો નેતાને રદ પણ કરી શકાય છે. "

ભવાનીદાસઃ " સત્રની વચ્ચે પણ ? "

શશિકાંતઃ " હા. "

ભવાનીદાસઃ " પણ તેમ કરવાથી તો... ".

[ એકાએક સભામાં સહેજ ઘોંઘાટ વધે છે. પ્રમુખ ગૃહપતિ સાથે કંઇક મસલત કરતા જણાય છે. [illegible] બાદ મિનિટ પસાર થાય છે અને પ્રમુખ તાળી પાડીને સભાને શાંત કરે છે અને [illegible] બોલવા માંડે છે. ]

પ્રમુખઃ " ભાઇઓ, આ બત્તીના [illegible] નેતાનો દોષ નથી પણ

સંસ્થાની કંઇક મુશ્કેલીના કારણે તેમ બનવા પામેલું. આ બાબતમાં યોગ્ય અજવાળું પાડવા માટે હું મુરબ્બી શાંતિભાઇને વિનતિ કરૂં છું. તમે સૌ શાંતિથી સાંભળો."

[ બત્તીની બાબતમાં બંનેની જે મુશ્કેલી હતી તેનો ખુલાસો ગૃહપતિ કરે છે; અને બે દિવસમાં તેના પૈસા મળી જવાની સંસ્થાના મંત્રીજીએ ખાત્રી આપી છે તેમ જાહેર કરે છે. વિદ્યાર્થીઓ શાંત થાય છે. ]

ભવાનીદાસ: "હું પણ શશિભાઇ, શાંતિભાઇ સભામાં હાજર રહેલા છે છતાં તેમને પ્રમુખ કેમ નથી બનાવ્યા ?"

શશિકાંત: "એવો કંઇ નિયમ નથી. શાંતિભાઇએ જ તે નિયમને રદ કર્યો છે. વિદ્યાર્થિમંડળની સભાઓમાં તો વિદ્યાર્થીઓ જ પ્રમુખ થાય છે."

ભવાનીદાસ: "પણ તો પછી તેની સભાઓમાં ગૃહપતિની હાજરીની જરૂર જ શી હોય ? તેમને હાજર રાખવા અને તેમને પ્રમુખ ન બનાવવા એ તો તેમનું અપમાન કર્યા જેવું ગણાય."

શશિકાંત: "અમે પણ એક વખત એવા જ વિચારો ધરાવતા હતા. પણ શાંતિભાઇએ એ વિચારો ખોટા છે તેમ બરાબર સમજાવી દીધું છે. ગૃહપતિ એ તો વિદ્યાર્થીઓનો વડીલ, મિત્ર અને માર્ગદર્શક શીક્ષક છે તેમ શાંતિભાઇએ અમને સમજાવ્યું છે; એટલું જ નહિ પણ અમને ગળે પણ ઉતાર્યું છે. આવા ગૃહપતિના આદર્શનો મીઠો સુવાસ અમે તો રોજ રોજ અનુભવીએ છીએ."

ભવાનીદાસ: "હું હતો ત્યારે તો આથી કંઇ ઉલટું જ હતું. આવી સભાઓમાં ગૃહપતિ સાહેબ પોતે પ્રમુખ હોય તો જ હાજર રહે; બાકી તો વિદ્યાર્થીઓ પોતાની મેળે ચલાવે."

શશિકાંત: "પણ તેમ કરવાથી કામ અટપટું અને મુશ્કેલ બને છે. જુઓ ને, તમે હમણાં જ ન જોયું ? બત્તીના સવાલનો કેવો તુરત જ નીકાલ આવી ગયો ?"

ભવાનીદાસ: "વાત તો સાચી જ છે. વળી ગૃહપતિ હાજર હોય છે તેથી નકામો ઘોંઘાટ થતો નથી કે નકામો વખત પણ બગડતો નથી. અને સભાનું ગૌરવ જળવાઇ રહે છે એ વધારામાં."

શશિકાંત: "એ જ વાત સાચી છે. શાંતિભાઇના આવ્યા પછી તો આવો ફેરફાર ભારે અજબ કામ કરી રહ્યો છે. અમને તો ગૃહપતિની હૂંફ પણ મળે છે અને તેમની કડકાઈ પણ મળે છે."

ભવાનીદાસ: "હું હતો ત્યારે તો આવું કશુંય ન હતું. તમે તો ત્યારે ભારે નસીબદાર, ભાઇ!" હરભાઇ.

## ઘોંઘાટ

સાબરમતી જેલમાં બી. વર્ગ અમારૂં નાનકડું છાત્રાલય બની ગયો હતો. અમે પચાસ સાઠ ભાઇઓ જુદાં જુદાં ત્રણ મકાનોમાં વહેંચાઇ ગયા હતા અને કોઇના પણ સીધા હુકમ વિના અમારી અંતરની ઉલ્લતથી અને આપસઆપસની સમજણથી કામ ચલાવ્યે જતા હતા.

છતાં એક પ્રશ્ન અમને રોજ મૂંઝવતોઃ કોણ કેટલો અવાજ કરી શકે!

એક પક્ષ જેલના નિયમોને આધારે કહેતો કે દિવસે જેલર સાંભળે એટલો ઘોંઘાટ ન થાય અને રાતે નવ વાગ્યા પછી જરાયે અવાજ ન થાય. બીજો પક્ષ સ્વાતંત્ર્યના ઓઠા હેઠળ કહેતો કે અમને ફાવે તેમ રહેવાનો હક છે અને એ હક્કને ભોગવતાં હાડમારી વેઠવી પડશે તો જોઇશું.

પણ સાચી વાત આ બન્ને પક્ષની વચ્ચે એક નાનો સૂર હતો તેની હતી. જેલ હો કે છાત્રાલય હો, ઘર હો કે શેરી હો, નાનું મંડળ હો કે મોટી નાત હો, જ્યાં સમૂહમાં વસવું હોય ત્યાં આખા સમૂહનો વિચાર કરવો જ જોઇએ. આપણે આજે સમૂહજીવનનો શિષ્ટાચાર હજી ઉભો નથી કર્યો તેથી તો બે માણસ એકઠા થઇએ ત્યાં જ ઘોંઘાટ મચાવી મૂકીએ છીએ. આપણે શાંતિથી વાત જ કરી નથી શકતા. જે બોલે છે તે નકામો મોટેથી જ બોલે છે. મોટેથી બોલનાર પોતે નકામો પ્રાણ ગુમાવે છે તે સમજતો નથી.

કારણ કે આપણે જીવનમાં શાંતિને પિછાની નથી. નાનપણથી જ ઘોંઘાટમાં ઉછર્યા છીએ એટલે ઘોંઘાટ જીવનની અતિ આવશ્યક ચીજ થઇ પડી છે અને કોઇ શાંતિની વાત કરે તો તે હસી કાઢવા જેવી લાગે છે. કોઇ કોઇ વાર તો એમ પણ થઇ જાય કે ઘોંઘાટ, ગડબડ, દોડાદોડી અને બૂમાબૂમ એ જ વિકાસ છે અને શાંતિ એ તો મૃત્યુ છે. આપણા નાતવરા જુઓ, આપણાં સંમેલનો જુઓ, આપણા મેળાવડાઓ જુઓ, આપણાં સમૂહજીવન જુઓ, જ્યાં જેશો ત્યાં ઘોંઘાટ અને એ ઘોંઘાટમાંથી જ થતો ક્ષુદ્ર આનંદ!

અમારા બી. ક્લાસમાં સમાજના આ ઘોંઘાટ માનસનું જ પ્રતિબિંબ હતું. કોઇનો ઇરાદો જેલના નિયમોને તોડવાનો ન હતો; કોઇનો ઇરાદો ખાસ સ્વાતંત્ર્યનો હક્ક સિદ્ધ કરવાનો ન હતો. પણ બધાને ઘોંઘાટ કરવાની ટેવ હતી અને એ ટેવ ખરાબ નથી એમ સિદ્ધ કરવાની ખાંખેશ હતી.

ખરું છે. ઘોંઘાટને સમાજમાંથી દૂર કરવો હોય તો નાનપણથી બાળકોને શાંત બનાવવી પડશે. આપણાં છાત્રાલયોમાં આ કાર્યને માટે પુષ્કળ અવકાશ છે. ઘોંઘાટમાં વિકાસ ભર્યો છે એમ માનવામાં કોઈ ભૂલ ન કરે.

અવાજને નાનો મોટો કરવો એક વસ્તુ છે અને ઘોંઘાટ જુદી વસ્તુ છે. ઘણા માણસો એકી સાથે પોતાનો અવાજ વ્યક્ત કરવા માગતા હોય તો એક માણસના કરતાં મોટો અવાજ જરૂર થાય. પણ જેમ છાત્રાલયમાં બીજી બધી બાબતોમાં સંયમ કેળવવા તરફ આપણું લક્ષ છે તેમ આ અવાજ પર પણ સંયમ કેળવવો જોઈએ. અને જ્યાં બીજાને અડચણ થાય ત્યાં તો કોઈથી અવાજ થાય જ નહિ એવી દૃઢ માન્યતા થઈ જવી જોઈએ.

આજનાં સ્વતંત્ર છાત્રાલયોમાં ઘોંઘાટની ફરિયાદ ખૂબ પ્રમાણમાં ઉભી થઈ છે. પણ એ છાત્રાલયના સ્વાતંત્ર્યમાંથી જે સંયમ ઉભો થવો જોઈએ તે નથી થયો તેનો દોષ છે. વિદ્યાર્થી નવરો હોય ત્યારે ગમે તે પ્રવૃત્તિ ખુશીથી કરે, પણ પોતાનો બીજો વિદ્યાર્થીભાઈ પણ પોતાની પ્રવૃત્તિ નિરાંતે કરી શકે એવી રીતે વર્તે તો બસ છે.

છાત્રાલયના જીવનમાં જ્યાં જ્યાં સમૂહપ્રવૃત્તિ આવે ત્યાં ત્યાં–જમતી વખતે, રમતી વખતે, આગમનના વખતે, સૂવાના વખતે, કસરતના વખતે, આ બધા વખતે સમૂહનાં કામને માન આપીને અવાજ ન કરાય એવી સમજણ આપણામાં તેમ જ વિદ્યાર્થીઓમાં ઉભી થવાની ખાસ જરૂર છે.

નાનાભાઈ.

## આજનો યુગધર્મ

દુનિયાના પડ ઉપર આપણો દેશ એક જ એવો દેશ છે કે જ્યાં સાગા કૉલેજોના વિદ્યાર્થીઓને વરસના લગભગ ૭ માસ કશું જ કામ કરવાનું ન હોય! વરસમાં બે વખત લાંબી રજાઓ આવે. વચ્ચે રવિવારો અને જુદાં જુદા પ્રકારના તહેવારો તો હોય જ. આવી સ્થિતિમાં પોતાના વરસના માંડ અરધો ભાગ વિદ્યાર્થીઓ અભ્યાસમાં કે ઉદ્યોગમાં રહી શકે છે.

એક બાજુ આપણી આવી સ્થિતિ તો છે જ. તેમાં સત્રની શરૂઆતના બે ચાર અને અંતના આઠ દસ દિવસો નકામા ગાળી આપણી આવી રહેલી વખતની ખોટમાં આપણે ઉમેરો કરીએ છીએ.

હિંદુસ્તાનના વતનીની જીંદગીના કામના એકંદર દિવસો ગણવામાં આવે તો દુનિયાના કોઈ પણ દેશની વસ્તીના ઉદ્યોગી દિવસોના કરતાં ઘણાએ ઓછા આવે. આ આંકડો અવશ્ય ચોંકાવનારો બને.

અને આ બધું ક્યાંથી ?

હિંદુસ્તાનના હાડમાં અનુદ્યોગીપણું કે આળસ હતાં જ નહિ. પરદેશીઓએ આવીને પોતાના જ સ્વાર્થ ખાતર યુક્તિ પ્રયુક્તિઓથી હિંદીઓના હાડમાં તે નાખવાના પ્રયત્નો કર્યા છે. આપણને આરામ જોઈએ, આપણને વિસામો જોઈએ, આપણને થાક લાગે; આપણે થોડોએક વિલાસ અને એશઆરામ તો કરવાં જ જોઈએ-આવી માન્યતાઓની જડ તેની કેળવણી મારફત તેણે આપણામાં નાખી દીધી. એટલે હવે એવો દિવસ આવ્યો છે કે આપણે પણ તેમ જ વિચાર કરતા બની ગયા છીએ. આળસ આપણને સદી ગઈ છે; નિરુદ્યમીપણું આપણને પચી ગયું છે; એશઆરામ અને વિલાસ આપણને રુચે છે. આ બધાયમાં આપણે રાચીએ છીએ.

આ સ્થિતિ અસહ્ય છે. આપણા દેશે તેમાંથી જલદી છૂટી જવું જોઈએ. દેશના એકેએક માણસની એકેએક મિનિટ જેટલી તેની છે તેટલી જ દેશની છે. દરેક માણસે પોતાના વખતનો હિસાબ પોતાની જાતને અને પોતાના દેશને આપવાનો છે. સમય અને શક્તિની કરકસર એ આજના યુગનો પ્રધાન ધર્મ છે. શાળા કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓએ અને તેમને ભણાવનારા અધ્યાપકોએ આ યુગધર્મનું આચરણ અત્યંત કડકાઈથી કરવાનું રહે છે.

હરભાઈ

## ત્રણ શિક્ષકો

બાળકને કેળવનારાં મોટામાં મોટાં તત્ત્વો ત્રણ છેઃ એક કુદરત, બીજું માણસ અને ત્રીજું વાતાવરણ.

આ ત્રણ પૈકી કુદરત ઉપર તો આપણો કાબુ નથી જ તેમ કહીએ તો ચાલે. માણસજાત કુદરતને હાથ કરવાને જેટલા વધારેમાં વધારે પ્રયત્નો કરે છે તેટલી વધારે ઝડપથી કુદરત માણસના હાથમાંથી સરી પડે છે. માણસ બરાબર જે વખતે એમ માનવા લાગે કે હવે કુદરત ઉપર તેનો કાબુ આવ્યો છે, તેજ વખતે બરાબર કુદરત પોતાનું પોત પ્રકાશે છે અને માણસજાતને એક જબ્બર ઝટકો ખવરાવી ભાન કરાવે છે કે કુદરત કોઈ પણ માણસના હાથમાં સમાઈ શકવાની નથી. આટલા માટે કુદરત તો બાળકની શુદ્ધ ભેળસેળ વિનાની અને સ્વાભાવિક કેળવણીકાર રહેવાની.

કેળવનારું બીજું તત્ત્વ માણસ. માણસ ઉપર માણસ કાબુ નાખવા જાય તો રહે કદાચ ! પરંતુ માણસને પોતાને જ પોતા ઉપર કર્યો કાબુ

હોય છે? માણસને શિક્ષક તરીકે ભલે તૈયાર કરવામાં આવે; શિક્ષણની પદ્ધતિઓનું તેને ભલે જ્ઞાન અપાય; શિક્ષણશાસ્ત્રનાં રહસ્યો કેળવવા ભલે તેને ઉંડું અવગાહન કરવાની તક સાંપડે; પણ તેથી તે સાચો શિક્ષક ન પણ બની શકે. શિક્ષણ માટે જે તત્ત્વો માનુષી તત્ત્વોની ઉપર રહે છે તે તેણે ન પણ મેળવ્યાં હોય. માણસ પોતાને જેટલો અપૂર્ણ તેટલો તે શિક્ષક તરીકે પણ અપૂર્ણ. માણસને પોતાને પોતાની જાત ઉપર જેટલો કાબુ ઓછો તેટલો કેળવનાર તરીકે શિક્ષણનો કાબુ તેના ઉપર ઓછો. આટલા માટે માણસ થોડોએક ભેળસેળવાળો પણ પદ્ધતિસર તૈયાર કરાવેલો અને સહેજ કૃત્રિમ શિક્ષક બની શકે.

કેળવનાર ત્રીજું તત્ત્વ વાતાવરણ. વાતાવરણ ઉપર ભણનાર બાળકનો કાબુ પણ શક્ય હોય છે અને ભણાવનાર માણસનો કાબુ તો સંપૂર્ણપણે હોય છે. બલકે વાતાવરણ ઉભું કરનાર જ માણસ હોય છે. આટલા માટે વાતાવરણ એ 'શિક્ષક' શબ્દને ધ્યાનમાં રાખીને બોલીએ તો બાળકનો શુદ્ધ અને સાચો શિક્ષક બની શકે છે. માટે જ શિક્ષણની યોજનામાં કુદરત કે માણસના કરતાં વાતાવરણને પ્રાધાન્ય આપવામાં આવે છે અને આવવું જોઇએ.

હરભાઇ.

## એક પ્રશ્ન

શ્રી. તંત્રીજી "છાત્રાલય."

મહાશય,

ગયા અંકમાં આપનો 'થોડીએક ગોઠવણ' વાળો લેખ વાંચ્યો. આપની સૂચનાઓ ખૂબ કિંમતી છે. પણ આપે એમ માની લીધેલું લાગે છે કે દરેક છાત્રાલય પાસે 'દક્ષિણામૂર્તિ' જેટલી જ જગ્યા અને તેના જેટલી જ સગવડો હશે–હોવી જોઇએ! પણ સાહેબ, અહીં તો પચાસ વિદ્યાર્થીઓ રહી શકે તેટલું મકાન અને તેટલી સગવડ માંડ હોય ત્યાં પાંત્રીશથી ચાળીશ જેટલા વિદ્યાર્થીઓ રાખવા પડે છે. આવી પરિસ્થિતિમાં જુદી જુદી પ્રવૃત્તિઓ માટે જુદાં જુદાં સ્થળો નક્કી કરવાં તે છેક જ અશક્ય હોય છે. વળી ગૃહપતિની આપની કલ્પના પ્રમાણે અહીં અમે ગૃહપતિ નથી હોતા. મારી માફક ઘણાં છાત્રાલયોમાં હાઇસ્કૂલના જ એક શિક્ષકને ગૃહપતિ તરીકે નિયોજવામાં આવે છે. આવો ગૃહપતિ આવા છાત્રાલય માટે એક જ હોય છે તે પણ યાદ રાખવાનું. આપ જણાવો કે તેવી વ્યવસ્થા ઉભી કરવા માટે અને તેની પાછળ ચોક્કસ દેખરેખ રાખવા માટે તે એકલો શી રીતે

પૂરો પડી શકે ? આપ જણાવો છો તેવી ગોઠવણ હોય તો તો એક ગૃહપતિથી ચાલે પણ નહિ. પણ અમારે તો શિક્ષકના કામ સાથે ગૃહપતિનું કામ કરવાનું હોય છે, તેથી બીજી રીતે પણ એ અશક્ય બને છે. આ બાબત કેટલી મહત્વની છે એનો ખ્યાલ તો, અમારા જેવા છાત્રાલયમાં ગૃહપતિ થઈ બેસો ત્યારે જ આવે! છતાંએ આપની પાસે આનો કંઇ નિકાલ હોય તો અવશ્ય જણાવશો કે જેથી મારા જેવા ગૃહપતિઓ તેનો લાભ ઉઠાવી શકે.

એક ગૃહપતિ

ઉત્તર

લખનાર ગૃહપતિ ભાઇનો પ્રશ્ન ખરેખર વિચારવા જેવો તો છે જ. મારા પોતાના વિચારો હું રજુ કરૂં છું. તેમાંથી શક્ય તેટલી બાબતોનો અમલ ગૃહપતિ ભાઇઓ કરે.

એ ભાઇના પ્રશ્નમાંથી તેમની બીજી મુશ્કેલી પહેલી લઉં છું. એક જ ગૃહપતિ અને તેયે શિક્ષકનું કામ કરનાર ગૃહપતિ જુદાં જુદાં સ્થળોની જુદી જુદી ગોઠવણો કેમ પહોંચી વળી શકે એ તેમની મુશ્કેલી છે. બધું જ ગૃહપતિ ઉપર છોડી દેવામાં આવે અથવા તો ગૃહપતિ ભાઇ પોતે બધું જ પોતાના શિર ઉપર ઓઢી લે તો તો કામ જરૂર મુશ્કેલ થઈ પડે; એટલું જ નહિ પણ કામ બગડેયે ખરૂં. એક શું, એકથી વધારે ગૃહપતિઓ હોય તો પણ બધો જ ભાર ગૃહપતિઓ લઇને ફરે તે કોઈ પણ રીતે ઇષ્ટ નથી. મારૂં એવું માનવું છે કે આજે હવે દરેક છાત્રાલયને પોતાનું વિદ્યાર્થિમંડળ તો હશે જ. નામ ગમે તે હો પણ વિદ્યાર્થીઓ પોતાનું તંત્ર પોતે જ ચલાવે તેવી કોઈ પ્રથા દરેક છાત્રાલયમાં હોવી જ જોઇએ. ન હોય તો તાત્કાલિક ઉભી કરી દેવી જોઇએ. આવી વિદ્યાર્થી સંસ્થા સિવાય કોઇ પણ પ્રકારના કેળવણી વિષયક પ્રગતિ કોઇ સંસ્થા કરી શકે જ નહિ. હવે આવી વિદ્યાર્થી સંસ્થા છે જ તેમ ધારીને આગળ ચાલીએ તો પછી આપણી મુંઝવણ ઘણી જ ઓછી થઇ જાય છે. જુદી જુદી ગોઠવણ માટે જે કાંઇ કામ કરવાનું આવી પડે તે કામ વિદ્યાર્થીઓ ઉપર મૂકી દઇ શકાય. એની સાથે જેટલી પ્રવૃત્તિઓ ચાલતી હોય તેટલી પ્રવૃત્તિઓ ઉપર તે જ પ્રવૃત્તિમાં ભાગ લેનાર એક મોટા વિદ્યાર્થીની દેખરેખ રહે અને જરૂર જણાય ત્યારે ગૃહપતિ પાસેથી સલાહ, સૂચના કે મદદ લે.

હવે બીજો વિચારવા જેવો સવાલ છાત્રાલયના સ્થળસંકોચનો અને

સગવડોની તાણનો છે. પ્રશ્નકાર ભાઇની વાત સાચી છે. કેટલાંયે છાત્રાલયો એવાં છે કે જેમની પાસે જગ્યા પણ નાની હોય અને સાધનો પણ ઓછાં હોય. આવા સંયોગોમાં શું કરવું ? પહેલી વાત તો એ છે કે છાત્રાલયોને આપણે કેળવણીની એક સુંદર સંસ્થા બનાવવા માગીએ છીએ તેથી જ્યારે જ્યારે જેટલી પણ તક મળે તે તકનો લાભ લઇને સંચાલકો પાસે આપણે આપણી માગણીઓ રજુ કર્યા કરવી, અને તેમાંથી જેટલું મળી શકે તેટલું મેળવતા રહેવું એ આપણો-દરેક ગૃહપતિનો ધર્મ હોવો જોઇએ. આપણે ગમે તેટલી અગવડો વચ્ચે અને સાધનોની તંગી વચ્ચે આપણું કામ ચલાવતા હોઇએ, પણ તેથી તેનાથી આપણને સંતોષ છે અથવા તો આપણે સંતોષ રાખવો જોઇએ તેવી આપણી માન્યતા છે, તેવી સહેજ પણ છાપ છાત્રાલયના સંચાલકો ઉપર ન જ પડવા દેવી જોઇએ. આપણે તો આપણી માગણીઓ આગ્રહ પૂર્વક તેમની પાસે મૂકયે જવી અને જેટલી અનુકૂળતા મળતી જાય તેટલીનો સ્વીકાર કરી આપણું કામ ચલાવ્યે રાખવું. આપણા કામથી આપણા સંચાલકો ઉપર એવી છાપ અવશ્ય પડવી જોઇએ કે જો વધારે અનુકૂળતા અને વધારે સાધનો આપવામાં આવશે તો કામ ખરેખર વધારે સારૂં થશે. આપણા કાર્યની ફતેહનો આધાર આપણી ખંત અને કર્તવ્યનિષ્ઠા ઉપર રહે છે. આપણી ખંત અને કર્તવ્યનિષ્ઠા સાધનો અને અનુકૂળતાઓને જરૂર ખેંચી લાવવાની છે તેવી અખંડ શ્રદ્ધા આપણામાં ભરેલી હોવી જોઇએ.

પરંતુ પ્રશ્નકારભાઇનો સવાલ તો એ છે કે આવી પરિસ્થિતિ ઉભી ન થાય ત્યાં સુધી શું ?

ત્યાં સુધીમાં આપણે આપણી પાસે જે અનુકૂળતાઓ અને સાધનો હોય તેના વડે આપણી ગોઠવણનું કામ ચલાવી શકીએ છીએ. આપણી પાસે જેટલી જગ્યા હોય તેટલી જગ્યામાં જ આપણે જુદી જુદી પ્રવૃત્તિઓની ગોઠવણ કરી શકીએ. એક મોટા ઓરડાને ચાર ખૂણા અને વચલો ભાગ તો અવશ્ય હોય જ. આપણે દરેક ખૂણાને એક એક જુદી પ્રવૃત્તિ માટે નિર્માણ કરીએ. એક ખૂણો લખનાર માટે, એક ખૂણો વાંચનાર માટે, એક ખૂણો શાંતિથી વાતો કરનાર માટે અને એક ખૂણો આંતર્ દ્વાર રમતો રમનારા માટે. વચલા ભાગમાં ગૃહપતિ ખુદ બેસે, અને તમામ પ્રવૃત્તિઓનું સુયોગ્ય નિયંત્રણ કરે. જે જે પ્રવૃત્તિઓવાળાને જે કંઇ પૂછવા કરવાનું કે ફરિયાદ કરવાની હોય તેઓ ગૃહપતિ પાસે આવીને શાંતિથી કહી જાય. ગૃહપતિ

પોતે પણ પોતાના કામમાંથી થોડીએક ફુરસદ કાઢીને ચારેકોર ફરતા રહે અને પ્રવૃત્તિઓનું અવલોકન કરતા કરતા તેને સુનિયંત્રિત બનાવતા રહે.

આવી બધી પ્રવૃત્તિઓ બીજા કોઈને કશી પણ અડચણ ન થાય તેમ ચાલવી જોઈએ. આ બાબતની યોગ્ય તાલીમ વિદ્યાર્થીઓને મળતી રહે તેવો પ્રબંધ રોજ રોજ ચાલતા સાક્ષાત્ કામ દ્વારા જ વિદ્યાર્થીઓને મળી શકશે. કોઈ પણ વિદ્યાર્થી કે વિદ્યાર્થીની મંડળી શાંતિપૂર્વક અને વ્યવસ્થાપૂર્વક પોતાનું કામ ચલાવી ન શકે તો તેને આવા સમૂહોની ચાલી રહેલી પ્રવૃત્તિઓમાં તેટલા વખત માટે રહેવાનો અધિકાર નથી. તે ઘણી જ ખુશીથી બહાર જાય અને પોતાની પ્રવૃત્તિ ચલાવે. ગોઠવણનો મૂળ મુદ્દો એ છે કે વિદ્યાર્થી પોતે સ્વતંત્ર હોવા છતાં બીજાની સગવડ જાળવવા માટે બંધાએલો જ છે તે ખ્યાલ તેના મનમાં હોવો જોઈએ. સમાજમાં રહીને જીવન ગાળનાર દરેક વ્યક્તિને સમાજમાં કેમ જીવવું તે પણ આવડવું ઘટે છે. જે માણસ સમાજમાં સુવ્યવસ્થિત અને નિયંત્રણા પૂર્વક જીવી શકે છે તે જ સાચો સ્વતંત્ર છે. બીજાના સ્વાતંત્ર્યની શુદ્ધ ભાવનામાં તો પોતે કે બીજો કોઈ પરતંત્ર નથી જ. આ તત્ત્વ આપણા વિદ્યાર્થીઓને સમજાઈ જવું જોઈએ, અને તે સમૂહજીવન જીવવાની તાલીમ દ્વારા જ તેમને સમજાવવાનું છે. માટે જ ઓછી અનુકૂળતાઓ અને ઓછાં સાધનો વચ્ચે પણ શાંતિ અને વ્યવસ્થા પૂર્વક જીવવાની તાલીમ જુદી જુદી ગોઠવણો દ્વારા વિદ્યાર્થીને અવશ્ય આપી શકાય.

હરભાઈ.

## શરીરના ચાળા પાછળ

માણસ એકલો બેઠો હોય કે સમૂહમાં હોય, માણસ વાતો કરતો હોય કે વાતો સાંભળતો હોય, માણસની જીભ ચાલતી હોય કે મૂંગો બેઠો હોય: આવી કોઈ પણ સ્થિતિમાં તેનું શરીર અને શરીરનાં વિધવિધ અંગઉપાંગો સ્થિર ભાગ્યે જ હોય છે. કાં તો તે હાથ પગ વિચિત્ર રીતે હલાવતો હોય છે અથવા તો હાથ પગનાં આંગળાં વડે ચિત્રવિચિત્ર ચાળા કરતો હોય છે. તેના મોઢા સામું જુઓ તો તેના મોઢા ઉપરના હાવભાવો પણ તેટલી જ વિચિત્ર રીતે ફરતા રહેતા હોય છે. આંખો જુઓ, હોઠની ગતિ નીહાળો, કપાળ સામું નજર કરો, નસકોરાં ફૂલાવતો જુઓ, વારંવાર ડોક મરડતો દેખો કે મોઢા ઉપર ન સમજાય તેવી રીતે હાથ ફેરવતો નીહાળો, એ બધીય વખતે તે પોતાના અંતરના અટપટા ભાવો વ્યક્ત કરી રહ્યો હોય

છે. માણસને આમ મૂંગા ચાળા કરતો જોવામાં આનંદ તો આવે જ છે પણ તેની પાછળ રહેલા તેના મનના ભાવોને સમજવામાં અને ઉકેલવામાં વળી ઓર આનંદ આવે છે. હરભાઈ.

## મન જખ મારે ત્યારે

સ્વાતંત્ર્યનો સિદ્ધાંત હવે અનેક ક્ષેત્રોમાં પ્રવેશ પામવા લાગ્યો છે. જીવનના કોઈ પણ એક ક્ષેત્રના કરતાં કેળવણીના ક્ષેત્રમાં એ તત્ત્વનો સ્વીકાર અને વ્યવહાર વધારે આગ્રહથી કરવા કગવવામાં આવે છે. ભણનારાઓને સ્વાતંત્ર્ય આપો એવી બૂમો અત્યારે ચારેકોરથી સંભળાય છે. વિચાર સ્વાતંત્ર્ય અને વાણી સ્વાતંત્ર્યનો સમાજે એક સામટો સ્વીકાર કર્યો છે તેથી એ તત્ત્વો કેળવણીની સંસ્થાઓમાં પ્રવેશી શક્યાં છે.

આપણાં છાત્રાલયોમાં પણ આ સ્વાતંત્ર્યનો સિદ્ધાંત ઠીક ઠીક સ્થાન મેળવી ચૂક્યો છે તેમાં શંકા નથી. આપણો વિદ્યાર્થી છાત્રાલયના નાના મોટા વ્યવહારોમાં સારૂં એવું સ્વાતંત્ર્ય ભોગવે છે. તેને વિચારનું સ્વાતંત્ર્ય પણ છે, વાણીનું સ્વાતંત્ર્ય પણ છે, અને કેટલેક અંશે વ્યવહારનું સ્વાતંત્ર્ય પણ છે. આપણા વિદ્યાર્થીનું વિચારસ્વાતંત્ર્ય કે વાણીસ્વાતંત્ર્ય આપણને નથી ખૂંચતાં; પરંતુ વ્યવહારસ્વાતંત્ર્ય ક્યારેક મૂંઝવી દે છે ખરૂં. વિદ્યાર્થી અમુક પ્રકારના વિચારો કરે છે તેવી આપણને ખબર પડે ત્યારે આપણે તેને બાળક ગણી મનથી જ માફ કરી શકીએ છીએ. વિદ્યાર્થી અમુક પ્રકારનું બોલે ત્યારે વાણી સ્વાતંત્ર્યના જમાનામાં એટલી છૂટ તો હોવી જ જોઈએ તેમ માનીને આપણે તેને હસી કાઢી શકીએ છીએ. પરંતુ વિદ્યાર્થી અમુક પ્રકારનું વર્તન ચલાવે ત્યારે તેને હસી કાઢવું કે બાળક ગણીને માફ કરવું એ જરા અઘરૂં પડે છે. આપણને ન રુચે તેવા વર્તનની છૂટ લેતો આપણે વિદ્યાર્થીને નીરખીએ ત્યારે એ સ્વાતંત્ર્ય આપણાથી ઘણી વખત નથી જીરવી શકાતું. આવા વખતે આપણું મન જરા જખ મારવા માંડે છે. વિદ્યાર્થીને તેવા વ્યવહારમાંથી તો અવશ્ય રોકવો જોઈએ તેમ આપણું મન આપણને આગ્રહથી કહે છે. બધી જાતનું સ્વાતંત્ર્ય ચલાવી લઈ શકાય, પણ વર્તનનું આવું સ્વાતંત્ર્ય ન જ ચલાવી શકાય તેમ આપણને લાગ્યા જ કરે છે. વિચાર સ્વાતંત્ર્ય કે વાણી સ્વાતંત્ર્ય, વર્તન સ્વાતંત્ર્યના પ્રમાણમાં જીરવવાં સહેલાં લાગે છે.

આવા વખતે આપણે શું કરીએ ? મન જખ મારતું દેખાય ત્યારે આપણે કેમ વર્તીએ ?

જવું અને પછી તેનાં કારણોના ઊંડાણમાં ઉતરી પડવું આપણા માટે વ્યાજબી ગણાય. તેવાં કારણો આપણને તાત્કાલિક મળવાં જ જોઇએ એવો આગ્રહ પણ નકામો છે. વિદ્યાર્થીના વર્તનને માનસિક નોંધપોથીમાં નોંધી રાખી જ્યારે જ્યારે પણ તે પુનરાવર્તન પામે ત્યારે ત્યારે તેનાં પ્રેરક બળોને પકડી લેતાં આપણને આવડવું જોઇએ એકથી વધારે વખતમાં તેના વર્તનસ્વાતંત્ર્યમાંથી જેટલાં જેટલાં સામાન્ય પ્રેરકબળો આપણને હાથ લાગી જાય તેનો લઘુતમ કાઢી લેતાં પછી આપણને મુશ્કેલ નથી પડવાનું. એવું સર્વસામાન્ય કારણ આપણા હાથમાં આવ્યું એટલે વિદ્યાર્થીનું વર્તનસ્વાતંત્ર્ય આપણી હાજરીમાં નિર્ભય બન્યું સમજવું. નિર્ભયતામાંથી પછી વર્તનશુદ્ધિ આણવી એ તદ્દન સહેલું કામ થઈ પડે છે.

આપણું ત્રીજું પગથિયું આપણાં સાધનોનો સંભાળપૂર્વક ઉપયોગ કરવો તે છે. વિદ્યાર્થીના વર્તન સ્વાતંત્ર્યના આપણા અનુભવ પછી આપણને તેની સાથે કામ લેવાની જરૂર રહે તો આપણાં સાધનો નિર્મળ અને શુદ્ધ હોવાં ઘટે. આપણામાં ખામોશ હોય, વિદ્યાર્થીમાં આપણને કે સમાજને અરુચિકર કે અહિતકર એવા વર્તન સ્વાતંત્ર્યના મૂળમાં ઉતરી જઇ તેનાં પ્રેરક કારણો શોધી કાઢવાની આપણામાં શક્તિ હોય તો પછી વિદ્યાર્થીના તેવા વર્તન માટે આપણે જે કંઇ ઉપાયો કરવાની જરૂર જણાય તે ઘણે અંશે શુદ્ધ અને નિર્મળ જ હોવાનો સંભવ છે. છતાંએ તે બાબતમાં આપણે ખૂબ કાળજી રાખવાની જરૂર રહે છે. તેવાં સાધનો આપણે મહેનત અને અભ્યાસપૂર્વક શોધવાં પડે છે અને પછી તેનો ઉપયોગ કરવાની શક્તિ પણ કેળવવી પડે છે.

સ્વાતંત્ર્ય અપાયા પછી આપણું મન જખ મારે તો આપણે ઉપર પ્રમાણે વર્તન રાખવું તે આપણો ધર્મ થઇ પડે છે. **હરભાઇ.**

## વ્યક્તિત્વ

વ્યક્તિત્વવાળો માણસ જનસમૂહને હમેશાં આકર્ષી શકે છે. વ્યક્તિત્વવાળો માણસ અન્યના કરતાં વધારે ઝડપથી અને વધારે સારૂં કામ કરી શકે છે. વ્યક્તિત્વવાળા માણસને ફતેહ શોધતી આવે છે તેમ કહીએ તો પણ ખોટું નથી.

શિક્ષણના ધંધામાં વ્યક્તિત્વવાળો માણસ મળી જાય તો શિક્ષણનું કામ વધારે સંગીન રીતે ચલાવી શકાય. દરેક શિક્ષકનામાં વ્યક્તિત્વ હોવું

જોઇએ તેમ જ દરેક ગૃહપતિમાં પણ વ્યક્તિત્વ હોવું જોઇએ. જે ગૃહપતિ વ્યક્તિત્વ ધરાવનો હોય છે તે ગૃહપતિને સામાન્ય ગૃહપતિના જેટલા અંતરાયો નડતા હોતા નથી; તેવો ગૃહપતિ પોતાના કાર્યના પચાસ ટકા તો પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી જ પાર ઉતારી શકે છે. સામાન્ય ગૃહપતિને ડગલે ને પગલે કોયડાઓ ઉભા થયા કરે છે તેવા કોયડાઓ વ્યક્તિત્વવાળા ગૃહપતિને મૂંઝવતા નથી. આનું કારણ એ કે એવા કોયડાઓ જેમ વિદ્યાર્થીઓમાંથી ઉદ્‌ભવેલા હોય છે તેમ જ તેમના હાથે જ ઉકેલી શકાય તેવાં હોય છે. સામાન્ય ગૃહપતિ તેવા કોયડાઓનો એકલે હાથે ઉકેલ કરવા મથે છે; તેની મથામણ જેમ જેમ વધતી જાય તેમ તેમ તે કોયડાઓ વધારે અટપટા બનતા જાય છે. વ્યક્તિત્વવાળો ગૃહપતિ પોતાના વ્યક્તિત્વના પ્રભાવ માત્રથી તે કોયડાઓથી અલિપ્ત રહી શકે છે અને મૂંઝાયા વગર વિદ્યાર્થીઓના હાથે જ તેનો ઉકેલ આવવા દે છે. આમ વ્યક્તિત્વવાળા ગૃહપતિ માટે પોતાનું, સંસ્થાનું અને વિદ્યાર્થીઓનું કામ ઘણે અંશે સરલ બની જાય છે.

પણ આવું વ્યક્તિત્વ એટલે શું ? અને તે આવે કેવી રીતે ?

વ્યક્તિત્વ કેવળ બુદ્ધિની પ્રખરતાથી નથી જન્મતું; વ્યક્તિત્વનો આધાર હૃદયની કેવળ લાગણીઓ ઉપર નથી રહેતો; વ્યક્તિત્વ શારીરિક કે માનસિક એવા કોઇ પ્રબળ તત્ત્વમાંથી કેવળ નથી પેદા થતું; પણ વ્યક્તિત્વ માટે તો માણસનામાં એકાદ અજબ ધૂનની જરૂર હોય છે. માણસ પોતાના ધંધામાં પાવરધો હોય અથવા તો પોતાના ધંધાના શાસ્ત્રનો નિષ્ણાત હોય તેથી તે વ્યક્તિત્વ નથી જમાવી શકતો. માણસનામાં ભલે બુદ્ધિ ઓછી હોય, માણસનામાં ભલે શાસ્ત્રીયપણું ઓછું હોય, પણ તેનામાં જો કોઇ પણ એક બાબતની ધૂન હોય તો તે વ્યક્તિત્વ કેળવી શકે છે અને જમાવી પણ શકે છે. આવી એકલી ધૂનને પણ અધૂરી ગણી શકાય. જે વિષયની માણસનામાં ધૂન હોય તે ધૂન ખાતર જીવતરને ફના કરવાની પણ તાકાત તેનામાં હોવી જોઇએ. ખરી રીતે તો 'ધૂન' શબ્દમાં જ ફના થવાની તાકાત સમાઇ જાય છે. છતાંએ સ્પષ્ટતા ખાતર આપણે એમ કહી શકીએ કે જે માણસનામાં એક વસ્તુની અસાધારણ ધૂન હોય અને તે ધૂનમાં મસ્ત રહેવા માટે જાતને ન્યોછાવર કરી નાખવાની તાકાત હોય તે માણસને આપણે વ્યક્તિત્વવાળો માણસ ગણી શકીએ.

છાત્રાલયના દરેક ગૃહપતિ પાસે ધૂનનો કોઇ એકાદ વિષય તો હોવો ઘટે. એ વિષય કાંઇ ગુ[illegible]ગે જ હોય તેમ નહિ; એ વિષય તો ગમે તે

હોઇ શકે-માત્ર વિદ્યાર્થીના જીવનને સ્પર્શનારો હોવો જોઇએ. ગૃહપતિ કલાકાર હોય, ગૃહપતિ જબરો લેખક હોય, ગૃહપતિ વક્તા હોય, ગૃહપતિ વૈજ્ઞાનિક હોય-એમ ગૃહપતિ ગમે તે એક બાબતનો અસાધારણ શોખીન હોય તો પોતાના વિદ્યાર્થીઓને પોતાની સાથે ખેંચી જઇ શકે છે. આવા ગૃહપતિના વિદ્યાર્થીઓ હમેશાં તેના મિત્ર સમા થઇને રહે છે અને તેના કામમાં સહાય રૂપ બને છે.

હરભાઇ.

## વિદ્યાર્થીના પત્રો

છાત્રાલયના ગૃહપતિને અત્યંત વિચારપૂર્વક હાથ ધરવા જેવો કોઇ વિષય હોય તો તે વિદ્યાર્થીઓના પત્રોનો પ્રશ્ન છે. પત્રવ્યવહાર એ વિદ્યાર્થીને પારખવાનું એક ઉત્તમ સાધન છે. વિદ્યાર્થી પોતાના માબાપને પત્ર લખતો હોય કે પોતાના મિત્રને પત્ર લખતો હોય; પરિણીત હોય તો પોતાની પત્નીને પત્ર લખતો હોય અને વેવીશાળ થયું હોય તો પોતાની ભાવિપત્નીને પ્રેમપત્રો લખતો હોય. આવા બધા પત્રોમાંથી અને તેવા પત્રોના આવતા ઉત્તરોમાંથી વિદ્યાર્થીને ઓળખી લેવાનું સાચું સાધન આપણને સાંપડે છે. વિદ્યાર્થીની સાથે ઉંડો પરિચય કર્યા વિના તેને ઓળખી લેવા માટે તેનો અનેકવિધ પત્રવ્યવહાર આપણને ખૂબ ઉપકારક થઇ પડે છે. છાત્રાલય જેવી સંસ્થામાં આજે હવે વિદ્યાર્થીની સંખ્યા વધતી જ જાય છે. ગૃહપતિને એક શિક્ષકના જેવું સ્થાન જ્યાં સુધી નથી મળી શક્યું ત્યાં સુધી સો દોઢસો છોકરાઓ વચ્ચે ત્રણચાર કલાક કામ આપનાર ગૃહપતિથી પણ ચલાવી લેવાય છે. આવી પરિસ્થિતિમાં એક ગૃહપતિ અનેક વિદ્યાર્થીઓના ગાઢ પરિચયમાં આવી શકે એ સંભવિત નથી. વિદ્યાર્થીઓના સાચા સ્વભાવનું દર્શન જ્યાં સુધી આપણને ન થયું હોય ત્યાં સુધી આપણે તેને સાચે માર્ગે દોરી શકવાના નથી. આવા સંયોગોમાં વિદ્યાર્થીના પત્રવ્યવહારનો આપણને પરિચય થાય તેવી સ્થિતિ જો ઉભી થઇ શકે તો ગૃહપતિનું કામ ઘણું સહેલું અને સરળ થઇ જાય.

પરંતુ વિદ્યાર્થીનો પત્રવ્યવહાર હાથ કરવો શી રીતે? કેટલાંક છાત્રાલયોએ એવો નિયમ બનાવ્યો હોય છે કે વિદ્યાર્થી ઉપર જે પત્રો આવે અને તેના તેઓ જે જવાબો લખે તે બને ઉપર ગૃહપતિની નજર રહે. જતા પત્રો ઉપર ગૃહપતિનો કાબુ ન હોય તો પણ ટપાલની અનુકૂળતાને કારણે આવતા પત્રો ઉપર તો ગૃહપતિ પોતાનો કાબુ રાખી શકે છે. પત્રવ્યવહાર

ઉપર રખાતી આ દેખરેખ જો વિદ્યાર્થી ઉપરના પ્રેમ અને વિશ્વાસથી પ્રે
રેલી હોત તો તો છાત્રાલયમાં પત્રવ્યવહારની આજે આપણી નજર આ
દેખાતી મૂઝવણ દુનિયામાં જ ન હોત. આજે તો એક તરફથી છાત્રો એ
ફરિયાદ કરે છે કે અમારા પત્રવ્યવહાર ઉપર અમારો જ હક્ક હોવો જોઈએ
અમારી રજા સિવાય તે કોઈથી ફોડાય કે વંચાય નહિ. બીજી તરફ
ગૃહપતિઓ પોતાનો એવો હક્ક સ્થાપિત કરતા દેખાય છે કે વિદ્યાર્થીના
હિત ખાતર વિદ્યાર્થીના પત્રવ્યવહાર ઉપર અમારી કડક નજર રહેવા
જરૂર છે. આજની આ સ્થિતિ કોઈ પણ રીતે ઇષ્ટ નથી. વિદ્યાર્થીએ
પત્રવ્યવહારનું સ્વાતંત્ર્ય હોવું જ જોઈએ; અને છતાં ગૃહપતિની દેખરે
અને સલાહ સુચના અત્યંત જરૂરનાં છે એ પણ ચોક્કસ.

આ કોયડો એક જ રીતે ઉકેલી શકાય. ગૃહપતિએ પોતાના વિદ્યાર્થી
પ્રેમ અને વિશ્વાસ એટલી હદ સુધી સંપાદન કરવાં કે જેથી વિદ્યાર્થી
પોતાનો પત્રવ્યવહાર તો શું પરંતુ પોતાનું સર્વસ્વ પોતાના ગૃહપતિ પા
ખુલ્લંખુલ્લુ મૂકી દે. આ વાત લખવી જેટલી સહેલી છે તેટલી જ આચર
મુશ્કેલ છે. ગૃહપતિ જો પોતાના જીવન પૂરતો વિદ્યાર્થીની નજર આગ
છેક જ નિખાલસ અને ખુલ્લો હોય તો જ તે વિદ્યાર્થીના પ્રેમ અને વિશ્વા
મેળવી શકવાનો છે. ગૃહપતિના સમગ્ર જીવનના દર્શનથી વિદ્યાર્થી એ
સમજી જાય કે ભલે પોતે ગૃહપતિનું સમગ્ર જીવન જાણતો નથી, પરં
ગૃહપતિ પોતાના જીવનને વિદ્યાર્થીથી ચોરી છૂપીથી દૂર રાખતો નથી. ગૃહ
પતિના એવા ઉઘાડા જીવનની અસર વિદ્યાર્થી ઉપર જલદી થાય છે. વિદ્યા
ર્થીના મનમાં ગૃહપતિથી છૂપા રહેવાના વિચારો ગૃહપતિના આવા સાક્ષા
જીવનથી અલોપ થઈ જાય છે. ગૃહપતિ વિદ્યાર્થીનો આવો સંબંધ બંધા
તો પછી વિદ્યાર્થીના પત્રવ્યવહારની બાબતમાં જે અવિશ્વાસ અને ચોરી
છૂપીનું વાતાવરણ છાત્રાલયોમાં પ્રવર્તી રહેલું છે તે આપોઆપ બંધ થઈ જાય

હરભાઈ.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારેખ ભીખાભાઈ
ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઈ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૫ મું
૧૯૩૧

અંક ૫ મો
મે

:: તંત્રી ::
હરભાઇ ત્રિવેદી

જુવાન પ્રાણહાનિ ઇચ્છશે
પણ માનહાનિ નહિ ઇચ્છે.
જુવાન મરણ ઇચ્છશે
પણ શરણ નહિ ઇચ્છે.

# અજ્ઞાત મન.

માણસને ઓળખવા માટે તેના મનનો સારો એવો પરિચય મેળવવો જોઈએ એમ આપણે સૌ કોઈ માનીએ છીએ. વિદ્યાર્થીઓને સાચા જીવનની દિશામાં દોરવા માટે શિક્ષકોએ કે ગૃહપતિઓએ તેમના મનને ઉકેલતા શીખવું જોઈએ તે અત્યંત જરૂરનું છે તેમ શિક્ષણશાસ્ત્રીઓ આજે પોકારીને આપણને કહે છે. માનસશાસ્ત્રીઓએ અને શિક્ષણશાસ્ત્રીઓએ માણસના મનને કેમ ઓળખાય તેની પદ્ધતિઓ શોધી કાઢી છે. અને જનસમાજ તેનો ઉપયોગ પણ કરી શકે છે.

પરંતુ આજ દિન સુધી માણસજાતના આવા અભ્યાસ માટે તેના જાગ્રત મનને આધારભૂત ગણવામાં આવતું. માણસ તેની જાગ્રત અવસ્થામાં જે કંઈ બોલે કે આચરે કે વિચારે તેના ઉપરથી તેના મનનું વલણ અથવા તો તેના મનના અભિલાષો પારખવામાં આવતા અને નક્કી કરવામાં આવતા. વિદ્યાર્થીનો પણ આવી જ જાતનો માનસ પરિચય સધાતો અને તેવા પરિચય ઉપર તેની કેળવણીનું મંડાણ રચાતું.

આજે તે સ્થિતિમાં ફેરફાર થયો છે. માણસના મનના ઉંડાણોમાં અવગાહન કરવાની શક્તિ અને કળા આજે માનસશાસ્ત્રીઓને હાથ લાગ્યાં છે. માણસના જાગ્રત મન ઉપરાંત તેને એક બીજા પ્રકારનું પણ મન છે તેમ શોધી કાઢવામાં આવ્યું છે. આવા મનને શાસ્ત્રકારો 'અજ્ઞાત મન' તેવું નામ આપે છે. માણસના માનસિક વલણોનો અને તેની છૂપી અને ઉંડી મહત્વાકાંક્ષાઓનો સાચો પરિચય જાગ્રત મન નહિ પણ તેનું અજ્ઞાત મન પૂરો પાડે છે તેની શોધ આજે થઈ ગઈ છે. ઘણી વખત તો માણસનું જાગ્રત મન જે વસ્તુઓનાં દર્શન કરાવે છે તે તેના સાચા માનસિક વલણથી વિરૂદ્ધ હોય તેમ પણ બને છે. માણસને પોતાને પોતાના આવા અજ્ઞાત મનની અને તે મનમાં ભરાઈ રહેલી મહેચ્છાઓની ખબર હોતી નથી. ભલભલા માણસો જાગ્રત મનના બાહ્ય સ્વરૂપોથી ભુલાવો ખાય છે. માનસશાસ્ત્રીઓએ ભારે જહેમત ઉઠાવીને આ અજ્ઞાત મનની અને તેમાં ભરાઈ રહેલી મનઃકામનાઓની શોધ કરી છે.

વિદ્યાર્થીને સાચા સ્વરૂપમાં ઓળખવા માટે તેનું જાગ્રત મન નહિ પણ અજ્ઞાત મન જ ઉપયોગી થઈ શકે છે. આ અજ્ઞાત મનનો પરિચય કેમ સાધવો તે ક્રિયા અત્યંત આકર્ષક છે.

દરબારી.

# સર્વત્યાગ

( ગૃહપતિ પોતાની ઓફીસમાં એકલા બેઠા બેઠા કંઈક વિચાર કર્યા કરે છે. વચ્ચે વચ્ચે પોતાની નોંધપોથી ઉઘાડીને તેમાં કંઈક ટપકાવી લેતા જણાય છે. તેમના મ્હોં ઉપર મૂંઝવણની છાપ સ્પષ્ટ દેખાઇ આવે છે. થોડી વારે ટેકરી વગાડી પટાવાળાને બોલાવે છે અને રમેશને પોતાની ઓફીસમાં બોલાવી લાવવા હૂકમ આપે છે. બે ચાર મિનીટ એમને એમ વીતી જાય છે અને રમેશ ગૃહપતિની ઓફીસમાં આવીને ઉભો રહે છે.

રમેશ ઉંચો, ભરાવદાર અને દેખાવડો વિદ્યાર્થી છે. તેના ચ્હેરા ઉપર મંદ હાસ્ય છવાઇ રહેલું છે; અને છતાં તેના મંદ મંદ હસતા હોઠ તેની પાછળ છૂપાઇ રહેલ કડકાઇ જાહેર કર્યા વિના રહી શકતા નથી. રમેશ વિવેકપૂર્વક ગૃહપતિને નમન કરે છે અને તેમની ખુરશીની સામે અદબ-વાળી શાંત ચહેરે સ્થિર ઉભો રહે છે. મરદાનગીથી ભરપૂર એવા રમેશના પડછંદ દેહ સામે ગૃહપતિ ઘડીભર જોઇ રહે છે અને પછી બન્ને વચ્ચે ટૂંકી વાતચીત ચાલે છે. )

ગૃહપતિ: " રમેશ. મેં તમને આઠ દશ વખત તો જવા દીધા છે. પણ આજે હવે તેમ કરવું પોસાય તેમ નથી. વજુભાઇના ટ્રંકમાંથી દશ રૂપિયા ગયા છે અને તમે જ લીધા છે, તમારે તે પાછા આપવા પડશે. "

રમેશ: " કોણ કહે છે કે એ મેં લીધા છે ? આઠ દશ વખત તમે મને જતો કર્યો છે તેમ કહીને તમો સાહેબ મારું ભારે અપમાન કરો છો. મેં તમને કહ્યું જ છે કે મેં આજ દિન સુધી કોઇની એક પાઇ પણ લીધી નથી. ગમે તેવા વિદ્યાર્થીની ગમે તેવી વાતો સાંભળીને તમે મારા ઉપર શક શું લાવ્યા જ કરો છો અને આળ ઓઢાડતા પણ અચકાતા નથી ? વજુના પૈસા મેં જ લીધા છે તેમ કોણ કહે છે ? "

ગૃહપતિ: " વજુ પોતે જ. તે કહે છે કે તમારી પાસે એક એવી ચાવી છે કે જે બધાય તાળાને લાગુ કરી શકાય. તમે તેનો ઉપયોગ કર્યો છે અને તેના પૈસા લીધા છે. "

રમેશ: " તેની પાસે કંઇ પૂરાવો છે ? "

ગૃહપતિ: " હા. ગઇ કાલે રાત્રે જ્યારે બધા 'જમવા' ગયા, ત્યારે તમે એકલા જ નિવાસગૃહમાં પાછળ રહ્યા હતા. જમીને પાછા ફરતા

વજુએ તમને પોતાના કબાટની પાસે અંધારામાં કંઇક કરતા જોયા. તેમના રૂપીઆ તે જ વખતે ગુમ થયેલા એમ તેનું કહેવું છે. "

રમેશ: " તેમના કબાટ પાસે એટલા ઉભા રહેવું એટલે જ ચોરી કરવી એ ન્યાય સરસ! સાહેબ, મને માફ કરો. મારે મારો બચાવ કરવો નથી. મેં વજુના પૈસા લીધા જ નથી તે સત્ય છે. તમારે માનવું હોય તો માનો. "

ગૃહપતિ: " રમેશ, રમેશ, આ નહિ ચાલે. તું દર વખત વાતને ઉડાવી જાય છે તે આ વખતે નહિ બને. સમજ્યો? વજુ બિચારો ગરીબ માબાપનો દીકરો છે. ગઇ કાલે જ હજી તો તેના બાપાએ સત્રની ફીના રૂપિયા મોકલ્યા છે. તેમાંથી દશ રૂપિયા જેવી રકમ જાય તો તે બિચારો હેરાન જ થઇ જાય ને? "

રમેશ: " તે હેરાન થાય એટલા માટે હું જવાબદાર? હું કહું છું કે મને તેના પૈસાની કશી જ ખબર નથી. "

ગૃહપતિ: " પણ તું સમજે છે કે આ વખતે હું તને છોડું તેમ જ નથી? મારી પણ ખાત્રી થઇ ગઇ છે કે એ પૈસા તેં જ લીધા છે. આ વખતે જો તું તે પાછા નહિ આપે તો તેનું ભારે ખરાબ પરિણામ આવશે. હા, આ વાત તું કબૂલ કરીશ તો હું પ્રગટ નહિ કરૂં, પણ તારે તે પૈસા તો આપવાના જ. "

રમેશ: " સાહેબ, આપને ઢોલ ટીપાવવો હોય તો તેમ કરવાની પણ છૂટ છે. ઢોલ ટીપાવવાથી અસત્ય સત્ય નથી બની જવાનું. હું કહું છું કે મેં વજુના પૈસા લીધા જ નથી. "

( આટલું બોલી રમેશ કડકાઇથી ઓફીસની બહાર ચાલ્યો જાય છે. ગૃહપતિ એ નીડરતાથી અને રોફબંધ ચાલી જતી આકૃતિની સામે એકી ટશે જોઈ રહે છે. રમેશ અદૃશ્ય થયા પછી ગૃહપતિ પોતાની નોંધપોથી ઉઘાડે છે અને તેની અંદર કંઇક ટપકાવી લે છે. )

( તેજ રાત્રે વજુની ટ્રંક કંઇક અજબ રીતે તૂટે છે અને વજુના બાકી રહેલા પચાસ રૂપિયા ગુમ થાય છે. )

: ૨ :

( ઉપરનો પ્રસંગ બન્યાને પંદર દિવસ થઇ ગયા છે. ગૃહપતિની ગંભીરતા વધતી જાય છે. રમેશની એ નિશ્ચિંત અને બેદરકાર પ્રવૃત્તિઓ

તેને હવે ખૂંચવા લાગી છે. આજે તો છેક અંધારૂં થઇ ગયું છે છતાં તે ઓશીગમાંથી ખસ્યા નથી. તેના મ્હોં ઉપરની ગંભીરતાએ આજે સ્હેજ બીહામણું સ્વરૂપ પકડ્યું છે. તેના ચ્હેરા ઉપર આજે એકલી મૂંઝવણુ નથી; સાયંકાળના એ ઝાંખા પ્રકાશમાં પણુ તેના હોઠ ઉપરની સખ્તાઇ સ્પષ્ટ દેખાઇ આવે છે. મનની મૂંઝવણુ ટાળવા માટે જાણે કે આજે તેમણે સખ્ત થવાનો નિશ્ચય કર્યો હોય તેમ દેખાય છે. આ સખ્તાઇ ઠેઠ સુધી ટકી રહેશે કે નહિ તેની ખાતરી હજી તેની આંખો નથી પૂરી શકતી. પોતાની સામે પડેલી પોતાની નોંધપોથીને જાળવીને તે બંધ કરે છે અને રમેશને પોતાની પાસે હાજર કરવાનો હુકમ છોડે છે. આજની વાતચીતનું સ્વરૂપ કંઇક જૂદું છે. )

ગૃહપતિ: " રમેશ, હવે હદ થઇ છે ! "

રમેશ: ( ખૂબ ગંભીર છે અને બોલે છે પણ હડફાઇથી. ) " શું છે સાહેબ ? "

ગૃહપતિ: " શું છે સાહેબ ? ધંધા અવળા કરવા અને પછી નિર્દોષ હોવાનો ઢોંગ કરવો ? રમેશ, તમે સમજી લેજો કે આ ગૃહપતિને સખ્ત થતાં પણ આવડે છે. "

રમેશ: " આપને જે કહેવું હોય તે સિદ્ધ જ કરી દોને, સાહેબ. આમાં હું કશું જ નથી સમજતો. "

ગૃહપતિ: " શાનો સમજ ! હવે તો ગુંડાગીરી પણ શરૂ કરવી છે એટલે શાનો સમજ ! "

રમેશ: " એટલે ? "

ગૃહપતિ: ( ખુરશીમાં સ્હેજ ઉંચા થાય છે ) " એટલે એમ કે પેલા નાનુ રસોયાએ તારા બાપનું શું બગાડ્યું છે તે તેને પજવ્યા કરે છે ? "

રમેશ: " સાહેબ, આપના જેવા સંસ્કારી માણસના મોઢામાં આવી ભાષા શોભતી નથી. "

ગૃહપતિ: " તે મારે જોવાનું છે. મારે તારી સલાહની જરૂર નથી. બોલ ને કે પેલા બિચારા ગભરૂ નાનુને હેરાન શા માટે કરે છે ? "

રમેશ: " હું શું કરૂં છું તે કહો એટલે જવાબ આપી શકીશ. "

ગૃહપતિ: " અહીં મારી પાસે પણ ગુંડાગીરી ? ઠીક છે, જોઉં છું. તારે તેનું પરિણામ ભોગવવું જ પડશે. બોલ નાનુની ચોટલી કેમ કાપી

નાખી ? અને બિચારા ગરીબ માણસના કોટને પણ કાપ મૂકયો કેમ ? તારો બાપ પૈસાદાર છે એટલે ગરીબને કંઇ આપી દેવાનો નથી! ”

રમેશ: ( રહેજ હસે છે અને પાછો ગંભીર બની જાય છે. ) “ વળી પાછી અસભ્ય ભાષા, સાહેબ. ”

ગૃહપતિ: “ એ ડહાપણ રહેવા દે અને મને જવાબ આપ. ”

રમેશ: “ મારો જવાબ એ છે કે મેં નાનુની ચોટલી કાપી નથી અને તેના કોટને કાપ પણ મૂકયો નથી. બીજું મારે કહેવાનું એ છે કે મારો ગુન્હો સાબીત કર્યા પછી આપ મને ઠપકો આપી શકો. ”

ગૃહપતિ: “ ઠપકો શાનો ? આ વખતે તો સખ્ત પગલાં લેવાશે. અને તારે ગુન્હાની સાબીતી જોઇએ છીએ ? સાબીતીમાં નાનુ પોતેજ. એ કહે છે કે તને એના ઉપર અદાવત છે; ભોજનશાળામાં તું તેને હેરાન કર્યા કરે છે.”

રમેશ: “ ભોજનશાળામાં તેની ગફલતો બતાવવી એ તેને હેરાનગતી લાગે છે ? અને એટલા જ માટે નાનુ માને છે કે હું તેની ચોટલી અને કપડાં કાપું છું; અને આપ પણ એટલા જ માટે માનો છો કે હું ગુંડો બન્યો છું ? વારૂ, સાહેબ મારે કશો જવાબ આપવાનો નથી.” ( રમેશના મ્હોં ઉપર સહેજ રોષ દેખાય છે અને આડું અવળું જોયા વિના તે ઓફીસ છોડીને સડસડાટ ચાલ્યો જાય છે. ‘ રમેશ ’ ‘ રમેશ ’ એવી ગૃહપતિની બૂમોની તે દરકાર કરતો નથી. )

( બીજે દિવસે સવારમાં ફરિયાદ આવે છે કે નાનુના ભાંગ્યા તૂટયા ટ્રંકને તેની કોટડીમાંથી રાતમાં કોઇ બહાર લઇ ગયું હતું અને તેના તમામ કપડાંઓ ઉપર કાતર ચલાવવામાં આવી હતી. )

: ૩ :

( ગૃહપતિની ચિંતાનો આજે પાર નથી. હજી તો વિદ્યાર્થીઓનાં સ્નાન શૌચ વિધિ પણ આટોપાયાં નથી તેટલામાં હમેશ કરતાં ઘણા વહેલા ગૃહપતિ આજે ઓફીસમાં આવીને બેઠા છે. વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં ઓફીસની ચારેપાસ ઘુમરી ખાતાં ફર્યા કરે છે. બધાયના મ્હોં ઉપર ચિંતા અને ગભરાટ દેખાય છે. એક રમેશ ફક્ત નિશ્ચિંતતાથી અને હમેશની શાંતિથી પોતાનું રોજનું કામ પતાવ્યે જતો દેખાય છે. ગૃહપતિ ઘડીમાં ખુરશી ઉપરથી ઉભા થઇ ઓરડામાં આમતેમ આંટા મારે છે અને ઘડીમાં પાછા હતાશ થયા હોય તેમ ખુરશીમાં પડે છે. આજનો મામલો ગંભીર

છે. ઉપરના પ્રસંગ બન્યાને આજે ચોથો દિવસ છે.

ગૃહપતિનો બોલાવ્યો રમેશ પોતાનું કપડાં ધોવાનું કામ છોડીને આવે છે. તેના શરીર ઉપર એક પંચીયું માત્ર પહેરેલું છે. શરીર ભીનું છે. વાળ વીખેરાયેલા છે અને હાથ ઉપર સાબુ ઘસવાથી વળેલી છારી બાઝેલી છે. તેના મ્હોં ઉપર કશા જ વિકારો દેખાતા નથી. એ તો હમેશના જેવો જ અક્કડ અને બેપરવા દેખાય છે. આજે તો વિદ્યાર્થીઓ તેનાથી બ્હીતા હોય તેમ જણાય છે. રમેશને જોઇને ગૃહપતિ સહેજ વધારે કડક બને છે. તેના ચ્હેરા ઉપર આજે મૂંઝવણ કે મૂંઝવણને ટાળવા માટેના વિચારોની કેવળ સખ્તાઇ નથી. આજે તો તેમના હોઠ કંઇક ઉગ્ર નિશ્ચય પ્રગટ કરે છે. આજે તો તેની આંખ કંઇક કડક પગલું ભરશે તેની ખુમારી દર્શાવે છે. ઉઘાડા શરીરવાળો રમેશ તેની સામે આવીને કડક ઉભો રહે છે. ગૃહપતિ શક્ય તેટલી બધી કડકાઇ ધારણ કરે છે અને પછી વાતચીત ચાલે છે. )

ગૃહપતિ: " રમેશ, તું આટલે સુધી જઇશ એ તો મારી કલ્પનામાં પણ વસેલું નહિ. "

રમેશ: " કેટલી હદે ? "

ગૃહપતિ: " હવે બસ કર. આજે હવે તને પોલીસને હવાલે કરવાના જ વિચારો કરી રહ્યો છું. આ તો અતિ ભયંકર. "

રમેશ: " આપ ઇચ્છામાં આવે તેમ કરી શકો છો. આપ અમારા ગૃહપતિ એટલે અમારા ઉપરી છો અને અમે તમારા વિદ્યાર્થી એટલે તમારા તાબેદાર છીએ. આપ પોલીસને સોંપી શકો છો, પણ કારણ બતાવશો કે સાહેબ ? "

ગૃહપતિ: " રમેશ, આજે મારો મિજાજ હાથમાં રહે તેવું નથી માટે સંભાળીને બોલજે. "

રમેશ: " સંભાળીને જ બોલું છું સાહેબ. "

ગૃહપતિ: " આટલી બધી ધૃષ્ટતા ? હા, પણ જે માણસ ચોર અને ગુંડો થવા ઇચ્છતો હોય તેણે ધૃષ્ટતા કર્યા વિના કેમ ચાલે ? રમેશ, આજે તિજોરીનું તાળું તોડ્યું . હવે કાલે તો ધાડ પાડવી છે કે ? "

( રમેશ મૂંગો ઉભો છે ) " બોલ જવાબ કેમ નથી દેતો ! "

રમેશ: " મારે જવાબ આપવાપણું કશું છે જ નહિ. "

ગૃહપતિઃ " તો પછી મારે ફાવે તે પગલાં લઉં કે ? "

રમેશઃ " જરૂર લઇ શકો છો. "

ગૃહપતિઃ " તો પછી હું તને આ સંસ્થામાંથી ડીસમીસ કરૂં છું. ચોવીશ કલાકની અંદર તારે સંસ્થા છોડીને ચાલ્યા જવું. જો તેમ નહિ કરે તો હું તને કાલે પોલીસને હવાલે કરીશ અને તારા પિતાને તારથી બોલાવી બધી હકીકત જાહેર કરીશ. બોલ તારો શો જવાબ છે ? "

રમેશઃ " આપની આજ્ઞા પ્રમાણે વર્તવું તે મારો જવાબ. કાલે સવારે સંસ્થા છોડીને ચાલ્યો જઇશ. સાહેબ, કંઇ અવિવેક થયો હોય તો માફ કરશો અને મને આપનો જ બાળક ગણી દરગુજર કરશો. મારા પિતાને હું ખબર આપું કે આપ આપશો ? "

ગૃહપતિઃ " આજે જ હું તાર કરી મોકલું છું. "

રમેશઃ " ભલે. "

( આટલું કહી કશું પણ વધારે બોલ્યા વિના રમેશ પોતાની હમેશની કડકાઇથી ઓફીસ છોડી ચાલ્યો ગયો. ગૃહપતિ તેની સામે એકી ટશે જોઇ રહ્યા. તે અદૃશ્ય થયો એટલે ગૃહપતિ તારનું ફોર્મ કાઢી તાર લખવા બેઠા ).

: ૪ :

છાત્રાલયમાંથી કોઇને પણ ખબર આપ્યા વિના રમેશના ચાલ્યા ગયાને આજે ચાર દિવસ થયા છે. ગૃહપતિએ આ ચાર દિવસથી ધાન પણ નિરાંતે ખાધું નથી. સંસ્થાની તિજોરીમાંથી અઢીસો રૂપિયા ગયા છે. શક રમેશ ઉપર જાય છે પણ હવે કયે રસ્તે તેને પાછો બોલાવવો અને મનાવવો તે જ પ્રશ્ન છે. વિદ્યાર્થીઓ રમેશના આવા વર્તનથી આભા બની ગયેલા છે. કેટલાક તો તેના ચાલી જવાથી ખુશ પણ થયા છે.

એકાએક ચોથે દિવસે બપોરે ગૃહપતિ ઉપર રમેશનો પત્ર આવે છે. પત્ર વાંચ્યા પછી ગૃહપતિના જીવમાં જીવ આવે છે. તેના ચ્હેરા ઉપર આનંદ સાથે પસ્તાવાની રેખાઓ પણ દેખા દે છે. આ રહ્યો રમેશનો પત્રઃ—

પૂજ્ય ગૃહપતિજી,

આ પત્ર તમને મળશે ત્યારે તમારી કેટલી ચિંતાગ્રસ્ત સ્થિતિ હશે તે હું બરાબર કલ્પી શકું છું. તમને આવી ઉપાધિમાં નાખવા બદલ હું ખરેખર દિલગીર છું, પણ મારાથી તેમ કર્યા સિવાય રહેવાયું નહિ. આજે મને લાગે છે કે તેમ ન કર્યું હોત તો ચાલત. પણ મને તેનો પસ્તાવો

નથી. મારા જેવો વિદ્યાર્થી આવી પરિસ્થિતિમાં તેમ કરે તેમાં તેનો વાંક નથી. હવે થોડોએક ખુલાસો કરૂં.

તમે જે દિવસે પહેલ વહેલું આળ ઓઢાડયું તે દિવસે મને ભારે આઘાત થયો હતો. પછી તો બે ચાર દિવસ જાય અને એકાદ નવું આળ મારા માથા ઉપર આવ્યું જ હોય. મને લાગ્યું કે એ વાત મને હવે સદી ગઇ છે, પણ તેમ ન હતું. મારા મનમાં મારા ઉપર ભારે રોષ જમા થતો હતો તે મારે કબૂલ કરવું જ જોઇએ. વિના કારણ ચોરીનું આળ આવ્યા કરે છે, ત્યારે લાવને ચોરી કરી જ બતાવું એવો હલકો વિચાર મારા મનમાં આવ્યો અને મેં તે રાત્રે વલ્લુના પચાસ રૂપિયા લીધા. પેલો હરામખોર નાનુ રસોયો પોતાની ભૂલોને છુપાવવા મારા ઉપર ખોટાં આળ ઓઢાડે એ મારાથી ન સહન થયું અને તે રાત્રે મેં તેના કપડાને ચીરી નાખ્યા! તિજોરીની બાબતે તો મારા મનમાં એવો બળવો જગાવ્યો કે મારાથી સહેવાય જ નહિ તિજોરી પણ તોડી અને રૂપિયા અઢીસો લીધા!

પણ આ બધાનું મારે તો કશુ જ કામ ન હતું. તમારા ઉપર વેર વાળવા આ બધું મેં કર્યું. તમને ખૂબ પજવ્યા છે અને દૂભવ્યા છે તેની આજે આ પત્રથી ક્ષમા માગી લઉં છું. આખરે તો તમારો વિદ્યાર્થી જ છું ને! ક્ષમા આપશો ને?

આપણા ભંડકના જમણા ખૂણામાં રૂના કોથળા પડ્યા છે તેની નીચે મેં મારો એક ટ્રંક સંતાડ્યો છે. તેમાં અઢીસો રૂપિયા અને ઉપરાંત બીજા પચાસ રૂપિયા પડેલા છે તે સંભાળીને લઇ લેશો. મારા પચાસ મારે નથી જોઇતા. તેનો તમને ઠીક લાગે તે ઉપયોગ કરશો. આ ઉપરાંત મારો એક ટ્રંક મારી ઓરડીમાં પડ્યો છે, તે ખોલજો. તેમાં મારા જેટલા કપડાં છે તે બધાય નાનુને આપી દેશો. મારૂં ગાદલું તથા ઓઢવાનાં પણ નાનુને ભેટ. તેને મેં પજવ્યો છે તેનો આટલો અદનો બદલો! આપને મારી એક નમ્ર વિનતિ છે. ચોરી કે ગુંડાગીરી માટે તપાસ ભલે ચલાવો પણ એકદમ કોઇના ઉપર સીધું આળ ચડાવતાં પહેલાં હજાર વાર વિચાર કરજો.

નમ્ર સેવક
રમેશ.

ગૃહપતિએ પોતાની નોંધપોથીમાં એક વાકય લખ્યું.

"રમેશે આજ જીંદગીનો અદ્વિતીય પાઠ શીખવ્યો!"

હરભાઇ.

# વેકેશનમાં.

હું વકીલાતનો ધંધો કરૂં છું. મારા બે દીકરાઓને કોઇ સારા છાત્રાલયમાં મૂકવાના ઇરાદાથી ગુજરાતના બે ચાર સારા છાત્રાલયો જોવાની મને જરૂર હતી. અમારી અદાલત ઉનાળામાં બંધ રહે છે તેથી ઉનાળાનો વખત મને સૌથી વધારે અનુકૂળ છે. મે માસની પાંચમી તારીખે મારા બન્ને પુત્રોને સાથે લઇને હું મુંબઇથી ઉપડ્યો. ......નામની સંસ્થા અમારી કોમની હતી અને કોમના માણસોને મોઢે તેના વખાણ પણ સાંભળ્યાં હતાં તેથી પહેલાં ત્યાં જવાનો વિચાર કર્યો. અમારી ટ્રેન સવારે આઠ વાગે સ્ટેશનમાં આવી. ઘોડાગાડી કરીને સીધો હું બોર્ડીંગમાં ગયો. બોર્ડીંગનો દરવાજો અડધો ઉઘાડો હતો અને અડધો બંધ હતો. અંદર કોઇને જોયું નહિ એટલે દરવાજામાં ઉભા ઉભા મેં બૂમ મારી કે "અંદર કોઇ છે કે નહિ?" થોડીવારે એક ચોકીદાર જેવો દેખાતો માણસ પાસેની નાનકડી ઓરડીમાંથી બહાર આવ્યો.

ચોકીદાર: "કેમ ભાઇ, કોનું કામ છે?"

હું: "બોર્ડીંગના ઉપરી સાહેબ છે કે?"

ચોકીદાર: "ના, તમારે શું કામ છે તે કહોને!"

હું: "મારે મારા બે દીકરાને અહીં મૂકવા છે માટે હું બોર્ડીંગ જોવા આવ્યો છું."

ચોકી: "બોર્ડીંગ તો હમણા રજાને લીધે બંધ છે. મહિના પછી ઉઘડશે."

હું: "કોઇ વિદ્યાર્થી અત્યારે રહે છે?"

ચોકી: "હા, સાત આઠ વિદ્યાર્થીઓ રહેછે ખરા."

હું: "ગૃહપતિ સાહેબ રહે છે કે?"

ચોકી: "હા, રહેછે તો આ સામેના ઘરમાં. પણ હમણાં રજાને લીધે બહાર ગામ ગયા છે."

હું: "તો હમણા વ્યવસ્થા કોણ કરે છે?"

ચોકી: "રતિભાઈ."

હું: "રતિભાઇ કોણ છે?"

ચોકી: " એ મોટા વિદ્યાર્થી છે. લ્યો એને જ બોલાવું."

ચોકીદાર રતિલાલને બોલાવવા ગયો. મેં ગાડીમાંથી સામાન નીચે ઉતાર્યો અને ગાડીવાળાને ભાડું આપી વિદાય કર્યો. એટલામાં ચોકીદાર રતિભાઇને લઇને આવી પહોંચ્યો. રતિભાઈ ઉંચો અને ભરાવદાર જુવાન હતો. શરીર ઉપર એક ખાદીની ચડ્ડી અને તેના ઉપર ઝીણી ખાદીનું બાંડીયું પહેર્યાં હતાં. બાલની લટો હવામાં ફરફર ઉડતી હતી. તેને જોતાં જ સમજી શકાતું હતું કે તે લુગડાં ધોતા ધોતા આવેલ હતા. તેમણે મને દૂરથી નમસ્કાર કર્યા.

રતિ: " પધારો સાહેબ, કયાંથી આવો છો? "

હું: " આવું છું મુંબઇથી. આ મારા બે દીકરાઓને અહીં મૂકવા છે એટલે બોર્ડીંગ નજરે જોવા આવ્યો છું. "

રતિ: " બોર્ડીંગ તો હમણા બંધ છે, મહિના પછી ઉઘડશે. "

હું: " હા, આ ચોકીદાર પાસેથી એ જાણ્યું. તોયે તમે સાતેક વિદ્યાર્થીઓ રહો છો તો સાંજ સુધીમાં કાંઇક જાણી લઇશું. સાંજની ગાડીમાં જવા ધારૂં છું."

રતિ: " ભલે. ( ચોકીદાર તરફ ફરીને ) હવે તું મહેમાનને મહેમાનના ઓરડે લઇ જા. આપ સામાન મૂકી જરા સ્વસ્થ થાઓ ત્યાં હું આવું છું. "

ચોકીદાર અમને મહેમાનના ઓરડે લઇ ગયો. તાળું ઉઘાડી અમને અંદર જવાનું કહી પોતે ચાલતો થયો. અંદર જઇ મેં ઓરડાની બારીઓ ઉઘાડી. ઓરડામાં ધૂળનાં દળ ચડ્યાં હતાં. એક ખૂણામાં ચકલીનું એક મરેલું બચ્ચું પડ્યું હતું; તેની બદબો આવતી હતી. બીજા ખૂણામાં એક પીઢી ઉપર માટલું હતું. માટલું ઉઘાડી અંદર હાથ નાખ્યો તો કેટલાએ દિવસનું વાસ મારતું ખાલી! એક કળશો અને બે ત્રણ પ્યાલા ઓરડામાં આડા અવળા પડ્યા હતા. એક ખૂણામાં બે ગાદલાં હતાં અને તેના ઉપર પણ ધૂળના થર જામ્યા હતા.

મેં પોતે થોડો વખત રાહ જોઇ છતાં રતિભાઈ આવ્યા નહિ એટલે પેલા ચોકીદારની ઓરડી ઉપર જઈ એક સાવરણી લઇ આવ્યો. બન્ને છોકરાઓને બહાર ઉભા રાખ્યા અને ઓરડાને સાફ કરવા માંડ્યો. ઓરડો ઠીકઠાક કરી અમારા બિછાના અંદર પાથરી તે ઉપર છોકરાને બેસાર્યા

અને હવે ન્હાવા માટેની શી વ્યવસ્થા છે તે શોધવા બહાર નીકળ્યો, ત્યાં તો રતિલાલ ઉતાવળે પહેરણ પહેરતા મારી સામે આવ્યા.

રતિ: "માફ કરજો, હું જરા કામમાં રોકાઇ ગયો અને આવતાં મોડું થયું. આપ ન્હાયા ધોયા ?"

હું: "ના. હમણા જ આ ઓરડો સાફ કરી રહ્યો. હવે ન્હાવા માટે તમને શોધતો હતો."

રતિ: "ઓરડોને ? આ હમણાં રજાના કારણે ખૂબ ગંદો રહેતો હશે. ચોકીદારને બોલાવી લેવો હતો ને !"

હું: "ના, એ તો મેંજ પતાવી દીધું."

રતિ: "ચાલો ત્યારે આપને ન્હાવાની વ્યવસ્થા કરાવું."

હું: "હા ચાલો."

મેં મારા બન્ને છોકરાઓને બોલાવી લીધા અને ન્હાવાની ચોકડી તરફ ગયા. ન્હાતા ન્હાતા મેં રતિલાલ સાથે વાતો કર્યા કરી.

હું: "વેકેશનમાં દર વખતે તમે કેટલા વિદ્યાર્થીઓ અહીં રહો છો ?"

રતિ: "આઠ દશ રહીએ."

હું: "વેકેશનમાં ગૃહપતિ અહીં હોય કે હોય જ નહિ ?"

રતિ: "મોટે ભાગે ન જ હોય. ગૃહપતિ પોતે અહીંની હાઈસ્કૂલમાં શિક્ષક છે અને બહારગામના રહીશ છે. વેકેશન પડે તે જ દિવસે તેઓ પોતાના કુટુમ્બ સાથે પોતાને ગામ ચાલ્યા જાય છે."

હું: "ત્યારે વેકેશનમાં વ્યવસ્થા કરવાનું કામ તો તમારા વિદ્યાર્થીઓ ઉપર કે ?"

રતિ: "હા, પરન્તુ વેકેશનમાં વ્યવસ્થા કરવાપણું હોય પણ શું ?"

હું: "કેમ ? તમે આઠ દસ વિદ્યાર્થીઓ હો પણ બોર્ડિંગ તો ચાલુ જ ગણાય ને ?"

રતિ: "તેમાં શું ? વેકેશનમાં ઓછું જ કંઈ ટાઇમટેબલ અને નિયમો પાળવાના હોય છે ?"

હું: "ત્યારે વેકેશનમાં એમને એમ ચલાવો ?"

રતિ: "હાસ્તો. વેકેશનમાં વળી બીજું શું ? અહીં રહેલા વિદ્યાર્થી-

એને ઠીક પડે તેમ રહે. એક રસોયાને રોકવામાં આવે છે તે સવાર સાંજ આવીને રાંધી જાય છે અને બાકી તો એમ ને એમ ચાલ્યે જાય."

હું: "દેખરેખ?"

રતિ: "દેખરેખની કશી જ જરૂર નથી."

આમ વાતચીત ચાલતી હતી ત્યાં ઘંટ થયો. રતિલાલને મેં પૂછ્યું કે એ ઘંટ શાનો હતો? મને કહેવામાં આવ્યું કે ઘંટ જમવાનો થયો છે. હવે ઉતાવળ કરીને અમારે જવું જોઇએ."

હું: "આ ઘંટની નિયમિતતા તો રોજ ટાઇમટેબલ પ્રમાણે ચાલે કે?"

રતિ: "ના, ના. કોઇએક વિદ્યાર્થીને ખબર પડે કે રસોઇ તૈયાર થઈ ગઇ છે અને બધાને હવે ભેગા કરવા છે, એટલે ઘંટ મારે."

હું: "વારુ, ત્યારે તો બધા ભેગા થઇ ગયા હશે. ચાલો આપણે પણ જઇએ."

અને અમે બધા રસોડા તરફ ગયા. એક રસોયો રતિલાલ પાસે દોડતો દોડતો આવ્યો અને કહેવા લાગ્યો કે "સાહેબ હજી રસોઇને અડધા કલાકની વાર છે. આજે હું જરા મોડો આવ્યો હતો. હેમંતભાઇને મેં ના કહી તોયે ઘંટ માર્યો." રતિલાલે રસોયાને આશ્વાસન આપ્યું અને તે રસોડામાં ચાલ્યો ગયો. વળી પાછા અમે નવરા પડ્યા એટલે વાત ચલાવી. મારો ઉદ્દેશ તો સંસ્થા સંબંધે જણાય તેટલું જાણી લેવાનો હતો.

હું: "રસોઇમાં કંઈ ચોક્કસ ધોરણ રાખવામાં આવે છે કે?"

રતિ: "હા. સંસ્થા ચાલતી હોય ત્યારે તો નક્કી કરેલા ધોરણ પ્રમાણેજ બધું કામકાજ ચાલે પણ વેકેશનમાં તેવું કશું નહિ. અમે કહીએ તે પ્રમાણે રસોયો કરે; અને ઘણી વખત તો રસોયાને ઠીક પડે તેમ પણ રસોઇ તૈયાર કરી નાખે."

હું: "તે વેકેશન માટે સંસ્થાનો જવાબદાર માણસ કોણ ગણાય?"

રતિ: "સેક્રેટરી સાહેબ."

હું: "એ તો રોજ આવતા હશે."

રતિ: "ના, ના. ખાસ જરૂર પડે તો અમે ત્યાં જઇ આવીએ અને સલાહ લઇ આવીએ."

એટલામાં મારા દીકરાઓએ સંસ્થા જોવાની માગણી કરી એટલે અમે બધું જોવા નીકળ્યા. આખો દિવસ હું ત્યાં રહ્યો. તે દરમ્યાન જે જે જોયું તે ઉપરથી મેં એવો નિર્ણય બાંધ્યો કે આ સ્થળે તો મારે મારા છોકરાઓને ન મોકલવા. આ સંસ્થામાં આવતા વિદ્યાર્થીઓ મૂળે તો સારા જ હોય છે. રતિલાલનાં ભલમનસાઇ અને વિવેક મને ખૂબ ગમ્યાં. મહેમાનો માટેની તેની કાળજી પણ વખાણવા યોગ્ય. પણ એ બધુંય અણુવિકસ્યું પડેલું લાગ્યું. ચોકીદાર પણ સ્વભાવે સારો માણસ જણાયો. પણ આળસનો પાર નહિ. આવી સંસ્થાએ તો પોતાના નાના મોટા નોકરોને પણ યોગ્ય તાલીમ આપવી જોઇએ તેવી મારી માન્યતા છે. મને અહીં તેની ખામી જણાઇ. વળી વેકેશનમાં સંસ્થા આવું અસ્તવ્યસ્ત અને અનિયમિત સ્વરૂપ પકડે તે પણ ઠીક નહિ. જે થોડા ઘણા વિદ્યાર્થીઓ વેકેશનમાં સંસ્થામાં રહેતા હોય તેમના જીવન ઉપર તેની બહુ ખરાબ અસર થાય છે. સંસ્થાના સમગ્ર વાતાવરણમાં આવા શિથિલ જીવનની અસર ઘુસી ગયા સિવાય રહેતી જ નથી.

સાંજે રતિલાલને રામરામ કરી, ચોકીદારનો આભાર માની હું મારે પંથે પડ્યો. રસ્તામાં જ મારા છોકરાઓને કહી દીધું કે આપણે હજી બીજી બોર્ડીંગો જોવાની છે તેથી કયાં રહેવું તેનો નિર્ણય બધું જોયા પછી કરશું.

એક વકીલ.

## અનુભવો !

ધનભાઇ સાથે મારે મીઠો સ્નેહ સંબંધ છે. એક ખાનગી આસેકીની શાળામાં પચીસ વર્ષ સુધી શિક્ષકનો ધંધો કરીને તેઓ ફારગત થયેલા, આજે ચાર વર્ષથી અમારા શહેરમાં એક કોમી છાત્રાલયના ગૃહપતિ તરીકે તેઓ કામ કરે છે. પોતાના શિક્ષક તરીકેના અનુભવો ઉપરથી જુવાન વિદ્યાર્થીઓના જીવનને દોરવાનો તેમને અભિલાષ છે. તેમનું ચોક્કસ માનવું છે કે તેમના જેવા રિટાયર્ડ શિક્ષકો આજના છાત્રાલયોના ગૃહપતિ પદે આવે તેમાં જ છાત્રાલયોનું શ્રેય છે. તેમની ઉમર પચાસેક વર્ષની થઇ છે. દશેક વર્ષથી તેઓ પરભંગ થયેલા છે. તેમનો મોટો દીકરો મુંબઇની એક કોલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે અને બીજો દીકરો તેમની સાથે જ રહી શહેરની હાઇસ્કૂલમાં છઠ્ઠી અંગ્રેજી ભણે છે. અવારનવાર ધનભાઇ પાસે જવું અને તેમના અનુભવોનું નવનીત ચાખવું મને બહુ ગમે છે. આજે પણ તેવા ઉદ્દેશથી હું ધનભાઇ પાસે ગયો.

ધનભાઈ પોતાના ઘરની ઓશરીમાં એક આરામખુરશી નાંખીને પડ્યા હતા. બે બાજુ થોડાંએક છાપાંઓ, અને નવા આવેલા માસિકો પડ્યાં હતાં. તેમની છાતી ઉપર ઉઘાડીને ઉંધી વાળેલી એક ચોપડી પડી હતી. ધનભાઈ આજે કંઇક ભારે વિચારમાં હોય તેમ દેખાતું હતું.

'ધનભાઇ' મેં ધીમે રહીને ઓશરીના પગથીઆ ઉપરથી સાદ કર્યો. ધનભાઇ સ્હેજ ચમકયા. 'આવો' 'આવો' કહી ખુરશીમાં જરાક ઉંચા થયા. છાતી ઉપરથી ચોપડી લઇ બંધ કરી નીચે મૂકી; છાપાંઓ અને માસિકોને સ્હેજ આમતેમ કરી સરખાં કર્યાં અને પાસે પડેલી ખુરશીને નજીક ખેંચી તે ઉપર બેસવા મને કહ્યું.

"શું ચાલે છે, ધનભાઇ સાહેબ?"

"આ જરા છાપાંઓ જોતો હતો અને માસિકોના પાનાંઓ ઉથલાવતો હતો."

"આ પુસ્તક શું છે?" પેલું છાતી ઉપરથી ઉંચકીને નીચે મૂકેલા પુસ્તકને ઉપાડતાં મેં પૂછ્યું.

"એ તો જુવાનોના માનસ ઉપર એક જાણીતા વિદ્વાને લખેલું પુસ્તક છે."

"તેમાંથી કંઈ ખાસ વાંચતા હતા કે?"

"હા. જુવાનો અને વૃદ્ધોને કયાં કયાં ઘર્ષણ થાય છે, એ ઘર્ષણના શાં શાં કારણો છે, તે સંબંધેના વિચારો જોતો હતો; અને ખાસ કરીને તો વૃદ્ધોના અનુભવો ઉપરથી જુવાનોના જીવનને ઘડવાનો પ્રયત્ન કેમ થઇ શકે, અને કેવી રીતે તે સફળ બને તે સંબંધેનું લખાણ વાંચતો હતો."

"ઓહો! તો તો આજે હું ભારે ભાગ્યશાળી. આજે તો મને ઘણું મહત્ત્વનું જાણવા મળશે."

"ના, ના. એવું કશું નથી. હું માગતો હતો તે પ્રશ્નનો નિકાલ કરે તેવા વિચારો હજી મને આ પુસ્તકમાંથી નથી મળી શકયા."

"તમારો પ્રશ્ન વળી શું છે?"

"જુવાને વૃદ્ધોના અનુભવોને કેટલું વજન આપવું જોઇએ; અને તે માટે વૃદ્ધોએ જુવાનના માનસને ધ્યાનમાં રાખીને કેમ વર્તવું તે સંબંધે હું જાણવા ઇચ્છતો હતો."

"એ તો વિચારવા જેવો એક પ્રશ્ન છે જ. આજે તેને જુદો પાડીને આટલું બધું મહત્ત્વ આપવાનું શું કારણ બન્યું છે? અને વળી આજે તમારા મ્હોં ઉપર હું ઉંડા વિચારની છાપ પણ જોઈ શકું છું. તમને વાંધો ન હોય તો આપણે જ તેના ઉપર વિચાર ચલાવીએ."

"મને કશો જ વાંધો નથી. તમારી સાથે વિચાર કરવાથી મને પણ કંઈક નવું જાણવા મળે છે અને નવું સૂઝે છે."

"કહો, ત્યારે તમારી શી મૂંઝવણ છે ?"

"બે ત્રણ પ્રશ્નો એકઠા થયા છે અને આજે ખૂબ મૂંઝવી રહ્યા છે."

"શું છે એ તો કહો."

"મુંબઈથી રસિકનો કાગળ છે. ઊનાળાની લાંબી રજાઓમાં હિંદુસ્તાનની મુસાફરીએ જવું છે. મેં લખેલું કે મુસાફરીનું પ્રોગ્રામ દીવાળી પછી રાખો. ઊનાળો મુસાફરી માટે સારી ઋતુ ન ગણાય. ભાઈને અમારી સલાહ રૂચી નથી અને કંઈ કંઈ એવું લખી નાખ્યું છે કે મારો જીવ બળ્યા કરે. બીજું આ બાબુ ચોણ સાલ મેટ્રીકમાં જશે. હવે તેને કોણ જાણે કોણે ઘેલું લગાડયું છે તે કહે છે કે સરકારી શિક્ષણ નથી લેવું અને કોઈ રાષ્ટ્રીય સંસ્થામાં જવું છે. હું કહું છું કે ભાઈ પાછળથી પસ્તાશો; અમારા વૃદ્ધોનું માનો અને કહીયે તેમ વર્તો. પણ એ શાનો માને? એણે તો વિવેકની પણ હદ છોડીને કોલાહલ માંડ્યો છે. તેમાં બાકી રહ્યું હતું તે આ વિદ્યાર્થીઓને પણ આડા થવાનું સૂઝયું છે. વાતવાતમાં તેઓ વ્યકિત સ્વાતંત્ર્ય આડું ધરે છે અને જાતઅનુભવ કરવા દો તેવી દલીલ લાવ્યા કરે છે. આજે તો ખરો મૂંઝાયો છું."

"આ તો 'હાથનાં કર્યાં હૈયે વાગ્યાં' જેવું થયું." મેં જરા વિનોદમાં ટકોર કરી.

"હા ભાઈ, તમારી વાત સાચી છે. પણ મને એમ તો લાગ્યા જ કરે છે કે આ જુવાનો વડીલોના અનુભવોને છેક જ અવગણશે તો ક્યાંક ખત્તા ખાઈ બેસશે. તમને કેમ લાગે છે ?"

"મને યે એમ તો લાગે જ છે કે જુવાનો વડીલોના અનુભવો ધ્યાનમાં લે તો સારૂં ખરૂં. પણ તેમને એ વાત ગળે ન જ ઉતરે તો આપણે શું કરીએ ?"

"પણ તેથી તેમને નુકશાન થાય તે ઉઘાડી આંખે આપણે કેમ જોઇ શકીએ? પારકાના અનુભવો ઉપરથી ડહાપણ લેવા જેટલું જ્ઞાન તો તેમને મળવું જ જોઇએ."

"મને એમ લાગે છે, ધનભાઇ, કે જો આપણે આપણા જ અનુભવોથી ડાહ્યા થયા તો હવે તેમને પણ તેમના જ અનુભવોથી શીખવા દો. પારકાના અનુભવોથી માણસ સાચું નથી શીખી શકતો."

"પણ આપણે જે ભૂલ કરી તે તેમને કરવા દેવી એ વાત મારે ગળે નથી ઉતરતી."

"ભૂલથી જ માણસ ઘડાય છે એ વાત કેમ ભૂલી જાઓ છો? ભૂલ એ તો આગળ વધવાનું એક અમોઘ સાધન છે. એ સાધન વાપરતા આપણે તેમને શીખવી દેવું એટલો જ આપણો ધર્મ મને તો લાગે છે."

"પણ એ ભૂલ થાય છે એમ આપણે દેખતા હોઇએ અને છતાં તેમને ન કહીએ તો તેમનો દ્રોહ કર્યો ન ગણાય?"

"ના, મને તેમ નથી લાગતું. બીજાની દેખાડી ભૂલ પણ માણસ જલદી નથી સ્વીકારતો. ભૂલ જે કરે તેણે જોવાની હોય. એ ભૂલ છે તેમ કહેવાના કરતાં અથવા તો ભૂલ થશે તેમ અગાઉથી ચેતવવાના કરતાં, ભૂલ કરનાર પોતે જ તેનું પરિણામ ચાખી લે તેવા સંયોગો ઉભા કરવા એ મને તો કેળવણીનો સાચો રસ્તો લાગે છે. આ વસ્તુ મેં તમારી જ પાસેથી અનેક વખત સાંભળેલી છે છતાં તમે પોતે જ તેમાં અટવાઇ ગયા છો તે જાણીને મને ભારે આશ્ચર્ય થાય છે."

"તમારી વાત સાચી છે. હું પણ ભૂલ કરવાનો આ એક અનુભવ લઇ રહ્યો છું. મને મૂંઝવનારાં કારણો અંગત છે તેથી સાચી વિચાર સરણીથી હું દૂર ચાલ્યો ગયો. તમારી સાથેની વાતચીતે મને મારી ભૂલ બતાવી છે. હું પોતે જ અત્યારે અનુભવી રહ્યો છું કે સ્વાનુભવો એ જ ભૂલ સુધારવાનું એક સબળ સાધન છે. એ સાધન વાટે માણસ આગળ પ્રગતિ કરી શકવાનો છે. સારું થયું તમે આજે વખતસર આવી ચઢ્યા, નહિતર મારી આ ભૂલ ક્યારે ભાંગત તે કહી શકાતું નથી. ચાલો, જરા બહાર ફરવા જઇએ. ઘરમાં ખૂબ ઉકળાટ થાય છે."

"હા, ચાલો." કહી અમે બન્ને ઘર બહાર ફરવા ચાલી નીકળ્યા.

**હરભાઈ.**

## સલામત રસ્તો

છાત્રાલય એવું સ્થળ છે કે જ્યાં સવારથી સાંજ સુધીમાં વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચે અનેક જાતના બખેડા થાય જ થાય. જુદા જુદા સ્વભાવના અને જુદી જુદી ઉંમરના વિદ્યાર્થીઓ ટોળાબંધ એકઠા થયા હોય છે તેથી એક બીજા વચ્ચે મન દુઃખ થવાના, કજીયા ટંટા થવાના અને ઘણી વખત તો મારામારી થવાના પણ પ્રસંગો બને છે. નવું માનસશાસ્ત્ર તો એમ કહે છે કે વિદ્યાર્થીઓના આવા આવિષ્કારો એ કોઈ માનસિક રોગોનાં પરિણામો હોય છે. માનસશાસ્ત્રના આધાર ઉપર કેળવણીનું મંડાણ રચનારા જ્યારે જ્યારે આવા પ્રસંગો બને છે ત્યારે ત્યારે વિદ્યાર્થીની તેવી પ્રવૃત્તિના મૂળમાં ઉતરી જવાના પ્રયત્નો કરે છે, અને વિદ્યાર્થી શા માટે આવું વર્તન દાખવે છે તેનું ખરૂં કારણ શોધી કાઢીને પછી જ ઉપાયો યોજે છે. નવીન માનસશાસ્ત્ર આગળ આથી બીજો કોઈ વિચાર હોતો નથી. તાત્કાલિક પરિણામ લાવવા માટે તાત્કાલિક ઉપાયોને નવીન માનસશાસ્ત્રમાં સ્થાન નથી એટલે ગમે તેવડું ટોળું એકઠું થયું હોય અને ગમે તેવી વિષમ પરિસ્થિતિઓ ઉભી થતી હોય તો પણ સત્યને માર્ગે ચાલવા ઇન્તેજાર તેવો શિક્ષક કે ગૃહપતિ આથી બીજા કોઇ માર્ગનું શરણ લઇ શકે જ નહિ.

પરંતુ આજે તમામ છાત્રાલયો પાસે આ શાસ્ત્રને જાણનારા અને શાસ્ત્રીય રીતે તેનો ઉકેલ કરનારા ગૃહપતિઓ નથી હોતા એ હકીકત છે. વળી સવારથી સાંજ સુધીમાં કુદીબંધ ફરિયાદો અને કુદીબંધ તકરારોને પતાવવાની આવશ્યકતા સમૂહગત સંસ્થાઓમાં હોય છે. વિદ્યાર્થીઓનો સમૂહ, આસપાસની સમાજ અને ખુદ્દ આબાપો પણ વિદ્યાર્થીઓના આવા માનસિક રોગોનો તાત્કાલિક ઉપાય માગે છે. તાત્કાલિક ઉપાય ન થાય તો એ સંસ્થામાં અંધાધુંધી અને અનવસ્થા વર્તે છે તેમ માની લે છે. પ્રાયોગિક માનસશાસ્ત્રને ઘોળીને પી ગએલો ગૃહપતિ ન હોય ત્યાં સુધી આવી કુદીબંધ ફરિયાદોને શાસ્ત્રીય રીતે ઉકેલી શકાય પણ નહિ. પરિસ્થિતિ આવી વર્તે છે તેથી ગૃહપતિ પોતાના હાથમાં જરૂરી તેના કરતાં પણ વિશેષ સત્તા લઇ લે છે અને એ સત્તાની રૂએ ન્યાયાન્યાયનો પોતે જ નિર્ણય

કરે છે. વિદ્યાર્થીઓની અનેકવિધ ફરિયાદોનો ઉકેલ ગૃહપતિ પોતાની દૃષ્ટિથી નક્કી કરેલી સમજુતીથી લાવે છે. વિદ્યાર્થીઓને તેમાં સંતોષ થાય છે કે અસંતોષ એ જોવા માટે તે થોભી શકતો નથી. જેમ જેમ તાત્કાલિક નિર્ણયોની આ પ્રથા વધારે ને વધારે પ્રવેશ પામતી જાય છે તેમ તેમ ટંટાઓ, બખેડાઓ, તકરારો છાત્રાલયમાં વધતાં જાય છે અને ઉપરથી ગમે તેવી વ્યવસ્થા અને શાંતિ દેખાતાં હોય તો પણ વિદ્યાર્થીના જીવનમાં અશાંતિ અને અસંતોષ વધારે પ્રમાણમાં ઘર કરતાં જાય છે. ગૃહપતિ પાસે બીજો કોઇ રસ્તો નહિ હોવાથી એને પણ આમ કર્યા વિના છૂટકો નથી હોતો. મનુષ્ય સ્વભાવ પ્રમાણે ગૃહપતિ ઉંમરે અને અનુભવે વિદ્યાર્થી કરતાં મોટો હોવાથી એમ માની લેવાની ભૂલ કરે છે કે પોતાની તુલનાશક્તિ અને ન્યાયશક્તિ એ સારાં છે ને વિદ્યાર્થીને અસંતોષ રહે છે તેનું કારણ તેની કાચી બુદ્ધિ અને ગુન્હાને ન્યાયી ઠરાવવાની દાનત હોય છે.

છાત્રાલયમાં પ્રવર્તી રહેલી આ સ્થિતિ પણ ઇષ્ટ નથી. જેમ માનસશાસ્ત્રને ઘોળીને પી ગએલા ગૃહપતિ આજે આપણને મળવા મુશ્કેલ છે તેમજ વિદ્યાર્થીઓ ઉપર ઉંમરના કારણે અને સત્તાની રૂએ કામ ચલાવનાર ગૃહપતિઓ અગ્રાહ્ય છે. જ્યાં સુધી શાસ્ત્રમાં નિષ્ણાત ગૃહપતિ આપણને ન મળે ત્યાં સુધી આપણે કોઇએક વચલો માર્ગ શોધી કાઢવો ઘટે. આ વચલા માર્ગને આપણે સાચો માર્ગ એમ ભલે ન કહીએ તો પણ સલામત માર્ગ તો જરૂર કહીશું. આ માર્ગ તે વિદ્યાર્થિપંચાયતનો માર્ગ છે. છાત્રાલયની અંદર જુદી જુદી દિશાનાં વિદ્યાર્થીઓનું યથાર્થ પ્રતિનિધિત્વ જળવાય તેવી એક પંચાયતની સંસ્થા ઉભી કરી દેવી જોઇએ. આ વિદ્યાર્થિપંચાયત પાસે વિદ્યાર્થીઓની તમામ નાની મોટી ફરિયાદો આવે. જરૂર જણાય તો રોજ નહિતર અઠવાડિયામાં બે વખત આ પંચાયતની બેઠક મળે. બેઠક મળતાં પહેલાં જેટલી જેટલી ફરિયાદો પંચાયતના મંત્રી પાસે આવી હોય તે બધી ફરિયાદોના સંબંધમાં અંગત તપાસ મંત્રી તેમજ પંચાયતના સભ્યો કરી શકે તેટલી કરે, ને પછી બેઠકના સમયે તે ફરિયાદોનો તેમને યોગ્ય લાગે તેવો નિકાલ લાવે. વિદ્યાર્થિપંચાયતનો એક લાભ એ હોય છે કે ફરિયાદી પણ વિદ્યાર્થી અને તેનો ન્યાય તોળનાર પણ વિદ્યાર્થી. ગૃહપતિ પોતાના હાથમાં સત્તા રાખીને ગમે તેટલી કડકાઈથી ન્યાયનું પાલન કરવાના પ્રયત્નો કરે તોપણ વિદ્યાર્થીને તેમાં અન્યાયની

ગંધ આવવાની જ છે અને વિદ્યાર્થીની પાસે કશી પણ સત્તા નહિ હોવાથી એ ગંધ તેના મનમાં અનેક પ્રકારની ગાંઠો ઉભી કરી દેવાની છે. વિદ્યાર્થિ-પંચાયતમાં આમ નથી બનતું. અહીં તો વિદ્યાર્થીને ખાતરી હોય છે કે આજે મારો ન્યાય તોળનારનો એક દિવસ હું પણ ન્યાય તોળવા બેસવાનો છું. આમ હોવાથી વિદ્યાર્થી વધારે નિર્ભય બને છે અને તેના મનની અંદર ચિત્રવિચિત્ર ગાંઠો નથી બંધાતી. આ ઉપરાંત પોતાની જ કક્ષાનો પંચાયતમાં બેઠો હોય છે તેથી પરિસ્થિતિને છૂટથી રજુ કરવામાં અનુકૂળતા રહે છે અને પોતાની પાસેની વાતને રજુ કરવાની તાકાત વાપરી શકે છે. પંચાયતને માર્ગદર્શનની જરૂર રહે ખરી. એટલા માટે વિદ્યાર્થીઓને વિશ્વાસ હોય તો ગૃહપતિ પંચાયતનો એક સભ્ય બની જઈ શકે અથવા તો એક કેવળ દૃષ્ટા અને સલાહકાર રહે. પંચાયત જે જે નિર્ણયો કરે તે નિર્ણયોને બરાબર વિચારે અને યથાકાળે પંચાયતના સભ્યોને સાચા માર્ગ ઉપર દોરવાનું ધ્યાનમાં રાખે. ગૃહપતિએ એક વસ્તુને કડકાઈથી વળગી રહેવાની જરૂર રહે છે. પંચાયતનું કામ ચાલતું હોય ત્યારે કડક મૌન પાળવું. મન ગમે તેટલું અધીરું બની જાય તો પણ તે વખતે સંયમપૂર્વકનું મૌન એ ભવિષ્યના માર્ગદર્શન માટે અત્યંત ઉપકારક છે. આ મૌન ગૃહપતિને ગુન્હેગાર વિદ્યાર્થીઓના ગુન્હાનાં મૂળભૂત કારણો શોધી કાઢવામાં પણ ઉપયોગી બને છે એ તો વિશેષ લાભ.

દરેક છાત્રાલયને વિદ્યાર્થિપંચાયતનો આ સલામત માર્ગ અંગીકાર કર્યા વિના ચાલે જ નહિ.

હરભાઇ.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.**
**લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર**

---

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઇ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

આ અંકનો વધારો

# બાલસાહિત્ય ગુચ્છ

સંપાદકો

ગિજુભાઈ અને તારાબેન

અંદરના નમુનાં મુજબ સાઈઝ અને ટાઈપમાં

**૨૫ પુસ્તકોનો ગુચ્છ પોસ્ટેજ સાથે રૂ. ૨–૮–૦**

છૂટક કિંમત દોઢ આનો    પોસ્ટેજ બે પૈસા જુદું

---

શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળાનાં ૮૦ પુસ્તકો પ્રગટ થયા પછી અમારે એવી જ બીજી ઘણાં પુષ્પોવાળી માળા કાઢવાની ઇચ્છા હતી. પરંતુ તે વખતે દેશે સ્વાતંત્ર્ય–મુક્તિ માટે ઝંપલાવ્યું હોઇ શ્રી. ગિજુભાઈ–તારાબેને પણ એમાં પોતાનો ફાળો આપવા યજ્ઞમાં ઝંપલાવેલું. એથી એવી બીજી લાંબી માળા ગૂંથવાનો અવકાશ ન રહ્યો. પરંતુ એ માળાની તૈયારી માટેનું જે સાહિત્ય ગોઠવેલું તૈયાર જ હતું તેને બાળકોથી લાંબો સમય દૂર ન રાખવું એમ ધારી આજે આવડો નાનકડો ગુચ્છ–૨૫ પુષ્પોનો ગજરો બાળકોના હાથમાં મૂકી હાલ તુરત સંતોષ લેવો પડે છે.

## ગ્રાહક તરીકે નામ નોંધાવો

પહેલું પુસ્તક માર્ચ આખર પ્રગટ થશે.

**શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર : ભાવનગર**

# ગુચ્છમાં ગૂંથાએલાં પુષ્પોની યાદી

દરેક પુસ્તકના પૂંઠા ઉપર એકેક ચિત્ર

આવડી સાઈઝનાં ૩૨ પાનાં: મજબૂત મોહક પૂંઠું

| | |
|---|---|
| ૧ લાલ અને હીરા : ગિજુભાઈ | ૧૩ તિજા ધ્યા ગુજ ધ્યા : તારાબેન |
| ૨ ભેંશનાં શીંગડામાં ,, | ૧૪ હેમુભાઈના પાઠો ... |
| ૩ ગામડામાં ગયો હતો ,, | ૧૫ જીવજંતુ ગિજુભાઈ |
| ૪ આંબો રોપ્યો ,, | ૧૬ ઠેકમઠેકા તારાબેન |
| ૫ વિલાયતી વાતો ,, | ૧૭ ટેક ગિજુભાઈ |
| ૬ ટૂચકાઓ: સંપાદક ગિજુભાઈ | ૧૮ ગોંડિયો ઠેઠ ,, |
| ૭ બે બાળનાટકો : ગિજુભાઈ | ૧૯ તારાબેનના પાઠો ... |
| ૮ દાદાજીની તલવાર ,, | ૨૦ બાજીએ કહેલી મોંઘીબેન |
| ૯ તડ્તડ્ તડ્તડ્ તડ્ડડ્ડ્ મોંઘીબેન | ૨૧ જોયું ને આંખ ઠરી: ગિજુભાઈ |
| ૧૦ લોકનો ધારો: રામભાઈ પાઠક | ૨૨ સટરપટર વાતો ,, |
| ૧૧ નવાં વરતો ગિજુભાઈ | ૨૩ ઘમ્મર વલોણું તારાબેન |
| ૧૨ વસંત આવી ,, | ૨૪ ચતુર કરોળિયો: ચંદ્રશંકર ભટ્ટ |

૨૫ પંચામૃત : સંપાદક ગિજુભાઈ

## મુખ્ય એજન્ટો

| | |
|---|---|
| આર. આર. શેઠની કું. મુંબઈ-૨ | શંભુલાલ જગશી શાહ અમદાવાદ |
| પુસ્તકાલય સ. સ. મંડળ વડોદરા | ઠા. બેચર મેઘજી સન્સ; રાજકોટ પરા. |
| યુગાંતર કાર્યાલય, ગોપીપુરા; સુરત | છોટાલાલ માનસિંહ કામદાર; વાંકાનેર |
| લાજપત ખાદી ભંડાર કરાંચી | કાંતિલાલ શેઠની કું. વડાપાડા; ભરૂચ. |

૭ : ૩ : ૩૧ ભાવનગર સરસ્વતી છાપખાનું

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૫ મું
૧૯૩૧

અંક ૬-૭ મો
જુન-જુલાઇ

:: તંત્રી ::

હરભાઇ ત્રિવેદી



**શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા**

જુવાનના કેટલાક પ્રશ્નો બાલિશ હોય છે અને તેથી તેનો ઉકેલ બાળક જેટલો સરલ અને સાદો બને છે.

જુવાનના કેટલાક પ્રશ્નો જુવાન હોય છે અને તેથી તેનો ઉકેલ અટપટો અને અધરો બને છે.

જુવાનના કેટલાક પ્રશ્નો પ્રૌઢ હોય છે અને તેથી તેનો ઉકેલ ગંભીર અને પીઢ બને છે.

જુવાનના કેટલાક પ્રશ્નો વૃદ્ધ હોય છે અને તેથી તેનો ઉકેલ કઢંગો અને કડવો બને છે.

# સુંદર યોજનાનો સુંદર અમલ

શ્રી. નાનાભાઇ જેલમાંથી છૂટીને આવ્યા ત્યારથી એક વાત વારંવાર કર્યા કરતા હતા. ગૂજરાત કાઠિયાવાડમાં જેટલાં છાત્રાલયો છે તેમને સુંદરમાં સુંદર કેળવણીની સંસ્થાઓ બનાવી મૂકવી એ તેમનું સ્વપ્નું અને એ સ્વપ્નાને પાડવા પાર કંઈ પણ વ્યવહારૂ પગલું ભરવું જોઇએ એ તેમના મન સાથે હમેશાં અથડાતો પ્રશ્ન હતો અને છે. મિત્રો સાથેની વાતચીતમાં આ વાતનો નિર્દેશ તેઓ કર્યા જ કરે. આખરે મે માસની તારીખ પાંચથી તે વીશ સુધી પંદર દિવસ માટે તેમણે એક ગૃહપતિ તાલીમવર્ગની યોજના રચી. એ યોજનાનો અમલ થઇ પણ ગયો. એ તાલીમવર્ગમાં જે કંઇ કામ થયું તેનો ઝાંખો ખ્યાલ આ સાથે જે નોંધ છાપવામાં આપી છે તે ઉપરથી આવી શકે તેમ છે. એ પંદર દિવસમાં શ્રી. નાનાભાઇએ એટલા બધા પ્રશ્નો છણી લીધા અને એટલી બધી અગત્યની બાબતો ઉપર પોતાના અનુભવનો નીચોડ ગૃહપતિભાઇઓ પાસે ધરી દીધો કે હાજર રહેલા ગૃહપતિભાઇઓ સિવાય બીજા કોઇને ભાગ્યે જ તેનો યથાર્થ ખ્યાલ આવી શકે.

આ તાલીમવર્ગના સંચાલક તરીકે શ્રી. નાનાભાઇએ જે જે વિષયો ઉપર વ્યાખ્યાનો આપ્યાં તેમ જ જે જે વિચારણીય પ્રશ્નો ઉપર ચર્ચા કરી નિર્ણયો બાંધ્યા તે બધીય બાબતોની તેમણે પોતા પૂરતી એક નોંધ રાખેલી. તાલીમવર્ગ ખલાસ થયા પછી પોતાની આવી નોંધ ઉપરથી ગૃહપતિ ભાઇઓને તેમ જ છાત્રાલયોના સંચાલકોને ઉપયોગી તેવું એક પુસ્તક લખી આપવાની અમે તેમની પાસે માગણી કરી છે. તેમણે એ માગણી મંજુર પણ રાખી છે. પરંતુ જ્યાં સુધી આવું પુસ્તક લખાઇને પ્રગટ થાય નહિ ત્યાં સુધી તેમની નાનકડી નોંધમાંથી પણ ઘણું વિચારવાનું મળી રહેશે તેવી મુરાદથી એ નોંધ અમે તેમની પાસે માગી અને છાત્રાલયમાં પ્રગટ કરવાની પરવાનગી આપવા વિનતિ કરી. આવી પરવાનગી તેમણે સહર્ષ આપી છે અને તેથી તે નોંધ અહીં પ્રગટ થઈ શકી છે.

નોંધ ઉપર નજર નાખતાં જે વિષયો આંખ આગળ તરે છે તે એટલા બધા ઉપયોગી અને મનુષ્યના જીવન સાથે નિકટનો સંબંધ ધરાવનારા છે કે તેનો વિચાર હરકોઈ માણસને પોતાની ઉન્નતિ અર્થે આવશ્યક છે. આ બધા જીવનસ્પર્શી વિષયો ઉપર આટલા ટૂંકા સમયમાં વ્યાખ્યાનો

આપવા માટે ઉંચા પ્રકારની તત્ત્વદૃષ્ટિની, એવી તત્ત્વદૃષ્ટિની પકડની અને કુશળ મિતભાષીપણાની અપેક્ષા રહે છે. શ્રી. નાનાભાઇમાં આ બધા ગુણો છે તેનો સાક્ષાત્ પરિચય આવનાર ગૃહપતિભાઇઓને થયો અને તેઓ ખૂબ પ્રસન્ન થઇને ગયા એ હકીકત આખાયે તાલીમવર્ગની ફતેહસૂચક ગણાય.

ધર્મ, શિસ્ત, સ્વાતંત્ર્ય, વિદ્યાર્થીઓના ગુન્હાઓ, સમૂહ તાલીમ, જાતીય વિકૃતિ વગેરે અત્યંત અટપટા અને વિવાદાસ્પદ વિષયોને અદ્યતન દૃષ્ટિથી વિચારી તેનો ઉકેલ નવીન માનસશાસ્ત્રનાં પ્રસ્થાપિત તત્ત્વોની રૂએ લાવવાનો વિકટ પ્રયત્ન નાનાભાઇએ કર્યો. જૂની દૃષ્ટિને તિરસ્કાર્યા વિના નવીન દૃષ્ટિને અનુરૂપ કેમ થઇ શકાય તેનો માર્ગ એક સાચા સુધારક કેળવણીકાર તરીકે નાનાભાઇએ બતાવ્યો. આવેલ ગૃહપતિભાઇઓ વિદ્યાર્થીઓ સાથેના પોતાના વર્તાવમાં આ ફેરવાએલી દૃષ્ટિ લઇને ચોક્કસ ગયા છે તેમ તેમની સાથેની વાતચીત ઉપરથી અમને જણાયું હતું. ગૃહપતિભાઇઓ માટેના આવા તાલીમવર્ગો અત્યંત જરૂરી છે તેમ સાબીત કરવાની હવે જરૂર નથી રહેતી. આવતે વર્ષે પણ તેવો લાભ મળવાનો પ્રબંધ થઈ ચૂકયો છે તે આવકારદાયક ગણાય.

તંત્રી

## ગૃહપતિ તાલીમવર્ગ

આપણું કાર્ય

૧ જાતે જીવતાં શીખવાનું.

૨ બીજાને જીવતાં શીખવવાનું.

જીવન

૧ દેહ-પશુતા.

દેહનાં શાસ્ત્રો.

દેહ કે મંદિર ?

દેહશુદ્ધિ અને દેહપવિત્રતા ?

બ્રહ્મચર્ય.

આહાર-હવા, પાણી, અને અન્ન.

ઊંઘ.

શૌચ-સ્નાન.

મહેનત.
આરોગ્યના નિયમોઃ કસરત-રમતો.

૨ મન—બુદ્ધિ-સર્જન.
ખીલવણી.
ઉપયોગી વિષયો.
વિચારશક્તિ-સ્વતંત્ર બુદ્ધિ.
જુદા જુદા વિષયો.

૩ અંતઃકરણ—ભાવના, સદ્‌ગુણો, સેવા, ધર્મ.

૪ કમાણી-ધંધો.
મનુષ્ય અને ધંધાદારી.
મનુષ્ય પહેલો, ધંધાદારી પછી.

આપણું કાર્ય
આપણો ધંધો શિક્ષણનો એટલે આપણા જીવનમાં ઉક્ત બન્ને એક થાય છે. જવાબદારી વધારે.

૫ જીવવું સહેલું છે-જીવતાં શીખવવું હોય તો શિક્ષણશાસ્ત્રનો પરિચય જરૂરનો છે. પણ જીવતાં ન આવડે તો એકલો શાસ્ત્ર-પરિચય શા કામનો ?

માટે જીવનશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્ર બન્નેનો પરિચય જરૂરનો છે.

## જીવનનો ઉદ્દેશ

૧ આપણે ?

૨ દરેક આત્મા સ્વતંત્ર છે.
તેનો માર્ગ સ્વતંત્ર છે.

૩ રાગદ્વેષથી છૂટવું છે.

૪ સૌ પોતાની મેળે જ છૂટવાના-પણ આપણું કામ રસ્તામાં મદદ કરવાનું.

૫ છૂટવાનાં જે સાધનો મળ્યાં છે તે બરાબર વાપરતાં શીખવવું એટલું આપણું કામ.

૬ આપણે એ બરાબર વાપરીએ એ શીખવવાનો રાજમાર્ગ; આપણાં bona-fides. (યોગ્યતા બનાવનારાં અંગો)

ધર્મ

૧ છૂટવાના માર્ગ તરફ લઇ જાય તે ધર્મ.

૨ એ માર્ગમાં જ રોકી રાખે તે અધર્મ.

૩ ધર્મનું કેન્દ્ર

હૃદય કે બહારનો સમાજ ?

૪ ધર્મના વિચારમાં સમાજનું સ્થાન.

સમાજની આવશ્યકતા.

સમાજ એ જ કસોટી.

સમાજ મારફત જ મનુષ્ય ઇશ્વરને પહોંચી શકવાનો છે.

૫ ધર્મનાં બહારનાં રૂપો–બીક પર આધાર.

૬ આંતર ધર્મ–સત્ય, અહિંસા વગેરે.

૭ સેવા એ જ પરમ ધર્મ.

જ્ઞાન, કર્મ, ભક્તિ.

૮ ઇશ્વરપરાયણતા–શક્તિ પ્રભુને ચરણે.

૯ નિયમિત પ્રાર્થના–જીવનમાં હશે તો સંસ્થામાં આવશે. માટે પ્રાર્થના ફરજીઆત ન હોય.

નિયમન

૧ સમૂહની વ્યવસ્થા.

૨ શક્તિની બરાબર કરકસર.

૩ નિયમન

क અંદરથી આવે એ જ યોગ્ય.

ख વાતાવરણ.

ग સ્વાતંત્ર્ય.

घ શિષ્ટાચાર.

च નિયમન સંબંધે નવીન કેળવણીના ખ્યાલો.

छ જૂના નિયમનના ખ્યાલો માણસને હેવાન બનાવે છે.

૪ બીક–મનુષ્યનો મોટામાં મોટો દુસ્મન.

क બીક પર રચાએલા ધર્મો.

ख પ્રેમ–તેનું વાતાવરણ.

૫ નિયમન માટે આવશ્યક પગલાં:—

ડ્રિલ; શાંતિ; સ્વચ્છતા; નિયમન એ જ સ્વાતંત્ર્ય.

### ધર્મશિક્ષણ

૧ ધર્મ એટલે શું ?
૨ ધાર્મિકતા કેમ આવે ?
૩ સત્સંગ.
૪ ધર્મની હવા–વાતાવરણ.
૫ જ્ઞાનની જરૂર.
૬ જીવતો ધર્મ.
૭ ધર્મ અને નીતિ.
૮ ધર્મના ઉત્સવો.
૯ રોજનો ધર્મ:—
  જીવન દ્વારા.
  વાર્તા દ્વારા.
૧૦ દરેક પ્રસંગ ધર્મની દૃષ્ટિથી.

### વિદ્યાર્થીઓના ગુન્હાઓ

૧ ગુન્હા કે દર્દ ?
૨ સજા કે સારવાર ?
૩ જેલ કે શાળા ?
૪ દયા કે ધમકી ?
૫ કેમ સુધરે ?
  क દર્દનું ભાન કેમ કરાવી શકાય ?
  ख ગૃહપતિ પોલિસ કે ડૉક્ટર ?

### માનસશાસ્ત્રનો અભ્યાસ

૧ માનસશાસ્ત્ર શું છે ?
૨ માનસશાસ્ત્રના આવશ્યક સિદ્ધાંતો.
૩ ગૃહપતિ માટે માનસશાસ્ત્ર.

અગત્યના મુદ્દાઓ:—
મન એટલે ?
આંતર મન–બાહ્ય મન.
Instincts. ( આવેગો )

૨ જુવાનની દશા.
૩ ભૂલનો સંભવ–સહાનુભૂતિની આવશ્યકતા.
૪ ખરાબ વાતાવરણ.
૫ શરીર સંબંધેનું ( જાતીય ) યથાર્થ જ્ઞાન.
૬ બ્રહ્મચર્ય પાળવા માટે બાહ્ય સાધનો:—
તંદુરસ્તી
ઊંઘ.
ટાઢું પાણી.
સંગતિ.
ગંદું સાહિત્ય.
કસરત–શ્રમ.
ઉત્તેજક ખોરાક.
રાતનો આહાર.

**વ્યવસ્થા એટલે ?**

૧ વ્યવસ્થાની ચાવી.
Control of forces–બળોનો કાબુ.
૨ કેન્દ્રભૂત વિચાર.
क વિચારની નાની વિગતોની સ્પષ્ટતા.
ख માણસ ક્યાં ભૂલ કરશે તેની અગમચેતી.
૩ હાથપગનું જોર.
૪ સમય, સ્થળ અને શક્તિની કરકસર.
૫ પરિસ્થિતિ અને પરિણામોની યોગ્ય આંકણી.
૬ એક પાઇનો બચાવ કરે તે એક લાખની હોળી પણ કરે.

**શરીર**

૧ દવા પાણી
૨ અંગ કસરત–મહેનત.
૩ આરોગ્યની ટેવો–સ્વચ્છતા; ઊંઘ; નિયમિતતા.
૪ મનનો ઉલ્લાસ.
૫ ડૉક્ટરી તપાસ.
૬ દાંત, નખ, વગેરે.

૭ માંદગી.
૮ રમતો-કસરત-કસરત ઉપર ખૂબ ભાર.
૯ પ્રવાસો.

## નવીન કેળવણી ? નવીન જીવનશાસ્ત્ર ?

૧ દરેકને આત્મા છે.
૨ કોઈ ઉચ્ચ નીચ જન્મતો નથી-છે જ નહિ.
૩ દરેક આત્મા ઈશ્વરનો અંશ છે.
૪ સજાથી માણસ દેવ બનવાને બદલે પશુ બને છે.
૫ દરેક વ્યક્તિ જાતમહેનત કરે જ કરે. નહિતર આના બુદ્ધિજીવી અને શ્રમજીવી વર્ગો જ રહેવાના. બુદ્ધિનો ઉપયોગ તો સેવામાં થાય, કમાવામાં નહિ.
૬ સ્વાતંત્ર્ય-પાપ કરવાનો હક્ક જેને હોય તેને જ મોક્ષ મેળવવાનો હક્ક છે; પાપ કરવાનો હક્ક એ મનુજ માત્રનો પ્રાથમિક હક્ક છે.
૭ જોર જુલમ એ સૌથી મોટો અધર્મ.
સમજાવટ એ સૌથી મોટી સેવા.
૮ વ્યક્તિ-દેશ-આખો માનવસમાજ.
એ ત્રણેનાં કલ્યાણ અવિરોધી છે. વિરોધી હોય તો તે કલ્યાણ જ નથી. બીજાનું અકલ્યાણ મારું કલ્યાણ હોઈ ન શકે.

## છાત્રાલયના ગુન્હાઓ

૧ ચોરી.
૨ મારામારી-ગુંડાશાહી.
૩ નિયમભંગ.
૪ બીજાને કનડગત.
૫ ઉકેલની વિચારણાઃ —
ક ગુન્હાઓનું માનસ ?
ખ કેમ નાબૂદ થાય ?
ગ બધી ભૂલો ગુન્હા છે ?
૬ ગૃહપતિનું મગજઃ—
ક અમલદાર કે શિક્ષક ?
ખ પળાવનાર કે કેળવનાર ?

ग તરત પરિણામ કે લાંબે કાળે પરિણામ?
घ અંદરનો ફેર કે બહારથી સ્વીકાર?
च જગતનો એક માણસ બચ્ચો કે માત્ર તરતનો પ્રશ્ન પત્યો!

### વિદ્યાર્થિમંડળ

૧ Children's Republic-વિદ્યાર્થીઓનું સ્વરાજ
૨ વિદ્યાર્થીઓની સ્વતંત્રતા એટલે?
૩ સ્વાતંત્ર્ય અને જવાબદારી સાથે રહે છે.
૪ ગૃહપતિનું સ્થાન.
૫ આજે તો સ્વતંત્રતાને માર્ગે મૂકવા પડશે.
[ જુઓ: હોમર લેનનું પુસ્તક, શ્રીદક્ષિણામૂર્તિનો મારો લેખ.]

### જુવાનીના મહા પ્રશ્નો

#### કામ વિચાર

૧ લગ્ન.
૨ વિજાતીય વ્યક્તિ તરફ આકર્ષણ.
૩ રૂપાળા દેખાવાનો લોભ-જગદ્વ્યાપી.
૪ શિખા ટીકા ચ પટ્ટિકા.
૫ આ વૃત્તિને સંયમ તરફ કેમ લેવી?
૬ વેવીશાળ કરેલા છોકરાઓ.
૭ Co-education. ( સહશિક્ષણ )
૮ ઘર જેવું પવિત્ર વાતાવરણ.
૯ Sex-knowledge જાતીય જ્ઞાન-સારાસાર.
૧૦ સંસ્થાનું વાતાવરણ.

#### ધંધો

૧ જીવનમાં હું શું કરીશ?
૨ મહત્ત્વાકાંક્ષા.
૩ જીવનમાં ટૂંકા ગલીચ માર્ગો ન લેવા.
૪ જીવનના કેટલાક નિશ્ચયો.
૫ જીવનની avenues ( માર્ગપરંપરા ) દેખાવી જોઇએ.

#### હું કેવો થઇશ?

૧ સાહિત્યનું ઘડતર.

૨ જીવનનાં સ્વપ્નો.
૩ આ બધાંનું તોફાન.
૪ જીવનની stern reality.

**સ્વચ્છતા.**

૧ રસોડાની.
૨ સંડાસની.
૩ મૂતરડીની.
૪ શરીરની.
૫ નિવાસગૃહની.
૬ એંઠવાડની જગાની.
૭ પાણીની.
૮ ચીજ વસ્તુની-કબાટોની.
૯ માથાના વાળની.
૧૦ ન્હાવાની તથા દાતણ કરવાની જગાની.
૧૧ થૂંક, શેડા-ક્યાં નાખશો ?
૧૨ જોડાનું સ્થાન.
૧૩ કપડાં સૂકવવાની ગોઠવણ.
૧૪ જમવા બેસવાની જગા:-આપણી નાતોની પંગતો.
૧૫ આંગણાની.

**પ્રવાસો**

૧ Excursions. ( સહેલગાહ )
૨ Eyes and no Eyes ( આંખ મીચીને અને ઉઘાડી આંખે )
૩ ભૂગોળ આવતી કાલની શાળાનો મુખ્ય વિષય.
૪ પ્રવાસોની ગોઠવણ.
૫ પ્રવાસોની કિંમત:—
क સાહસ.
ख કુદરત પરિચય.
ग રખડપાટ.
घ જ્ઞાન.
च સમાજપરિચય.

छ સ્વાશ્રય.
ज જુવાનીની મસ્તી.
झ વિશાળ દૃષ્ટિ.
ट ઉદારતા.
ठ દેશપરિચય.
ड વ્યવસ્થાશક્તિ, વગેરે.

૬ પ્રવાસોના પ્રકાર
(૧) ઐતિહાસીક.
(૨) ભૌગોલિક.
(૩) આજના યુગનાં તીર્થો:—
क ધર્મનાં, કેળવણીનાં,
ख વીરતાનાં,
ग જંગલનાં તીર્થો,
કુદરતનાં, સામજિક, રાજકીય.
(૪) તીર્થમાં તીર્થદૃષ્ટિ.

રમતો

૧ કસરત વિરુદ્ધ રમતો.
લાભાલાભ.
બંનેના મુદ્દાઓ.
૨ કસરત—કેવી?
શા માટે?
કેમ?
કેવી રીતે?
૩ રમતો—કેવી?
શા માટે?
કેવી રીતે?
કેમ?
૪ શરીરશ્રમ.
ઉત્પાદક મહેનત.
તેની આધ્યાત્મિક ઉપયોગિતા.

જીવનનું એક આવશ્યક અંગ.
પરસેવાનો મહિમા.
૫ રમતનાં આલેશાન મેદાનો.
૬ જુવાની રમત માગે તો છે જ.
૭ વ્યવસ્થા.
૮ આજે રમનારા રમતો નક્કી નથી કરતા પણ જોનારા નક્કી કરે છે તે ખરાબ છે.
૯ રમતોમાં expert લોકો રમતનો આનંદ બગાડીને તેને જુગાર બનાવે છે.
૧૦ દેશી રમતો–દેશની સંસ્કૃતિ.

રસોડું–છાત્રાલયનો નજીવો જણાતો પણ આખા છાત્રાલયને ઉચ્ચે લે તેવો પ્રશ્ન.
૧ રસોડાનું મકાન.
૨ રસોડું અને રસોયા.
૩ રસોઈ.
૪ રસોડાની સ્વચ્છતા–આખા દેશમાં અત્યંત જરૂરી વસ્તુ.
૫ ખોરાક મીમાંસાઃ–
क આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિ.
ख પરંપરાની દૃષ્ટિ.
ग ભાવાભાવની દૃષ્ટિ.
घ જુવાનીનો વિચાર.
च આર્થિક વિચાર.
छ પોષણ અને વિવિધતા.
ज રસવૃત્તિ–સંયમ એટલે ?
૬ વિદ્યાર્થીઓને તાલીમઃ—
क રાંધવું.
ख સ્વયંપાક.
ग પીરસવાની કળા.
घ કરકસર.
च ખોરાકની ચીજોનો વિચાર.

ઉત્સવો

૧ કયા કયા?

ઋતુના ઉત્સવો.
ધર્મના ઉત્સવો.
રાજકીય ઉત્સવો.
સામાજિક ઉત્સવો.
દેશના ઉત્સવો.
સ્થાનિક ઉત્સવો.
જગતભરના ઉત્સવો છે!

૨ ઉત્સવો કેમ ઉજવાય?

૩ ઉત્સવોમાં કલાનું સ્થાન.

૪ યુગે યુગે ઉત્સવો ફરે; નવો યુગ નવા ઉત્સવોનું નિર્માણ કરે છે.

૫ દરેક ઉત્સવ ઉજવાવો જોઈએ.

૬ ઉત્સવની ઉજવણી સાર્થ જોઈએ.

જીવનની નાની જણાતી બાબતો

૧ બીજાનો વિચાર.

ક manners: રીતભાત.
ખ શાંતિથી સાંભળવું.
ગ બને તો મદદ કરવી.

૨ વિનય.

૩ જે કરો તે સરસ કરો.

૪ Application to work—નવરો બેસી જ ન રહો.

૫ કરકસર.

ક પૈસાની ત્રેવડ.
ખ આવકથી ખર્ચ ઓછું.
ગ નકામા ખર્ચ વધે ત્યારે કામના ખર્ચો રહી જાય.
ઘ દેવું કદિ ન કરવું.
ચ મહેનતથી શરમાવું નહિ.
છ દરેકની પરબ વેરી નહિ.
જ જાહેરખેલમાં જમાનાં સ્થાનો.

કોઠારના બગાડ.
રસોડાના બગાડ.
જે તે ખાઇ જાય.
પારકે પૈસે ઉદારતા.

झ ખોટી કરકસર એટલે કંજુસાઇ.

ट ખોટી ઉદારતા એટલે ઉડાઉપણું.

ठ કરકસર એટલે Economy of life-energy. Everything that we spend must pay in some form or another.

૬ છાત્રાલયનાં ભયસ્થાનો.

क બૈરાંઓની વૃત્તિ.

ख નાની નાની ચોરીઓ.

ग જીવને જપ મારવા ન દેવો.

घ સેવા એટલે આકરી નોકરી ઉપરાંત ઉગરથી કંઇક વધારાનું.

च સેવામાં બધી છૂટ જ અને બંધન કશું નહિ એ એનો દુરુપયોગ.

નાનાભાઈ.

## ગૃહપતિ તાલીમવર્ગ : ભાવનગર

શ્રીદક્ષિણામૂર્તિ ભવન તરફથી તા. ૫-૫-૩૧ થી તા. ૨૦-૫-૩૧ સુધી ગૃહપતિ તાલીમવર્ગ ખોલવામાં આવ્યો હતો. શરૂઆતમાં આ તાલીમ વર્ગને ચોરવાડ મુકામે યોજવામાં આવ્યો હતો, પણ પાછળથી ચોરવાડને બદલે ભાવનગરને પસંદ કર્યું હતું અને શ્રીદક્ષિણામૂર્તિનાં પોતાનાં જ મકાનોમાં વ્યવસ્થા કરવામાં આવી હતી.

તાલીમવર્ગમાં ગુજરાત કાઠિયાવાડ કચ્છમાંથી કુલ ૧૮ માણસોએ નિયમિત હાજરી આપી હતી; તેમાંથી ૧૬ ભાઇઓ હતા તથા ૨ બ્હેનો હતાં. આ ઉપરાંત તળ ભાવનગરમાંથી ચારે પાંચ ભાઈઓ બને તેટલો સમય તાલીમવર્ગમાં હાજર રહેતા. બહારથી આવેલાં ભાઇબ્હેનોમાંથી ૧૧ છાત્રાલયના ગૃહપતિઓ હતા, ૩ ગ્રેજ્યુએટો હતા, એક કંઇક ચાલતી અંગ્રેજ શાળાના શિક્ષક હતા; ૯ ગુજરાતમાંથી આવ્યા હતા,

૬ કાઠિયાવાડમાંથી હતા, ૧ કચ્છમાંથી ખાસ આ વર્ગને માટે જ આવ્યા હતા.

વર્ગનું સમયપત્રક આખા દિવસ માટે મોટે ભાગે નીચે પ્રમાણે રહેતું:—

૬-૩૦ થી ૮-૦ સમૂહ પ્રાર્થના અને વ્યાખ્યાન.
૮-૦ થી ૮-૩૦ ઉપાહાર અને વાતચીત.
૮-૩૦ થી ૧૦-૦ પ્રશ્નોત્તર.
૧૦-૦ થી ૧૧-૦ છાત્રાલય વ્યવહાર.
૧૧-૦ થી ૧૨-૩૦ ભોજન.
૧૨-૩૦ થી ૧-૩૦ આરામ-વ્યક્તિગત પ્રવૃત્તિ.
૧-૩૦ થી ૨-૦ કાંતણ.
૨-૦ થી ૩-૦ સમૂહગત વાચન.
૩-૦ થી ૩-૩૦ પીણું.
૩-૩૦ થી ૫-૦ નાનું વ્યાખ્યાન અને પ્રશ્નોત્તર.
૫-૦ થી ૬-૦ વ્યાખ્યાન.
૬-૦ થી ૬-૪૫ રમતો.
૬-૪૫ થી ૮-૦ ભોજન તથા ફરવા જવું વગેરે.
૮-૦ થી ૯-૩૦ સંસ્થાપરિચય, વાર્તા, વગેરે.

ઉપરના કાર્યક્રમમાં વ્યાખ્યાનો, પ્રશ્નોત્તર વગેરેમાં પ્રધાનપણે શ્રી. નાનાભાઇ વક્તા હતા. સાંજનાં ૫ થી ૬ સુધીનાં થતાં વ્યાખ્યાનોના વ્યાખ્યાતાઓ શ્રી. ગિજુભાઇ, શ્રી. ભાસ્કરરાવ તથા શ્રી. હરભાઇ હતા; તેમના વિષયો:—

| | | |
|---|---|---|
| વાર્તાશાસ્ત્ર | વ્યાખ્યાતા | શ્રી. ગિજુભાઈ |
| સામ્યવાદ | ,, | શ્રી. ભાસ્કરરાવ |
| નવીન માનસશાસ્ત્ર | ,, | શ્રી. હરભાઇ |

શ્રી. હરભાઇ માંદગીને સબબે પોતાનાં વ્યાખ્યાનો પૂરાં કરી શકયા ન હતા.

વર્ગના દિવસો દરમ્યાન, એક રવિવારને દિવસે તળાજાનો પ્રવાસ ગોઠવ્યો હતો અને બીજો રવિવારે ભાવનગર બંદર, રુવાપરી માતા, બોર તળાવ, વિકટોરીઆ પાર્ક, ગંગાજીનું મંદિર વગેરે જોવામાં ગાળ્યો હતો. વર્ગનો છેલ્લો દિવસ (તા. ૨૦-૫-૩૧) વર્ગની પૂર્ણાહુતિ, ભાવભરી

વિદાય અને આવતા વર્ષનાં સ્વપ્નાં વગેરે ગમ્મતોમાં ગાળ્યો હતો. બાકીના તમામ દિવસોમાં સૌને ભરચક કામ પહોંચે એવી ગોઠવણ રાખવામાં આવી હતી.

વર્ગમાં છાત્રાલય જીવનને લગતા અનેક નાના મોટા પ્રશ્નો ઉપર વિચારણા ચલાવવામાં આવી હતી. એ બધાય પ્રશ્નોની નોંધ આ અંકમાં જુદી છાપવામાં આવી છે.

આવતે વર્ષે પણ બે માસની રજા દરમ્યાન આવો તાલીમવર્ગ રાખવો અને બની શકે તો ગુજરાતમાં નર્મદાને કિનારે તેનું સ્થાન રાખવું એવા વિચારો કરી અમે સૌ જુદા પડ્યા. સખત ગરમીના દિવસોમાં પંદર સોળ દિવસનો આ તાલીમવર્ગ અમને સૌને શું આપી ગયો તે આજે કોણ કહી શકે ?

નાનાભાઈ.

## હર્ષદરાય

[ છાત્રાલયના નવા વર્ષની શરૂઆત છે. ગૃહપતિનો સવારનો લગભગ બધો સમય નવા વિદ્યાર્થીઓને મૂકવા આવેલાં માબાપોની સાથે ઓળખાણ પિછાણ અને વાતચીત કરવામાં જાય છે. ]

: ૧ :

ભીમજીભાઈ એક દેશી રાજ્યના મોટા અમલદાર છે. પોતાના પુત્ર હર્ષદરાયને છાત્રાલયમાં મૂકવા માટે જાતે જ આવ્યા છે. સવારના સ્નાન શૌચથી પરવારી ભીમજીભાઈ ગૃહપતિની ઓફિસમાં આવે છે. ગૃહપતિ સહેજ હસીને આવકાર આપે છે અને નમસ્કાર કરે છે. ભીમજીભાઈ તેથી યે વિશેષ નમ્રતાથી સામા નમસ્કાર કરે છે અને ગૃહપતિની સામે ખુરશી ઉપર બેસે છે.

ભીમજીભાઈ: " મારો કાગળ તો આપને મળ્યો જ હશે. "

ગૃહપતિ: " જી હા. હું આપની રાહ જ જોતો હતો. ચિ. હર્ષદને લઈને જ આવ્યા છો કે ? "

ભીમજીભાઈ: " હા જી. હમણાં જ હું સ્નાન શૌચથી પરવારી આપની પાસે આવ્યો અને હર્ષદ પોતાને આપેલ જગ્યા ઉપર ગયો. "

ગૃહપતિ: " સારૂં થયું. હવે આપને એક વાત સીધી જ પૂછી લઉં કે ? "

ભીમજીભાઇ: "જરૂર; એટલા માટે તો હું જાતે આવ્યો છું. આપની સાથે રૂબરૂ વાતચીત કરી લેવી છે તે આપણે કરી જ લઈએ."

ગૃહપતિ: "વિનતિપત્રની અંદર છાત્રાલયમાં મોકલવાનું કારણ જણાવતાં આપે જે કંઇ લખ્યું છે તે બરાબર સ્પષ્ટ નથી; માટે તે સંબંધમાં આપણે જરા વિગતથી વાતો કરવાની જરૂર છે."

ભીમજીભાઇ: "ભલે."

ગૃહપતિ: "આપે લખ્યું છે કે 'કોઇની નાની ચીજ ઉપાડી જવાની કુટેવ છે' વગેરે. તો હું આપને ચોખ્ખું પૂછવા ઇચ્છું છું અને આપ વગર સંકોચે સ્પષ્ટ જ જવાબ આપશો એવી આશા રાખું છું."

ભીમજીભાઇ: "હું આપને ખુલ્લેખુલ્લી વાત કરવા જ આવ્યો છું. વગર સંકોચે આપ પૂછો. અને તેમ છતાંય આપના પૂછવામાં રહી જશે તો હું પોતે પણ કહેવાનો છું."

ગૃહપતિ: "હર્ષદને ચોરી કરવાની ટેવ છે એમ જ આપને કહેવું છે ને?"

ભીમજીભાઇ: "હા, એમ તો ખરૂં. જો કે એને હું સામાન્ય ચોરીના અર્થમાં ચોર નથી કહેતો."

ગૃહપતિ: "તે હું સમજ્યો. હવે આપ તેની નાની નાની ચોરીઓનાં બે ત્રણ દષ્ટાંતો આપી શકશો?"

ભીમજીભાઈ: "જરૂર. દષ્ટાંતોથી વાત ચોખ્ખી થશે, અને મારે કહેવાનું છે તે આપ સમજી શકશે. જુઓ સાહેબ, આમ બને છે. હું રહ્યો અમલદાર; મારે ત્યાં નાના મોટા સ્નેહીઓ આવે જ. અમે જમવા બેઠા હોઇએ ત્યારે કોઈ પણ સ્નેહીના કોટના ખીસામાં હાથ નાખી આની બે આની જે કંઇ હાથમાં આવે તે ઉપાડી લે. મહેમાનને આ વાત કહીને ચેતવાય પણ નહિ કારણ કે એમાં તો આબરૂનો સવાલ આવે."

ગૃહપતિ: "માફ કરજો, વચ્ચે વચ્ચે ખુલાસા માટે કંઇ પણ પૂછતો જાઉં છું. હર્ષદ એના જે કંઇ પૈસા લે તેનો શો ઉપયોગ કરે છે તે જાણી શક્યા છો?"

ભીમજીભાઇ: "જી હા. તેને બહારની ચીજો ખાવાની બહુ કુટેવ પડી ગઇ છે. પૈસા લઇને એ સીધો કોઇ એક દુકાને પહોંચી જાય છે, અને જે

કંઈ ઠીક લાગે તે ખરીદીને ખાઈ લે છે."

ગૃહપતિ: "આપે એને બચપણમાં તેવી ચીજો ખાવાની લત લગાડી હશે, તેનું કદાચ આ પરિણામ હોય."

ભીમજીભાઈ: "નહિ રે સાહેબ, નાનપણમાં એને જે તે ખાવાની લોલુપતા રહ્યા કરતી એટલે જાણી જોઈને તેને વારવો પડતો. એ પૈસો માગે તો પણ અમે ના આપીએ, અને બહારની કોઈ ચીજ તો હરગીજ ન અપાવીએ! તે ખૂબ રડતો પણ અમે તેની દરકાર ન કરતા. અમે તો એ બાબતમાં એટલા બધા કડક હતા કે તેને માંડમાંડ બચાવી શકયા છીએ. એટલે બચપણમાં તેને કશી જ ટેવ નથી પડવા દીધી."

ગૃહપતિ: (વિચારનિમગ્ન) "ઠીક, હવે બીજી કઈ જાતની ટેવ છે તે કહો."

ભીમજીભાઈ: "બીજી એક કુટેવ છે તે જેનાં તેનાં ચશ્માંનાં ઘરાં ઉપાડી લાવવાની. અમારા પાડોશીઓનાં તેમ જ મહેમાનોનાં ચશ્માંનાં ઘરાં કેટલીએ વાર વગર કહ્યે ઉપાડી લાવે છે, અને પછી અર્ધ ફાટેલાં તૂટેલાં તેમને માંડ પાછાં મળે છે! હવે તો બધાએ કંટાળીને તેનું નામ 'ઘરાંચોર' પાડ્યું છે. અમને તો..."

ગૃહપતિ: "ઉભા રહો, વચ્ચે વળી પાછો એક સવાલ પૂછી લઉં. ખાલી ઘરાં જ ઉપાડી લે છે કે ચશ્માં પણ ભેગાં?"

ભીમજીભાઈ: "જે મળ્યાં તે પણ મોટે ભાગે ખાલી ઘરાં જ તેને હાથમાં આવે છે. આટલું સુખ છે."

ગૃહપતિ: "ચશ્માં પણ ઘરાં ભેગાં આવ્યા હોય, તો પછી તેને શું કરે છે તે કહી શકશો?"

ભીમજીભાઈ: "હા. પોતાની આંખ ઉપર ચડાવે છે અને પછી મોજથી આમતેમ ફરે છે."

ગૃહપતિ: "એક વધારે સવાલ. તેની આંખો તો સારી છે કે?"

ભીમજીભાઈ: "આંખોમાં ખાસ કંઈ વાંધો જણાતો નથી."

ગૃહપતિ: "કોઈ વખત કોઈ ડૉક્ટરને બતાવવી પડી છે?"

ભીમજીભાઈ: "કશી ખાસ જરૂર પડી નથી. જો કે હમણાં હમણાં દૂર જોવું હોય ત્યારે આંખોને જરા બગાડીને જુએ છે તેથી મને શંકા

જાય છે કે જેનાં તેનાં ચશ્માં પહેરી પહેરીને કદાચ તેની આંખો સહેજ બગડી હોય."

ગૃહપતિ: "સારું. કોઇનાં ચશ્માં કોઇ વખત ફોડી નાખે છે કે?"

ભીમજીભાઇ: "કાચ નથી ફોડી નાખતો એ એક મહેરબાની છે. બાકી ફ્રેમમાંથી કાચને મરડી મચરડીને કાઢી નાખે છે, અને તેથી ફ્રેમ ઘણી તોડી નાખે છે."

ગૃહપતિ: "સમજ્યો. હવે કોઇ બીજી એવી જ ટેવ હોય તો કહો."

ભીમજીભાઇ: "આની જ એક અત્યંત ખરાબ ટેવ તે કોઇની ઘડિયાળ ચોરી લાવવાની છે. કોઇને ત્યાં અમે ગયા હોઇએ અથવા તો પરગામ સગાંસ્નેહીને ત્યાં ગયા હોઇએ તો અમારે ખૂબ ધ્યાન રાખવું પડે છે. કોઈ પણ રેઢી ઘડિયાળ નજરે દીઠી કે થઇ રહ્યું! એ તો ઉપાડી જ છે. છાનીમાની ઉપાડીને કરે પોતાની ટ્રંક ભેગી!"

ગૃહપતિ: "ઓહો! ત્યારે તો એણે ઘણી ઘડિયાળો ભેગી કરી હશે!"

ભીમજીભાઇ: "ના. ઘડિયાળો ભેગી કરવી અને સંઘરવી તેવો શોખ નથી."

ગૃહપતિ: "ત્યારે?"

ભીમજીભાઇ: "જ્યારે પણ અવકાશ મળે ત્યારે ઘડિયાળને ઉઘાડે છે, અને પછી તોડી ફોડી તેના સંચેસંચા નોખનોખા કરી નાખે છે. વખતસર જો અમને ખબર પડી જાય તો તો ઘડિયાળ બચે; નહિતર ભૂકેભૂકા!"

ગૃહપતિ: "ઘડીયાળને તોડી નાખ્યા પછી પાછી હતી તેમ ને તેમ ગોઠવવાનો પ્રયત્ન કરે છે કે?"

ભીમજીભાઇ: "ના, એવું કશું દેખાતું નથી. એ તો તોડી નાખવામાં જ મજા માણે છે."

ગૃહપતિ: "તમે તેને પોતાની હોય તેવી ઘડિયાળ અપાવી છે કે?"

ભીમજીભાઇ: "અરે સાહેબ, એક નહિ અનેક. પણ બને છે એવું કે કોઇ બીજાની ઘડિયાળ ન મળે તો એ પોતાની પણ તોડી નાખે છે. તેને પૂછીએ કે તેણે શા માટે તોડી? તો કહેશે કે સહેજ બંધ પડી ગઇ હતી તે સરખી કરવા જતાં તૂટી ગઇ. આવી રીતે એણે આજ દિન સુધીમાં દસ બાર ઘડિયાળો તોડી નાખી હશે."

ગૃહપતિઃ "સમજ્યો. આ ટેવ જરા વધારે મૂંઝવે તેવી છે. હવે કંઈ વિશેષ એમના સંબંધમાં કહેવાનું રહે છે ?"

ભીમજીભાઈઃ "ખાસ કશું રહેતું નથી. પણ આટલી કુટેવો સુધરી જાય તો મને લાગે છે કે તેનું ચારિત્ર્ય સુધરી જાય."

ગૃહપતિઃ "મારાથી બનતા બધા પ્રયત્નો કરવા હું ચૂકીશ નહિ. પરિણામ તો ઇશ્વરના હાથમાં."

ભીમજીભાઈઃ "પણ મારે આપને એ કહી દેવું જ જોઈએ કે હર્ષદને અહીં મૂકવાનો મારો હેતુ તેની ચારિત્ર્યસુધારણાનો છે. એ ભણે ન ભણે તેની મને બહુ ચિંતા નહિ રહે; તેની આવી કુટેવો જાય એ જ મારે મન મોટું ભણતર છે."

ગૃહપતિઃ "હું પણ એમ જ માનું છું."

: ૨ :

ભીમજીભાઈ તો આવ્યા તે જ રાત્રે પાછા ચાલ્યા ગએલા. સંસ્થા શરૂ થવાને પૂરું અઠવાડિયું પણ નથી થયું, ત્યાં તો હર્ષદની ખૂમો આવવા લાગી. એક વિદ્યાર્થી કહે કે પોતાના ગજવામાંથી પૈસા ઉઠાવતો હર્ષદને તેણે નજરોનજર જોયો છે; બીજો કહે કે હર્ષદ પાસે ચશ્માંનું જે ઘરું હતું તે એનું પોતાનું જ હતું તેની તેને ખાત્રી હતી. હર્ષદ પાસેથી તેણે માગ્યું. હર્ષદે તે પાછું પણ આપ્યું. પણ ઘરું બીલકુલ તૂટી ગએલું. ત્રીજો કહે કે તેની નવી ને નવી ઘડિયાળ ચોરાઇ ગએલી તે ત્રણ દિવસ પછી હર્ષદના કબાટમાંથી ભાંગી ગએલી હાથ લાગી.

હર્ષદ સંબંધેની આવી ફરિયાદોની ગૃહપતિને ચિંતા ન હતી જેટલી હર્ષદને વિદ્યાર્થીઓ ચીડવે તેની ચિંતા હતી. વિદ્યાર્થીઓની અંદર ચણભણ ચણભણ વાનો શરૂ થઇ ગઇ હતી. હર્ષદ તરફ સૌ કોઇ શંકાની નજરથી જોવા માંડ્યા હતા. હાલતાં ચાલતાં કેટલાક વિદ્યાર્થીઓ તેના તરફ આંગળી ચીંધાડતા હતા, અને કેટલાક અડપલા છોકરાઓ તો તેની પાસે થઇને પસાર થતાં ઘડિયાળ ચોર કહીને ચીડવવાનો પ્રયત્ન પણ કરતા હતા. હર્ષદને આ બધું નવું નવું લાગતું. અત્યાર સુધી તેને કોઇએ આવી રીતે ચીડવ્યો ન હતો. વળી તે એક અમલદારનો દીકરો હતો તેથી પણ કેટલીએક ટીકામાંથી બચી ગએલો. માબાપને તેની રીતભાતથી દુઃખ થતું પણ એકનો એક લાડકો દીકરો તેથી તે ચીડાય કે દુઃખી થાય તેવું કશું કહેતાં નહિ. બહારની

જે કંઇ ફરિયાદો આવતી તે પણ અમલદાર હોઇને સૌમ્ય સ્વરૂપમ આવતી અને બીજા લોકો આગળ તો હર્ષદને કોઇ પણ કુટેવ વિનાનો દેખાડવામાં તેઓ પ્રતિષ્ઠા સમજતાં. અહીં છાત્રાલયમાં આ સ્થિતિ નહોતી અહીં તો અનેક પ્રકારના વિદ્યાર્થીઓ એકઠા થએલા. અહીં હર્ષદ અમલદારને દીકરો હતો તેની કોઇને ખબર પણ ન હતી. અહીં માબાપની ખોટી છાય પણ ન હતી. અહીં તો હર્ષદ માટેનું વાતાવરણ ઘણું ઉગ્ર બની જાય અને જતે દિવસે તેને માટે અસહ્ય થઇ જાય તેવું હતું. આવા વાતાવરણમાં હર્ષદ થોડા જ દિવસોમાં ગભરાવા લાગ્યો. તેને વારંવાર પોતાનું અપમાન થતું જણાવા લાગ્યું. બધા વિદ્યાર્થીઓ જાણે કે તેને ચીડવવાનો ધંધો જ લઇ બેઠા હોય તેમ જણાવા લાગ્યું. આવી બધી ફરિયાદો લઇને તે ગૃહપતિ પાસે દોડી જવા લાગ્યો, પણ જ્યાં પોતે ભૂલ કરી હોય ત્યાં ગૃહપતિ તેને મદદ પણ શી કરે ?

ગૃહપતિની મૂંઝવણ વધતી જતી હતી. હર્ષદના પ્રશ્નનો નિકાલ તુરત જ થઇ નહિ જાય તો તેને છાત્રાલયમાંથી રજા પણ આપવી પડે. અને તેને તે ગમતું ન હતું. પોતે પોતાના મનમાં હર્ષદ સંબંધે કંઇક નક્કી કરી નાખ્યું હતું. હર્ષદની મૂંઝવણમાં પણ વધારો થતો જતો સ્પષ્ટ દેખાતો હતો

: ૩ :

હર્ષદના કોયડાનો વિચાર કરતા આજે ગૃહપતિ બેઠા છે. બીજા આ દિવસ વીતી ગયા છે અને હર્ષદને સંસ્થામાં રહ્યે પંદર દિવસ થયા છે. હવે તો કંઇક શરૂ કરવું જ જોઇએ એમ તેમના મનમાં થયા કરે છે. એ એકાંતમાં એકલા બેઠા હતા. નીચે પ્રમાણેના વિચારો તેમના મનમાંથી પસાર થતા હતા.

"હર્ષદને ચોરીની ટેવ છે. ચોરીઓ પણ જુદી જુદી જાતની. એ પૈસા ચોરે છે; એ ચશ્માંનાં ઘરાં ચોરે છે. આ બધી જ ચોરીઓ; છે પણ તેના પ્રકારો ભિન્ન છે. એની ચોરીઓ કરવાની પાછળનાં પ્રેરક કારણો પણ ભિન્નભિન્ન છે. એના મૂળમાં જઇને એનાં કારણો પકડી પાડ્યાં હોય અને પછી એ કારણો જડમૂળથી ઉખેડી નાખીએ એટલે તેનો ચોરીનો ધંધો કદાચ બંધ થઇ જાય. કદાચ શા માટે ? કારણની નાશની સાથે જ રોગનો નાશ નિર્માયો છે. રોગનું મૂળ જામો એટલે રોગ ગયો સમજવો.

"એ પૈસા ચોરે છે ! ચોરીને ગમે તે જાતની બજાર ચીજ ખાય પીએ

છે. ગમે તે ચીજ વસ્તુ મોઢામાં નાખવી એવી બુરી ટેવ તો તેને નથી જ. પણ ભીમજીભાઇ કહે છે કે છેક બચપણમાં તેને તેમ કરતો અટકાવવાના પ્રયત્નો કરવામાં આવેલા. જબરદસ્તીથી તેને બજારૂ ચીજો ખાવામાંથી રોકવામાં આવતો, અને ગમે તે કરે તો પણ તેને પાઇ પણ ન મળતી. ભીમજીભાઇની આ હકીકત છે. ત્યારે તેની ખોટી સાચી પણ ઇચ્છાનો ખોટી પદ્ધતિથી અવરોધ કર્યો તેનું એ સાટું વાળતો હશે ? માબાપે નાનપણમાં ન આપ્યું અને ન આપવા માટે ખૂબ દબાવ્યો એટલા માટે આજે તે પોતાની મેળાએ જ બીજાનું લેતો હશે ! એની ચોરીઓ મામુલી હોય છે અને એનો ઉપયોગ પણ ચોક્કસ છે. એ પાઇ સંઘરતો નથી કે કોઇને આપતો નથી. ત્યારે તો નાનપણના ખોટી રીતના દબાણનું આ પરિણામ હશે ? ભીમજીભાઇએ બજારૂ ચીજો નહિ ખાવા દેવા માટે બીજી કોઇ રીત અજમાવી હોત તો કદાચ આવું પરિણામ ન આવત. પણ હવે શું થાય ? હવે એ કારણને દૂર કરવા માટે બીજી કોઇ રીતને ઓછો અવકાશ રહે છે. એક બે વાત કરીએ. હાલ તુરત માટે એને બજારમાંથી જે કંઇ ખાવું પીવું હોય તેની છૂટ; માત્ર ખાધા પીધા પછી એ મને કહી જાય. બીજું એ માટે તેને જેટલા પૈસા જોઇએ તેટલા વગર પૂછે આપવા. ઠીક ત્યારે એમ કરવા દે. પરિણામ જોયા પછી આગળ વિચાર કરશું.

"એ ચશ્માંનાં ઘરાં ચોરે છે. ઘરાંને ફેંકી નથી દેતો, નાખી પણ નથી દેતો. તેને વેચીને પૈસા કરતો હોય તેમ પણ નથી. પણ ઘરાંને ખૂબ બંધ ઉઘાડ કર્યા કરે છે અને તેથી ઘરાં બગડી જાય છે. ક્યારેક તૂટી પણ જાય છે. ખાલી ઘરાં વધારે ભાંગે છે. ઘરાં સાથે ચશ્માં જો મળી ગયાં તો ઘરાંની આવરદા વધે છે ! ચશ્માંને પોતાની આંખો ઉપર ચડાવી શોખથી મોટા માણસની જેમ ફરતાં ભીમજીભાઇએ તેને અનેક વખત જોયો છે. ચશ્માં પહેરે છે ત્યારે એને મજા ખૂબ આવે છે એમ તેમનું કહેવું છે. ત્યારે એ ચશ્માં ચોરતો હશે તેની પાછળ તેની આંખોની નબળાઇ તો કારણભૂત નહિ હોય કે ? હોય પણ ખરી. ભીમજીભાઇ એમ તો કહેતા જ હતા કે ડૉક્ટરને તેની આંખોના સંબંધમાં સહેજ શંકા તો પડેલી. ચશ્માં પણ વેચ્યાં હોય કે જાણી બૂઝીને તોડ્યાં હોય તેવો દાખલો નથી. ત્યારે આમ કેમ હશે ? નવું માનસશાસ્ત્ર તો એમ પણ કહે છે કે આંખો નબળી હોય અને ચશ્માં ન મળ્યાં હોય તો ફાંફાં મારતો અને કંઇક શોધનો માણસ ચોરી કરવા સુધી પણ જાય છે. એ બહુ ઉંડા વિચારને જવા દઇએ અને

તેની ચોરીઓ માટે આવાં કારણોની શોધ ન કરીએ તો પણ ચશ્માંની જરૂર – સાચી જ જરૂર તેની પાસે આમ કરાવતી હોય તેમ કાં ન બને? બીજાં ઉંડા કારણોની શોધને પાછળ રાખીને હમણાં તો તેની આંખો તપાસરાવું. જો એમ જ હશે તો તેની આંખો બગડતી બચાવી શકાશે અને તેના રોગનું પણ નિવારણ થઇ શકશે.

" એ ઘડિયાળો ચોરે છે. ઘડિયાળોને પણ વેચી નથી દેતો; નાખી નથી દેતો; સંતાડી નથી રાખતો; વાપરતો પણ નથી. ભાંગી નાખે છે. ભાંગીને પાછી સરખી રીતે સંચાઓની ગોઠવણ કરવામાં વખત નથી ગાળતો. ભાંગી જ નાખે છે અને સચેસંચાને નોખનોખા કરી નાખે છે. ઘડિયાળોને સંઘરવાનો શોખ હોય તેમ પણ નથી. એકેય ઘડિયાળ સાજી સારી તેણે પોતાની પાસે નથી રાખી. વળી પારકી ઘડિયાળો ઉપર ઘડિયાળ સમી કરવાનો એ પ્રયોગ કરે છે તેવું પણ નથી દેખાતું. ભીમજીભાઈ જ કહેતા હતા કે તેમણે પોતે તેને અનેક ઘડિયાળો અપાવી છે અને તે બધીયે તેણે તોડી નાખી છે. પોતાની હો કે પારકી, તેને ઘડિયાળ તોડી નાખવાનો અને અંદરના સંચાને વીંખવાનો ખૂબ શોખ જણાય છે. ત્યારે તે કંઇક શોધે છે તેમ નહિ હોય? આ નિર્જીવ ઘડિયાળ ચાલે છે એ તેને મન કૌતુક હશે? ઘડિયાળ જેવી વસ્તુમાં આવો જીવ ક્યાંથી? તેને મન એ એક કોયડો હોવો જોઇએ. સંચાને નોખનોખા કરી નાખવા છતાં તેને કશો ઉકેલ હાથ લાગતો નથી અને ઘડિયાળની સજીવતાનું રહસ્ય તેને જડતું નથી તેથી જેટલી ઘડિયાળો હાથ આવે તેટલી બધીયને તે ભાંગી નાખે છે.

" માનસશાસ્ત્રના એક પ્રખર વૈજ્ઞાનિકે એક ઠેકાણે એવું કહ્યું છે કે, ઘડિયાળની આવી ચોરીઓ અને ભાંગતોડના મૂળમાં જાતીય વિકૃતિ પડેલી હોય છે. કોણ જાણે! પણ એ દિશામાંયે પ્રામાણિક અને શુદ્ધ પ્રયત્ન કરવો એ ખોટું નથી. હર્ષદની ઉંમર પણ એ રીતે નાની નહિ કહી શકાય. કંઇ નહિ તો તેને સત્ય જ્ઞાન મળી જશે તોયે વાંધો નથી. ચાલો ત્યારે, ઉપાયો નક્કી થઇ ચૂક્યા. હવે તેના પ્રયોગો શરૂ કરું. "

વિચાર કરતાં તો ગૃહપતિના ત્રણેક કલાક ચાલ્યા ગયા. તેમાં કેટલુંક અગત્યનું કામ પણ વગર આટોપવું રહી ગયું. પણ ત્રણ કલાકના વિચારને અંતે તેને કંઇક શાતા વળી હોય તેમ જણાયું. તેના મ્હોં ઉપરથી ચિંતાનો ભાર ઓછો થયો હોય તેમ દેખાતું હતું; અને હર્ષદના સંબંધમાં કંઇક આશાવાન બનેલ હોઇ પ્રસન્ન દેખાતા હતા.

: ૪ :

રાત પડવા આવી છે. હમણાં જ બધા વિદ્યાર્થીઓ જમી ઉઠ્યા છે અને પોતાની ચીજ વસ્તુઓની ગોઠવણીમાં પડ્યા છે. ગૃહપતિ પોતાના ઘરની ઓશરીમાં આંટા મારે છે. પોતે હજી જમ્યા નથી. હર્ષદની તેમને રાહ છે. હર્ષદ કહી ગયો છે કે બધા વિદ્યાર્થીઓ જમવા બેઠા હશે એટલામાં તો તે પાછો ફરશે. હર્ષદનો હજી પત્તો નથી તેથી ગૃહપતિને સહેજ ચિંતા થાય છે. હર્ષદ એમ પણ કહી ગયો છે કે નાસ્તાથી તેનું પેટ નહિ ભરાય તો પોતે ગૃહપતિને ઘેર જમશે. મોડું થવા છતાં ગૃહપતિ જમવા નથી બેઠા તેનું આ પણ કારણ છે. શહેરમાં ફરતાં ફરતાં કંઇ આડેઅવળે ચડી તો નહિ ગયો હોય એવો તર્ક પણ ગૃહપતિના મનમાંથી પસાર થઇ જાય છે. ત્યાં તો હર્ષદનાં પગલાં સંભળાયાં. ગૃહપતિ ઓશરીના પગથિયા આગળ ઉભા રહી ગયા. હર્ષદ પગથિયાં ચડી ગૃહપતિની છેક જ પાસે આવી ઉભો રહ્યો.

ગૃહપતિ: "કેમ હર્ષદ, બહુ વાર લાગી !"

હર્ષદ: "આજે તો સાહેબ, બહુ ભારે થઇ."

ગૃહપતિ: "શું વળી ?"

હર્ષદ: "મનગમતો નાસ્તો શોધવા માટે દસ બાર દુકાને આથડ્યો પણ કોઈ ઠેકાણેથી લેવાનું મન જ થાય નહિ."

ગૃહપતિ: "કેમ ? તારે તો ભજીયાં ને જલેબી ખાવી હતી ને ?"

હર્ષદ: "હા. પણ ભજીયું ચાખું એટલે કાચું અને ખોરૂં લાગે, અને જલેબીથી મોળો જીવ જ થાય ! આપણે તે દિવસે ઘેર જે ભજીયાં ખાધાં હતાં અને બોર્ડિંગમાં બીજબાની વખતે જે જલેબી ખાધી હતી તે ખાધા પછી હવે બજારૂ ચીજ મને ખાવી ગમતી જ નથી."

ગૃહપતિ: "ત્યારે પછી કર્યું શું ? કંઇ ખાધું કે ભૂખ્યો પાછો આવ્યો ?"

હર્ષદ: "ખાવાનું ગમે જ નહિ પછી શું ખાઉં ? લો, આ બધા પૈસા પાછા. અને હવે તો આવી રખડપટ્ટી કરવા જવા ઇરાદો જ નથી. રખડી રખડીને થાકી ગયો ! આના કરતાં તો જ્યારે પણ આવું કંઇક ખાવાની ઇચ્છા થશે ત્યારે હું તો તમને જ કહેવાનો. બોર્ડિંગમાં નહિ બની શકે તો પછી તમારે ઘેર."

ગૃહપતિ: "ઘણી જ ખુશીથી. આજે જ આપણે ત્યાં ભજ્યાંનું પ્રોગ્રામ છે અને હું તારી રાહ જોઇને જ ઉભો છું; અને જલેબીનું પ્રોગ્રામ તું કહીશ ત્યારે આપણે રાખશું."

ગૃહપતિ અને હર્ષદ સાથે જ જમવા બેઠા. જમતાં જમતાં બન્ને જણાએ ખૂબ ખૂબ વાતો કરી. હર્ષદે કબુલ કર્યું કે બહારની ગમે તે ચીજ ખાવામાં શરીરને નુકશાન જ છે. ગૃહપતિએ ગમે ત્યારે પૈસા માગવાની છુટ આપી તો તેના બદલામાં તેણે ઓછામાં ઓછા પૈસા વાપરવા જોઇએ તેમ તેને લાગે છે તે પણ જણાવ્યું. હર્ષદના સરળ સ્વભાવની આ તકનો લાભ લઇને ગૃહપતિએ પણ તેને યોગ્ય માર્ગદર્શન કરાવ્યું. હર્ષદે તે જ વખતે ગૃહપતિને વચન આપ્યું કે ભવિષ્યમાં પોતાના મનમાં જે કંઇ વિચારો આવશે તે વગર સંકોચે પોતે પ્રગટ કરશે અને ગૃહપતિની સલાહ પ્રમાણે વર્તશે. જમીને મોડી રાત સુધી બંને જણાએ ખૂબ વાતો કરી. હર્ષદ ગૃહપતિની ઘણો નજીક આવ્યો તેવી લાગણી ગૃહપતિને થઇ. હર્ષદની ચોરીનો રોગ નાબૂદ થઇ જવાનો તેવી પણ તેને ખાત્રી થઇ.

: ૫ :

બપોરના ભોજનનો સમય થઇ ગયો છે. બધા વિદ્યાર્થીઓ જમવા માટે ભોજનશાળા તરફ જઇ રહ્યા છે. ગૃહપતિ ચારેકોર ફરીને વિદ્યાર્થીઓની સ્વચ્છતા ઉપર ધ્યાન ખેંચી રહ્યા છે અને વખતસર ભોજનશાળામાં પહોંચી જવા માટે નાના વિદ્યાર્થીઓને સમજાવી રહ્યા છે. ફરતાં ફરતાં ગૃહપતિની નજર એક ખૂણામાં બેઠેલા હર્ષદ તરફ પડે છે. ગૃહપતિ હર્ષદ પાસે જઇને ઉભા રહે છે.

ગૃહપતિ: "હર્ષદ, હજી અહીં કેમ બેઠો છે? બધા જમવા માટે ભોજનશાળામાં પણ પહોંચી ગયા."

હર્ષદ (ચોપડીમાંથી માથું ઉંચું કર્યા વિના): "આ વાર્તામાં ખૂબ રસ આવ્યો છે. આ છેલ્લું પ્રકરણ પૂરું કરીને હમણાં જ જાઉં છું."

ગૃહપતિ: "પણ ત્યાં અડધું પડધું જમાઇ પણ રહેશે. તેં પાછળ જમવાનો પાસ નાખ્યો છે?"

હર્ષદ: "ના; એ તો ભૂલી જ ગયો! લ્યો ત્યારે જમી આવું."

[અનિચ્છાએ પુસ્તક બંધ કરતો હોય તેમ
પુસ્તકને નીચે મૂકી ઉભો થાય છે.]

ગૃહપતિઃ "હર્ષદ, તું બહુ વાંચ વાંચ કરીશ તો પછી તારી આંખો વધારે બગડશે તે ધ્યાનમાં છે કે?"

હર્ષદઃ "પણ હવે ક્યાં વાંધો છે? હવે તો ચશ્માં લઈ લીધાં છે એટલે વધારે આંખ નહિ બગડે. અને છતાં કંઇ થશે તો આ છે એથી વધારે નંબરનાં ચશ્માં લેવાનાં એટલું જ કે કંઇ બીજું?"

ગૃહપતિઃ "પણ ડાક્ટરે શું કહ્યું છે તે યાદ નથી? તારે આંખોને ખૂબ ઓછી તસ્દી આપવાની છે. તારી આંખો ધ્યાન નહિ રાખવાથી જ ખૂબ બગડેલી છે."

હર્ષદઃ "હવેથી બહુ નહિ વાંચું. બસ?" (ભોજનશાળા તરફ જવા માંડે છે.)

ગૃહપતિઃ "રોજ કેટલા કલાક વાંચે છે?"

હર્ષદઃ "સાતથી આઠ કલાક થતા હશે."

ગૃહપતિઃ "અરરર! એ તો બહુ કહેવાય?"

હર્ષદઃ "પણ શું કરું? તોયે સંતોષ થતો નથી. આ ચશ્માં લીધાં પછી મને તો સાહેબ, વાંચવા સિવાય કશું ગમતું જ નથી."

હર્ષદ ભોજનશાળામાં જાય છે અને ગૃહપતિ પોતાના ઘર તરફ વળે છે. હર્ષદને ચશ્માં અપાવ્યા પછી રાત દિવસ વાંચવા સિવાય બીજું કશું તે કરતો જ નથી. તેના સંબંધીની ખૂમો તો છેક જ ઓછી થઇ ગઇ છે. વાંચવામાંથી નવરો પડતો નથી તેથી બીજા વિચારો પણ ઓછા કરતો જણાય છે. ગૃહપતિ મનમાં ખૂબ સંતોષાયા છે.

: ૬ :

આજે તો ગૃહપતિએ હર્ષદને રાત્રે દસ વાગે બોલાવ્યો છે. હર્ષદના મનમાં શંકા હતી કે ગૃહપતિ હવેથી રાત્રે વાંચવાની બીલકુલ બંધી કરવાના છે. તે મનમાં એણે પણ વિચારી રહ્યો હતો કે ગમે તે ઉપાયે દસ વાગ્યા સુધી વાંચવાની રજા તો મેળવવી જ. આ બાબત પોતે ગૃહપતિને સમજાવી શકશે તેવી પણ તેને ખાત્રી હતી. આવા વિચાર કરતો કરતો તે ગૃહપતિના ઘરનાં પગથિયાં ચડ્યો. ગૃહપતિના ઘરમાં તમામ સૂઇ ગયાં હતાં. માત્ર પોતે એકલા જ ઓશરીમાં ખાટ ઉપર ધીમે હીચકે હીંચકતા બેઠા હતા.

ગૃહપતિઃ "આવ હર્ષદ, હું તારી જ રાહ જોતો હતો. બરાબર વખતસર આવ્યો. મને ભય હતો કે જો વાંચવામાં ચડી જઇશ તો જરૂર

મોડો થઈશ અને મારે ત્યાં આવવું પડશે."

હર્ષદ: "વાંચવામાં મોડું કેમ કરું? રોજ દસ વાગ્યા સુધી વાંચવા દેવાની રજા તમારી પાસેથી મેળવવાનો છું, માટે તો બરાબર નિયમિત આવ્યો છું."

ગૃહપતિ: "એ તો તને મળશે. પણ આજે તો તને મેં એક ગંભીર વાત કરવા બોલાવ્યો છે."

હર્ષદ: "ગંભીર વાત? મેં કશી જ કલ્પના કરી નથી. જલદી કહો, મારા મનમાં કંઈ કંઈ થાય છે."

ગૃહપતિ: "તારો કંઈ ગુન્હો નથી કહેવાનો! નિરાંતે બેસ. પછી કહું."

હર્ષદ: "લો, કહો." (હર્ષદ સામેની ખુરશી ઉપર બેસે છે.)

ગૃહપતિ: "તને ખબર છે હર્ષદ કે હું, તું અને આપણે બધા મનુષ્યો દુનિયામાં કયાંથી આવ્યા?"

હર્ષદ સહેજ શરમાતો હોય તેમ જણાય છે. મ્હોં નીચું કરે છે. કશું બોલતો નથી છતાં કંઈક કહેવા ઈંતેજાર હોય તેવા હાથ પગના ચાળા કરે છે.

ગૃહપતિ: "કહે ને હર્ષદ, તું જે કંઈ જાણતો હોય તે કહે. આપણે બધા કયાંથી આવ્યા હોઈશું? તને ખબર ન હોય તો ના કહે."

હર્ષદ: (મ્હોં નીચું રાખતો) "મને બરાબર ખબર તો નથી. પરંતુ હું નાનો હતો ત્યારે બા કહેતી કે મને કોઈ આવીને બાને સોંપી ગયું હતું અને નાના ભાઈને કાકાએ રંગુનથી પારસલમાં મોકલ્યો હતો."

ગૃહપતિ: "હર્ષદ, તું એ સાચું માને છે?"

હર્ષદ: "એ સાચું માનવામાં આવતું નથી. પણ મારા જેવડા ઘણા જણને મેં પૂછ્યું છે અને કોઈ મને ગળે ઉતરે તેવું સાચું કહેતું જ નથી."

ગૃહપતિ: "ત્યારે હું તને કહું?"

હર્ષદ: "તો તો મને એટલો બધો આનંદ થાય કે તેની સીમા જ ન રહે."

ગૃહપતિ: "તને એ જાણવાની ઈચ્છા છે?"

હર્ષદ: "એ ઈચ્છા કેટલી છે તે તમને કેમ કરીને સમજાવું? એ જાણવા માટે તો મેં આજદિન સુધી કેટલાયે ફાંફાં માર્યાં છે. આ રોજ ચોપડીઓ ઉપર ચોપડીઓ વાંચ્યા કરું છું, તે તેમાંથી પણ કંઈક જાણવા

મળે તેવી પણ જીજ્ઞાસા ખરી. તે જાણવા માટે પુસ્તકોની પણ શોધ કરું છું, પણ મને તેવું કશું વાંચવા મળતું જ નથી."

ગૃહપતિઃ "તો પછી મને કેમ પૂછતો નથી?"

હર્ષદઃ "એ વાત કોઇને પૂછાય ખરી? એક વાર નાનપણમાં કાકાને પૂછી હતી ને જવાબમાં તમાચા અને ગાળો મળેલી. તમને તો કેમ જ પૂછાય?"

ગૃહપતિઃ "ત્યારે તો હું તને વગર પૂછયે કહેવા આવ્યો છું."

હર્ષદઃ "તો હવે ઝટ કહો ને. મને જાણવાની ખૂબ ઈંતેજારી છે."

ગૃહપતિઃ "તો પછી તને કહી જ દઉં. હું તું અને બધા માણસો દરેક આપણી માતાના ઉદરમાંથી આવ્યા છીએ."

હર્ષદ સહેજ ચમકયો હોય તેમ જણાયું. પણ તેના મ્હોં ઉપર સંતોષ ફેલાયો છે તેમ પણ જોઇ શકાય તેમ હતું. તેણે ધીમે રહીને પોતાનું મ્હોં ઉંચું કર્યું અને ગૃહપતિના મ્હોં સામું જોઇ રહ્યો. તે ગંભીર હતો.

હર્ષદઃ "ત્યારે શું, આ તમે કહો છો તે વાત સાચી છે?"

ગૃહપતિઃ "હા, તે જ વાત સાચી છે."

હર્ષદઃ "મારા એક જૂના ભાઇબંધ મોહનાએ આવું જ કંઇક કહ્યું હતું, પણ તેમાં અડધું તો હું સમજ્યો ન હતો અને મેં માન્યું ન હતું. ત્યારે આપણે બધા આપણી માતાના પેટમાંથી આવ્યા છીએ?"

ગૃહપતિઃ "જરૂર. તેમ જ છે."

હર્ષદઃ "તો પછી સાહેબ, એ કેમ બન્યું હશે તે પણ સમજાવો ને?"

ગૃહપતિઃ "એ પણ તને બરાબર સમજાવવાનો છું. આવતી કાલથી રોજ અત્યારે અડધો અડધો કલાક આવતો રહેજે એટલે ચાર પાંચ દિવસમાં હું તને બધું સમજાવી દઇશ. અત્યારે તો જરા મોડું થયું છે માટે સૂઈ જઇએ."

હર્ષદઃ "પણ જરૂર કહેશો ને સાહેબ?"

ગૃહપતિઃ "તને ન કહું તેમ બને જ કેમ? જરૂર, તને બધુંયે સમજાવી દઇશ."

હર્ષદ તે રાત્રે તો ગયો. પછીથી રોજ તે ગૃહપતિને ઘેર આવતો અને ગૃહપતિ શરીરરચનાથી માંડીને પ્રજોત્પત્તિ સુધીની વાતો સાદી અને સરળ ભાષામાં હર્ષદને સમજાવતા. જેમ જેમ હર્ષદ સાથેની વાતો વધતી ચાલી તેમ તેમ ગૃહપતિને ખાત્રી થવા લાગી કે તેને તેવા સત્ય જ્ઞાનની

અત્યંત જરૂર હતી. તેના જ્ઞાનના અભાવે અને ખોટા જ્ઞાનના પરિણામે તે કેટકેટલા ભયંકર અને નુકશાનકારક વિચારો સેવતો થઇ ગએલો. ગૃહપતિ સાથેની વાતચીતે તેનામાં જીજ્ઞાસા, તૃપ્તિ અને સંતોષ પ્રગટાવ્યાં.

કહેવાની જરૂર નથી કે હર્ષદના સમગ્ર ચારિત્ર્યમાં ભારે મહત્ત્વના ફેરફારો થઇ રહ્યા હતા.

હરભાઈ.

## નવો છાત્ર

**નોંધ:** ભાઇ મૂળશંકર શ્રીદક્ષિણામૂર્તિ ગૃહના ગૃહપતિ છે. ગૃહપતિજીનું કામ તેમણે હોંશ અને રસથી હાથ ધરેલું છે. પોતે જુવાન છે, વિદ્યાર્થીપ્રેમી છે. તેમને જે જે વિદ્યાર્થીઓ સોંપવામાં આવ્યા છે તેમનો અભ્યાસ કરી પોતાની રીતે તેઓ જે ઉકેલ લાવી શકે તેનો અનુભવ તે ભાઇએ અમને લખી આપ્યો છે. કોઇ પણ છાત્રાલયનો કોઇ પણ ગૃહપતિભાઇ પોતાના વિદ્યાર્થીઓનો બારીકાઈથી અભ્યાસ કરે તે અત્યંત આવશ્યક છે. એવો અભ્યાસ અપૂર્ણ ભલે હોય, એકપક્ષી પણ ભલે હોય, પણ તે અત્યંત ઉપયોગી છે. તેવા અભ્યાસમાંથી જ આપણે યોગ્ય માર્ગનું નિર્માણ કરી શકવાના છીએ. ભાઇ મૂળશંકરનો આ અભ્યાસ હરેક ભાઇને તેવા અભ્યાસ તરફ પ્રેરે તેવી આશાથી તે અહીં છાપ્યો છે. તંત્રી.

* * *

જેમ ગમે તેવા સ્વભાવના માણસની નિદ્રાવસ્થા એ તેની નિર્દોષમાં નિર્દોષ અવસ્થા છે, તેવી જ રીતે ગમે તે સ્વભાવના વિદ્યાર્થીનો છાત્રાલયમાં પ્રવેશકાળ એ તેની સૌથી વધારે નિર્દોષ અવસ્થા હોય છે.

એ નિર્દોષતામાં આપણને મુગ્ધતાનું દર્શન થાય છે. મુગ્ધાવસ્થા એ બધી વખતે ઇષ્ટ ન હોય તો પણ એક મનોહારી અને દર્શનીય અવસ્થા છે.

શાળા કરતાં પણ છાત્રાલય એ આવા નવા દાખલ થતા વિદ્યાર્થીઓના અભ્યાસ માટે બહુ જ વિશાળ ક્ષેત્ર છે. શાળા એ અમુક મર્યાદિત સમય માટે છે, એટલે શાળામાં દાખલ થતા વિદ્યાર્થીને અમુક કલાકો પહેલાં કે પછી આ દીવાલોમાંથી આપણે બહાર જવાના છીએ એ ખ્યાલ જાણ્યે અજાણ્યે રહે છે, જ્યારે છાત્રાલયમાંથી બહાર જવાની મર્યાદા બહુ લાંબી-અમુક મહિનાઓની હોય છે, એટલે છાત્રાલયને એને ઘર માનવાનું હોય છે.

વિદ્યાર્થી દાખલ થાય ત્યારે તેની માનસિક સ્થિતિ કેવી હોય છે એ જાણવું એ એક બહુ જ રસિક વિષય છે.

સૌથી પહેલી વાત આપણા મનમાં સહેજે એ આવે છે અને આવવી જોઇએ કે એ વિદ્યાર્થી પોતાનું ઘર છોડીને અહીં આવ્યો છે. છાત્રાલયને ઘર બનાવવાના અતિ પ્રયત્ન છતાં છાત્રાલય ને ઘરનો ભેદ જ્યાં સુધી દુનિયા પર પ્રેમ જેવી પવિત્ર વસ્તુ છે ત્યાં સુધી થોડા ઘણા અંશે રહેવાનો જ. દાખલ થએલ વિદ્યાર્થીઓમાંથી બધા જ કાંઇ ઘરનો વિયોગ સહન કરીને નથી આવતા હોતા. કેટલાક ઘરમાંથી છૂટીને પણ આવે છે; કેટલાક માતાની હૂંફાળ ગોદમાંથી ફક્ત અભ્યાસ માટેના પહેલા બાપના અને પછી માના આગ્રહથી આવે છે. અને આ રીતે કોઇ અગમ્ય પ્રદેશમાં 'અભ્યાસ' જેવી કોઇ ચીજ માટે જવું પડે છે એ ખ્યાલ બહુ જ બિહામણી રીતે–આઘાત પહોંચાડે તે રીતે–એ વિદ્યાર્થી પાસે આવે છે. ઘણી વાર વિદ્યાર્થીનું મન આ આઘાતને ઓછો કરવા માટે પોતાનામાં રહેલી કુતૂહલ વૃત્તિની મદદ લે છે, અને મનના ઉંડાણમાં પણ એમ માનીને સંતોષ લે છે કે "ચાલો, ત્યાં શું છે તે તો જોવાશે!"

આ એક જાતના વિદ્યાર્થી. બીજા આગળ કહ્યું તેમ ઘરમાંથી છૂટીને આવેલા વિદ્યાર્થી.

પહેલી જાતના વિદ્યાર્થીમાં જેમ ભય અને કુતૂહલ હોય છે તેમ બીજી જાતના વિદ્યાર્થીમાં આનંદ અને કુતૂહલ હોય છે. આ વર્ગ તરફ ગૃહપતિનું ધ્યાન જલદી જવું જોઇએ. ઘરની પરિસ્થિતિને અંગે કે બહારની દુનિયા જોવાની તીવ્ર ઇચ્છાથી કે બીજા ગમે તે કારણથી ઘરનો પ્રેમ તેના હૃદયમાં જડ ઘાલીને બેઠો નથી હોતો. તેના સ્વભાવમાં પણ ઘરની મમતા ઓછી હોય એમ બને. આવા વિદ્યાર્થી કાં તો ભાગેડુ હોય છે કે કાં તો અતિભાવાળા હોય છે. આવા વિદ્યાર્થીઓ તરફ આટલા જ માટે ગૃહપતિનું ધ્યાન પહેલું ખેંચાવાની જરૂર છે.

એક ત્રીજો વર્ગ એવો પણ હોય છે કે ઘેર આર્થિક સ્થિતિને લીધે વધારે ભણવાની સગવડ ન હોવાથી બીજાની સ્કોલરશીપની મદદથી આવી સંસ્થાઓમાં અભ્યાસ કરવા આવે છે. આવા વિદ્યાર્થીઓમાં ગૃહપ્રેમની લાગણી ઓછી વત્તી હોય, પણ અભ્યાસ કરવો જોઇએ અથવા તો મારે માટે તે અનિવાર્ય છે એ તો એને અંદરથી લાગી જ ગયું હોય છે; અને ઘર કરતાં અહીં અમુક સગવડો વધારે મળવાની છે એ ખ્યાલથી તેના મનમાં અમુક જાતનો સંતોષ અને કુતૂહલ એ ભાવો છાત્રાલયમાં દાખલ

થતી વખતે તેનામાં હોય છે.

છાત્રાલયમાં મુખ્યત્વે આ ત્રણ પ્રકારના વર્ગના વિદ્યાર્થીઓ હોય છે. આ ત્રણે વર્ગના વિદ્યાર્થીઓનો વિકાસ કઇ કઇ દિશામાં કઇ કઇ રીતે થાય છે એ આપણો અત્યારનો વિષય નથી. અત્યારે તો આ વિદ્યાર્થી જ્યારે દાખલ થાય ત્યારે તે વિદ્યાર્થીની મનોવૃત્તિ કઇ રીતે કામ કરે છે અને તેમાં ગૃહપતિએ શું જોવું આવશ્યક છે, તેનો જ વિચાર અહીં અપેક્ષિત છે.

આપણે જોયું કે નવા વિદ્યાર્થીઓમાં કુતૂહલની વૃત્તિ તો અચૂક હોય જ છે. દાખલ થતી વખતે વિદ્યાર્થીઓનું મન બહુ જ ઝડપથી કામ કરતું હોય છે. આસપાસની હવાને જાણે તે બધી ઇંદ્રિયોથી સ્પર્શે છે. ઝીણામાં ઝીણી વાત તેના મન ઉપર બહુ જ મોટા સ્વરૂપમાં આવે છે. આપણને બહુ જ સ્વાભાવિક લાગતી વસ્તુ તેને મન નવી જ છે. રોજના નિયમિત વાગતા ઘંટો તેના કાન ઉપર જોરથી અથડાય છે; તેની દૃષ્ટિ બધું બહુ જ બારીકીથી જુએ છે; તે ગૃહપતિનો બહુ જ સૂક્ષ્મ રીતે—અલબત્ત પોતાની શક્તિ પ્રમાણે અભ્યાસ કરે છે અને ગૃહપતિ ન જોઇ શકે તેવી રીતે ગૃહપતિને માપી લે છે; તે પોતાના મિત્રો શોધે છે, સગવડો શોધે છે. આવે કાળે સહાનુભૂતિનો એક શબ્દ તેના હૃદયને અદ્ભુત રીતે ઠારે છે.

નવી નવી મૈત્રી બાંધતા વિદ્યાર્થીઓને જોવા એ એક બહુ જ આલ્હાદક પ્રસંગ છે. તેમની વાતો, તેમની મિત્રતા સાધવા માટેની ક્રિયાઓ તદ્દન બાલિશ છતાં કેટલી રમણીય હોય છે! મનુષ્ય પોતાના હૃદયમાંથી પ્રેમનો તાંતણો કાપીને બીજાના પ્રેમતંતુ જોડે કેવી રીતે સાંધે છે! રોજનું દિનચર્યાનું ચક્ર તેને મન અતિશય જોરથી ફરતું દેખાય છે. તેનામાં રહેલી કુતૂહલ વૃત્તિને લીધે જ તે આ ચક્રમાં ઘસડાય છે.

દાખલ થતી વખતે વિદ્યાર્થીનો મૂળ સ્વભાવ પારખી શકાતો જ નથી કારણ કે તેની બધી વૃત્તિઓ ને શક્તિઓ નવીનતાના કુતૂહલથી દબાઇ ગઇ હોય છે.

આવે વખતે ગૃહપતિનું કામ જો તે ગણે તો અતિ વિકટ હોય છે અને જો ગણે તો એક રીતે સહેલું હોય છે. જેમ વિદ્યાર્થી એ ગૃહપતિને માટે નવો છે તેમ ગૃહપતિ પણ વિદ્યાર્થીને માટે નવો છે. જેમ ભય ને કુતૂહલને લીધે વિદ્યાર્થીનો મૂળ સ્વભાવ શરૂઆતમાં દબાએલો રહે છે, તેમ જો ગૃહપતિ પણ ધારે તો અમુક જાતના ભયદર્શનથી પોતાનો મૂળ સ્વભાવ

દાબી દઈને વિદ્યાર્થીઓ ઉપર કડકાઈની છાપ સહેલાઈથી પાડી શકે. જો કે જતે દહાડે પોતાનો સ્વભાવ કોઇ માણસ દાબી શકતો જ નથી.

પણ આ પદ્ધતિ અખત્યાર કરનારાઓનો વિરોધ કરનાર માટે જ આ 'નવો છાત્ર' એ પ્રશ્ન છે.

ઉપર કહ્યું તેમ ગૃહપતિને માટે આ વખત એ બહુ નાજુક વખત છે. નવા ઉપર નવા વિદ્યાર્થીઓ આવતા હોય ત્યારે દરેક વિદ્યાર્થી ઉપર એક સરખું ધ્યાન આપવું એ જેટલું મુશ્કેલ છે તેટલું જ આવશ્યક છે. ગૃહપતિ એમ માને છે કે મારી પાસે આટલા બધા છોકરાઓ છે, પણ વિદ્યાર્થીને મન તો એમ જ છે કે અહીં મારા માટે જ આ ગૃહપતિ છે. દરેક વિદ્યાર્થીને એમ લાગે કે ગૃહપતિ તો મારા ઉપર જ સૌથી વધારે ધ્યાન આપે છે, તેમાં જ ગૃહપતિની ખરી સફળતા છે એમ કહી શકાય. આ વસ્તુ ખૂબ મુશ્કેલ છે. ઘણી વાર એમ લાગે કે આ મનુષ્યની શક્તિની પર છે, પણ એમ નથી. બધા છોકરાઓ ઉપર એક સરખી નજર ફેરવી દેવી એ એક કળા છે. અને તે વિદ્યાર્થીઓ તરફના અંતરના પ્રેમમાંથી જ જન્મે છે. તેમાં અલબત્ત કુશળતા જોઇએ; પણ સાથે પ્રેમ પણ એટલો જ બલ્કે વધારે જોઇએ.

ખરું જોતાં તો કયો વિદ્યાર્થી પ્રેમની ઝંખના કરતો હોય છે, કોને અતિશય આશ્વાસનની જરૂર નથી, કોણ પોતાની મેળે એકલો જ રાચે છે, એ બધું ચાલાક ગૃહપતિની નજરમાં આવી જાય છે અને આવી જવું જોઇએ; અને સૌ વિદ્યાર્થીની સાથે કઇ રીતે કામ લેવું તે તરત તેના ખ્યાલમાં આવી જવું જોઇએ. આમાં જો બરાબર કાળજી રખાય તો વિદ્યાર્થીઓના દિલ જીતવાનો સારામાં સારા પ્રસંગનો સંપૂર્ણ લાભ લીધો ગણાય. વિદ્યાર્થી આપણી પાસે દિલ ખોલીને વાત કરે ત્યારે જ સમજવું કે આપણે કામ કરી શકશું. એક તો વિદ્યાર્થી પાસે અત્યારની કેળવણીને લીધે ગૃહપતિ કે શિક્ષક એટલે તો 'ઉપરી' એવો ખ્યાલ હોય છે; એ 'ઉપરીપણું' આપણે દૂર કરી શકીએ એટલે આપણે સફળ થવા એમ સમજવું. આમ છતાં અહીં અમુક જાતની નિયમિતતા છે એ ખ્યાલ પણ નવા વિદ્યાર્થીઓ ન ભૂલે તે ધ્યાનમાં રાખવું જોઇએ.

બીજો એક વિકટ પ્રશ્ન એ આવે છે કે અમુક વિદ્યાર્થીનું 'નથી ગમતું.' 'નથી ગમતું'નો નિકાલ લાવવો એ બહુ મુશ્કેલ છે. ઘણી વાર બિચારા ગૃહપતિને એમ લાગી જાય કે 'મારા તંત્રમાં એવી તે શી ખામી હશે કે આને નથી ગમતું?' અને 'વિચારવાયુ'માં ચડી જાય.

અલબત્ત આપણા પક્ષે પણ ન ગમવાનાં કારણો આપણે વિચારવાં જ જોઇએ; પણ વિદ્યાર્થીમાં એવું શું છે કે તેને નથી ગમતું એનો વિચાર કરવો પણ એટલો જ જરૂરી છે. ' નહિ ગમવા 'ની પાછળ ઘણી રીતે માનસ કામ કરતું હોય છે. આનો વિચાર આ લેખમાં કરતાં વધારે વિસ્તાર થઇ જશે. આ વિષય એ માનસશાસ્ત્રીઓને પ્રિય થઇ શકે તેવો વિષય છે, અને તે એક બીજો લેખ માગે છે. પણ એટલું તો આપણે જોઇ શકીએ કે વિદ્યાર્થીને ન ગમતું હોય ત્યારે તેનાથી ગભરાઇ જવાની જરૂર નથી; તેમ તેને ધ્યાન બહાર પણ કાઢી ન નાખવું જોઇએ. વિદ્યાર્થી તરફની આપણી સહાનુભૂતિ આમાં આપણને ઘણી વાર સહાય આપે છે.

નવા વિદ્યાર્થી માટે શું શું વિચારવું એની નિયમાવલિ ન હોઇ શકે; એ તો અંતરની ઉકલતનો પ્રશ્ન છે. પણ આટલું કહી શકાય કે નવા વિદ્યાર્થીમાં નાના વિદ્યાર્થીઓ પ્રેમ માગે છે જ્યારે મોટા વિદ્યાર્થીઓ મિત્રતા માગે છે; આ બન્ને આપ્યા પછી તે વિદ્યાર્થી ગૃહપતિના જ છે. અને પછી તો તેમનો વિકાસ પણ ગૃહપતિના જ હાથમાં આવે ને !

મૂળશંકર મો. ભટ્ટ.

## આકર્ષક સરંજામ

છાત્રાલય માટે કસરત અને રમત એ ઘણી વખત મુશ્કેલીભર્યા વિષયો થઇ પડે છે. છાત્રાલયમાં નવા નવા વિદ્યાર્થીઓ આવે છે ત્યારે રમત અને કસરત માટે તેમને નિયમિત બનાવવા અથવા તો તેમને રસ લેતા કરવા એ ભારે વિકટ કામ થઇ પડે છે. કેટલાક ગૃહપતિઓ કંટાળીને તે વિષયના આગ્રહને શિથિલ કરી મૂકે છે, જ્યારે કેટલાક ભાઇઓ ત્રાસીને તેને એક ફરજીઆત નિયમ કરી મૂકે છે. મુશ્કેલી તો ત્યારે ઉભી થાય છે કે જ્યારે આવેલા વિદ્યાર્થીઓમાંથી એક વર્ગ કસરત અને રમતનો ખૂબ શોખીન હોય. શોખીન વિદ્યાર્થીઓ તેનો આગ્રહ ઇચ્છે છે, અને કસરત તરફ બેદરકાર અને આળસુ ટેવના વિદ્યાર્થીઓ તેમાં ખોટી ઉદારતાની અપેક્ષા રાખે છે. મુક્ત સ્વભાવનો ગૃહપતિ આવે વખતે મૂંઝાય છે. શું કરવું તે તેને સૂઝતું નથી. ફરજીઆત નિયમ કરવો એ તેને મન ખોટી રીત લાગે છે. અને છતાં વિદ્યાર્થીઓ કસરત કરે નહિ અથવા તો રમતમાં ભાગ લે નહિ તે પણ તેને યોગ્ય લાગતું નથી. વિદ્યાર્થીઓ પાસે કસરત અને રમત કરવાના ફાયદાઓ સંબંધે લાંબી લાંબી વાતો કરે છે, પ્રયત્નો કરે

છે અને ઇચ્છે છે કે પોતે જે કહે છે તે વિદ્યાર્થીઓને ગળે ઉતરી ગયું હોય. વિદ્યાર્થીઓ તો હોય છે ચપળ મનોવૃત્તિના. સાંભળે તેટલી ઘડી તો બરાબર પણ પછીથી તુરત જ પાછા ભૂલી જાય છે, અને બીજે દિવસથી હતા તેવા ને તેવા બની રહે છે. ગૃહપતિએ તો વધારે આશા રાખી હોય છે તેથી પરિણામ અલ્પ જોઇને નિરાશ પણ થાય છે. વસ્તુસ્થિતિને સુધારવા માટે તેની પાસે કશો ઉપાય હોતો નથી. મનથી દુઃખી થવું, એ દુઃખ વિદ્યાર્થીઓ પાસે પ્રગટ કરવું અને પોતાની ઇચ્છાઓનું ગંભીર અને દયાપૂર્ણ પ્રવચન કરવું એ જ સાધન તેની પાસે હોય છે. વારંવાર આવાં સાધનોનું શરણ પણ નિષ્ફળ નીવડે છે તેથી આખરે કાં તો એ ગૃહપતિ નિર્વેદવાળો બની જાય છે અને કાં તો ફરજીઆત નિયમમા માનતો થઇ જાય છે. નિર્વેદી ગૃહપતિ તટસ્થ બની જાય છે, કશા પ્રયત્નો કરતો નથી અને વિદ્યાર્થીઓ કસરત રમત તરફ બેદરકાર બનવા માંડે છે. આનો ગેરલાભ બન્ને પક્ષને થાય છે. ગૃહપતિ તરફ વિદ્યાર્થીઓ પણ તટસ્થ વૃત્તિના થવા લાગે છે, અને કસરત રમતના અભાવે શરીરસ્વાસ્થ્ય પણ ગુમાવા માંડે છે. ગૃહપતિ વિદ્યાર્થીઓનો પ્રેમ અને વિશ્વાસ ખોવા માંડે છે અને તેનું કામ દિવસે દિવસે વધારે ને વધારે આકરૂં થતું જાય છે. ફરજીઆત નિયમમાં માનનાર ગૃહપતિની દશા તો વળી આથી પણ વધારે ખરાબ બને છે. કસરત અને રમતના શત્રુ બનતા બનતા વિદ્યાર્થીઓ ખુદ ગૃહપતિના જ શત્રુ બનવા લાગે છે, અને ગૃહપતિ તરફ અનેક પ્રકારના અણગમાઓ અને ગાંઠો બાંધે છે. ગૃહપતિને છેતરવા એ એમનો મુખ્ય વ્યવસાય થઇ પડે છે અને તેથી ઢોંગ અને લુચ્ચાઇ તેમના જીવનમાં પ્રવેશે છે. બીજી બાજુ ગૃહપતિ વધારે કઠોર હૃદયનો બને છે, અને ગમે તે પગલું વગર વિચાર્યે ભરતાં અચકાતો નથી. આમ આ પરિસ્થિતિમાં તો બન્ને પક્ષને વધારેમાં વધારે નુકશાન સહન કરવું પડે છે.

ત્યારે કરવું શું?

કસરત અને રમત જેવી વસ્તુઓને ફરજીઆત નિયમ તરીકે વિદ્યાર્થીઓ પાસે મૂકવાની અને તેનો દુરાગ્રહ રાખવાની કશી જ જરૂર નથી. વિદ્યાર્થીઓ પાસે કસરત અને રમતથી થતા ફાયદાઓ ગૃહપતિ અવશ્ય રજુ કરે; તે સંબંધમાં પોતાની પાસે સમજાવવાની જેટલી કળા હોય તેટલી અવશ્ય વાપરે; વિદ્યાર્થીના મન ઉપર વધારેમાં વધારે ઉંડી છાપ કેમ પડી રહે તેના પ્રયત્નો પણ કરતો રહે. પરંતુ પોતાના કહેવા પ્રમાણે જ વિદ્યા-

ર્થીઓ બીજી સવારથી કરવાના છે તેમ જરા પણ ન માને. પોતે જેટલા જોરથી પોતાની વસ્તુ વિદ્યાર્થીઓ પાસે મૂકે તેટલા જ જોરથી એમ માને કે વિદ્યાર્થીઓ તેનો ઉત્તર વાળવાના જ નથી. નિરપેક્ષ કથનની કંઇ પણ અસર થાય છે ત્યારે તેની સુંદર અસર ગૃહપતિ વિદ્યાર્થી બન્ને ઉપર થવા પામે છે. પોતાના કથનનું કશું જ પરિણામ ન આવે તો ગૃહપતિએ કશું જ ગભરાવાનું નહિ; એમ જ થવાનું હતું તેમ માનીને જ ચાલવું.

પણ આ તો થઇ વાણીના પ્રયત્નોની વાત. વિદ્યાર્થીઓ કસરત અને રમતમાં રસપૂર્વક ભાગ લેતા થાય, અને કશી પણ ફરજ વિના પોતાની જાતે જ કસરત કરવાની અને રમત રમવાની ફરજ સ્વીકારી લે તેવા સીધા પ્રયત્નો અત્યંત આવશ્યક છે. આવા પ્રયત્નો તે આકર્ષક સરંજામ ઉભો કરવો તે છે.

રમત તેમ જ કસરત તરફ વિદ્યાર્થીઓ નથી આકર્ષાએલા હોતા તેનાં અનેક કારણોમાંનું એક કારણ અનાકર્ષક સરંજામ અથવા તો સરંજામનો અભાવ હોય છે. એક તો વિદ્યાર્થીઓ નાની ઉંમરના, અપક્વ વિચારના અને ક્યારેક તો આળસના પણ ભોગ થઇ પડેલા તેવા હોય છે; તેમાં પછી બીલકુલ મામુલી સરંજામ મળે અથવા તો જરા પણ સરંજામ ન મળે તો પછી તેઓ કસરત રમતથી દૂર નાસે તેમાં શી નવાઇ? વિદ્યાર્થીઓને કસરત રમત તરફ વાળવાના આજે આપણે જેટજેટલા પ્રયત્નો કરીએ છીએ તેટલા પ્રયત્નોનો દશમો ભાગ પણ સરંજામ સ્થાપવામાં અને તેને આકર્ષક બનાવવામાં વાપરીએ તો પરિણામ આવે છે તેથી તો અનેકગણું સંતોષકારક આવવાનું.

આજે છાત્રાલયોમાં રમાતી રમતો તરફ અથવા તો કસરતો તરફ નજર કરીએ તો જણાય છે કે તેમનો સરંજામ અત્યંત દરિદ્ર હોય છે. કસરત એટલે કસરત માસ્તરના હુકમો અને વિદ્યાર્થીઓનાં શરીરો! રમતો એટલે કશા પણ નિયમ વગરની દોડાદોડી અને પડાપડી! આ વસ્તુસ્થિતિ જ્યાં હોય ત્યાંથી આપણે વહેલામાં વહેલી તકે નાબૂદ કરવી જોઇએ. કસરત—શરૂઆતની કસરત ખૂબ આકર્ષક હોવી જોઇએ, એટલે કે નાનાં મોટાં સાધનોથી કસરતો શરૂ થવી જોઇએ. મગદળ, લેઝીમ, લાઠી કે ધજાગરા જેવાં સાધનો શરૂઆતની કસરતમાં વાપરવાં અત્યંત આવશ્યક છે. વળી આવી કસરતો સમૂહગત પણ હોવી ઘટે. મોટો સમૂહ, આકર્ષક સરંજામ અને સતત ગતિ અત્યંત આવશ્યક એવાં અંગો છે. આવાં સાધનોથી

શરૂ થતી કસરતમાં વિદ્યાર્થી ધીમે ધીમે અચૂક રસ લેતો થવા માંડે છે. કસરતોના આ કાળમાંથી પસાર થયા પછી વૈયક્તિક કસરતો તરફ વિદ્યાર્થીને વાળવામાં આવે તો પછી કશો વાંધો આવતો નથી. પછી તો દંડ, બેઠક કે એવી વગર સાધનની કસરતો પણ તે અવશ્ય કરવાનો.

જેવું કસરતોનું તેવું જ રમતોનું. રમતોમાં અત્યંત આકર્ષક એવાં સાધનો રાખવાની ખૂબ જરૂર રહે છે. આપણે જે લોકો દેશી રમતોના હિમાયતી છીએ તેમણે તો દેશી રમતોને ખૂબ વ્યવસ્થિત અને સાધનસંપન્ન બનાવવી ઘટે છે. પશ્ચિમની પ્રજાઓ જે રમતો પોતાના વિદ્યાર્થીઓને રમાડે છે તે રમતો બીજી રીતે ગમે તેટલી ખોડવાળી હોય પરંતુ વ્યવસ્થાની દૃષ્ટિથી અને સાધનોની દૃષ્ટિથી ખૂબ સંપન્ન હોય છે. આપણે ત્યાં આ બાબતોની મોટી ખોટ છે અને તેથી આપણી રમતો રસિક અને આકર્ષક નથી બની શકી. પછી તો કંટાળીને આપણે પશ્ચિમની રમતો તરફ પણ ઢળવા માંડીએ છીએ. આપણાં છાત્રાલયોના વિદ્યાર્થીઓને ક્રિકેટ, ફુટબોલ કે હોકી બહુ ગમે છે જ્યારે હુતુતુ, ખારોપાટ કે લંગડી જેવી મર્દાનગી રમતો નથી ગમતી. આ પરિસ્થિતિ ટાળવી હોય તો આપણી દેશી રમતોને આપણે સર્વથા શાસ્ત્રીય બનાવીએ અને તેની પાછળ જરૂરી તેટલો બધો જ ખર્ચ કરીને તેને સાધનસંપન્ન કરી મૂકીએ.

કસરતો અને રમતો માટે આવી સ્થિતિ પ્રવર્તે ત્યાં નથી વિદ્યાર્થીઓ તેનાથી દૂર રહી શકવાના કે નથી ગૃહપતિને તેની ફરજ નાખવી પડવાની.

હરભાઈ.

## નથી ગમતુ !

અમારે ત્યાં આ વખતે ઘણા નવા વિદ્યાર્થીઓ આવેલા છે. આવા વિદ્યાર્થીઓની અનેક ફરિયાદોમાંની એક જે હમેશાં કાન ઉપર અથડાયા કરે છે તે ફરિયાદ છે 'નથી ગમતું'ની. નવા સવા વિદ્યાર્થીઓને કેમ નથી ગમતું તે શોધી કાઢવા માટે અમે હમેશાં પ્રયત્નશીલ તો રહીએ જ છીએ. પરંતુ જ્યાં સુધી નવા વિદ્યાર્થીઓનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન નથી કર્યો, ત્યાં સુધી સાચું કારણ મળી શકતું નથી. બહુ બહુ પ્રયત્ન કરીએ ત્યારે 'ઘર યાદ આવે છે.' એ કારણ અમને મળી શકે છે. વિદ્યાર્થીઓને ઘર યાદ આવે છે ખરું; અને એવા દાખલા પણ બન્યા છે કે જેમાં કેવળ ઘર યાદ આવવા માટે જ વિદ્યાર્થીને છાત્રાલય છોડવું પડ્યું હોય. પરંતુ ઘર

રીતે ? બાપુએ તો ચોખ્ખું લખ્યું છે કે મને ન ગમે તો મારે રાજકોટ ચાલ્યા જવું.

મને અહીં આવ્યાને દસ દિવસ થયા. એ દસ દિવસમાં મેં જોઈ લીધું છે કે અહીં રહેવામાં કશો સાર નથી. અહીં કોઈ કોઈનું ધ્યાન રાખતું જ નથી. સૌ પોતપોતાની મેળે બધું સંભાળી લે છે. આપણને તો આવી સંસ્થામાં ન પરવડે. **મારાં લુગડાં ધોવા માટે એક માણસની માગણી ગૃહપતિ પાસે કરી તો તેની પણ ના કહી. મને હાથે ધોતાં જરાયે ફાવતું નથી.** અહીં ભણવાની પણ કશી સારી વ્યવસ્થા નથી. મેં નક્કી કર્યું છે કે મને અહીં નહિ ફાવે. માટે મને તમે તુરત જ રાજકોટ બોલાવી લેજો. મોડું કરશો તો પછી વધારે પૈસા કાપી આપવા પડશે.

* * *

વિદ્યાર્થીઓ આવા આવા જે પત્રો લખે છે ( અને જેમાંના ઉપરના ચાર પત્રો તો માત્ર સૂચક છે ) તેમાં પોતાનાં માબાપ યા તો વાલીને જે હકીકત વધારે સ્પર્શે તેવી ખાસ કરીને લખી મોકલે છે. તેમાંની કેટલીકમાં વજુદ પણ હોય છે. પરંતુ કાગનો વાઘ કરવા જતાં સાચી હકીકત પણ તેમના મગજમાંથી સરી પડે છે. તેવી હકીકત ઉપર બહુ લક્ષ રાખવાનું નિશાન તેમણે રાખ્યું નથી હોતું, છતાં જાણકાર તે જોઈ શકે છે. આવા પત્રો ગૃહપતિએ આગ્રહ કરીને માબાપ પાસેથી મંગાવી લેવા જોઈએ. એવા પત્રોમાંથી વિદ્યાર્થીના સ્વભાવનો સાચો પરિચય મળી શકે છે, અને તાત્કાલિક પગલાં ભરવાની અનુકૂળતા તો આપણને તુરત જ સાંપડે છે. આવા પત્રો વિદ્યાર્થીના સ્વભાવદર્શનની એક કિંમતી ચાવી છે.

હરભાઈ.

---



---

' છાત્રાલય ' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ
લખો વ્યવસ્થાપક, ' છાત્રાલય ' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-' શ્રીસરસ્વતી ' છાપખાનામાં પારી. ભીખાભાઈ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઈ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૫ મું
૧૯૩૧

અંક ૮-૯ મો
ઑગસ્ટ-સપ્ટેમ્બર

:: તંત્રી ::

હરભાઈ ત્રિવેદી
પત્ની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે

રીતે ? બાપુએ તો ચોખ્ખું લખ્યું છે કે મને ન ગમે તો મારે રાજકોટ ચાલ્યા જવું.

મને અહીં આવ્યાને દસ દિવસ થયા. એ દસ દિવસમાં મેં જોઇ લીધું છે કે અહીં રહેવામાં કશો સાર નથી. અહીં કોઇ કોઇનું ધ્યાન રાખતું જ નથી. સૌ પોતપોતાની મેળે બધું સંભાળી લે છે. આપણને તો આવી સંસ્થામાં ન પરવડે. મારાં લુગડાં ધોવા માટે એક માણસની માગણી ગૃહપતિ પાસે કરી તો તેની પણ ના કહી. મને હાથે ધોતાં જરાયે ફાવતું નથી. અહીં ભણવાની પણ કશી સારી વ્યવસ્થા નથી. મેં નક્કી કર્યું છે કે મને અહીં નહિ ફાવે. માટે મને તમે તુરત જ રાજકોટ બોલાવી લેજો. મોડું કરશો તો પછી વધારે પૈસા કાપી આપવા પડશે.

* *



આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી દરબાઇ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

( 'છાત્રાલય મંડળ' તરફથી )

વર્ષ ૫ મું
૧૯૩૧

અંક ૮-૯ મો
ઑગસ્ટ-સપ્ટેમ્બર

:: તંત્રી ::

હરભાઈ ત્રિવેદી



આપણે જેને સાહસ ખેડવું કહીએ છીએ તે ખરી રીતે સાહસ જ નથી હોતું. માણસની શક્તિઓ હોય તેથી ઓછી માપવાની ખોટી આદત આજના સમાજને પડેલી હોવાથી શક્તિ પ્રમાણેનાં કામો પણ સાહસમાં ખપવા માંડે છે. બાળકની શક્તિઓનું સાચું માપ કાઢતાં શિક્ષકો અને માબાપો શીખી જાય તો પછી આજનાં ઘણાં સાહસો આવતી કાલના મનુષ્ય માટે સામાન્ય વ્યવહારો બની જવાના.

# ગેરસમજ ક્યારે થાય છે

ગેરસમજ એ દુનિયામાં અનેક નાની મોટી ઉપાધિનું મૂળ. માણસ વસ્તુને બરાબર જાણવાની ધીરજ રાખી શકતો નથી. એક બનાવ બન્યો. એક માણસે એ બનાવની હકીકતને અમુક રીતે મૂકી; મેં એ હકીકતની સામે તેમાં ભાગ લેનારા માણસો વિષેના મારા અગાઉના વિચારો મેળવ્યા અને બનાવનાં કારણો ઘડી કાઢ્યાં. બીજે માણસે હકીકતમાં ઉમેરો કર્યો; મેં સાંભળેલી હકીકતો અને મારા પોતાના પૂર્વગ્રહોનું મિશ્રણ બનાવી અભિપ્રાય બાંધ્યો અને એ રીતે ચલાવ્યું તે ચાલ્યું.

સમાજ મોટે ભાગે આમ જ ચાલે છે. કોઇ પણ બનાવની બધી હકીકતો મેળવ્યા વિના છેવટનો વિચાર જ ન બાંધવો, અને હકીકતો મળ્યા પછી પોને મનને વધારે ખુલ્લું રાખીને હકીકતોને તોળવા બેસવું એ આપણને સમાજમાં ઓછું દેખાય છે. આજે તો અર્ધ સાચી અને અર્ધ ખોટી હકીકતો પર માણસ તડફડ કરી નાખે છે, અને જે તડફડ નથી કરતો તે બુદ્ધિમાં મંદ ગણાય છે.

પણ માણસને માટે પૂરી હકીકતો મળ્યા પછી જ નિર્ણય બાંધવાની ખાસ જરૂર છે. એમાં એક રીતે સત્યની ઉપાસના છે. ઘરોમાં તેમ જ સંસ્થાઓમાં એવા કેટલાયે પ્રસંગો આવે છે કે જ્યારે માણસ અમુક હકીકતોને સાંભળીને રાતાપીળો થઇ જાય અને ધગશમાં ને ધગશમાં વિચારોને બાંધી દે. પણ આથી આપણાં વેરઝેર વધે છે અને ઘર તેમ જ સંસ્થા પાયમાલ થાય છે.

ઘરમાં તેમ જ સંસ્થાઓમાં અનેક માણસો હોય; એ બધાની પ્રકૃતિ જુદી જુદી હોય; એ બધાના સાચાખોટા સ્વાર્થો ભિન્નભિન્ન હોય; એ બધાની દૃષ્ટિઓ જુદી જુદી હોય; એ તમામ લોકો પોતપોતાની રીતે હકીકતો મૂકે એ વ્યાજબી પણ હોય. છતાંયે એ સમગ્ર દૃષ્ટિઓનું એકીકરણ કર્યા વિના જે પોતાનો છેવટનો વિચાર બાંધે તે ઘર કે સંસ્થાને જોખમમાં નાખે છે.

છાત્રાલયનો ગૃહપતિ પણ એક સંસ્થાનો મુખી છે. તેના હાથમાં એવા મોટા સમાજના કલ્યાણનો પ્રશ્ન છે. એક વિદ્યાર્થી એક વાત લાવ્યો, બીજો બીજી રીતે લાવ્યો, ત્રીજો ત્રીજી રીતે લાવ્યો; એ બધા પોતાના જ છે એમાં શક નથી. એટલે કોઇએક વાતથી દોરવાઈ ન જતાં તે તે વસ્તુનો

બને તેટલી બાજુએથી વિચાર કરે અને પછી જે જે પક્ષનું જેટલું અયોગ્ય હોય તેટલું સમજાવે અથવા તો પોતાના નિર્ણયથી જણાવી દે તો છાત્રાલય સુરક્ષિત છે.

પણ માત્ર સુરક્ષિત રાખવાનોયે સવાલ નથી. જો ઘર કે છાત્રાલય એ જીવનની કેળવણીની સંસ્થા છે તો આટલી સત્યપરાયણતા એ જીવનની અણમોલ કેળવણી છે. છાત્રાલયનો મુખી પોતાના જીવનથી આવી કેળવણી સહેલાઈથી આપી શકે છે.

પણ આટલી ધીરજ છે ? ઝપાટાબંધ અભિપ્રાયો બાંધી દેવાની અને જેની તેની પર ઘુરકવાની ટેવ તો નથી કે ? સત્યને અને જાતને વફાદાર રહેવાનું મન થાય છે ?

આટલી ધીરજ ન હોવાથી જ આજે સમાજમાં શેઠ ઘણી વાર નોકર પર નકામો ચીડાય છે; આટલી શાંતિ ન હોવાથી જ ગૃહપતિ વિદ્યાર્થી પર ગુસ્સે થયા કરે છે; આટલી ધીરજ ન હોવાને કારણે આજે પિતા જુવાન છોકરાને ઠપકો આપે છે, અને એ રીતે એને સદાને માટે ગુમાવી બેસે છે.

સામા માણસનું દૃષ્ટિબિંદુ સમજવાનો નમ્ર પ્રયત્ન એ જ ગેરસમજનું ઓસડ છે. દુસ્મનને પણ ન્યાય આપવાની વૃત્તિ હોય ત્યાં તો ગેરસમજ ઊભી થવા જ નથી પામતી, અને થાય છે તો પણ તેમાં ડંખ નથી હોતો. વિદ્યાર્થીનું દૃષ્ટિબિંદુ સમજ્યા વિના જ ગૃહપતિ ઝીકયે રાખે છે એટલે વિદ્યાર્થીઓ ને ગૃહપતિ એકબીજાથી છેટા જ નાસે છે; જુવાનનું દૃષ્ટિબિંદુ સમજ્યા વિના જ માબાપ તેને તુચ્છકારે છે એટલે જુવાન છૂપો બંડખોર બને છે; નોકરની સ્થિતિ સમજ્યા વિના જ શેઠ ધોકો ચલાવ્યે રાખે છે એટલે નોકરના અંતરમાંથી શેઠને વિદાય મળે છે.

જે દિવસે માણસ સામા પક્ષને યથાર્થ સમજવાનો પ્રયત્ન કરશે તે દિવસે આજનાં વેરઝેર નહિ હોય; તે દિવસે આજનાં યુદ્ધો અને મારામારી નહિ હોય; તે દિવસે આજની કોર્ટ અદાલતો નહિ હોય; તે દિવસે આજના જુવાનહૃદયોની ખેંચતાણો નહિ હોય; તે દિવસે આજનાં અસ્વસ્થતા અને અણવિશ્વાસ નહિ હોય.

આપણે છાત્રાલયો આ દિવસ વહેલો આવે તેમાં આપણો ફાળો આપશું ?

નાનાભાઈ

# 'તત્ત્વનો પ્રચાર

માણસને કોઇ એક નવું તત્ત્વ હાથ લાગે છે ત્યારે તે ખૂબ ખુશ થઇ જાય છે. એ તત્ત્વને બરાબર સમજી લેવા પાછળ પોતાની બધી શક્તિઓનો ઉપયોગ કરવાની તેને હોંશ થાય છે. એ તત્ત્વ પોતાને ગળે ઉતરી જાય તેટલી પાકી સમજણ મેળવ્યા પછી એ તત્ત્વના વ્યવહારનો તે વિચાર કરે છે.

તત્ત્વનું બુદ્ધિથી ગ્રહણ કરવું એ એક વાત છે; અને તત્ત્વનો જાણવાથી અમલ કરી તેને જીવનમાં ગૂંથી દેવું એ બીજી વાત છે. માણસ તત્ત્વને બુદ્ધિથી જાણી લે પછી તેનો ઝીણવટથી અમલ કરવાની શરૂઆત કરે ત્યાર પછી એક સ્થિતિ એવી આવે છે કે જે વખતે એ તત્ત્વના પ્રચારનો શોખ તેના મનમાં જાગે. પોતાને જે એક તત્ત્વ જડયું હોય છે તે તત્ત્વને ઘણા લોકો ઓળખતા થઈ જાય અને ઘણા લોકોના જીવનમાં તે તત્ત્વને વણી લેવાનો શોખ જગાડી શકાય તેટલા માટે એ તત્ત્વનો પ્રચાર તે ઇચ્છે છે.

તત્ત્વપ્રચારના શોખનો આ કાળ ઘણો સુલાયમ હોય છે. તત્ત્વનો પ્રચાર થાય અને એ પ્રચાર માટે તત્ત્વપ્રેમી પોતાથી બનતું બધું કરે તેમાં કશી અડચણ ન હોય; પરંતુ તત્ત્વપ્રચારના શોખીન આવા માણસે આવે વખતે પોતાની જાતનું થોડુંએક સૂક્ષ્મ નિરીક્ષણ કરી લેવાની જરૂર રહે છે. એક સુંદર તત્ત્વ આપણને હાથ લાગ્યું છે અને અનેક પ્રકારનાં પ્રદર્શનો દ્વારા મારા મારફત તેનો પ્રચાર થાય તેવી એક મનોવૃત્તિ ઉંડે ઉંડે પ્રચારકના મનમાં વહી રહી હોય છે. આવા પ્રચાર મારફત થોડીએક પ્રતિષ્ઠા પણ પોતાને મળી જાય, અને તત્ત્વજ્ઞ તરીકે તેમ જ તત્ત્વપ્રચારક તરીકે પોતે વિખ્યાતીને પામે તેવી એષણા માણસ જાણે કે ન જાણે તો પણ તેનામાં કામ કરી રહી હોય છે. પ્રતિષ્ઠાની-વિખ્યાતીની આ એષણા ખરાબ છે એમ તો નથી જ. પરંતુ માણસ તત્ત્વજ્ઞ થાય અને તત્ત્વપ્રચારક થાય તે પહેલાં એ બે સ્થિતિની વચ્ચેની એક બીજી સ્થિતિમાંથી પસાર થવાનું તેને માટે અત્યંત આવશ્યક છે. આ સ્થિતિ તે તત્ત્વના ધૂનની સ્થિતિ. તત્ત્વજ્ઞ માણસને પોતાના એ તત્ત્વની એવા પ્રકારની ધૂન લાગી જવી જોઇએ કે જેના પરિણામે એ તત્ત્વના ઝીણવટ ભરેલા અમલ સિવાય બીજું એકેય કામ તેને સૂઝે નહિ. હાલતાં ચાલતાં, ખાતાં પીતાં, સૂતાં બેસતાં અને સ્વપ્નમાં પણ એ જ તત્ત્વની ધૂન. વિચાર એ જ તત્ત્વના; વાણી પણ એ જ તત્ત્વની, અને આચાર વ્યવહાર પણ એ જ તત્ત્વનો. તત્ત્વજ્ઞ માણસ પોતાના તત્ત્વનાં જ પાછળ

તેને આસપાસની બીજી સ્થિતિનું કશું જ ભાન ન હોય. પોતે જે તત્ત્વ ર્યું હોય તેનાથી વધારે આકર્ષક એવાં બીજાં તત્ત્વો આસપાસ ીને ખડાં થાય તો પણ એ માણુસ તો પોતાના જ તત્ત્વની ધૂનમાં ીન હોય. એને ન કોઇ તેમાંથી આડે માર્ગે ખેસવી શકે કે ન કોઇ ાના માર્ગમાં અટકાવી શકે. એ મુશ્કેલીઓ કે હાડમારીઓને ન ગણકારે. પ્રલોભનોને દાદ ન દે. પોતાની જ ધૂનમાં મશગૂલ હોઇ અન્ય સર્વ પ્રવૃત્તિ તરફ એ બેદરકાર પણ દેખાય. આવી તત્ત્વના ધૂનની સ્થિતિ વસના જીવનમાં અત્યંત આવશ્યક હોય છે. આવી સ્થિતિમાંથી પસાર ા માણસ જ તત્ત્વને સાચી રીતે પિછાની શકે છે, તેને ઘોળીને પી જઇ છે અને તેને પચાવી શકે છે.

તત્ત્વનો પરિચય સાધ્યો, બુદ્ધિથી તેનો સ્વીકાર કર્યો અને ધૂની બની ઇ તેનો અમલ આચર્યો એટલે માણસને એ તત્ત્વનો પ્રચાર કરવાનો ધિકાર મળે છે; તે પહેલાં નહિ. આવો અધિકાર પ્રાપ્ત કર્યા પહેલાં તેનો ચાર કરવા નીકળનાર માણસ તત્ત્વપ્રચારનો શોખીન નહિ પણ સહેલી તેષ્ઠાનો લોભી હોય છે. એ લોભમાંથી બચી જવું એ હરેક તત્ત્વજ્ઞનો ર્મ છે. એવો અધિકાર પ્રાપ્ત કર્યા પછી પ્રચાર અર્થે કે પ્રતિષ્ઠા અર્થે હાર રખડવા નીકળવાની ઓછી જરૂર રહેવાની છે. એક ધૂનથી તત્ત્વનો ણુવટ ભરેલો અમલ એ જ તત્ત્વનું સાચું પ્રચારકાર્ય છે.

હરભાઇ.

## ગુલાબજાંબુ

સ્થળ કાળ બાદ કરતાં આ એક સત્ય ઘટના છે. એક અત્યંત પ્રેમળ હપતિભાઇ પોતાના વિદ્યાર્થીઓ સાથે પુત્રસમ પ્રેમ કેળવે છે. તેવા વિદ્યાર્થીઓ પૈકી એક વિદ્યાર્થીની સાથે બનેલો આ બનાવ છે.

કેટલાક વિદ્યાર્થીઓ સ્વભાવે ખૂબ મુલાયમ હોય છે. વત્સલ પ્રેમના ાઇ એક વ્યક્ત સ્વરૂપને પોતાના સંબંધના એક અચૂક ચિન્હ તરીકે તેઓ ણતા હોય છે. આમાં જેનો નિર્દેશ છે તે વિદ્યાર્થીને પોતાના વત્સલ ગૃહપતિના પત્રો મેળવવાની અને પત્રો લખવાની ખૂબ હોંશ અને ઉમળકો છે. ગૃહપતિ તે બાબતમાં સહેજ બેદરકાર રહે છે. વિદ્યાર્થી ઉપરના છૂટાછવાયા સંગોપાત લખાએલા પત્રોમાં પણ સંતોષકારક પત્ર નહિ લખાવા માટે ધિક બહાનાં શોધી કાઢેલાં હોય છે, તેવો મીઠો અને પ્રેમળ આક્ષેપ ગૃહપતિ

બાલુની બાએ ગઈ કાલ રાત્રે અગિયાર વાગે ઘરકામમાંથી પરવારીને આજને માટેની રસોઇની તૈયારી આદરેલી. મહેમાન કાંઇ રાજરજવાડાનાં ન હતાં. તેમ તેમની ગાંઠે કાંઈ લાખ અધ લાખનો છત્ર પણ ન હતો. પણ અમારો સંબંધ ઘરવટનો. જબરી મહોબત અને વળી લાંબે ગાળે તેઓ આ બાજુ ડોકાએલા એટલે તો બાલુની બા તેમને છોડે જ શાની ? આજ બપોરના અગિયાર વાગ્યાના જમણ માટે તેણે કાલ રાતના અગિયાર વાગ્યાથી ચૂલો માંડેલો. ચૂલો માંડ્યો રાતના અગિયાર વાગે પણ તે ઉંચી નીચી થતી હતી તો કાલ બપોરની. જાયફળ ને ખસંખસ, બદામ ને પિસ્તાં, એલચી ને તજ, લવિંગ ને ધાણા, પાન ને સોપારી, કેસર ને કસ્તુરી, ગુલાબજળ ને અત્તર, રાખ ને ધૂળ–બાપ રે ! શી આ બૈરાંની જાત ? દુકાનવાળા ગાંધીને તો થયું કે નક્કી મારા બાલુના વેવિશાળની જ વાત છે. આ બધો હારડો કાલ બપોરનો તેણે મારી પાસે રજુ કરેલો. એટલે એણે તૈયારી તો કાલ બપોરથી કરવા માંડેલી. એમ તો એ લાંબી નજરની છે ! હા, ચીજ–જણસની વપરાશમાં હાથ જરા છૂટો રહે ખરો, પણ એમાં છેવટે તો ઘરની જ શોભા છે ને ? મહેમાન જવાના છે એની ખબર એને કાલ બપોરની હતી. પણ મને એકાએક ખબર પડી કે મહેમાન જાય છે.

કોઇ દિવસ નહિ ને કાલે બાલુ મોડે સુધી જાગેલો. રાત્રે પોણાચાર વાગે એક ગુલાબજાંબુને બે હોઠ વચ્ચે રમાડનો રમાડનો તે દિવાનખાનામાં આવ્યો. એ જ વખતે મારા મિત્ર ને હું બન્ને જણા વાદવિવાદમાં ઉભી થએલી ગૂંચ ઉકેલવામાં ફસાયા હતા. " મોડી રાત સુધી કેમ જાગ્યો ? " કે " અમારી ચર્ચામાં કેમ આડે આવ્યો ? " એવી કોઇ વિધિ કરીને તેને ખખડાવું તેની પહેલાં જ તે મને કહેઃ " બા બોલાવે છે. "

જેટલું હસીને તે બોલ્યો તેટલું જ ભારેખમ મોઢું રાખીને તે ચાલતો ગયો. છોકરાંઓ બીજાના મનના ભાવ જાણવામાં ઓછાં કુશળ નથી હોતાં.

રસોડામાં ગયો ત્યારે બાલુની મા કંદોઇની દુકાન માંડી હોય તેમ બેઠી હતી. માવાની અરધી ભરેલી થાળીમાં આંગળાં ખોસી બીજે હાથે બાલુ બીજું ગુલાબજાંબુ ખાતો હતો. મેં બાલુની બા સામે જોઇને દષ્ટિથી જ સીધો સવાલ કર્યો " શું છે ? "

" આપણે ચમનભાઇ માટે કંઇક મોકલવું છે ને ? " તેણે પૂછ્યું.

ચમનભાઇ એ રામલાલના નાનાભાઇ. રામલાલની જેવો જ તેમની સાથે નાતો. એટલે રામલાલભાઇ સાથે ચમનને કંઇક મોકલવું એવી બાલુની

બાની ઇચ્છા. મને તો ક્યારની એને લાંબો પત્ર લખવાની ઇચ્છા થઈ હતી. પણ વહેવારમાં શું મોકલવું જોઇએ તેમાં મને ઝટ સૂઝ ન પડે એટલે જ્યારે બાલુની બાએ કંઇ મોકલવાનું પૂછ્યું ત્યારે મને કરી ગમ ન પડી. અને ગમ પડત તો પણ એનો જ મત સ્વીકારવા હું તૈયાર હતો. વહેવાર માત્રના કામમાં એ પાવરધી. પણ એ પાછી ન પડે માટે એને કંઇ પ્રોત્સાહન આપવું જોઇએ એમ ધારી મેં મને આવડ્યું તેવું પૂછ્યું. "ચેવડો મોકલશું ?"

"ચેવડો મોકલીએ, પણ ચમનભાઇને ગુલાબજાંબુ વધારે ભાવે છે."

"સારું. ગુલાબજાંબુ મોકલશું. પણ તું આમ ક્યાં સુધી જાગવાની છે ? બારના ટકોરા તો થયા." મારે હજી ચર્ચા અધૂરી પડી હોવાથી મેં પૂછ્યું.

"આ હમણાં મારું કામ પૂરું. બાલુને સૂવરાવીને આટલાં ગુલાબજાંબુ જરા કરી નાખું. પછી તો દૂધપાક કરીને પૂરી વણી લઇશ. જરા વહેલું નાહીધોઇ લઇશ......" એણે રાતના અગિયારથી બપોરના અગિયાર સુધીનો કાર્યક્રમ વર્ણવવો શરૂ કર્યો.

હું કંટાળતો હતો તેવામાં તેણે કહ્યું: "લ્યો, આ ગુલાબજાંબુ ચાખશો ? બાલુને તો બહુ ભાવે છે. ચમનભાઇને પણ ગમશે."

"તું ચમનભાઇને ગુલાબજાંબુ મોકલે છે અને મારે પણ મોકલવાં છે."

બાલુની બા કંઇ ન સમજી. એથી એણે પૂછ્યું "એમ શાથી ?"

"મારે એક ગુલાબજાંબુથીયે મીઠો કાગળ તેને લખવો છે."

એ હસી.

"ખરેખર કહું છું. તેને કાગળ લખવાનું વિચારું છું પણ રહી જ જાય છે. હવે તો રામલાલભાઇ સાથે જ પત્ર મોકલી દઉં. હમણાં જઇને લખી જ નાખું. આજ લખું, કાલ લખું કરતાં કેટલાયે દિવસ નીકળી જાય છે."

"ઠીક, પણ આ લેતા જાઓ." એણે ગુલાબજાંબુની બે રકાબી મારી સામે ધરી.

છેલ્લું ગુલાબજાંબુ ખલાસ કરીને બગાસાં ખાતાં ખાતાં મેં કાગળ ખડિયો શોધવા માંડ્યો. એ કાંઇ દૂર ન હતો. રામલાલના મગજમાં શુંયે આવ્યું હશે તે એણે મને પૂછ્યું: "હજી કોઇ વિષય ચર્ચાના ઝપાટામાં આવવો બાકી રહી ગયો છે કે શું ?"

બધું સૂનમૂન લાગતું હતું. એક મોટું બગાસું આવ્યું. આંખનાં

ઝાંઝળિયાંમાં લીલા પીળા રંગો જોતાં મેં કહ્યું: "તમારી ભાભીએ ચમનને માટે ગુલાબજાંબુનો મોગ બધો ડબરો ભર્યો છે. હું યે તેને કંઇક મોકલવાનો છું."

"શું ?" રામલાલે જરા જિજ્ઞાસાથી પૂછ્યું.

"માગ ગુલાબજાંબુમાં ખાવાને બદલે કાગળ હશે."

"આ બાલુને ક્યાં સૂવરાવવો છે ?" બાલુની બા દિવાનખાનામાં આવી.

"તું જા. હું સૂવરાવું છું. તારે હજી બહુ મોડું થશે." મેં ઝપાટાબંધ બાલુની પથારી કરી નાખી. એ તેને સૂવાડીને પોતાના કામમાં પડી.

"હવે મને ક્યાં નાખવો છે ?" રામલાલે ટોળમાં પૂછ્યું.

"વખારમાં." કહી મેં તેની પથારી પાથરી. રામલાલ સૂતો. એક ચત્રા આવ્યો હતો. મારા માટે જાગવું અસહ્ય હતું. જેમ તેમ પથારી પાથરી તેની ઉપર હું ફસડાઇ પડ્યો.

સવારે ચા વખતે બાલુની બાની આંખો રતાશ પર હતી. આખી રાત તે જાગેલી. ચાના પ્યાલા પાછી લઇ ગઇ ત્યારે તેની પાછળ હું રસોડામાં ગયો. ઉજાગરાથી તે જરા ફિક્કી દેખાતી હતી.

"લાવ, હું ધોઇ નાખું છું." મેં જરા શરમાઇને કહ્યું.

"ના રે ના." તેણે હસીને કહ્યું: "તમે તમારે કામે વળગો ને. મારે તો હવે પતી ગયું જાણો ! જુઓ, આ ચમનભાઇ માટે ગુલાબજાંબુનો ડબ્બો ભરી રાખ્યો. તમને કેવાંક લાગ્યાં ?"

ઘડીક રહીને તેણે પૂછ્યું: "તમે ચમનભાઇ—અરે તમારાં ગુલાબજાંબુ—લખ્યાં ?"

"હાગણાં લખી નાખું છું. રાત્રે જરા આંખ ભારે થઇ ગઇ તે લખી ન શકાયું. હમણાં જ નાહીને લખી નાખું." પ્યાલા રકાબી પડતાં મેલી હું પાછો આવ્યો. જોઉં છું તો હજામ આવેલો. તેને પતાવી ઉતાવળ કરીને નાહી લીધું. નાહીને આવ્યો ત્યાં છાપાં તૈયાર હતાં. આજે પેલા દૈનિકનો અગ્રલેખ બહુ વાંચવા જેવો હતો. અમસ્તો તો હું અગ્રલેખને અડકતો પણ નથી, પણ આજના લેખની દલીલો સીધી અને સોંસરવી ઉતરે તેવી હતી. નોંધો અરધી પરધી વાંચી ત્યાં તો બાલુનો સૂર કાને આવ્યો.

"...રાખશું કુંદણિયાં...
અરજણિયા, હાલ્વની મારતર થાઇ."

. . છાપાંમાંથી માથું ઉંચું કરી જોઉં તો બંસીલાલ ચોપડીઓ લઇને ભણવા આવેલો. તેની સામે ચાળા કરતો કરતો બાલુ ઉપલું ગીત ગાતો હતો. હજી તેણે હમણાં જ નિશાળના સંવાદમાં આ ગીત સાંભળેલું, એટલે ત્યાર પછી બંસીને તે મારી પાસે ભણવા આવતો દેખે ત્યારે બાલુ અચૂક ઉપલી લીટીઓ બરાડીને કંઇ કંઇ હાવભાવ કરતો. બે ત્રણ દિવસની હેરાનગતી પછી બંસી પણ એનાથી દેવાઇ ગયો અને પોતે પણ બાલુની સાથે ગાવા લાગતો.

બંસીલાલનું ટ્યૂશન પૂરૂં કરીને કાગળ ખડિયો લઇને હું લખવા જાઉં છું ત્યાં રામલાલ આવીને કહેઃ "કેમ કાલિદાસજી, કયું કાવ્ય લખો છો? ગુલાબજાંબુનું?"

"અરે રામલાલ, કમાલ કમાલ!" મેં એટલા જોરથી કહ્યું કે હું પોતે જ ચમકી ગયો. છેલ્લા મોડર્ન રીવ્યુમાં આવેલો કાલિદાસ ઉપરનો લેખ મેં તેને બતાવ્યો.

"લેખમાં શૈલી સારી છે. ભાષા લલિત છે. પણ નક્કર માહિતી કે ઇતિહાસની દૃષ્ટિ નથી."

મેં એને ઘણું પૂરવાર કરી દીધું કે એ ભીંત ભૂલે છે, પણ એ માને જ શાનો? ખૂબ ગરમાગરમ ચર્ચા થઇ; હું જીતવા આવ્યો. ત્યાં તો "કાકા, જમવા ચાલો." બાલુએ છડી પોકારવાની ઢબે બૂમ મારતાં કહ્યું.

કાલિદાસને તેના લેખમાં જ રાખી અમે જમવા બેઠા. બાલુની બાના આખી રાતના ઉજાગરાને લીધે રામલાલને પણ તેના આગ્રહને વશ થઇ ઠીકઠીક જમવું પડયું. અને આ આગ્રહમાં મારો ફાળો ગૌણ ન હતો. કારણ કે પછવાડેથી ખુદ બાલુની બાએ મને કહેલું કે તમે આગ્રહ કર્યો તો રામલાલભાઇએ જરા ખાધું. અતિથિસત્કારની આવડત મારામાં છે એમ તેણે ગૌરવપૂર્વક ઘણી વાર મને કહ્યું છે.

.. બિસ્તરા પોટલાં લઇને અમે સ્ટેશને પહોંચ્યા ત્યારે ગાડી ઉપડવાને પાંચ મિનિટ બાકી હતી જેમ તેમ ટિકિટ કાઢી અને એક ડબ્બાના ખાનામાં સામાન ગોઠવ્યો રામલાલ સામાનના નંગ ગણવા લાગ્યો. નંગ મેળવીને હસતાં હસતાં કહેઃ "એક નંગ વધ્યું છે."

"કયું?" મેં જરા નવાઇ પામી પૂછ્યું.

છાત્રાલયમાં ખોરાકનો વિચાર કરીએ ત્યારે આપણે વિદ્યાર્થીઓની ઉંમરનો, તેમના વિકાસનો, ખોરાકની શાસ્ત્રીય મીમાંસાનો, વિદ્યાર્થીઓના ભાવાભાવનો, તેમનાં કુટુંબોની પરંપરાનો, તેમની આર્થિક સ્થિતિનો, આ બધો વિચાર કરવાનો રહે છે. અને આ તમામ વિચારોનું એકીકરણ કરીને આપણે એક માર્ગ ઉપજાવી શકીએ.

જ્યાં એક જ કોમના કે એક જ ભાગના વિદ્યાર્થીઓ હોય છે ત્યાં આ પ્રશ્ન બહુ વિકટ બનતો નથી. એક જ કોમના, લગભગ એક જ પરંપરાવાળા વિદ્યાર્થીઓ માટે અમુક ચોક્કસ દિશા આંકી એટલે રસ્તો સરળ બને છે. પણ જ્યાં અનેક કોમના અને અનેક પ્રાંતના વિદ્યાર્થીઓ એકઠા થાય ત્યાં આ પ્રશ્ન ઘણો વધારે વિકટ બને છે. આપણી કેટલીક સરકારી કૉલેજોમાં અનેક કોમના અને ભાતભાતના વિદ્યાર્થીઓ આવે છે ત્યાં જુદી જુદી ક્લબો દ્વારા આ પ્રશ્નનો ઉકેલ આવે છે ખરો.

પણ આ પ્રશ્નની ખરી મૂંઝવણ અને ખરી મજા તો આજની રાષ્ટ્રીય સંસ્થાઓને છે. આજે જે ગણી ગાંઠી રાષ્ટ્રીય સંસ્થાઓનાં છાત્રાલયો ચાલે છે તેમાં અનેક કોમોના વિદ્યાર્થીઓ હોય છે, અનેક ભાવાભાવના પણ હોય છે; અનેક પરંપરાઓ લઇને આવેલા હોય છે. આ બધાને માટે રુચિકર ભોજનક્રમ ગોઠવવો એ છાત્રાલયનો એક સુંદર કોયડો છે. રાષ્ટ્રીય સંસ્થાઓની સંખ્યા તેમ જ વિદ્યાર્થીઓની કે સંસ્થાની સ્થિતિ એવી ન હોય કે જુદી જુદી અનેક ખર્ચાળ ક્લબો ચલાવી શકાય. કચ્છી વિદ્યાર્થીને ચીકટ ખીચડી ભાવે તો ગુજરાતીને છૂટી ખીચડી ભાવે; કાઠિયાવાડી રાતે બાજરાનો રોટલો ખાય તો અમદાવાદી વળી ઓસામણું ખાય; દક્ષિણીને શાક જોઇએ તો, સુરતીને તેલમાં રસબોળ શાક જોઇએ; કાઠિયાવાડી બ્રાહ્મણને લાડવા ભાવે તો સુરતી સુતરફેણી માગે; કચ્છી શાક જ ન માગે તો ભરૂચીને શાક વિના બધું લૂખું લાગે; તેમાં પારસી કે ખ્રિસ્તી ભાઇબહેનની તો વાત જ શી!

આ બધું ઉભું છે. આનો સુંદર ઉકેલ લાવવો હોય તો આ બધાની મનોવૃત્તિને જાણીને તેમને સંતોષ મળે એવો ભોજનનો પ્રબંધ થવો ઘટે છે. આવી રાષ્ટ્રીય સંસ્થાઓ આવતી કાલની હિન્દી સંસ્કૃતિનાં નિર્માણસ્થાનો છે. એટલે છાત્રાલયમાં ભોજનનો પ્રબંધ જ એવા પાયા પર થાય કે બધી જાતના વિદ્યાર્થીઓને અમુક રીતે તો પોતાનું મનપસંદ ખાણું મળી જ રહે. કોઈ વાર કાઠિયાવાડી ભોજન થાય તો કોઇ વાર સુરતી ભોજન થાય; કોઇ વાર ગાંધીજીના આશ્રમની ઢબે ભોજન થાય તો કોઇ વાર કવિવર ટાગોરના

શાંતિનિકેતનની ઢબે થાય; કોઇ વાર કાઠિયાવાડી રોટલોછાશ હોય તો કોઇ વાર સુરતી લાલાનાં મઠિયાં હોય; કોઈ વાર કચ્છી ખીચડી હોય તો કોઇ વાર મુંબઇગરાનાં ઓસામણ ભાત હોય. આ પ્રમાણે કોમો અને જરૂર પડે ત્યાં પ્રાંતોનાં ભોજનોનો ભેદ ધ્યાનમાં રાખીને ગોઠવણ કરી હોય તો પછી પોતાને અપરિચિત એવું ભોજન પણ વિદ્યાર્થી રાજીખુશીથી લેતો થઇ જવાનો છે. કારણ કે ભોજનની સમગ્ર મિલાવટમાં તેને પોતાને પણ સ્થાન મળ્યું છે એટલું જ તેને માત કરવાને માટે બસ છે.

કોમી છાત્રાલયો પણ ભોજનના ઉત્સવોને પ્રસંગે માત્ર જુદાં જુદાં મિષ્ટાન્નો બનાવે છે. તેને બદલે આ ધોરણે કોઈ ઉત્સવમાં મારવાડી ભોજન, કોઇ ઉત્સવમાં બંગાળી ભોજન, કોઇ ઉત્સવમાં મદ્રાસી ભોજન, કોઇમાં કચ્છી ભોજન, કોઇમાં સિંધી ભોજન, વગેરે પ્રબંધ કરે તો આપણી મિજબાનીઓ નવી સંસ્કારિતા આપે અને પોતાના પરિચિત ખોરાક સિવાયના બીજા ખોરાક પ્રતિ જે સ્વાભાવિક પણ કારણ વિનાનો અણગમો છે તે આપોઆપ દૂર થાય.

નાનાભાઇ.

## અમે આટલું કરતા

તાજા જ છાત્રાલયજીવનમાંથી નિવૃત્ત થએલા એક જુવાન ભાઇ મારા ઉપર એક પત્ર લખી મોકલે છે; અને સાથે પોતાના છાત્રજીવનની થોડીએક હકીકત પણ લખી મોકલે છે. એ હકીકતનું મથાળું તેમણે 'અમે આટલું કરતા.' એમ રાખેલું છે તેથી આ લેખનું મથાળું હું પણ એ જ રાખું છું.

સ્વાશ્રયના આ જમાનામાં યોગ્ય સ્વાતંત્ર્ય, તથા વડીલોનો પ્રેમ અને સાથ મળતાં જુવાન વિદ્યાર્થીઓમાં સંસ્થાનાં કામો કરવાની વૃત્તિ આપોઆપ પ્રગટે છે. એવું વાતાવરણ હોય ત્યાં પછી અંગત કામ કે સંસ્થાગત કામ જેવા ભેદો નથી રહેતા. વિદ્યાર્થીઓ સંસ્થાનાં કામો કરવામાં અંગત રસ ધરાવતા થઈ જાય છે તેનો પુરાવો આ લેખ પૂરો પાડે છે.

પત્ર લખનાર ભાઈ એક સૂચના કરે છે. એ સૂચના તેમના શબ્દોમાં જ કહું.

"આપને એક નમ્ર સૂચન કરવા મન થાય છે. 'છાત્રાલય' માં ગૃહપતિઓ, તેમનું જીવન, તેમને દરરોજના જીવનમાં ધ્યાનમાં રાખવાની

વસ્તુઓ, તેમની વિદ્યાર્થીઓ તરફની ગૃહપતિ તરીકેની ફરજો, એ બધું સરસ રીતે સમજાવાય છે. પરંતુ છાત્રોને ઉપયોગી થાય, તેમનું જીવન ઉચ્ચ અને આદર્શ બને અને છાત્રજીવનમાં જે જે શીખવું જોઇએ અને પાળવું જોઇએ તે તેઓ યોગ્ય રીતે શીખે અને જીવનમાં ઉતારે એવા લેખો માટે એક નવો વિભાગ શરૂ કરો..."

છાત્રો માટે ઉપયોગી નીવડે તેવા લેખો છાત્રાલયમાં આવે જ છે. પરંતુ એક મોટા લેખસંગ્રહમાંથી તે તારવી ન શકાય તેવું લાગવાથી એક વખત તો 'છાત્રો સાથે વાતચીત' એ મથાળાની લેખમાળા પણ શરૂ કરેલી. સંયોગવશાત એ લેખમાળા અધૂરી રહેલી છે. પત્ર લખનાર ભાઇની સૂચનાને ઉપાડી લઇ ફરીથી એ જાતના લેખો લખવાની ઇચ્છા રાખું છું. અને લખનાર ભાઈ પણ છાત્રજીવનને ઉપયોગી તેવા કોઇ વિષયો લખી મોકલશે તો તે દિશામાં પણ કંઇક લખવા પ્રયત્ન કરીશ.

તેમણે જે એક નાનકડો લેખ લખી મોકલ્યો છે તે આ નીચે પ્રગટ કરૂં છું.

## અમે આટલું કરતા.

( અને દરેક કામમાં ગૃહપતિ અમારી સાથે જ રહેતા. )

ખાળ અને ખાળની કૂંડી સાફ કરતા.

ખાળની કૂંડી ભરાઇ જાય અથવા તો એમાં કીચડ જામે એટલે ભંગીને બોલાવવાને બદલે અમે જ સાફ કરતા. પહેલાં એકાદ વાર શરમ લાગેલી; ગંધાતું પાણી ઉલેચવા મન નહિ થએલું. પરંતુ પછીથી તો હોંશે હોંશે એ કામ કરતા. એમા આનંદ પણ પડતો. શાળામાંથી આવીએ; ખબર પડે કે ખાળ સાફ કરવી છે. તૈયાર! કચ્છ, ટૂંકી ચડ્ડી અથવા પોતડી પહેરીને ખુલ્લે શરીરે તૈયાર! તે દિવસે ફરવા નહિ જવાનું. (બાકી તો ફરવાનો નિયમ ફરજીઆત હતો). સૌ સાથે જ જઇએ અને બજારમાં નીકળવું ન પડે તેવો રસ્તો શોધીએ. કોઇ જૂનાં માટલાં ઉપાડે તો કોઇ ફૂટેલી ડોલો ઉપાડે. કીચડ અને પાણી કાઢવા માટે કાચલીઓ. પહેલાં પાણી પાણી ભરીને થોડે દૂર નાખી આવીએ; પછી કીચડ કાઢીએ અને દૂરદૂર નાખવા જઇએ. કપડાં અને શરીર તો બગડે જ.

કેટલીક માયાળુ હૃદયની ડોશીઓ રસ્તામાં મળે; બોલતી સંભળાયઃ "અરે, આ માસ્તર તે આવો કેવો ?" "આ બાપડા છોકરાઓ પાસે દેરનું

કામ કરાવે છે." "આ છોકરાઓ પણ કેવા ગોઝારા છે!" અમને આવાં કામોમાંથી બચાવી લેવા માટે અમને ઉદ્દેશીને કહે: "ભાઇ, પાંચ કે ૭ આના ચાલો અમે આપી દઇએ. ઢેઢ પાસે કઢાવજો." પણ હજી મોટાભાઇ (અમારા ગૃહપતિને અમે 'સાહેબ' કે 'માસ્તર' કહીએ તે ન ગમતું.) પ્રત્યુત્તર આપે તે પહેલાં અમે જ બોલતા: "સ્વચ્છતાનું કામ તો સૌ કોઈ કરી શકે. આવું કામ કરવાનું કાંઇ ભંગી લોકોને નથી લખાવી આપ્યું. આ કામ અમે તો કરવાના જ. સ્વાશ્રયી થવામાં ગેરલાભ શો? સ્વચ્છતાનું કામ કરવામાં શરમાવાનું શું? અમારે તમારા પૈસા ન જોઇએ!" સ્વચ્છતાનું આ કામ ચાલતું હોય ત્યારે છાત્રાલયમાં હસવા લાયક બનેલા પ્રસંગોનું અંદર અંદર સ્મરણ કરતા જઇએ અને આનંદ લૂંટતા જઇએ.

કામવાળી ન આવી હોય ત્યારે બધું કામ કરતા.

મોટા વિદ્યાર્થીઓ વહેલા ઉઠીને પાણી ભરી આવતા. બે જણ સીંચે; બે જણ લાવે. પાણીને ગળાને ગોળા ભરીએ. સાંજે શાળામાંથી આવીને પાછા પાણી ભરવા ઉપડીએ. દરેક વિદ્યાર્થી પોતપોતાનો ઓરડો વાળી નાખે. ગૃહપતિ પણ પોતાનો ઓરડો વાળે. શાળામાંથી આવી નાના વિદ્યાર્થીઓ ચોખા વીણે, ઘઉંબાજરો સાફ કરે. અમુક જણાઓ ફાનસ સાફ કરીને પ્રગટે.

રાત્રે અને બપોરે સૌ પોતપોતાનાં થાળી વાટકો હાથે માંજી લે અને પોતે જમવા બેઠો હોય એ જગ્યા સાફ કરી પાટલો એને સ્થાને મૂકે. મોટા વિદ્યાર્થીઓ વારા પ્રમાણે મોટાં વાસણ—તપેલાં કથરોટ વગેરે માંજીને સાફ કરે. આ રીતે કામવાળીનું દરેક કામ અમે આરોપી લેતા.

બાપુજીની જન્મતિથિ અમે ઉજવતા. એમને સ્વચ્છતા બહુ પ્રિય છે એટલે સૌ પોતપોતાના ઓરડામાંથી બાવાં ખેરે. ખૂણે ખાંચરેથી બધો સામાન બહાર તડકામાં મૂકે. વધારામાં નીચેના ઓરડાઓ અને બીજો સામાન ભરવાના ઓરડાઓ પણ આ પ્રમાણે સાફ કરવામાં આવતા. તે દિવસે કામવાળીને છૂટી આપીએ. સ્વાવલંબનનો પાઠ ચોપડીઓમાંથી નહિ પણ પ્રત્યક્ષ જીવનથી શીખવવાનો અમારા ગૃહપતિને શોખ હતો.

કોલસા વેચવા જતા. કોઇ વેપારી અમારે ત્યાં કોલસા લેવા ન આવે; પણ અમારે તેને શોધીને કોલસા આપવા જવાનું હતું. કોઇ કંસારા, સોની કે લુહાર અમારા ગ્રાહક બનતા; પહેલાં અમે તેની પાસે જઇ આવીએ; ભાવતાલ નક્કી કરી આવીએ. પછી કોલસાના કોથળા

ભરીને મજુરની માફક માથે ઉપાડીએ. કોઈ વળી કોલસાના ડબ્બા પણ ભરે અને માથે ઉપાડે. અમે બધા બજાર વચ્ચેથી જ નીકળીએ: આનો જાણ્યે અજાણ્યે અમને એ લાભ મળતો કે અમારામાંથી ખોટી શરમ નીકળી જતી. કોલસા વેચવામાં અમે કોઇ છેતરાતા નહિ કારણ કે અમારા છાત્રાલયને અમે અમારૂં ઘર લેખતા.

આ બધું અમે સ્વેચ્છાથી કરતા. આમાંનું કશું પણ ગૃહપતિ કે સેક્રેટરીના દબાણથી અથવા તો તેમની ઇચ્છાને માન આપવા માટે કરતા ન હતા.

* * *

આ નાનકડા લેખમાં ભાષાસમૃદ્ધિ કે લેખનકલા નહિ જડે. પરંતુ સ્વાશ્રયી બનાવે તેવાં કામો કરવા પાછળ જુવાનની કેવી વૃત્તિ હોય છે તેનો ખ્યાલ તો જરૂર આવે છે. હરભાઇ

## વિદ્યાર્થીઓના ખાનગી પૈસા

વિદ્યાર્થીઓના પોતાના ખાનગી પૈસા અને તેનો ઉપયોગ એ કેટલાંક છાત્રાલયોનો મોટો પ્રશ્ન છે. પ્રશ્ન તો બધાં છાત્રાલયોનો અને બધાં કુટુંબોનો છે. પણ જેમ પૈસાદાર કુટુંબોમાં તેમ કોલેજનાં છાત્રાલયોમાં આ પ્રશ્નની કોઇને દરકાર હોતી નથી. બાકી તો પોતાના દ્રવ્યનો ઉપયોગ કરતાં શીખવું એ જીવનની એક મોટી તાલીમ છે.

આપણાં ચાલુ છાત્રાલયોમાં વિદ્યાર્થીઓના ખાનગી ખર્ચ પર ગૃહપતિની દેખરેખ હોય છે અને એક રીતે હોવી જોઇએ. કેટલીક વાર તો વિદ્યાર્થીની ઉંમરને લીધે આવી દેખરેખ અત્યંત આવશ્યક પણ ગણવી જોઇએ. વિદ્યાર્થીઓનાં માબાપો છાત્રાલયમાં વિદ્યાર્થીઓને મોકલ્યા પછી એવાં બેફિકર થઈ જાય છે કે વિદ્યાર્થીના પાઇ-પાઇના હિસાબ માટે પણ ગૃહપતિને જવાબદાર (જુમ્મેદાર ?) ગણે છે. અને ગૃહપતિ પોતે કાં તો સંસ્થાની આબરૂને સાચવવા ખાતર કે કાં તો માબાપોનો ઠપકો ખાવો ન પડે એ બીકથી કે કાં તો આ પ્રશ્ન પણ પોતાની ડિસિપ્લીનનો પ્રશ્ન છે એમ માનીને વિદ્યાર્થીના નાના મોટા તમામ ખર્ચ પર આકરી દેખરેખ રાખે છે, અને વિદ્યાર્થીએ કયો ખર્ચ કરવો અને કયો ખર્ચ ન કરવો તેના ઝીણા ઝીણા ભેદો કહે છે.

આનું એક પરિણામ એ આવે છે કે વિદ્યાર્થી દરેક નાની બાબતમાં પણ ગૃહપતિની દખલ જોઇને અંતરથી ઉશ્કેરાઈ જાય છે અને દ્રવ્ય ખર્ચવાના આડાઅવળા માર્ગો શોધ્યા વિના રહેતા જ નથી. પણ ખરૂં નુકશાન તો આથીયે વધારે બીજી રીતે થાય છે. વિદ્યાર્થીને પોતાના પૈસા કેમ વાપરવા, કઇ કઇ ચીજો તેણે લેવી અને કઈ કઈ ચીજો જતી કરવી, અમુક જ રકમમાંથી બધો ઘાટ કેવી રીતે ઉતારવો, પોતાની નાની શી રકમનું બજેટ કેમ બનાવવું, અમુક એકાદ શોખને ખાતર બીજી ચીજો વિના કેમ ચલાવી લેવું એ આખી તાલીમથી વિદ્યાર્થી અળગો રહી જાય એ મોટું નુકશાન છે. દરેક ગૃહપતિએ ચેતવાનું રહે છે. બે ફૂદ્દીની ખાતર વિદ્યાર્થિજીવનની આ આવશ્યક તાલીમનો અવસર ગુમાવી બેસવો એથી વધારે મોટી મૂર્ખાઇ કઇ હોય ?

આનો અર્થ એવો નથી કે છાત્રાલયોમાં ગૃહપતિ વિદ્યાર્થીના ખાનગી ખર્ચ પર દેખરેખ ન રાખે. ગૃહપતિ દેખરેખ તો જરૂર રાખે; પણ એ દેખરેખ ગૃહપતિનો પોતાનો અંકુશ ન થઇ જાય એટલું ખાસ ધ્યાનમાં રાખવું. છાત્રાલયોમાં માબાપોએ અને ગૃહપતિઓએ મળીને વિદ્યાર્થીને દરેક સત્રમાં કેટલી રકમ ખાનગી વાપરવા માટે આપવી એ નક્કી કરવું જોઇએ. આ રકમ નક્કી કરવામાં વિદ્યાર્થીની ઉંમર, માબાપની આર્થિક સ્થિતિ, તેના કુટુંબની રીતભાત, સંસ્થાની પ્રણાલિકા, સંસ્થા જે સ્થળમાં હોય તે સ્થળનું વાતાવરણ, વગેરે બધું ધ્યાનમાં લેવું ઘટે છે.

અને આ પ્રમાણે વાપરવાની રકમ નક્કી થયા પછી ગૃહપતિનું કામ દરેક વખતે વિદ્યાર્થીએ કઈ ચીજ લેવી અને કઇ ન લેવી તે નક્કી કરવાનું રહેતું નથી. ગૃહપતિએ પોતાના વિદ્યાર્થીઓ સાથેના સહવાસમાં અવારનવાર ખાનગી પૈસા કેવી રીતે વપરાય, સત્રનું બજેટ વિદ્યાર્થી કેમ કરે, ચીજ વસ્તુ ખરીદ કરતાં શું શું વિચારાય એવી વાતો કરવી, સંસ્થાના પ્રત્યક્ષ પરિચયથી એ વાત તેમના લક્ષ પર લાવવી, અને પછી તો તેમને છૂટા મૂકી દેવા. આ પ્રમાણે છૂટો મૂકી દીધેલ વિદ્યાર્થી કાંઇનું કાંઇ કરી બેસશે એવી બીક રાખવાનું કશું પ્રયોજન નથી. વિદ્યાર્થી ભૂલ કરી બેસશે એમાં ના નથી; પણ એ ભૂલ કરશે, નકામા પૈસા ખર્ચી બેસશે અને કામ વખતે હાથ ખાલી થશે ત્યારે જ તેને સમજણ આવવાની છે, અને તે વિચાર કરવાનો છે.

પણ આ આખી તાલીમની ચાવી ખર્ચવાની રકમ નક્કી કરવામાં છે. જે તવંગર કુટુંબોમાં આવી રકમ નક્કી નથી હોતી ત્યાં આ પ્રકારની તાલીમ મળતી જ નથી, કારણ કે અમુક વસ્તુની ખાતર બીજી વસ્તુ જતી કરવી પડતી નથી. જેમ તવંગર કુટુંબોનાં ફરજંદોને આ તાલીમનો લાભ નથી મળતો તેમ જ જ્યાં છોકરાઓને પોતાના ખાનગી પૈસા જે હોતા નથી ત્યાં પણ આ ઉણપ રહી જવાનો સંભવ છે. જે જે છાત્રાલયોમાં વિદ્યાર્થીઓને તમામ ચીજો છાત્રાલયો તરફથી જ મળે છે અને તેમને પોતાની કશી પસંદગી કરવાની હોતી નથી, ત્યાં પોતાનું દ્રવ્ય વાપરવાની તાલીમ નથી મળતી. જે કુટુંબોમાં બાળકોને રીતસર ખાનગી પૈસા આપવામાં આવતા નથી ત્યાં ઘરની આર્થિક સ્થિતિ, બાળકના ભાવાભાવ, માબાપનાં વલણ વગેરે બાળકની પાસે એટલાં સ્પષ્ટ હોય છે કે રીતસરના ખાનગી દ્રવ્ય વિના પણ આ જાતની તાલીમમાંથી તે અનાયાસે પસાર થઇ જાય છે. પણ આવાં કુટુંબો પણ તેમની એવી રકમ બાળકને સોંપી જ દે અને તેનો ઉપયોગ કેવળ તેના પર જ છોડી દે તો એથી જરૂર વધારે લાભ થાય.

વિદ્યાર્થીને પૈસો પોતાની મેળે વાપરવા જ ન દેવો અને પછી પૈસો વાપરવાની આવડત માગવી એ કેવું બેહૂદું છે? વિદ્યાર્થીને માર્ગ બતાવો, છતાં ન માને તો ઠોકર ખાવા દો; પણ દરરોજ ઠોકરની બીકથી તેને સંતાપો નહિ. જીવનમાં ઠોકરો ખાધા વિના કોઇને શક્તિ આવી સાંભળી છે ! ઠોકર વિના માણસ ચડતો જ નથી, ચડી શકે જ નહિ. નાનાભાઈ

## જવાબદારી ન જ સમજે તો ?

બારથી સોળ વર્ષ સુધીની ઉંમર એવી છે કે જ્યારે જવાબદારી સમજવી અને અદા કરવી એ જરૂરનું છે એમ મોટેરાંઓ માને અને બારથી સોળ વર્ષ સુધીના છોકરાઓને મનાવે. છાત્રાલયો તેમ જ માધ્યમિક શાળાઓ એ એવા પ્રકારની સંસ્થાઓ છે કે જ્યાં બારથી સોળ વર્ષ સુધીના વિદ્યાર્થીઓની સંખ્યા વિશેષ પ્રમાણમાં હોય. આ વિદ્યાર્થીઓ પોતાની જવાબદારીઓ સમજે અને તે પ્રમાણે આચરણ કરે તેમ ગૃહપતિઓ અને શિક્ષકો હમેશાં ઇચ્છતા હોય છે. એક કાળ એવો હતો જે વખતે બારથી સોળ વર્ષની ઉંમર સુધીના વિદ્યાર્થીને જવાબદારી સોંપવી એ વિચાર જ ખોટો લેખાતો. એવડી નાની ઉંમરના છોકરાઓ

જવાબદારી શી રીતે ઉઠાવી શકે ? તેમની બધી જવાબદારીઓ 'મોટેરાં-ઓએ જ સંભાળવાની ! પરંતુ આજે હવે એ કાળ રહ્યો નથી. આજે તો વિદ્યાર્થીને માથે જવાબદારી નાખવી અને તેમાંથી તે કેવી રીતે પસાર થતો રહે છે તે જોયા કરવું, અને જરૂર જણાય ત્યાં મદદ કરવી એ સિદ્ધાંતનું પાલન શિક્ષણની દુનિયામાં થવા લાગ્યું છે. નાની ઉંમરનો વિદ્યાર્થી જવાબદારીનો ભાર વહી ન શકે તો તેને વસ્તુસ્થિતિનું ભાન કરાવી ઉપાડી શકે તેવા બોજા તળે મૂકવો એ આજની સ્થિતિ છે. પરંતુ આ નવીન પરિસ્થિતિની સાથે જ વિદ્યાર્થીઓ તરફના માનની વૃત્તિ અને તેને કોઈ પણ પ્રકારની શિક્ષા નહિ કરવાની ભાવના શિક્ષણની દુનિયામાં પ્રવેશ્યાં છે. આના પરિણામે શિક્ષક તેમ જ ગૃહપતિની મુશ્કેલીઓ દેખીતી રીતે થોડીએક વધી છે. ચૌદ પંદર વર્ષની ઉંમરના વિદ્યાર્થીને અમુક જવાબદારીભર્યું કામ સોંપવામાં આવે અથવા તો અમુક ન કરવાનું કહેવામાં આવે; વિદ્યાર્થી વાત સમજે ખરો પણ આચરણમાં ભૂલો કરે અથવા તો શિથિલતા બતાવે; ગૃહપતિ કે શિક્ષક તેને વારંવાર પોતાની શિથિલતાનું ભાન કરાવે, અને છતાં વિદ્યાર્થી તો એનો એ જ રહે. આવે વખતે શું કરવું એ ઘણાને મૂંઝવનારો પ્રશ્ન થઇ પડે છે. વિદ્યાર્થીને ઠપકો દેવાય નહિ, તેને ટોકાય નહિ અને શિક્ષા તો થાય જ શાની ? ત્યારે પછી ઉંમરમાં વધતા જતા વિદ્યાર્થીને તેની જવાબદારીનું ભાન કેવી રીતે કરાવવું અને તેની ભૂલોમાંથી કેમ છોડવવો એ પ્રશ્ન આપણે જરૂર વિચારવાનો રહે છે- ખાસ કરીને આપણે ગૃહપતિઓએ. આપણે તો જુદા જુદા સ્વભાવના અને જુદી જુદી ખાસિયતોથી ભરેલા સંખ્યાબંધ વિદ્યાર્થીઓને લઇને બેઠેલા હોઇએ છીએ. વળી આ વિદ્યાર્થીઓનો પ્રશ્ન કંઇ એક માસનો કે એક વર્ષનો નથી હોતો. તેઓ તો આપણી સાથે વરસો સુધી રહેવાના હોય છે. તેમની સાથે કેમ કામ કરવું તે બાબતમાં અનેક ગૃહપતિ-ભાઇઓ વારંવાર પૂછ્યા કરે છે. આપણે એનો થોડોએક વિચાર આજે કરીએ.

ધીરજ એ આપણા જીવનનો મુદ્રાલેખ હોવો ઘટે. આવા વિદ્યાર્થીઓ સાથે કામ લેતી વખતે આપણે કદિ પણ ધીરજ ખોઇએ નહિ. ધીરજ ન ખોવી એનો એટલો જ અર્થ નથી કે જે ઘડીએ આપણે એવા વિદ્યાર્થીઓ સાથે કામ કરતા હોઇએ તેટલી ઘડી જ આપણે તેની સાથે ધીરજથી કામ કરવાનું. ધીરજ એટલે તો આવાં કામો માટે આપણા સ્વભાવમાં કાયમને

માટે જડાઇ ગએલી વસ્તુ. વિદ્યાર્થીની પોતાની ભૂલ માટે કે શિથિલતા માટે કે જવાબદારી અદા ન કરવા માટે એક વખત આપણે કંઇક કહીએ: જોરથી કહીએ, દુઃખી થઇને કહીએ, સમજાવીને કહીએ. અને પછી વિદ્યાર્થી આપણને ખાત્રી આપે કે હવેથી તેમ થવાનું નથી. આપણે એ વખતે માની લઇએ કે વિદ્યાર્થીને પોતાની જવાબદારીનું ભાન થયું છે, અને હવે પછી જરૂર તે ભૂલ કરવાનો નથી, તો આપણે ભૂલ કરીએ છીએ તેમ માની લેવું ! એક વખત તો શું પણ અનેક વખત ગંભીર થઇને કે દુઃખી થઇને વિદ્યાર્થીને એકની એક વાત કહો; વિદ્યાર્થી પણ તેટલી જ વખત ફરીથી તેમ નહિ કરવાની ખાત્રી આપે; તો પણ એ વિદ્યાર્થી છે, ઘડતરની દશામાં છે, હજી તેના વિચારો અને આચારો ઉપર તેને પૂરો કાબુ નથી આવ્યો, એ વાત આપણે ન ભૂલીએ. વિદ્યાર્થી તેવી ભૂલોનું પુનરાવર્તન કરવાનો જ છે, અને આપણે તેવી ભૂલોનો નિર્દેશ અને તેમાંથી છૂટી જવાના માર્ગોનું પુનર્દર્શન તેટલી જ વાર તેને કરાવવાનું રહે છે. આ બાબતમાં આપણી ધીરજ એટલી બધી હોવી જોઇએ કે એકની એક વાત સાંભળી સાંભળીને વિદ્યાર્થી કંટાળે પણ આપણે તેની તે જ વાત કહેતાં જરા પણ થાકીએ નહિ કે કંટાળીએ નહિ. આખરે ઘણી વખત કાં તો અંતરમાં એકાએક ભાન જાગવાથી અથવા તો આપણને એકની એક વસ્તુ ઉપર સાંભળવાનો કંટાળો જન્મવાથી વિદ્યાર્થી તેવી ભૂલો કરતો અટકે છે અને જવાબદાર બનવાની દરકાર રાખવા લાગે છે. વિદ્યાર્થી ઉંમર લાયક થવા આવ્યો હોય તો પણ જવાબદારી ખંખેરી નાખવા જેવી ભૂલો કર્યા કરવાનો છે અને આપણે તે બાબતમાં હમેશાં જાગતા રહી તેનું ભાન જગવવાના પ્રયત્નો, કશા પણ થાક કે કંટાળા વિના કર્યા જ કરવાના છે, તેવી ચોક્કસ માન્યતાથી આપણે ચાલીએ તો આવા કિસ્સાઓમાં આપણી ધીરજ ખૂટવાની નથી; અને વધારે પડતી આશાઓ બાંધવાની આપણને જે ટેવ પડેલી છે તે પણ આપણામાંથી ખસી જવાની છે. કેટલીક વખત આપણે શાંતિ ગુમાવી બેસીએ છીએ તેના મૂળમાં આપણા કામના પરિણામની વધારે પડતી બાંધેલી આપણી આશાઓ હોય છે. આપણે અમુક કામ આટલો વખત ગુમાવીને અને આટલી શક્તિઓ ખરચીને કર્યું માટે તેનું આટલું પરિણામ તો આવવું જ જોઇએ તેવી આશા આપણા મનમાં સહેજે બંધાઈ જતી હોય છે. આવી આશાઓ કેળવણીનું કાર્ય કરનારે પોતાના મનમાં ન સેવવી તે જરૂરનું છે. નિષ્કામ કર્મનો પાઠ જીવનરમાં ઉતારવાની કોઇને પણ ખરી

જરૂર હોય તો તે શિક્ષકોને-ગૃહપતિઓને છે. આપણે આપણું કામ કર્યા જઇએ અને પરિણામ ઇશ્વરના હાથમાં સોંપીએ. આવી રીતે કામ કરતાં આપણને ભૂલ દેખાઇ જાય તો તે વખતે આપણને અનહદ આનંદ થવાનો છે. ધીરજવાળો માણસ કોઈ દિવસ મનની તુલા ખોવાનો નથી, એટલે તે વિદ્યાર્થીના વિકાસમાં તેને આગળ ને આગળ ધકેલવા માટે હમેશાં પ્રયત્નશીલ પણ રહ્યા કરે છે.

ધીરજની સાથે જ ધ્યાનમાં રાખવા જેવી વસ્તુ તે તેવા વિદ્યાર્થીઓ સાથેનો આપણો વર્તાવ. જ્યારે જ્યારે પણ વિદ્યાર્થીઓ જવાબદારી નહિ સમજવાની અથવા તો જવાબદારીમાંની છટકી જવાની ભૂલો કરે છે એમ આપણને દેખાય, ત્યારે તેમની સાથેનો આપણો વર્તાવ સ્વચ્છ વિચારોનો અને નિર્મળ વાણીમાં થવો જોઇએ. ઘણીએ વખત એવું બને છે કે તેવા વિદ્યાર્થીઓ સાથે આપણે ઉપર ઉપરથી મીઠી અને નમ્ર ભાષામાં વાત કરીએ; પણ આપણા વ્યવહારની પાછળ આપણી દાઝ હોય છે, આપણો કોપ હોય છે, અથવા તો આપણો કંટાળો હોય છે. આપણી ભાષા ગમે તેટલી મીઠી અને વિવેકી હોય પરંતુ તેની પાછળની આપણી વૃત્તિને પકડી પાડતાં વિદ્યાર્થીને વાર લાગતી નથી. આપણી ભાષાનું કોઈ એક વાક્ય અથવા તો કોઇ એક શબ્દ પણ વિદ્યાર્થીના અંતરમાં સોંસરવો ઉતરી જાય છે. શારીરિક શિક્ષા અથવા તો ખુલ્લાં મેણાંટૂણાં કે ગાળો જે કામ નથી કરતાં તે આવો એકાદ શબ્દ અથવા તો એકાદ વાકય કરી શકે છે. વિદ્યાર્થીના હૃદય ઉપર તેની ભયંકર અસર થાય છે. જવાબદારીનું ભાન જાગવાને બદલે અથવા તો ભૂલોથી દૂર ખસવાને બદલે તે વધારે બીનજવાબદાર બનવાના વિચારો સેવે છે; અને અમસ્તી કદિ પણ ન કરે તેવી ભૂલો જાણી જોઇને આચરવાનો દુરાગ્રહ મનમાં બાંધે છે. વિદ્યાર્થી તરફ આપણા મનની જે વૃત્તિ હોય છે તે આપણે ન જાણી શકીએ તેમ આપણી વાણી દ્વારા વ્યક્ત થઇ જ જાય છે. *વિદ્યાર્થી તેને પિછાની શકે છે. અને ભાષામાં ગમે તેટલી* નમ્રતા કે ધીરજ હોવા છતાં વૃત્તિની કડકાઈ અને અધીરાઇ વિદ્યાર્થી ઉપર અસર કર્યા વિના રહેતી જ નથી.

એ જ રીતે ધ્યાનમાં રાખવા જેવી વસ્તુ તે આપણી વાણીની નિર્મળતા છે. વિદ્યાર્થી તરફની આપણી વૃત્તિ શુદ્ધ હોય, આપણા મનમાં સહેજ પણ કંટાળો કે તિરસ્કાર ન હોય, છતાં આપણે જે કહેવાનું હોય છે તે નિર્મળ વાણી દ્વારા ન કહીએ તો તેની અસર પણ થઈ શકતી નથી.

અશુદ્ધ વૃત્તિ સાથે ભળેલી ખોટી વિવેકી ભાષા વિદ્યાર્થી ઉપર અવળી અસર કરે છે, તો ગંદી અને અવિવેકી ભાષા દ્વારા વ્યક્ત થતું વર્ણન વાંઝિયું બની રહે છે. આપણી માતૃભાષામાં પ્રચલિત લોકોક્તિ પ્રમાણે 'બા' અને 'બાપની વહુ' ની વચ્ચેનો ભેદ વિચારવા જેવો છે. ગમે તેટલી શુદ્ધ વૃત્તિને પણ નિર્મળ સ્વાંગ ન મળે તો તે કશી અસર ઉપજાવી શકે નહિ. વખત જતાં કદાચ મલિન સ્વાંગના કારણે જ વૃત્તિ પોતે પણ મલિન બનતી જાય તો નવાઇ નહિ. આપણે ગૃહપતિ–શિક્ષકોએ દરેક પ્રકારના આપણા વિદ્યાર્થીઓ સાથેના વર્તાવમાં વૃત્તિની શુદ્ધિ અને વાણીની નિર્મળતા જાળવવાં અત્યંત આવશ્યક છે.

જવાબદારીનું ભાન જગવવા માટે ત્રીજી અગત્યની વસ્તુ તે જવાબદારીનાં જોખમો ખેડવા દેવાં તે છે. અમુક ઉંમરના વિદ્યાર્થીઓ અમુક પ્રકારની જવાબદારી સમજે અને તે પ્રમાણે વર્તે એમ આપણે ઇચ્છતા હોઇએ છીએ; તે બાબતમાં રોજ વિદ્યાર્થીની પાછળ પણ પડતા હોઇએ છીએ. પરંતુ એકાદ બે વખત નાની એવી જવાબદારીમાંથી પણ બરાબર પાર નહિ પડેલા હોવાથી તેવા વિદ્યાર્થીઓને આપણે પૂર્ણ જવાબદારી સોંપતાં અચકાઇએ છીએ. આ આપણ સર્વનો અનુભવ હોય છે. વિદ્યાર્થીઓએ જવાબદારી ઉપાડવી જોઇએ, કોઇ પણ પ્રકારની ભૂલો થતી હોય તો તે સુધારવી જોઇએ, તેવી ઝૂમો આપણે પાડીએ છીએ ખરા. પરંતુ તેમને માથે પૂર્ણ જવાબદારી ઓઢાડી દેતાં સહેજસાજ અચકાઇએ છીએ. આપણા મનમાં ઉંડે ઉંડે પણ એવી એક દહેશત રહેલી હોય છે કે વિદ્યાર્થી જવાબદારી અદા કરવામા શિથિલ રહેશે તો કામ બગડશે,' અથવા તો અમુક કામ કરવા જતાં ભારે મોટી ભૂલ કરશે તો કામ વિફરશે; તેથી તો જવાબદારીની મોટી મોટી વાતો કરવા છતાં ઘણી વખત આપણે વિદ્યાર્થીને તો તેનાથી દૂર જ રાખીએ છીએ. રખેને વિદ્યાર્થી જવાબદારીનું જોખમ ખેડવા જતા જોખમાઇ જાય અને પોતાને તેમ જ અન્યને નુકશાન કરી બેસે તેવા ડરથી જે જાતની જવાબદારી આપણે સંપૂર્ણ છૂટથી તેને આપવી જોઇએ તે આપતા નથી. છૂટ વિનાનો જવાબદાર વિદ્યાર્થી તેવી જવાબદારી ઉપાડતાં અચકાય છે, તર્ક વિતર્કોએ ચઢી જાય છે, અને જેને આપણે ભૂલો કહીએ તેવી ભૂલો કરી બેસે છે; અથવા તો જેને આપણે બેદરકારી કહીએ તેવી બેદરકારી બતાવે છે. વિદ્યાર્થીને

જવાબદારીનું સાચું ભાન કરાવવું હોય તો તેને પૂર્ણ જવાબદારી સોંપી દેવી જોઇએ; સાથે સાથે જ તે જવાબદારીને અદા કરી શકે માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપી દેવું જોઇએ; અને આપણે તો વિદ્યાર્થીની જવાબદારી અદા કરવા પ્રયોગોના દ્રષ્ટા બની રહેવું જોઇએ. એવી જવાબદારી સોંપતા પહેલાં અલબત્ત વિદ્યાર્થીની શક્તિઓનું આપણે યથાર્થ માપ કાઢવું આવશ્યક છે. પરંતુ શક્તિઓનું માપ કાઢીને જવાબદારી સોંપી દીધા પછી એ જવાબદારી અદા કરવા માટેનું જરૂરી એવું સંપૂર્ણ સ્વાતંત્ર્ય વિદ્યાર્થીને આપી દેવું જોઇએ. આવું સ્વાતંત્ર્ય આપવું તેને આપણે ઘણી વખત જોખમ ખેડવા સમાન ગણીએ છીએ. ખરી રીતે એમાં કશું જોખમ નથી. પોતાની શક્તિઓની મર્યાદામાં રહીને જવાબદારીઓ ઉપાડવી તેમાં જ માણસાઈ છે; એવી જવાબદારીઓમાં ઝંપલાવવું એનું નામ જ સ્વાનુભવ મેળવવો એ છે; અને એવા સ્વાનુભવ વિના માણસનામાં રહેલી શક્તિઓનો યોગ્ય વિકાસ થઇ શકતો જ નથી.

આપણે વિચારી ગયા તે રીતે વિદ્યાર્થી સાથે કામ લઇએ તો 'વિદ્યાર્થી પોતાની જવાબદારી નથી સમજતો.' તેની ફરિયાદ કરવાનું કશું જ કારણ રહેવાનું નથી.

હરભાઈ

## માબાપો સાથે

: ૧ :

હું: "આવો ઇશ્વરભાઇ. તમને ઠેઠ અહીં સુધી આવવાની તસ્દી આપી છે તો માફ કરશો."

ઇશ્વર: "અરે એમાં તસ્દી શાની? મારો પણ સ્વાર્થ જ છે ને? તમે બોલાવો અને હું આવું તેમાં તસ્દી શાની?"

હું: "મેં અહીં સુધી તમને બોલાવ્યા છે તેમાં ખાસ કારણ છે. ચિ. હરિપ્રસાદને તમે અહીં મૂકી ગયા ત્યારે અહીં મોકલવાનું ખાસ કારણ મેં તમને પૂછયું હતું એ યાદ હશે."

ઇશ્વર: "હા જી. આપણા બે વચ્ચે તે દિવસે જે વાતચીત થએલી તે બરાબર યાદ છે."

હું: "તે વખતે તમે કહેલું કે આ સંસ્થામાં જે તાલીમ આપવામાં આવે છે તેનાથી આકર્ષાઇ તમે તેને અહીં મોકલ્યો છે."

ઇશ્વરઃ "વાત સાચી જ છે. આ સંસ્થામાં જે જાતની કેળવણી મળે છે તે ખરેખર પ્રશંસનીય છે. ચિ. હરિપ્રસાદ ઉપર તેની સુંદર અસર થતી આવે છે એ હું તેના પત્રો ઉપરથી સ્પષ્ટ જોઇ શકું છું. મને તો ખાત્રી જ છે કે એ અહીં ત્રણ ચાર વર્ષો રહેશે તે દરમ્યાન છેક જ બદલાઇ જશે. મેં તો મારા બે મિત્રોના છોકરાઓને પણ અહીં જ મોકલવાની ભલામણ કરી છે."

હું: "તમે આ સંસ્થા તરફ આટલો બધો સદ્‌ભાવ રાખો છો તે માટે તમારો ઉપકાર. આજે તો હું તમારી સાથે એક ખાસ વાત કરવા ધારૂં છું."

ઇશ્વરઃ "ઘણી જ ખુશીથી. તમે જે કંઇ પૂછશો તેનો મારાથી બનશે તે પ્રમાણેનો બરાબર ખુલાસો કરીશ."

હું: "ચિ. હરિપ્રસાદને ત્યાં ઘર આગળ શેરીઓમાં તેમ જ ત્યાંની શાળામાં કેવી કેવી સોબતો હતી તે સંબંધે કંઇ કહી શકશો ?"

ઇશ્વરઃ (સહેજ અચકાતાં) "સોબત ? સોબત કંઇ બહુ સારી ન હતી. અમારી શેરીના બે રેઢીયાળ છોકરાઓ તેની પાછળ પડેલા ને ખૂબ હેરાન કરતા. બન્ને છોકરાઓને કશું કામ નહિ, આખો દિવસ રખડ્યા કરે અને ચિ. હરિને પણ પોતાની રખડપટ્ટીમાં ઘસડે."

હું: "એ છોકરાઓ કઇ જાતના હતા અને શું કરતા?"

ઇશ્વરઃ "કડિયાના છોકરાઓ હતા. તેમનાં માબાપ તેમને ભણાવવા માટે ખૂબ મહેનત કરે પણ ભણે જ નહિ. અને ધંધે કડિયા રહ્યા એટલે માબાપને પણ ઝાઝી ચિંતા નહિ. નહિ ભણે તો પણ બાપીકો ધંધો ક્યાં ગયો છે ?"

હું: "શાળામાં કેવી દોસ્તી હશે તે કંઇ જાણો છો ?"

ઇશ્વરઃ "શાળામાં કંઈ ખાસ દોસ્તી હોય તેવું જાણવામાં નથી. બન્ને છોકરાઓ શાળામાં પણ તેની પાછળ જતા અને ત્યાંથી રખડાવા લઇ જતા. ચિ. હરિ ઉપર કોઇની પણ અસર વધારે હોય તો તે આ બે છોકરાઓની હતી."

હું: "તે છોકરાઓ ચિ. હરિપ્રસાદ સાથે આપણે ન ઇચ્છીએ તેવું શું શું કરતા તે કહી શકશો ?"

[ અહીં ઇશ્વરલાલભાઇ સહેજ ગમગીન બને છે. થોડીક ક્ષણ સુધી કશું બોલતા નથી; નીચું જોઇ રહે છે. એકાદ બે મિનિટ. પછી મારી સામું જુએ છે. ]

ઇશ્વર: "એ ઇતિહાસ ઘણો જ ખરાબ છે. મેં આપને તે કહ્યો નથી તે માટે માફ કરશો. ખરૂં કહું તો એ બેઉ છોકરાની સોબતમાંથી ખેસવી લેવા માટે જ મેં તેને અહીં મૂકયો છે."

હું: "(ઇશ્વિરભાઇને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરતાં) એ જ વાત હું વિગતથી જાણવા ઇચ્છું છું. એમના એ બેઉ દોસ્તોના ચિ. હરિ ઉપર લખેલાં એકાદ બે પોસ્ટકાર્ડ મારા વાંચવામાં આવી ગયાં. પછી તો મેં તેની સાથે ઘણી ઘણી વાતો કરી છે. પરંતુ એ બાબતમાં તમારી પાસેથી પણ જાણી લઉં એટલા માટે રૂબરૂ અહીં આવવાની તસ્દી આપવી પડી. આવી બાબતો કાગળમાં લખવી મને ઠીક નથી લાગતી. માબાપો સાથે રૂબરૂ વાતચીત થાય તેથી જે સ્પષ્ટતા થાય છે તે પત્રોથી નથી થતી."

ઇશ્વર: "એ તો આપે બહુ જ સારૂં કર્યું. એ વાત હું આપને વિગતથી જાણું છું તેટલી કહીશ."

હું: "જરા પણ સંકોચ રાખ્યા વિના કહેશો ?"

ઇશ્વર: "હવે વળી સંકોચ શાનો? એ બન્ને છોકરાઓનાં માબાપો અમારા જૂના પાડોશી છે. તેમનો ધંધો કડિયાનો છે પણ માણસો ખૂબ ખાનદાન. બન્ને જણાને આ એકના એક દીકરા; બંને પિત્રાઇ ભાઇ થાય. કડિયાનો ધંધો એટલે પરગામ પણ જવાનું રહે. ઘરે છોકરાઓની સંભાળ રાખનાર કોઇ નહિ. માતાઓને તો છોકરા લાડકા, અને તેમાં અભણ મા! પછી બાકી શું રહે ? છોકરાઓ અવળે રસ્તે ચડવા લાગ્યા. બીડીઓ પીએ, હોટેલોમાં બેસી રહે, બજારનું ગમે તે ખાય, ખોટું બોલી બોલીને પૈસા લઇ જાય, સિનેમા નાટકોમાં રખડ્યા કરે, ક્યારેક તો ઘરમાંથી ચીજવસ્તુ પણ ઉપાડી જાય ! ચિ. હરિને તેમણે ફાંસામાં લીધો. હું મારા ધંધામાં રોકાઇ રહું અને તેની બાને ગમે તેમ આડુંઅવળું સમજાવી છોકરાઓ સાથે રખડવા ચાલ્યો જાય. એની મા ખાનગી પૈસા પણ આપવા લાગી. ગયા વરસમાં તો આ વાત એટલી બધી વધી ગઇ કે મારા દુઃખનો પાર ન રહ્યો.

એક દિવસ તો છોકરાઓને હરિ સાથે અકુદરતી કાર્ય કરતા પણ જોયા. [ અહીં ઇશ્વરભાઈની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. ગળે ડૂમો ભરાયો અને બે ત્રણ મિનિટ અવાક્ બેસી રહ્યા. પછી ધીમે અવાજે આગળ વાત કરવા લાગ્યા ] મેં એમને પકડ્યા, પેલા બે છોકરાઓને ધમકાવ્યા અને હરિને તો ખૂબ માર્યો. ( વળી પાછા ઇશ્વરભાઈ રડી પડ્યા. ) પણ મારથી શું થાય ? આવા માર નકામા છે એ હું પણ જાણું છું. હું પોતે જ પાછળથી ખૂબ રડ્યો હરિના ભવિષ્ય સંબંધે મારા મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. મને કરી જ ગમ ન પડે. આખરે એક મિત્રે આપની સંસ્થાનું સૂચન કર્યું અને હું અહીં દોડ્યો આવ્યો."

હું: "એ તો તમે ઠીક જ કર્યું. આ સંસ્થા જાહેરની છે, અને જાહેર પ્રજાને પોતાના બાળકો મોકલવાનો અધિકાર છે. પણ તમે પછી ચિ. હરિ સાથે કંઇ વાતચીત કરેલી કે ?"

ઇશ્વર: "જરાયે નહિ. એ મારાથી શરમાય અને મારી જીભ પણ એ છેલ્લો પ્રસંગ જોયા પછી તો બંધ જ થઇ ગઈ !"

હું: "સારૂં. આ બાબતમાં મારે જાણવું હતું એટલું તો જાણી લીધું. અત્યારે તમે સહેજ અસ્વસ્થ થઇ ગયા છો એટલે કડક ભાષા નથી વાપરતો. પણુ ભાઈસાહેબ, પોતાના બાળક સંબંધમાં આવી બધી વાતો પહેલેથી જ તમારાં જેવાં માબાપો કહી મોકલતાં હોય તો અમારા જેવાનું કામ કેટલું સરળ થાય ? ચિ. હરિ ઉપર વ્યક્તિગત ધ્યાન આપવાનો એક પ્રસંગ તાત્કાલિક મળી ગયો તે ન મળ્યો હોત તો તો મને લાગે છે કે વરસો સુધી હું અંધારામાં જ રહેત ! ચાલો, બધું ઠીક થયું. કંઇ નહિ તો ચિ. હરિપ્રસાદ માટે તો લાભનું જ થયું."

: ૨ :

હું: "આવો માણેકલાલભાઇ, આજે તો તમને ખાસ તસ્દી આપવી પડી છે."

માણેકલાલ: "એમાં તસ્દી શાની ? મારે અહીં થોડુંએક વહિવટી કામ હતું જ. તેમાં તમારો કાગળ મળ્યો એટલે પછી મનને થયું કે ચાલ ને વહેલો જઈ આવું, કમળને પણ મળી લેવાશે."

હું: " આ વખતે મેં તમને ચિ. કમળ માટે ખાસ બોલાવ્યા છે. તેમના સંબંધે થોડીએક હકીકતો તમારી પાસેથી જાણી લેવાની ખાસ જરૂર જણાય છે."

માણેકલાલ: "ઘણી જ ખુશીથી. જે કંઈ કહેશો તે સઘળું જણાવીશ. કમળને અહીં મૂક્યા છ માસ થયા. તે દરમ્યાન તેનામાં ઘણા સુધારા થયા છે તેમ હું તેના પત્રો ઉપરથી જોઇ શકું છું. તેની તબિયત તો ખૂબ ઠેકાણે આવતી જતી હોય તેમ દેખાય છે. પાંચ શેર તો વજન પણ વધ્યું."

હું: " એ સંબંધે જ ખાસ તમને પૂછવું છે. તેના અભ્યાસ સંબંધે કે બીજા સુધારા સંબંધે તો જાણે કે ઠીક; મારે પૂછવું છે એ તો એના શરીર સંબંધે."

માણેકલાલ: " જરૂર જરૂર. એના શરીરમાં એવા ફેરફારો થવા માંડ્યા છે કે બસ! આજે જ મેં આવતાવેંત મેં તેને જોયો અને હું તો ખુશ ખુશ થઇ ગયો."

હું: " તમારી ખુશાલીને જરા રોકું? તમને યાદ હશે કે તમે કમળને મૂકવા આવ્યા ત્યારે જ મેં તમને ભાર દઇને પૂછ્યું હતું કે તેના શરીરના સંબંધમાં જેટલું જેટલું કહેવાપણું હોય તે મને કહેતા જાઓ."

માણેકલાલ: " હા જી. અને મેં તે જ વખતે જણાવ્યું પણ હતું કે તેનું શરીર ખૂબ ખરાબ રહે છે માટે ઘણી સંભાળ લેવાની જરૂર રહેશે."

હું: " હા. પણ મેં તો તેના શરીરમાં કંઇ રોગ છે કે નહિ તે વિષે પૂછ્યું હતું."

માણેકલાલ: " મેં આપને એમ તો કહ્યું હતું કે એને ખાવું પચતું નથી અને શરીર દિવસે દિવસે ફિક્કું પડતું જાય છે."

હું: " તેના કાકડા વધેલા હતા એ તમે જાણતા હતા?"

માણેકલાલ: ( શરમથી અવાજમાં ફેર પડે છે ) " હા. એક વખત અમારે ત્યાંના એક ડાકટરે કહેલું કે એના કાકડા વધવા લાગ્યા છે; અને તે કપાવવા પડશે. એટલે જ તો તમારો અભિપ્રાય આવ્યો કે તેના કાકડા કપાવવા છે એટલે મેં તુરત જ હા કહી. મેં જોયું કે તેના કાકડા સરસ રીતે કપાયા છે અને તેથી ઘણો લાભ ગયો છે."

હું: "માણેકલાલભાઇ, જરા આકરૂં બોલું તો માફ કરશો. કમળાના શરીરમાં કેટલા રોગો છે તેની તમને કદાચ ખબર નહિ હોય. તેના દાંતમાં સડો છે. તેની આંખમાં ખીલ છે, તેનો કાન વહે છે; કાકડા તો કપાવ્યા પણ હવે કદાચ તેને એપેન્ડીસાઇટીસનું ઓપરેશન પણ કરાવવું પડશે. તેને બંધકોશ રહ્યા કરતો અને પેડુમાં એક પડખે હમેશાં દુખ્યા જ કરતું તેથી વહેમ પડવાથી ડાકટરને ઝીણવટથી તપાસ કરવા કહ્યું તો તેણે આવી સલાહ આપી છે. આ બધું તમે જાણતા હતા?"

માણેકલાલ: (ખૂબ શરમાઇ જતા હોય તેમ જણાય છે. ઘડીક મૂંગા રહે છે. પછી જાણે કે પોતે ગુન્હેગાર હોય તેમ ધીમે અવાજે કહે છે) હા જી. તમે કહો છો તે બધી વાતો મુંબઇના એક ડાકટરે આજથી વરસ દિવસ પહેલાં તેના શરીરની તપાસ કરાવી ત્યારે કહી હતી, ત્યારથી મને પણ મનમાં ખૂબ ચિંતા પણ પેઠી હતી."

હું: "ત્યારે ભાઇ સાહેબ, તમે અહીં મૂકવા આવ્યા ત્યારે આ બધી વાત કહી હોત તો? અહીં તો કમળના શરીરમાં એક પછી એક રોગ છે તેવી ખબર પડતી જાય અને મારો જીવ ઉંચો થતો જાય. મેં તમને ભાર દઇને પૂછ્યું પણ હતું."

માણેકલાલ: "એ જ અમારા જેવાની મોટી ભૂલ હોય છે ને! તે વખતે મનમાં થયા જ કરતું હતું કે કહી દઉં. પણ (અવાજ વધારે ધીમો પડે છે) સાચું કહું કે કદાચ આવા રોગી શરીરવાળા છોકરાને તમે નહિ રાખો. મારા મનમાં એમ હતું કે અહીં રહેવાથી હવાફેર અને સ્થળફેરને કારણે તેના શરીરમાં ઘણો ફેરફાર થઇ જશે; અને કંઇ રોગના ઉપાયની ખાસ જરૂર જણાશે ત્યારે હું તમને એ બધી વાતો કહીશ."

હું: "આ જ અમારા માર્ગની મુશ્કેલીઓ હોય છે. માફ કરજો, આ કંઇ તમને એકલાને નથી કહેતો. પણ માબાપો પોતાના બાળકો સંબંધે પેટ ખોલીને બધી વાતો કહી દેતાં હોય તો અમારી ઘણી શક્તિઓ બચી જવા પામે."

માણેકલાલ: "આપની વાત બરાબર છે. માબાપોએ તેમ કરવું જ જોઇએ. મને પણ આજે એ વાતનો પસ્તાવો થાય છે."

હું: "ચાલો, આજે પણ આટલી હૃદય ખોલીને વાત થઇ એ સુંદર થયું. મનના દુઃખના કારણે મારાથી જરા આકરી ભાષા બોલાઈ

ગયું છે તે માફ કરશો."

માણેકલાલ: "અરે, એવું શું બોલો છો સાહેબ? આજે તો તમે મારા જીવનની એક મોટી ભૂલ બતાવી. તે ખાતે તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો."

હું: "કહો, હવે કમળનું શું કરશું? તેને ઓપરેશનની જરૂર રહેશે કદાચ. તો તમે તેને મુંબઈ ખાકી તપાસ માટે લઈ જાઓ તેવી મારી સલાહ છે."

માણેકલાલ: "મારે તે મંજુર જ હોય. આજે જ મારી સાથે લેતો જાઉં. પણ સાહેબ, આજે હવે હૃદય ખોલીને વાતો કરવા બેઠા છીએ ત્યારે મારા મનની એક શંકા પણ તમારી પાસે મૂકી દઉં."

હું: "જરૂર કહો. મને કહેવામાં કશો પણ સંકોચ નહિ રાખો."

માણેકલાલ: "કમળને મુંબઈ લઇ જાઉં. જરૂર પડશે તો ઓપરેશન પણ કરાવી લઇશ. પણ એને પાછો અહીં રાખશો ને? મને કહેતાં જરા શરમ આવે છે; પણ હવે આજે તો કહી જ દઉં. તેના શરીરની સુધારણા અર્થે જ મેં તેને અહીં મોકલેલો. મારી ધંધાની જંજાળમાં તેના શરીર તરફ હું ખૂબ બેદરકાર રહેલો. તેની માતા તો નાનપણથી જ ગુજરી ગએલી પરિણામે આજે કમળની આ દશા થઇ છે. મને શરમ તો આવે જ છે. મારી ભૂલો માટે તમારા જેવાઓને સહન કરવાનું કહેતાં ખૂબ સંકોચ થાય છે, પરંતુ મારા ઉપર આટલી કૃપા કરશો?"

હું: "કશી ફિકર ન કરો. આજે તો હવે ચિ. કમળ જેટલો તમારો છે તેટલો જ મારો પણ છે. તેને અહીં રાખ્યા પછી હવે બધી શક્તિઓ તેના ઉપર ખરચતાં મને આનંદ જ થવાનો છે. તમે આજે લઇ જાઓ. પછી ડાકટરની સલાહ પડે કે તુરત જ મોકલી આપશો."

માણેકલાલ: "ઉપકાર."

: ૩ :

હું: "આવો ઠાકોરભાઇ, ક્યારે અત્યારે આવ્યા?"

ઠાકોર: "હા જી. અત્યારની ગાડીમાં જ આવ્યો. આપે લખેલું એટલે પછી મને થયું કે ચિ. મધુને હું જ મૂકવા આવું."

હું: "બહુ સારું કર્યું. મારે તમારું ખાસ અગત્યનું કામ છે, માટે બોલાવવા પડ્યા છે. ચિ. મધુ આવ્યો કે?"

ઠાકોર: "હા જી. એ તો આવ્યો એ તે અને કામે પણ ચડી ગયો!"

હું: "ચાલો, ઠીક થયું. જરા સ્વસ્થ થઇને બેસો ને! આપણે જરા નિરાંતે વાતો કરીએ."

ઠાકોર: "હા જી, કંઇ ચિંતા નહિ."

હું: "ચિ. મધુને અત્યાર સુધીમાં કેટલી નિશાળો બદલાવવી પડેલી?"

ઠાકોર: "પાર વિનાની. જુઓ ને સાહેબ, મારી તો નોકરી જ એવી. આજે એક શહેરમાં તો કાલે બીજા શહેરમાં. રખડપટ્ટીમાં એનું શિક્ષણ સાવ બગડયું. દેશમાં એકાદ વર્ષ રાખે તો પણ ત્યાં કોણ દેખરેખ રાખે? નહિતર તો આવડી મોટી ઉંમરે બીજી જ શ્રેણી થોડી ભણતો હોય?"

હું: "એ તો હજી મોટી ઉંમર થશે તો પણ કદાચ બીજી જ ભણતો હશે!"

ઠાકોર: "કેમ એમ? આમ બોલો છો તેમાં કંઈ સમજણ પડતી નથી."

હું: (સહેજ હસીને) "એ સમજણ નક્કી કરવા માટે જ તો તમને અહીં સુધી તસ્દી આપી છે ને?"

ઠાકોર: "કેમ, મધુ ભણી શકશે તેમ નથી લાગતું?"

હું: "જે જે નિશાળો બદલાવી તેના શિક્ષકોનો શો અભિપ્રાય પડેલો?"

ઠાકોર: "તેઓ તો કશા અભિપ્રાય ઉપર જ નહિ આવી શકેલા. એક જણ કહે કે તેનામાં બુદ્ધિ છે પણ તે ખીલી નથી શકી. બીજો કહે કે તેનામાં બુદ્ધિ જેવું જ કશું નથી. ત્રીજો કહે કે તેનામાં બુદ્ધિ છે પણ તે આજના શીખવાના વિષયોમાં કામ લાગે તેવી નહિ. એ તો કોઇ હુન્નરઉદ્યોગનો જીવ છે, અને તેમાં સરસ બુદ્ધિ બતાવી શકશે."

હું: "ત્યારે એ બધાએ તેને શું અને શી રીતે ભણાવ્યો?"

ઠાકોર: "સૌની મતિમાં સૂઝયું તેમ સૌએ ભણાવવાના પ્રયત્નો કર્યા! અને તેમાંથી જ તેની આ દશા થઇ. એ કશું જ ભણી શકયો નહિ. દેશમાં મોકલ્યો તો ત્યાં તો વૃદ્ધ કાકા અને કાકીએ ધમકાવવામાં તેમ જ માર મારવામાં બાકી જ ન રાખ્યા. આખરે થાકીને હવે અહીં મોકલ્યો છે."

હું: "તમે દાખલ કરવા આવ્યા ત્યારે મેં જે પ્રશ્નો તમને પૂછેલા તે વખતે તો તમે આમાંનું કશું જ કહ્યું ન હતું!"

ઠાકોર: "હા જી; એ જાણી જોઇને જ. આટલા બધા વિધવિધ અભિપ્રાયો તમારી પાસે મૂકીને મારે શા માટે તમને મૂંઝવવા? મેં તો સાંભળેલું

કે અહીં કેળવણીના સ્વતંત્ર પ્રયોગો જ થાય છે એટલે પછી તેમાં ક્યાંઇક મધુ બંધબેસતો આવી જશે."

હું: "એ ઠીક ન કર્યું. તમે મને જો આ વાતો પહેલેથી જ કહી હોત તો આટલો બધો વખત તેના સંબંધમાં મારે નક્કી કરવામાં ગયો તે ન જાત. અને આજે તો તેણે કેટલુંક કામ પણ કરી નાખ્યું હોત."

ઠાકોર: "એ પણ હું કબૂલ કરું છું. પરંતુ મને એમ કે અહીં તો કોઈ રસ્તો નીકળવાનો જ છે તો પછી આગળથી શા માટે આવું કંઇ કહેવું ?"

હું: "ચાલો, એ તો હવે પતી ગયું. હવે તમે કહો કે તમે પોતે શા ઇરાદાથી તેને અહીં મોકલ્યો ?"

ઠાકોર: "મેં તમને કહી તો દીધું જ કે ઘણાના હાથમાં તેનું શિક્ષણ બગડયું, એટલે મોડા મોડા પણ હું ચેત્યો. વળી બીજું એમ ખરું કે મને બીક લાગેલી કે આ છોકરો ઠોઠ રહી જશે અને રખડુ બની જશે. પછી પાછળથી પસ્તાવાને બદલે પહેલેથી જ ચેતીએ. હવે હું પણ આપને પૂછું છું કે તેના સંબંધમાં આપે શો નિર્ણય બાંધ્યો છે ?"

હું: "એ જ કહેવા મેં તમને બોલાવ્યા છે. પણ આ તો માબાપો શરૂઆતથી જ પોતાના પુત્રો સંબંધેની બધી બાબતો એક યા બીજા કારણે નથી જણાવતા તેથી અમારી મુશ્કેલીઓ કેટલી વધે છે તેનો સહેજ ખ્યાલ તમને કરાવ્યો. અને મિત્રદાવે મીઠો ઠપકો પણ આપ્યો !"

ઠાકોર: "એ ઠપકો માથે ચડાવી લઉં છું."

હું: "ચિ. મધુ ઠોઠ કે રખડુ છોકરો છે જ નહિ. તે જરા મનસ્વી સ્વભાવનો છે તે વાત સાચી. પરંતુ તેને ચીડવી ચીડવીને અને ખોટી રીતે સમજી દબાવીદબાવીને જરા અવળાઇવાળા સ્વભાવનો કરી મૂકેલો છે. તેનામાં બુદ્ધિના વિષયો ભણવાની શક્તિ નથી એ વાત પણ ખોટી છે. તેની સાથે ખરાબ રીતે વર્તવાથી અને ખોટી અને બેહૂદી પદ્ધતિથી વિષયોનું નિરૂપણ થવાથી ભણવાના વિષયો તરફ તેનામાં એક જાતનો કંટાળો પેદા થએલો છે. તેની સાથે પ્રેમ અને સહાનુભૂતિથી કામ લેવાથી અને ખોટા દબાણમાંથી તેને મુક્ત કરવાથી તે વિષયાભિમુખ થએલો છે. તેને......"

ઠાકોર: "પણ તેની ઉંમર મોટી થઇ ગઇ છે એ હકીકત તેને આડી નડશે તેવો ભય રહે છે."

હું: "એ ભય રાખવાનું કશું કારણ નથી. એની શારીરિક ઉંમર મોટી થઇ છે, પણ તેની માનસિક ઉંમર નાની છે; અને તેનામાં જિજ્ઞાસા પણ ખૂબ રહેલી છે તેથી એ અચૂક અભ્યાસ તરફ વળવાનો છે તેમાં મને શંકા નથી."

ઠાકોરઃ "બહુ સારું સાહેબ. તો તો આપનો ઉપકાર."

હું: "તેમાં મારો ઉપકાર શાનો? આ તો બધુ જે છે તે મેં તમને કહ્યું. તેની સાથે જ એ પણ કહી દઉં કે હવેથી તમે તેની સાથે વાતો કરવામાં તેમ જ તેના ઉપર કાગળો લખવામાં ખૂબ સાવચેત રહેજો. એ ઠોઠ છે અથવા તો રખડુ છે તેવા તમારા આક્ષેપોથી એ ખૂબ દુભાએલો છે તેથી તમે એ બાબત પણ સંભાળજો."

ઠાકોરઃ "એ મારી ભૂલ મને સમજાય છે, પણ એ તો ખોટી માન્યતાને લીધે હતી. હવે તો નહિ જ બને."

હું: "એ બદલ હું તો તમારો ઉપકાર જરૂર માનીશ."

હરભાઈ.

## વિદ્યાર્થીઓની નજરે

દરેક છાત્રાલયમાં વિદ્યાર્થીઓને નાની મોટી મુસાફરીમાં લઇ જવાનો કાર્યક્રમ તો હશે જ. ન હોય તો હોવો જોઇએ. નાની મોટી મુસાફરીઓમાંથી વિદ્યાર્થીઓ જે કેળવણી લે છે તે ઘરે રહેવાથી કે શાળાની ચાર દીવાલો વચ્ચે પડ્યા રાખવાથી નથી જ મળી શકતી. આ સત્ય આજે તો હવે સમજાઇ જવું જ જોઇએ. વિદ્યાર્થીઓ થોડાંએક ચોપડીનાં પાનાં નહિ વાંચે તેમાં કશી હાનિ નથી થવાની. પરંતુ અફાટ કુદરતને અને વિશાળ જનસમુદાયને નહિ વાંચે તો ભારે મોટું નુકશાન થવાનું છે.

છાત્રાલયમાં વસતા એક મોટી ઉંમરના વિદ્યાર્થીએ પોતે કરેલી મુસાફરીની પોતાની નોંધ અમને આપી છે. બીજી કોઇ સંસ્થામાં પોતે અભ્યાસ કરતા હશે તે વખતે જે મુસાફરી કરેલી તે મુસાફરીની સાથે અત્યારે પોતે જે સંસ્થામાં છે તે સંસ્થાની મુસાફરીની જાણેઅજાણ્યે પણ તેમાં સરખામણી આવી ગઇ છે. આ વર્ણનને ભાષાના થોડા ઘણા ફેરફારો સાથે અહીં પ્રગટ કરવું ઉચિત લાગ્યું છે. તેમાંથી જુવાન છાત્રો હમદિલી અનુભવી શકશે. ગૃહપતિઓ પોતાના છાત્રોના માનસના અભ્યાસમાં કિંમતી વધારો કરી શકશે, અને માબાપો જુવાનોને મુક્તપણે રખડવું

અને એવી રખડપટ્ટીઓમાંથી જીવનના પાઠો ભણતા જઇએ એ કેટલું બધું ગમે છે તે પિછાની શકશે.

મુસાફરીનું વર્ણન પોતાના એક જૂના સહાધ્યાયી મિત્રને પત્રના રૂપમાં લખેલું છે. તંત્રી.

* * *

"......................નાસ્તો કર્યા પછી અમે ચાલ્યા. રસ્તામાં એક સુંદર નદી જોઇ. થોડે દૂર વળી એ જ નદીના બે ફાંટાનો સુંદર સંગમ જોયો. આપણી ત્યાંની મુસાફરીમાં લીલોતરીનું પ્રમાણ ઓછું હતું. ડુંગરાની લીલીછમ જેવી ટેકરીઓનો દેખાવ શો સુંદર હતો ? ચોમાસાની ઋતુમાં આવી મુસાફરીઓની મજા ઓર હોય છે. આવા સુંદર દેખાવને ઘડીભર તો છોડવાનું મન પણ ન થાય.

"અહીંની મુસાફરીમાં ખાસ આપણા જેવી ડિસીપ્લીન તો નથી જ. સારાસારનો વિવેક અથવા તો યોગ્યાયોગ્યતાનો વિચાર પણ ઘણી વખત ઓછો દેખાય છે. નાસ્તા માટે કંઈ પણ ચીજ કાઢતા હોય તો ફટકો બટકો છાની રીતે મોઢામાં પણ નાખી દે! રસ્તામાં બીજાની ચીજનો તેને પૂછ્યા વિના ઉપયોગ પણ કરી દે ! પડાવ નાખ્યો હોય ત્યાં ઘોંઘાટ ઘણો હોય; શાંતિ ઓછી હોય ! આ બધું હોવા છતાં આપણી મુસાફરી અને અહીંની મુસાફરીમાં મને મોટો તફાવત દેખાયો છે. આપણે ત્યાંના વડીલો–મુરબ્બીઓ કોઇ વ્યક્તિ ઉપર ખીજાય, કોઇની ઉપર ઉતરી પડે, તેને ધમકાવે, દબડાવે, તેના પ્રત્યે ખીજાય અને તેને આંખમાં ઘાલે; કોઇએ સહેજ ભૂલ કરી હોય તો તે બિચારાનું તો આવી જ બન્યું ! અમુક અમુક એને તોછડાઈથી બોલાવે અથવા અયોગ્ય વર્તનનો વરસાદ વરસાવે આ એક જ વસ્તુ આપણે ત્યાંની ઘણી ખરાબ કહેવાય.

"બીજું આપણે ત્યાંની મુસાફરીમાં ઉતાવળ પણ હોય છે. કોઈ પણ વસ્તુ જોવા જેવી હોય છે, અથવા કોઇ પણ જગ્યાએ આનંદ લૂંટવા જેવું હોય છે તો ત્યાં પણ ઉતાવળ કરાય છે. કોઇક નદી કે તળાવમાં ન્હાવું હોય તો કહેશે કે 'આગળ ન જશો.' 'આ તરફ ન્હાઓ.' 'ચાલો બહુ ન્હાયા.' વગેરે, જ્યારે અહીંની અમારી મુસાફરીમાં છોકરાઓને સંતોષ થાય તેટલું ન્હાવાતું.

"એક પ્રસંગ એવો બનેલો કે અમારામાંથી ત્રણ ભાઇઓએ સરત

મારેલી અને આગળ ને આગળ ચાલ્યા ગએલા. તેઓ ઉંધે રસ્તે ગયા અને અમે તો અમારે જવું હતું તે જગ્યાએ ગયા. અમે રાત્રે અગિયાર વાગે પહોંચ્યા પણ પેલા ભાઇઓ તો લગભગ અઢી વાગે આવેલા. તેમને શોધવાને ભોમીઓ પણ મોકલવામાં આવેલો ! તે ભાઇઓ આવી પહોંચ્યા ત્યારે તેમને કોઇ પણ વઢયું નહિ. તેમના તરફ ગૃહપતિએ કરડી નજર સરખી પણ કરી નહિ. તે ભાઇઓ તરફનો પ્રેમ ગૃહપતિના હૃદયમાંથી લેશ માત્ર પણ ઓછો થએલો દેખાયો નહિ. એ ભાઇઓને પોતાની ભૂલનું ભાન તેમની મેળે જ થયું ! તેમને તેમની ભૂલ દેખાઈ. જ્યારે આપણી મુસાફરીમાં આથી ઉલટું બને. આપણે ત્યાંના મોટાભાઇઓ અને વડીલો આવા મોડા થનાર તરફ અથવા ભૂલ કરનાર તરફ કરડી નજરથી જુએ. જાણે કે તેમને શુંયે કરી નાખીએ ! ભૂલ કરનારને કેમ કરીને નીચે પાડી દેવાય એવી દૃષ્ટિ તે વખતે આપોઆપ આવી જાય. ભૂલ કરનાર ઉપર આ બધી જાતનો વરસાદ વરસી રહે પછી તેવા વર્તનના પરિણામે તે મૂંગો થઇ જાય છે; પેલાઓ તરફ તેનામાં તિરસ્કારની લાગણી જન્મે છે. પછીથી મુસાફરીનો આનંદ તે જરા પણ લૂંટી શકતો નથી. તે બિચારો પોતાના મનમાં ખૂબ દુઃખી થાય છે અને મુસાફરી ઉપરથી તેનો રસ ઉઠી જાય છે. સુંદર સુંદર કુદરત જોવી અથવા તો અનેક પ્રકારના અનુભવો લેવા તથા આનંદ અને મોજ માણવી વગેરે એક બાજુ રહી જાય છે, અને મુસાફરીમા આવવા માટે તેના મનમાં પસ્તાવો થવા લાગે છે. પછી તો કુદરત તેને વિચિત્ર દેખાવા લાગે છે; તેના સુંદર દેખાવો બેડોળ જણાવા લાગે છે. તેના મનમાંથી આનંદ ઉઠી જાય છે અને નિરાશાવાદ જન્મે છે. આપણી મુસાફરીમાં મોટા લોકો ઘણા હોઇને બધા જ મોટાઈ વાપરતા થઈ જાય છે અને તેને લીધે જ આવું બધું બનવા પામે છે. મારૂં એવું માનવું છે કે ખાસ જવાબદાર માણસ તો એક જ હોવો જોઇએ. કોઇ વખત તો કોઈ વિદ્યાર્થી તદ્દન નિર્દોષ હોય છતાં પણ તેની ઉપર મોટેરાંઓની ખીજ ઉતરે છે; તેઓ નીરાંતે એમ તો નથી જ તપાસતા કે વિદ્યાર્થીએ ખરેખર કંઇ ભૂલ કરી છે કે નહિ. પણ બસ, તેમને કંઈક નમળું કે નબળું કારણ મળવું જોઇએ. જેમ ભૂખ્યો સિંહ શિયાળ ઉપર તૂટી પડે તેમ પેલા વિદ્યાર્થી ઉપર તૂટી પડાય !

"અમારા રસ્તામાં એક નદી આવેલી. તેની બાજુમાં ઉંચો ખડક હતો. તે ખૂબ ઉંચો અને સીધો હતો. નદી જાણે કે એક ખીણમાં થઇને

વહી રહી હોય તેવો દેખાવ લાગતો. અમે બધા આ નદીમાં ન્હાવા ગએલા. તેમાંના કેટલાકને તે ઉંચી ભેખડ ઉપર ચડવાનું મન થયું. અમારા ગૃહપતિએ તેમને ના ન કહી. અમે લગભગ અર્ધા વિદ્યાર્થીઓ ખડક ઉપર ચડ્યા. આ તરફની કુદરત નીહાળી; પછીથી અમને એમ થયું કે લાવ ને, આ ખડક ઉપરથી નીચે પત્થરો ગબડાવીએ! પછી તો જે જે પત્થરો ધાર ઉપર હતા તે તે ઉઠાવીને ગબડાવવા લાગ્યા. અમને તો ખૂબ આનંદ આવવા લાગ્યો. અમારા ગૃહપતિ પણ અમારી સાથે. લગભગ બે કલાક સુધી અમે આવો આનંદ લીધો. છેવટે થાકી પણ ગયા અને ભૂખ પણ લાગી. પરંતુ અમારા ગૃહપતિએ અમને કોઇને રોકેલા જ નહિ. તેમણે અમારા આનંદ ઉપર તરાપ ન જ મારી. આપણી મુસાફરીમાં તો આમ આનંદ ન જ લેવા દે. કહેશે કે 'પડી જશો.' 'આમ થશે ને તેમ થશે.' 'વખત જશે; જલદી કરો.' 'આમ નથી કરવું, ને તેમ નથી કરવું.' 'આમ કરો ને તેમ કરો.' આવા હુકમો નાયક કાઢયા જ કરે. સાથે સાથે જેઓને તેવો આનંદ કરવો નહિ ગમતો હોય અથવા તેવો આનંદ લેવાની શક્તિ નહિ હોય તેવા ભાઇઓ તેમના તરફ કરડી નજરથી જુએ અને બેચાર અયોગ્ય શબ્દો પણ ભરડી નાખે. તેવા ભાઇઓ પર તેઓ અભિપ્રાય આપવા પણ મંડી જાય. 'એ તો આવો છે.' 'જવા દો ને એનું નામ!' 'એ તો સાવ નકામો જ છે.' વગેરે વગેરે બોલવા જ માંડશે. આ રીતે પેલા ભાઇના નિર્દોષ આનંદ ઉપર તરાપ પડશે.

"આ મુસાફરીમાં અમે કુદરતી આનંદ ઘણો જ લીધો. ગામડાંઓ તથા કુદરતને પણ સારી રીતે નીહાળી. કારણ કે આ તો ચોમાસાનો વખત હતો. આપણી મુસાફરીઓમાં પણ હવેથી આનંદ લેવા દેવામાં આવે તો સારી વાત. છોકરાઓને તેમાં મજા પડે તેમ કરવા દે તો જ સારું. અગર તો તેમને જે વસ્તુમાં મજા પડે તેમા થોડી ઘણી સગવડ કરી આપે તો પણ બસ.

"દરેક મુસાફરીમાં એક વસ્તુ થાય તે ઇચ્છવા જેવું છે. કોઈ પણ મુસાફરીમાં આપણે જઇએ, આપણી સંસ્થા માટે નવી નવી ચીજો લઇ આવીએ અને તેમાંથી એક સંગ્રહસ્થાન બનાવીએ. આ સંગ્રહસ્થાનની ચીજો જોવાથી આપણને આખી મુસાફરીનું દશ્ય નજર આગળ તરી આવે; અને તેવે વખતે કંઇ જુદો જ આનંદ થાય.

"અહીં છોકરાઓનો મત પહેલો લેવામાં આવે છે. તેમની સ્વતંત્રતા ઉપર તરાપ કદિયે મારવામાં નથી આવતી. આપણી ત્યાંની મુસાફરીમાં જાણેઅજાણ્યે પણ મોટા જવાબદાર ભાઈઓથી બીજાઓ પ્રત્યે અન્યાય થાય છે. અહીં વિદ્યાર્થીઓ કહે, તેમ જ સાધારણ રીતે કરવામાં આવે છે, જ્યારે આપણે ત્યાં બે-ચાર મોટાઓ હોય છે તેઓ જ પોતાનું મગજ દોડાવીને કામ કરે છે–જાણે કે પોતે જે બધું કરશે તે બીજા નાના ભાઈઓને યોગ્ય લાગશે! પણ તેઓ એમ કેમ નથી સમજતા કે દરેકના વિચારો તો જુદા જ હોય છે? બે ચાર મોટા તેમ જ આગળ પડતા ભાઈઓ જે કહે તે બધાને માન્ય હશે એમ કેમ તેઓ ધારી જ શકે? શું તેઓના વિચારો તે જ બીજા ભાઈઓના વિચારો હશે? ના, એમ નથી જ. કોઈની સ્વતંત્રતા ઉપર કોઈએ તરાપ ન જ મરાય; જાણ્યેઅજાણ્યે પણ ન જ મરાય. હા, જો તે સ્વતંત્રતાની હદ ઓળંગીને સ્વચ્છંદી બને તો જરૂર તેને સમજાવાય; પરંતુ તેના ઉપર કદિ ગુસ્સો ન કરાય કે તેના ઉપર આપણું વર્તન કડક ન જ કરાય. તેના પ્રત્યે ઉલટી પ્રેમની જ તીક્ષ્ણ ધાર ફેરવાય. આમ બને તો જ બીજા ભાઈઓ પોતાની ભૂલો સુધારશે અને સંયમી બનશે. આથી વિરુદ્ધ વર્તન રાખવામા આવે તો તો જરૂર વધારે સ્વચ્છંદી બની જવા સંભવ છે.

"બીજાની વૃત્તિ કે વિચાર અથવા ઉત્સાહને એકદમ દબાવી દેવો તે કેટલું ભયંકર છે તે દરેક હૃદય વિચારી લે. દરેકેદરેક આબાલ વૃદ્ધને પોતાના વિચારો દર્શાવવાની છૂટ નથી શું? કોઈની પણ રજા વિના અથવા તો ઇચ્છા વિરુદ્ધ તેના તારણહાર બનવું એ મૂર્ખાઈ નથી શું? કોઈની સાહસિક વૃત્તિને દબાવવી તે સામાને પાંગળો બનાવવો અથવા તો વિકસતી કળીને મારી નાખવા સરખું નથી શું? સામાની શક્તિ અથવા સમજણ ઓછી છે તેમ ધારીને પોતે વચ્ચે પડે તેથી શું પોતે આદર્શ બની શકે? આથી તો સામાની શક્તિ કે સમજણ વધવાને બદલે જરૂર ઘટવાની છે."

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ. પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–શ્રી સરસ્વતી' છાપખાનામાં પારી. શ્રીખાભાઈ ગોપાળજીએ છાપ્યું અને વંત્રી દરબાર ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

(છાત્રાલય મંડળ તરફથી)

વર્ષ ૫ મું | અંક ૧૦ મો
૧૯૩૧ | ઑક્ટોબર

તંત્રી :
હરભાઈ ત્રિવેદી

શાળાઓ બીકથી ચલાવાય છે.
છાત્રાલયો બીકથી ચલાવાય છે.
કુટુંબવ્યવસ્થા બીકથી ચલાવાય છે.
જ્ઞાતિસંસ્થાઓ બીકથી ચલાવાય છે.
સમાજસંસ્થાઓ બીકથી ચલાવાય છે.
ધર્મસંસ્થાઓ બીકથી ચલાવાય છે.
બધુંયે બીકથી ચલાવાય છે.
બીકને બદલે
બધું પ્રેમથી ચલાવાતું હોય તો ?

# છાત્રાલયો શું કરે ?

આપણાં આજનાં છાત્રાલયોમાં હજી માબાપો જોઈએ તેટલો રસ લેતાં નથી. કેટલાંક છાત્રાલયો તો વિદ્યાર્થીઓને ખાવાપીવાની સગવડ પૂરતાં જ ઉભાં થયાં છે, એટલે ત્યાં ખાવાપીવાનું કેવું મળે છે તે તપાસવા ઉપરાંત માબાપોને વધારે રસ ન હોય તે સમજી શકાય છે.

પણ કેટલાંક છાત્રાલયો તો કેળવણીની સંસ્થાઓ તરીકે ઉભાં થયાં છે. આવાં છાત્રાલયો વિદ્યાર્થીઓને નવીન ગૃહજીવન આપવાનો દાવો કરી શકે છે; સમાજમાં ગૃહજીવનના અનેક કોયડાઓનો કેળવણીની દૃષ્ટિથી ઉકેલ લાવવો તે આવાં છાત્રાલયોનું કામ હોય છે, અને એ જ એમના અસ્તિત્વનું પ્રેરક હોય છે. આવો દાવો, આજે ગુજરાતમાં કોઈ છાત્રાલય માટે કરી શકાય કે કેમ તે હું જાણતો નથી; આપણાં છાત્રાલયોનો મોટો ભાગ તો હજી રસોડાના પ્રશ્નોને વટાવીને બહાર નીકળ્યો છે કે કેમ તે પણ હું કહી શકતો નથી; ઉલટું આજ સુધીમાં હજી એક રસોડાનો પ્રશ્ન પણ બરાબર ઉકેલાયો નથી એમ કહેવાની હું હિંમત કરી શકું છું.

છતાંયે આવતી કાલનું શાસ્ત્રીય ઘર કેવું હોય જોઈએ તેની ઝાંખી કરાવવાનો સારાં છાત્રાલયો લોભ રાખે એમ હું જરૂર ઇચ્છું છું. છાત્રાલયનો મુખી આખાયે છાત્રાલયને કેળવણીની દૃષ્ટિથી ચલાવે અને ગૃહજીવનની અનેક ગૂંચોથી અકળાએલાં માબાપો એ ગૂંચો કેમ ઉકલે એટલું છાત્રાલય પાસેથી શીખી લે, ત્યારે જ છાત્રાલય સાચી કેળવણીની સંસ્થા કહેવાય.

આજ સુધી આપણાં છાત્રાલયો ધોકાપંથે ચાલ્યાં છે. છાત્રાલયમાં ચાલતી અનેક ક્રિયાઓ આપણે ચાલુ રિવાજ પ્રમાણે ચલાવે રાખીએ છીએ અને એ રીતે છાત્રાલય સમાજનું પ્રતિબિંબ બની રહે છે. આપણા ઘરમાં જે બેદરકારીથી સાવરણી ફરે છે, તે જ બેદરકારીથી તે છાત્રાલયમાં ફરે છે; આપણાં ઘરોમાં આપણે જેમ ચોપડસ્નાન કરીએ છીએ તેમ જ છાત્રાલયમાં કરીએ છીએ; આપણાં ઘરોમાં લુચપુરા ખાઈએ છીએ તેમ ત્યાં ખાઈએ છીએ; આપણી નાતોમાં જેમ રાડારાડ કરીએ છીએ તેમ છાત્રાલયમાં કરીએ છીએ. આપણે છાત્રાલયજીવનના આખા પ્રશ્નને કેળવણીની દૃષ્ટિથી વિચાર્યો જ નથી. વિચાર્યો હોત તો આપણે વિદ્યાર્થી સાવરણી વધારે સારી રીતે વાપરતા હોત અને વધારે સમજણપૂર્વક વાપરતા હોત; વિચાર્યો હોત તો આપણા વિદ્યાર્થીને વધારે સારી રીતે ન્હાતાં આવડતું હોત; વિચાર્યો

હોત તો આપણા છાત્રાલયમાં આપણે , વધારે શાંતિથી જમતા થયા હોત.

અને આ પ્રમાણે આખાયે છાત્રાલયજીવનની નાની મોટી બાબતોમાં આપણે વિચાર કર્યો હોત તો સમાજનાં માબાપોને આપણે અમુક રીતે માર્ગદર્શક પણ થયા હોત.

સમાજનાં ઘરોમાં માબાપનું વિદ્યાર્થીઓના મનમાં જે સ્થાન છે તે આપણું નથી. માબાપ અને બાળકનો સ્વાભાવિક સ્નેહ જે કેટલાયે પ્રશ્નોનો ઉકેલ અનાયાસે આણી આપે છે તેનો લાભ આપણને નથી મળતો.

પણ બીજી બાજુ, આપણે આપણા જ્ઞાનથી, વિદ્યાર્થિમાનસના અભ્યાસથી, આપણી શક્તિથી, માબાપોને ગૃહજીવનની technique ( શાસ્ત્રીય રચના )માં આપણે ઘણું આપી શકીએ. આજે માબાપો પોતાનાં બાળકોના માનસને બિલકુલ જાણતાં નથી તેમ જાણવાનો પ્રયત્ન કરતાં નથી, તેને બદલે આપણે માબાપોને એ દિશામાં ઘણું શીખવી શકીએ, અને આવી ઓળખને અભાવે આજે માનવસમાજમાં જે અનેક જાતના પૂર્વગ્રહો બંધાયા જ કરે છે તેને ઓછા કરી શકીએ. માબાપ તેમ જ આપણે આજ સુધી એક ભૂલ કરતાં આવ્યા છીએ; આજ સુધી આપણે કોઈએ બાળકનો કે જુવાનનો વિચાર કર્યો નથી, પણ આપણો જ વિચાર કર્યો છે; બાળકની કે જુવાનની દૃષ્ટિને સમજવાનો પ્રયત્ન કરવાને બદલે આપણે આપણી દૃષ્ટિ એ જ તેને માટે સારી છે એમ ઠસાવવાનો પ્રયત્ન કર્યો છે; અને પરિણામે આપણા અંદરઅંદરના સંબંધો, આપણા આદર્શો, આપણા વિચારો એ બધામાં આપણે હિજરાઈ ગયા જેવા બન્યા છીએ.

આખું ગૃહજીવન આ પ્રમાણે કેળવણીની દૃષ્ટિથી ચલાવવું અને આજે જે જે ક્રિયાઓ માત્ર સ્થૂળ દૃષ્ટિથી કર્યા કરતા હોઈએ તે તે ક્રિયાઓને પણ આ નવી દૃષ્ટિથી સંસ્કારીને વધારે તેજસ્વી બનાવવી અને આ બધાને પરિણામે આખાયે જીવનને-જીવનની નાનામાં નાની નજીવી જણાતી ક્રિયાને સુદ્ધાંત ઉચ્ચ દૃષ્ટિથી જોતાં શીખી જવું, આટલું જો છાત્રાલય કરી શકે અને માબાપોની સાથે સંબંધમાં આવીને પોતે જે કરી શકે છે તેની સુવાસ માબાપો સુધી ફેલાવી શકે, ત્યારે છાત્રાલયો કેળવણીની સંસ્થાઓ ગણી શકાય. છાત્રાલયના ગૃહપતિઓ આટલું નજરમાં રાખીને પોતે છાત્રાલય ચલાવે અને માબાપોને ઘર ચલાવવામાં દીવો ધરે તો ! છાત્રાલયો આટલું કરશે ?

નાનાભાઈ.

## ચર્ચાના વિષયો

એક સારા કુટુંબનો 'કુમાર' વર્ષો સુધી છાત્રાલય સંસ્થામાં રહી પોતાના વિચારોને 'ચર્ચાના વિષયો' તરીકે રજુ કરે છે. છાત્રાલયનાં મકાનો બહુ ભપકાદાર ન હોવાં જોઈએ, એવાં મકાનો પાછળ બહુ નાણું નહિ ખરચાવાં જોઈએ, એવાં નાણાંનો ઉપયોગ છાત્રાલયને વધારે ઉપયોગી અને ઉપકારક તેવી પ્રવૃત્તિઓ પાછળ થવો જોઈએ; આવા વિચારો છાત્રાલયના સંચાલકોને નહિ આવતા હોય એવું તો નથી જ. પરંતુ એક જુવાનને છાત્રાલયજીવન ભોગવ્યા પછી આવા વિચારો આવે અને તે વિચારોને પોતાની જ ભાષામાં રજુ કરે ત્યારે એ વિચારોનું મહત્ત્વ વધે છે.

જે જે કોમી છાત્રાલયોમાં મારી વિદ્યાર્થીઓને રાખવામાં આવે છે તેમનામાં જેવી મનોદશા પ્રગટે છે તે વાતથી આપણે ગૃહપતિઓ તેમ જ તેમનાં માબાપો પણ અજ્ઞાન નથી જ. પરંતુ એવા મારી વિદ્યાર્થીઓની મનોદશાને લગતા વિચારો છાત્રોમાંનો જ એક છાત્ર પોતાની વાણીમાં આપણી પાસે રજુ કરે ત્યારે આપણા મનમાં તેની અગત્ય અનેક ગણી થઈ જાય છે.

ભાઈ 'કુમારે' આ બન્ને વિષયો ઉપરના પોતાના વિચારો પોતાની જ ભાષામાં રજુ કર્યા છે તેવા ને તેવા જ અહીં ઉતારીએ છીએ. એ લેખાંનું પાછળની વિચારસરણી કરતાં એ વિચારો પાછળના હૃદયની નિખાલસતા અને સાચી ધગશ વધારે આકર્ષક છે.—તંત્રી.

: ૧ :

છાત્રાલય કે વિદ્યાર્થિગૃહો (hostels) નાં મકાન સુશોભિત અને રોનકદાર તથા રંગરોગાનથી ઓપતાં શા માટે ? એવાં શા માટે જોઈએ ? ...આ સંબંધી ઘણી વાર હું વિચાર કરું છું... એવાં ઉંચાં અને ભવ્ય ન કરતાં સાવ સાદાં નાનાં -( જેમાં હવા પ્રકાશ પૂરતાં કે ખૂબ ન હોય એવો આ કથનનો અર્થ નથી. ) અને સ્વચ્છ બનાવાય તો વાંધા જેવું શું છે ! એવાં નાનાં કરવાથી કેટલા પૈસા બચે. અને એનો કેટલો સરસ ઉપયોગ થાય ! આ વસ્તુ ઉંડો વિચાર માગે છે. લોકની દૃષ્ટિએ નહિ પણ, બીજી રીતે જોતાંયે...આમ થવું યોગ્ય છે...એવાં stately homes (મહેલો જેવાં મકાનોની )ની આવશ્યકતા શી ! દલીલો કરી હોય તો અનેક

નીકળે "આપણો ગરીબ દેશ...જ્યાં ઝંઝાવાતને એક સપોરે ઉડી જાય એવાં ઝૂંપડાંઓનો જ પાર નથી..." વગેરે: પણ દલીલો કરવાનું આ સ્થાન નથી.

એ પૈસાનો એટલો બધો સદુપયોગ કરી શકાય એમ છે કે જેની હદ નહિ ! 'વધુ ઓરડા બનાવાય.' 'વધુ સગવડો અપાય.' એ આપણે જેઓ વિદ્યાર્થીઓને 'સાચા વિદ્યાર્થીઓ' તરીકે નથી સમજી શકતા, આદર્શ વિદ્યાર્થિજીવન કેવું હોય એ નથી જાણતા તેમને જ કહીએ: બીજી તો અનેક રીતે સદુપયોગ થઇ શકે એમ છે એ નાણાંનો: છાત્રાલયમાં તો ખાસ. એકવાર મિત્રો પાસે આ વાત મૂકી જોઇ. સુનીલાલભાઇએ દલીલ મૂકી: "પણ છાત્રાલય કે પુસ્તકાલય જેવી સંસ્થાઓનાં મકાનો એવાં જ જોઇએ, જેની સુંદરતાથી, સુશોભિત બાંધણીથી લોકો-વિદ્યાર્થીઓ-વાંચકો વગેરે આકર્ષાય." પણ છાત્રાલયને તો આ દલીલ બહુ જ ઓછે અંશે લાગુ પડે છે એમ મને લાગે છે. મકાનોમાંથી બચતી રકમનો નીચે લખી રીતે ઉપયોગ થઇ શકે.

(૧) સંસ્થા કોઈ એવી રકમના વ્યાજમાંથી ચાલતી હોય, ધર્માદાની હોય, એટલે કોમી છાત્રાલય હોય તો વધુ વિદ્યાર્થીઓ રાખી શકાય. (ફ્રી). એટલે ઘણાને ખાવા રહેવાની અગવડ (પ્રાથમિક અને ઉચ્ચ કેળવણી જેવી જીવનમાં અતિ મહત્ત્વની વસ્તુથી વિમુખ રહેવું પડે છે એટલે,) શાપ રૂપ થઇ પડે છે તે ન થાય.

(૨) અનેકવિધ નવી જીવનસુધારક પ્રવૃત્તિઓને દાખલ કરી શકાય...એ સાથે તેમના અસ્તિત્વથી એ છાત્રાલયમાં રહેતા વિદ્યાર્થીઓનો એટલો જીવનકાળ સમગ્ર જીવનમાં અતિ ઉપયોગી થઇ પડે...એટલે બચેલા પૈસા અને એનાં પરિણામ રૂપ નવી પ્રવૃત્તિઓ તો વિદ્યાર્થીઓને આશીર્વાદ સમી નીવડે !

(૩) છાત્રાલયના વિભાગોનો વિકાસ સધાય. પુસ્તકાલય નાનું અને સાદું હોય તો વિશાળ કરી શકાય. નવાં અને છાત્રજીવનને અતિ ઉપયોગી તથા શિક્ષણ વિષયક પુસ્તકો વસાવી શકાય; છાત્રાલયમાં જ એક નાનું સરખું વાચનાલય આરંભી શકાય.

ઉદ્યોગ વિભાગ: હુન્નરોનો સહેજ આવિર્ભાવ...ફૂલ નહિ ને ફૂલની પાંખડી શો ! કારણ દેશનું ઉજળું ભાવિ આજનું વિજ્ઞાન અને નવા ઉદ્યોગો ઘડી શકે એટલું બીજું કશું ન કરી શકે. બગીચો શરૂ કરીને

વિદ્યાર્થીઓને શારીરિક અને માનસિક આનંદ આપવા સાથે 'આવડ્યું હોય તો' ભવિષ્યમાં તેમનો જીવનનિર્વાહનો પ્રશ્ન હળવો કરી શકાય! વગેરે વગેરે.

: ૨ :

ફ્રી છાત્રાલયોમાં રહેતા મારી વિદ્યાર્થીઓનો પ્રશ્ન એ ચર્ચાનો વિષય મને અદ્યાપિ પર્યંત લાગ્યો છે. તેઓ ગરીબ તરીકે રહે છે છતાં તેમનું જીવન કંઈક વિચિત્ર પ્રકારનું હોય છે......ઉપરાંત પોતે આમ પોતાના ખર્ચનો સઘળો બોજો છાત્રાલયના પર રાખે છે, એ વિચાર પાછળ તેમને કોઈ ભાવના પણ હોતી નથી. અને ભવિષ્યમાં જ્યારે આ છાત્રાલયના વિદ્યાર્થી મટી જઈએ ત્યારે 'કંઈક બદલો...' એવું તેમને મન ક્યારેય સ્ફૂરતું નથી–આટલી વસ્તુઓ ઉંડી વિચારણા માગે છે...તેનો કાંઈક સ્ફોટ કરવાનો આ પ્રયાસ છે.

ગૃહપતિ, મંત્રી વગેરે અધિકારી વર્ગને આ જોવા વિચારવા અને પછી કંઈક અમલમાં મૂકવા જેવું છે, તેનાથી વધારે વિદ્યાર્થીઓને જોવા, વિચારવા, મનને પ્રશ્નો પૂછવા...અને પછી આચારમાં ઉતારવા જેવું છે.

વિદ્યાર્થીઓનાં જીવન નિયમિત અને સંયમી બને એ માટે અમારા ગૃહપતિ સદા પ્રયત્નશીલ રહેતા. અને ખુલ્લું સત્ય રજુ કરું તો તેમના જ સાધુ જેવા, બ્રહ્મચર્ય તથા અતિ પવિત્ર જીવનની છાપ અમારા પર પડતી. અને તેઓ એવી વસ્તુઓ સંબંધી પ્રાર્થના બાદ ઘણી વાર અમારી પાસે કંઈક બોલતા.—પણ આ સંબંધી અમને ક્યારેય કહેતા નહિ...જ્યારે અમારા ગામના બીજા એક છાત્રાલયના ગૃહપતિ વારંવાર અને મોટા વિદ્યાર્થીઓ પાસે ખાસ, એ વસ્તુ મૂક્યા કરતા. અમારે ત્યાં તો એમ કહેવું યોગ્ય પણ નહોતું. અમારું તો એક સાર્વજનિક વિદ્યાર્થિગૃહ હતું. અને જે મંડળી અમારી રાષ્ટ્રીય જેવી શાળા ચલાવતું એ જ આ ચલાવતું. બધા છાત્રો પૈસા ભરતા, જ્યારે પેલામાં તો એ મફત વિદ્યાર્થિગૃહ હોવાથી બધા ઉપરાંત વિદ્યાર્થીઓ મારી રહેતા...સંસ્થા તરફથી જ તેમનો નિભાવ થાય છે. એટલે દરેક જાતનો ખર્ચ તેમને સંસ્થા તરફથી જ; તેઓ મેટ્રિક થાય એટલાં વર્ષો રહે; છતાં બસ!...પછી કાંઈ જ નહિ! એ એમનું મૂકજીવન મંદિર એટલાં વર્ષોના આશ્રય આપ્યા પછી તેમની પાસેથી કોઈ આશા ન રાખે?

છાત્રાલયોમાં ગરીબ (!) વિદ્યાર્થીઓને ફ્રી રાખવામાં આવે છે.

એ જ વિદ્યાર્થીઓ બીજી અનેક રીતે કેટલા પૈસા ઉડાવી તેમનું જીવન ખરાબ કરી રહેતા હોય છે ! They have money for mis-appropriation !—such as cycling, cenema and in every respect to provide their extravagant and luxuriant instincts with such harmful breakfasts of bazzars and going in hotels ! મગનભાઈ પણ આ માટે શું કહેતા ? "તમે છાત્રાલયના ઋણી છો; તમારે ભવિષ્યમાં એ ઋણ ગમે તે રીતે ફિટાડવું જોઈશે." પણ અહીં તો એ કરતાંયે વિશેષ ભયંકર વસ્તુસ્થિતિ છે ! છાત્રાલયના સંચાલકો એ વિદ્યાર્થીઓને એક જાતનું પાપ સ્વયં વહોરતા બનાવી દે છે. Oh God !...આનો અંત ક્યાં ?...છાત્રાલયને કેટલો વ્યર્થ ખર્ચ ત્યારે ? જેમત અને મેલાં ધોતિયાં પલાળવા સોડા એ માટે પણ તેમને ( કારણ કે free boarders ) પૈસા છાત્રાલય તરફથી અપાય છે ! કેવું વિચારવા જેવું !..:

'કુમાર'

## હક્ક કે જવાબદારી ?

"વેણીલાલ !" ટેકરી પરની લીલી ગોંદરીમાં આળોટતાં આળોટતાં જગજીવને બોલ્યો. "વેણીલાલ ! તેં કાલે નાનાભાઇ સાથે બહુ જીદ કરી. એટલી બધી જીદ ન થાય !"

"લે ચાલ ચાલ." વેણીલાલ હાથ ઉલાળતો બોલ્યો. "એમાં જીદ શાની ? સારૂં ભોજન મેળવવાનો આપણને હક્ક છે. નાનાભાઇ આપણને ગમે તે ખવરાવે અને આપણે ખાઇ લઇએ એ કેમ ચાલે ?"

જગજીવન લાંબો પડ્યો હતો ત્યાંથી બેઠો થયો અને બોલ્યો: "એ જ વાત છે ને ! એક તો છાત્રાલયમાં આવવુ, દસ રૂપરડીમાં ત્રીશ રૂપરડી જેટલું ખાવું, અને છતાંય નાચવું કે હક્ક છે હક્ક છે, એવી આપણી કેળવણી !"

વેણીલાલથી ન રહેવાયું: "જગજીવન, તું એમ ન બોલ. આમાં નાનાભાઇની જાતનો સવાલ નથી. હું આ બોલું છું તેથી મને એમને માટે તારાં કરતાં લગારે ઓછું માન છે એમ તું ન સમજ. પણ જે સંસ્થા આપણને કેળવણી આપવાનો દાવો કરે છે તે સંસ્થા આપણને ભોજનમાં પણ સંતોષ ન આપે તો કેમ ચાલે ?"

"વેણીલાલ, વેણીલાલ !" જગજીવને કહ્યું: "તને કોઇ કહેનારું નથી:

કામ કશું કરવું નહિ. શાક સમરાયું ન હોય અને કોઇ કહે કે ' વેણીલાલ, હાથમાં જરા છરો લ્યો.' ત્યારે તું કહે કે ' મારે જયા ને જયન્ત વાંચવું છે.' અને પછી શાક ખરાબ થાય ત્યારે ફુંફાડા મારવા એ, એનો મેળ ક્યાંથી ખાય? ક્યારનો હક્ક હક્ક ફૂટે છે, પણ તારે માથે કશી જવાબદારી, ખરી કે એકલો હક્ક હક્ક? આપણા બાપા આ ભવનમાં દાણાની ગુણો ખાલી કરતાં હશે કે આપણે ' અમારો હક્ક, અમારો હક્ક!' એમ કહ્યા કરીએ?"

" વેણીલાલે જવાબ શરૂ કર્યો: " જગજીવન! તારી વાત અર્ધ સાચી છે. એકલો હક્ક હક્ક કર્યા કરવું અને જવાબદારી કશી વેંઢારવી નહિ એ અયોગ્ય છે, એટલું જ જો તું કહે તો મને તે કબૂલ છે. હું મારી જવાબદારીનો યથાર્થ વિચાર કરૂં છું એટલે જ આ હક્કની વાત બોલું છું. આજે મેં મારે માથે સારામાં સારી કેળવણી મેળવવાની જવાબદારી લીધી છે અને એ જવાબદારીમાં શરીરને પણ બને તેટલું સારૂં પોષણ આપવું એમાં સ્વીકાર્યું છે. માટે જ્યાં મારી આ જવાબદારીમાં અડચણ ઉભી થાય ત્યાં તે અડચણની સામે થવાનો મારો હક્ક નહિ? માટે જ હું નાનાભાઇની સામે થઇને મારા હક્કને સ્થાપિત કરૂં છું."

" પણ ભલાભાઇ," જગજીવન બોલ્યો. " શરીરને પોષણ મળે એવી તારી જવાબદારી અને તે અદા કરે નાનાભાઈ, એવી તારી વાત છે! તને સારૂં ભોજન આપવાની જવાબદારી નાનાભાઇએ સ્વીકારી છે એટલું મને કબૂલ; પોતાની જવાબદારીને પહોંચી વળવામાં નાનાભાઇ ગાફલ રહે તો આપણે તેમને જગાડીએ એ કબૂલ; વળી નાનાભાઈ ન પહોંચી શકે તો આપણે તેમને સક્રિય મદદ કરીએ તે છતાં આપણી મદદ પણ ન લે અને પોતે પહોંચે પણ નહિ, તો આપણે તેમના સામે ફરિયાદી થઇને ઉભા રહીએ."

" હું પણ એમ જ કહું છું." વેણીલાલ બોલ્યો: " મેં મદદ કરવાની ક્યાં ના પાડી છે?"

" પણ આપણે કયે દિવસે સામે પગલે જઇને મદદ આપવાની તૈયારી બતાવી છે?" જગજીવન બોલ્યો. " મદદ આપ્યા પછી, જવાબદારીમાં ફાળો ભર્યા પછી, ફરિયાદ કરવાનો અધિકાર આવે છે ખરો! તું જ વિચારી જોજ."

વેણીલાલ બોલ્યો: " પણ આવું તો બધી બોર્ડિંગોમાં થાય. આપણે દસ રૂપિયા ભરીએ ત્યારે દસ રૂપિયાનું ખાવાનું ન માગીએ?"

"વીશીમાં જરૂર માગીએ. છાત્રાલયમાં ન મગાય." જગજીવને ઉત્તર દીધો. "છાત્રાલયમાં તો ભરાય તેટલા રૂપિયા વધારે ભરીએ અને જે હલકો પાતળો રોટલો મળે તે ખાઇને રહીએ."

તરત જ વેણીલાલ તાડુક્યોઃ "લે જા, જા! મૂઆના પતીકા જેવા દસ રૂપિયા આપીએ અને જાડો પાતળો મળે તે રોટલો ખાઇએ? એવું ભણતર ઘેર ગયું!"

જગજીવન વળી બોલ્યોઃ "ઘડી પહેલાં તો જવાબદારી ને હકની મોટી ફિલસુફી ડહોળતો હતો, અને આવી વાત કહું છું ત્યારે કેમ બળતરા થાય છે?"

"તો તો પછી નાનાભાઇની ગમે તેવી પોલ આપણે ચાલવા દેવી; અને મૂંગે મોઢે જે નીરે તે ખાઇને ચાલતા થવું, એમ ના? જગજીવન! આપણે આમ જ આખું હિંદુસ્થાન ગુમાવ્યું." વેણીલાલ ઉગ્ર થયો.

"વેણીલાલ!" જગજીવને જણાવ્યું. "એમ ઉંચો નીચો ન થા. મારા કહેવાનો અર્થ તું સમજે છે તેવો નથી. શાંતિથી સાંભળ. નાનાભાઇએ કેળવણીની સંસ્થાનું મોટું રસોડું કાઢયું એટલે આપણને વધારેમાં વધારે સારૂં ભોજન કેમ આપી શકાય તેવો પ્રયત્ન કરવો એ તેમનો ધર્મ; આ ધર્મમાં તે ગફલત કરે તો આપણો તેમને કહેવાનો અને કહ્યાથી ન માને તો સામા થવાનો ધર્મ. નાનાભાઇ પોતાનો બનતો બધો પ્રયત્ન કરે છે એવી આપણને ખાત્રી થાય પછી બીજાં કારણોને લીધે ભોજન બરાબર ન થાય તો નાનાભાઇનો દોષ નહિ. એવાં કારણો હોય ત્યાં તો આપણે અને નાનાભાઇ મળીને તેને દૂર કરીએ, અને છતાં દૂર ન થાય તો રાજીખુશીથી એ સ્થિતિને સ્વીકારી લઇએ. પ્રશ્ન પરસ્પરના માનસનો છે. આપણે જો એમ જ માની બેસીએ કે નાનાભાઇ આપણને સારૂં ભોજન આપવા બંધાયા છે અને ન આપે તો ગુન્હેગાર છે, તો આપણું માનસ બરાબર નથી. નાનાભાઇ એમ માને કે બસ, વિદ્યાર્થીઓને જે આપીએ તે તેમણે ખાવું જોઇએ, કેળવણીની સંસ્થામાં વિદ્યાર્થીઓ નાચે શેના, તો તેમનું માનસ પણ બરાબર નથી."

"એમનુંય માનસ બરાબર નથી ના?" વેણીલાલ બોલી ઉઠયો. "તો એ મોટા છે એટલે એમણે પોતાનું માનસ સુધારવું ન જોઇએ?"

"આપણે જુવાનો આપણી પરિષદ્‌માં એવા ઠરાવ કરી શકીએ છીએ

કે અમે તો જુવાનો છીએ એટલે તોફાન કરીએ, પણ વૃદ્ધ લોકો અમારાથી મોટા છે માટે તેમણે પહેલાં સુધરવું; અને તેઓ સુધરશે એટલે પછી અમે જુવાનો તો આપોઆપ સુધરવાના જ છીએ. યુવક પરિષદ આવો ઠરાવ કરે તો કેમ? આ ઠરાવ નાનાભાઈને પણ લાગુ પડશે. પણ ગાંડા, નાનાભાઈ તો એમનું માનસ ફેરવશે એમને ફાવશે તે દિવસ; તું તારા સામું જો ને! આપણે આપણું માનસ ફેરવીએ, બીજાનું ફેરવવા ન જઈએ." જગજીવને જણાવ્યું.

એટલામાં સાંજના ભોજનનો ઘંટ થયો.

"ઊઠ જગુ!" વેણીલાલે કહ્યું: "ચાલ, ખીચડું ખાઈ લઈએ."

"જો પાછો!" જગજીવન બોલ્યો. "ખીચડીને તું જે દિવસે ખીચડું કહેતો બંધ થઈશ તે દિવસે તને શાંતિ મળશે."

"આજે ખીચડું થાય છે એટલે ખીચડું કહું છું. ખીચડી થશે તે દિવસે ખીચડી કહીશ, અને ખાતાં ધરાઉં નહિ એવી ખીચડી થશે ત્યારે જામસાહેબની ખીચડી કહીશ."

બન્ને જણ ટેકરી પરથી ઉતરીને ચાલતા થયા. નાનાભાઈ

## રામો નથી આવ્યો

રેવાશંકર અને નર્મદા ઘાટકોપરમાં રહે. રેવાશંકર શેરબજારના એક આગેવાન દલાલ અને નર્મદાબેન ઘાટકોપરમાં સ્ત્રીઓનો વર્ગ ચલાવે. રેવાશંકર દરરોજ નવ વાગે જમીને મુંબઈ જાય ને પાછા રાતના સાડાઆઠ, નવે પાછા આવે.

એક વાર મુંબઈમાં તેમ જ પરાંઓમાં ઘાટી લોકોએ હડતાળ પાડી.

સવારના સાત વાગે દાતણ પાણીથી પરવારીને રેવાશંકર દિવાનખાનામાં બેઠા અને નર્મદાબેન ચા લઈને આવ્યાં.

રેવાશંકરે ચાનું પ્યાલું લેતાં લેતાં પૂછ્યું: "કેમ, આજે ચાદાની કેમ છે? રકાબી પ્યાલા મૂકી દીધા છે!"

નર્મદાએ પાસેના ટેબલ પર બેસતાં બેસતાં કહ્યું: "મૂકી તો નથી દીધા નથી. આજે રામો નથી આવ્યો. કાલ રાતના એઠાં વાસણ મોરી પર જ પડ્યાં છે. તમે આજે મુંબઈથી એક ડઝન નવા લેતા આવજો. એ દિવસ ચાલશે ત્યાં હડતાળ ખુલી જશે."

રેવાશંકર ચા પીને મુંબઈ જવા ચાલ્યા.

* * *

ગામને પાદર મોટી નિશાળ. નિશાળના માસ્તર નિશાળનાજ એક ભાગમાં રહે.

એક દિવસ સવારના ઇન્સ્પેક્ટર સાહેબ આવી ચઢ્યા. નિશાળના ઓરડાને છાપરે બાવાં ચડેલાં તે જોઇને સાહેબે માસ્તરને પૂછ્યું: "માસ્તર, આટલાં બધાં બાવાં કેમ છે?"

માસ્તરે કેળવણીના શાસ્ત્રનો અભ્યાસ કરેલો અને આમ પણ ચાલાક એટલે તરત જવાબ દીધો: "સાહેબ, એ જાણી જોઇને રખાવ્યાં છે. બાવાંથી ઓરડો કેવો ગંદો દેખાય છે તેનું હું વિદ્યાર્થીઓને ભાન કરાવવા માગું છું. નહિતર બાવાં પડાવતાં કેટલી વાર?"

ઇન્સ્પેક્ટરે કહ્યું: "ફરાસને બોલાવો તો."

"સાહેબ, ફરાસ રજા પર ગયો છે. મારે આજે જ આપને તેનો રિપોર્ટ કરવાનો છે." માસ્તરે જવાબ વાળ્યો.

સાહેબે પોતાની ડાયરીમાં કાંઇક નોંધ કરી.

* * *

છાત્રાલયમાં માંદાના ઓરડામાં બે વિદ્યાર્થીઓ સૂતેલા. સવારના સાત વાગ્યાને આશરે ગૃહપતિ આવ્યા અને જુએ ત્યાં ખાટલાની નજીકમાં બે એંઠી થાળી તથા વાટકા પડેલાં. ગૃહપતિએ દવાખાનાની દેખરેખ રાખતા વિદ્યાર્થીને બોલાવ્યા અને કહ્યું: "રતિલાલ, આ થાળીઓ કેમ પડી છે?"

"જી સાહેબ!" રતિલાલના હોઠ સાબદા હતા. "આ બે થાળીઓ કાલના વાળુની છે, અને ખાટલા નીચે થાળી છે તે કાલ બપોરની છે."

"પણ અહીં પડી કેમ રહી છે? ઉપડી જવી જોઇએ ના?" ગૃહપતિ બોલ્યા.

"પણ કાલે સાંજે બાઇઓ ઓછી આવી હતી એટલે મેં ઘણીએ વાર બોલાવી પણ આવી નહિ. હવે અત્યારે આઠ વાગે બાઇઓ આવશે ત્યારે ઉપડાવી લઇશ." રતિલાલે ખુલાસો કર્યો.

ગૃહપતિ કડક અવાજે બોલ્યા: "ઠીક, આજે તો ઠીક છે. પણ હવેથી આવું નહિ ચાલે. એઠું તો રાતે ને રાતે ઉપડી જવું જોઇએ, સમજ્યા? દવાખાનાનું કામ કરવું ત્યારે બરાબર કરવું. સ્વાશ્રય અમસ્તો નહિ શીખાય."

ગૃહપતિ ઑફિસ તરફ ગયા અને રતિલાલે માંદા વિદ્યાર્થીઓના વિનોદ અર્થે ગંજીપો શરૂ કર્યો.

બંધ જ હતું. જ્યારે જ્યારે ચંદ્રકાંત ઇચ્છતો ત્યારે ત્યારે તેને લખવાની છૂટ આપવામાં આવતી.

કરાર મુજબ એક દિવસ માણેકલાલભાઇએ ચંદ્રકાંતનાં લખાણોનાં કાગળિયાં રામજીભાઇ ઉપર મોકલ્યાં. કાગળિયાં સાથે તેમણે રામજીભાઇ ઉપર એક ચિઠ્ઠી પણ લખેલી:—

"પ્રિય રામજીભાઇ,

આપણી વાતચીત પ્રમાણે ચિ. ચંદ્રકાંતે લખી આપેલાં કાગળિયાંઓ તમારા તરફ મોકલું છું. વર્ગમાં જ્યારે જ્યારે પણ તેની ઇચ્છા થાય ત્યારે ત્યારે તેને લખવાની મેં છૂટ આપી છે.

બધા કાગળો ઉપર મેં નંબરો નાખેલા છે, તેમાંથી છઠ્ઠા નંબરની ચિઠ્ઠી ખાસ વાંચજો. એ લખાણ ઉપર થોડીએક વાતો કરવા હું તમારી પાસે આવવા ધારૂં છું.

ચંદ્રકાંત સંબંધમાં મારા વિચારો બદલાતા જાય છે. આપણે ધારીએ તે કરતાં એ ઘણો ઉંડો છે; આપણું માનીએ તે કરતાં ઘણો વધારે બુદ્ધિશાળી છે; અને આપણે કલ્પીએ તેના કરતાં વિચારોમાં ઘણો ઉંચે ઉડનારો છે. પ્રથમ દર્શને મેં તેના સંબંધે જે અભિપ્રાય બાંધેલો તે ખોટો પડ્યો માનું છું. એને સ્થૂળ જીભ નથી તેથી એ પોતાનું મન આપણી પાસે પ્રગટ કરતો નથી; પણ આપણે છેતરાઇ ગયા હતા.

અત્યારની શાળાનું શિક્ષણ તેના માટે નકામું છે. તેમાંથી તેને કશો જ લાભ થવાનો નથી. તેના માટે જુદા જ શિક્ષણની યોજના કરવી જોઇએ. આપણે બંને આના ઉપર વિચાર કરશું, ચર્ચા કરીને નિર્ણય કરશું અને પછી તેમના પિતાને યોગ્ય કરવા લખશું. ચંદ્રકાંત જેવા તો અનેક બીજા વિદ્યાર્થીઓ સંબંધે વિચાર કરવાની પ્રેરણા એણે મને આપી છે.

તમારો માણેકલાલ."

કાગળ નં. ૬

"પૂજ્ય ગુરુજી માણેકલાલભાઇ,

મારા કાગળો વાંચતાં તમે થાકી જતા હશો, પરંતુ મારી પાસે બીજો એકેય માર્ગ નથી. મારે મોઢે તાળું છે તેમ બધા માને છે અને કહે છે, તેથી મારે તો લખીને જ પૂછવાનું. આજે હું તમને થોડાએક સવાલો પૂછું એમ મનમાં થઇ આવ્યું છે. તમને ઠીક લાગે ત્યારે એના જવાબો આપજો,

એક તો એ કે મારે મોટા થઈને વિલાયત જવું છે. તો વિલાયત જવા માટે માણસમાં કેટલી લાયકાત જોઈએ ?

બીજું એ કે મને વિમાનમાં ઉડવાનો શોખ થયો છે. આપણે ખર્ચ કરીએ તો આપણને વિમાન ઉડાવતાં આવડે કે નહિ ?

ત્રીજું એ કે મારે વીજળી બનાવતાં પણ શીખવું છે. કોઈ મને એમ કહેતું હતું કે વીજળીનું જાણવા માટે તો ગણિત ભણવાની જરૂર રહે છે. હું તો ગણિત ભણતો જ નથી. તો હવે મારે કેમ કરવું ?

બસ આજે આટલું જ.

તમારો શિષ્ય ચંદ્રકાંત."

: ૩ :

રામજીભાઈ આ વેકેશનમાં ક્યાંએ બહાર ગયા નથી. ચંદ્રકાંતે રજાઓ પૂરી થાય તે પહેલાં રામજીભાઈ ઉપર એક પત્ર લખેલો. આ પત્ર વાંચ્યા પછી ચંદ્રકાંતના જીવન ઉપર તેને કંઈક નવો પ્રકાશ પડતો જણાયો. પોતે તુરત જ જવાબ લખીને ચંદ્રકાંતને વહેલો બોલાવી લીધેલો. ચંદ્રકાંતે જે પત્ર રામજીભાઈને લખેલો તે આ રહ્યો:—

" પૂજ્ય રામજીભાઈ,

આપણું વેકેશન પૂરું થવાને હજી તો પંદર દિવસની વાર છે. આ પંદર દિવસ મારા કેમ જશે તે કહી શકતો નથી. મારા જીવનની જે એક વાત તમને મેં આજદિન સુધી કહી જ નથી તે આજે કહેવા ધારું છું.

ગુરુજી ! મારે ઓરમાન માતા છે. મારી માતા તો મને ધાવણો મૂકીને મરી ગઈ હતી. હું સમજતો થયો ત્યારથી મને ખબર છે કે મારી ઓરમાન માતાએ મારા ઉપર જાના જુલમ ગુજારવાની બાકી નથી રાખી. હું એ જુલમો મૂંગે મોઢે સહન કરતો આવ્યો છું. કોઈ દિવસ કશું પણ બોલવાનો વિચાર કર્યો જ નથી—કરી શક્યો નથી. ગુરુજી ! મને બોલતાં નથી આવડતું એમ નથી; પણ ઘણા વખતથી બંધાઈ ગએલી મારી જીભ છૂટતી નથી. એ જીભને બાંધવામાં મારી ઓરમાન માતા ખાસ કારણ છે. જ્યારથી હું તમારા સંસર્ગમાં આવ્યો છું ત્યારથી મેં જીભ ખોલવાના પ્રયત્નો કર્યા છે એ તમે જાણો છો.

આ રજાઓમાં તો ઓરમાન માએ એટલી બધી માથે કરી છે કે હવે તે બધુંય લખીને આપી શકું તેમ નથી. મારે હવે બોલવું જ પડશે. આ

વખતે હવે હું ત્યાં આવું ત્યારે તમારે મને એકલાને થોડોએક વખત આપવો પડશે. બીજું કોઇ પણ હાજર હશે તો હું બોલી નહિ શકું. તમારી ઇચ્છા પણ હું બોલું તેવી તો છે જ. તો પછી કહો, એકલા વખત આપશો ને?

બાળક ચંદ્રકાંત."

રામજીભાઇએ ચંદ્રકાંતને વહેલો બોલાવેલો. એણે પોતાના મન સાથે નક્કી કરેલું કે આ વખતે તો ગમે તેટલા વખતના ભોગે ચંદ્રકાંતને બોલતો કરવો જ. તેની ઓરમાન માતાના તથા તેના અત્યાચારોના ખબરથી તેના મનમાં ચંદ્રકાંત સંબંધે નવી આશાઓ બંધાઇ હતી.

:૪:

રામજીભાઇ: "તમે આવી ગયા એ ઠીક થયું. તમે મને કાગળમાં જણાવ્યું હતું કે આ વખતે તો તમે હવે મારી સાથે બોલવાના છો. એ ખબર છે કે?"

ચંદ્રકાંત: "હા."

રામજીભાઇ: "ઘણું સરસ. જુઓ, આ વખતનો તમારો છેલ્લો કાગળ ખરેખર મને વિચારમાં નાખી દે તેવો હતો. તમારાં ઓરમાન માતા સંબંધે તમારે મને આ વખતે ઘણું કહેવું પડશે."

ચંદ્રકાંત: "તમે મને પૂછશો તેના જવાબ આપીશ."

રામજીભાઇ: "બરાબર છે. હું તમને બહુ બોલાવીશ નહિ. પણ તમારેયે આ વખતે બોલવાની જરા ટેવ પાડવી. ટૂંકામાં જે કહેવું હોય તે કહી દેવું."

ચંદ્રકાંત: "ભલે."

રામજીભાઇ: "તમારા કાગળ ઉપરથી હું એમ સમજ્યો છું કે તમારી ઓરમાન માતાએ ખૂબ હેરાન કર્યા છે."

ચંદ્રકાંત: "હા."

રામજીભાઇ: "તમારા પિતાના કહેવા પ્રમાણે તમારી જીભ સાત વરસે ઉઘડેલી. તમને એ યાદ છે?"

ચંદ્રકાંત: "હા."

રામજીભાઇ: "તમે મને એ કહી શકશો કે તમે પહેલવહેલા બોલ્યા તે અગાઉ પણ તમને બોલવાની હોંશ તો હતી જ, અને તમે ધાર્યું હોત તો બોલી શકત?"

ચંદ્રકાંત: "હું પહેલવહેલો બોલ્યો તે પહેલાં એકલો એકલો મન

સાથે તો બોલ્યા જ કરતો. અત્યારે પણ ખૂબ બોલું છું."

રામજીભાઈ: "તમને બોલતાં જ નહોતું આવડતું અને હજી પણ નથી આવડતું તેમ બધા માને છે અને કહે છે. તમે કહો છો કે તમને બોલતાં આવડતું હતું અને હજી પણ આવડે છે. ત્યારે તમને બોલવાની આડે શું શું આવતું હતું ?"

ચંદ્રકાંત: "બા."

રામજીભાઈ: "તમે ઘરે ભણતા હતા. તમને ભણવું ગમતું હતું ?"

ચંદ્રકાંત: "હા."

રામજીભાઈ: "ત્યારે આટલી મોટી ઉંમર થઇ ગઇ છતાં આટલું ઓછું જ કેમ ભણ્યા ?"

ચંદ્રકાંત: "ત્યાં પણ બા જ. મને ભણવા દે નહિ. માસ્તરને ભણાવવા દે નહિ. મને આવડવાનું જ નથી અને હું બિચારો ગાંડો છું, અપંગ છું, તેમ બધાયને કહે. મને પણ કહે."

રામજીભાઈ: "હવે તમે આવડી મોટી ઉંમરે ભણી શકશો ?"

ચંદ્રકાંત: "જરૂર."

રામજીભાઈ: "તમારે શું શું ભણવું છે તે કહો જોઇએ ?"

ચંદ્રકાંત: "માણેકલાલભાઇ ઉપર મેં એક કાગળ લખ્યો છે તેમાં મેં લખ્યું છે. તમે તે વાંચશો તો તમને બધી ખબર પડશે."

રામજીભાઈ: "લ્યો ત્યારે. યાદ કરતાં જ માણેકભાઇ આવ્યા. ચાલો, એમને પણ પૂછું."

ચંદ્રકાંત: "હવે હું સાંજે વધારે વાતો કહીશ. હવે હું નહિ બોલી શકું."

: ૫ :

રામજીભાઈ: "આવો માણેકલાલભાઈ. અત્યારમાં ક્યાંથી ?"

માણેકલાલ: "બસ એ જ વાત કરવા. ચંદ્રકાંત ક્યાં ગયો ?"

રામજીભાઈ: "હું પણ એ જ ઉપર બેઠો છું. ચંદ્રકાંત તો હવે બોલવા લાગ્યો છે. પણ ત્રીજું કોઇ હાજર હોય તો હજી તેની જીભ ઉઘડતી નથી તેથી તમે આવ્યા કે તુરત જ તે ચાલ્યો ગયો."

માણેકલાલ: "કંઇ નવું જાણવા જેવું ? તમે તો ભાઇસાહેબ, ગજબ કરો છો ! લોકો જેને મૂંગો અને ગાંડો ઠોકી બેસાડે છે તેનેયે તમે તો બોલતો અને ડાહ્યો કરી નાખો છો. મને તો તમારા આવા પ્રયોગોમાં ખૂબ રસ અને આનંદ આવે છે."

રામજીભાઇ: "માણેકલાલભાઇ, લોકો જેને મૂંગો અને ગાંડો કહે છે તે મૂંગો અને ગાંડો હોતો જ નથી. મારા પ્રયોગોમાંથી મને એ જાણવા મળ્યું છે અને હજી પણ મળતું જાય છે કે એવા મૂંગાની પાછળ—એવા ગાંડપણની પાછળ તો આપણે ચોંકી જઇએ તેવાં ભયંકર કારણો પડેલાં છે. આ ચંદ્રકાંતનો કિસ્સો જ જુઓ ને ? તે મૂંગોએ નથી અને ગાંડોએ નથી. તેના નજીકના સંબંધીઓ પણ તેને ગાંડો કહે છે એ જ નવાઇ છે. એના ગાંડપણની પાછળનાં કારણો તમે જાણશો ત્યારે તમે પણ છક થઇ જશો."

માણેકલાલ: "ત્યારે કહો ને ભાઇશા'બ, મને તો એમાં ખૂબ રસ પડે છે. પછી તમે કહો ત્યારે આપણે એના પિતાને પણ બોલાવીએ."

રામજીભાઇ: "હજી હમણાં નહિ. હજી મને આ સત્ર કામ કરવા દો. આવતા સત્રમાં જરૂર તેમને બોલાવશું."

હરભાઈ.

## ખરી અને ખોટી ભૂખ

દસના ટકોરા સાંભળવાની સાથે પેટમાં ભૂખની જ્વાળા લાગી. આવી જાતનો અનુભવ સામાન્ય રીતે ઘણાઓને હોય છે. છાત્રાલયોમાં જમવાની ઘંટડી વાગવાની સાથે જ છોકરાઓના પેટમાં ભૂખ ભૂખ થઇ રહી હોય છે. ઘંટ થયા પહેલાં પાંચ મિનિટ અગાઉ કોઇને આમાંનું કંઇ હોતું નથી, પણ ટકોરાનો રણકાર સાંભળતાંની સાથે જ સૌનું ધ્યાન પેટ તરફ એકાએક દોરાય છે. આમાંએ જો જોગાનુજોગે થોડું મોડું થઇ જાય તો કેટલીએ ફરિયાદો આવી પહોંચે છે. કોઇ કહેશે કે ભૂખે રહેવાતું નથી; બીજાઓ કહેશે કે આંખે અંધારાં આવે છે. વળી કેટલાંક કહેશે કે હાથપગ તૂટવા માંડે છે. અને આ બધું ફક્ત જમવાના સાથે જ, થતું હોઇ તેનું કારણ જાણવા સૌ કોઇ આતુર હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. જમવાનો સમય વીત્યા બાદ તમે કોઇને જમવાનું પૂછશો તો કહેશે કે "ભૂખ મરી ગઇ છે, મારે ખાવું નથી." થોડી જ મિનિટ પહેલાં જેમના પેટમાં ભૂખની સખ્ત જ્વાળા લાગી હોય, તેમાં એકાએક ભૂખ મરી ગઇ છે એમ કહે ત્યારે આપણે તેનું મૂળ કારણ શોધવા વધારે આતુર થઇએ છીએ.

ઘંટડીના રણકારની સાથે જે ભૂખ લાગે છે તે સમયની ભૂખ હોય છે; ખરી ભૂખ નહિ. અમુક સમયે જમતા હોઇએ તો ઘણી ટેવ પછી હોજરીના સ્નાયુઓમાં એની તાલમદનાં આવી જાય છે કે તે મુકરર કરેલા

વખતે તે સ્નાયુઓનું હલનચલન થવા મંડી પડે છે. આપણને ભૂખ હોય કે ન હોય પણ આ સ્નાયુઓ સામાન્ય રીતે તેમની તાલબદ્ધતા પ્રમાણેનું કામ નિયમિત કરે જાય છે. એટલે આપણને ભૂખ લાગી હોય એમ જણાય છે. એટલે જ આજના વૈદો અને દાકતરો આપણને ભૂખ લાગી હોય કે ન લાગી હોય તેની પરવા કર્યા વિના દરરોજ નિયમિત સમયે ખોરાક લેવાની ભલામણ કરતા હોય છે. કેટલીક વખત તો કેટલાક ઉંટવૈદો એટલી હદ સુધી સલાહ આપતા જણાય છે કે નિયમિત વખતે રસોઇ તૈયાર ન હોય તો છેવટે કાચું ખાવાનો, અને તે પણ પાચન થઇ જાય છે એમ કહી દરદીને આ નિયમિતતાનો પાઠ ભણાવે છે. સમયની અને ખરી ભૂખમાં મહત્ત્વનો ફેર એ જ હોય છે કે ખરી ભૂખ તૃષાની માફક મરી જતી નથી, જ્યારે સમયની ભૂખ સમય વીત્યા બાદ આપણને લાગતી નથી. ભૂખ મરી જઇ શકે જ નહિ. શરીરમાં પોષણાર્થે જોઇતો ખોરાક લેવાવો જ જોઇએ. તેનાથી વિરુદ્ધ રીતના વર્તનમાં ભૂખમરો શરૂ થાય છે, અને કોઇ પણ સંજોગોમાં તે હિતાવહ નથી. ભૂખમરાથી શરીરની શક્તિ છિન્નભિન્ન થાય છે, જ્યારે ખરી ભૂખને પોષવા માટે લીધેલા ખોરાકથી શક્તિની જમાવટ થાય છે.

આજના સંજોગોમાં આપણામાંના ઘણાઓને ખરી ભૂખ હોતી જ નથી, પણ સમયની ભૂખ હોય છે. આજે સામાન્ય રીતે ખોરાકના જ્ઞાનના અભાવની સાથે આપણને વધારે ખાવાની ટેવ એક યા બીજી રીતે પડેલી હોય છે. એટલે જો આપણે સમયે ખાતા નથી તો આંખે અંધારાં વગેરે આવવા માંડે છે. એનું કારણ માત્ર એ હોય છે કે શરીરમાં એકઠો થએલો મળ સાફ થવા માંડે છે. પેટમાં કળ પડતી નથી, તેનું કારણ પણ એ જ હોય છે કે સ્નાયુઓ ઉપર બાઝી ગએલો મળ બળવા માંડે છે. પગમાં તરોડ થવાનું કારણ પણ તે જ હોય છે કે જ્ઞાનતંતુઓ ઉપર જામી ગએલો કચરો દૂર થાય છે. આમ એકી સાથે જાણે આપણા શરીરમાંથી ઝાડુથી કચરો સાફ થતો હોય એમ લાગે છે. આવી જાતની સાફસૂફ થવાની ક્રિયા હરહમેશ અને પળે પળે ચાલુ જ હોય છે, પણ સમયની ભૂખ વખતે નહિ લેવાએલા ખોરાકથી તે વધારે જોરદાર અને તીવ્ર બને છે. એટલે જ્યાં સુધી આપણામાં ખુણેખાંચરે મળ એકઠો થઈ રહ્યો હોય, તે બળી રહે છે ત્યાં સુધી આપણે જાણે ખૂબ નબળા પડી ગયા હોઇએ એમ લાગે છે. પણ વાસ્તવિક રીતે એમ નથી. ઝેરી કચરાના સાફ થયા પછી આપણા સ્નાયુઓ વધારે સશક્ત અને બળવાન બને છે. જ્ઞાનતંતુઓ વધારે સતેજ થતા

જણાય છે. આપણામાં વધુ કામ કરવાની શક્તિ આવી હોય છે. આ બધું આપણે સ્વાસ્થ્ય માટે લીધેલા એકાદ ઉપવાસમાં અનુભવીએ છીએ. એકાદ બે વખત સમયની ભૂખ જતી કરવા છતાં આપણું બળ બરાબર સચવાઈ રહે અને આખો દિવસ સતત કામ કરી શકીએ તો જાણવું કે શરીરમાં ઝેરી મળનો જમાવ પ્રમાણમાં ઓછો છે. જેમ બને તેમ આ ઝેરી મળનો જમાવ ઓછા પ્રમાણમાં રાખવામાં જ શરીરનું સ્વાસ્થ્ય સચવાઈ રહે છે ઉત્તમ જાતના સ્વાસ્થ્યની સતત કામ કરવાની શક્તિનો અનુભવ આ ઝેરી મળના સમૂળગા નાશ પછી થાય છે.

બીજો મહત્ત્વનો તફાવત ખરી ભૂખ અને ખોટી ભૂખ વચ્ચે એ હોય છે કે ખોટી ભૂખમાં આપણે ગમે તે ખાઈ લેવાની તીવ્રતા ધરાવીએ છીએ, જ્યારે ખરી ભૂખમાં સ્વાસ્થ્યને વાંધો ન આવે તેવું કંઇક ખાવા માગીએ છીએ. ખોટી ભૂખ પેટમાં લાગે છે, જ્યારે ખરી ભૂખ તૃષાની માફક ગળામાંથી માલૂમ પડી આવે છે. હોજરી જેવો કોઇ અવયવ નથી એવું આપણને લાગે ત્યારે સમજવુ કે ખરી ભૂખની કંઇક ઝાંખી થવા માંડી છે. જમતી વખતે જ્યાં સુધી હોજરી જેવુ ભાન આપણને રહે છે ત્યાં સુધી આપણે તે તણાય ત્યાં સુધી ખાધા કરવાના; અને એ સંજોગોમાં આપણને ખરી ભૂખ લાગે જ નહિ. અને ખોટી ભૂખને શાંત કરવામાં ગમે તે ખાઇ લેવામાં પરિણામ એ આવે કે દિવસે દિવસે આપણી આખીયે પાચનક્રિયા બગડતી જાય છે.

ખરી અને ખોટી ભૂખનો અનુભવ જાત અખતરા સિવાય થઇ શકવો મુશ્કેલ છે. જમવાના સમયે તેનો અભ્યાસ કરો, અને જો તે વખતે તમને સમયની ખોટી ભૂખ જણાતી હોય તો હરગીજ ખાઓ નહિ. તેવી ભૂખને જતી કરો અને ઉલટો તમને તેથી ફાયદો થશે.

ચુનીભાઇ ધ. પટેલ.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.**
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય' શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઇ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)


વર્ષ ૫ મું
૧૯૩૧

અંક ૧૧ મો
નવેમ્બર



:: તંત્રી ::

હરભાઇ ત્રિવેદી


બાળક અને જુવાનની વચ્ચે
એકબીજાના માનસનું જે અંતર
છે તેના કરતાં અનેકગણું વધારે
જુવાન અને આધેડ વચ્ચેના
માનસનું અંતર હોય છે.
બે વયની વચ્ચે પડતા માનસના
આવા તફાવતને ઓળખી લઇને
ચાલનાર આધેડ જ જુવાનને
કામનો છે.

# ગૃહપતિ થતાં પહેલાં

આજનાં છાત્રાલયો જુવાનની કેળવણીનાં કેન્દ્રો બનતાં જાય છે તેમ તેમ તેમના ગૃહપતિની જવાબદારીઓ અને કાર્યપ્રદેશ વધતો જ જાય છે. આજનો ગૃહપતિ પોતાના વિદ્યાર્થીઓને શાળા કૉલેજના અભ્યાસમાં માત્ર મદદ કરીને બેસી રહે તો ચાલી શકે નહિ; આજનો ગૃહપતિ જમાડીને સંતોષ પમાડી દે તો ચાલે તેમ નથી. આજનો ગૃહપતિ પોતાના વિદ્યાર્થીઓને રમતો રમાડે કે મુસાફરીએ લઇ જાય તેટલાથી પતી જાય તેમ નથી. આજના ગૃહપતિને માથે તો જુવાનને ઓળખીને તેને યોગ્ય માર્ગદર્શન કરાવવાનું કપરું કર્તવ્ય આવી પડેલું છે. આજના ગૃહપતિને માથે તો જુવાનના મનોરથોની સાથે જ દોડવાની અને છતાં જુવાનને સંભાળી લેવાની આકરી ફરજ આવી પડેલી છે. ગૃહપતિના આવા કામની વિગતોમાં ઉતર્યા વિના મન, હૃદય અને બુદ્ધિનું ભાથું તૈયાર કર્યા પછી જ તેણે ગૃહપતિનું કામ હાથ ધરવું જોઇએ એમ આપણે કહી શકીએ. તેવા ભાથાનો સામાન્ય વિચાર કરીએ.

પ્રથમ તો ગૃહપતિમાં અસાધારણ સહિષ્ણુતા જોઇએ. નાની મોટી ઉંમરના અને ચિત્ર વિચિત્ર સ્વભાવના સંખ્યાબંધ વિદ્યાર્થીઓ એકઠા રહેતા હોય ત્યાં દિવસમાં સેંકડો એવા પ્રસંગો બનવા પામે છે કે જે વખતે ગૃહપતિ મનની તુલા ગુમાવી બેસે. કોઈના ઉપર ખીજાવાનું મન થઇ જાય, કોઇને ઠપકો દેવાનું મન થઇ જાય, કોઇને શિક્ષા કરવાનું મન થઇ જાય, કોઇને કાઢી મૂકવાનું પણ મન થઇ જાય. આ ઉપરાંત બાલીશ સ્વભાવના અને નિર્દોષ તોફાન મસ્તી કરવાની ટેવવાળા કેટલાક વિદ્યાર્થીઓ ખુદ ગૃહપતિની સાથે પણ ક્યારેક એવો વર્તાવ કરી બેસે કે જેનાથી ગૃહપતિને ખોટું લાગી જાય અથવા તો પોતે અપમાનિત થયા છે તેમ માનવા પ્રેરાય. આવા બધા પ્રસંગોએ જરા પણ ઉતાવળા થયા સિવાય હસતે મોઢે બધા પ્રસંગોને નીરખવા અને ઉદાર દિલથી તેમને ગળી જવા એ ઘણું મહાભારત કામ છે. વિદ્યાર્થીઓને બરાબર ઓળખનાર અને વિદ્યાર્થીઓને વિદ્યાર્થીની જ દૃષ્ટિથી જોનાર ગૃહપતિ આવા પ્રસંગોએ ખામોશ પકડી શકે છે; અને જરા પણ ક્ષુબ્ધ થયા વિના બધું ગળી જઇ વિદ્યાર્થીઓ સાથે યોગ્ય વર્તાવ દાખવી શકે છે. આવી સહિષ્ણુતા, આવી ગળી જવાની ટેવ, આવી ખામોશ પકડવાની તાકાત ગૃહપતિમાં ન હોય તો વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચે પક્ષો પડી જાય. વિદ્યાર્થી ગૃહપતિ વચ્ચે અંતર વધી પડે અને સંસ્થામાં પક્ષાપક્ષી, વેરઝેર

અને તિરસ્કારનું વાતાવરણ ઊભું થાય.

ગૃહપતિને બીજી જીવનમાં ઉતારવા જેવી વસ્તુ તે પ્રેમળ સ્વભાવ છે. ઘણુંયે બાળકો એવાં નજરે ચડે છે કે જેમને બીજી કોઇ પણ વસ્તુ કરતાં પ્રેમ વધારે સ્પર્શે અને જેઓ પ્રધાનપણે પ્રેમળ વર્તાવ ઇચ્છે. આજે સામાન્યપણે આપણા સ્વભાવમાંથી પ્રેમનું સ્થાન ઓછું થતું જાય છે. મનુષ્યજીવન પણ એટલું બધું અટપટું બનતું જાય છે કે ખુદ માબાપને પણ પોતાના સંતાનો સાથે પ્રેમથી બેઘડી વાતો કરવાનો અવકાશ સરખો નથી મળતો. સોળ અઢાર વર્ષ સુધીની અવસ્થા જ એવી હોય છે કે જે વખતે બાળકને વત્સલ હુંફની અત્યંત જરૂર રહે. બરાબર આ જ કાળમાં વિદ્યાર્થીઓ પ્રેમ વિહોણા રહ્યા કરે છે. છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓના એકંદર માનસનો અભ્યાસ કરતાં એમ પણ માલૂમ પડયું છે કે તેમાંના ઘણા મોટા ટકા આવા વાત્સલ્યને માટે ઝંખતા હોય છે. જે ગૃહપતિ થોડે ઘણે અંશે પણ આવી વત્સલ હુંફ પોતાના વિદ્યાર્થીને આપી શકે છે તેનું કાર્ય વગર આયાસે સફળ બની શકે છે. આવા પ્રેમભર્યા સ્વભાવનો જેના જીવનમાં અભાવ દેખાતો હોય તેને માટે ગૃહપતિનું કામ યોગ્ય ન ગણાય. આવો વત્સલ સ્વભાવ કેળવી પણ શકાય છે. દરેક જીવાત્મા સ્વભાવે પ્રેમળ તો હોય જ છે; તેનો આ પ્રેમ વધારે વિશુદ્ધ બને અને વધારે વિશાળ બને એટલા માટે તેને અવકાશ મળવાની જરૂર છે. આવો અવકાશ ગૃહપતિઓને તો હરહમેશ મળતો રહે છે. નાના મોટા બાળકોના નિત્ય પરિચયમાં રહેવું, તેમની નિર્દોષ રમતગમતો જોવી અને અનુભવવી, તેમની નિખાલસ ભૂલો દેખ્યા કરવી અને તેમના પ્રેમભૂખ્યા હૃદયને બની શકે તેટલા અંશે સંતોષ્યા કરવું; આવો રોજેરોજનો કાર્યક્રમ ગૃહપતિને વધારે ને વધારે વત્સલ બનાવે છે અને તેના વાત્સલ્યનું ક્ષેત્ર પણ વિશાળ બનાવતો જાય છે.

ગૃહપતિ બનવા માટે ત્રીજી આવશ્યક વસ્તુ તે તેની બુદ્ધિ છે. નિર્મળ બુદ્ધિના તેજ આગળ નાના મોટા સૌ કોઇને નમવાનું મન થઇ જાય છે. જ્યાં સુધી ગૃહપતિ પોતાના વિદ્યાર્થીઓ તરફથી માન મેળવી શક્યો ન હોય ત્યાં સુધી તેનું માર્ગદર્શન લૂલું રહે છે. આવું માન ઉત્પન્ન કરવા માટે હૃદયના વિશુદ્ધ ભાવોની આવશ્યકતા રહે છે તેની સાથે જ બુદ્ધિની તેજસ્વિતાની પણ જરૂર રહે છે. વિદ્યાર્થી દશામાં એક ઉંમર એવી આવે છે કે જ્યારે વિદ્યાર્થીઓ બુદ્ધિ તરફ વધારેમાં વધારે પ્રમાણમાં આકર્ષાય. આવા આકર્ષણનો સુંદરમાં સુંદર ઉપયોગ ગૃહપતિ કરી શકે છે. આવી રીતે

ગૃહપતિ તરફ આકર્ષાયેલા વિદ્યાર્થીઓ પાસેથી જેટલાં જેટલાં ઉપયોગી કામો ગૃહપતિ કરાવી શકે છે તેટલા જ લાભો વિદ્યાર્થીઓ પણ તે ગૃહપતિ પાસેથી મેળવી શકે છે. આવી અરસપરસની લાભદાયી લેવડદેવડ માટે ગૃહપતિમાં તેજસ્વી બુદ્ધિની આવશ્યકતા રહે છે. આવી આકર્ષક બુદ્ધિ ગૃહપતિમાં ન હોય તો વિદ્યાર્થીઓ તેની નજીક આવતા નથી; અને બીજા કોઈ કારણોએ આવ્યા હોય છે તો ધીમે ધીમે ખસતા જાય છે. આજનાં આપણા છાત્રાલયોમાં જે ઉમરના વિદ્યાર્થીઓ રહે છે તે ઉંમર, એમના જીવનની આવી દશાવાળી હોય છે. બુદ્ધિ તરફ આકર્ષાતા અને બુદ્ધિ પાસે નમી પડતા અનેક વિદ્યાર્થીઓને આપણે આપણી નજર આગળ જોઈએ છીએ. જે ગૃહપતિના જીવનમાં સહિષ્ણુતા હોય છે, જે ગૃહપતિનો વત્સલ સ્વભાવ પોતાના વિદ્યાર્થીઓને પોતાનાં જ બાળકો જેટલું ચાહવા તરફ પ્રેરતો હોય છે તેવા ગૃહપતિમાં આવી તેજસ્વી બુદ્ધિ જો ભળી હોય તો ગૃહપતિપદ ભારે શોભી નીકળે; અને વિદ્યાર્થીઓની કેળવણી તેજસ્વી બને તેમાં શંકા નથી.

પરંતુ એક ચોથા મહત્ત્વના તત્વ વિના પણ ગૃહપતિને ચાલે જ નહિ. આ તત્ત્વ તે romanceનું–સાહસિક સ્વભાવનું છે. જુવાન ઉંમરને romance બહુ પ્રિય હોય છે. જીવનની બધી બાજુઓ ગમે તેટલી વિકસ્યા કરતી હોય–તેના વિકાસ માટે ગમે તેટલો અવકાશ તેને મળ્યા કરતો હોય, પરંતુ જ્યાં સુધી જુવાન ઉંમરનો romance અનુભવવાની તક અને અનુકૂળતા તેને ન સાંપડે ત્યાં સુધી પોતાનો જીવનવિકાસ આનંદ અને ઉલ્લાસથી તે સાધી શકતો નથી. જુવાનને પોતાના જીવનમાં ઉલ્લાસ તો romanceથી જ મળે છે. આવાં romance જીવનની એકેએક દિશામાં તેને સાંપડ્યા કરે તેવા તેના અંતરના ઉંડા અભિલાષો હોય છે. ગૃહપતિ જુવાનીના આવા romanceને બરાબર પીછાની શકતો ન હોય તો વિદ્યાર્થીઓને સ્વતંત્રપણે તેમાં વિહરવા દેવા જેટલું મનોબળ તે ધરાવી શકતો નથી. જુવાનીનો romance માનસશાસ્ત્રીની દૃષ્ટિથી ઓળખી લેવો અને તેના માટે યોગ્ય પ્રબંધો રચવા, તથા જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં પોતે પણ તેવા romanceમાં વિદ્યાર્થીઓ સાથે જ રહેવું, એ ગૃહપતિજીવન માટે ખુદ જરૂરનું છે. વિદ્યાર્થીના શરીરની દરકાર કરનાર અથવા તો તેને લાડ લડાવનાર અથવા તો તેજસ્વી બુદ્ધિથી આકર્ષનાર ગૃહપતિનું જીવન અને તેની જીવનદૃષ્ટિ જો romance વિનાની હોય તો તેનું પચાસ ટકા કામ માર્યું જવાનું

કેટલીક વખત તો આપણે એમ પણ જોઇએ છીએ કે બીજું કશુંયે ન હોય પણ કેવળ romance થી ભરપૂર સ્વભાવવાળો ગૃહપતિ હોય એટલા જ ખાતર તે વિદ્યાર્થીઓને પોતા તરફ ખેંચી શકે છે. જુવાનીને romance એટલો બધો પ્રિય હોય છે કે જ્યાં તેને romance મળે ત્યાં બીજા કશાની ઘણી વખત તો પરવા પણ ન કરે; એટલા માટે જ સહિષ્ણુતા વત્સલસ્વભાવ અને આકર્ષકબુદ્ધિની સાથે જુવાનીના romanceમાં પણ મ્હાલવાની જેનામાં તાકાત હોય તેવો ગૃહપતિ જુવાનોનો સાચો ગૃહપતિ બની શકે તેમ આપણે જરૂર કહી શકીએ.

હરભાઈ

## વિદ્યાર્થિમંડળ એટલે શું ?

દશ, પચ્ચીશ કે સો વિદ્યાર્થીઓનું ટોળું એ વિદ્યાર્થિમંડળ નથી. વિદ્યાર્થિમંડળ એ તો એક જીવતી સંસ્થા છે; તેનો અમુક ચોક્કસ ઉદ્દેશ છે; અને એ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે એ મંડળ મથે છે.

આવા વિદ્યાર્થિમંડળનો ઉદ્દેશ શો ?

વિદ્યાર્થીઓ સ્વાશ્રયી અને સંસ્કારી સમાજજીવન જીવે અને જીવતાં શીખે એ આવા મંડળનો એક પ્રધાન ઉદ્દેશ હોય છે.

પણ ઘણી વાર છાત્રાલયનો ગૃહપતિ વિદ્યાર્થિમંડળનો આ ઉદ્દેશ ભૂલી જાય છે અને વિદ્યાર્થિમંડળ એટલે પોતાના હાથપગ તરીકે કામ કરનારૂં મંડળ એવો ઠરી નાખે છે.

છાત્રાલય એ કેળવણીની સંસ્થા છે. છાત્રાલયમાં વિદ્યાર્થીઓને સ્વાશ્રય અને ઉચ્ચ સમાજજીવનની તાલીમ મળવી જ જોઇએ. પણ આવી તાલીમ માત્ર અખાડા તરીકે મળે એ બસ નથી. છાત્રાલયજીવન જ એવી રીતે ઉભું થવું જોઇએ કે ત્યાં સ્વાશ્રય અને ઉચ્ચ સમાજજીવન જીવાય અને વિદ્યાર્થીઓની સમજણના પ્રમાણમાં તેમને આવા જીવનની પાછળ રહેલી ફિલસુફી પણ મળે.

આ વસ્તુ વિદ્યાર્થીઓને સ્વાતંત્ર્યનો ભોગવટો અર્પનાર લેખથી આવે તેવી નથી. જુવાનોની કેળવણીના રીતસરના પ્રયત્નોમાં જેમ અનેક સ્થળે માર્ગદર્શનની જરૂર છે તેમ આમાં પણ માર્ગદર્શનની જરૂર છે. આખા છાત્રાલયનાં જુદાં જુદાં કામો વિદ્યાર્થીઓને વહેંચી દીધાં અને નેતા તથા ઉપનેતાઓ નીમી દીધા એટલે પતી ગયું એમ માનનાર ગૃહપતિ ભૂલ કરે છે.

ગૃહપતિએ એક વાત તો પહેલેથી જ સમજી લેવી ઘટે છે. પોતાને જાતે છાત્રાલયનું કામ કરવું પડે તેના કરતાં 'આ વગર પૈસાનાં વૈતરાં કરતાં હોય તો શું ખોટું છે ? કામ કરતાં માથે વીતશે એટલે ફરિયાદે તો નહિ આવે !' આવી સ્પષ્ટઅસ્પષ્ટ દાનતથી કામ લેનાર ગૃહપતિ કોઈ પણ છાત્રાલયમાં ભયંકર છે અને ખાસ તો જે છાત્રાલયને કેળવણીની સંસ્થા તરીકે કામ કરવું છે તેમાં. ગૃહપતિ એટલું પણ સમજી લે કે કોઈ પણ કામ પોતે કરી લેવું સહેલું છે પરંતુ એ જ કામ વિદ્યાર્થીને કરતાં શીખવવું એ અઘરું છે. દાખલા તરીકે, વિદ્યાર્થીઓએ ઓરડાની સંજવારી વાળવાનું કામ લીધું હોય. વિદ્યાર્થીઓને આ કામ સોંપી દીધું એટલે ગૃહપતિ હાશ કરીને બેઠી જાય એ બરાબર નથી. જો સંજવારી વાળવાના કામને છાત્રાલય જેવી સંસ્થા વિદ્યાર્થિમંડળના કામમાં મૂકે તો એ કામ એક કેળવાયેલ વિદ્યાર્થી જે રીતે કરે તે રીતે થવું જોઇએ, અને આ પ્રમાણે થાય તેટલા માટે તો ગૃહપતિએ વધારે જાગ્રત રહેવું જોઇએ. વિદ્યાર્થી પાસે સ્વચ્છ ઓરડાનો આદર્શ ઉભો કરવો, વિદ્યાર્થીની પોતાની આંખને કશુંયે અસ્વચ્છ ગમે જ નહિ એવી રીતે તેના મનને કેળવી નાખવું, સાફસુફીનાં જરૂરી સાધનો વિદ્યાર્થીના હાથમાં મૂકવાં, વિદ્યાર્થી અંગમહેનતને જીવનમાં હલકું સ્થાન ન આપે એવી હવા જમાવી દેવી, વિદ્યાર્થીને વાળતાં બરાબર ન આવડે ત્યારે પોતે ફક્ત મુકાદમ ન રહેતાં શિક્ષક થવું અને વિદ્યાર્થીને પોતાની શક્તિ-ઉપરાતનું કામ કદી ન સોંપવું; આ પ્રમાણે સંજવારી વાળવાના નાના જણાતા કામમાં પણ જીવનની તાલીમ છે અને આવી તાલીમ ઉભી કરવી એ વિદ્યાર્થિમંડળમાં ગૃહપતિનું કામ છે.

એક રીતે બોલીએ તો ગૃહપતિનો ધંધો કપરો છે. છાત્રાલયની નાની નાની કચકચ રોજ સહન કરવી અને છતાંયે તેમાંથી મુંઝાયા વિના કેળવણીની દૃષ્ટિ સ્થિર રાખીને માર્ગ કાઢ્યે જવો એ ગૃહપતિનું કામ અને એ જ એની લાયકાત.

છતાં આખરે ગૃહપતિ પણ માણસ છે—માણસની સ્વભાવિક નબળાઇને અધીન છે. વિદ્યાર્થિમંડળ સ્થપાતું હોય અને વિદ્યાર્થીઓ કામ ઉપાડી લેતા હોય તો બોર્ડિંગને ખર્ચ ઓછું, સ્વાશ્રય અને કરકસરના ધોરણે સંસ્થા ચાલે છે એવી કીર્તિ મળે અને કાંઇ ઉણપ રહે તો વિદ્યાર્થીઓની છે, એટલે તેઓ ફરિયાદ કરવા જેવી સ્થિતિમાં ન રહે—આવી આવી

ગુણુતરીથી આપણે વિદ્યાર્થિમંડળો ઉભાં કરી દઇએ એવો સંભવ છે.

ગૃહપતિ આ ભૂલથી ચેતે. છાત્રાલયમાં જો વિદ્યાર્થિમંડળ ઉભું કરવું જ હોય તો તેને બરાબર દૃષ્ટિથી ઉભું કરવું અને એ જ દૃષ્ટિને સન્મુખ રાખી તેને નભાવવું. એમ ન જ કરવું હોય તો વિદ્યાર્થિમંડળના નામે ગમે તેમ હાંકવા કરતાં એવું મંડળ સ્થાપવું જ નહિ પણ ગૃહપતિએ પોતે અને તેટલું કામ પોતે કરવું અને બાકીનું એક ઑફિસરની માફક વિદ્યાર્થીઓ પાસે કરાવવું; અગર તો છાત્રાલયમાં એ કામો માટે વધારાના નોકરો રાખી લેવા.

પણ છાત્રાલય જો કેળવણીની સંસ્થા હોય તો તો આવાં વિદ્યાર્થિમંડળો હોવાં જ જોઇએ અને તે બરાબર ચાલવાં જ જોઇએ. છાત્રાલયને કેળવણીની સંસ્થા બનાવવી, ઑફિસરની ઑફિસ બનાવવી કે ન કેળવણીની સંસ્થા, ન ઑફિસ એવી કોઇ અગડંબગડં સંસ્થા બનાવવી એનો તો ગૃહપતિભાઇઓ પોતે જ વિચાર કરી લે.

નાનાભાઈ

## એ ચોર ન હતો અને નથી !

પ્રિય ચમનભાઇ,

ચિ૦ સુમંતને ત્યાં તમારી પાસે મોકલી દીધો છે. આપણે છેલ્લા મળ્યા ત્યારથી મારા મનમાં એના સંબંધના અનેક વિચારો ઘોળાયા કરતા હતા. તમારી વાત કેમે કરી ગળે ઉતરતી નથી. બાળક દશ અગીયાર વર્ષના થાય ત્યાં સુધી તો જાણે કે ઠાક; પરંતુ ચૌદ પંદર વર્ષની ઉંમર થાય ત્યાં સુધી તેની નાની મોટી ચોરીઓને માનસિક વ્યાધિ ગણવા કરવી એ તમારી ફિલસુફી મારે ગળે નથી ઉતરતી. કારણ ગમે તે હો પણ એ છોકરો સ્વભાવે જ ચોર છે. આજે હવે બધી ચોરીઓ અજાણપણે કરે છે તેમ પણ નથી. એની ચોરીઓની પાછળ ચોક્કસ યોજનાઓ હોય છે. એ યોજનાઓ ખુબ ચાલાકીથી પાર પાડવાની બહાદુરી પણ તેનામાં છે. મને તો આમાં નસીબને માન્યા સિવાય છૂટકો દેખાતો નથી. મારા નસીબમાં જ આ પીડા માંડેલી હશે નહિતર મારે ત્યાં આવો કપુત ક્યાંથી જન્મે ? પણ આમ શોક કર્યે પણ ક્યાં આરો છે ?

તમારા ગયા પછી ભાઇ પરમાણંદ પંદરેક દિવસ માટે અહીં હવાફેર કરવા આવ્યા હતા. તેમની સાથે પણ સુમંત સંબંધે ખુબ ચર્ચા થઇ. કોણ

જાણે કેમ એ પણ તમારા ભકત દેખાયા ! એણે તો મને સ્પષ્ટ સલાહ આપી કે વિચારો અને ચિંતાઓ છોડીને મારે તેને તમારે જ હવાલે સોંપવો. તમારી કાર્યપદ્ધતિમાં અને તમારા સિદ્ધાંતોમાં તેમને ખૂબ વિશ્વાસ જણાય છે.

હું પણ હવે તો થાકયો છું. શિક્ષા અને પોલીસને હવાલે કરી દેવાના વિચારો પણ મનમાં ઉગ્રપણે આવી જાય છે, પણ એ તો મારાથી નહિ જ બને તેની ખાત્રી રાખજો. આખરે કંટાળીને હવે એને તમારી પાસે મોકલ્યો છે. એને ત્યાં મોકલવામાં મિત્ર પરમાણંદની સલાહ અને તમારો પ્રેમી આગ્રહ એ બે કારણો જ જાણજો. તમારા સિદ્ધાંત અને કાર્યપદ્ધતિમાં તો હવે તમે મારામાં વિશ્વાસ પેદા કરાવી શકશો. બાકી તો આપણે બાલમિત્રો છીએ એટલે એક દીકરાને મિત્રને સોંપ્યાનો સંતોષ પણ મળશે !

તેના સંબંધેના ખબરો અવાર નવાર લખતા રહેશો. તેના પહોંચ્યાની પહોંચ લખજો અને છેવટે તેનાથી જરા સંભાળતા રહેજો તેમ પણ કહી દઉં છું.

સ્નેહાધીન

હરિપ્રસાદ.

દસથી પંદર વર્ષની ઉંમર સુધીમાં સુમંતે પોતાના ઘરમાંથી તેમ જ પડોશમાંથી નાની મોટી અનેક ચોરીઓ કરી હતી. હરિપ્રસાદભાઇ કાઠિયાવાડના એક દેશી રાજ્યના સારા એવા ગણાતા અમલદાર હતા. કેળવણીમાં તેમને ખુબ રસ હતો. પોતાનો ફાજલ વખત તેઓ હંમેશાં કેળવણી સંબંધેનું સાહિત્ય વાંચવામાં અને તેની ચર્ચાઓ કરવામાં ગાળતા. પોતાને જો ફુરસદ હોત અને જે અમલદારી સ્વીકારવી પડી છે તેમાંથી બચી શક્યા હોત તો પોતે પોતાના બાળકો ઉપર કેળવણીના પ્રયોગો પણ જરૂર કરત એમ અનેક વખત તેઓ કહે છે. સાચી કેળવણી માર્ફત સમાજમાંથી ચોરીઓ, ઢોંગ, લુચ્ચાઇ, અનીતિ વગેરેનો ફેલાવો અટકાવી શકાય છે તેમ તે માનતા, પરંતુ રૂઢ થઇ ગયેલા ગુન્હેગારો માટે નવીન કેળવણીને કશો રસ્તો હાથ નથી લાગ્યો તેમ પણ તેઓ માનતા અને હજી પણ માને છે. પોતાના એકના એક પુત્રમાં આવા કુસંસ્કાર કયાંથી આવ્યા તેનો ઉકેલ તેઓ નહોતા કરી શકતા તેથી તેમના મનની મુંઝવણ વધતી જતી હતી. પોતે કાંઇ કરી શકે નહિ અને નવીન કેળવણીની પદ્ધતિઓ કે સિદ્ધાંતોમાં પૂરો વિશ્વાસ બેઠેલો નહિ તેથી કોઇ સ્થળે મૂકી પણ શકે નહિ. આવી પરિસ્થિતિમાં એક મિત્રની સલાહ મળી અને તેમણે પોતાના સુમંતને પોતે જેને સારી ગણતા હતા; તેવી એક સંસ્થામાં મોકલ્યો.

: ૨ :

સુમંતને અહીં આવ્યાને અઢી વર્ષ થઇ ગયાં છે. તેની ચોરી કરવાની આદતમાં તો અજબ ફેરફાર થઇ ગયો છે. હજી ક્યારેક ક્યારેક જૂનો સ્વભાવ તરી આવે છે ખરો. કોઇએ અપમાન કર્યું હોય તો નહિ સહન કરવાથી અથવા તો પોતાની ટેવ ઉપર જાતે મૂકેલો સંયમ પણ ક્યારેક શિથિલ પડી જવાથી ક્યારેક ક્યારેક તે એનો બદલો નાનકડી ચોરીઓથી વાળી લે છે, પરંતુ એ વસ્તુનું ભાન આવતાં ઝાઝી વાર લાગતી નથી. પોતાની બદલો વાળવાની વૃત્તિને વિનોદમાં ફેરવી નાખે છે; અને આજે તો હવે લગભગ બધા જ વિદ્યાર્થીઓ સુમંતનાં આવાં કામોને કેવળ મશ્કરી લેખે છે. સમજીએ છીએ માત્ર હું અને સુમંત. આવું કંઇક બને ત્યારે સુમંત પોતે જ એકાંત શોધીને મારી પાસે આવે છે, પોતાની હકીકત પ્રગટ કરી જાય છે અને પોતે કેવી ખુબીથી હવે એને એવડીની મશ્કરીમાં ફેરવી નાંખશે તેની યોજનાઓ પણ કહી જાય છે. સુમંત સ્વભાવે ચોર ન હતો જ. પરંતુ કેવા કેવા સંયોગોમાં તેનાથી નાની નાની ચોરીઓ થઈ જતી અને તેમાંથી માત્ર થોડી જ સહાયથી તે પોતાની જાતને કેવી રીતે ખેસવી લઇ શકયો તેના અનેક કીસ્સાઓમાંથી નમુના રૂપે બે આ રહ્યાઃ—

: ૩ :

સાંજ પડવા આવી હતી. કામકાજથી પરવારીને બહાર જરા ફરવા જવાની હું તૈયારી કરતો હતો, એટલામાં હીરાચંદભાઇ આવી ચડ્યા. એ કંઇક ઉતાવળમાં હતા.

"કેમ ચમનભાઇ શું ચાલી રહ્યું છે ?"

"આ જરા બહાર જવાનો વિચાર કરતો હતો. તમે અત્યારે ક્યાંથી ? બેસો તો ખરા !"

"ના. બેસીશ નહિ. જરા ઉતાવળ છે."

"તમે કયે દિવસ નીરાંત લઇને આવો જ છો ! બોલો શો હુકમ છે ?"

"હુકમ તો કશોએ નથી ! આ મારા સાળાનો પોપટ અહીં તમારી બોર્ડીંગમાં છે તેનું કાંડાનું ઘડિયાળ બે દિવસથી ગુમ થયું છે. એ કહેતો હતો કે કાંડેથી છોડી પોતાની પેટીમાં મૂકીને જમવા ગયો એટલી વારમાં એ ચોરાઇ ગયું છે. તમે જરા તપાસ કરશો તો મહેરબાની. ગઇ કાલે એ એ ઘેર આવ્યો હતો ત્યારે રોતો હતો. એની ફઇ પણ જરા મુંઝાણી. એટલા માટે જ મારે અત્યારે તમને તસદી આપવી પડી છે."

"કંઈ ફીકર નહિ આજ રાત્રે જ તપાસ કરીશ. પોપટે મને કહ્યું હોત તો તમને નાહકનો ધક્કો ન થાત ને?"

"એ જરા સંકોચાયો હશે; પણ કંઈ નહિ. એ બ્હાને તમને મળાયું ને! ચાલો ત્યારે હું રજા લઉં? તમને તસ્દી આપી છે માટે માફ કરજો."

"કેમ બેસશો તો નહિ જ ને? પોપટના ઘડિયાળની બાબતમાં નિશ્ચિંત રહેજો, એ મળશે જ. તમને એના ખબર પણ મોકલીશ."

હીરાચંદભાઈ ગયા અને થોડી વારે સુમંત આવ્યો.

"સુમંત મેં તો તને બરાબર નવ વાગે આવવા કહ્યું હતું છતાં આટલો મોડો કેમ થયો?"

"ક્યાં મોડો થયો છું?"

"જો જોઈએ તારૂં કાંડા ઘડિયાળ; કેટલા થયા?"

"મારૂં કાંડાનું તો નથી પણ મારા નિવાસગૃહના ઘડિયાળમાં મેં હમણાં જ જોયું છે. હજી તો નવમાં દસ મિનિટ બાકી છે."

"તારી પાસે કાંડા ઘડિયાળ છે ને? એ ક્યાં ગયું?"

"આ વખતે બાપાજીએ તે લાવવાની ના કહી."

"કેમ?"

"ગયા સત્રમાં ત્રણ વખત કાચ ફૂટી જવાથી નવા નંખાવવા પડેલા. બાપાજી કહે કે તું કાચ ફોડ્યા કરીશ. ઘડિયાળ બગડશે અને નકામો ખર્ચ થશે."

"કાલે જ હું હરિપ્રસાદભાઈને લખી નાખું કે ઘડીયાળ ટપાલમાં મોકલી આપે."

"તોયે નહિ મોકલે. મેં અહીંથી ત્રણ કાગળો લખી જોયા. મને ઘડિયાળની જરૂર પણ પડે છે; અને મને શોખ પણ છે. મારા મિત્રો પણ ક્યારેક ક્યારે મશ્કરીમાં નાહકના મેણાં મારે છે. બાપાજીને મેં આગ્રહપૂર્વક જણાવ્યું કે મને ઘડિયાળ મોકલો. પરંતુ ઘડિયાળ મોકલવાને બદલે સખત ઠપકો મળ્યો. હવે તમે લખશો નહિ. નહિતર માનશે કે મેં તમારી પાસે લખાવ્યું."

"ના ના, એમ એ શાના માને? મારા તો મિત્ર છે ને!"

"પણ મારે હવે નથી જોઈતું. હું મારૂં ફોડી લઈશ."

"ઠીક તારી તેવી ઇચ્છા છે તો નહિ લખું. ચાલો ત્યારે હવે હું કામમાં બેસું. પાછા મળશું."

સુમંત ગયો. હું એને આમ અનેક વખત બોલાવતો. મને જ્યારે ફુરસદ હોય ત્યારે અને તેનું ખાસ કામ નીકળ્યું હોય ત્યારે હું તેને ગમે તે વખતે બોલાવવાનો છું એની તેને ખબર હતી. કોઇ વખત કલાક બે કલાક વાતો કરૂં તો વળી કોઇ વખત બે પાંચ મીનીટ વાતો કરીને પણ જવા કહું. અમારો આવો ક્રમ ચાલતો હતો તેથી હું તેને રોકું કે રજા આપું તેની તેના ઉપર કશી ખરાબ અસર ન થતી.

સુમંત ગયો પણ એના છેલ્લા શબ્દોએ મને કંઇક સુચન મળી ગયું. 'હવે મારે ઘડિયાળ નથી જોઇતું. હું મારૂં ફોડી લઇશ' 'હવે' અને 'ફોડી' શબ્દ ઉપર મારૂં ધ્યાન પરોવાયું. 'હવે' શા માટે? અને 'ફોડી' શી રીતે લેશે? મને અનુમાન કરવાનું કંઇક કારણ મળ્યું. અનુમાનમાં કંઇએ તથ્યાંશ છે કે નહિ તેની ખાત્રી કરવાનું આવતી કાલ ઉપર છોડી હું બીજા કામે વળગ્યો.

: ૪ :

તમામ વિદ્યાર્થીઓને આજે એકી સાથે એક જ પંક્તિમાં ભોજન લેવાનું મેં જાહેર કરી નાખ્યું હતું. સુમંતને મોટે ભાગે પાછળથી જ જમવાની ટેવ હતી. આજે તો તેને પણ પહેલી પંક્તિમાં જવાનું હતું.

બધા ભોજનશાળામાં બેસી ગયા હતા. ભોજન પીરસાઇ રહ્યું અને ભોજનના નેતા તરફથી શરૂ કરવાની પરવાનગી મળી ગઇ એટલે તુરત જ મે ભોજનશાળા છોડી. ભોજન શરૂ થયા પછી તુરતજ અથવા તો ભોજનની અધવચ્ચે હું ઘણી વખત આમ ચાલ્યો જતો. એટલે મારો ચાલ્યો જવાનો બનાવ છેક જ સ્વાભાવિક હતો.

ભોજનશાળામાંથી હું સીધો પહોંચ્યો નિવાસગૃહમાં. સુમંતની જગ્યાએ જઇ મેં તેની ટ્રંક ઉતારી. મારી પાસેના ચાવી ઝુડામાંથી મેં એક ચાવી લાગુ કરી. તેનો ટ્રંક ઉઘાડયો. જમણી બાજુનાં કપડાં અને ચોપડીઓ ઉંચાં કરીને જોયું તો ખુણામાં જ કાંડાનું એક ઘડિયાળ પડેલું.

ટ્રંકને ઉઘાડો રાખી હું ભોજનશાળામાં ગયો. ભોજનના નેતાને સુમંતને બોલાવવા કહ્યું. સુમંત આવ્યો; આંગળીના ઇશારા વડે હું તેને મારી પાછળ લઇ ગયો. એ એઠે હાથે જ હતો. તેના ટ્રંક પાસે લઇ જઇ ખૂણામાંથી ઘડિયાળ હાથમાં લઇ તેને કહ્યુઃ

"પોપટનું ઘડિયાળ લેવા માટે મેં તારો ટ્રંક ઉઘાડ્યો હતો. હવે તે ગોઠવીને પાછો બંધ કરી દઈશ. ઘડિયાળ લીધાના તને ખબર તો આપવા જોઈએ. માટે જ મેં તને જમતાં જમતાં અહીં બોલાવ્યો છે. લે હવે આ ઘડિયાળ પોપટને તું જ આપીશ કે હું આપી દઉં ?"

આટલું કહેતાં મારાથી ખડખડાટ હસી જવાયું. સુમંત પણ નીચું ઘાલીને મંદમંદ હસતો હતો. ઉભો થઈને હું તેના તરફ જવા ગયો ત્યાં તો એ ઉતાવળે પગલે ચાલ્યો ગયો. મેં પણ તેનો ટ્રંક બરાબર કર્યો, તાળું વાસ્યું અને ઘેર ગયો.

બીજે દિવસે સુમંતને મેં એક સુંદર કાંડા ઘડિયાળ ભેટ આપ્યું. હરિપ્રસાદભાઈને તેના ખબર પત્રથી પહોંચાડ્યા.

: ૫ :

હજુ સવાર પડ્યું ન હતું. હું દાતણ કરતો ઘરના ઓટલા ઉપર બેઠો હતો. એટલામાં રતિલાલ હાથમાં લોટો લઈને નીકળ્યો અને મને બેઠેલો દેખી મારી પાસે આવ્યો.

"જ્ઞાનભાઈ, એક વાત કહેવી છે."

"અત્યારના પહોરમાં !"

"હાજી."

"કહો ત્યારે."

"મેં ચાર દિવસ પહેલાં એક નવી ફાઉન્ટનપેન ખરીદી હતી. એ ગઈ કાલે ગુમ થઈ છે. મારા કોટના ખીસામાં રાખીને હું તળાવે નહાવા ગયેલો; આવું ત્યારે ન હતી. એ પંદર રૂપિયાની છે એટલે જરા ખટકે છે. સામાન્ય હોત તો તો વાત ન પણ કરત."

"ભલા માણસ તુરત જ કહેવું હતું ને ? સામાન્ય હોય તો પણ મને તો કહેવું જ જોઈએને ? ચાલો, હું તપાસ કરૂં છું."

રતિલાલ મોટી ઉંમરનો વિદ્યાર્થી છે. પૈસાદાર કુટુંબનો અને ખાનદાન છે, તે કોઈ દિ' કશી ફરિયાદ કરતો જ નથી. આજે તેની પેન ગઈ અને તેને લાગી આવે એ સહજ હતું.

પ્રાતર્વિધિ પતાવી હું ઑફિસમાં ગયો. આજે તો પહેલું કામ રતિલાલનું હાથ ધરવાનું હતું. સુમંતની સાથેનો સંબંધ તો એટલો બધો ગાઢ થતો જતો હતો કે હવે તેને પૂછવું સહેલ હતું. એની ટેવમાં એમ તો પચાસ

ટકા ઘટાડો થઇ ગયો હતો; પરંતુ ક્યારેક અટપટા સંજોગો તેને મુંઝવતા. તેનો સ્વભાવ તેને બીજો માર્ગ લેવડાવતો. પેનની બાબત પણ પહેલાં તો તેને જ પૂછવું. મારો એ ફરજ હતો.

સુમંતને બોલાવવાનો વિચાર કરૂં છું, ત્યાં ધીરૂ ઑફિસમાં દોડતો આવ્યો.

"ચમનભાઇ, ચમનભાઇ! મારાં એક રૂપિયાનાં પોરટકાર્ડ ચોરાઇ ગયાં."

"જરા ધીમે! પોરટકાર્ડ ચોરાઇ ગયાં; તે એમ કયાં મૂકયાં હતાં?"

"કબાટ ઉપર મૂકીને વિતુએ બહાર બોલાવ્યો તે એને મળવા ગયો. હમણાં જ પેટીમાં મૂકી દઇશ એમ હતું, પણ પાછો આવું ત્યાં તો ન મળે!"

"ચાલો, હું હમણાં જ તપાસ કરૂં છું."

"ચમનભાઇ, મને પેલા સુમંત ઉપર શક આવે છે. એ ત્યાં નજીક જ હતો."

"કંઇ ફિકર નહિ. જ્યાં હશે ત્યાંથી આવી જશે. તમે જાઓ."

રતિલાલ વિવેક રાખીને સુમંતનું નામ નહોતો બોલ્યો તે હું જાણતો હતો; પણ આ ધીરૂ તો બાળક. એણે તો તડ ને ફડ સંભળાવી દીધું કે, ચોરીનો શક સુમંત ઉપર જાય છે. મારે હવે ઉતાવળ કરવી જોઇએ. ઑફિસ છોડી હું સુમંત પાસે જવા નીકળ્યો. રસ્તામાં જ મહેશ મળ્યો.

"ચમનભાઇ, ગઇ કાલે જ ખરીદેલી મારી ડઝન પેન્સિલો ગુમ થઇ છે."

"ફિકર નહિ. હમણાં જ હું પાછો આવું છું. પછી તપાસ કરશું."

"પણ ભાઇશાબ, મારૂં પૂરૂં સાંભળો તો ખરા."

"હું જરા ઉતાવળમાં છું. તમે ઑફિસમાં બેસો. હમણાં જ આવું છું."

મહેશને એમ ને એમ મૂકી હું ઉતાવળો ઉતાવળો સુમંત પાસે ગયો. સુમંત પોતાનું ખમીસ બદલતો હતો. ઇશારાથી મેં એને બોલાવ્યો. એણે પોતાના કપડાં એમ ને એમ પેટી ઉપર મૂકી હાથમાં પોતાની ચાવીઓનો જુડો લઇ મારી પાછળ ચાલવા માંડયું. હું એને મારે ઘેર લઇ ગયો. મારા ઓરડાના બારણા બંધ કરી અમે અંદર બેઠા. મારા કબાટમાંથી એક પેંડ કાઢી મેં તેના હાથમાં મૂકયો.

"પોપટનું ઘડિયાળ લેવા માટે મેં તારા ટ્રંક ઉઘાડ્યો હતો. હવે તે ગોઠવીને પાછો બંધ કરી દઈશ. ઘડિયાળ લીધાના તને ખબર તો આપવા જોઈએ. માટે જ મેં તને જમતાં જમતાં અહીં બોલાવ્યો છે. લે હવે આ ઘડિયાળ પોપટને તું જ આપીશ કે હું આપી દઉં ?"

આટલું કહેતાં મારાથી ખડખડાટ હસી જવાયું. સુમંત પણ નીચું ઘાલીને મંદમંદ હસતો હતો. ઉભો થઈને હું તેના તરફ જવા ગયો ત્યાં તો એ ઉતાવળે પગલે ચાલ્યો ગયો. મેં પણ તેનો ટ્રંક બરાબર કર્યો, તાળું માર્યું અને ઘેર ગયો.

બીજે દિવસે સુમંતને મેં એક સુંદર કાંડા ઘડિયાળ ભેટ આપ્યું. હરિપ્રસાદભાઈને તેના ખબર પત્રથી પહોંચાડ્યા.

: ૫ :

હજુ સવાર પડ્યું ન હતું. હું દાતણ કરતો ઘરના ઓટલા ઉપર બેઠો હતો. એટલામાં રતિલાલ હાથમાં લોટો લઈને નીકળ્યો અને મને બેઠેલો દેખી મારી પાસે આવ્યો.

"ચમનભાઈ, એક વાત કહેવી છે."

"અત્યારના પહોરમાં !"

"હાજી."

"કહો ત્યારે."

"મેં ચાર દિવસ પહેલાં એક નવી ફાઉન્ટનપેન ખરીદી હતી. એ ગઈ કાલે ગુમ થઈ છે. મારા કોટના ખીસામાં રાખીને હું તળાવે નહાવા ગયેલો; આવું ત્યારે ન હતી. એ પંદર રૂપિયાની છે એટલે જરા ખટકે છે. સામાન્ય હોત તો તો વાત ન પણ કરત."

"ભલા માણસ તુરત જ કહેવું હતું ને ? સામાન્ય હોય તો પણ મને તો કહેવું જ જોઈએને ? ચાલો, હું તપાસ કરું છું."

રતિલાલ મોટી ઉંમરનો વિદ્યાર્થી છે. પૈસાદાર કુટુંબનો અને ખાનદાન છે, તે કોઈ દિ' કશી ફરિયાદ કરતો જ નથી. આજે તેની પેન ગઈ અને તેને લાગી આવે એ સહજ હતું.

પ્રાતર્વિધિ પતાવી હું ઑફિસમાં ગયો. આજે તો પહેલું કામ રતિલાલનું હાથ ધરવાનું હતું. સુમંતની સાથેનો સંબંધ તો એટલો બધો ગાઢ થતો જતો હતો કે હવે તેને પૂછવું સહેલ હતું. એની રેવમાં એમ તો પચાસ

ઢાંકડું ઝાડું ઉભું કરે તેનું નામ ધૂળમાંથી ધાન. વારસામાં કદાવર બાંધાવાળો માણસ પોતાનાં વ્યસનોથી અને દુરાચરણથી હાડને તોડી નાખે તેનું નામ ધાનની ધૂળ.

અને જેમ શરીરનું તેમ જ મનના અને આત્માના વિકાસનું. વસ્તુ ગમે તેવી સરસ હોય, વારસો ગમે તેટલો ઉંચો હોય, પણ તેનો ઉપયોગ યથાર્થ ન થયો તો પછી માત્ર સરસ વસ્તુ કે માત્ર ઉંચો વારસો કશા કામનાં નથી; તે તે વસ્તુને વેડફી નાખવાથી ધાનની ધૂળ કરી શકાય તેમ જ તે તે વસ્તુને બરાબર કેળવવાથી ધૂળમાંથી ધાન થાય.

ધૂળમાંથી ધાન કરવું તેનું જ બીજું નામ કેળવણી. જે ઘરમાં નાનામાં નાના સાવરણી જેવા પદાર્થથી માંડીને આત્મવિકાસ જેવી ઉંચામાં ઉંચી વસ્તુ સુધી ધૂળમાંથી ધાન કરવાનો પ્રયત્ન નિરંતર ચાલુ છે ત્યાં જ સરસ કેળવણીનું ક્ષેત્ર છે.

આપણાં ઘરો, આપણી શાળાઓ, આપણાં છાત્રાલયો, આપણાં મંદિરો; આપણાં પુસ્તકાલયો, આપણા અખાડાઓ, આપણાં ક્રીડાંગણો, આપણાં મંડળો, આપણી પરિષદો—કયાં ધાનમાંથી ધૂળ થાય છે અને કયાં ધૂળમાંથી ધાન થાય છે તેનો આંક આપણે પોતે જ મૂકીએ; અને આજ સુધી અણસમજમાં ધાનની ધૂળ કરતા આવ્યા હોઈએ તો પણ આજે સમજણ આવ્યા પછી ધૂળમાંથી ધાન કરવાની જહેમત ઉઠાવીએ.

નાનાભાઈ

## માબાપો અને વાલીઓ ચેતે !

દિવાળીની લાંબી રજાઓમાં વિદ્યાર્થીઓ છાત્રાલયમાંથી પોતાને ઘેર જાય છે. આજના આપણા સમાજનું વાતાવરણ સામાન્ય રીતે એવું હોય છે કે છોકરો પોતાનાં માબાપ પાસે યાં તો વાલી પાસે પોતાના અંતરની બધી જ વાતો કહી શકતો નથી. વળી ખરચની બાબતમાં અથવા તો વિદ્યાભ્યાસની બાબતમાં અથવા તો વર્તણુકની બાબતમાં કેમ રહેવું અને કેમ ન રહેવું તેના વિધિનિષેધો માબાપો તેમ જ વાલીઓ તરફથી વિદ્યાર્થીઓ ઉપર છોડવામાં આવ્યા હોય છે. આવા વિધિનિષેધો માટે છોકરાને દલીલ કરવાનો અથવા તો શંકાઓ પૂછવાનો પણ અધિકાર મળેલો હોતો નથી. છોકરાના સમગ્ર વર્તન ઉપર તે ઘેર હોય છે ત્યારે કડક નિયમનની નજર રાખવામાં આવી હોય છે; અને છોકરો પણ જે કંઈ વર્તાવ રાખે છે તેની પાછળ માબાપ કે વાલીના ઠપકાનો ભય રહેલો હોય છે. આવી બીકના

:૩:

પૂજ્ય ગુરુજી.........ની સેવામાં,

હું ખુશી આનંદથી મારે ઘેર પહોંચી ગયો છું. પ્રથમ દિવસે ઘરમાં એક પ્રસંગ બની ગયો તે મારે તમને લખી જણાવવો જોઈએ. મારે એક નાનો ભાઈ છે. ચાર વર્ષનો છે. તેની કાતર, મારે જરૂર હોવાથી મેં લીધેલી. હું જરા કામમાં હતો તે જ વખતે તેણે મારી પાસે કાતર માગી. કામ પતાવીને આપીશ તેમ કહ્યું, પણ તે માને જ નહિ. જરા વધારે તોફાન કરવા લાગ્યો એટલે મને ખીજ ચડી અને મેં તેને માર્યો. દાદાજી પાસેના ઓરડામાં બેઠા હતા તેમણે આ સાંભળ્યું. તેમણે ઓરડામાંથી હાકલ મારી. બચુ વધારે રડવા લાગ્યો. દાદાજી બહાર આવ્યા અને રાડો પાડીને વઢવા લાગ્યા. તેમાં બાપા અને બા ભળ્યાં. બધા એકસામટાં વઢવા લાગ્યાં.

"....જેવી સંસ્થામાં તને મોકલ્યો. પાણીની જેમ તારા ઉપર પૈસા ખરચ્યા પણ તારા વર્તનમાં કશો જ ફરક પડ્યો નથી. જેની તેની ચીજો વગર પૂછ્યે લઈ લેવી, નાના ભાંડરડાંઓને મારવાં કરવાં; આ ટેવ કંઇ સારી કહેવાય? હવે કંઈ નાનો નથી; જરા સમજે તો ઠીક."

હું તો ગભરાઈ જ ગયો. શું જવાબ આપવો તે કશું સુઝ્યું નહિ. બેઠો બેઠો રડવા લાગ્યો. હું રડું છું એ ઢોંગ કરું છું તેમ કહી કહીને વળી પાછા વઢવા લાગ્યા. માગથી ન રહેવાયું એટલે ઉભો થઈને બહાર ચાલ્યો ગયો.

હવે મારે તમને એક અરજ ગુજારવાની છે. મહેરબાની કરીને મારા વર્તન સંબંધે બાપાને કંઇ ન લખો; એટલી મારી વિનંતિ સ્વીકારશો? તમે કંઈ લખશો તો ઉંધો જ અવળો અર્થ લેવામાં આવશે, અને મારા માથે ભારે થશે.

આ કાગળનો જવાબ મારા ઘરના સરનામે નહિ પણ આ નીચે લખ્યું છે તે સરનામે લખી મોકલશો. આ કાગળ પણ મેં બાપા અને દાદાજીથી ખાનગી લખ્યો છે. મહેરબાની કરીને મને જવાબ તુરત જ આપશો.

સરનામું.........  લિ. તમારો વિદ્યાર્થી .........ના પાયલાગણ.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે સિલિંગ
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય', શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—"શ્રીસરસ્વતી" છાપખાનામાં મારી. લીખાભાઈ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઇ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)


વર્ષ ૫ મું
૧૯૩૧

અંક ૧૨ મો
ડિસેમ્બર



:: તંત્રી ::

હરભાઇ ત્રિવેદી


[illegible] સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે

શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

**શ્રીયુત** ડાહ્યાભાઇ આણંદજી **ચાવડા**

**તરફથી સવિનય સપ્રેમ ભેટ.**

બ્હીકણ પરતંત્ર છે,
નિર્ભય સ્વતંત્ર છે.

ખુશામદખોર પરતંત્ર છે,
સ્પષ્ટવક્તા સ્વતંત્ર છે.

સ્વાર્થી પરતંત્ર છે,
પરમાર્થી સ્વતંત્ર છે.

:૩:

। મુરબ્બી........ની સેવામાં,

- હું ખુશી ખાતેથી મારે ઘેર પહોંચી ગયો છું. પરમ દિવસે ઘરમાં એક ગ બની ગયો તે મારે તમને લખી જણાવવો જોઇએ. મારે એક નાનો । છે. ચાર વર્ષનો છે. તેની કાતર, મારે જરૂર હોવાથી મેં લીધેલી. જરા કામમાં હતો તે જ વખતે તેણે મારી પાસે કાતર માગી. કામ ાીને આપીશ તેમ કહ્યું, પણ તે માને જ નહિ. જરા વધારે તોફાન ા લાગ્યો એટલે મને ખીજ ચડી અને મેં તેને માર્યો. દાદાજી પાસેનાં રડામાં બેઠા હતા તેમણે આ સાંભળ્યું. તેમણે ઓરડામાંથી હાંક મારી. ડુ વધારે રડવા લાગ્યો. દાદાજી બહાર આવ્યા અને રાડો પાડીને વઢવા ગ્યા. તેમાં બાપા અને બા ભળ્યાં. બધા એકસામટાં વઢવા લાગ્યાં.

"...જેવી સંસ્થામાં તને મોકલ્યો. પાણીની જેમ તારા ઉપર પૈસા રચ્યા પણ તારા વર્તનમાં કશો જ ફરક પડ્યો નથી. જેની તેની ચીજો ાર પૂછ્યે લઇ લેવી, નાના ભાંડરડાંઓને માર્યા કરવાં; આ ટેવ કંઇ સારી કેવાય ? હવે કંઈ નાનો નથી; જરા સમજે તો ઠીક."

હું તો ગભરાઇ જ ગયો. શું જવાબ આપવો તે કશું સુઝયું નહિ. ઠો બેઠો રડવા લાગ્યો. હું રડું છું એ ઢોંગ કરું છું તેમ કહી કહીને વળી ાજી વઢવા લાગ્યા. મારાથી ન રહેવાયું એટલે ઉભો થઇને બહાર ચાલ્યો ગયો.

હવે મારે તમને એક અરજ ગુજારવાની છે. મહેરબાની કરીને મારા ર્તન સંબંધે બાપાને કંઇ ન લખો; એટલી મારી વિનતિ સ્વીકારશો ? તમે કંઇ ખશો તો ઊંધો જ અવળો અર્થ લેવામાં આવશે, અને મારા માથે ભારે થશે.

આ કાગળનો જવાબ મારા ઘરના સરનામે નહિ પણ આ નીચે લખ્યું છે તે સરનામે લખી મોકલશો. આ કાગળ પણું મેં બાપા અને દાદાજીથી ખાનગી લખ્યો છે. મહેરબાની કરીને મને જવાબ તુરત જ આપશો.

સરનામું........ લિ. તમારો વિદ્યાર્થી .........ના પાયલાગણ.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય', શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઇ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

( 'છાત્રાલય મંડળ' તરફથી )

વર્ષ ૫ મું
૧૯૩૧

અંક ૧૨ મો
ડિસેમ્બર

:: તંત્રી ::

હરભાઇ ત્રિવેદી

[illegible]

શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

**શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા**

**તરફથી સવિનય સપ્રેમ ભેટ.**

ભીકણ પરતંત્ર છે,
નિર્ભય સ્વતંત્ર છે.

ખુશામદખોર પરતંત્ર છે,
સ્પષ્ટવક્તા સ્વતંત્ર છે.

સ્વાર્થી પરતંત્ર છે,
પરમાર્થી સ્વતંત્ર છે.

# ‘ વિદ્યાર્થીને ઓળખવો ’

‘ વિદ્યાર્થીને ઓળખવો ’ એ પ્રયોગ આજે કેળવણીના ક્ષેત્રમાં ખૂબ પ્રચલિત છે. શું શાળા, શું ઘર કે શું છાત્રાલય, જે કોઇ ઠેકાણે જુવાનને લગતા પ્રશ્નો ખડા થાય તે ઠેકાણે વિચારક કેળવણીકાર વિદ્યાર્થીને ઓળખવાની હંમેશાં સલાહ આપે છે. ઘરમાં કંઇ અવનવો બનાવ બનવા પામે કે છાત્રાલયમાં કોઇ કોયડો ઉભો થાય કે શાળામાં શિક્ષણને લગતી કંઇ મૂંઝવણ જન્મે કે તરત જ જુવાનની સામે માબાપની, ગૃહપતિની તેમ જ શિક્ષક કે આચાર્યની નજર જાય છે. આવા પ્રસંગોએ શું કરવું તે સૂઝે નહિ ત્યારે પેલો ‘ વિદ્યાર્થીને ઓળખો ’ વાળો પ્રયોગ આપણને વધારે મૂંઝવણમાં નાખે છે. ‘ વિદ્યાર્થીને ઓળખો ’ એનો બહુ ઉંડો નહિ તોયે સાદો એવો અર્થ પણ જો આપણી પાસે તૈયાર હોય તો ‘ વિદ્યાર્થીને ઓળખો ’ વાળો પ્રયોગ મૂંઝવવાને બદલે આપણને જરૂર મદદ કરે. એ પ્રયોગનો આવો સાદો અર્થ આપણે વિચારીએ.

જુવાન પોતાની સક્રિય અવસ્થામાં–એ અવસ્થા નિષેધાત્મક હોય કે વિધેયાત્મક હોય–બે રીતે વર્તતો હોય છે. એક વ્યક્તિગત અને બીજો સમાજગત. તેની વ્યક્તિગત ક્રિયાઓ સમાજને સ્પર્શતી હોય ખરી, પણ તે આડકતરી રીતે. ઉદાહરણ તરીકે જુવાન ગમગીન ચહેરે નવરો જ બેસી રહે અથવા તો એકલો બેઠો બેઠો કંઇ ને કંઇ ખંડનાત્મક યા તો રચનાત્મક કામ કર્યા કરે. તેની સમાજગત ક્રિયાઓનું ઉદાહરણ લઇએ તો તે કાંતો સમાજની નીતિથી કંઇક ઉંધું જ કરતો હોય અથવા તો સમાજ ન સમજી શકે તેવું કંઇક કરતો હોય અથવા તો આખી સમાજ તેની પાસેથી કંઇક ક્રિયાની આશા રાખે ત્યારે તે નિષ્ક્રિય બેઠો હોય. આવી તેની વ્યક્તિગત કે સમાજગત સક્રિયતા તેમ જ નિષ્ક્રિયતા એ આપણા કોયડાંના વિષયો હંમેશાં હોય છે. અને તેમાંયે આપણે ઇચ્છીએ ત્યારે એ નિષ્ક્રય રહે અને આપણે ન ઇચ્છીએ ત્યારે અને તેવી રીતે સક્રિય બને, તેવે વખતે ખાસ કરીને એ આપણી મૂંઝવણોમાં વધારો જ કરતો હોય છે. વિદ્યાર્થીની આ અવસ્થામાં વિદ્યાર્થીને ઓળખવો એ અત્યંત આવશ્યક છે. આપણે તેને કંઇ પણ કરી બેસીએ તે પહેલાં તેને ઓળખવો જોઇએ.

વિદ્યાર્થીને આવી અવસ્થામાં ઓળખવાનો સાદો અર્થ એ તેની શારીરિક અને માનસિક સ્થિતિ અને શક્તિ પિછાની લેવાં.

લયમાં કે શાળામાં બધા વિદ્યાર્થીઓ પાસેથી શરીરના અમુક શ્રમની આશા રાખવામાં આવી હોય તેવા શ્રમમાં એક વિદ્યાર્થી ખૂબ અનિયમિત રહે છે અથવા તો શ્રમચોરી કરે છે. વારંવાર તેને તે બાબતમાં સમજાવ્યા છતાં તે ઠેકાણે આવતો જ નથી. તેને આડકતરી રીતે દંડ કે શિક્ષાનો ભય બતાવવામાં આવે છે તો એ વધારે ચાલાકીથી ચોરી કરતાં શીખે છે. તેની સામાજિક અપ્રતિષ્ઠા ઉપર કામ લેવામાં આવે છે તો એ સમાજનો જ દુશ્મન બનવા માંડે છે. કોઇ પણ ઉપાય સફળ નહિ થવાથી ગૃહપતિ કે શિક્ષક મૂંઝાય છે. મૂંઝવણના માર્યા વિદ્યાર્થી તરફ ચીડ અને તિરસ્કારનું પરિણામ વિદ્યાર્થી ઉપર દમન ચલાવવામાં આવે છે. અને આ પરંપરા વિદ્યાર્થી ગૃહપતિ વચ્ચે તેમ જ વિદ્યાર્થી શિક્ષક વચ્ચે મોટો અંતરાય ઉભો કરે છે. વિદ્યાર્થીનો કોયડો ઉકેલાવાને બદલે અનેકગણો વધે છે અને ગૃહપતિ ને શિક્ષકની મૂઝવણ ઘટવાને બદલે વધતી જ જાય છે. આવી સ્થિતિમાં આપણે વિદ્યાર્થીને ઓળખવાના પ્રયત્નો કરવા ઘટે. તેવે વખતે વિદ્યાર્થી ઉપર દમન કરવાથી કે મૂઝવણોમાં હાથ જોડીને બેસી રહેવાથી કશું જ વળતું નથી. તેમ કરવાને બદલે વિદ્યાર્થીનાં શરીર અને મનની સ્થિતિ અને શક્તિ પિછાની લેવાના કામમાં રોકાઇ જઇએ તો વિદ્યાર્થીને તુરત જ ઓળખી કાઢવાના. અને વિદ્યાર્થીની એવી ઓળખાણ આપણને મળે પછી તો તેનો કોયડો અને આપણી મૂંઝવણ બન્ને ટળી જાય છે.

ઉપરના ઉદાહરણનો વિચાર કરીએ તો આપણને આટલું આટલું હાથ લાગે.

૧ શરીરશ્રમ વિદ્યાર્થીનું શરીર સહન કરે તેથી વધારે પડતો હોય.
૨ શરીરશ્રમનો પ્રકાર વિદ્યાર્થીના મનને અરુચિકર હોય.
૩ શરીરશ્રમનો સમય વિદ્યાર્થીને પોતાના શરીરની દૃષ્ટિએ પ્રતિકૂળ હોય.
૪ શરીરશ્રમ વખતની સોબત વિદ્યાર્થીને કેવળ અરુચિકર હોય.
૫ એક યા બીજા કારણે શરીરશ્રમમાં વિદ્યાર્થી ટેવાયલો ન હોય.
૬ શરીરશ્રમ કરાવવાની કાર્યવાહકની નીતિ અપમાનકારક હોય.
૭ વિદ્યાર્થીની પોતાની શારીરિક પ્રકૃતિ જ અસ્વસ્થ હોય.
૮ વિદ્યાર્થીનું પોતાનું એકંદર માનસિક આરોગ્ય હીણું હોય.

આ અને આવાં તો અનેક કારણો આવા દાખલાઓમાંથી શોધી શકાય.

એવું જ બીજું ઉદાહરણ વિદ્યાર્થી ચોરીઓ કરતો હોય તેનું લ્યો. છાત્રાલય કે શાળામાં ગમે તે ઠેકાણે જરા જેટલી પણ તક મળે કે તુરત જ વિદ્યાર્થી નાની નાની ચીજો ઉપાડી લે છે. તેને સમજાવો તો પણ તે ચોરીઓ કરતો અટકતો નથી. તેને બ્હીવરાવો કે શિક્ષા કરો તો તે વધારે છૂપો ચોર બને છે અને ઢોંગી થાય છે. આવા તો અનેક દાખલાઓ છાત્રાલયોમાં અને શાળાઓમાં મોજૂદ હોય છે. પ્રેમાળ ગૃહપતિ અને જાગ્રત શિક્ષક આવા કોયડાઓ ઉકેલવા માટે હમેશાં મથી રહ્યો હોય છે. આવા પ્રસંગોમાં હિંમત હારી જવાને બદલે વિદ્યાર્થીને ઓળખવાને માર્ગે આપણે ચડીએ તો ચોરી કરતો તેને અટકાવી શકીએ. વિદ્યાર્થીને ઓળખવા જતાં કંઇક આવાં કારણો આપણને હાથ લાગે.

૧ વિદ્યાર્થી શરીરે અશક્ત અથવા તો માયકાંગલો હોય.
૨ વિદ્યાર્થી સ્વભાવે ગુંડો હોય.
૩ વિદ્યાર્થી શરીર તેમજ મનને રુચિકર એવી પ્રવૃત્તિઓથી વંચિત હોય.
૪ વિદ્યાર્થી ગરીબ કુટુમ્બનો હોય.
૫ વિદ્યાર્થી ખોટા લાડમાં ઉછરેલો હોય.
૬ વિદ્યાર્થી ખાઉધરવૃત્તિનો હોય.
૭ વિદ્યાર્થી ખૂબ દમનમાંથી પસાર થએલો હોય.
૮ વિદ્યાર્થી દેવાદાર હોય.
૯ વિદ્યાર્થી ઉડાઉ હોય.
૧૦ વિદ્યાર્થીને અવળો માનસિક ખોરાક મળેલો હોય.
૧૧ વિદ્યાર્થી અજ્ઞાન જ હોય.
૧૨ વિદ્યાર્થીને કોઇ એક પ્રકારની શારીરિક ખોટ હોય, ને તે હાથ ન લાગી હોય.

અહીં પણ આ અને આવાં કારણો આપણને હાથ લાગી જવાનાં.

લેખને બહુ લાંબો ન કરવા માટે ઉદાહરણો બંધ કરીએ; પણ જેમ શરીર અને મનના સંબંધમાં વિચાર કરવાની આવશ્યકતા છે તેમ જ વિદ્યાર્થીને ઓળખવા માટે તેની બુદ્ધિની શક્તિને યથાર્થ માપવાની અને તેના હૃદયની અપૂર્ણતા કે અવિકાસને માપી લેવાની જરૂર રહે છે. કેટલીક વખત વિદ્યાર્થીની બુદ્ધિશક્તિનું આપણને પૂરૂં જ્ઞાન ન હોવાથી તો કેટલીક વખત તેના હૃદયના વિકાસથી આપણે છેક જ અપરિચિત હોવાથી, વિદ્યાર્થીને સમજવામાં ભૂલ કરી બેસીએ છીએ. '[illegible]ને ઓળખવો' એ પ્રયોગની

પ્રાપ્ત્ય તેની બુદ્ધિ અને તેના હૃદયને પણ પિછાનતાં શીખી જવું તેનો અર્થ પણ રહેલો છે.

હરભાઈ

## મોહનલાલ સુધરવા માંડયો છે !

ભાઈશ્રી,

તમારો પત્ર મળ્યો છે. મોહનલાલના ખાતામાં જે એ ચોપડીઓ લેણી નીકળે છે તે સંબંધમાં હું તેને પૂછાવી જોઉં છું. એની પાસે જો એ હશે તો તો ત્યાંથી તમને સીધી જ રવાના કરી દેશે. નહિ જ હોય તો પછી તેની કિંમતના પૈસા હું મોકલી આપીશ છ મહિના જેટલા ગાળા પછી તમે આ હિસાબ મોકલો છો તેમાં સંકોચનું કશું જ કારણ નથી. મને માઠું તો શાનું લાગે પણ ઉલટું મારા મનને આનંદ થયો.કે મારા ઉપર તેમ જ ચિ. મોહન ઉપર તમારો એટલો વિશ્વાસ તો હતો જ કે જેથી તમે તેનો હિસાબ નીરાંતે તપાસી શકો. એ વિશ્વાસ બદલ તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો જ છે.

મોહન ...... છાત્રાલયમાં હમણાં રહે છે. ત્યાંના ગૃહપતિના રિપોર્ટ ખૂબ સરસ આવે છે. તક મળે છે ત્યારે આ પત્રમાં જ લખી નાખું કે વિદ્યાર્થીઓમાં કેટલાએક પ્રકારો એવા હોય છે કે જેને ભયની તેમજ શિક્ષાની પણ જરૂર પડે. હું પોતે તો ‘ભય વિના પ્રીતિ નહિ’ એ સૂત્રમાં માનનારો છું. એટલે વિદ્યાર્થીને સારા કામમાં પ્રીતિવાળો કરવો હોય તો તેને થોડોએક ભય અવશ્ય બતાવવો જ જોઇએ. વળી ચિ. મોહનના સંબંધમાં તો મેં તમને એમ પણ કહ્યું હતું કે તેને અવાર નવાર શિક્ષા પણ કરતા રહેવાની જરૂર છે. પણ તમે શાના માનો ? તમે તો મારી સામે લાંબી લાંબી ચર્ચાઓ કરતા ! ભય અને શિક્ષાનો સદંતર બહિષ્કાર થવો જોઇએ એમ મને મનાવવાના પ્રયત્નો કરતા. મારા મનમાં એક અભિલાષ એવો હતો કે મારા અભિપ્રાયનું સમર્થન કરનારૂં એકાદ દૃષ્ટાંત હું તમને બતાવી શકું. ચિ. મોહને મને તેવું દૃષ્ટાંત પૂરૂં પાડયું છે. ત્યાંના ગૃહપતિ ભાઇને મેં ખાસ આગ્રહથી લખ્યું હતું કે ચિ. મોહનની બાબતમાં ભય અને પ્રસંગોપાત શિક્ષાનો પણ ઉપયોગ કરે. તે ભાઇ છે તો તમારા મતના, પણ મારા જે આગ્રહને તમે વશ ન થયા તેને તેમણે સ્વીકાર્યો. આજે હવે હું જોઇ શક્યો છું કે તેવા પ્રયોગની અસર ચિ. મોહન ઉપર થઇ છે. તેનું વર્તન સુધરતું ચાલ્યું છે અને તેનો અભ્યાસ પણ ઠીકઠીક આગળ વધવા માંડયો

છે. હું આશા રાખું છું કે તમે આ વાત સમજો. ચિ. મોહન સુધરવા માંડ્યો છે તે જોઇ બીજા તેવા જ વિદ્યાર્થીઓને ઉપરની રીતે સુધારવાનું કામ હાથ ધરો

સ્નેહાધીન
ધીરજલાલના વંદન.

* * *

સ્નેહી ભાઇશ્રી ધીરજલાલભાઇ,

તમારો પત્ર મળ્યો. હું તો તે વાંચીને આભો જ બની ગયો છું. ચિ૦ મોહનલાલ સુધરવા માંડ્યો છે એ તમારા વિશ્વાસથી મને ખેદ થયો છે. ભય અને શિક્ષાનો માર્યો કદાચ તે થોડું ઘણું પરાણે પરાણે ભણવા માંડ્યો હશે પરંતુ તે વર્તનમાં સુધરવા માંડ્યો છે તેમ માનવું એ ભારે મોટી ભૂલ છે. નાના બાળકને ડરથી કે શિક્ષાથી પોતાની માફક થોડુંઘણું પઢાવી શકાય તેમ કદાચ માની લઇએ; પણ વર્તન સુધારી શકાય તેમ તો વિચાર સરખો પણ કરી શકાય તેમ નથી. ડરથી કે શિક્ષાથી જે કંઇ થોડુંઘણું ભણાવી શકાય તે કશા જ કામનું નથી હોતું. ડર તેમજ શિક્ષાથી બુદ્ધિનો વિકાસ કરી શકાય તે તમારી કલ્પનામાં કેમ ઉતરે છે તે જ હું તો સમજી શકતો નથી. તમે તેમ માનવા લલચાઓ છો તે ભારે અજ્ઞાન સૂચવે છે તેમ કહું તો મને માફ કરશો.

અને મોહનલાલ સુધરી ગયો છે એમ તમે માનો છો ત્યારે તો તમારું એ અજ્ઞાન મને અક્ષમ્ય લાગે છે. તમને સ્પષ્ટ શબ્દોમાં કહું તો તમારા સુધરી જવાનો અર્થ 'ઢોંગ' એવો થાય. તમે કદાચ નહિ જાણતા હો તો કહી દઉં કે શિક્ષા અને ભયના માર્યા તો અનેક માણસો ઢોંગી અને લુચ્ચા બનેલા મેં જોયા છે. તમે એમ માનતા હશો કે ચિ૦ મોહન હવે કોઇની કશી ચીજ ઉપાડતો નથી, તેમ જ ચા બીડી પીતો નથી. પણ તમે ભીંત ભૂલો છો. અહિં તે છ માસ રહ્યો તે દરમ્યાન તેણે બે ત્રણ પોતાની નાતના જ એવા વિદ્યાર્થીઓને મિત્રો બનાવ્યા છે. તેમના ઉપર મોહનના ક્યારેક ક્યારેક પત્રો આવે છે. એ પત્રો મોટે ભાગે પોસ્ટકાર્ડ હોય છે; તેથી વાંચી લેવાની તક હું લઇ લઉં છું. તેના છેલ્લા પત્રમાં જ તેણે લખ્યું છે કે પોતે એક ઇંડીપેન ટપાલમાં રવાના કરે છે. બીડી પીવા માટે હવે તેને કેટકેટલી હાડમારીઓ ભોગવવી પડે છે એ હકીકત તો તેના એક મિત્રે જ મને કહી

બતાવી છે. તેના છાત્રાલયની પડોશમાં જ એક મોટો બગીચો છે. એ બગીચામાંથી સવારસાંજ ફૂલ લઇ આવવાનું કામ તેને સોંપવામાં આવ્યું છે. એ બગીચાના એક ખુણામાં પોતે એક ડાબલી દાટી રાખી છે; તે ડાબલીમાં તે બીડી અને બાકસ રાખે છે અને અનુકૂળતાએ તેનો ઉપયોગ કરતો રહે છે. તેના ગૃહપતિને આની કશી જ ખબર પડવા નથી દીધી તે વાત પર તો પોતે મગરૂર બને છે! આ હકીકત તેણે પોતે જ પોતાના પત્રમાં લખી જણાવી છે. તમારે ખાત્રી કરવી હોય તો તમે તેમ કરવા છૂટા છો. પણ એક શરતે. આ હકીકતની યથાર્થતા તમને જણાય તો તમારે મોહનને શિક્ષા કરવામાંથી કાયમને માટે મુક્ત કરી નાખવો. આ શરત તમારે કબુલ ન હોય તો તમારાથી મોહન સાથે કદી આ વાત પણ ન થાય તેવું મારું નૈતિક બંધન તમારે સ્વીકારવાનું. તમે તે ન સ્વીકારો તો મારો વિશ્વાસઘાત કર્યો માનીશ.

આ પત્રદ્વારા તમને ફરી ફરીને વિનતિ કરું છું કે શિક્ષા તેમ જ ભયથી માણસનું ચારિત્ર્ય સુધરે છે તે ભ્રમણામાથી તમે મુક્ત થાઓ. ચારિત્ર્ય બગાડવાના અનેક કારણોમાં શિક્ષા અને ભય છું તમને સો ટકા પૂરવાર કરી આપી શકું તેમ છું. ચોર, ડાકુ, લૂંટારા, ઢોંગી અને ખૂની સુદ્ધાં શિક્ષા અને ભયનાં પરિણામો છે તેમ કહું તો તેમાં અતિશયોક્તિ માનશો નહિ. એક મોહનના દૃષ્ટાંતથી તમે મારી માન્યતા ફેરવી નાખવા ધારો છો પણ તેના જ દૃષ્ટાંતથી તમારી માન્યતા સદંતર કેમ નથી બદલાતી તેજ નવાઇની વાત છે. આશા રાખું છું કે મારો આ પત્ર તેમ કરવામાં નિમિત્તરૂપ બનો.

તમારો,

રા મ પ્ર સા દ

## સાચો પત્ર

[ બાપે પોતાના પુત્ર ઉપર લખેલો આ એક સાચો પત્ર છે. પુત્ર એક છાત્રાલયમાં રહીને અભ્યાસ કરે છે; પિતા સુશિક્ષિત અને ઉદાર વિચારના છે. પોતાના પુત્રોની સાથે દરેક પિતાને આવા જ નિખાલસ સંબંધો હોવા જોઇએ તેવા સિદ્ધાંતને આ પત્ર સમર્થન કરનારો નીવડે તેવો છે તેથી તેને અહિં પ્રગટ કરવો યોગ્ય ધાર્યું છે. છાત્રાલયના ગૃહપતિઓ દરેક માબાપનું આ પત્ર તરફ લક્ષ ખેંચી શકે છે. અનુકૂળતા હશે તો પિતાપુત્ર વચ્ચે ચાલતા પત્રવ્યવહારમાંથી સુંદર સુંદર વાનગીઓ 'છાત્રાલય' ના વાંચનારને પીરસવાનો અભિલાષ છે. તંત્રી.]

ચિ૦ ભાઇ,

તું વાત કરીને ગયો ત્યારથી મારા મનમાં તને કંઇક કહેવાનું ઘૂમ્યા કરે છે. મારે જે તને કહેવાનું છે તે ટૂંકમાં ટપકાવી મોકલું છું. એના ઉપરના તારા વિચારો સ્પષ્ટતાથી અને વિગતથી જણાવજે.

તું વાત કરતો હતો ત્યારે મને એમ લાગ્યા જ કરતું હતું કે તારૂં મન તારા ઉપર સત્તા ચલાવી રહ્યું છે. પરિણામે તારૂં મન જોઇએ તેટલી ચોખવટથી બહાર નહોતું પડતું. મનની ચોખવટ હોવી એ અત્યંત આવશ્યક વસ્તુ છે. આપણે કોઈથી નથી ડરતા, તો પછી આપણા મનથી શું કામ ડરીએ ? મનને જે કહેવું હોય તે સાંભળી લઇએ. મનથી પણ સૂક્ષ્મ અને પરમ પવિત્ર એવી એક વસ્તુ છે; જેને આપણે ‘આત્મા’ કહીએ છીએ. મનને રોકડો જવાબ પરખાવનાર અને ખોટે માર્ગેથી સાચે માર્ગે દોરનાર આ આત્મા જ હોય છે.

બેટા, મન ઘણું ચંચળ અને વિચિત્ર હોય છે; મનુષ્યના આત્માના આદર્શોની સિદ્ધિમાં જો કોઈ પણ વસ્તુ વધારેમાં વધારે વિઘ્નકર્તા હોય તો તે એક મન જ છે. ચંચળ મને કેટલાયે આદર્શોને ધૂળધાણી કરી નાખેલા છે. આ મનને ઓળખી લેવું એ આપણી ફરજ છે.

ભાઇ, તું તારા એ મનને ઓળખી લે. ચાલ, આપણે બાપ દીકરો બન્ને એને શોધીએ. એ વિચિત્ર મનનાં બધાં જ વલણો ખોટાં કે ખરાબ હોય છે એમ પણ નથી હોતું. માત્ર એને બરાબર પારખી લેવું ઘટે. તું વિચારમાં ખૂબ આગળ વધેલો છે. વળી તે દિશામાં તારા પ્રયત્નો પણ ઘણા સ્તુત્ય છે એમ હું જોઇ શકું છું. તને તારૂં મન આડુંઅવળું અથડાવે અથવા તો બનાવી જાય અથવા તો છેતરી જાય તે ન જ ચાલે. આપણે એને બરાબર પકડી પાડવું જોઇએ અને પછી યોગ્ય માર્ગે વાળવા મથવું જોઇએ.

તારા આદર્શો ઘણા ભવ્ય છે. બીજાને તો તે ગગનવિહાર જેવા લાગે તેવા છે. માત્ર એ આદર્શોને મૂર્ત સ્વરૂપ આપવા જેટલી હિંમત અને શક્તિની તને ખૂબ જરૂર છે. એ હિંમત અને શક્તિ તારામાં છે જ. અને જેટલાં ખુટતાં હોય તેટલાં આવે એ મારૂં મીઠું સ્વપ્નું છે.

આદર્શોની પ્રાપ્તિમાં આડખીલીઓ તો આવવાની જ. પણ તેથી તારા જેવો જુવાન મુંઝાય, તે કેમ ચાલે ? એવી આડખીલીઓને દૂર કર્યે જ છૂટકો. તારા મનની નિર્બળતા તરફ આજે તારૂં લક્ષ ખેંચવાનું મન થય

જાય છે. આદર્શોની પાછળ મંત્યા રહેવામાં તું ક્યારેક ક્યારેક થાકી જતો હો તેમ મને લાગ્યું છે. એવા થાક પછી વિચાર આચારમાં સ્હેજ શિથિલતા આવે તે પણ સ્વાભાવિક છે. આ થાક અને શિથિલતા ન ચલાવી લેવાય. તારૂં જીવન ભવ્ય બને, આદર્શરૂપ બને, એ મારા મનોરથો છે. એવી ભવ્યતા અને આદર્શો કંઇ અપરિણિત જીવનથી જ આવે છે એમ નથી. પરિણિત જીવનમાં પણ એ તેટલાં જ શક્ય હોય છે. પણ તારે હવે તારો નિર્ણય કરી લેવો જોઇએ. આવી બાબતોમાં અપરિણિત જીવનને તું વધારે ટકો આપતો આવ્યો છે અને તને આજદિન સુધી મારો ટેકો પણ મળ્યા કર્યો છે, એનું કારણ એક જ છે કે તેવા જીવનમાં છેક જ મુક્ત રહી શકાય છે. એવા જીવનમાં તો પ્રિય વ્યક્તિના પ્રણયનું પણ બંધન નહિ. આ વાત ખૂબ અઘરી છે તે તું સમજે છે. પણ એવું બંધનમુક્ત જીવન તારૂં બને એ તારો આદર્શ રહ્યો છે અને મારૂં મનોહર સ્વપ્ન રહ્યું છે. છતાંયે પરિણિત દશા કોઇ રીતે ઉતરતી તો નથી જ. આપણે બાપ દીકરાએ હવે તેનો નિર્ણય કરી લેવાનો કાળ આવ્યો ગણાય. જીવન સિદ્ધાંતનો નિર્ણય થઇ જાય તો પછી બીજું બધું સહેલું થઇ જવાનું છે. પરણવું હશે તો પછી કેવા કેવા Qualifications વાળા જીવનસાથીને પસંદ કરવો એ અઘરૂં નહિ પડે. નહિ પરણવું હોય તો કેવા કામમાં જીંદગી સમર્પણ કરવી અને અંતરના પ્રેમને ક્યાં અને કેવી રીતે વાળવો એ પણ અઘરૂં નહિ પડે. અઘરૂં પડે છે નિર્ણય કરવાનું. પણ ભાઇ, મનને સ્થિર કરી, હૃદયને મજબૂત બનાવી, આત્માનો અવાજ ઓળખી છેવટનો નિર્ણય કરી લેને. પછી ડામાડોળ સ્થિતિ તો મટે. બાપુ સદૈવ તારી પડખે જ છે તેમ સમજજે. બાપુ

---

**ગ્રાહકોને** અનિવાર્ય કારણોને લઇને આ અંક મોડો થયો છે. આવતો અંક જાન્યુઆરી તથા ફેબ્રુઆરીનો ભેગો નીકળશે અને વખતસર ફેબ્રુઆરીની પંદરમી તારીખે બહાર પડશે.

ચાલુ વર્ષનો આ છેલ્લો અંક છે. આવતો અંક વી. પી. થશે. રજીસ્ટ્રેશનના ૦-૩-૦ નાહકના વધારે ભરવા કરતાં લવાજમ મનીઓર્ડરથી મોકલી આપી પોસ્ટખર્ચ બચાવો.

ગ્રાહક તરીકે ચાલુ ન રહેવું હોય તેઓ અગાઉ પોસ્ટકાર્ડથી ખબર આપી અમારો પોસ્ટખર્ચ બચાવે એમ ઇચ્છીએ છીએ. તંત્રી.

# એક સવાલ

એક ગૃહપતિભાઈ પોતાના એક પત્રમાં સવાલ ઉઠાવે છે.

પોતાના છાત્રાલયમાં જે પુસ્તકાલય છે તેના કબાટો વિદ્યાર્થીઓ માટે વાચન સમયે છેક જ ખુલ્લા મૂકી દેવા બાબત તેમને સલાહ મળેલી. પોતાના તે દિશાના પ્રયોગ પછી તે જણાવે છેઃ—

"પુસ્તકાલયના કબાટો સવારના ૭ થી ૧૦ વાગ્યા સુધી છેક જ ખુલ્લા મૂકી દેવાનો પ્રયોગ કરી જોયો. મારા માટે એ પ્રયોગ બહુ ભારે નીવડયો છે. ચોપડીઓ ખોવાય તે પ્રશ્ન જવા દઈએ તો પણ વ્યવસ્થાનો પ્રશ્ન ભારે આકરો થઈ પડે છે. જે ઠેકાણેથી જે ચોપડી લીધી હોય તે ઠેકાણે તેને મૂકવાની વાત તો એક બાજુ રહી, પણ ઢગલાબંધ પુસ્તકો ચારે ખૂણે એકઠા થવા લાગ્યા. દસ વાગ્યે આવીને જોઉં તો ચારેબાજુ પુસ્તકો વેરણછેરણ પડ્યાં હોય. ભાગ્યે જ એકાદ સારો ગણાતો વિદ્યાર્થી બેઠેલો માલૂમ પડે, તો તેની મદદ લઈને બધાં ગોઠવું. સતત ત્રણે કલાક ત્યાં હાજર રહેવા જેવી પરિસ્થિતિમાં નથી, નહિતર તો વળી મારી હાજરીના કારણે કદાચ કંઈક વ્યવસ્થા રખાવી શકું. વાચનાલયની આ વ્યવસ્થા હું જાણતો હતો. વાંચવાનો સમય ચોક્કસ કરીને મારી હાજરી ત્યાં ગોઠવી તેનો કોયડો તો ઉકેલી શક્યો, પણ પુસ્તકાલયની બાબતમાં આમ બની શકે તેમ નથી. છેલ્લા બે દિવસથી મેં તે અખતરો બંધ કર્યો છે. હજી પણ તમે કંઈ વ્યવહારૂ રસ્તો બતાવી શકતા હો તો એકવાર ફરીથી જોખમ ખેડવા તૈયાર રહીશ."

ગૃહપતિભાઈની ફરિયાદ સાચી છે. આપણાં છાત્રાલયો તેમ જ શાળાઓની અંદર વાચનાલયની દશા બહુ જ કફોડી હોય છે. પુસ્તકાલયની તો વાત જ શી ? અને પુસ્તકાલય તેમ જ વાચનાલયમાં જ આ પ્રશ્નને શા માટે ગોંધી રાખીએ ? સાધન, સામગ્રી અને તમામ સરંજામની આવી જ દશા હોય છે તેમ કહીએ તો ખોટું નહિ. આનો નિકાલ લાવવા માટે આપણે અનેક ઉપાયો અજમાવી શકીએ છીએ. તેમાંનો એક આ રહ્યો.

વ્યવસ્થા અને ગોઠવણ એ માણસજાતની એક સુઘડ ટેવ છે. કેટલાક સદ્ગુણોનાં બીજ માણસ જન્મે છે તેની સાથે લઈને આવે છે. અને કેટલાક સદ્ગુણો તેણે માણસ તરીકે કેળવવા પડે છે. આવા સદ્ગુણોની ખીલવણી માટે માણસ જાતને થોડીએક તાલીમમાંથી પસાર થવાનું પણ

રહે છે. અંગ્રેજી ભાષામાં તો એક કહેવત છે કે 'ટેવ એ બીજી કુદરત છે.' આનો અર્થ એટલો કે માણસ કુદરતી રીતે પોતાની સાથે કંઇ સારૂં સારૂં લઇ આવ્યો હોય છે તેમાં પોતાની સુઘડ ટેવોના ઘડતરથી એ ઘણો વધારો કરી શકે છે. આવી ટેવો મેળવવા માટે માણસને પ્રયત્ન કરવો જ પડે. કેટલાક સદ્‌ગુણો કુદરતી હોય છે તો કેટલાક ટેવ પાડીને મેળવેલા હોય છે. સુંદર વ્યવસ્થા અને ગોઠવણની શક્તિને ટેવ પાડીને આપણે વિકસાવી શકીએ છીએ.

દરેક છાત્રાલયમાં નિયમિતતા કેળવવા માટે કેટલીક ટેવો પાડવાના ક્રમને આવશ્યક માનવામાં આવ્યો હોય છે. હા, ટેવોની આવી તાલીમ વિદ્યાર્થીઓને અણજાણ્યા રાખીને તેમના ઉપર પરાણે લાદવાની નથી હોતી. પરંતુ વ્યવસ્થા અને ગોઠવણ એ બાબતો તો એવી છે કે જેને માટે દરેક વિદ્યાર્થીને શોખ અને રસ પણ અંતરના ઉંડાણમાં હોય જ. માત્ર તે બાબતની ટેવ પડેલી નહિ હોવાથી તે દિશામા એ બેદરકાર રહેતો હોય છે.

છાત્રાલયોની અંદર સમૂહ જીવનને નિયમિત ગાળવાને માટે કેટલાક નિયમો કરાવેલા હોય છે. ઘણે ભાગે તો આવા નિયમોના વિધાતા પણ વિદ્યાર્થીઓ જ હોય છે. આવો જ નિયમ પુસ્તકાલયની ગોઠવણ અને વ્યવસ્થા માટે કરી શકાય. જેટલી ચોકસાઇ ભોજન કે વ્યાયામ જેવી બાબતોમાં રાખવામાં આવે તેટલી જ ચોકસાઇ આમાં પણ રાખવામાં આવે. દસ વાગે પુસ્તકાલયનો સમય પૂરો થવાનો હોય તો પોણા દસ વાગે આપણે ગૃહપતિએ અને વારા પ્રમાણે જાહેર થયેલા વિદ્યાર્થીઓએ ત્યાં હાજર થવું. પોણા દસથી દસ વાગ્યા સુધીનો સમય એ પુસ્તકાલયની ગોઠવણ અને વ્યવસ્થાનો સમજવો. તેમાં વેરાએલાં પુસ્તકોને એકઠાં કરાય, તેને પોતપોતાના સ્થાને ગોઠવી દેવાય અને બીજી જે કંઇ અવ્યવસ્થા થઇ હોય તેને દૂર કરાય. આ ક્રમની અંદર દરેક વિદ્યાર્થીનો વારો આવે જ આવે. આ ક્રમને કડક ચોકસાઇથી વળગી રહેવામાં આવે. જો આમને આમ થોડો વખત ચલાવવામાં આવે તો દરેક વિદ્યાર્થીને એવી ટેવ પડી જવાની. દરેકને પોતાના માટે તેમ જ પોતાના મિત્રોને માટે કામ કરવાનું હોવાથી કામમાંથી રસ ઓછો થવા સંભવ નથી. કટકે કટકે વિદ્યાર્થીઓની ટુકડીઓમાં આ ટેવ ધીમે ધીમે દઢ થવા લાગશે, અને પછી તો વારો નહિ હોય તો પણ ટેવના માર્યા જ ઘણી ખરી વ્યવસ્થા અને ગોઠવણ સાચવતા થઇ જશે. આ ક્રમને હમેશને માટે છાત્રાલયના

સમયપત્રક ઉપર સ્થાન આપી દેવું જોઇએ. દર વરસે છાત્રાલયમાં નવી નવી ભરતી તો થયા જ કરતી હોય છે. નવી ભરતી થએલા વિદ્યાર્થીઓને પણ આ ટેવની તેટલી જ આવશ્યકતા હોય છે. છાત્રાલયના વાતાવરણમાં આ ટેવ ફેલાઇ જાય પછી તો નવા વિદ્યાર્થીઓ તેને એકદમ પકડી લેવાના છે.

જે છાત્રાલયને પોતાની વિશિષ્ટતાઓ વધારવાની મહત્ત્વાકાંક્ષાઓ હોય તેણે પોતાના વિદ્યાર્થીઓમાં ક્રમે ક્રમે આવી કેટલીયે સુટેવોને વિદ્યાર્થીઓના જ સહકારથી પ્રવેશ કરાવી દેવી જોઇએ. હરભાઇ

## વહેલા ઉઠવામાં શિથિલતા

છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓ વહેલા ઉઠવામાં શિથિલતા બતાવે છે તેવી ફરિયાદો તો કાયમ ચાલ્યા જ કરે છે. વિદ્યાર્થીઓના આરોગ્ય માટે વ્યાયામને આપણે આવશ્યક ગણ્યો છે. વ્યાયામ કરવાનો સમય સાધારણ રીતે સવારમાં હોય છે. સવારમાં વહેલા ઉઠવા માટે અથવા તો નિયમિત ઉઠવા માટે વિદ્યાર્થીઓ અખાડા કરતા હોય છે. પરિણામે છાત્રાલયની બીજી બધી બાબતોની અંદર નિયમિતતા લાવી શકાય છે પરંતુ વ્યાયામની બાબતમાં નથી લાવી શકાતી. એક બાજુથી વ્યાયામને ફરજીઆત કરવામાં આવે છે અને બીજી બાજુથી વ્યાયામમાં વિદ્યાર્થીઓ શિથિલ બનતા જાય છે. પછી તો વહેલા ઉઠવાની શિથિલતાને વ્યાયામ તરફના અણગમા તરીકે પણ લેખવામાં આવે છે ! ખરી રીતે જોઇએ તો વિદ્યાર્થીઓને વ્યાયામ તરફ અણગમો હોતો જ નથી. વ્યાયામમંદિરોમાં સાંજના વ્યાયામ કરવાનું જ્યાં જ્યાં રાખવામાં આવતું હોય છે ત્યાં ત્યાં વ્યાયામમાં રસ લેનારાઓની સંખ્યા વધતી જ જતી હોય છે. વ્યાયામથી વિદ્યાર્થીઓ પોતાના શરીરને લાભ કરી શકે છે તે તેમનો જાતઅનુભવ હોય છે. તેવા કામમાં તેમને રસ પણ ખૂબ પડતો હોય છે. વ્યાયામ મરદાનગી માગી લે છે અને મરદાનગી દરેક જુવાનને અર્પે છે. આથી વિદ્યાર્થીઓની સવારમાં વહેલા ઉઠવાની શિથિલતાને વ્યાયામ તરફનો અણગમો ન ગણીએ, તે આપણો પહેલો વિચાર.

બીજો વિચાર વિદ્યાર્થીઓ સવારમાં વહેલા ઉઠવામાં શિથિલતા શા માટે દાખવે છે તેનો કરવાનો રહે છે. આનું એક કારણ તો વિદ્યાર્થીઓને વહેલા ઉઠવાની ટેવ પડેલી નથી હોતી તે હોય છે. રાતમાં મઝાની નિદ્રા લીધા પછી સવારના પહોરમાં જ્યારે પણ પહેલ વહેલી આંખ ઉઘડે ત્યારે તુરત

જ પથારી છોડી દેવી, એ પ્રકારની ટેવ આપણા સમાજમાં બહુ ઓછા માણસોમાં જોવામાં આવે છે. આપણે ત્યાં પહેલી આંખ ઉઘડી જાય પછી પણ પથારીમાં આળોટ્યા કરવાની અથવા તો બીજું એક ઝોકું ખાઇ લેવાની આદત મોટે ભાગે ઘર કરી રહેલી હોય છે. આવી આદતને કારણે જ આપણા ઉગતા વિદ્યાર્થીઓ પણ સાધારણ રીતે પથારીમાં આળોટી લેવામાં અથવા તો એકાદ ઝોકું મારી લેવામાં મજા માનતા હોય છે. છાત્રાલયોમાં વિદ્યાર્થીઓને પૂરતી ઉંઘ લેવાની અનુકૂળતા તો મળી રહેતી હોય છે; તેથી પહેલી આંખ ઉઘડે કે તુરત જ પથારી છોડી દેવાની આદતમાં યુક્તિપ્રયુક્તિઓથી વિદ્યાર્થીઓને પલોટી દેવામાં આવે તો પરિણામ સંતોષજનક આવવાનું.

વહેલા ઉઠવાની શિથિલતા ટાળવા માટે બીજો અગત્યનો વિચાર તે વિદ્યાર્થીઓને વહેલા સૂવાડી દેવાનો છે. વહેલા ઉઠવાના પ્રશ્નને વહેલા સૂઈ જવાના પ્રશ્ન તરીકે જો ગણવામાં આવે તો ઉઠવાની શિથિલતામાંથી ઘણા વિદ્યાર્થીઓ બચી જાય. આપણા છાત્રાલયોમાં સૂવાનો સમય નવથી દસની વચ્ચે મોટે ભાગે રાખવામાં આવતો હોય છે. ગૃહપતિઓ વિદ્યાર્થીઓને સૂવાડીને ચાલ્યા જાય અને માની લે છે કે વિદ્યાર્થીઓ વખતસર સૂઈ ગયા હશે; પણ ખરી રીતે તેમ બનતું નથી હોતું. વિદ્યાર્થીઓમાં જરૂરજોગી ટેવો પડેલી નહિ હોવાથી ધારેલે વખતે સૂઈ શકતા જ નથી. વળી છાત્રાલય જેવા સ્થળમાં તો મોટો સમૂહ હોય છે. કોઇ વિદ્યાર્થી મંડળ જમાવીને વાતોએ ચડે, કોઇ મિત્રયુગલ અંદર અંદર નિર્દોષ મસ્તીતોફાને ચડે, કોઇ નાના નાના જલસાઓમાં મ્હાલે, કોઇ સાચે જ તોફાની વિદ્યાર્થી પોતાનાં પાડોશીઓને પજવ્યા કરે, તો કોઇ ગુંડા જેવા વિદ્યાર્થીઓ બીજાઓ ઉપર દાદાગીરી ચલાવી બીજાઓને હેરાન પણ કરે. આ બધા કારણોને લીધે વિદ્યાર્થી ધારેલે વખતે જંપી શકતો નથી હોતો. આવા સંયોગોમાં વિદ્યાર્થીઓની ઉંઘ પૂરી ન થાય અને તેઓ વખતસર ઉઠવામાં શિથિલતા બતાવે તેમાં શી નવાઇ? વિદ્યાર્થીઓને વહેલા અને નિયમિત ઉઠવા માટે પૂરતી ઉંઘની આવશ્યકતા તો રહે જ, એમ આપણે સૌ કોઈ સમજી શકીએ છીએ. છાત્રાલયોમાં નિયમિત ઉઠવાના કાર્યક્રમમાં રોજ એવું ને એવું કંઇક બનવા પામવાનું જ હોય તો કાં તો ગૃહપતિએ પોતાની હાજરીથી તેનો નિકાલ લાવવો જોઇએ, અથવા તો સમયપત્રકમાં એટલો ફેર કરવો જોઇએ. વિદ્યાર્થી પોતે ગમે તેટલો સ્વતંત્ર હોય તો પણ આવડા મોટા સમૂહમાં વસે છે માટે તેણે સમૂહતંત્રને પણ માન આપવું ઘટે. તે વિચાર-

સરણી તેની પાસે રજુ કરવી જોઇએ અને તે અનુસાર દરેક વિદ્યાર્થીનું જીવન ઘડાય તેવી યોજનાઓ અવારનવાર દાખલ કર્યા કરવી જોઇએ. સમૂહતંત્ર ખાતર પોતાના નાના વિનોદોને પણ જતા કરવા પડે તો જતા કરવા, તેવી તાલીમ તેમને આપ્યે જવી જોઇએ. આમ છતાં એ વિદ્યાર્થીઓને અમુક કોઇ પ્રકારે સ્વતંત્ર વિહરવા દેવાની અગત્ય દેખાય તો તે માટે જૂદો પ્રબંધ કરવો ઘટે. રમતગમત કરનારા તેમ જ નિર્દોષ મસ્તીઓ કરનારા વિદ્યાર્થીઓ માટે જરૂર જણાય તો અલગ સ્થાન નક્કી કરવાં જોઇએ. આમ આ વસ્તુને પોતાના વિચાર અને આચારથી ગૃહપતિ પોતે જેટલું મહત્ત્વ આપે તેટલું મહત્ત્વ વિદ્યાર્થીઓના મન ઉપર અવશ્ય ઠસવાનું છે. પછી તો વ્હેલા સુઇ જવાની બાબતમાં બધા વિદ્યાર્થીના મન ઉપર પણ એક ચોક્કસ છાપ બેસી જવાની છે. ન્હાવું ધોવું અને નિયમિત ખાવું પીવું એ શરીર આરોગ્ય માટે જેટલું જરૂરનું છે તેટલું જ જરૂરનું વહેલા સુવું અને નિયમસર ઉઠવું એ વિદ્યાર્થીના શરીર તેમજ મન બંનેના આરોગ્ય માટે જરૂરનું બને તે વાત વિદ્યાર્થીના જીવનમાં પ્રવેશ કરી જવી જોઇએ આટલું બની જાય તો પછી સંસ્થાના વાતાવરણમાંજ એ ભળી જવાની. અને પછી તો નિયમસર નહિ સુનાર અને નિયમસર નહિ ઉઠનાર વિદ્યાર્થી નિરોગી છતાં પણ રોગી ગણાવાનો. વાતાવરણમાં આટલું બની જાય પછી ગૃહપતિને ઝાઝું કરવાપણું રહેશે નહિ.

કેટલાક વિદ્યાર્થીઓની બાબતમાં શરીરનો કોઇ ખાસ રોગ અથવા તો માનસિક અસ્વાસ્થ્ય પણ વહેલા નહિ ઉઠવાનાં કારણભૂત હોય છે. સમૂહના સામાન્ય જીવનના નિયમ તરીકે ઉપર કહેલી વાતને સ્વીકારીને ચાલીએ તો પણ વ્યક્તિગત અપવાદો આપણને મળવાના છે. તેવા વ્યક્તિગત અપવાદો સાથે તેમના જ ધોરણે કામ લેવું એ વધારે સલાહકારક ગણીએ.

## પાણી પીવાનું સ્થળ

જે જે છાત્રાલયોમાં પાણી પીવા માટે વિદ્યાર્થીઓ સારૂ એક સર્વસામાન્ય પાણિયારૂં રાખવામાં આવ્યું હોય છે તે છાત્રાલયોમાં પાણી પીતી વખતે જે સ્વચ્છતા જાળવવી જોઇએ અને બીજાને નુકશાન ન કરે તેવી રીતે આરોગ્યના નિયમોને પાળીને પાણી પીવું જોઇએ તે નિયમો બરાબર પળાતા હોતા નથી. છાત્રાલયોના ગૃહપતિઓ માટે આ એક સનાતન કોયડો હોય છે. કેટલાક વિદ્યાર્થીઓ પાણી પીતી વખતે પાણી ગોળા ઉપર

જ ઢોળાય તેમ પીએ છે, કેટલાક પાણી પીધા પછી ગોળાને ઉઘાડો મૂકીને ચાલતા થાય છે. ત્યારે કેટલાક વિદ્યાર્થીઓ તો પાણી પી રહ્યા પછી પ્યાલાને સાફ જ કરતા નથી. કેટલાક પાણી પીવાની શરૂઆત કરતાં પહેલાં પીવાના પ્યાલા વીછળતા નથી હોતા. કેટલાક તો પીધેલા પ્યાલાને જ ગોળામાં બોળીને પાણી ભરવાની આદતવાળા હોય છે. આ ઉપરાંત પાણી પીવાના સ્થળે પુષ્કળ પાણી ઢોળાયેલું રહેતું હોય છે અને બધું અસ્વચ્છ અસ્વચ્છ થઇ રહ્યું હોય છે એ તો જુદું.

પાણી પીવાની ટેવની, પાણી પીવાના સ્થળની તથા પાણી ભરવા-પીવાના કળશા પ્યાલાની આવી સ્થિતિ ગૃહપતિ માટે હંમેશાં મૂંઝવનારી હોય છે. પાણિયારા માટે જૂદા જૂદા નિયમો કરવામાં આવે છે, પાણી પીવા માટે પણ નિયમો કરવામાં આવે છે. વિદ્યાર્થીઓને વારંવાર ટોકવાનું કામ તો શરૂ જ હોય છે. વિદ્યાર્થીઓની ફરિયાદો ગૃહપતિ તરફ ચાલી જ આવતી હોય છે. ગૃહપતિ એક યા બીજા નિયમથી તેને નિવારવાના પ્રયત્નો કરી રહ્યા હોય છે, અને તેમ છતાંય પરિસ્થિતિમાં કશો ફેર દેખાતો નથી. વિદ્યાર્થીઓ જુવાન વયના હોય છે તેથી તેમના લોહીમાં રોગોની સામે થવાની ઠીકઠીક તાકાત હોય છે. તેથી ચેપી રોગો તેઓમાં એકદમ પ્રવેશ પામતા નથી. જો કે ખસ કે ગુમડાં જેવા રોગો તો ઠીક પ્રમાણમાં ફેલાતા દેખાય છે. પાણિયારાની આવી અનારોગ્ય પરિસ્થિતિને લીધે તથા પાણી પીવાની વિદ્યાર્થીઓની બેકાળજીને કારણે ખરી રીતે સંસ્થામાં નાના મોટા રોગો થવા જ કરવા જોઇએ. પરંતુ જુવાન લોહી તેમાંથી થોડા વખતને માટે બચી જઇ શકે છે. આપણે એમ માની લઇએ છીએ કે આવી અનારોગ્ય સ્થિતિ નભાવી લેવા જેવી નથી પણ બ્હીવડાવવામાં આવે છે તેટલી ખરાબ પણ નથી. આવી અનારોગ્ય પરિસ્થિતિનાં પરિણામો તો ઘણા લાંબા કાળે જણાતાં હોય છે તેથી આ હકીકત આપણા લક્ષમાંથી સરી જતી હોય છે. ખરી રીતે વિચાર કરીએ તો પાણી પીવાની આવી અનારોગ્ય સ્થિતિ મોટપણે થતા નાના મોટા રોગોની જનની પણ હશે જ.

આ સ્થિતિ ટાળવા માટે આપણે શું કરી શકીએ ?

પાણિયારા માટેના નિયમો તથા પાણી પીવા માટેના નિયમો જરૂર રાખવા. એવા નિયમો વિદ્યાર્થીઓની સમજણ શક્તિને જગવીને તેમની સંમતિ લઇને જ રચાયા હોય તે કંઇક અંશે પણ રસદાયી નીવડે છે. નિયમોનું ભાન વિદ્યાર્થીઓને વારંવાર જાગ્રત રહ્યા કરે તેવા ઉપાયો પણ

કરવા જોઇએ. અને તેવા નિયમોમાં તેમની સંમતિ હોય છે તેથી તેમને જવાબદાર પણ બનાવી દઇ શકાય. નિયમો માટે વધારે પડતી કડકાઇ ગૃહપતિ તરફથી રાખવામાં આવે તો કદાચ પરિણામ ઓછું ફળદાયી પણ દેખાય. નિયમોના પાલનની કડકાઇ પાછળ ગૃહપતિની સૌમ્યતા અને પ્રેમાળતા તો હોવાં જ જોઇએ.

આ તો થઇ નિયમો અને તેનાં પાલનની વાત. પણ પાણિયારા માટે તથા પાણી પીવા માટે ખરેખર આરોગ્યપ્રદ સ્થિતિ ઉત્પન્ન કરવી હોય, તો તો આપણે ગૃહપતિએ ચેતી જવાની જરૂર રહે છે. પાણી પીવા સંબંધેની તથા પાણિયારા સંબંધેની આપણા ઘરની સ્થિતિ કેવી હોય છે? આપણું પોતાનું તેમાં કેટલું અને કેવું સ્થાન હોય છે? જેવી આપણી ગૃહપતિ-ઓની આ બાબતમાં સ્થિતિ હોય છે તેનું તેવું અને તેટલું જ પ્રતિબિંબ આપણી સંસ્થામાં અને આપણા વિદ્યાર્થીઓમાં પડતું હોય છે. આપણે પોતે સ્હેજ ઉંડા ઉતરીને વિચાર કરીએ તો આપણને માલૂમ પડશે કે આ બાબતમાં આપણી પોતાની સ્થિતિ જ મોટે ભાગે લૂલીપાંગળી હોય છે. આપણે પોતે જ આપણા ઘરોમાં અનારોગ્ય ટેવો સેવતા હોઇએ છીએ. આપણા ઘરનું પાણિયારૂં, આપણી પાણી પીવાની ટેવ, આપણા કળશા પ્યાલા અને તેના વપરાશમાં થતી બેદરકારી—આ બધું આપણા જીવન ઉપર ભારે અસર કરી રહ્યું હોય છે; તેની સૂક્ષ્મ પણ ઉઘાડી આંખો રાખીએ તો જોઇ શકીએ તેવી અસર આપણી સંસ્થાના વાતાવરણમાં થઇ રહી હોય છે. આપણે ગમે તેટલા નિયમો કરીએ, તેવા નિયમોના પાલન માટે ગમે તેટલા કડક બનીએ તો પણ જ્યાં સુધી તેવા નિયમો આપણા જીવનમાંથી નથી નીકળ્યા હોતા, ત્યાં સુધી તેનું કશું પરિણામ આવવાનું નથી. એટલા માટે પાણિ-યારા માટે તેમ જ પાણી પીવાની ટેવો માટે સૌથી અગત્યની વસ્તુ તે આપણા ગૃહપતિઓના પોતાના જીવનની ટેવો હોય છે. પાણીની બાબતમાં નિરોગી સ્થિતિ આપણા છાત્રાલયોમાં ઉભી કરવી હોય તો તેવી જ નિરોગી સ્થિતિ આપણા જીવનમાં એટલે કે આપણા ઘરોમાં પહેલી ઉભી થએલી હોવી જોઇશે. જે ઘડીએ આપણા પોતાના જીવનમાં એ સ્થિતિ ઉભી થઇ તે જ ઘડીએ છાત્રાલયમાં ઉભી કરવામાં, આપણને ઝાઝી વાર લાગવાની નથી.

પણ આનો અર્થ ફક્ત છાત્રાલયના પાણિયારાને સુધારવા માટે અને પાણી પીવાની ટેવોને સુંદર અને આરોગ્યપ્રદ બનાવવા માટે જ આપણે ગૃહપતિઓએ સુધરી જવું તેમ કરવાનો નથી. અનુકરણીય ચારિત્ર્યનો અર્થ.

બીજાને અનુકરણ કરવા માટે ચારિત્ર્ય ઘડવું તેવો નહિ પણ આપણું ચારિત્ર્ય આપણા પોતાના ખાતર જ એવું ઘડીએ કે જેનું બીજાઓ અનુકરણ કરવા પ્રેરાય. આપણા પોતાના જીવનમાં ડોકિયાં કરતાં આપણને પોતાને આપણી ટેવો આરોગ્યપ્રદ ન જણાય તો આપણે આપણી પોતાની ખાતર જ તેમાં સુધારો કરી લેવો ઘટે. છાત્રાલયમાં પાણીની બાબતમાં જે અનારોગ્ય સ્થિતિ પ્રવર્તે છે તેનાં અનેક કારણોમાંનું એક અતિ મહત્ત્વનું કારણ શોધવાનો આ લેખ એક નમ્ર પ્રયત્ન છે. એ કારણ આપણને વ્યાજબી લાગે તો કારણનો નાશ કરવો એ આપણો ધર્મ બને છે. આપણે માણસ છીએ, વિચારશીલ માણસ છીએ, પ્રગતિવાન છીએ અને વળી કેળવણીનું જવાબદારી ભર્યું કામ હાથમાં લઇને બેઠા છીએ. આવું જીવન આપણી પોતાની પાસે વિધવિધ પ્રકારની શુદ્ધિ માગતું હોય છે. છાત્રાલયના ગૃહપતિ તરીકેના કામને પરિણામે આવી શુદ્ધિનો માર્ગ આપણા માટે મોકળો બનતો હોય તો આપણે તો છાત્રાલયના ઋણીજ ગણાઇએ. આરોગ્યની બાબતમાં આપણું છાત્રાલય આજે આપણી આંખ ઉઘાડે છે. એ આંખ આપણે ઉઘાડીએ અને શુદ્ધિ તરફ વળીએ તો આપણને પણ લાભ થાય અને છાત્રાલય પણ તેમાંથી કંઇને કંઇ લાભ જરૂર ઉઠાવી શકે.

હરભાઈ

## બદી કેમ મિટાવવી ?

એક ગૃહપતિભાઇએ પ્રશ્ન પૂછ્યો છે. પોતાનો એક વિદ્યાર્થી સ્વભાવે સુંદર છે. બુદ્ધિએ તેજસ્વી છે. અને ગૃહપતિની સલાહ સૂચના પ્રમાણે ચાલવા માટે હમેશાં તૈયાર હોય છે. આવો વિદ્યાર્થી હસ્તદોષની કુટેવમાં સપડાયલો છે. તેણે પોતાની બધી વાત આ ગૃહપતિભાઇને કહી છે. તેમાંથી હવે તે છૂટવા માગે છે. આવી બદીથી ખૂબ નુકસાન થાય છે માટે તેમાંથી પ્રયત્ન પૂર્વક નીકળી જવું જોઇએ એમ તો તેમણે એને અનેક વખત સમજાવ્યું છે. વિદ્યાર્થીને એ વાત ગળે પણ ઉતરી ગઇ છે. પરંતુ વિદ્યાર્થી માટે આ બદી 'હાથ વછૂટી બાજી' જેવી બની ગઇ છે. પ્રસંગ મળતાં તેનાથી રહી શકાતું નથી; અને પાછળથી પસ્તાવાનો પાર રહેતો નથી. હવે આ બાબતમાં શું કરવું તે સંબંધે એ ભાઇ સૂચના માગે છે.

હસ્તદોષ જેવી જાતીય બદીમાં સપડાએલા જુવાન વિદ્યાર્થીઓ મોટે ભાગે બુદ્ધિના તેજસ્વી અને હૃદયના મુલાયમ હોય છે. આ બદીમાં ઝાઝો

મત સપડાઇ રહેલા હોવાથી તેમના મન ઉપરથી અને હાથ ઉપરથી
નો કાબુ ઓછો થયો હોય છે. આવા જુવાન વિદ્યાર્થીઓ મારા પરિ-
માં ઘણા પ્રમાણમાં આવેલા છે. બીજા બધા ઉપાયોને એક કોરે રાખીને
મતી બાબતમાં સ્થળ અને સમય પૂરતો જે પ્રયોગ મેં કરેલો છે તે ફળ-
પી નીવડ્યો છે. પૂછનાર ગૃહપતિભાઇને પણ તેમાંથી કંઇક કરવા જેવું
રૂર મળી રહેશે.

આવા વિદ્યાર્થીને સ્થળ અને સમયની ચોક્કસ સ્થિતિમાંથી મુક્ત
રી લેવા જોઇએ. આવા વિદ્યાર્થીઓ મોટે ભાગે એકલા પડે ત્યારે અથવા
ા અનુકૂળ વખત મળી જાય ત્યારે આ બદીના ભોગ બનતા હોય છે.
આવાઓને માટે દિશાએ જવાનાં પાયખાનાં બંધ કરવાં. તેઓ તો બહાર
મેદાનમાં જ દિશાએ જાય અને તે પણ કોઇ બે ચાર વિદ્યાર્થીઓની સંગાથે.
પાયખાનું એ એક એવું સ્થળ છે કે જ્યાં વિદ્યાર્થીને આ બદી સેવવાનું
મન ચોક્કસ થઇ જાય. બીજો ઉપાય તેમને કોઇ દિવસ એકાંત સેવવા ન
દેવી તે હોય છે. આવા વિદ્યાર્થીઓ મોટા સમૂહમાં તેમ કરતાં જરૂર શરમાતા
હોય છે. જો કે એવા વિદ્યાર્થીને પણ મેં જોયા છે કે જેઓ મોટા ટોળામાં
બેઠા હોય ત્યારે પણ એવું સ્થળ પસંદ કરે કે જ્યાં બેઠા બેઠા સહેલાઇથી
અને વગર અડચણે પોતાનું કામ કરી શકે. આવા વિદ્યાર્થી આપણા વિશ્વા-
સમાં હોય તો તેમને તેવે સમયે આપણી પાસે દોડી આવવા કહેવું. આપણે
હાજર ન હોઇએ તો પણ તેમને માર્ગ બતાવી રાખી શકીએ. જ્યારે જ્યારે
આવી ઇચ્છા થઇ આવે ત્યારે ત્યારે તેણે સમૂહ માંહેનું પોતાનું કામ છોડીને
બહાર નીકળવું અને પછી બેચાર મોટાં ચક્કરો દોડતાં લઇ લેવાં. આમ
કરવાથી આવેલો ઉભરો શમી જશે અને પોતાના મન ઉપર થોડો ઘણો
કાબુ મેળવવો સુલભ બનશે.

રાત્રે પથારી પણ એવા સ્થળે કરવી કે જ્યાં પોતે એકલો છે તેવું
અનુભવી ન શકે. ટૂંકમાં આવા વિદ્યાર્થીને સ્થળ અને સમયની અનુકૂળતા-
માંથી ખેસવી લઇ બીજા માર્ગે ચડાવી દેવાથી તેને જરૂર લાભ કરી શકાશે.

હરભાઈ

## ચર્ચાપત્ર !

એક ગૃહપતિભાઇ પોતાના એક પત્રમાં લખે છે:—

આપણા છાત્રાલયોમાં વરસ દરમ્યાન અનેક પ્રકારના નાના મોટા

રાષ્ટ્રીય ઉત્સવો ઉજવવામાં આવતા હોય છે. આવા ઉત્સવોમાં સંસ્થાના કાર્યવાહકો વિદ્યાર્થીઓ અને સંચાલકો અવશ્ય ભાગ લે છે. પરંતુ અફસોસ સાથે નોંધવું પડે છે કે સંસ્થાના નોકરોને તેમાં ભાગ લેવા માટે નોતરવામાં કે સમજાવવામાં આવતા જ નથી. મેં અહીં સંસ્થાના કેટલાક સંચાલકો સાથે આ વિષય ઉપર ચર્ચા કરી જોઇ છે. મારી વાત કેટલાકને ગળે નથી ઉતરતી. તેઓ આવી અગત્ય જોતા નથી. મારૂં એવું ચોક્કસ માનવું છે કે રાષ્ટ્રીય ઉત્સવોમાં સંસ્થાના નોકરોને પણ સામેલ રાખવા જોઇએ. આ મુદ્દો વિચારવા જેવો છે એમ આપ માનતા હો તો આપના ' છાત્રાલય ' પત્રમાં આ સંબંધે ચર્ચા છેડશો એવી આશા રાખું છું. "

આ વિષયમાં ચર્ચા કરવા જેવું શું છે તેજ સમજાતું નથી. અલબત્ત આપણી સંકુચિત દૃષ્ટિને પરિણામે અથવા તો અહંકારીને લીધે આપણા છાત્રાલયોના ઉત્સવમાં સંસ્થાના નોકરોને સામેલ કરવામાં નથી આવતા, એ હકીકત ઘણી સંસ્થાઓને લાગુ પાડી શકાક તેવી છે. પરંતુ તેથી કરીને નોકરવર્ગને સામેલ કરવાનો મુદ્દો ચર્ચાસ્પદ છે તેમ તો માનીએ જ નહિ.

આપણા દેશમાંથી નોકર અને શેઠ જેવા ભેદને ભૂંસી નાખવાનો યુગ બેસે ત્યાં સુધીમાં સંસ્થાના નાના મોટા નોકરોને પણ ઉત્સવોમાં ભાગ લેવા જેટલી સમાનતા આપણે દાખવતા થઈ જઇએ તેમાં ઉદારતા નહિ પણ મનુષ્યત્વ રહેલું છે. દરેક છાત્રાલયમાં કોઇ ને કોઇ પ્રકારનો ' નોકર વર્ગ ' તો હોય જ છે. આવો નોકરવર્ગ પોતાની જાતને હમેશાં હલકી કોટિની માનતો હોય છે. છાત્રાલયનો રસોયો પોતાને છાત્રાલયના કોઠારી કે કારકુનની સાથે બેસનારો કલ્પી પણ શકતો નથી. છાત્રાલયના રસોડામાં કામ વાસણ માંજતી બાઇઓ પોતાની જાતને છેક હલકી ગણે છે અને ગૃહપતિના ઘરના બૈરાંઓ સાથે એક આસને બેસીને સામાન્ય વાત કરવા જેટલી પણ પોતાની લાયકાત લેખતી હોતી નથી. છાત્રાલયનાં પાયખાનાં અને મૂતરડીઓ કાઢનો ભંગી તો પોતાની જાતને છેક જ હલકી ગણતો હોય છે. આવી પરિસ્થિતિ આજે પ્રવર્તે છે, તેની ના નહિ કહી શકાય. આપણે ત્યાંથી શારીરિક અસ્પૃશ્યતા ટળી ગઇ છે પણ બૌદ્ધિક અને સાંસ્કારિક અસ્પૃશ્યતા તો હજી જેવી ને તેવી જ ઉભી છે—બલ્કે વધારે દૃઢ બનેલી છે. આ અસ્પૃશ્યતામાંથી આપણે વહેલી તકે છૂટી જવું જોઇએ.

અને રાષ્ટ્રીય ઉત્સવો શા માટે? છાત્રાલયોમાં રાષ્ટ્રીય કે સામાજિક કે ધાર્મિક—ગમે તેવા ઉત્સવો ઉજવાતા હોય તેમાં સંસ્થાના તમામ કામદારવર્ગે

સરખી રીતે જ ભાગ લેવો જોઇએ. તેમ ન બનતું હોય તો સંસ્થાના સંચાલકોએ તેવી સ્થિતિ ઉત્પન્ન કરવી ઘટે. આપણાં છાત્રાલયોમાં તો એવો નિયમ જ હોય કે દરેકે દરેક ઉત્સવના મુખ્ય મુખ્ય કાર્યક્રમમાં સંસ્થાનો દરેકે દરેક કામદાર એક સરખી રીતે જ સામેલ બને. સભા ભરાવાની હોય કે સંગીતનો જલસો થવાનો હોય, નાની નાની ઉજાણીઓ હોય કે મોટાં ભોજનો હોય; એ બધાય પ્રસંગોમાં સંસ્થાના ભંગીથી માંડીને સંસ્થાના મુખ્ય સંચાલક સુધીના તમામ માણસો એક સરખી રીતે જ ભાગ લે: કાર્યભેદે એકબીજા એકબીજા સાથે વધારે વખત ભલે ન ભળી શકતા હોય; અથવા તો સમયના અભાવે એકબીજા એકબીજાને ભલે ઓછું મળી શકતાં હોય; અથવા તો કાર્યક્ષેત્રની મર્યાદાના કારણે ભલે એક મોટી ખુરશી ઉપર ચડીને બુદ્ધિનું કામ કરતો હોય; અને બીજો સાવરણા અને સુંડલો લઇને પાયખાનાં સાફ કરતો હોય; પરંતુ ઉત્સવોમાં આવા ભેદો ભુંસાઇ જાય અને સૌ એક જ સરખાં ઇશ્વરનાં બાળ બનીને સાથે જ રમે, જમે, નાચે, કૂદે. આપણાં છાત્રાલયોમાં આવો ક્રમ એ નિત્યનિયમ જેવો થઇ ગયો હોવો જોઇએ. છાત્રાલયો મનુષ્યત્વની કેળવણી આપવામાં માનતા હોય અને માને છે તો પછી માણસ માણસ વચ્ચેના કૃત્રિમ ભેદો તૂટી જવા જ જોઇએ. કોઇ પણ ઉત્સવ જેટલો સંસ્થાના મુખ્ય સંચાલકોનો કે તેમના વિદ્યાર્થીઓનો છે તેટલો જ સંસ્થાના નોકર વર્ગનો પણ છે. રાષ્ટ્રીય ઉત્સવ વખતે દરેકનું રાષ્ટ્રીય હૃદય એક સરખું જ હલી શકવાનું છે. સામાજિક ઉત્સવ વખતે દરેક જણ એક સરખો જ આનંદ ઉઠાવી શકવાનો છે. ધાર્મિક ઉત્સવ પ્રસંગે ધર્મની સૂક્ષ્મ લાગણીઓના તાર બધાયના એક સરખા જ ઝણઝણવાના છે. માટે જ કહું છું કે આ વિષય ચર્ચાનો છે જ નહિ. આપણા જીવનમાં માનવ સુલભ આટલી સમાનતા ન હોય તો તે જલદી આણવી ઘટે.

હરભાઇ

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ: પરદેશના બે શિલિંગ.
લખો વ્યવસ્થાપક, 'છાત્રાલય', શ્રીદક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી હરભાઇ ત્રિવેદીએ ભાવનગરથી પ્રગટ કર્યું.

આ અંકનો વધારો

# મોન્ટીસોરી શિક્ષણસંઘ

## પહેલાં ત્રણ વર્ષનો અહેવાલ

[ શરૂઆતથી માહ વદ ०)) સંવત ૧૯૮૫ સુધી ]

पमर्नी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



પ્રકાશક
મંત્રીઓ: મોન્ટીસોરી શિક્ષણસંઘ
શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર
ભાવનગર

માર્ચ ૧૯૨૯

શ્રીમતી સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે

શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી યાજ્ઞિક

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

पमनी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत દાહ્યાભાઇ આણંદજી ચાવડા
तरफथी सविनय सप्रेम भेट.

# મોન્ટીસોરી શિક્ષણસંઘ

## પહેલાં ત્રણ વર્ષનો અહેવાલ



### સ્થાપના

શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવને સને ૧૯૨૫ની સાલમાં એક મોન્ટીસોરી સંમેલન બોલાવ્યું. શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનમાં તે વખતે પાંચ વર્ષથી બાલમંદિર ચાલતું હતું. બાલમંદિર દ્વારા મોન્ટીસોરી પદ્ધતિના સિદ્ધાન્તો અને વ્યવહાર અમલમાં મુકવાનું અને વિસ્તારવાનું અને પ્રચારવાનું કાર્ય, આ વર્ષોમાં થઇ રહ્યું હતું. પણ એટલું કાર્ય ઓછું હતું. એ સંસ્થા દ્વારા કરતાં એકાદ સંઘ દ્વારા એ કામ વિસ્તારવ પામે એ આવશ્યક હતું. અને એ આવશ્યકતાને ગતિ આપવા પહેલું મોન્ટીસોરી સંમેલન શ્રીમતી સરલાદેવીના પ્રમુખપદે ભરાયું. આ સંમેલન વખતે મોન્ટીસોરી શિક્ષણસંઘ સ્થપાયો. આ સંઘની સ્થાપના તે સંમેલનનું એક પ્રત્યક્ષ પરિણામ આવ્યું.

આ સંઘના ઉદ્દેશ કાર્યપ્રદેશ વગેરે આ પ્રમાણે રાખવામાં આવ્યાં છેઃ—

### ઉદ્દેશ

આ સંઘનો ઉદ્દેશ મોન્ટીસોરી સિદ્ધાંતનો આપણા પ્રાંતમાં અભ્યાસ, સંશોધન અને પ્રચાર કરવાનો છે.

### સભાસદ

જેઓને આ સંઘનો ઉદ્દેશ માન્ય હશે, અને જેઓ એકી સાથે રૂ. ૫૦) કે તેથી વધુ મદદ સંઘને આપશે. તેઓ સંઘના આજીવનસભ્ય ગણાશે.

જેઓને આ સંઘનો ઉદ્દેશ માન્ય હશે અને જેઓ આ સંઘને વાર્ષિક

૧-૦-૦ મદદ આપશે તેઓ સંઘના સામાન્ય સભ્યો ગણાશે.

સંઘના દરેક સભ્યને 'શિક્ષણ પત્રિકા' વિના મુલ્યે મળશે.

**કાર્યપ્રદેશ**

૧. આપણી ભાષામાં મોન્ટીસોરી પદ્ધતિનું સાહિત્ય નથી. માટે અંગ્રેજી કે ઈટાલિયન ભાષામાંથી તે ગુજરાતીમાં ઉતારવું કે ઉતરાવવું.

૨. મોન્ટીસોરી પદ્ધતિમાં જેમણે કામ કર્યું છે અને જેઓ કામ કરે છે તેમની પાસે એ પદ્ધતિ ઉપર તેમના અનુભવ અને અભ્યાસને આધારે પુસ્તકો રચાવવાં.

૩. મોન્ટીસોરી સાહિત્યને બને તેટલું સસ્તું રચાવવું અને તેને તેથીયે ઓછી કિંમતે લોકોમાં ફેલાવવું.

૪. માબાપો મોન્ટીસોરી પદ્ધતિના સિદ્ધાંતો સરલતાથી સમજી શકે તે માટે સાદી ભાષામાં નાનાં નાનાં ચોપાનીયાં તૈયાર કરાવવાં, અને તે મફત અથવા થોડી કિંમતે વહેંચવાં કે વેંચવાં.

૫. લોકો સમજી શકે તેવાં વ્યાખ્યાનો આપવાં કે અપાવવાં.

૬. મોન્ટીસોરી પદ્ધતિમાં જે જે નવું જાણવાનું મળે તે, તથા જે જે નવા અનુભવો થાય તે, પદ્ધતિમાં રસ લેનાર શિક્ષકો તથા અન્ય જનોને નિયમિત રીતે મળ્યા કરે તે માટે એકાદ પત્રક ( માસિક ) ચલાવવું.

૭. નવી મોન્ટીસોરી શાળા કાઢનારાઓને મોન્ટીસોરી શિક્ષકો પૂરા પાડવા માટે મોન્ટીસોરી શિક્ષણપદ્ધતિનું શિક્ષણ આપનાર અધ્યાપનમંદિર કાઢવું અથવા તેવા અધ્યાપનમંદિરને બને તેટલી મદદ આપવી.

૮. પરદેશમાં તેમજ આપણા દેશમાં મોન્ટીસોરીને લગતી જાતજાતની પ્રવૃત્તિઓ, તેને લગતાં પુસ્તકો, તેમાં વપરાતાં સાધનો વગેરે સંબંધી માહિતી મેળવી પુરું પાડનારું એક કેન્દ્ર સ્થાપવું.

૯. આપણા દેશમાં મોન્ટીસોરી પદ્ધતિનાં સાધનો તૈયાર કરાવી લેવાની વ્યવહાર પ્રવૃત્તિ કરવી, અને તેવાં તૈયાર થયેલાં સાધનો જેને જોઇએ તેને પૂરાં પાડવાની ગોઠવણ કરવી.

૧૦. અત્યારે ચાલતી અને ભવિષ્યમાં નીકળનારી મોન્ટીસોરી શાળાઓ બરાબર કામ ચલાવી શકે તે માટે અવારનવાર સૂચના અને મદદ કરી શકે તેટલા માટે નિરીક્ષણમંડળ રાખવું.

૧૧. અત્યારે ચાલતી પદ્ધતિમાં પ્રાથમિક શાળાના શિક્ષકો મોન્ટીસોરી પદ્ધતિનો લાભ કેવી રીતે લઈ શકે તેનો વ્યવહારુ રસ્તો બતાવવાની યોજના કરી તેને અમલમાં મૂકવા પગલાં લેવાં.

૧૨. સંઘમાંના યોગ્ય માણસોને પદ્ધતિનો પરિચય અને અભ્યાસ કરવાની દરેક પ્રકારની વ્યવસ્થા કરી આપવી.

૧૩. મોન્ટીસોરી પદ્ધતિનાં અને બીજાં બાલશિક્ષણસાહિત્યનાં અંગ્રેજી તથા દેશી ભાષાઓનાં ઉપયોગી પુસ્તકો એક સ્થળે એકઠાં કરી ત્યાંથી ફરતા પુસ્તકાલયની વ્યવસ્થા કરવી.

૧૪. દશ વર્ષની અંદરનાં બાળકો ઉપર તેમના માનસના જ્ઞાન માટે વિશેષ અખતરાઓ કરવા તથા અગિયાર વર્ષ પછીની ઉંમરનાં બાળકો ઉપર મોન્ટીસોરી પદ્ધતિએ આગળ અખતરા કરવા માટે એક કાયમી પ્રયોગમંદિર સ્થાપવું, અથવા તેવા કોઈ ચાલતા પ્રયોગમંદિરને બનતી મદદ કરવી.

૧૫. આવી જાતનાં સંમેલનોની કાર્યપદ્ધતિ વખતો વખત સુધારતા જવી અને તેની ઉપયોગિતા વધારે થાય તેવી યોજના વિચારતા જવી.

આ સંઘના મંત્રી તરીકે અમે છેલ્લાં ત્રણ વર્ષોમાં જે જે પ્રવૃત્તિઓ કરી શક્યાં તેને અહીં રજુ કરીએ છીએ.

### શિક્ષણ પત્રિકા

અમે જે પ્રથમ અને મુખ્ય કાર્ય કર્યું તે 'શિક્ષણ પત્રિકા' પ્રગટ કરવાનું છે. શિક્ષણ પત્રિકાનો પ્રથમ વર્ષનો પહેલો અંક ફાગણ શુદ ૧ સં. ૧૯૮૨ ના દિવસે બહાર પડ્યો. આજે પત્રિકાને ત્રણ વર્ષ પૂરાં થઇ ચોથું વર્ષ ચાલે છે.

અમને જણાવતાં આનંદ થાય છે કે પત્રિકા ત્રીજા વર્ષને અંતે ૩૨૦૦ ગ્રાહકો સુધી પહોંચી છે. પહેલા વર્ષમાં ગ્રાહકોની સંખ્યા ૩૦૦૦ ઉપર હતી. બીજા વર્ષમાં ૩૦૦૦ થી નીચે ગઇ અને ત્રીજા વર્ષમાં પાછી ૩૦૦૦ ઉપર ગઇ. આપણે જોઇ શકીએ છીએ કે પત્રિકાને સારો આવકાર મળ્યો છે.

આ આવકાર માટે અમે કચ્છ કાઠિયાવાડ અને ગુજરાતનાં, સિંધ પંજાબ મધ્યપ્રાન્ત અને બર્માનાં, મદ્રાસ મહારાષ્ટ્ર અને મારવાડનાં ઋણી છીએ. આ આવકાર અમને આફ્રિકા અને યુરોપમાં વસતા દેશી

ભાઇઓએ આપેલો છે. આ આવકાર અમને ગૂજરાતી ભાઇઓ અને બ્હેનોએ આપેલો છે. આ આવકારમાં શિક્ષક ભાઇઓનો સારો એવો ફાળો છે. આ આવકારમાં ટ્રેનિંગ કાલેજો, દેશી રાજ્યો, એજન્સીઓ, જીલ્લાઓ, મ્યુનીસીપાલટીઓ અને કેળવણીની સંસ્થાઓએ ઘણી સુંદર શોભા વધારી છે. અમે ખરેખર આટલા વિશાળ આવકાર માટે સૌનાં આભારી છીએ. અમે ઇચ્છીએ છીએ કે અમારી પત્રિકા પ્રત્યેનો તેમનો ભાવ દિન પ્રતિદિન વધતો રહે અને અમે તે ભાવને યોગ્ય એવી પત્રિકા કરવા હરહમેશ પ્રયત્નશીલ રહીએ.

જેમ અમે અમારાં સંઘી ભાઇ બ્હેનોનો આભાર માનતાં હરખાઇએ છીએ તેમજ સંઘી ભાઇ બ્હેનોમાંનાં જેઓ જેઓએ ગ્રાહકો વધારવાની અને પત્રિકા પ્રચારવાની અમને મદદ આપી છે તે અમૂલ્ય છે એમ જણાવતાં અમને આનંદ થાય છે. ત્રણ વર્ષની અંદર અમને એટલા બધા જણાએ એટલે સુધી ઉત્સાહથી મદદ કરી છે કે અમે કોનું નામ નોંધીએ અને કોનું નામ ન નોંધીએ? અમારા મદદગારોમાં રાજ્યનાં અને આમ વર્ગનાં, ગરીબ અને તવંગરનાં, કારીગરો અને વિદ્વાનોનાં, દૂરનાં અને નજીકનાં સહુનાં અણનોંધ્યાં નામો આવી જાય છે. ઉપરાંત અમારાં સઘળાં મિત્ર માસિકો અને અન્ય પત્રોએ પત્રિકાની જાહેરાતો ફેલાવવાની જે સહાય આપી છે તે પણ નોંધ્યા વિના નથી રહેવાતું. અમે સૌનો વારંવાર ઉપકાર માનીએ છીએ.

શિક્ષણ પત્રિકાનું સામાન્ય સ્વરૂપ આ પ્રમાણે છે. પત્રિકામાં સામાન્યતઃ પાંચ પ્રકારનું વસ્તુ મૂકવામાં આવે છે. તેનું મુખપૃષ્ઠ સર્વ સામાન્ય વાચકો માટે એક ઉત્સાહક લખાણ તરીકે મૂકીએ છીએ. અમારે કાને આવ્યું છે કે ઘણાઓ એને પ્રેમપૂર્વક વાંચે છે. કોઇ શિક્ષક ભાઇના મ્હોંએ અમે સાંભળેલું કે પ્રત્યેક મુખપૃષ્ઠ અમને દશ દશ વર્ષ આગળ લઈ જાય છે.

પત્રિકાનો બીજો વિભાગ મનનીય લેખોનો છે. તાત્વિક વિચારોને વ્યવહાર દૃષ્ટિએ કેમ ઉકેલી શકાય, સિદ્ધાન્તો અને વ્યવહારને કેમ જોડી શકાય તે બતાવવાનો આ લેખો દ્વારા અમારો પ્રયત્ન છે.

ત્રીજો ભાગ ટુચકાઓનો છે. આ ભાગમાં માબાપો શિક્ષકો અને સર્વ કોઇને એકાદ નાના ટુચકા દ્વારા જરા જગાડવાની ઉમેદ છે. ટુચકા ટૂંકમાં વાંચી-

શકાય છે. તેમાં એકાદ વિચાર ઉપર ધ્યાન ખેંચવાનું હોય છે. તે સર્વ સામાન્ય જનતા હમેશના બનાવોમાંથી ઉપાડેલા હોવાથી માબાપોને કહેતાં સાંભળ્યાં છે: " અરે, તમે તો જાણે અમારા ઘરમાં આવીને અમારી જ હકીકત જોઇ જાણીને લખી મારી !"

ચોથો વિભાગ માબાપો માટેના લાંબા અને ટૂંકા લેખોનો છે.

પાંચમા વિભાગમાં મોન્ટીસોરી પદ્ધતિની દૃષ્ટિએ પદ્ધતિના, સિદ્ધાન્ત તથા વ્યવહારના છૂટા છવાયા લેખો આવે છે. તેમાંથી ' ઘરમાં મોન્ટીસોરીની ' લેખમાળા ઉપયોગી લાગવાથી તે પુસ્તક રૂપે પ્રગટ થઇ ગઇ.

પછીનો વિભાગ પ્રાથમિક શિક્ષણને લગતો છે. મોન્ટીસોરી પદ્ધતિની દૃષ્ટિએ પ્રાથમિક શાળામાં કેવા કેવા ફેરફારો થઇ શકે તે બતાવવાનો અમારો તેમાં આશય છે. અમને જાણવા મળ્યું છે કે શિક્ષક ભાઇઓ તેનો સારો એવો ઉપયોગ કરે છે.

છેલ્લો વિભાગ ચર્ચાપત્રનો છે. જે ભાઇ બ્હેનો પ્રશ્નો પૂછે છે તેનો યથામતિ યથાશક્તિ અમે પત્રિકા દ્વારા ઉત્તર આપીએ છીએ. અમારે જણાવવું જોઇએ કે પત્રિકામાં ચર્ચાઓના ઉત્તરોને જેટલી જગા છે તેથી ઘણા વધારે ચર્ચાપત્રો અમારા પર આવ્યા છે. અમે તે અભિનંદીએ છીએ. બધા ચર્ચાપત્રોના ઉત્તરો આપી શક્યા નથી તેમ જ્યાં જ્યાં ઉત્તરો આપ્યા છે ત્યાં ત્યાં ઘણી ઢીલ થઇ છે, તો ચર્ચાપત્રીઓ અમને દરગુજર કરશે. અમે ઇચ્છીએ છીએ કે હજી વધારે ચર્ચાપત્રો આવે. ચર્ચાપત્રો આપણી જાગૃત બતાવે છે એમ અમારું માનવું છે.

આ રીતે અમે પત્રિકાના લખાણને મૂકીએ છીએ. અમે કેટલાં સફળ નિષ્ફળ નીવડયા છીએ તેનો હિસાબ તો વાચકવર્ગ કાઢી શકશે. ઘણા વાચકો ઉત્સાહજનક કાગળો લખીને અમને આ પ્રયત્નમાં આગળ વધવા પ્રોત્સાહન આપતા રહે છે, તેથી અમે પણ આગળ ધપાવે રાખીએ છીએ. પત્રિકા અમે ધારીએ છીએ તેટલી માબાપો, શિક્ષકોને અને સામાન્ય જનતાને ઉપયોગી છે કે નહિ તેનો નિર્ણય તો કાળાવકાશે થશે.

પત્રિકાના તંત્રીઓ તરીકે અમારી ન્યૂનતાઓ તો હોય જ; પરન્તુ તે સૌ સંધીઓ નિભાવ્યા કરે છે અને નીભાવ્યા કરશે એવો અમારો વિશ્વાસ છે. અમારી આવડત અમે પત્રિકાને આપી દીધા પછી અમે ત્યાં જ સંતોષ

માનીએ છીએ. છતાં ભાષાની ભૂલો માટે–ભાષાની આવી જતી પ્રાંતિકતા માટે અમને સૌ માફ કરશે જ.

વ્યવસ્થાની દૃષ્ટિએ અમારી ખામીઓ રહે જ એ સ્વભાવિક છે. આપણા કાર્યની હજી આ શરૂઆત માત્ર છે. પત્રિકાનું લવાજમ રૂ. ૧–૦–૦ એટલે કંઇ જ નાહ. એમાં ત્રણ આના ટપાલના તો જાય જ જાય. એટલે હમણાં પત્રિકાને અંગે કારકુનો વગેરેનો ખર્ચ અમે નથી કર્યો અને બધાં કામ ( શરનામાં કરવાં, રેપર કરવાં, ચેક કરવું, ટીકીટ ચોડવી રવાના કરવું, રજીસ્ટરો રાખવાં, હિસાબ રાખવા, પત્રવ્યવહાર, જાહેર ખબરઃ ટૂંકમાં તમામ કામ ) હાથોહાથ જ કરવા નું રાખ્યું છે. આ કામ શ્રીદક્ષિણામૂર્તિના નિયામકની ઉદારતાથી અમે બાલમંદિરના કામ સાથે કર્યે જઇએ છીએ. રોજના ચાલુ કામ સાથે જે ફાજલ વખત મળે તેમાં બધું કામ ચાલે છે આથી ઘણી ભૂલો થાય જ. અને એ માટે સૌ સંઘીઓ દરગુજર કરે છે. તેમ જ અમે સૌની ક્ષમા યાચીએ છીએ.

અમે શ્રીદક્ષિણામૂર્તિ ભવનનાં જ હોઇને તેનાથી છૂટાં થઇ તેનો ઉપકાર તો માની શકતાં નથી. પણ શ્રીદક્ષિણામૂર્તિ ભવને આપણા સંઘનું કેવું લાલનપાલન કર્યું છે તે સંઘીઓની નજરે આણ્યા વગર રહેવાતું નથી. હમણાં તો શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિરનો સ્ટાફ એટલે પત્રિકાનો સ્ટાફઃ દક્ષિણામૂર્તિની ઓફિસ એટલે પત્રિકાની ઓફિસ. દક્ષિણામૂર્તિની સાવરણી એટલે પત્રિકાની સાવરણી. દક્ષિણામૂર્તિની સહાયથી ખર્ચ અને સમય બન્ને બચ્યાં છે. તેની છાયા નીચે સંઘ હમેશ નિર્ભર છે.

આ જાતની વગર સ્ટાફની ઓછા ખર્ચની વ્યવસ્થા હોવાથી જે જે ગલત થઇ ગઈ હોય તે હિસાબમાં લેવા જેવી નહિ ગણાય.

અમે પત્રિકાનું પ્રચારકાર્ય આ ત્રણ વર્ષમાં ઘણી દિશાઓમાં કર્યું. પત્રિકાનો સંદેશો પંજાબમાં તેમ જ મદ્રાસમાં, કચ્છમાં તેમ જ બર્મામાં, આફ્રિકા તેમજ યુરપમાં પહોંચ્યો છે. પ્રથમ અને બીજા વર્ષમાં કચ્છ, કાઠિયાવાડ, સિંધ અને મુંબઇમાં અમે ખાસ પ્રચારકો મોકલી પત્રિકાનો ફેલાવ કરવા પ્રયત્ન કર્યો છે. ત્યાર પછી તેવું કરવાનું બન્યું નથી. કાગળ પત્રો વગેરે દ્વારા જેટલું થાય તેટલું હાલ તો કરીએ છીએ.

અમને લાગે છે કે હજી અમારૂં પ્રચારકાર્ય શરૂઆતમાં છે. હજી આફ્રિકામાં વસતા ભાઇઓ પૈકી સંઘીઓની સંખ્યા અતિ અલ્પ છે. હજી

ગૂજરાતનાં સેંકડો ગામોમાં એક પણ પત્રિકા જતી નથી. હજી લાખની સંખ્યાએ ગૂજરાતી ભાઇઓનાં ઘરો પત્રિકા વિનાનાં છે. હજી ગૂજરાતની શાળાએ શાળાએ અને શિક્ષકે શિક્ષકે પત્રિકા પહોંચી નથી. આપણે ગૂજરાતમાં અને ગૂજરાત બહાર ઘણાં છીએ. આપણે સૌએ બાળહિતનો વિચાર કરવાનો જ છે. હજી પુષ્કળ પ્રચારની અને સંઘનું બળ વધારવાની જરૂર છે.

અને આ પ્રચારમાં અમે એકલાં જ બળ કરીએ તો થોડું જ ચલાય. હવે તો આપણે ઘણાં સંઘીઓ છીએ. આપણો એક એક સંઘી પાંચ પાંચ નહિ તો એક એક નવા સંઘીને દર વર્ષે ઉમેરશે તો પણ પાંચ વર્ષમાં આપણે આજથી પાંચગણાં તો અવશ્ય થઇશું. અને ખુશી સાથે જણાવવું જોઇએ કે સંઘી ભાઇઓમાંથી કેટલાએક તો દર વર્ષે નિયમે તરીકે એક નવા સંઘીને ઉમેરી આપે છે.

આપણા સંઘમાં એક ગરીબ કારકુન છે, એક રાજા છે; એમાં એક નાનો એવો શિક્ષક છે, એક મોટા એવા વિદ્યાધિકારી છે; એક પ્રાકૃત સાધારણ વાંચી લખી જાણે તેવો પોસ્ટમેન છે ને એક પ્રખર વિદ્વાન્ પણ છે. આપણા સંઘમાં સ્ત્રીઓ છે, પુરુષો છે. બ્રાહ્મણો, મુસલમાનો, અંત્યજો, પારસી ભાઇઓ, ઇસાઇઓ અને યુરોપીઅનો છે. એમ આપણો સંઘ વણો વિશાળ અને વિવિધરંગી છે. આપણે સૌ એનાં સભ્ય છીએ. આપણે સૌ એની સેવા કરીએ ને એનું બળ પ્રતિદિન વધારીએ.

પારસી અને મુસલમાન ભાઇઓ હજી થોડા છે. એટલા થોડા હોય તે ન ચાલે. પણ એની ચિંતા તો આપણા પારસી મુસલમાન ભાઇઓને જ સોંપીએ છીએ. જે થોડા ભાઇઓ સંઘીઓ છે તેઓએ ખૂબ પ્રીતિ દર્શાવેલી છે, મુબારકબાદી આપેલી છે ને દુવા કરેલી છે.

શિક્ષણ પત્રિકાનો તેરમો અંક ભેટ અંક તરીકે અપાય છે. પત્રિકાની આ એક વિશેષ પ્રવૃત્તિ છે. જે બાળકો માટે આપણે સૌ કાળજાઇ રહ્યાં છીએ, તેમને બાર માસે એક જ વાર મળવું અને તેમને સંભારવાં એ ઠીક નથી અને ગમતું પણ નથી. છતાં અત્યારે તો અમે આથી વધારે કરી શકીએ તેમ નથી. તેમ આપણી આર્થિક સ્થિતિ તેથી વધારે કરવા દે તેમ નથી. દર વર્ષે અમે 'ભેટ અંક' વધારે સારો કરવા પ્રયત્ન કર્યો છે જે સૌ જોઇ શકશે."

### ગલીયારા ઇનામ

ગલીયારા ઇનામની અહીં જ નોંધ લેતાં અમને આનંદ થાય છે. ભાઇ ગલીયારા જેવા બર્મા જેટલે દૂર પડેલા અને વ્યવહારી વર્ગના સજ્જનો આવી પ્રવૃત્તિમાં ભાગ લે અને એને પ્રેરણા આપે એથી ગૂજરાતને મગરૂર થવું ઘટે છે. અમે તે ભાઇને અમારાં અભિનંદન આપી ચૂક્યાં છીએ. પત્રિકાના ભેટ અંકો માટે–બાળકો માટે એમની ઇનામી રકમ રાખેલી છે. આ ત્રીજે ભેટ અંક શરીરે કંઇક વધ્યો છે ને રૂપાળો થવા પામ્યો છે ને ભાઈ ગલીયારાને આભારી છે. અમે તો આવા ઘણા ગલીયારા માગીએ છીએ. બાળકોનું સાહિત્ય આપણે ત્યાં દરિયામાં ખસખસ જેટલું પણ નથી. આવાં વિપુલ સહાયોથી બાળસાહિત્યનું એક વાર તો ગૂજરાતમાં પૂર આણી શકાય. ગલીયારાઓમાં અમારી શ્રદ્ધા ખૂબ છે.

### આજીવનસભ્યો

ત્રીજા વર્ષમાં સંઘની બીજી પ્રવૃત્તિ આજીવનસભ્યો બનાવવાની થઈ છે. સંઘની શોભા અને બળ આજીવનસભ્યોમાં છે. અને આપણે ત્રેંતાલીશ આજીવનસભ્યો મેળવી શક્યાં છીએ તે કાંઇ ઓછું નથી. બેશક એ માટે ફરવાહરવાની અને શ્રીમંત ભાઇઓને મળવાની ફુરસદ અને અનુકૂળતા હોત તો ઘણું વધારે કામ થાત. આજીવનસભ્યોમાં કચ્છી ભાઇઓની સંખ્યા ધ્યાન ખેંચે તેવી છે. એમ તો એકન્દરે કચ્છે સારો ઉત્સાહ બતાવ્યો છે. કચ્છનાં ઘણાં ભાઇ બ્હેનો આપણાં સંઘીઓ છે. લીંમડીના નામદાર ઠાકોર સાહેબ તો પોતાના સઘળા કુમારો સાથે આપણા આજીવનસભ્ય છે. ત્યાં એમ છે તો વઢવાણના નામદાર ઠાકોર સાહેબ અને દિવાન સાહેબ બંને યાદીમાં દેખાય છે. વાંસદાના ઠાકોર સાહેબ તો પહેલા આજીવનસભ્ય છે અને આપણાં પ્રમુખ શ્રીમતી સરલાદેવીનું તો આખું ઘર આપણા આજીવનસભ્યો છે. અમે તો ઇચ્છીએ કે એકેએક રાજા આપણા આજીવનસભ્ય થાય. અને અન્તરાત્મા કહે છે કે જરૂર એમ જ બનશે. અમને વિશ્વાસ છે કે ગન્નુ મહારાજાઓ આવી અગત્યની પ્રવૃત્તિને આટલો નાનો ટેકો આપવાની કદિ ના નહિ જ પાડે. અને એ જ રીતે આપણા ધનિકોને નાની એવી રકમ શી વિસાતમાં છે ? પણ અમારે તેમને મળવાનું છે. અમે તેમને કહીએ નહિ ત્યાં સુધી તેમનો શો દોષ ? ત્યાં સુધી તો અમારી જ ખામી કહેવાય.

અહીં અમે સંઘના આજીવનસભ્યોની યાદી આપીએ છીએ.

| | | |
|---|---|---|
| ૧ | શ્રીમતી સરલાદેવી અંબાલાલ | અમદાવાદ |
| ૨ | શ્રીમાન્ શેઠ અંબાલાલ સારાભાઇ | ,, |
| ૩ | શ્રીમતી મૃદુલાબેન અંબાલાલ | ,, |
| ૪ | ,, ભારતીબેન અંબાલાલ | ,, |
| ૫ | ,, ગીતાબેન અંબાલાલ | ,, |
| ૬ | ,, ગીરાબેન અંબાલાલ | ,, |
| ૭ | શ્રી. સુહૃદભાઈ અંબાલાલ | ,, |
| ૮ | ,, ગૌતમભાઇ અંબાલાલ | ,, |
| ૯ | શ્રીમતી લીનાબેન અંબાલાલ | ,, |
| ૧૦ | શ્રી. વિક્રમભાઇ અંબાલાલ | ,, |
| ૧૧ | ,, કે. પી. મોડક: વકીલ | ઉમરાવતી |
| ૧૨ | શ્રીમતી તારાબેન માણેકલાલ પ્રેમચંદ | ભાયખળા, મુંબઇ |
| ૧૩ | શ્રી. વલ્લભભાઇ ઉ. પારેખ | વરતેજ |
| ૧૪ | નામદાર મહારાજા સાહેબ | વાંસદા |
| ૧૫ | શ્રી. પ્રાણજીવન હ. પંજા | ઝરીયા |
| ૧૬ | ,, કેશવલાલ મુળચંદ ગુજરાતી | લીંબડી |
| ૧૭ | ,, વી. પી. શાહ | મુંબઇ-૧૯ |
| ૧૮ | ,, રસિકલાલ મોહનલાલ | ચોપાટી, મુંબઇ |
| ૧૯ | ,, મોતીલાલ ન્યાલચંદ | વીલેપારલે |
| ૨૦ | ,, ચિમનલાલ જેચંદ શાહ | વાલકેશ્વર રોડ, મુંબઇ |
| ૨૧ | ,, મગનલાલ ધરમશી | કરાંચી |
| ૨૨ | ,, વલ્લભભાઇ હરિદાસ | ,, |
| ૨૩ | ,, શીવજી જાદવજી | ,, |
| ૨૪ | ,, પોપટલાલ લવજી સુંદર | રાજકોટ |
| ૨૫ | શેઠ મોરારજી કાનજી | ભુલેશ્વર, મુંબઇ |
| ૨૬ | શ્રીમતી બેન માનબાઈ | દાણાબંદર, મુંબઇ |
| ૨૭ | નામદાર ઠાકોર સાહેબ | વઢવાણ |
| ૨૮ | શ્રી. ભીમજીભાઇ વૈજનાથ: દિવાન સાહેબ | ,, |
| ૨૯ | અ. સૌ. રમાલક્ષ્મી શુક્લ | રાજકોટ |
| ૩૦ | શ્રી. જેરામભાઈ ભોગીલાલ ચીનાઇ | મુંબઇ-૩ |
| ૩૧ | ,, માણેકલાલ હ. પંજા | ભાવનગર |

૩૨ શ્રી. બચુભાઇ ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ ભાવનગર
૩૩ ,, માર્કન્ડરાય હરિભાઈ ઓઝા ,,
૩૪ શ્રીમતી લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ મુંબઇ
૩૫ ,, જયશ્રીબેન રાયજી ,,
૩૬ શ્રી. વિશ્રામ રામજી વૈદ્ય બેડોઇ–કચ્છ
૩૭ ,, વેલજી લખમસી નપુ દાણાબંદર, મુંબઇ
૩૮ નામદાર મહારાણાશ્રી દોલતસિંહજી બહાદુર
કે.સી.આઇ.ઇ.: ઠાકોર સાહેબ લીંબડી
૩૯ ,, યુવરાજશ્રી દિગ્વિજયસિંહજી સાહેબ ,,
૪૦ ,, રાજકુમારશ્રી પ્રતાપસિંહજી સાહેબ ,,
૪૧ ,, કુમારશ્રી ઘનશ્યામસિંહજી સાહેબ એમ.એ.; એલ.એલ.બી.
બાર–એટ–લૉ, દિવાન સાહેબ લીંબડી
૪૨ ,, કુમારશ્રી ઘનશ્યામસિંહજી સાહેબ ,,
૪૩ શેઠ કોરસી વિજપાળ કચ્છ–આસંબીયાવાળા
૬ બી/૭૦ યોર્ક રોડ, કેન્ટોન્મેન્ટ–રંગુન

**કાર્યપ્રદેશ**

એ સિવાય સંઘના એકંદર પંદર પ્રકારના ભિન્નભિન્ન કાર્યપ્રદેશો પૈકી ગયાં ત્રણ વર્ષમાં શું શું કાર્ય થઇ ગયું તેની પણ અમે નોંધ લઇએ છીએ.

કાર્યપ્રદેશ ૧–૨. મોન્ટીસોરી સાહિત્યમાં ‘ મોન્ટીસોરી પદ્ધતિ લે. ગિજુભાઇ ’ બહાર પડ્યું છે. ‘ મોન્ટીસોરી પદ્ધતિ ’ નું પુસ્તક વસંત બાલશિક્ષણ પ્રચારમાળાનું એક પુસ્તક છે. મુંબઇ–ભાવનગરના શ્રીમંત ભાઇ હીરાલાલ અમૃતલાલે મોન્ટીસોરી દૃષ્ટિએ બાલશિક્ષણના વિચારો ફેલાવવા દક્ષિણામૂર્તિના શ્રી. નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ અને શ્રી. ગિજુભાઇને રૂા. ૫૦૦૦) આપેલા છે. મોન્ટીસોરી પદ્ધતિ ઉપરાંત બીજી નવ નાની પુસ્તિકાઓ પ્રગટ કરવામાં આવી છે.

‘ મોન્ટીસોરી સંક્ષિપ્ત, લેખક તારાબેન ’ તે ડૉ. મોન્ટીસોરીના ‘ મોન્ટીસોરીઝ ઓન હેંડબુકનું ભાષાન્તર છે; તે હજી અપ્રસિદ્ધ છે.

‘ પેડેગોગીકલ એન્થ્રોપોલોજી ’ નામના ડૉ. મોન્ટીસોરીએ લખેલા ગ્રન્થના થોડાએક અગત્યના ભાગોનું ભાષાન્તર. ભાષાન્તર કર્તા ભાઇ ચમનલાલ મોહનલાલ વૈષ્ણવ. હજી આ ભાષાન્તર અપ્રસિદ્ધ ।

જ્યાં તક મળી ત્યાં ત્યાં વ્યાખ્યાનો આપ્યાં છે. ઉપરાંત આગળ નોંધેલા પ્રચારકોએ પ્રચાર કરતી વખતે પણ ભાષણો આપ્યાં છે. પણ આ કાર્ય હજી ખૂબ વધવાની જરૂર છે.

કાર્યપ્રદેશ ૬. એ જ આપણી શિક્ષણ પત્રિકા છે.

કાર્યપ્રદેશ ૭. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં મોન્ટીસોરી અધ્યાપનમંદિર બીજાં અધ્યાપનમંદિરો સાથે ચાલે છે. મુંબાઇમાં મીસ મેકાનકી (ફેલોશીપ સ્કુલનાં) મુંબાઇની શિક્ષિકાઓને મોન્ટીસોરી શિક્ષણની માહિતગીરી આપે છે. આ અધ્યાપનમંદિરોને કઇ રીતે મદદ આપવી તેનો વિચાર સંઘીઓ પાસે પડેલો છે. આપના મંત્રીઓ તો એક અધ્યાપનમંદિરના અધ્યાપકો છે એટલે શિક્ષણ વિષયક કાળે તો અપાએલો જ છે. દક્ષિણામૂર્તિની એ પ્રવૃત્તિ માટે સંઘે તો ખુશી થવા જેવું છે.

કાર્યપ્રદેશ ૮. એક રીતે મોન્ટીસોરી વિષયક પ્રવૃત્તિની માહિતી વગેરે પૂરી પાડનાર (મોન્ટીસોરી બ્યુરો) જેવું કેન્દ્ર સ્થપાઇ ચૂક્યું છે એમ કહીએ તો ચાલે. એ કેન્દ્ર શારદામંદિરના ભાઇ ભોગીલાલ છે. તેઓ ગૂજરાતના મોન્ટીસોરી-નવી કેળવણીના પ્રતિનિધિ છે. અને દુનિયાની કેળવણીની તેમને માહિતી રહે છે. તેમણે હવે તે પ્રદેશને વધારે વિસ્તારવાનો છે. [illegible] વર્ષોમાં અમે ઇચ્છીએ છીએ કે ભાઇ ભોગીલાલ મોન્ટીસોરી [illegible]બ્યુરોને અમળ કરી તેનો લાભ સંઘને આપશે.

કાર્યપ્રદેશ ૧૧. પત્રિકા દ્વારા પ્રાથમિક શાળાઓ[illegible]વિસંસ્થક ભાઇબ્હેનોને [illegible] પદ્ધતિનો પરિચય અને તેટલો આપી રહ્યાં છીએ.

અમારે જણાવવું જોઇએ કે આ સિવાયની બીજી [illegible] પ્રવૃત્તિઓને અમે સ્પર્શી પણ શક્યાં નથી. પણ આવતાં વર્ષોમાં નવું નવું ઘણું કરવાના અમારી અભિલાષો છે જ. અને એ અભિલાષોમાંના થોડાએક ગણાવી [illegible] પણ દઇએ.

૧ પત્રિકાનો પ્રચાર હજી વધારવાનો.

૨ જ્યાં જ્યાં પત્રિકાઓ જતી હોય ત્યાં ત્યાં પત્રિકાના ગામપ્ર[illegible] પ્રતિનિધિ નીમવાનો અને તેમની દ્વારા પત્રિકાનો પ્રચાર અને વાચન વધારવાનો.

૩ મોન્ટીસોરી સાહિત્ય પ્રગટ કરવાનો.

૪ મોન્ટીસોરી દૃષ્ટિએ માબાપોને માટેનું સાહિત્ય તૈયાર કરી કરા[illegible] પ્રગટ કરવાનો.

ઉપરાંત આપણો સંઘ મોન્ટીસોરી કાર્યને ત્યારે જ વધારે બળવાન કરી શકશે કે જ્યારે તે આપણામાં, પ્રત્યક્ષ ડૉ. મોન્ટીસોરીની સેવા કરી આવેલા, તેનો સીધો ઉપદેશ લઇ આવેલા ને ત્યાંની શાળાઓનો અભ્યાસ કરી આવેલા એવા એકથી વધારે સેવકોને જોવા માગશે. યોગ્ય વિદ્યાર્થીઓને પરદેશ મોકલવાનું કાર્ય સંઘ સામે પડેલું જ છે. આપણો સંઘ એમ તો સમર્થ છે. ધારે તો અમારી એક ઉમેદ બર લાવી શકે–ડૉ. મોન્ટીસોરી જેવી જગતવિખ્યાત વ્યક્તિને આપણે ત્યાં હિંદમાં ગૂજરાતમાં આમંત્રે. આપણી સૌની વચ્ચે ડૉ. મોન્ટીસોરી આવે અને આપણને તેમના પ્રભાવથી પ્રકાશિત કરે, તેમના તપોબળથી પાવન કરે એવું આપણું અહોભાગ્ય આપણા સંઘના હાથમાં છે.

અમારી એવી અભિલાષા પણ છે જ, અને તે આ જ નહિ તો કાલે પ્રભુ પાર પાડશે કે પત્રિકાની એક મરાઠી અને એક હિંદી આવૃત્તિ પણ નીકળે. અત્યારે તેનો વિભાગ કદાચ ચલાવી શકાય, પરંતુ વ્યવસ્થા વિભાગ પાછળ દ્રવ્ય અને શક્તિની જે અપેક્ષા જોઇએ તે આજે આપણી પાસે નથી. પણ મનને એમ થાય છે કે આ પ્રવૃત્તિ આપણા દેશમાં પહેલી તકે ફેલાય એવું પરમકૃપાળુ પ્રભુ જરૂર કરી મૂકે.

### હિસાબ

આ સાથે અમે પત્રિકાની આર્થિક સ્થિતિનું ત્રણ વર્ષનું સરવૈયું આપેલું છે. પત્રિકા પોતાના પગ પર હંમેશ ટકી રહી શકી છે તે આપ જોશો. ૯૭ કેટલાએકનાં લવાજમો બાકી છે. અમને આશા છે કે લેણી પાઇએ પાઇ આવી જશે. પત્રિકાને એક બાજુએ આર્થિક ખોટ તો નથી જ ગઇ પણ બીજી બાજુએ પત્રિકાએ ઘણી મોટી કમાણી કરી છે, અને તે ૩૧૦૦ ઘરોમાં પત્રિકાનું સાહિત્ય વંચાવવાની. પત્રિકાનો મૂળ ઉદ્દેશ વિચારવિસ્તાર છે. અને જ્યાં એ ઉદ્દેશ સાધ્યાનો થોડો ઘણો પણ સંતોષ છે ત્યાં આર્થિક સંપત્તિમાં ખોટ ન ગઇ હોય ને ખાસ કમાણી ન કરી હોય તે જ બસ છે. પત્રિકા દ્વારા અમે શિક્ષણની અલ્પ સેવા કરવા ઉમેદ રાખી છે ને રાખીએ છીએ. પત્રિકા દ્વારા પ્રથમતઃ ધનપ્રાપ્તિ કરવાની અમારી ઇચ્છાઓ થશે ત્યારે અમારી સેવા ઝાંખી પડશે એમ અમે ધારીએ છીએ.

આ આપણા સંઘની પ્રવૃત્તિઓનો ત્રણ વર્ષનો અહેવાલ. આ મોન્ટીસોરી દ્વિતીય સંમેલનને પ્રસંગે એ રજુ કરતાં અમને ખૂબ આનંદ

થાય છે. આપ સૌ સંઘીઓ આ અમારા અલ્પ પ્રયાસને સહાનુભૂતિથી જોશો, ન્યૂનતાઓને નિભાવી લેશો અને અમને ખૂબ આગળ વધવાનું બળ આપશો. આખા સંઘની ફત્તેહનો આધાર સંઘમાં છે. અમે તો માત્ર મોઢા આગળ ચાલનારાં છીએ.

અંતમાં અમારે આપણાં પ્રમુખ શ્રીમતી સરલાદેવીનો ઉપકાર માનવાનું રહે છે. સંઘની આ ત્રણ વર્ષની પ્રવૃત્તિમાં તેમના અંતઃકરણની સરલતાથી અમને સદૈવ ઉત્સાહ રહ્યો છે. અમે તેમનાં ઋણી છીએ.

આ પ્રસંગે અમે નવજીવન અને સ્વામી આનંદને સંભારીએ છીએ. પત્રિકાના મુદ્રણસ્વરૂપનો અને એક વર્ષ સુધી તેના મુદ્રણનો બોજો એ ભાઇને શિર રહ્યો હતો. પછીથી તે કામ અહીં ઉપાડયું છે. આ પત્રિકાના મુદ્રણકાર્યની શોભા તેમને તથા ભાવનગરના સરસ્વતી છાપખાનાવાળા ભાઇ બીખાભાઇ પરીખને આભારી છે.

જે પત્રોએ જાહેર ખબર છાપીને તથા અમારા પત્રનો રિવ્યુ લઇને અમને ઉપકારી કર્યા છે તેમને પણ અમે અહીં પ્રેમથી સંભારીએ છીએ.

અને છેવટે તો આપણા સૌથી મોટા પરમકૃપાળુ પરમાત્માની દયાનું ગાન આપણે ગાવું પડશે. એની દયા વિના આ કાર્ય આટલે સુધી કેમ જ પહોંચી શકત? આપણી મનુષ્યની શકિત તો કેટલી મર્યાદિત છે એ કયાં અજાણ્યું છે? સર્વવ્યાપી એની કૃપાની યાચના કરતાં આપણે વિરમીએ.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

| | |
|---|---|
| શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર<br>૨૦ : ૩ : ૨૯ ભાવનગર | ગિજુભાઇ અને તારાબેન<br>મંત્રીઓ |

## શ્રી શિક્ષણ પત્રિકાના સંવત ૧૯૮૧ના મહા શુદી ૧ થી સંવત ૧૯૮૫ના મહા વદી ૦)) સુધીના જમા ખર્ચની તારીજ

**જ**

૨૦૫૧-૦-૦ શ્રી આજીવનસભ્યોના લવાજમ ખાતે જમા
૨૯૩૮-૧૦-૬ શ્રી પહેલા વરસના લવાજમ ખાતે જમા
૨૩૦૬-૩-૬ શ્રી બીજા વરસના લવાજમ ખાતે જમા
૨૯૨૩-૬-૦ શ્રી ત્રીજા વરસના લવાજમ ખાતે જમા
૫૮૦-૦-૩ શ્રી ચોથા વરસના લવાજમ ખાતે જમા
૧૩-૨-૦ શ્રી પાંચમા વરસના લવાજમ ખાતે જમા
૧-૦-૦ શ્રી છઠ્ઠા વરસના લવાજમ ખાતે જમા
૮૨-૧૪-૦ શ્રી વ્યાજવટાવ ખાતે જમા
૫૦૦-૧-૦ શ્રી શિક્ષણ પત્રિકાના ભેટ અંક ખાતે જમા

**૧૧૩૯૬-૫-૩**

**ઉ**

૨૯૮૪-૧૪-૦ શ્રી ભાવનગર દરબારી બેંક ખાતે ઉધાર
૪૯૩૮-૬-૦ શ્રી છપામણી ખર્ચ ખાતે ઉધાર
૨૧૪૩-૧૦-૯ શ્રી પોસ્ટેજ કન્ટીજન્ટ ખર્ચ ખાતે ઉધાર
૨૦૯-૧૧-૬ શ્રી પ્રચાર ખર્ચ ખાતે ઉધાર
૩૦૩-૯-૬ શ્રી પરચુરણ પગાર ખર્ચ ખાતે ઉધાર
૨૮૨-૫-૦ શ્રી પરચુરણ ખર્ચ ખાતે ઉધાર
૨૧૮-૩-૦ શ્રી ભેટઅંક ખર્ચ ખાતે ઉધાર
૦-૮-૦ શ્રી કમીશન ખર્ચ ખાતે ઉધાર
૬૧-૫-૦ શ્રી ચોથા વરસની છપામણી ખર્ચ ખાતે ઉ.
૫-૧૧-૬ શ્રી ચોથા વરસના કમીશન ખર્ચ ખાતે ઉધાર
૧-૦-૦ મેશર્સ આર. આર. શેઠને ખાતે ઉધાર
૬-૧૩-૦ શ્રી પ્રકાશનમંદિર ખાતે ઉધાર

**૧૧૦૫૬-૧-૩**

૩૪૦-૪-૦ શ્રી સીલીક સંવત ૧૯૮૫ના મહા વદી ૦)) આખરની

**૧૧૩૯૬-૫-૩**

જ

૮૧૬૮-૪-૦ શ્રી લવાજમ ખાતે જમા

૨૯૩૮-૧૦-૬ શ્રી પહેલા વર્ષના લવાજમના

૨૩૦૬-૩-૬ શ્રી બીજા વર્ષના લવાજમના

૨૯૨૩-૬-૦ શ્રી ત્રીજા વર્ષના લવાજમના

૮૧૬૮-૪-૦

૮૨-૧૪-૦ શ્રી વ્યાજ ખાતે જમા

૮૨૫૧-૨-૦

ઉ

૭૮૭૮-૨-૯ શ્રી ખર્ચ ખાતે ઉધાર વર્ષ ૧-૨-૩માં થએલો

૪૯૩૮-૬-૦ શ્રી છપામણી ખર્ચ

૨૧૪૩-૧૦-૯ શ્રી પોસ્ટેજ કન્ટીજન્ટ ખર્ચ

૨૦૯-૧૧-૬ શ્રી પ્રચાર ખર્ચ

૩૦૩-૯-૬ શ્રી પરચુરણ પગાર ખર્ચ

૨૮૨-૫-૦ શ્રી પરચુરણ ખર્ચ

૦-૮-૦ શ્રી કમીશન ખર્ચ

૭૮૭૮-૨-૯

૩૭૨-૧૫-૩ શ્રી નફા ખાતે જમા

૮૨૫૧-૨-૦

## સીલીક

જ

| | |
|---|---|
| ૨૦૫૧-૦-૦ | શ્રી આજીવનસભ્યોના લવાજમ ખાતે |
| ૩૭૨-૧૫-૩ | શ્રી પત્રિકાના નફા ખાતે |
| ૫૧૨-૧૫-૯ | શ્રી ચોથા વરસના લવાજમના જમા |
| ૧૩-૨-૦ | શ્રી પાંચમા વરસના લવાજમના જમા |
| ૧-૦-૦ | શ્રી છઠ્ઠા વરસના લવાજમના જમા |
| ૨૮૧-૧૪-૦ | શ્રી ભેટ અંકના જમા |
| ૩૨૩૨-૧૫-૦ | |

ઉ

| | |
|---|---|
| ૨૮૮૪-૧૪-૦ | શ્રી ભાવનગર દરબારી સેવિંગ્સ બેન્ક પાસબુક નં ૨૬૪૫૨ માં જમા છે તે |
| ૬-૧૩-૦ | શ્રી દ. મુ. પ્રકાશનમંદિર પાસે લેણા |
| ૧-૦-૦ | મેસર્સ આર. આર. શેઠની કું. પાસે લેણા |
| ૨૮૯૨-૧૧-૦ | |
| ૩૪૦-૪-૦ | શ્રી સીલીક હાથમાં |
| ૩૨૩૨-૧૫-૦ | |

: મુદ્રણસ્થાન :

સરસ્વતી છાપખાનું

ભાવનગર

પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે

શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

યુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# બાળક્રીડાંગણો

: લેખક :

ગિજુભાઇ

: પ્રકાશક :

શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર

ભાવનગર

પોસ્ટેજ સાથે બે આના

પમેરી સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સપ્રેમ ભેટ.

: મુદ્રણસ્થાન :

શ્રીસરસ્વતી છાપખાનું

ભાવનગર

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે

શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# બાળક્રીડાંગણો*

આજ કાલ બાલશિક્ષણનું મહત્ત્વ લોકોમાં તેમજ રાજ્યોમાં વધારે ને વધારે સમજાતું જાય છે. લોકો અને રાજ્યો 'બાલમંદિરો' સ્થાપે છે અને સ્થાપવાની અભિલાષા રાખે છે. 'બાલમંદિર' સ્થાપવા માટે દ્રવ્ય મળતાં વાર લાગતી નથી. બાલમંદિર સ્થપાય છે ત્યાં બાળકોની સંખ્યા તો ઉભરાઇ જાય છે.

આ બધી વાત ઘણી સારી છે. કોઇ પણ દેશ બાળકોનો વિચાર કરવા આગળ આવે એ તે દેશની સાચી પ્રગતિનું ચિન્હ છે. ત્યારથી દેશનાં દુઃખ અને દારિદ્રયને ફીટાડવાના રસ્તા ઉપર પ્રથમ પગલું મકાય છે. આખરે બાલશિક્ષણનો જેટલો વિજય થશે, જેટલું તે સફળ થશે તેટલા પ્રમાણમાં દેશની ભાવિ શક્તિ ચડશે. આજની બાલશિક્ષણ તરફની વધતી જતી રુચિ ખરેખર વધાવવા જેવી છે.

પરંતુ બાળકોના શિક્ષણને જો પૂરેપૂરી કાળજી અને યોગ્ય વિચાર વિના ચલાવીએ તો આખરે ખર્ચેલું દ્રવ્ય નકામું જાય. બાળકોને મોટો લાભ થાય નહિ, કાર્યકર્તાઓ નિંદાને પામે ને લોકો અને રાજ્યો બાલશિક્ષણમાંથી વિશ્વાસ ખોઇ બેસે. માટે બાલશિક્ષણના ગણેશ બેસાડતી વખતે ને સવળા બેસે છે કે અવળા તે બરાબર જોઇ લેવું જોઇએ.

આજે પણ હજી ધૂડી નિશાળો ચાલે છે. ત્યાં બાળકો જાય છે ને હજી પણ માબાપોને સંતોષ આપે તેવું ભણતર ભણે છે. હજી ધૂડી નિશાળના મહેતાજીઓ પોતાનો કક્કો ખરો છે એમ છાતી ઠોકીને કહે છે. તેઓ કહે છે: "મોપાટ પૂછો: બાળકો કડકડ બોલશે. આંકનાં પલાખાં લખાવો; તડતડ લખી આપશે. કક્કો ને બારાખડી લખાવો: એક પણ ભૂલ વિના લખી

* "શ્રીદક્ષિણામૂર્તિ" ત્રૈમાસિક વર્ષ ૪ થું અંક ૪થામાંથી

# બાળક્રીડાંગણો*

આજ કાલ બાલશિક્ષણનું મહત્ત્વ લોકોમાં તેમજ રાજાઓમાં વધારે ને વધારે સમજાતું જાય છે. લોકો અને રાજ્યો 'બાલમંદિરો' સ્થાપે છે અને સ્થાપવાની અભિલાષા રાખે છે. 'બાલમંદિર' સ્થાપવા માટે દ્રવ્ય મળતાં વાર લાગતી નથી. બાલમંદિર સ્થપાય છે ત્યાં બાળકોની સંખ્યા તો ઉભરાઈ જાય છે.

આ બધી વાત ઘણી સારી છે. કોઈ પણ દેશ બાળકોનો વિચાર કરવા આગળ આવે એ તે દેશની સાચી પ્રગતિનું ચિન્હ છે. ત્યારથી દેશનાં દુઃખ અને દારિદ્ર્યને ફીટાડવાના રસ્તા ઉપર પ્રથમ પગલું મુકાય છે. આ ખરે બાલશિક્ષણનો જેટલો વિજય થશે, જેટલું તે સફળ થશે તેટલા પ્રમાણમાં દેશની ભાવિ શક્તિ ચડશે. આજની બાલશિક્ષણ તરફની વધતી જતી રુચિ ખરેખર વધાવવા જેવી છે.

પરંતુ બાળકોના શિક્ષણને જો પૂરેપૂરી કાળજી અને યોગ્ય વિચાર વિના ધપાવીએ તો આખરે ખર્ચેલું દ્રવ્ય નકામું જાય. બાળકોને મોટો લાભ થાય નહિ, કાર્યકર્તાઓ નિંદાને પામે ને લોકો અને રાજ્યો બાલશિક્ષણમાંથી વિશ્વાસ ખોઈ બેસે. માટે બાલશિક્ષણના ગણેશ બેસારતી વખતે ને સવળા બેસે છે કે અવળા તે બરાબર જોઈ લેવું જોઈએ.

આજે પણ હજી ધૂડી નિશાળો ચાલે છે. ત્યાં બાળકો જાય છે ને હજી પણ માબાપોને સંતોષ આપે તેવું ભણતર ભણે છે. હજી ધૂડી નિશાળના મહેતાજીઓ પોતાનો કક્કો ખરો છે એમ છાતી ઠોકીને કહે છે. તેઓ કહે છેઃ "મોપાટ પૂછો; બાળકો કડકડ બોલશે. આંકનાં પલાખાં લખાવો; તડતડ લખી આપશે. કક્કો ને બારાખડી લખાવો; એક પણ ભૂલ વિના લખી

* "શ્રીદક્ષિણામૂર્તિ" ત્રૈમાસિક વર્ષ ૪ થું અંક ૪થામાંથી

આપશે." કેટલાએક શિક્ષકો તો સારી રીતે નાની ઉંમરે બાળકોને બીજી ચોપડી સુધી પહોંચાડી દે છે ને સરકારી શાળાઓ સાથે હરીફાઇમાં ઉતરી કહે છે: " આ ધૂડી નિશાળનું ભણતર ભણાવવા જેવું કે સરકારી નિશાળનું ? "

ધૂડી નિશાળો હજી ગઈ નથી ને જતાં વાર લાગશે. સરકારી નિશાળોએ તેને કંઇક સારા પ્રમાણમાં દબાવી છે પરંતુ જેને હજી જૂના ભણતરનો મોહ છે તેમજ જેઓ બાળકને છેક જ નાની ઉંમરથી એટલે કે સરકારી શાળામાં દાખલ થવાની ઉંમરથી નીચી ઉંમરે ભણવામાં દાખલ કરવા માગે છે, તેમને ધૂડી નિશાળ અગત્યની સંસ્થા લાગે છે.

આમ છતાં ધૂડી નિશાળની પ્રતિષ્ઠા ઘટી ગઈ છે ને ઘટતી જવાની છે. મોટા ભાગની ધૂડી નિશાળોનું ગંદુ, ગલીચો, હવા અજવાળા વિનાનું વાતાવરણ બાળકોના આરોગ્યને નુકશાનકારક છે એમ ઘણાં માબાપો જોઇ શક્યાં છે. ત્યાં ચિત્રવિચિત્ર વેશે આડાઅવળાં બેઠેલાં ને ગણગણતાં છોકરાંને જોઇને આજનો નવો શિક્ષક તો કંપી જ ઉઠે છે. ગોખાવી ગોખાવીને જ ભણાવવાની અને ઘુંટાવી ઘુંટાવીને જ શીખવવાની પદ્ધતિ સરકારી શાળાના શિક્ષકને પણ ખૂંચે છે. જેઓની સામે શાળાના વાતાવરણનો, સારા શિક્ષકનો ને ભણવાની રીતનો નિર્મળ અને કંઈક ઉંચો ખ્યાલ છે તેઓ પણ ધૂડી નિશાળને હવે તો બંધ જ કરવી જોઇએ એવો મત ધરાવે જ છે. સારાં સુશિક્ષિત માબાપોએ ધૂડી નિશાળને ઘણા વખતથી નમસ્કાર કરેલા છે. સરકારી ટ્રેનિંગ કોલેજ કે ઇતર શિક્ષણસંસ્થામાં ન ગએલ હોય અને જેનો ધંધો પરંપરાથી ધૂડી નિશાળ ચલાવવાનો હોય, અગર કંઈ ધંધો નથી તો ચાલને કંઇક કરીએ તેવા માણસો માત્ર હાલમાં ધૂડી નિશાળના ચલાવનારા રહ્યા છે. છતાં ત્યાં હજી ઘણાં બાળકો જાય છે. ઘરમાં માબાપની દૃષ્ટિએ તોફાન કરતાં બાળકોને ઘરમાંથી થોડાએક કલાક બહાર કાઢવાનું એક સ્થળ ધૂડી નિશાળ છે. ત્યાં બાળકો જાય છે. ત્યાં માસ્તરના ગેરૂ કે સોટી નીચે સીધાં થાય છે ને પાંશરાં ચાલે છે. જમવા ટાણે ઘેર આવે છે એટલે માબાપને તેમની ઉપાધિ જણાતી નથી; તે ઉપરાંત તેઓ આંક શીખે છે વગેરે. જે માબાપો બાલશિક્ષણ અને બાલજીવન વિષે કેવળ અજ્ઞાત જ છે—અને આવો વર્ગ આપણે ત્યાં ઘણો મોટો છે—તેઓ હજી પણ ધૂડી નિશાળની હિમાયત કરે છે ને મકાનમાં એક ઇંચ જગા ખાલી ન રહે તેટલાં બાળકો મોકલી દઇને ઘેટાં બકરાંને પૂરવાને માટેના ડબ્બા જેવી શાળા બનાવીને હરખાય છે.

ધૂડી નિશાળ પછી કિન્ડરગાર્ટન શાળાઓ નીકળી. ત્યાં સમજુ માબા-

પોનાં બાળકો જવા લાગ્યાં ને જાય છે. પણ એ શાળાઓની સંખ્યા એકંદરે થોડી છે, ને છે ત્યાં શહેરોમાં છે. જ્યારે ધૂડી નિશાળ સ્વયંભૂ અને ખર્ચ વિનાની શાળા છે ત્યારે આ શાળા શહેરમાં આવેલી અને ખર્ચાળ છે તેથી તે સંખ્યામાં થોડી જ છે; અને એ સ્વાભાવિક છે.

પણ આ થોડી નિશાળોએ પણ પોતાની પ્રતિષ્ઠા બરાબર સાચવી નથી. આજે તો કિન્ડરગાર્ટન શાળાઓ છે પણ તે નામની જેવી છે. વાર્તાકથન, રમત ગમત એવું ચાલે છે. ફ્રોબેલનાં સાધનો કાં તો કબાટમાં સુરક્ષિત જોવામાં આવે છે ને કાં તો તે વર્ગમાં ધૂળ ભરેલાં પડેલાં છે. કિન્ડરગાર્ટન શાળાના શિક્ષકો જ્યાં સુધી ખાસ તૈયાર કરવામાં આવતા હતા ત્યાં સુધી તેઓ સામે કંઈક ઉચ્ચ આદર્શ હતો. તેઓએ કંઈક હથરોટી કેળવી હતી એટલે તેઓ કંઈક તો કામ ઠીક કરતા હતા. તેઓએ ધૂડી નિશાળના શોષણને રજા આપી હતી. એકા એકા લખ્યા જ કરવું ને વાંકા વળી જવું તે કિન્ડરગાર્ટન શાળામાં ન હતું. અશ્લીલ શબ્દો, ગાળો, હવા અજવાળાનો અભાવ વગેરે કિન્ડરગાર્ટન શાળાએ ઠીક ઠીક કાઢી નાખ્યા હતાં. કિન્ડરગાર્ટનનો શિક્ષક બાળકોનો ઉપરી મટી મિત્ર થયો હતો. તે બાળકને વઢવાને બદલે કે મારવાને બદલે તેને રાજી રાખવા ને રમાડી જમાડીને તેને જ્ઞાન આપવાનો આશય રાખે છે. એકંદરે કિન્ડરગાર્ટન શાળાએ એક પગલું આગળ મૂક્યું. બાલશિક્ષણની દિશામાં થોડો પણ સુધારો કર્યો ને બાળકોને પહેલા કરતાં સુખી અને સુઘડ બનાવ્યાં. પણ કિન્ડરગાર્ટન શાળા થોડી રહી અને છે. તેના સારા શિક્ષકો પણ થોડા મળ્યા અને મળે છે. તેથી તેની પડતી આવી છે ને આવતી જાય છે.

હમણાં મોન્ટીસોરી શાળાનો પવન આવ્યો છે. મોન્ટીસોરી શિક્ષણપદ્ધતિ સુધરેલી દુનિયામાં માન્ય અને શાસ્ત્રીય છે એમાં બે મત નથી. તે અત્યાર સુધીમાં યોજાએલી પદ્ધતિઓમાં શ્રેષ્ઠ છે તેથી અઘરી છે. દેખાતી રીતે તેનાં સાધનો ખર્ચાળ છે. આમ છતાં લોકોમાં તેનો શોખ છે. તે પદ્ધતિ સ્થાપવાની હીલચાલો ચાલે છે. મોંઘી છતાં તેને માટે પૈસા એકઠા થઇ જાય છે, અને એકાદ શાળા સ્થપાઇ જાય છે.

પરંતુ આ પદ્ધતિને માટે આપણે ત્યાં શિક્ષકો તૈયાર નથી. કિન્ડરગાર્ટન શાળાના શિક્ષકો મોન્ટીસોરી પદ્ધતિમાં પણ જાણે છે તેવું કહી લોકોને સમજાવે છે. તેઓ મોન્ટીસોરી સાહિત્યોને પણ કિન્ડરગાર્ટન શાળામાં મૂકે છે ને સેળભેળ કરી ગોટાળો જ ચલાવે છે. વાત એમ બને છે કે બાળકો ભેગાં

થાય છે; સામાન્ય રીતે સુખમાં દિવસ ગાળે છે; શાળાને ચાહે છે ને શિક્ષકને પણ ચાહે છે. વળી આવી શાળાઓ સામાન્ય માબાપોને પણ એકંદર સંતોષ આપે છે: "ભલા ઠીક છે; આપણું બાળક ત્યાં જાય છે; કોઈ મારતું કરતું નથી: રમે છે, જમે છે, વાર્તા કહેતાં ને ગીત ગાતાં શીખે છે." વગેરે.

અને વાત પણ ઠીક છે. એકન્દરે બાળકોની સ્થિતિ સારી દેખાય છે.

પરંતુ જેઓ મોન્ટીસોરી અને કિન્ડરગાર્ટનમાં તફાવત રાખે છે તેમને તેનું મિશ્રણ કેવળ બેહૂદું લાગે છે. જેઓ દેશપરદેશ ફરી મોન્ટીસોરી કિન્ડરગાર્ટન શાળા જોઇ આવેલા છે તેઓ આવા મિશ્રણનું ફારસ જોઈ દુભાય છે તેમને આપણી વિચિત્રતા માટે હસવું આવે છે. ક્યાં મોન્ટીસોરીના સિદ્ધાન્તો તથા આચરણ અને ક્યાં કિન્ડરગાર્ટનના સિદ્ધાન્તો અને પદ્ધતિ! આવી મિશ્રણ શાળાઓમાં ખર્ચનો પાર નથી, કારણ કે ત્યાં મોન્ટીસોરી અને કિન્ડરગાર્ટન બન્નેનાં સાધનો હોય છે; અને સાધનો વાપરવાની રીત કિન્ડરગાર્ટન પદ્ધતિની રહી એટલે ઘણાં સાધનો વસાવે જ છૂટકો. આ સ્થિતિ નજરે જોવાથી જણાશે.

મોન્ટીસોરી શાળાઓ તો ગણીગાંઠી છે. દરેક દરેક શહેરમાં પણ તે નથી. ગૂજરાત આખામા પાંચ પણ નથી. બેશક શરૂઆતમાં તે ખર્ચાળ છે. તે સારા કુશળ શિક્ષક માગે છે. તેમાં સંખ્યાબંધ બાળકોને અવકાશ નથી. ૨૫ થી ૩૦ બાળકોની એક શાળા જ સારી ચાલી શકે તેને ઠનેહમંદ કરવાના ઘણા ઉપાયો સાથેસાથે ચાલુ જ જોઇએ. તેનાં પરિણામો ઘણાં સુંદર આવે છે, પરંતુ તેની પાછળ ઘણો જ શ્રમ અને આવડત બંને જોઇએ છીએ પણ આ બંને આપણાં બાળકો અને ભાવિ પેઢી માટે આપણે કેળવવાં જોઇએ. જે પદ્ધતિ બાળકને સ્વાતંત્ર્ય આપે તેવી પદ્ધતિ આપણા દેશને માટે તો અનિવાર્ય હોય. જે પદ્ધતિ મનુજ આત્માનું સન્માન કરે, જે મનુષ્યના અંતરમાં રહેલ શક્તિઓના વિકાસને અનુકૂળતા કરી આપે તે જ મનુજ આત્માને ઉંચે શિખરે જતા દઇ શકે. તે જ આપણી ભાવિ પેઢીને જગતની સાથે ઉભા રહેવા અને પોતાની મહત્તા સિદ્ધ કરવા શક્તિમાન કરી શકે.

અને એટલા જ માટે મોન્ટીસોરી પદ્ધતિને આપણે સ્થળે સ્થળે દાખલ કરવા મહેનત કરવી જોઇએ. મોન્ટીસોરી શાળા એટલે એક શબ્દમાં 'સ્વતંત્ર' શાળા. સ્વતંત્રતા જોઇતી હોય તેના દેશમાં એવી શાળા સ્થળે સ્થળે સ્થપાવી જ જોઇએ; તેની પાછળ ખર્ચનો પ્રશ્ન ન હોય. એક દિવસ એવો

આવવો જોઇએ કે જ્યારે દરેક ગામડે ગામડે મોન્ટીસોરી શાળા પડેલી હોય.

પરંતુ આજનો પ્રશ્ન તેથી ઉકલતો નથી. આજે દેશનાં લાખો બાળકો ઘરમાં અને શેરીમાં સડે છે. તેમનો પ્રાણ હણાય છે. હજારો બાળકો ધૂડી નિશાળની હેડમાં હેરાન થાય છે. સેંકડો બાળકો કહેવાતી કિન્ડરગાર્ટન અને મોન્ટીસોરી શાળામાં માત્ર જીવન વ્યતીત કરે છે. માત્ર થોડાંએક બાળકોને જ સારી શાળા અને શિક્ષકો મળેલાં છે.

આ થોડી શાળા અને શિક્ષકોથી આપણો દહાડો કેમ વળે? ઘણી સારી શાળાઓ કરતાં તો વખત જાય. નવી શાળાઓ કરવી કરવી છે ને કરવા મંડવાનું છે એ તો કબુલ જ છે, પરંતુ અત્યારે? અત્યારે શું બાળકોને ઘરમાં માર ખાવા દઇશું? અત્યારે શું ક્રિયા વિના બાળકોને ઘરમાં ઠીંગરાવા દઇશું? શું અત્યારે આપણે બાળકોને ધૂડી નિશાળની ધૂળમાં ગોંધાવા દઇશું? શું આપણે અત્યારની કિન્ડરગાર્ટન મોન્ટીસોરી મિશ્રિત શાળામાં તેમને મદારીનાં પુતળાં જેમ શિક્ષક નચાવે તેમ નાચવા દઇશું?

ત્યારે કરીશું શું? ત્રણ વર્ષ અને તેથી વધારે ઉમરના હજારો બાળકોને ક્યાં નાખવાં? તેમનો દિવસ કેમ પસાર કરાવવો? તેઓ આજની પ્રાથમિક શાળામાં જાય ત્યાં સુધી તેમનાં શરીર અને મન કેવી રીતે ખીલવવાં? તેઓની શાળા કેવી જોઇએ ને કોણ ચલાવે? આ બધા પ્રશ્નો આપણે ઉકેલવા જોઇએ. પાંચ પચીસ શ્રીમન્તોનાં છોકરાં મોન્ટીસોરી પદ્ધતિએ શીખે તે સંતોષની વાત છે, પણ તેથી લાખો બીજા બાળકોનો કોયડો નથી ઉકલતો. સ્ટેટો થોડી થોડી કિન્ડરગાર્ટન શાળા કાઢે છે પણ તેમાં થોડાંએક શહેરનાં બાળકોને જગા છે. ગામડાનાં અને શહેરનાં બીજાં બાળકો રખડે છે–રઝળે છે, તેમનું શું?

આપણી સામે લાખો બાળકોનો પ્રશ્ન છે. અને તે મોટા પાયા પર ઉકેલવો જોઇએ. એનો ઉકેલ સારી મોન્ટીસોરી શાળા સ્થાપવાને અનુકૂળતા આપશે. પ્રાથમિક શાળાના ભણતરનું સુગાન પણ એના સારા ઉકેલમાંથી આવશે. ટુંકમાં આ બેકાર બાળકોની સંખ્યાને આપણે તેમની આજની સ્થિતિમાંથી ઉગારીશું એટલે તેઓ કાલે આપણા મહા તેજસ્વી યુવાનો ને પરમ દહાડે પ્રાણવાન શહેરીઓ થશે જ.

આ પ્રશ્ન ખાનગી માણસનો નથી; માત્ર એક શ્રીમન્તનો નથી; એકાદ કલ્પક શિક્ષકનો નથી; એકલા કેળવણી ખાતાનો પણ નથી. આ પ્રશ્ન એક બાજુથી

સઘળાં રાજ્યોનો અને બીજી બાજુથી આખી પ્રજાનો છે. અને તે આ રીતે ઉકલી શકે.

આપણે સ્થળે સ્થળે ' બાળક્રીડાંગણો ' સ્થાપવાં જોઇએ. બાલશાળાઓ, અધ્યાપનમંદિરો વગેરે બાળકોને બીજી બાબતો સાથે અંક અને અક્ષરનું જ્ઞાન આપે છે. તેથી તેમને શાળા અને મંદિર કહીએ. ' બાળક્રીડાંગણો ' બાળકોને વિકાસક એવી ક્રીડાઓ આપે.

બાળક્રીડાંગણો દરેક દરેક ગામમાં જોઇએ. મોટું શહેર હોય ત્યાં દરેક દરેક લત્તામાં જોઇએ. આ ક્રીડાંગણોનો ઉદ્દેશ આ પ્રમાણે રાખવોઃ—

" ત્રણથી સાત વર્ષનાં એટલે પ્રાથમિક શાળામાં જવા યોગ્ય થાય ત્યાં સુધીની ઉંમરનાં બાળકોને શેરીની વિવિધ બદીમાંથી બચાવી લેવાનો; તેમજ માબાપના અતિ લાડમાંથી અથવા બેદરકારીમાંથી અથવા જોહુકમીમાંથી અથવા ઘરના અયોગ્ય વાતાવરણમાંથી છોડાવવાનો; તેમજ બાળકની ખીલતી જતી ઇંદ્રિયો અને મનને પોષક એવું કેળવણીની દૃષ્ટિએ રચેલું સુખી અને તંદુરસ્ત વાતાવરણ અને ક્રિયાઓ આપવાનો. "

જે બાળકો સારી મોન્ટીસોરી શાળા કે સારી કિન્ડરગાર્ટન શાળામાં જતાં હોય તેઓ આ શાળામાં ન આવે, કારણ કે ઉક્ત શાળાઓને ' ક્રીડાંગણો ' કરતાં વધારે ઉંચા દરજ્જાની લેખ ામાં આવે છે. ત્યાં ઇંદ્રિયવિકાસ તથા મનોવિકાસનાં શાસ્ત્રીય સાધનો છે. ત્યાં વધારે કુશળ શિક્ષકને માગીએ છીએ.

આવાં ક્રીડાંગણો દરેક ગામની ભાગોળે ને ગામડું હોય ત્યાં પાદરે સ્થાપવાં જોઇએ. ગામનાં બાળકો ત્યાં ભેગાં થાય અને શિક્ષક તેમને જૂદી જૂદી પ્રવૃત્તિઓ આપે. ' ક્રીડાંગણો ' એટલે માત્ર રમત ગમતનાં સ્થળો નહિ તે તેવાં ન જ બનવાં જોઇએ. તેની પ્રવૃત્તિની મર્યાદા છે તેમ તેની પ્રવૃત્તિનું અમુક ચોક્કસ વિધાન પણ રહેવું જોઇએ. ક્રીડાંગણની સામાન્ય પ્રવૃત્તિઓ આવી રાખવી જોઇએ.

ક્રીડાંગણની પ્રવૃત્તિઓમાં પહેલી અંગરક્ષણ અને સ્વચ્છતાપ્રેરક પ્રવૃત્તિઓ ગણાય; જેવી કેઃ—

૧ હાથ મ્હોં ધોતાં શીખવવું.
૨ કપડાં પહેરતાં શીખવવું.
૩ ગંદાં તથા ફાટેલાં કપડાં સારાં નથી તે તરફ ધ્યાન ખેંચી સુરુચિ કેળવવી.

૪ વાળ, આંખ, નાક, કાન વગેરે સ્વચ્છ રાખતાં શીખવવું.

૫ દાંત સ્વચ્છ રાખતાં શીખવવું.

નાનાં ત્રણ વરસનાં બાળકોને આ બધું પ્રેમપૂર્વક અને કાળજીપૂર્વક શીખવવું જોઈએ. તેઓ અંગની ગંદકીથી વરવાં લાગે છે એ ઉપરાંત કંટાળે છે; તેમને સ્ફુર્તિ લાગતી નથી. જ્યારે તેઓ સ્વચ્છતાનો આનંદ લેતાં થાય છે ત્યારે તેમનું મન બીજી બધી બાબતમાં પણ પ્રફુલ્લ રહે છે. તેમનું શરીર અને મન હળવાં બને છે. સ્વચ્છતા કલાદૃષ્ટિના પાયા રૂપ છે, આરોગ્યનું મૂળ છે, નીતિનો પ્રાણ છે. બાળકને આ પાયાનું–મૂળનું–પ્રાણનું શિક્ષણ ન આપીએ અને આગળ જઈએ તો ગારા ઉપર આરસનું મકાન ચણવા બરોબર થાય. દરેક ક્રીડાંગણ સવારે સંખ્યાબંધ છોકરાંઓને સ્વચ્છ કરી એક હારમાં બેસારી શરીર અને મનની સ્વસ્થતાનો આનંદ આપશે ત્યારે દેશના વાતાવરણમાં એક મોટું જબર એવું બેદી મોજું ફેલાશે. એટલાં બધાં બાળકો સ્વચ્છ ને તેથી પ્રફુલ્લ ! આપણા ગંદા દેશ માટે આ કાંઈ નાની સૂની વાત નથી; જેવું તેવું ભણતર નથી; જેવી તેવી પ્રાતઃકાળનો માર્ગ નથી; કેમકે એક અસ્વચ્છતાને કારણે તો દુનિયામાં આપણે હડધૂત થઈએ છીએ. સ્વચ્છતા વિના બાળમરણ કેટલું વધતું જાય છે એ જેઓ જાણે છે તેઓ આની કિંમત કેટલી સમજે ? આંખો સ્વચ્છ રહે, દાંત સ્વચ્છ રહે, નખ અને વાળ સ્વચ્છ રહે, હાથ મ્હોં સ્વચ્છ રહે એટલે તો જંતુઓથી બચવાનો લગભગ રાજમાર્ગ જડી ગયો. ક્રીડાંગણોની આ પહેલી પ્રવૃત્તિ થઈ.

ક્રીડાંગણની બીજી પ્રવૃત્તિ અંગબળ અને સ્ફુર્તિ તથા આનંદ માટેની કસરતો અને રમતો છે. આ રમતોમાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે.

૧ રેતીનો અખાડો જેમાં બાળકો દોડે, કૂદે, આળોટે ને પડ્યાં રહે.

૨ દોડવા અને કૂદવા કુદવા માટેનાં મેદાનો.

૩ ચડવા ઉતરવા માટેની નીસરણીઓ.

૪ કવાયત.

૫ શેરીની લોકરમતો.

નાની વયમાં બાળકના શરીરને ઘડવા માટે જેટલી કાળજી લઈએ તેટલી ઓછી છે. શરીર એ પાયો છે; એના ઉપર આખી ઇમારતનો આધાર છે. એ જ ખરું અને પહેલું ભણતર છે. બાળકો પ્રાથમિક શાળામાં જઈ કક્કા વગેરે શીખે તે પહેલાં તેમનાં શરીરો બળવાન થઈ જવાં જોઈએ. ક્રીડાંગણોમાં

આ બાબત પર ખાસ ભાર અપાવો જોઈએ.

પ્રત્યેક ક્રીડાંગણમાં બાળકો સ્વચ્છ થઈ વ્યવસ્થિત થઈ રમત રમવા ઉતરે. તેઓ કસરત માસ્તર પાસે ઉભાં રહી માત્ર કસરત ન કરે; તેઓ હુકમ પ્રમાણે હાથ પગ હલાવી માત્ર ઝણી ઝુબી કવાયત પણ ન કરે; તેઓ ઉસ્તાદ કુદાવે તેમ કૂદે કે એ પણ નહિ, ખુલ્લા જગામાં સ્વેચ્છાએ બાગમાં હરણાં જેમ એકલાં અગર સાથમાં તળાવ કૂદે, નાચે, વેલીમાં આળોટે, ગલોટીયાં ખાય, કુસ્તી કરે, શેરીમાં અને ઘરમાં રમાતી રમતો રમે ને ગમ્મત સાથે શરીરને વિકસાવે. બાળકોને માટે શિક્ષક તો ઉભો જ હોય. બનતાં સુધી તે બાળકોને ઇચ્છાપૂર્વક રમવા દે, ને તે તેમનાં શરીરને ઇજા ન આવી જાય તેની કાળજી રાખ્યે જાય. તે તેમની ભેગો ભળે પણ ખરો ને તેમને રમાડે પણ ખરો, પણ તેણે સાથે રમવું જ જોઈએ એવો નિયમ નહિ. રમતાં ન આવડતું હોય તેને તે રમત બતાવે; રમવામાં થઈ પડતી ગડબડ કેમ અટકે તેના નિયમો યોજે ને અમલમાં મકાવે; અડચણ કરે તેવાં બાળકોને દૂર રાખે ને તેમને કોરે મૂકી જૂદે કામે મૂકે. તે સૌના આનંદમાં આનંદથી ભાગ લે; ઘોંઘાટ ન થવા દે; તેમ રમત રમતની ખાતર—નહિ કે હારજીતની ખાતર—એ વાત સદા ધ્યાનમાં રાખીને રમત ચાલવા દે. છોકરાંઓ જ્યારે રમતાં રમતાં વાદે ચડે છે કે ચડસા ચડસી કરે છે ત્યારે તેમાંથી હારજીત જાગે છે ને પરિણામે ને એક બીજા વચ્ચે વેરની ને એવી હલકી લાગણી પેદા કરે છે. તેને લીધે રમતનો આનંદ ઉડી જાય છે ને તેને બદલે બાધાબાધી ને ગાળાગાળી આવે છે. શેરીના રમતોમાં આમ વારંવાર બને છે. માટે તો ક્રીડાંગણનો શિક્ષક આ બાબત પર ખાસ ધ્યાન રાખે. ભેગાં થએલાં બાળકોનો આ રમતની પ્રવૃત્તિમાં ઘણો વખત સુખ રૂપ જશે.

રમત ગમતથી ધરાઈ ગએલાં બાળકોને શિક્ષક ત્રીજા પ્રકારની પ્રવૃત્તિ આપે. આ ત્રીજા પ્રકારની પ્રવૃત્તિ બાળકને સામાજીક જીવન ગાળવા માટે લાયક કરવાની છે. બાળકને ઘરમાં પણ ઘરના સમાજમાં રહેતાં ને જીવતાં શીખવું પડે છે; ત્યાંથી આગળ વધીને તેની શાળાના અને શેરીના સમાજમાં જીવવાની જરૂર પડે છે; ત્યાંથી આગળ વધતાં તેને ધીરે ધીરે મોટા સમાજમાં જવાનું છે. નાનાં બાળકોને કેટલીએક આવી તાલીમ આપીએઃ—

૧ કેમ સફાઇથી ચાલવું.

૨ કેમ બેસવું.

૩ કેવી રીતે બીજા સાથે અદબથી વાત કરવી.

૪ કેવી રીતે બીજા પાસે વસ્તુ માગવી.

૫ કચરો વગેરે ક્યાં નખાય.

૬ એક બીજાને કેમ બોલાવાય.

૭ એક બીજાની ચીજોને કેમ માન અપાય.

શિક્ષક પોતે આ બાબતમાં બાળકોને કેમ કરવું તે જાતે કરી બતાવે ને પછી બાળકો રમત રૂપે બધું વારાફરતી કરે ને તે પ્રમાણે વર્તે તેવો પ્રબંધ રચે. બાળકોને આ બધું ગમશે. તેઓને લાગશે કે તેઓ તો નાના મનુષ્યો છે, શહેરીઓ છે. તેઓ મોટાંઓ પેઠે માનમરતબાથી વર્તી શકે છે. તેઓ પણ મોટાંઓ પેઠે માનને પાત્ર છે. બાળકોએ બાળકો નથી રહેવાનું. તેમને આપણે બાળકો જ નથી ગણવાનાં, તેમ તેમને તેવાં રાખવાનાં પણ નથી. તેઓ બાલ્યાવસ્થાથી પણ નાના સદ્‌ગૃહસ્થો બને છે. તેઓને તેમની વયના પ્રમાણમાં જવાબદારીનું ભાન આવે છે. તેમને તે ભાન શોભાવે છે. તેમાં વધારે પડતું કરવાથી અકાલે વડપણ અને કૃત્રિમતા આવે છે, પણ જેટલું સ્વાભાવિક છે, તેટલું પણ ન થવા દઈએ, તેની ગોઠવણ પણ ન કરીએ તો તેઓ બાળકો જ રહે ને તેમજ તેઓ રહ્યાં છે. તેથી જ તેઓની શક્તિ વધી નથી. ને તેથી તેઓ સશક્ત થવું જોઈએ તે વખતે અપંગ બને છે. ક્રીડાંગણોએ આ પ્રવૃત્તિ ને બીજી બધી પ્રવૃત્તિઓ બાળકોને બાલુડાં કે બાળકો રાખવા માટે કરવાની નથી પણ તેમને સાચી માણસાઈ મળે તે માટે કરવાની છે.

ક્રીડાંગણનાં બાળકો માટે શરીરવિકાસ સાથે બુદ્ધિવિકાસની યોજના જોઈએ. ક્રીડાંગણોમાં અક્ષરજ્ઞાન કે અંકજ્ઞાન ન આપવું એ નિયમ જ જોઈએ. નહિતર તો એ સ્થળો થોડા જ વખતમાં અધકચરી કોઈ પણ પ્રકારની શાળા જ બની જાય. પણ તે સિવાય બુદ્ધિના વિકાસનો પ્રબંધ થવો જોઈએ. આ માટે બાળમનને રુચિકર એવી પ્રવૃત્તિઓ ગોઠવવી; જેવી કે:—

૧ વાર્તાઓનું કથનશ્રવણ.

૨ ગીતો અને કવિતાઓનું કથનશ્રવણ.

૩ કુદરતનો પરિચય.

૪ ચિત્રોનું દર્શન.

બાળકોને વાર્તાઓ ગમે છે એ સાબીત કરવાપણું નથી. ગીતો અને કવિતાઓ પણ પ્રિય લાગે છે. આ બન્નેના પરિચયથી બાળકની સાહિત્યરસિક

વૃત્તિને પોષણ મળે છે, તેનો શબ્દભંડાર વધતાં તેની ભાષા ઘડાય છે ને સમૃદ્ધ થાય છે વગેરે ઘણા ફાયદાઓ થાય છે.

કુદરતનો પરિચય એટલે નિસર્ગની જે સુંદર કૃતિઓ છે તેનો પરિચય. આકાશ, બાગ, વન, ડુંગરા, નદી વગેરે તેમજ પશુઓ, પંખીઓ, પતંગિયાં, છોડવાં, વગેરે જોવાથી બાળકની અવલોકનશક્તિ ખીલે છે. તેથી ઇંદ્રિયોનો વિકાસ થાય છે ને સાથે સાથે તેમાં મનોવ્યાપાર ચાલે છે તેથી બુદ્ધિની કેળવણી મળે છે. આ બધાનો પરિચય બાળકને ભવિષ્યનાં મોટાં કામો કરવામાં મદદગાર થાય છે. એની ઉંડી ઉંડી છાપ કોઇના સાહિત્યમાં, કોઇની કળામાં, કોઇના ઉદ્યોગમાં, કોઇ વૈજ્ઞાનિક શોધખોળમાં આગળ જતાં ઉપયોગી થાય છે. બાળક અજ્ઞાણપણે પણ સમર્થ કર્તાની સૃષ્ટિનું દર્શન અને પરિચય કરી તેની મહત્તાનું ભાન કરે છે. એની સાર્થકતા ભવિષ્યમાં થાય છે. ક્રીડાંગણ એક નવીન શાળા છે. એનો કાર્યક્રમ પણ નવીન પ્રકારનો છે. એ કાર્યક્રમ એટલે આજની શિક્ષણની નવી દૃષ્ટિએ બાળવિકાસ માટે જે વસ્તુનો અનિવાર્ય સ્વીકાર કર્યો છે તે છે. એટલે જ તો સૃષ્ટિદર્શનને ક્રીડાંગણમાં મહત્ત્વનું સ્થાન સમજવું. ફરવા જવું વગેરેથી પ્રાકૃતિક ભૂગોળનું પ્રત્યક્ષ જ્ઞાન થાય તે તો એમાં આવી જતી જ વાત છે.

ક્રીડાંગણની એક બીજી પ્રવૃત્તિ પણ છે, ને તે ઉન્નત વાતાવરણની. ક્રીડાંગણ રમતનો અખાડો નથી, શિક્ષણની શાળા નથી, ભાષા કે ભૂગોળનો પાયો નાખવાની જગા નથી. ખરી રીતે એ સંસ્કારભૂમિ છે. બાલમન ઉપર ઘરમાં નહિ પડેલા અગર કાચા પડેલા સંસ્કારોને મૂકવાના છે ને તેને દૃઢ પણ કરવાના છે. નાની ઉંમરમાં જે છાપ પડી તે પડી. કુમળી ડાળ વાળી તે વળી. પાકે ઘડે કાંઠા ચડતા નથી. એ બધી કહેણીમાં ઘણું સત્ય છે. નાની ઉંમરમાં પડેલી છાપ ઉંમર સાથે વધતી જાય છે. સારી માઠી છાપો સારી માઠી મોટા પ્રમાણમાં થઇને ઉભી રહે છે. મોટપણ એટલે નાનપણનો વિસ્તાર કે મોટું રૂપ. માટે નાનપણમાં જે સંસ્કાર પડ્યા તે જ સાચા.

આ માટે ક્રીડાંગણોમાં સારી વ્યવસ્થા જોઇશે. ક્રીડાંગણ એટલે સ્વચ્છતાનો નમુનો. ક્રીડાંગણ એટલે મનની અને તનની વાજબી સ્વતંત્રતાનું સ્થળ. ક્રીડાંગણ એટલે બાળકોને પરસ્પર હળવા મળવાનું અને મૈત્રિ કેળવવાનું સ્થાન. ક્રીડાંગણ એટલે શિક્ષકો અને બાળકોના પ્રેમનો સુસંગમ: ક્રીડાંગણ એટલે સ્વાભાવિક ધર્મ અને સુનીતિનું વાતાવરણ.

બાળકો રમી કરી, વાર્તાઓ સાંભળી, પ્રાર્થના કરી શિક્ષકોને અને એક બીજાને નમી ઘેર જશે એટલે તેમના મનમાં ક્રીડાંગણની છાપ રહી રહેશે. એ છાપ ધીમે ધીમે ઘરના વાતાવરણમાં પેસશે.

આવાં ક્રીડાંગણો એટલે માત્ર મેદાનો નહિ. આ ક્રીડાંગણો એટલે ઘર અને શાળા વચ્ચેના પૂલો. ક્રીડાંગણના ઉદ્દેશ પ્રમાણે ત્યાં ઘટતી સામગ્રી જોઈએ. અહીં કેટલીએક દાખલા રૂપ આપી છેઃ—

૧ ઘડીયાળ.

૨ ઘંટ.

૩ પાણી પીવાની વ્યવસ્થા.

૪ હાથ ધોવા માટે પાણીની બાલદીઓ, ટુવાલો.

૫ કાચ, દાંતીઓ.

૬ બગલૂછણાં.

૭ ટોપી, કોટ વગેરે મૂકવા માટેની ખીંતીઓ.

૮ કાળું પાટીયું ને ચૉક

૯ દડાઓ, ગેડીઓ વગેરે રમતનાં સાધનો.

૧૦ પાથરણું; ઉપરાંત સ્વચ્છ મકાન, સાફ રાખવાની સામગ્રી વગેરે.

આ ક્રીડાંગણ એટલે એક નવા પ્રકારની શાળા. તેનો શિક્ષક હરકોઇ ન થઈ શકે. તેનામાં મોન્ટીસોરી શિક્ષકની આવડત ન હોય તો ચાલે; તે સિનીયર કે એવો ટ્રેઈન્ડ શિક્ષક જ જોઇએ એમ પણ નહિ. પરંતુ છતાં તે ગમે તે રસ્તે ચાલ્યો જતો માણસ તો નહિ જ પાલવે. ક્રીડાંગણ એટલે માત્ર ઢોરોને પૂરવાના ડબ્બા જેવી બાળકોને એકઠાં કરી અમુક વખત પૂરી રાખવાની જગા નહિ. તેમ તેમને આમ કરો તેમ કરો એમ વગર સમજ્યે કહેવા અને કરાવવાનું સ્થાન પણ નહિ. એમ તો એ શિક્ષણની એક શાળા છે. ત્યાં જેમ બાગવાન કુંડામાં ઉછરતા છોડોને કાળજીથી, સંભાળથી, યોગ્ય ખાતરપાણી આપી ઉછેરે છે તેમ અહીં શિક્ષક આ નાની વયનાં કુમળાં બાળકો માટે કરવું પડશે. આ કામ માટે શિક્ષકોને તૈયાર કરવા જોઇએ. જો કોઇ રાજ્યને કે પ્રજાને એવી મરજી હોય કે મારી પ્રજાનું એક પણ બાળક શેરીમાં રખડશે નહિ તેમ ઘરમાં ગોંધાશે નહિ તો સંખ્યાબંધ ક્રીડાંગણો તેણે સ્થાપવાં જોઇશે. એ સંખ્યા જ એ રાજ્યની ખરી ભાવિ આશા-

દીની નિશાની છે. એમ કરશે તે રાજ્ય આજથી પોતાનો અને પ્રજાનો દદ પાયો નાખે છે. આવા રાજ્યે કે પ્રજાએ શિક્ષકો કેળવી લેવા. મોન્ટીસોરી શિક્ષકોને તૈયાર થતાં વાર લાગે. તેમના દરજ્જા પ્રમાણે તેની કિંમત પણ વધે છે. આપણે તો અસંખ્યાબંધ ક્રીડાંગણનાયકો જોઈએ છે. તે બધા કાંઇક સોંઘા હોય તો જ પ્રયોગ ચાલી શકે. દરેક રાજ્ય શિક્ષકો તૈયાર કરવા માટે અધ્યાપનમંદિર કાઢે; તેમાં દરેક ગામમાંથી એક અથવા બે માણસોને-સ્ત્રી યા પુરુષો-ચુંટી કાઢી તેમને તાલીમ અપાવે. આ સ્ત્રી યા પુરુષની યોગ્યતામાં ખાસ કરી શીલ, બાળકો પ્રત્યેની મમતા, બીજી પ્રાપંચિક વ્યાવહારિક પ્રવૃત્તિમાંથી મુક્તિ એટલાં વાનાં જોઇએ. તે કેટલું ભણેલ છે તે ઉપર યોગ્યતા ન અંકાય; તેનો ઉત્સાહ કેટલો છે, તેના સ્વભાવમાં ધીરજ કેટલી છે, બાળપ્રેમ કેટલો છે, સરલતા કેટલી છે એ ઉપર તેનો તોલ થાય. તેઓની આર્થિક જરૂરીઆત મધ્યમ જ હશે ને હોવી જોઇએ.

આવાં સ્ત્રી પુરુષોને ત્રણ માસ એકઠાં કરી રાજ્યોનો શિક્ષણશાસ્ત્રી જે જે વિષયો ક્રીડાંગણોમાં મૂકવામા આવ્યા છે તેને કેમ લેવા તે સમજાવે. પુસ્તકો ન ભણાવે પણ મોઢેથી કહી ગળે ઉતારે ને કેમ થાય તે કરી બતાવી કરતાં કરે. જેઓ લાયક માલમ પડે તેમને ગામડે ગામડે મોકલી આપે.

આખા રાજ્યના આવા બધા શિક્ષકો ઉપર રાજ્યના કેળવણી ખાતાની દેખરેખ રહે. તેના પ્રતિનિધિઓ ક્રીડાંગણો વારંવાર તપાસે ને તેનો ઉદ્દેશ પાર પડે છે કે નહિ તે જુએ.

દર વર્ષને અંતે મુખ્ય અધિકારી બધા શિક્ષકોનું સંમેલન કરે ને તેમને ભવિષ્યમા કેમ કરવું તેથી સલાહ આપે.

આવાં ક્રીડાંગણો, સ્થળે સ્થળે જેમ સુધરાઇ ખાતા તરફથી બત્તીઓ મૂકવાની જરૂર છે તેમ, ઠેકાણે ઠેકાણે સ્થપાવાની જરૂર છે.

રાજ્યો અને પ્રજાઓનું આ કામ છે; જેમને પોતાની ભાવિ પેઢી અને પ્રજા સુધારવી હોય તેમનું આ કામ છે.

શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર
૧૭-૪-૨૮ ગિજુભાઈ.

ધર્મની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ